# શ્રી-શ્રાદ્ધ-પ્રતિક્રમણ-સૂત્ર

## ( પ્રબોધ ટીકા )

(સપ્તાંગ વિવરણ)

ભાગ પહેલો

(સૂત્ર ૧ થી ૨૫)


: સંશોધક :

પ. પૂજ્ય પંન્યાસ શ્રી ભદ્રંકરવિજયજી ગણી
પ. પૂજ્ય મુનિશ્રી કલ્યાણપ્રભવિજયજી

: પ્રયોજક :

અમૃતલાલ કાલીદાસ દોશી, બી. એ.

: સંપાદક :

પંડિત નરોત્તમદાસ નગીનદાસ શાહ



: પ્રકાશક :

જૈન સાહિત્ય વિકાસ મંડળ,
વીલેપારલે, મુંબઈ-૪૦૦૦૫૬

પ્રકાશક :

સુભાષકુમાર કુંવરજી શાહ,
મેનેજર,
જૈન સાહિત્ય વિકાસ મંડળ,
૧૧૨, સ્વામી વિવેકાનંદ રોડ,
વીલેપારલે, મુંબઈ-૪૦૦૦૫૬.

સંશોધિત પરિવર્ધિત

ત્રીજી આવૃત્તિ

મૂલ્ય રૂપિયા [illegible]

વિ. સં. ૨૦૩૨



મુદ્રક :

વિવેક મુદ્રણાલય,
૩૯૬, સ્વાતંત્ર્યવીર સાવરકર માર્ગ,
પ્રભાદેવી, મુંબઈ-૨૫.

# વિષયાનુક્રમ



શેઠ શ્રી અમૃતલાલ કાલીદાસ દોશી

( ૧૮૯૪ – ૧૯૭૭ )

॥ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ ॥

શ્રી જૈન સાહિત્યવિકાસ મંડળના સ્થાપક શેઠશ્રી અમૃતલાલ કાળીદાસ દોશી આજથી લગભગ ૨૦ વર્ષ પૂર્વે જામનગરમાં પૂજ્યપાદ ગુરુદેવ મુનિરાજશ્રી ભુવનવિજયજી મહારાજના સંપર્કમાં આવ્યા ત્યારથી અત્યાર સુધી તેમનો ઉત્તરોત્તર ગાઢ સંપર્ક મારે રહ્યો છે. અનેકવિધ શાસ્ત્રપ્રવૃત્તિઓમાં તેઓ મને પ્રેરક અથવા સહાયક રહ્યા છે. આ વર્ષો દરમ્યાન તેમના અનેક વિરલ અને વિશિષ્ટ ગુણોનો મને અનુભવ થયો છે.

ધર્મપ્રેમી, શ્રદ્ધાળુ, ઉદાર અને શાસ્ત્રભક્ત તો તેઓ હતા જ, તે ઉપરાંત મોટા ઉદ્યોગપતિ હોવા છતાં તેઓ અત્યંત જ્ઞાનપિપાસુ હતા. જ્યાં જ્યાંથી જ્ઞાન પ્રાપ્ત થાય ત્યાં ત્યાંથી વિના સંકોચે અત્યંત નમ્રતાથી જ્ઞાન મેળવવા માટે તેઓ ખૂબ આતુર અને પ્રયત્નશીલ હતા. વિદ્વાનો અને જ્ઞાનગોષ્ઠી તેમને અત્યંત પ્રિય હતી. વિવિધ વિષયના શાસ્ત્રોમાં તેમને રસ તો હતો જ તેમાં પણ મંત્ર, યોગ, અને ધ્યાનના વિષયમાં તેમને ઘણો જ રસ હતો. એટલું જ નહિ પણ એ વિષયમાં અતિવિશાળ વાંચન કરીને શાસ્ત્રોના ગૂઢાર્થને ઉકેલવા તેઓ રાત-દિવસ ખૂબ પ્રયત્ન કરતા હતા. જે તેમની સાથે વાતચીતોમાં તથા પત્રવ્યવહારમાં અનેકવાર જોવા મળતું હતું. તેમની આ ઉત્કટ સાધનાનું ફળ તેમના પોતાના લખેલા ચિંતનાત્મક ગ્રંથોમાં તથા તેમણે તૈયાર કરાવેલા ગ્રંથોમાં અમુક અંશે જોવા મળે છે. યોગ તથા મંત્ર આદિ વિષેનું તેમનું ચિંતન, મનન અને સંશોધનકાર્ય એ ઐતિહાસિક વસ્તુ છે.

એક ઉદ્યોગપતિના જીવનમાં આવી જ્ઞાનઝંખના અને સાધના જોવા મળે એ બહુ વિરલ ઘટના છે. છેલ્લી અવસ્થામાં શ્વાસ લેવામાં પણ જ્યારે તેમને ઘણી મુશ્કેલી પડતી હતી ત્યારે પણ આ વિષયમાં તેમની કેટલી રૂચિ, અને તન્મયતા હતી તે તેમના પોતાના હાથે વિસ્તારથી લખેલા તા. ૨૨-૧૨-૭૬ના મારા ઉપરના પત્રમાંના નીચેના લખાણથી પણ સમજી શકાય છે.

"યોગશાસ્ત્ર, દ્વાદશાર નયચક્ર, સૂરિમંત્રકલ્પ સમુચ્ચય, શ્રાદ્ધપ્રતિક્રમણ-પ્રબોધટીકા આ સઘળા પતે નહિ ત્યાં સુધી મારો જીવ આ ખોળિયું છોડશે નહિ, એ પતી ગયા પછી એક સમય વધારે થશે નહિ. આપની જેમ મને પુષ્કળ ચિંતા છે."

આ પત્ર લખ્યા પછી સોળમા દિવસે જ તેમનો સ્વર્ગવાસ થયો હતો. જીવનભર શ્રુતજ્ઞાનની જે ઉપાસના કરી હતી તેનું મધુર ફળ તેમના સમાધિ-મય મરણમાં જોઈ શકાય છે.

શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળ દ્વારા જે વિશિષ્ટ રીતે શ્રુતજ્ઞાનની ગંગા વહાવવી તેમણે શરૂ કરી છે તે શ્રુતજ્ઞાનની ગંગાનો પ્રવાહ દેવ-ગુરુકૃપાએ સતત વહેતો રહે તથા ઉત્તરોત્તર વિશાળ થતો રહે એજ પ્રભુના ચરણોમાં પ્રાર્થના.

વિક્રમ સંવત ૨૦૩૩ — પૂજ્યપાદ ગુરૂદેવ મુનિરાજશ્રી
ફાગણ સુદિ ૧૦ — ભુવનવિજયાન્તેવાસી
માંડકા (જીલ્લા : બનાસકાંઠા) — મુનિ જંબૂવિજય

[શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળના સ્થાપક અને તેના પ્રાણ સમાન શેઠશ્રી અમૃતલાલ કાળીદાસ દોશીના જીવનકાળ દરમ્યાન જ આ પ્રકાશિત થતો ગ્રંથ-શ્રાદ્ધ પ્રતિક્રમણ પ્રબોધ ટીકા પ્રથમ વિભાગ-સંપૂર્ણ પણે છપાઈ ગયો હતો. પ્રસ્તાવના આદિ પણ છપાઈ ગયાં હતાં. પ્રકાશનવિધિ જ ખાસ બાકી રહી હતી. તે વિધિ થાય તે પૂર્વે જ તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો હોવાથી તેઓશ્રી તરફ કૃતજ્ઞતા રૂપે જૈ. સા. વિ. મં. તરફથી તેમની જીવન-ઝરમર અહીં સંક્ષેપમાં રજુ કરવામાં આવે છે.]

# શેઠશ્રી અમૃતલાલ કાલીદાસ દોશી

## ❀ જીવન ઝરમર ❀

ઊંચા હિમાલયની શ્વેત ગિરિકંદરાઓ વચ્ચે આવેલા કોઈ સરોવરની કલ્પના કરો અને તેનાં નિર્મળ ઝીલમીલ થતાં પાણીના તરંગોમાં તરતાં બાલ-સૂર્યનાં [ Rising Sun ]નાં તેજકિરણો જુવો. અંતરપટ પર તેનું જે વિચળ અને ભવ્ય દૃશ્ય અંકિત થાય તેના જેવું શ્રી અમૃતલાલ કાલીદાસ દોશીનું બાહ્ય અને આંતર વ્યકિતત્વ હતું: સૌમ્ય, પ્રસન્ન અને ઓજસ્વી.

સપ્રમાણ ઊંચી દેહયષ્ટિ, એકવડું શરીર, સ્ફટિક કે સંગેમરમરના આરસ જેવો સફેદ વાન, ઝગારા મારતું વિશાળ લલાટ, ઊંડાણને તાગતી ઝીણી પાણીદાર આંખો. વ્યકિત, વસ્તુ અને વિચારની ગંધને દૂરથી જ પારખી લેતાં એવાં પહોળાં નસકોરાં, પ્રભાવક લાંબા કાન અને મલપતા હોઠ, સફેદ ધોતિયું અને સફેદ પહેરણ પહેરી ઉઘાડા માથે બેઠા હોય તો દૂરથી જોનારને પહેલી નજરે અમૃતલાલભાઈ કોઈ ઋષિ જણાય. ટટ્ટાર બેઠા હોય અને

દુનિયાને વિસરી પોતાના સ્વાધ્યાયમાં લયલીન હોય અને તેમની સાથે વાતો કરતાં કે તેમના સાન્નિધ્યમાં મૌનપણે બેસતાં જાણે ગંગાસ્નાનનો આહલાદક રોમાંચ અનુભવાય.

## ૦ સંસ્કારનું સિંચન ૦

શ્રી અમૃતલાલનો જન્મ વિ. સં. ૧૯૫૦માં શરદપૂનમે થયો હતો. દિનાંક ૧૪મી ઓકટોબર ૧૮૯૪ દિવસ રવિવાર. પિતાનું નામ શ્રી કાલિદાસ વીરજી દોશી. માતાનું નામ સંતોકબાઈ. તેમનું મૂળ વતન સૌરાષ્ટ્રમાં જામનગર પાસેનું મોડા ગામ.

શ્રી કાલિદાસભાઈની આર્થિક સ્થિતિ સામાન્ય. પરંતુ તેમનો સંસ્કાર વૈભવ ઘણો સમૃદ્ધ હતો. વિશાળ કુટુંબની જવાબદારી સફળતાથી ઊપાડતા સંસારના અનેક તડકા-છાંયડામાંથી તે પસાર થયેલા. જેવા કરૂણાળુ હતા તેવા જ ઉદારચિત્ત હતા. અને અપકારી ઉપર પણ પ્રેમભાવે ઉપકાર કરતા હતા. પોતાનો અભ્યાસ ઝાઝો ન હતો પરંતુ ઉચ્ચ શિક્ષણનું મહત્ત્વ તેમને તે જમાનામાં સમજાયું હતું. અને પોતાના પનોતા પુત્રને આગ્રહ કરીને કોલેજ સુધીનું ઉચ્ચ શિક્ષણ અપાવ્યું હતું.

પોતાનું કર્તવ્યનિષ્ઠ અને કર્મઠ જીવન, સહનશીલતા અને ધીરજ, સાદાઈ અને કરકસર, ઉમદા અને ઉચ્ચ ભાવનાઓ, સારા-માઠા પ્રસંગોમાં પણ સદાય હસતા રહેવાનો સ્વભાવ, અજાણ્યાઓ પ્રત્યે પણ નિઃસ્વાર્થ પ્રેમ, બીજાનું કંઈક ભલું કરી છૂટવાની તમન્ના, હૈયે સતત પરમાત્માનું સ્મરણ, પરમાત્મા પ્રત્યે દૃઢ શ્રદ્ધા, ધર્મ પ્રત્યે અનુરાગ વગેરે સંસ્કાર અને ગુણોની અસર શ્રી અમૃતલાલભાઈના જીવનમાં બાલ્યાવયથી જ પડી.

પિતાના જીવનના ઊંડા પ્રભાવના લીધે, ઉગતી જવાનીમાં જ તેઓશ્રી મોજ-શોખથી વિરક્ત બન્યા. સાદાઈને જીવનનો શણગાર માન્યો. કોલેજમાં ભણતા હતા ત્યાં સુધી તેમને પિતાના પ્રેમ, પ્રેરણા અને પ્રોત્સાહન મળ્યાં. પિતાની સમ્યક્ કેળવણીથી તેમનું અંતર અને બાહય વ્યકિતત્વ સુંદર રીતે

ખીલતું ગયું. પિતાના પ્રેમ અને વિશ્વાસને તેમણે પિતાની હયાતીમાં જ તપાવ્યા. એમ કહી શકાય કે જ્યોતમાંથી જ્યોત પ્રકટે તેમ એક ઉદાત્ત જીવન માંથી બીજું તેવું જ ઉદાત્ત જીવન ઝગમગી ઊઠ્યું.

## ● અભ્યાસ ○

મેટ્રીક સુધીનો વ્યાવહારિક અભ્યાસ તેમણે જામનગરમાં કર્યો હતો. અને બી. એ. સુધીનો ઉચ્ચ અભ્યાસ જુનાગઢમાં કર્યો. જે જમાનામાં કેળવણી પ્રત્યે લોકોને ઓછા રસ અને રુચિ હતાં તેમજ ઉચ્ચ અભ્યાસ કરવો એ સાહસ ગણાતું તે જમાનામાં ૧૯૧૮માં તે બી. એ. થયા. સંસ્કૃત અને ફિલોસોફી - તત્વજ્ઞાનના ગંભીર વિષયો લઈ બી. એ. ની ડીગ્રી મેળવી હતી. અમૃતલાલભાઈ સફળ અને યશસ્વી જૈન પ્રાચીન સાહિત્ય સંશોધક બની શકયા તેનાં બીજ તેમણે બી. એ. થવા માટે પસંદ કરેલા આ બે વિષયોમાં જોઈ શકાય છે.

## ● જવાબદારી અને સિદ્ધિનાં સોપાન ○

બી. એ. થઈને વૃદ્ધ પિતાનો બોજો હળવો કરવા ઝંખતા અમૃતલાલ-ભાઈની ઈચ્છા ફળી નહિ, એ સૌભાગ્ય જોઈને ઉલ્લાસ અનુભવવા કાલીદાસ-ભાઈ ત્યારે ન હતા. બી. એ.નો છેલ્લા વરસનો અભ્યાસ પૂરો થાય તે પહેલાં જ તેમના પિતા આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા હતા. પિતાના અવ-સાનથી મોટા કુટુંબના ભરણપોષણની જવાબદારીનો ભાર ઉગતી યુવાન ઉંમરમાં જ તેમના ઉપર આવી પડ્યો.

'કર્મરેખા બલિયસી'—કર્મ રેખા બળવાન છે એમ સમજીને તેમણે આ પવિત્ર જવાબદારી ઉપાડી લીધી. ૧૯૧૮માં સ્નાતક બન્યા બાદ તુરત તે મુંબઈ

આવ્યા અને પોતાની વીશા શ્રીમાળી જૈન જ્ઞાતિના શેઠ શ્રી લધુભાઈ દામજી દોશીની "પેઈન્ટ મેન્યુફેક્ચરીંગ કંપની"ની નોકરીમાં જોડાયા. વિજ્ઞાનના સ્નાતક ન હોવા છતાં રંગ અને રસાયણ ક્ષેત્રમાં અભ્યાસ અને કામ કરવાની સૂઝ, કામ પ્રત્યેની ચીવટ અને ચોકસાઈ, વફાદારી અને પ્રમાણિકતા, ચપળતા અને કઠોર પરિશ્રમ વગેરે તેમના ગુણોથી આકર્ષાઈને 'બી. શિવચંદ જેઠાલાલ એન્ડ કું.' એ તેમને ભાગીદાર થવા સામેથી નિમંત્રણ આપ્યું, અને ૧૯૨૪માં ધંધામાં ભાગીદાર બન્યા. ૧૯૨૮માં વિદેશની એલ. હોલીડે એન્ડ કું.ની સોલ એજન્સી લીધી. ભારતમાં પ્રતિનિધિત્વ કરતી આ કંપનીના ડીરેકટરોને મળવા તેમણે ૧૯૩૪માં ઈંગ્લેન્ડની સફર ખેડી. સાથોસાથ તેમણે ફ્રાન્સ, હોલેન્ડ, સ્વીટ્ઝરલેન્ડ અને જર્મનીની પણ મુલાકાત લીધી.

વ્રતધારી શ્રાવકને છાજે તેવી રીતે તેમણે આ વિદેશની સફર ખેડી. ૧૯૩૪માં વિદેશની ધરતી પર જૈનત્વને ટકાવી રાખવાની કોઈ જ સાનુકૂળતા ન હતી. આથી અમૃતલાલભાઈ વિદેશના ચાર-છ માસના રોકાણ દરમિયાન માત્ર દૂધ અને ફળ પર જ રહ્યા. જેવા શુદ્ધ જૈન ભારતમાં હતા તેવા જ શુદ્ધ જૈન વિદેશમાં પણ રહ્યા.

વિદેશથી પાછા ફર્યા બાદ થોડા સમયમાં તેમણે 'બી. શીવચંદ જેઠાલાલ એન્ડ કું.'નું કલેવર ધરમૂળથી બદલી નાખ્યું. આ કંપની પછી 'બી. શીવચંદ અમૃતલાલ એન્ડ કું'. બની. સમયાંતરે તેનું નામ બદલીને 'અમૃતલાલ એન્ડ કું. લી.' રાખ્યું.

૧૯૪૧માં તેમણે ધંધામાં હરણફાળ ભરી. પોતાના ધંધાની વધતી જવાબદારીઓમાં તેમણે પોતાના ભત્રીજા શ્રી જે. એચ. દોશીને સહભાગી બનાવ્યા, અને આ 'કાકા-ભત્રીજા'ની જોડીએ પોતાના વિકસતા જતા વ્યવસાયને વિશ્વ વ્યવસાયની ક્ષિતિજે મૂકી દીધો. ૧૯૫૪માં તેમણે 'અમર-ડાઈ-કેમ લીમીટેડ' નામનું વિશાળ ઔદ્યોગિક સંકુલ ઊભું કર્યું. ડાય-સ્ટફ અને રંગ-રસાયણના ક્ષેત્રમાં આજ "અમર-ડાઈ-કેમ" પહેલી હરોળનું નામ બની ચૂક્યું છે.

# ● સામાજીક સિદ્ધિ ○

ઔદ્યોગિક ક્ષેત્રના જેવી જ યશસ્વી અને ઝળહળતી સફળતા અને પ્રતિષ્ઠા તેમણે સામાજિક અને સાહિત્યિક ક્ષેત્રોએ પણ પ્રાપ્ત કરી છે. માત્ર પૈસા રળવામાં જ તેમણે પોતાના જીવનની ઈતિશ્રી નહોતી માની. ધંધાના પ્રશ્નોમાં જ તે ગુંથાયેલા નહોતા રહ્યા. જૈનધર્મ અને જૈન સમાજના પ્રશ્નોમાં પણ એમણે સક્રિય રસ લીધો હતો.

૧૯૫૨માં જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ વિવિધ પ્રવૃત્તિઓથી ધમધમતી હતી. સમાજ અને રાષ્ટ્રમાં ત્યારે તેનું નિર્ણયાત્મક સ્થાન હતું. તેનો અવાજ આદેશાત્મક બની રહેતો હતો. આવી ગૌરવવંતી કોન્ફરન્સના સુવર્ણજયંતી અધિવેશનનું અધ્યક્ષપદ તેમણે શોભાવ્યું હતું અને ચારે ય ફિરકાઓની પ્રતિનિધિત્વવાળી સંસ્થા. "ભારત જૈન મહામંડળ"ના ૧૯૬૬ના ૩૧મા અધિવેશનમાં તેમના અધ્યક્ષપદે "ભગવાન મહાવીર સ્વામીનો ૨૫૦૦મો નિર્વાણ મહોત્સવ" અખિલ વિશ્વ ધોરણે ઉજવવાનો ઐતિહાસિક ઠરાવ થયો હતો. ભારતભરનાં જૈન દેરાસરોની માર્ગદર્શક પ્રતિષ્ઠિત સંસ્થા "શેઠ આણંદજી કલ્યાણજી પેઢી"ના વરસો સુધી ટ્રસ્ટી રહ્યા હતા. આ પેઢીનું બંધારણ ઘડવામાં તેમણે મહત્વનો ભાગ ભજવ્યો છે. આ બંધારણ તૈયાર કરવામાં તેમણે છ માસ સુધી ગંભીર અને ગહન પ્રયત્ન કર્યો હતો.

આ અને આવી બીજી નાની મોટી સંસ્થાઓમાં તેમણે આપેલ સક્રિય સેવાઓમાં તેમના એક વિશિષ્ટ વ્યકિતત્વનો પરિચય થાય છે. કોન્ફરન્સ અને ભારત જૈન મહામંડળના અધિવેશનના અધ્યક્ષપદેથી આપેલા પ્રવચન, અમદાવાદ આચાર્ય મહારાજશ્રી અમૃતસુરિની નિશ્રામાં યોજાયેલ 'કર્મગ્રન્થ' પ્રકાશન સમારોહ પ્રસંગે આપેલ તથા તેવા સમયોચિત અન્ય પ્રવચનો આજ પણ એટલા જ મનનીય અને પ્રેરક છે. આ પ્રવચનો દર્શાવે છે કે અમૃતલાલભાઈ કુશળ વકતા જ ન હતા. સુસ્પષ્ટપણે પોતાના મંતવ્યો રજુ કરનારા, નિર્ભય તત્ત્વચિંતક પણ હતા.

# ૦ વિવેકપૂર્ણ દાનપ્રવાહ ૦

અમૃતલાલભાઈના વ્યકિતત્વનું આગવું તરી આવતું જીવન લક્ષણ છે. જાગ્રત વિવેક. વિવેકથી બોલતા, વિવેકથી વર્તતા. વિવેકથી બેસતા, વિવેકથી ઊઠતાં. તેમના જીવનના દરેક સોપાનમાં વિવેકની પરિમલ મ્હેકે છે. આથી જ તેમણે નામના મોહ વિના વિશુદ્ધ લોક-કલ્યાણના હેતુ માટે જ દાન કર્યાં.

૧૯૪૨માં તેમણે પોતાના પૂજ્ય પિતાશ્રીની પુણ્યસ્મૃતિમાં પાલિતાણામાં તળેટી પાસેના આગમ મંદિરમાં "શ્રી સિદ્ધચક્ર ગણધર મંદિર"નું નિર્માણ કરાવ્યું. આ મંગળ પ્રસંગે બ્રહ્મચર્ય વ્રતને અંગીકાર કર્યું. પિતાનું યત્કિંચિત્ ઋણ ચુકવવા રૂા. ૮૦ હજારની માતબર રકમનો ત્યારે સદ્વ્યય કર્યો. અમૃતલાલભાઈનું સમગ્ર જીવન જોતાં તેમનું આ મંદિરનું નવનિર્માણ ઘણું જ સૂચક જણાય છે. અમૃતલાલભાઈએ "શ્રી સિદ્ધચક્ર ગણધર મંદિર" બંધાવી પોતાની આતમભાવનાના મંગળ દર્શન કરાવ્યાં. છે. સિદ્ધચક્ર એટલે યોગનું આલંબન અને ગણધર ભાગવંતો એટલે શ્રુતજ્ઞાનના પ્રતીક અમૃતલાલભાઈના જીવનની છેલ્લી ચાલીશીમાં યોગ અને શ્રુતજ્ઞાનની જે ઉત્કટ સાધના જોવા મળે છે તેનું આ મંદિર કદાચ પ્રથમ પ્રકટીકરણ જણાય છે.

ઉચ્ચ કેળવણી પોતે લીધી હતી અને તે માટે પોતે વેઠેલાં દુ:ખોમાંથી જીવનપાઠ શીખીને તેમણે જામનગરમાં "કાલીદાસ વીરજી દોશી ચેરીટીઝ ટ્રસ્ટ"ની સ્થાપના કરી નબળા વર્ગનો પણ લાયક વિદ્યાર્થી પૈસાના અભાવે કેળવણીથી વંચિત ન રહે. તેવી સમસંવેદનામાંથી આ ટ્રસ્ટ અને બીજા ટ્રસ્ટોની સ્થાપના કરી હતી. અને આ દ્વારા જૈન તેમજ જૈનેતર કોઈ પણ ગરીબ વિદ્યાર્થીને સહાય અપાય છે.

અમૃતલાલભાઈનાં લગ્ન ૧૯૧૨માં શેઠ શ્રી દેવચંદ મૂળચંદ સુતરીયાની સુપુત્રી મૂળીબેન સાથે થયાં હતાં. તેમના આ પ્રસન્ન દાંપત્યથી તેમને

ચાર સંતાન થયાં. ત્રણ પુત્રો. (૧) રસિકભાઈ (૨) ચંદ્રકાંતભાઈ (૩) અરૂણ-ભાઈ અને એક પુત્રી જ્યોત્સનાબેન. તેમનું દાંપત્ય જીવન ૬૨ વર્ષ રહ્યું. ધર્મપત્ની મૂળીબેનનું જામનગરમાં તા. ૨૪-૨-૭૪ના રોજ અવસાન થયું. ત્યારે તેમની પુણ્યસ્મૃતિમાં તેમણે જામનગરમાં "અન્નપૂર્ણા સમિતિ" સંસ્થા ઊભી કરી. સ્ત્રી એટલે અન્નપૂર્ણા. આ કલ્પનાને તેમણે આ સમિતિમાં સાકાર કરી અને રૂા. ૫૦,૦૦૦)નું દાન કર્યું. આ સમિતિએ રાહતના ભાવે અનાજ વગેરેનું ૧૧ માસ વિતરણ કર્યું અને મોંઘવારીમાં ભિંસાઈ રહેલાં સેંકડો કુટુંબોને રાહત પહોંચાડી. એ જ પ્રમાણે દોશી પરિવારે જામનગરમાં દોશી કાલીદાસ વીરજી આર્ટ્સ એન્ડ સાયન્સ કોલેજની સ્થાપના માટે રૂા. ૨,૫૦,-૦૦૦, નું દાન આપ્યું. હવે ભારતીય વિદ્યા ભવનને રૂા. ૧૦ લાખનું દાન અને જમીન મળ્યાં એટલે તેમણે મહિલા કોલેજની સ્થાપના કરી છે અને અમૃતલાલભાઈના શિક્ષણના ક્ષેત્રે મળેલા ઉમદા ફાળાને લક્ષમાં લઈને તેમનું નામ જોડીને "અમૃતલાલ કાલીદાસ દોશી મહિલા કોલેજ" નામ આપ્યું છે. શૈક્ષણિક ક્ષેત્ર ઉપરાંત દુકાળ, રેલ વગેરે કુદરતી આફતોના સમયે પણ તેમણે લાખો રૂપિયાનાં દાન કર્યાં છે. આ સંસ્કારમૂર્તિ પાસેથી પ્રેરણા મેળવીને દોશી પરિવાર, દોશી ગ્રુપ ઓફ કંપનીઝ અને દોશી ગ્રુપ ઓફ ટ્રસ્ટસ આ ત્રણેય તરફથી ધર્મ, સમાજ, શિક્ષણ, સાહિત્ય, માનવતા અને રાષ્ટ્રને દાન મળતાં જ રહ્યા છે.

## ● સાહિત્ય સાધના ●

જૈન સાહિત્યનું ઊંડું અધ્યયન એ જાણે એમની પૂર્વભવની અધૂરી રહેલી ઈચ્છા હતી. એ ઈચ્છા પૂર્તિના પ્રયત્નોમાંથી "જૈન સાહિત્ય વિકાસ મંડળ" નામની સંસ્થાનો જન્મ થયો. છે. ૧૯૪૮માં અમૃતલાલભાઈએ પોતે આ સંસ્થાને જન્મ આપ્યો. આ તેમનું એકમેવ માનવસંતાન છે. તેના ઉછેર અને સંવર્ધન માટે તેમણે એક મમતાભર્યા પિતાથી પણ સવિશેષ કાળજી લીધી હતી.

સ્વાધ્યાય એ તેમનો હૃદય ધબકાર હતો. તો સંશોધન એ તેમનો રકત સંચાર. તત્વજ્ઞાનના ગ્રંથોનું તેમનું વાંચન વિશાળ હતું. અને તેમની કલ્પનામાં એક ચિત્ર સતત રમતું હતું કે જૈન પ્રાચીન સાહિત્યનું સંશોધન કરી કરાવીને તે ગ્રંથોનું કલાત્મક પ્રકાશન કરાવવું. જૈન સાહિત્ય વિકાસ મંડળ દ્વારા તેમણે પોતાની કલ્પનાને સાકાર કરવા વ્યવસાયમાંથી ફાજલ પડતા સમયમાં જ્ઞાન-યજ્ઞ પ્રજવલિત કર્યો. અને ૧૯૬૪માં તો વ્યવસાયમાંથી સંપૂર્ણ નિવૃત્તિ લઈને જીવનના અંતિમ શ્વાસ સુધી આ જ્ઞાનયજ્ઞને અખંડ અને સતત ઝળહળતો રાખ્યો.

૧૯૪૮માં સંસ્થાની સ્થાપના કરી ત્યારે તો અમૃતલાલભાઈ વ્યવસાયની અનેકવિધ પ્રવૃત્તિઓ સાથે સંકળાયેલા હતા, છતાંય સ્વ-સંસ્થાપિત સંસ્થાના વિકાસ માટે સક્રિય રસ લીધો. સૌ પ્રથમ તેમણે આ સંસ્થાના ઉપક્રમે 'પંચ પ્રતિક્રમણ સૂત્ર' અંગે વિશદ સંશોધન કાર્ય ઉપાડ્યું. આવશ્યક ક્રિયાના આ ઉપયોગી ગ્રન્થને પરિપૂર્ણ અને સાંગોપાંગ બનાવવા માટે સંખ્યાબંધ શાસ્ત્ર ગ્રન્થો વસાવ્યા. દસેક જેટલા જ્ઞાનભંડારોની મુલાકાતો લીધી. પૂજ્ય શ્રમણ ભગવંતો ખાસ કરીને પૂજ્ય પંન્યાસ પ્રવર શ્રી ભદ્રંકરવિજયજી મહારાજ, પૂજ્ય પંન્યાસ શ્રી ધુરંધર વિજયજી મહારાજ સાથે તેમજ વિદ્વાનો અને પંડિતો સાથે સુ-દીર્ઘ પત્રવ્યવહાર કર્યો. આ અંગે જરૂરી ખર્ચ કશાય સંકોચ વગર કર્યો. એટલું જ નહિ પ્રસ્તુત પુસ્તકનું સંશોધન જેમ જેમ આગળ વધતું ગયું તેમ-તેમ તેને જોયું, તપાસ્યું. ફરી-ફરીને તપાસ્યું અને પૂજ્ય વિદ્વાન શ્રમણોની માન્યતા મેળવીને તેને જાહેરમાં મૂક્યું.

મંડળનો આ પ્રથમ ગ્રંથ એટલે શ્રી પ્રતિક્રમણસૂત્ર પ્રબોધ ટીકા લગભગ બે હજાર પાનામાં ત્રણ ભાગમાં પ્રકટ થયેલ આ ગ્રંથ પહેલી જ નજરે સર્વત્ર લોકાદર પામ્યો. આજે તો આ 'પ્રબોધ-ટીકા' ધાર્મિક શિક્ષકો તેમજ પ્રતિક્રમણ સૂત્રના અભ્યાસીઓ માટે આધાર ગ્રંથ બની ચૂકી છે.

## ● યોગાનુયોગ પણ કેવો!!! ●

અમૃતલાલભાઈએ સૌ પ્રથમ સંશોધન અને પ્રકાશન 'પંચપ્રતિક્રમણ સૂત્ર'' પર કર્યું-કરાવ્યું અને તેમના હસ્તકનું છેલ્લું સંશોધિત પ્રકાશન પણ આજ સૂત્ર પર થયું. આ પ્રકાશન તે 'શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્ર' પ્રબોધ ટીકાની ત્રીજી આવૃત્તિ. તેમાં પ્રથમની બે આવૃત્તિ કરતાં અનેકવિધ મનનીય સંશોધન આમેજ થયું છે.

જીવનની સંધ્યાએ તે માંદગીના બિછાનેથી નાદુરસ્ત તબિયતે પણ તે વાંચતા, વિચારતા અને સંશોધન માટે ફરી નોંધ કરતા-કરાવતા રહ્યા. તેમની તીવ્ર ઝંખના-કામના-હતી કે

—શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્ર-પ્રબોધ ટીકા

—સૂરિમંત્ર કલ્પ સમુચ્ચય ભાગ બીજો

અને

—યોગશાસ્ત્ર પ્રથમ બે પ્રકાશ

[આ ત્રણેય] પ્રકાશન પોતાની હયાતીમાં થાય. પણ વિધાતાને કંઈક બીજું જ મંજુર હતું!!!

આ ત્રણેયમાંથી પ્રબોધ ટીકાની ત્રીજી આવૃત્તિના પ્રથમ ભાગ તો તે સાદ્યંત જોઈ-તપાસી ગયા છે. બાકીના બે ભાગ તથા બે પ્રકાશનો હવે સંસ્થા મારફત બહાર પડશે.

## ● સંશોધન કાર્ય ●

મંડળના ઉપક્રમે તેમણે સંશોધિત પચ્ચીસથી પણ વધુ ગ્રંથોનું સમાજને પ્રદાન કર્યું છે. આ ગ્રંથો સંસ્કૃત, પ્રાકૃત, હિન્દી, ગુજરાતી અને અંગ્રેજી એમ વિવિધ ભાષામાં પ્રકટ થયા છે. નમસ્કાર મંત્ર, ઉવસગ્ગહરં સ્તોત્ર,

લોગસ્સસૂત્રના ઉપર પ્રબોધ ટીકામાં માહિતીપૂર્ણ છણાવટ થઈ હતી. છતાં તે સૂત્રો ઉપર તેમનું અધ્યયન અને ચિંતન ચાલુ રહ્યા અને મંત્ર તથા તંત્રની દષ્ટિએ સંશોધન કરીને વધારે વિશદ અને ગહન ગ્રંથો રૂપે આ સૂત્રો ઉપર સ્વતંત્ર પ્રકાશનો પ્રગટ થયાં જૈન યોગના તેમના અભ્યાસના ફળ સ્વરૂપે યોગસાર, યોગપ્રદીપ, સામ્યશતક, સમતા શતક, ધ્યાન વિચાર પ્રગટ થયા તદુપરાંત ઋષિમંડળ સ્તવ આલેખનવિધિ, અને સૂરિમંત્ર કલ્પ સમુચ્ચય ભાગ-૧, આ વિષયોના જ્ઞાતાઓ માટે માહિતીપૂર્ણ ગ્રંથો બની રહયા છે. સૂત્રોનો અભ્યાસ કરતાં તેમના ગહન અર્થો પ્રગટ કરવા માટે મંત્ર તથા તંત્રનો અભ્યાસ જરૂરી બન્યો એટલે આ વિષયોમાં તેમણે ઊંડું અધ્યયન કર્યું. છેવટના વર્ષોમાં અનાસકિતભાવ કેળવાતો ગયો એટલે તેમનું અધ્યયન વિશેષ કરીને "ધ્યાન"ના વિષય ઉપર વધારે કેન્દ્રિત થતું ગયું.

અમૃતલાલભાઈ સ્વભાવે વૈજ્ઞાનિક હતા. સાચા વૈજ્ઞાનિકને કયારેય પોતાના એક સંશોધનથી તૃપ્તિ થતી નથી. પોતાના જ સંશોધનનું તે વધુને વધુ ગહન અને વિશદ સંશોધન કરતો જ રહે છે. અમૃતલાલભાઈ ઉપર જણાવ્યા મુજબ લોગસ્સ સૂત્ર ઉપર એક સંશોધિત ગ્રંથ આપી જ ચૂકયા હતા, છતાંય જીવનના અંતિમ વરસોમાં પણ તે આ સૂત્રના ગૂઢાર્થને શોધતા હતા.

એ જ પ્રમાણે ''લઘુશાંતિ'નું થોડુંક સંશોધન પણ તે પ્રબોધ ટીકામાં આપી ચૂકયા હતા, છતાંય તેનું વિરાટ અને ગહન સંશોધન કરતા રહ્યા હતા. આ લોગસ્સ સૂત્રના ગૂઢાર્થની હસ્તપ્રત તૈયાર છે અને ઘણા વિદ્વાન શ્રમણોની તેને માન્યતા પણ વરી છે. નાની શાંતિનું સંશોધન હજી તેમની ડાયરીઓમાં અને ફાઈલોમાં છે. જ્યારે શ્રી અરિહંત ચેઈયાણં સૂત્રના ગૂઢાર્થની ફાઈલ તૈયાર છે.

## • વિરલ સમન્વય •

વિસ્તૃત વટવૃક્ષ જેવા ઉન્નત ધીર અને ગંભીર આ વડીલની છત્ર-છાયા નીચે વિશાળ કુટુંબ આનંદ કલ્લોલ કરતું હતું. દરેકના ક્ષેમ કુશળની તેઓ ચિંતા કરતા હતા. બીજાની ઉણપો-ભૂલો માફ કરવામાં તેઓ ઉદાર દિલ હતા. તેમની વત્સલતા, જ્ઞાનગોષ્ટિ અને વિનોદમય વાણી સારાયે પરિવારને માટે ચિર-સ્મરણીય રહેશે. તેમના જીવનમાં સાદાઈ સરળતા, સંયમ અને ચિત્તપ્રસન્નતા સહજ ગુણો હતા. તેમના દેહનો મૂલ્યવાન શણગાર જ સાદાઈ હતી. તેમના ચહેરા પર સદાય સૌમ્યતા અને પ્રસન્નતા જોવા મળતી. શ્રી અને સરસ્વતીનો વિદ્વતા અને વિનોદવૃત્તિનો, શ્રીમંતાઈ અને સાદાઈનો, ભૌતિક સિદ્ધિઓ અને નિરાભિમાનતાનો તેમના જીવનમાં વિરલ સમન્વય હતો. 'ત્યાગ કરીને ભોગવો' એ સિદ્ધાંત તેમણે ચરિતાર્થ કર્યો હતો. પુષ્પસમું સુકોમળ તેમનું હૃદય હતું. તેઓ કોઈનું દુ:ખ જોઈ શકતા નહીં.

મદદ માટે આવે તેને ખાલી હાથે જવા દઈ શકતા નહીં. પોતાનાથી શક્ય બધું કરી છૂટે નહિ ત્યાં સુધી તેમને શાંતિ થતી નહિં. આવી રીતે સ્નેહ સંબંધથી તેમની સાથે સંકળાયેલ અનેક વ્યક્તિઓ વિષે કદી જાણી શકાશે નહિ!

## • આત્મ સાધના •

ગત જન્મની કોઈ ઉત્કૃષ્ટ ઈચ્છા પૂરી કરવા ન આવ્યા હોય તેમ સમગ્ર જીવન તેમણે જ્ઞાનની આરાધનામાં વિતાવ્યું છે. વિદ્યાર્થી જીવનમાં સંસ્કૃત ગુજરાતી અને અંગ્રેજી સાહિત્યનો ઊંડો અભ્યાસ, વ્યવસાયમાં રંગ

અને રસાયણના ઉપયોગ વિષે ટેકનિકલ જ્ઞાન, ધાર્મિક અને સામાજિક ક્ષેત્રે તેમની સમક્ષ આવેલા પ્રશ્નોમાં તેમણે દર્શાવેલ સમાધાન ખોળતો ચિંતન અને અધ્યયન પ્રેરિત ઉદાર દષ્ટિકોણ અને અને ઉત્તરકાળમાં જિનધર્મનું તત્વચિંતન આમ તેમના સારાય જીવનને આવરી લેતી દીર્ઘજ્ઞાન ઉપાસના દષ્ટિએ પડે છે. તેમની જ્ઞાનની પિપાસાએ સૂત્રોના ગૂઢાર્થો ખોળવામાં તૃપ્તિ શોધી-સંશોધન, સ્વાધ્યાય, મનન અને ઊંડા ચિંતનમાંથી તેમને આત્મસ્ફુરણા રૂપે નવો પ્રકાશ લાધતો. અજાણતાં પણ વિરાધના ન થાય તે માટે તેઓ જાગ્રત રહેતા અને પોતાને સૂઝી આવેલા ગૂઢાર્થો માટે શાસ્ત્રમાં આધારો શોધવા અથાક પ્રયત્ન કરતા તથા અનેક વિદ્વાનો અને સાધુ ભગવંતો સાથે તલસ્પર્શી ચર્ચા કરતા. આવા મંથનમાંથી જે જ્ઞાનરૂપી અમૃત મળે તેનો સર્વને લાભ આપવાના શુભ ઉદ્દેશથી તેનું પ્રકાશન કરતા અને તેને આચરણમાં મુકવા માટે પણ પ્રયત્નશીલ રહેતા. સામયિક અને પ્રતિક્રમણ ધ્યાન અને કાઉસગ્ગ તેમના માટે ફક્ત વિધિઓ ન હતી. પણ કર્મ ખપાવવાના અને આધ્યાત્મિક વિકાસ માટેના અમોઘ સાધનો હતાં.

Herpes કાખ જેવા રોગમાં થતી તીવ્ર પીડા અને Emphesyma થવાથી ફેફસાં જડ થઈ જતાં દેહને પ્રાણવાયુ ન મળવાથી કેવાં કષ્ટો થાય તે તો અનુભવી જ સમજી શકે. શરીરથી અલગ આત્મભાવે પોતાને ભાળીને આ પીડાઓ તેમના માટે પીડા નહતી રહી. 'રોગદ્વારા પોતાની શુદ્ધિ થઈ રહી છે એમ તે વિચારે તો પીડા થાય છે પણ એનો અનુભવ થતો નથી બલ્કે પ્રભુ પાસેથી કંઈક પામી રહ્યો છું તેમ રોગી અનુભવે છે. સુખ કે દુ:ખ દ્વારા આપણું ભલું જ થઈ રહ્યું છે એવો દઢ વિશ્વાસ એ જ ભક્તિ છે.' આ તેમના શબ્દોમાં તેમના અનુભવનો નિચોડ છે. જ્ઞાનની આરાધના

અને દેહના કષ્ટોનું સમભાવે. વેદન એ તેની આધ્યાત્મિક સાધનાનાં સોપાન બની રહ્યાં તેના ફળસ્વરૂપે આખરે પ્રગટ થયું ધર્મ શ્રવણ કરતાં કરતાં પૂર્ણ સભાન અવસ્થામાં સમાધિ મૃત્યુ.

## ● સમાધિ મરણ ●

૭મી જાન્યુઆરી ૧૯૭૭ ને શુક્રવારના સવારે ૬ વાગે હૃદયરોગનો સખત હુમલો થયો. તુરત ડોકટર આવ્યા સારવાર આપવામાં આવી. ૬-૪૫ વાગે કાંઈક સ્વસ્થ થયા અને ડોકટર પણ તેઓ હવે ભયમુકત છે એવું આશ્વાસન પામીને ઘરે ગયાં. આવી રહેલા અંત કાળને તેઓ પારખી ગયા હતા. એટલે તેમણે બાકી રહેલા શેષ કાળમાં દેહના કષ્ટોથી નિર્લેપ રહીને ચિર-વિદાય લેવાની તૈયારી શરૂ કરી. બુઝાતો દિપક થોડી પળો માટે ઝળહળી રહ્યો બધા કુટુંબીજનોને તેમણે બોલાવ્યા અને યાદ કરીને ખમાવ્યા. સંજોગ-વશાત સાધ્વીજી મહારાજનો લાભ મળ્યો. તેમને વંદન કર્યું. તેમની પાસે માંગ-લીક સાંભળ્યું અને વ્રત પચ્ચખાણ કર્યાં. જિન પૂજા અને જ્ઞાન પૂજા કરી અને ધર્મશ્રાવણ શરૂ કર્યું નવકારમંત્ર ઉવ્વસગ્ગહરં સંતિકરં અને ભકતામર પૂરાં થયાં એટલે તેમણે લઘુશાંતિ શરૂ કરવાનું કહ્યું. તેમાં ગાનારથી વિસરાઈ ગયેલી બીજી ગાથાની પંકિતને પણ પોતે યાદ કરી આપી. વિષાદમય પળો પસાર થતી ગઈ. અને શાંતિની છેલ્લી ગાથાની પહેલી પંકિત "સર્વ મંગલ માંગલ્યમ્..." સાંભળીને તેમણે ૭-૪૫ વાગે સદાયને માટે આંખ મીચી દીધી. થોડી પળો માટે તેમના ચહેરા પર કોઈ અનોખો અને દિવ્ય પ્રકાશ રેલાઈ રહ્યો.

અમૃતલાલભાઈ પૂર્ણ ખીલેલાં લાલ ગુલાબ જેવું સુગંધી અને સુંદર જીવન જીવ્યા અને મૃત્યુને પણ ધન્યાતિધન્ય બનાવી ગયા.

પ્રસ્તુત પુસ્તકનું પ્રકાશન આજ તેમનો પુણ્યવંતો સંસ્પર્શ પામ્યા વિના પ્રકટ થાય છે. તેથી હૈયે વિષાદની ઘેરી લાગણી ઘૂંટાય છે. આ સાથે જ તેમના જીવનની છેલ્લી તીવ્રેચ્છા આજ મોડે મોડે પણ સાકાર બને છે તેથી અલ્પાતિઅલ્પ આનંદ પણ થાય છે.

આ સિવાયનાં અમૃતલાલભાઈના બીજા અધૂરાં સંશોધનો બનતી ત્વરાએ પ્રકાશિત કરવા માટે શાસન દેવતાઓ અમને બળ અને બુદ્ધિ આપે તેવી પ્રાર્થના સહ.

જે. એચ. દોશી
પ્રમુખ
જૈન સાહિત્ય વિકાસ મંડળ
ઈર્લા, મુંબઈ-૫૬.

# સંપાદકીય નિવેદન

૧. પ્રાતઃકાલે, સંધ્યાકાલે, પક્ષના અંતે, ચાતુર્માસના અંતે અને સંવત્સરના અંતે, એમ પાંચ વિવિધ સમયે જેનું અનુષ્ઠાન ઉચિત અને અવશ્ય-કરણીય મનાયેલું છે, તે ષડાવશ્યકની ક્રિયા જૈન સમાજમાં પ્રતિક્રમણના નામથી સુપ્રસિદ્ધ છે. તેના અંગે ગદ્ય અને પદ્ય-સ્વરૂપે અર્ધમાગધી, પ્રાકૃત આદિ ભાષામાં જે સૂત્રો બોલવામાં આવે છે, તેનું નામ પ્રતિક્રમણ સૂત્ર.

૨. આ સૂત્રસંગ્રહ મુખ્યત્વે શ્રાવક-શ્રાવિકાઓનાં પ્રતિ-ક્રમણને લગતો છે, એટલે તેનું નામ શ્રાદ્ધ-પ્રતિક્રમણ સૂત્ર (પ્રબોધ ટીકા) રાખેલું છે.

૩. પ્રતિક્રમણની ક્રિયા સામાન્ય કે લૌકિક નથી, પરંતુ અસામાન્ય કે લોકોત્તર છે; તેથી જ તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરવામાં તે નિમિત્તભૂત છે. અને તે ક્રિયા ઉચિત અનુસંધાનપૂર્વક કરવામાં આવે તો ગમે તેવાં કઠિન કર્મોમાંથી પણ શીઘ્ર મુક્તિ અપાવે છે. કહ્યું છે કે—

> आवस्सएण एएण, सावओ जइ वि बहुरओ होइ ।
> दुक्खाणमंतकिरिअं, काही अचिरेण कालेण ॥

જો કે શ્રાવક કર્મથી બહુ ખરડાયેલો હોય તો પણ આ આવશ્યકો વડે તે અતિ ટૂંક સમયમાં દુઃખોનો અંત કરે છે.

૪. આ લોકોત્તર અને ભવ્ય ક્રિયામાં જે સૂત્રો બોલાય છે, તે સામાન્ય કોટિનાં નથી પણ અધ્યાત્મ અને યોગનાં ગૂઢ રહસ્યોથી ભરેલાં છે અને જીવનની સર્વ કૂટ સમસ્યાઓનો ઉકેલ કરનારાં

છે; તેથી આ સૂત્રોનાં મનન-ચિંતન તથા પ્રચાર માટે પ્રબલ પુરુષાર્થ કરવાની જરૂર છે.

૫. આ આવશ્યકતાને ખ્યાલમાં રાખીને વિ. સં. ૨૦૦૪ માં આઠ અંગપૂર્વક પ્રબોધ ટીકા તૈયાર કરવાનો નિર્ણય કરવામાં આવ્યો અને તે મુજબ કામ તરત જ ચાલુ કરી દેવામાં આવ્યું. ત્યારપછી બીજી આવૃત્તિ વિ. સં. ૨૦૧૦ માં તેજ પ્રમાણે કરવામાં આવી.

૬. આવી ટીકા તૈયાર કરવા માટે અનેક ગ્રંથોની જરૂર પડે તે સ્વાભાવિક છે, એટલે તે માટે એક ખાસ ગ્રંથાલય તૈયાર કરવામાં આવ્યું. જેના ગ્રંથોની સંખ્યા વધતી વધતી આજે લગભગ ૮૨૦૦ સુધી પહોંચી છે.

૭. આ કાર્ય માટે મુદ્રિત પુસ્તકો ઉપરાંત હસ્તલિખિત પોથીઓ જોવાની આવશ્યકતા લાગતાં નીચેના જ્ઞાનભંડારોની મુલાકાત લેવામાં આવી હતીઃ—

(૧) શ્રી આત્મારામજી જૈન જ્ઞાનમંદિર—વડોદરા.
(જેમાં પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી તથા શાંતમૂર્તિ મુનિરાજ શ્રી હંસવિજયજીનો શાસ્ત્રસંગ્રહ સામેલ છે.)

(૨) પ્રાચ્ય વિદ્યામંદિર—વડોદરા.

(૩) ભાંડારકર ઓરિએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટયુટ—પૂના.

(૪) શ્રી વિજયદાનસૂરીશ્વરજી જ્ઞાનમંદિર—અમદાવાદ.

(૫) ડેલાના ઉપાશ્રયનો જ્ઞાનભંડાર—અમદાવાદ.

(૬) જૈનાનંદ પુસ્તકાલય—સૂરત.

(૭) શ્રી જૈન સાહિત્યમંદિર—પાલીતાણા.

(૮) શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

(૯) અભય જૈન જ્ઞાન-પુસ્તકાલય—બિકાનેર.

(૧૦) શ્રી જિનભદ્ર જૈન જ્ઞાનભંડાર—જેસલમેર.

ત્યારબાદ આ ત્રીજી આવૃત્તિ માટે નીચે પ્રમાણેના જ્ઞાન-ભંડારોની પણ મુલાકાત લેવામાં આવી હતી—

(૧૧) લા. દ. પ્રાચ્ય વિદ્યામંદિર-અમદાવાદ.

(૧૨) શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનભંડાર-પાટણ.

(૧૩) લીંબડી જૈન જ્ઞાનભંડાર-લીંબડી.

(૧૪) દેવસાના પાડાનો જ્ઞાનભંડાર-અમદાવાદ.

(૧૫) પગથીયાના ઉપાશ્રયનો જ્ઞાનભંડાર-અમદાવાદ.

(૧૬) જૈન પાઠશાળાનો જ્ઞાનભંડાર-જામનગર.

(૧૭) અચલગચ્છના ઉપાશ્રયનો જ્ઞાનભંડાર-જામનગર.

આ જ્ઞાનભંડારોના વ્યવસ્થાપકોએ, અમારે જે જે પોથીઓની જરૂર હતી, તેનો ઉપયોગ ઘણી ખુશીથી કરવા દીધો તથા અમારું કાર્ય પૂરું થતાં સુધી તે અમારી પાસે રાખવાની પણ છૂટ આપી, તે માટે અમો તેમના અત્યંત આભારી છીએ. પરંતુ આધારભૂત ગ્રંથોની યાદી તથા હસ્તલિખિત પોથીઓની યાદી હવે જણાવવાની જરૂર ન હોવાથી તેનાં નામો અહીં આપ્યાં નથી.

૮. સૂત્રોના ઉચ્ચારમાં એકવાક્યતા જળવાઈ રહે, તે માટે બને ત્યાં સુધી મૂલપાઠો જાળવી રાખ્યા છે, પરંતુ જ્યાં તે પાઠો અશુદ્ધ માલૂમ પડ્યા છે, ત્યાં તેની શુદ્ધિ કરવામાં આવી છે. જેમ કે જગચિંતામણિ ચૈત્યવંદન.

૯. સૂત્રોની સંસ્કૃત છાયામાં શ્રી હરિભદ્રસૂરિકૃત આવશ્યક સૂત્ર ટીકા, શ્રી હરિભદ્રસૂરિકૃત લલિત-વિસ્તરા, (ચૈત્યવંદનસૂત્ર

વૃત્તિ), શ્રી હેમચન્દ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞ-વિવરણ અને દેવેન્દ્રસૂરિકૃત વંદારુવૃત્તિ વગેરેનો બને તેટલો ઉપયોગ કર્યો છે અને જે સૂત્ર પર કોઈ પણ પૂર્વાચાર્યની સંસ્કૃત છાયા ઉપલબ્ધ ન હતી, ત્યાં ભાષા અને અર્થના ધોરણે તેની સ્વતંત્ર રચના કરી છે. જેમ કે પંચિંદિય-સૂત્ર. છાયામાં બધાં પદો સંધિ વિના જ મૂકેલાં છે, જેથી પાઠકોને તેનો અર્થ સમજવામાં સરળતા પડે.

૧૦. **સામાન્ય અને વિશેષ અર્થ**માં શબ્દસ્પર્શી અર્થનું વિવરણ કરેલું છે અને જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં ત્યાં તેની વ્યુત્પત્તિ તથા ટીકાકારોનાં પ્રમાણો પણ આપેલાં છે. **चउव्विह-कसाय मुक्को, पंचसमिओ, तिगुत्तो** વગેરે શબ્દો પરનું વિવરણ જોવાથી એ વાતનો વધારે સ્પષ્ટ ખ્યાલ આવી શકશે.

૧૧. તાત્પર્યાર્થમાં મુખ્યત્વે પારિભાષિક અર્થો આપ્યા છે અને તેમાં પરંપરા કે સંપ્રદાયની માન્યતાઓ દર્શાવવામાં આવી છે. તે ઉપરાંત જરૂર લાગી ત્યાં કાલ અને ક્ષેત્રના સંબંધથી પણ યોગ્ય પરિચયો આપવામાં આવ્યા છે. જેમ કે **रिसह सत्तुंजि, उज्जिंति पहु नेमिजिण, सच्चउर-मंडण, महुरि पास दुहदुरि-अखंडण.**

આ બન્ને અર્થવિભાગોમાંથી પાઠકોને સૂત્રગત શબ્દો અને તેની વિશિષ્ટ યોજનાથી આવિર્ભૂત થતા ભાવોનો સારી રીતે ખ્યાલ આવી શકશે.

૧૨. અર્થ-વિભાગ પૂરો થયા પછી **અર્થ-સંકલના** આપવામાં આવી છે. તેમાં જે સરળતા અને સ્પષ્ટતા લાવવાનો પ્રયત્ન થયેલો છે, તેનો ખ્યાલ **તસ્સ ઉત્તરી-સૂત્ર, કરેમિ ભંતે-સૂત્ર,** તથા પુક્ખરવર-સૂત્ર આદિનું બારીક નિરીક્ષણ કરવાથી આવી શકશે.

૧૩. સૂત્ર-પરિચયમાં સૂત્રની અંતર્ગત રહેલા ભાવોનું વિશિષ્ટ દર્શન કરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે અને તેમ કરતાં કેટલાંક સ્થળે અન્ય દર્શનકારોના મતની તુલના પણ કરેલી છે. તે ઉપરાંત સૂત્રનું નામકરણ, સૂત્રશૈલીની વિશિષ્ટતા અને સૂત્ર પર રચાયેલાં સાહિત્યનો પરિચય પણ આ જ અંગમાં આપેલો છે.

૧૪. આ સૂત્રોનો નિર્દેશ આપણા પ્રમાણભૂત સાહિત્યમાં ક્યાં ક્યાં મળે છે, તે પ્રકીર્ણકમાં દર્શાવ્યું છે.

૧૫. સૂત્રોનાં નામમાં એકવાક્યતા લાવવા માટે પહેલું પ્રાકૃત નામ આપ્યું છે અને તે તે નામો ક્યાં વપરાયેલાં છે તે અર્થનિર્ણયના પ્રારંભમાં જ જણાવેલું છે. તે પછી સંસ્કૃત નામ આપ્યું છે; જે મોટા ભાગે પ્રાકૃત-નામની કે તેના પર્યાય-નામની જ છાયા છે. આમ છતાં કેટલાંક નામો નવીન પણ મૂકવાં પડ્યાં છે અને તેમાં પ. પૂ. આગમોદ્ધારક શ્રીમદ્ આનંદસાગર-સૂરીશ્વરજીએ સંપાદિત કરેલું षडावश्यकसूत्राणि વિશેષ ઉપયોગી થયું છે, ત્યાર પછી ગુજરાતી નામ આપ્યું છે, જે નિત્ય વપરાશમાં છે.

૧૬. પ્રબોધટીકાના આ પહેલા ભાગમાં ૧ થી ૨૫ સૂત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે, કારણ કે સુગુરુ સુખશાતા પૃચ્છા કર્યા પછી અબ્ભુટ્ઠિઓ સૂત્ર ન હોવાથી ગુરુવંદનનો વિધિ અધુરો રહેતો હતો એવી ઘણાની ફરીયાદ હતી, તેથી અબ્ભુટ્ઠિઓ જે બીજા ભાગમાં ૩૩ મા સૂત્ર તરીકે પૃ. ૩૭૭ પર હતું તે અહીં સૂત્ર ૫ તરીકે મૂકવામાં આવ્યું છે. આ પ્રમાણે થવાથી નિત્યોપયોગી ગુરુવંદન, સામાયિક અને ચૈત્યવંદનનો ભાગ પૂરેપૂરો આવી જાય છે. ઉપરાંત આ ભાગમાં—(૧) સામાયિક

વૃત્તિ), શ્રી હેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞ-વિવરણ અને દેવેન્દ્રસૂરિકૃત વંદારુવૃત્તિ વગેરેનો બને તેટલો ઉપયોગ કર્યો છે અને જે સૂત્ર પર કોઈ પણ પૂર્વાચાર્યની સંસ્કૃત છાયા ઉપલબ્ધ ન હતી, ત્યાં ભાષા અને અર્થના ધોરણે તેની સ્વતંત્ર રચના કરી છે. જેમ કે પંચિંદિય-સૂત્ર. છાયામાં બધાં પદો સંધિ વિના જ મૂકેલાં છે, જેથી પાઠકોને તેનો અર્થ સમજવામાં સરળતા પડે.

૧૦. **સામાન્ય અને વિશેષ અર્થમાં** શબ્દસ્પર્શી અર્થનું વિવરણ કરેલું છે અને જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં ત્યાં તેની વ્યુત્પત્તિ તથા ટીકાકારોનાં પ્રમાણો પણ આપેલાં છે. **चउव्विह-कसाय मुक्को, पंचसमिओ, तिगुत्तो** વગેરે શબ્દો પરનું વિવરણ જોવાથી એ વાતનો વધારે સ્પષ્ટ ખ્યાલ આવી શકશે.

૧૧. તાત્પર્યાર્થમાં મુખ્યત્વે પારિભાષિક અર્થો આપ્યા છે અને તેમાં પરંપરા કે સંપ્રદાયની માન્યતાઓ દર્શાવવામાં આવી છે. તે ઉપરાંત જરૂર લાગી ત્યાં કાલ અને ક્ષેત્રના સંબંધથી પણ યોગ્ય પરિચયો આપવામાં આવ્યા છે. જેમ કે **रिसह सत्तुंजि, उज्जिंति पहु नेमिजिण, सच्चउर-मंडण, महुरि पास दुहदुरि-अखंडण.**

આ બન્ને અર્થવિભાગોમાંથી પાઠકોને સૂત્રગત શબ્દો અને તેની વિશિષ્ટ યોજનાથી આવિર્ભૂત થતા ભાવોનો સારી રીતે ખ્યાલ આવી શકશે.

૧૨. અર્થ-વિભાગ પૂરો થયા પછી અર્થ-સંકલના આપવામાં આવી છે. તેમાં જે સરળતા અને સ્પષ્ટતા લાવવાનો પ્રયત્ન થયેલો છે, તેનો ખ્યાલ તસ્સ ઉત્તરી-સૂત્ર, કરેમિ ભંતે-સૂત્ર, તથા પુક્ખરવર-સૂત્ર આદિનું બારીક નિરીક્ષણ કરવાથી આવી શકશે.

૧૩. સૂત્ર-પરિચયમાં સૂત્રની અંતર્ગત રહેલા ભાવોનું વિશિષ્ટ દર્શન કરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે અને તેમ કરતાં કેટલાંક સ્થળે અન્ય દર્શનકારોના મતની તુલના પણ કરેલી છે. તે ઉપરાંત સૂત્રનું નામકરણ, સૂત્રશૈલીની વિશિષ્ટતા અને સૂત્ર પર રચાયેલાં સાહિત્યનો પરિચય પણ આ જ અંગમાં આપેલો છે.

૧૪. આ સૂત્રોનો નિર્દેશ આપણા પ્રમાણભૂત સાહિત્યમાં ક્યાં ક્યાં મળે છે, તે પ્રકીર્ણકમાં દર્શાવ્યું છે.

૧૫. સૂત્રોનાં નામમાં એકવાક્યતા લાવવા માટે પહેલું પ્રાકૃત નામ આપ્યું છે અને તે તે નામો ક્યાં વપરાયેલાં છે તે અર્થનિર્ણયના પ્રારંભમાં જ જણાવેલું છે. તે પછી સંસ્કૃત નામ આપ્યું છે; જે મોટા ભાગે પ્રાકૃત-નામની કે તેના પર્યાય-નામની જ છાયા છે. આમ છતાં કેટલાંક નામો નવીન પણ મૂકવાં પડ્યાં છે અને તેમાં પ. પૂ. આગમોદ્ધારક શ્રીમદ્ આનંદસાગર-સૂરીશ્વરજીએ સંપાદિત કરેલું **षडावश्यकसूत्राणि** વિશેષ ઉપયોગી થયું છે, ત્યાર પછી ગુજરાતી નામ આપ્યું છે, જે નિત્ય વપરાશમાં છે.

૧૬. પ્રબોધટીકાના આ પહેલા ભાગમાં ૧ થી ૨૫ સૂત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે, કારણ કે સુગુરુ સુખશાતા પૃચ્છા કર્યા પછી અબ્ભુટ્ઠિઓ સૂત્ર ન હોવાથી ગુરુવંદનનો વિધિ અધુરો રહેતો હતો એવી ઘણાની ફરીયાદ હતી, તેથી અબ્ભુટ્ઠિઓ જે બીજા ભાગમાં ૩૩ મા સૂત્ર તરીકે પૃ. ૩૭૭ પર હતું તે અહીં સૂત્ર ૫ તરીકે મૂકવામાં આવ્યું છે. આ પ્રમાણે થવાથી નિત્યોપયોગી ગુરુવંદન, સામાયિક અને ચૈત્યવંદનનો ભાગ પૂરેપૂરો આવી જાય છે. ઉપરાંત આ ભાગમાં—(૧) સામાયિક

વૃત્તિ), શ્રી હેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞ-વિવરણ અને દેવેન્દ્રસૂરિકૃત વંદારુવૃત્તિ વગેરેનો બને તેટલો ઉપયોગ કર્યો છે અને જે સૂત્ર પર કોઈ પણ પૂર્વાચાર્યની સંસ્કૃત છાયા ઉપલબ્ધ ન હતી, ત્યાં ભાષા અને અર્થના ધોરણે તેની સ્વતંત્ર રચના કરી છે. જેમ કે પંચિંદિય-સૂત્ર. છાયામાં બધાં પદો સંધિ વિના જ મૂકેલાં છે, જેથી પાઠકોને તેનો અર્થ સમજવામાં સરળતા પડે.

૧૦. **સામાન્ય અને વિશેષ અર્થમાં** શબ્દસ્પર્શી અર્થનું વિવરણ કરેલું છે અને જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં ત્યાં તેની વ્યુત્પત્તિ તથા ટીકાકારોનાં પ્રમાણો પણ આપેલાં છે. **चउव्विह-कसाय मुक्को, पंचसमिओ, तिगुत्तो** વગેરે શબ્દો પરનું વિવરણ જોવાથી એ વાતનો વધારે સ્પષ્ટ ખ્યાલ આવી શકશે.

૧૧. તાત્પર્યાર્થમાં મુખ્યત્વે પારિભાષિક અર્થો આપ્યા છે અને તેમાં પરંપરા કે સંપ્રદાયની માન્યતાઓ દર્શાવવામાં આવી છે. તે ઉપરાંત જરૂર લાગી ત્યાં કાલ અને ક્ષેત્રના સંબંધથી પણ યોગ્ય પરિચયો આપવામાં આવ્યા છે. જેમ કે **रिसह सत्तुंजि, उज्जिंति पहु नेमिजिण, सच्चउर-मंडण, महुरि पास दुहदुरि-अखंडण.**

આ બન્ને અર્થવિભાગોમાંથી પાઠકોને સૂત્રગત શબ્દો અને તેની વિશિષ્ટ યોજનાથી આવિર્ભૂત થતા ભાવોનો સારી રીતે ખ્યાલ આવી શકશે.

૧૨. અર્થ-નિભાગ પૂરો થયા પછી અર્થ-સંકલના આપવામાં આવી છે. તેમાં જે સરળતા અને સ્પષ્ટતા લાવવાનો પ્રયત્ન થયેલો છે, તેનો ખ્યાલ તસ્સ ઉત્તરી-સૂત્ર, કરેમિ ભંતે-સૂત્ર, તથા પુક્ખરવર-સૂત્ર આદિનું બારીક નિરીક્ષણ કરવાથી આવી શકશે.

૧૩. સૂત્ર-પરિચયમાં સૂત્રની અંતર્ગત રહેલા ભાવોનું વિશિષ્ટ દર્શન કરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે અને તેમ કરતાં કેટલાંક સ્થળે અન્ય દર્શનકારોના મતની તુલના પણ કરેલી છે. તે ઉપરાંત સૂત્રનું નામકરણ, સૂત્રશૈલીની વિશિષ્ટતા અને સૂત્ર પર રચાયેલાં સાહિત્યનો પરિચય પણ આ જ અંગમાં આપેલો છે.

૧૪. આ સૂત્રોનો નિર્દેશ આપણા પ્રમાણભૂત સાહિત્યમાં ક્યાં ક્યાં મળે છે, તે પ્રકીર્ણકમાં દર્શાવ્યું છે.

૧૫. સૂત્રોનાં નામમાં એકવાક્યતા લાવવા માટે પહેલું પ્રાકૃત નામ આપ્યું છે અને તે તે નામો ક્યાં વપરાયેલાં છે તે અર્થનિર્ણયના પ્રારંભમાં જ જણાવેલું છે. તે પછી સંસ્કૃત નામ આપ્યું છે; જે મોટા ભાગે પ્રાકૃત-નામની કે તેના પર્યાય-નામની જ છાયા છે. આમ છતાં કેટલાંક નામો નવીન પણ મૂકવાં પડ્યાં છે અને તેમાં પ. પૂ. આગમોદ્ધારક શ્રીમદ્ આનંદસાગર-સૂરીશ્વરજીએ સંપાદિત કરેલું षडावश्यकसूत्राणि વિશેષ ઉપયોગી થયું છે, ત્યાર પછી ગુજરાતી નામ આપ્યું છે, જે નિત્ય વપરાશમાં છે.

૧૬. પ્રબોધટીકાના આ પહેલા ભાગમાં ૧ થી ૨૫ સૂત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે, કારણ કે સુગુરુ સુખશાતા પૃચ્છા કર્યા પછી અબ્ભુટ્ઠિઓ સૂત્ર ન હોવાથી ગુરુવંદનનો વિધિ અધુરો રહેતો હતો એવી ઘણાની ફરીયાદ હતી, તેથી અબ્ભુટ્ઠિઓ જે બીજા ભાગમાં ૩૩ મા સૂત્ર તરીકે પૃ. ૩૭૭ પર હતું તે અહીં સૂત્ર ૫ તરીકે મૂકવામાં આવ્યું છે. આ પ્રમાણે થવાથી નિત્યોપયોગી ગુરુવંદન, સામાયિક અને ચૈત્યવંદનનો ભાગ પૂરેપૂરો આવી જાય છે. ઉપરાંત આ ભાગમાં—(૧) સામાયિક

વૃત્તિ), શ્રી હેમચન્દ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞ-વિવરણ અને દેવેન્દ્રસૂરિકૃત વંદારુવૃત્તિ વગેરેનો બને તેટલો ઉપયોગ કર્યો છે અને જે સૂત્ર પર કોઈપણ પૂર્વાચાર્યની સંસ્કૃત છાયા ઉપલબ્ધ ન હતી, ત્યાં ભાષા અને અર્થના ધોરણે તેની સ્વતંત્ર રચના કરી છે. જેમ કે પંચિંદિય-સૂત્ર. છાયામાં બધાં પદો સંધિ વિના જ મૂકેલાં છે, જેથી પાઠકોને તેનો અર્થ સમજવામાં સરળતા પડે.

૧૦. **સામાન્ય અને વિશેષ અર્થ**માં શબ્દસ્પર્શી અર્થનું વિવરણ કરેલું છે અને જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં ત્યાં તેની વ્યુત્પત્તિ તથા ટીકાકારોનાં પ્રમાણો પણ આપેલાં છે. **चउव्विह-कसाय मुक्को, पंचसमिओ, तिगुत्तो** વગેરે શબ્દો પરનું વિવરણ જોવાથી એ વાતનો વધારે સ્પષ્ટ ખ્યાલ આવી શકશે.

૧૧. તાત્પર્યાર્થમાં મુખ્યત્વે પારિભાષિક અર્થો આપ્યા છે અને તેમાં પરંપરા કે સંપ્રદાયની માન્યતાઓ દર્શાવવામાં આવી છે. તે ઉપરાંત જરૂર લાગી ત્યાં કાલ અને ક્ષેત્રના સંબંધથી પણ યોગ્ય પરિચયો આપવામાં આવ્યા છે. જેમ કે **रिसह सत्तुंजि, उज्जिंति पहु नेमिजिण, सच्चउर-मंडण, महुरि पास दुहदुरि-अखंडण.**

આ બન્ને અર્થવિભાગોમાંથી પાઠકોને સૂત્રગત શબ્દો અને તેની વિશિષ્ટ યોજનાથી આવિર્ભૂત થતા ભાવોનો સારી રીતે ખ્યાલ આવી શકશે.

૧૨. અર્થ-વિભાગ પૂરો થયા પછી અર્થ-સંકલના આપવામાં આવી છે. તેમાં જે સરળતા અને સ્પષ્ટતા લાવવાનો પ્રયત્ન થયેલો છે, તેનો ખ્યાલ તસ્સ ઉત્તરી-સૂત્ર, કરેમિ ભંતે-સૂત્ર, તથા પુક્ખરવર-સૂત્ર આદિનું બારીક નિરીક્ષણ કરવાથી આવી શકશે.

૧૩. સૂત્ર-પરિચયમાં સૂત્રની અંતર્ગત રહેલા ભાવોનું વિશિષ્ટ દર્શન કરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે અને તેમ કરતાં કેટલાંક સ્થળે અન્ય દર્શનકારોના મતની તુલના પણ કરેલી છે. તે ઉપરાંત સૂત્રનું નામકરણ, સૂત્રશૈલીની વિશિષ્ટતા અને સૂત્ર પર રચાયેલાં સાહિત્યનો પરિચય પણ આ જ અંગમાં આપેલો છે.

૧૪. આ સૂત્રોનો નિર્દેશ આપણા પ્રમાણભૂત સાહિત્યમાં ક્યાં ક્યાં મળે છે, તે પ્રકીર્ણકમાં દર્શાવ્યું છે.

૧૫. સૂત્રોનાં નામમાં એકવાક્યતા લાવવા માટે પહેલું પ્રાકૃત નામ આપ્યું છે અને તે તે નામો ક્યાં વપરાયેલાં છે તે અર્થનિર્ણયના પ્રારંભમાં જ જણાવેલું છે. તે પછી સંસ્કૃત નામ આપ્યું છે; જે મોટા ભાગે પ્રાકૃત-નામની કે તેના પર્યાય-નામની જ છાયા છે. આમ છતાં કેટલાંક નામો નવીન પણ મૂકવાં પડ્યાં છે અને તેમાં પ. પૂ. આગમોદ્ધારક શ્રીમદ્ આનંદસાગર-સૂરીશ્વરજીએ સંપાદિત કરેલું षडावश्यकसूत्राणि વિશેષ ઉપયોગી થયું છે, ત્યાર પછી ગુજરાતી નામ આપ્યું છે, જે નિત્ય વપરાશમાં છે.

૧૬. પ્રબોધટીકાના આ પહેલા ભાગમાં ૧ થી ૨૫ સૂત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે, કારણ કે સુગુરુ સુખશાતા પૃચ્છા કર્યા પછી અબ્ભુટ્ઠિઓ સૂત્ર ન હોવાથી ગુરુવંદનનો વિધિ અધુરો રહેતો હતો એવી ઘણાની ફરીયાદ હતી, તેથી અબ્ભુટ્ઠિઓ જે બીજા ભાગમાં ૩૩ મા સૂત્ર તરીકે પૃ. ૩૭૭ પર હતું તે અહીં સૂત્ર ૫ તરીકે મૂકવામાં આવ્યું છે. આ પ્રમાણે થવાથી નિત્યોપયોગી ગુરુવંદન, સામાયિક અને ચૈત્યવંદનનો ભાગ પૂરેપૂરો આવી જાય છે. ઉપરાંત આ ભાગમાં—(૧) સામાયિક

(નોકારવાળી) અને (૪) દંડ-પ્રોંછનક-રજોહરણ-ચરવળા એ ચાર ઉપકરણોનાં શાસ્ત્રીય પ્રમાણોનો સંગ્રહ આપેલો છે. આ પરિશિષ્ટોનું અધ્યયન કરનાર સામાયિક, ચતુર્વિંશતિસ્તવ અને ચૈત્યવંદનની ક્રિયામાં રહેલી અનુપમ યોગસાધનાનો તથા અપૂર્વ આધ્યાત્મિકતાનો ખ્યાલ સારી રીતે મેળવી શકશે.

૧૮. ગ્રંથો અંગે સંકેતસૂચિ તથા શુદ્ધિપત્રક પ્રાસ્તાવિક વિભાગમાં આપી દીધેલ છે, તેનો કાળજીપૂર્વક ઉપયોગ કરવાની ભલામણ છે.

૧૯. પ્રબોધટીકાનું લખાણ આ સ્વરૂપે તૈયાર કરવામાં સહુથી વધારે સહાય પૂર્વાચાર્યકૃત ટીકાઓમાંથી મળી છે; તેમાંયે શ્રી ભદ્રબાહુસ્વામીએ રચેલી આવશ્યકસૂત્ર-નિર્યુક્તિ, શ્રી જિન-ભદ્રગણી ક્ષમાશ્રમણનું વિશેષાવશ્યકભાષ્ય, શ્રી જિનદાસગણી મહત્તરની આવશ્યક સૂત્ર-ચૂર્ણી, શ્રી હરિભદ્રસૂરિકૃત આવશ્યક-સૂત્ર-ટીકા, શ્રી હેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞ વિવરણ ખૂબ જ ઉપયોગી નીવડ્યાં છે; તેથી એ સર્વે આચાર્યોનો અને તેમના સાહિત્યનું સંરક્ષણ કરનાર ચતુર્વિધ સંઘનો આભાર માનીએ છીએ.

૨૦. આ કાર્યમાં નીચેના મહાનુભાવોએ અગત્યનો ફાળો આપેલો છે, તે માટે તેમનો હાર્દિક આભાર માનવામાં આવે છે:-

શેઠ શ્રીઅમૃતલાલ કાલિદાસ દોશી, બી. એ., જેઓ સંસ્કૃત અને પ્રાકૃતના ખાસ અભ્યાસી ઉપરાંત યોગના વિષયોમાં રસ લે છે, તેમણે આ લખાણને ખૂબ પરિશ્રમથી તપાસ્યું છે, સુધાર્યું છે, ફરી સુધાર્યું છે અને તેમાં કોઈ ક્ષતિ રહી ન જાય તે માટે પુષ્કળ કાળજી રાખી છે; તેમજ તેના અંગે ખર્ચ કરવામાં

જરા યે સંકોચ રાખ્યો નથી. તેમણે આ પ્રકાશનમાં દાખવેલા રસ, પરિશ્રમ અને કાળજી દરેકને માટે અનુકરણીય છે.

પ. પૂ. પંન્યાસ શ્રીભદ્રંકરવિજયજી ગણી, જેઓ જૈન તેમજ જૈનેતર દર્શનોના ખાસ અભ્યાસી છે, યોગ અને અધ્યાત્મના વિષયમાં નિષ્ણાત છે તથા જેમણે આવશ્યક-નિર્યુક્તિ અને હરિભદ્રસૂરીશ્વરજીના ગ્રંથોનું ઊંડું મનન કરેલું છે, તેમણે આચાર્ય મહારાજ શ્રી ૧૦૦૮ શ્રીવિજયપ્રેમસૂરીશ્વરજીની નિશ્રામાં રહીને આ લખાણને સાદ્યંત તપાસી યથાશક્તિ-યથામતિ સંશોધિત કરી આપેલું છે, તેમજ પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી સમય કાઢીને આ ગ્રંથનો વિસ્તૃત ઉપોદ્ઘાત લખી આપવામાં ખાસ પરિશ્રમ ઉઠાવેલો છે.

આ પ્રમાણે બીજી આવૃત્તિમાં પણ કર્યું છે. અને આ ત્રીજી આવૃત્તિમાં તેમના સ્વ. તપસ્વી મુનિશ્રી કલ્યાણપ્રભવિજયજી જેઓ શ્રી વર્ધમાન આયંબિલ તપની ૫૦ ઉપરની ઓળીનું આરાધન કરતા હતા તેઓશ્રીએ ગુરુદેવની આજ્ઞા મળવાથી મારવાડના એ સખત ગરમીના દિવસોમાં પણ પરિશ્રમ લઇને અક્ષરે અક્ષર જોયો છે અને તેમાં તેઓશ્રીએ જે કાંઈ સુધારા વધારા સૂચવ્યા છે તે આમેજ કર્યા છે. તેટલું જ નહિ પણ તે થયા પછી શ્રી પંન્યાસજી મહારાજે સ્વાસ્થ્ય સારૂં ન હોવા છતાં દરેક પૃષ્ઠ જોઈ તપાસી લીધું છે.

સ્વ. પંડિત શ્રીલાલચંદ્ર ભગવાનદાસ ગાંધી જેઓ ત્રીસ વર્ષ સુધી વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરમાં જૈન પંડિત તરીકે કામ કરી નિવૃત્ત થયેલા છે અને પ્રાકૃત ભાષાના નિષ્ણાત તરીકે સારી ખ્યાતિ મેળવી ચૂક્યા છે, તેમણે પહેલી આવૃત્તિના લખાણને સાદ્યંત તપાસી આપ્યું હતું અને યથાશક્તિ-યથામતિ સંશોધિત

કરી આપ્યું હતું. તે ઉપરાંત તેના પત્રશોધનમાં પણ સુંદર ફાળો આપ્યો હતો.

વિદ્વદ્રત્ન સદ્ગત મુનિરાજ શ્રીપુણ્યવિજયજી, જેઓ જૈન સાહિત્યના પરમ અભ્યાસી છે તથા ઇતિહાસ, પુરાતત્ત્વ અને જ્ઞાનભંડારોની વ્યવસ્થામાં અતિ નિપુણતા ધરાવે છે, તેમણે વડોદરા, અમદાવાદ અને જેસલમેર ખાતેની તેમની સ્થિરતા દરમિયાન અમોને અગત્યની સૂચનાઓ તથા જોઇતી પોથીઓ આપીને વિશિષ્ટ માર્ગદર્શન આપેલું છે.

૨૧. તે ઉપરાંત અનેક આચાર્યો, મુનિવરો અને ગૃહસ્થોએ આ કાર્યમાં અમને એક યા બીજા પ્રકારે સહાય આપી છે, તે માટે અમે તેમના અત્યંત આભારી છીએ.

૨૨. પ્રબોધટીકાનું આ પ્રકાશન—(૧) પૂજ્ય સાધુ-સાધ્વીઓને આવશ્યક સૂત્રની ગંભીરતાનો ખ્યાલ આપવામાં ઉપયોગી નીવડશે; (૨) શ્રાવક-શ્રાવિકાઓને આવશ્યક ક્રિયામાં રસ પેદા કરશે; (૩) પાઠશાળાના શિક્ષકોને ધાર્મિક શિક્ષણ આપવામાં ઉપયોગી ભોમિયાની ગરજ સારશે; (૪) જેઓ વ્યાવહારિક જ્ઞાનથી વિભૂષિત છે, પણ ધાર્મિક શિક્ષણના સંસ્કારો પામેલા નથી, તેમને ધાર્મિક વિષયમાં રસ પેદા કરશે; (૫) જેઓ છાત્રાલયો, શાળાઓ તથા વિદ્યાલયોમાં અભ્યાસ કરી રહ્યા છે તેમને પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થશે; અને (૬) જેઓ જૈનધર્મના આચાર-વિચારનું જ્ઞાન મેળવવા ઇચ્છે છે, તેમને રસતૃપ્તિ સાથે આવશ્યક જ્ઞાન આપશે, એમ અમારું માનવું છે.

૨૪. બે આવૃત્તિની એકંદર ૪૦૦૦ નકલો વેચાઈ જતાં જનતાંની માગણીને સંતોષવા માટે તેની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી છે.

૨૫. બીજી આવૃત્તિમાં શક્ય એટલું શોધન-પરિવર્ધન કર્યું છે. ખાસ કરીને ઉત્તરીકરણ-સુત્ત, ઉવસગ્ગહરં-થોત્ત અને ચેઇયથય સુત્તમાં વિશેષ-પરિવર્ધન કરેલું છે. પરંતુ ત્રીજી આવૃત્તિમાં ચઉવીસત્થય સુત્ત (લોગસ્સ સૂત્ર) અને ઉવસગ્ગહરં થોત્ત (ઉવસગ્ગહરં સ્તોત્ર)ની વિસ્તારથી વિવરણવાળી લોગસ્સ સૂત્ર સ્વાધ્યાય નામના ગ્રંથમાંથી અને ઉવસગ્ગહરં સ્વાધ્યાય નામના ગ્રંથમાંથી ઘણો ખરો ભાગ સીધે સીધો અનુક્રમે અમે આમાં આમેજ કર્યો છે. તેથી વિવરણની પ્રથામાં ફરક પાડ્યો છે. પરંતુ તેમ કરવાથી ગ્રંથની ઉપયોગીતા વધશે તેમ જણાય છે.

૨૬. પહેલી આવૃત્તિ સાદ્યંત વાંચી જઇને તેમાં યોગ્ય સુધારાઓ સૂચવવા માટે પૂ. આચાર્ય મહારાજ શ્રી વિજયલબ્ધિ-સૂરીશ્વરજીનો, પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયમનોહરસૂરિજીના શિષ્ય પૂ. મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજીનો તથા પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયરામચંદ્રસૂરિજીના શિષ્ય પં. મહારાજ શ્રીમાન-વિજયજીનો ખાસ આભાર માનીએ છીએ. તેમના સુધારાઓ મહદ્ અંશે આ આવૃત્તિમાં સ્થાન પામેલા છે. તે ઉપરાંત બીજા વિદ્વાન્ બંધુઓએ પણ આ આવૃત્તિને વિશેષ ઉપયોગી બનાવવા માટે નાનાં-મોટાં સૂચનો કર્યાં છે, તે સર્વેના પણ આભારી છીએ. સ્વ. પંન્યાસ શ્રી કાંતિવિજયજીએ ત્રણે ભાગો અક્ષરશઃ તપાસીને બુકો પાછી આપી છે, તે સઘળા સુધારા આમાં આમેજ કરાયા છે અને બીજા ભાગ તથા ત્રીજા ભાગમા તેજ પ્રમાણે આમેજ થશે. સ્વ. પંન્યાસ કલ્યાણવિજયજીએ તેમના નિબંધ નિચયમાં કેટલી-એક ભૂલો દર્શાવી છે, તેમાંથી આવશ્યક જણાયું તે લેવામાં આવ્યું છે. તેઓશ્રીના સૂચનથી કેટલેક સ્થળે અંતઃશીર્ષકો અને વિધિગત પ્રતિવચનો સૂત્રોમાં છપાએલ હતાં તે નીચે પાદ નોંધમાં દર્શાવ્યાં છે—

૨૭. આ ટીકાના પ્રકાશનથી જો પાઠકોને જૈન ધર્મના સુવિહિત અનુષ્ઠાનોમાં રસ ઉત્પન્ન થશે અને તેમાં સમજપૂર્વકની પ્રવૃત્તિ થવા લાગશે તો અમારો પ્રયાસ સાર્થક થયો છે, એમ માનીશું.

૨૮. આ ગ્રંથના સંપાદન અને પ્રકાશનમાં અજ્ઞાન, મોહ અને પ્રમાદાદિ દોષોથી જે કંઈ ત્રુટિઓ રહી જવા પામી હોય, તે માટે અમો ખરા અંતઃકરણથી ચતુર્વિધ સંઘની ક્ષમા માગીએ છીએ અને બહુશ્રુતોને વિનંતિ કરીએ છીએ કે તેમણે અમારા પર અનુગ્રહ કરીને આ ગ્રંથમાં રહી ગયેલી ક્ષતિઓનું સંશોધન કરવું અને તે અમને ઉદારભાવે લખી જણાવવું, જેથી આ ગ્રંથની નવી આવૃત્તિમાં યોગ્ય સુધારોવધારો થઈ શકે.

૨૯. આ ગ્રંથની જોડણી ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયેલા સાર્થ ગુજરાતી જોડણીકોશની ચોથી આવૃત્તિ મુજબ રાખેલી છે.

૩૦. છેવટે શુદ્ધ અને સર્વોપભોગ્ય સંસ્કરણ કરી, કરાવીને આ ગ્રંથ છપાયો છે તેથી જૈન આચાર તથા જૈન સાહિત્યના વિકાસ અને પ્રચારમાં ચતુર્વિધ સંઘ ખૂબ જ રસ લેતો થાય, એવી મંગલ કામના સાથે વિરમીએ છીએ.

૧૧૨, એસ. વિ. રોડ,
વીલેપારલે, મુંબઈ ૫૬.

તા. ૩૧-૮-૧૯૭૬

સેવક,
પંડિત નરોત્તમદાસ નગીનદાસ શાહ,
જૈન-સાહિત્ય-વિકાસ-મંડળ.

# શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્ર ( પ્રબોધટીકા )

## સાત અંગોની સામાન્ય સમજૂતી*

### પહેલું અંગ મૂલપાઠ

આ અંગમાં પરંપરાથી નિર્ણીત થયેલો તથા વિવિધ પોથીઓના આધારે શુદ્ધ કરેલો પાઠ આપેલો છે.

### બીજું અંગ-સંસ્કૃત છાયા

આ અંગમાં સમજવાની સરળતા ખાતર મૂલપાઠના ક્રમ પ્રમાણે સંધિ કર્યા વિનાનાં સંસ્કૃત પદો આપેલાં છે.

### ત્રીજું અંગ-સામાન્ય અને વિશેષ અર્થ

આ અંગમાં વ્યુત્પત્તિ અને ભાષાના ધોરણે દરેક પદના સામાન્ય અને વિશેષ અર્થો આપેલા છે.

### ચોથું અંગ-તાત્પર્યાર્થ

આ અંગમાં પરંપરા, પરિભાષા અને સંકેત વડે થતા પદો અને વાક્યોના અર્થનો નિર્ણય જણાવેલો છે.

### પાંચમું અંગ-અર્થ-સંકલના

આ અંગમાં પરંપરા, પરિભાષા અને સંકેત વડે નિર્ણીત થયેલા અર્થની સંકલના શુદ્ધ ગુજરાતીમાં આપેલી છે.

---

* પહેલા ભાગની બે આવૃત્તિમાં અને બીજા તથા ત્રીજા ભાગની પહેલી આવૃત્તિમાં અષ્ટાંગી વિવરણ હતું તેનું હવે ત્રણેય ભાગમાં સપ્તાંગી વિવરણ કરવામાં આવ્યું છે.

## છઠ્ઠું અંગ–સૂત્ર–પરિચય

આ અંગમાં સૂત્રની અંતર્ગત રહેલો ભાવ તથા તેની રચના અંગેનું મહત્ત્વ દર્શાવેલું છે.

## સાતમું અંગ પ્રકીર્ણક

આ અંગમાં પાઠનો મૂળ આધાર ક્યા સૂત્ર, સિદ્ધાંત કે માન્ય ગ્રંથોમાં મળે છે, તે જણાવેલું છે. તદુપરાંત ઉપલબ્ધ થતી સઘળી માહિતીઓ આપવામાં આવી છે.

શ્રી પ્રતિક્રમણ સૂત્ર–પ્રબોધટીકાના નામથી અષ્ટાંગ વિવરણ-પૂર્વક ત્રણ વિભાગમાં વિભક્ત હતું. તે ગ્રંથની નકલો અલભ્ય થતાં પહેલા ભાગની હવે ત્રીજી આવૃત્તિ તથા બીજા અને ત્રીજા ભાગની બીજી આવૃત્તિ મુદ્રિત કરાવવા માટે તે ત્રણે ભાગોને આદ્યંત તપાસી જઈને યોગ્ય સંસ્કરણ સાથે સપ્તાંગી વિવરણ-પૂર્વક તૈયાર કરવામાં આવી છે. તેમાં આવશ્યકતા પ્રમાણે યોગ્ય સુધારા વધારા પરમ પૂજ્ય પંન્યાસ શ્રી ભદ્રંકરવિજયજી ગણિવરની નિશ્રા નીચે કરવામાં આવ્યા છે.

આ પ્રમાણે સંસ્કરણ કરાયેલા ત્રણેય ભાગોનું વિવરણ સાત અંગોમાં વિભક્ત થયેલું છે.

જૂની આવૃત્તિમાં ત્રીજું અંગ–ગુજરાતી છાયા અનાવશ્યક જણાતાં તે પ્રસ્તુત ગ્રંથમાં સમાવિષ્ટ કરવામાં આવ્યું નથી.

અર્થનિર્ણય—જૂની આવૃત્તિમાં વિવરણના આ પાંચમા અંગને પ્રસ્તુત ગ્રંથમાં તાત્પર્યાર્થના નવા નામથી ચોથા અંગ તરીકે નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે.

આધારસ્થાન—જૂની આવૃત્તિમાં વિવરણના આ આઠમા અંગને પ્રસ્તુત ગ્રંથમાં સાતમા અંગ પ્રકીર્ણકના નવા નામથી નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે. તેમાં તે તે સૂત્રોના પ્રાચીન આધાર દર્શાવે તેવા ગ્રંથ આદિની નોંધ કરવામાં આવી છે, અને કાંઈ વિશેષ માહિતી હોય તે પણ આપવામાં આવી છે.

પ્રસ્તુત ગ્રંથના ત્રણે ભાગોનું નામ હવેથી શ્રી શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્ર ( પ્રબોધટીકા ) રાખવામાં આવ્યું છે.



# સંકેતસૂચિ

| | |
|---|---|
| અ. | અધ્યયન |
| અ. પા. સૂ. | અધ્યાય, પાદ, સૂત્ર |
| અ. ચિં. | અભિધાનચિંતામણિ |
| અ. દી. | અર્થદીપિકા |
| અ. સૂ. | અધ્યાય, સૂત્ર |
| આ. ચૂ. | આવશ્યકચૂર્ણિ |
| આ. ટી. | આવશ્યકટીકા શ્રીહરિભદ્રસૂરિકૃતા |
| આ. ટી. મ. ગા. | આવશ્યકટીકા શ્રીમલયગિરિકૃતા, ગાથા |
| આ. નિ. | આવશ્યકનિર્યુક્તિ |
| આ. ભા. | આવશ્યકભાષ્ય |
| ઉત્તરરામ. | ઉત્તરરામચરિત ( નાટક ) |
| ઉ. સૂ. અ. | ઉત્તરાધ્યયનસૂત્ર અધ્યાય |
| ઐ. | ઐતિહાસિક |
| ઔપ. | ઔપપાતિક સૂત્ર |
| કર્મ. વ્યા. | કર્મગ્રંથ વ્યાખ્યા |
| ગા. | ગાથા |
| ગુ. | ગુરુ |
| ચ. | ચતુષ્કલ |
| ચે. મ. | ચેઇયવંદણ-મહાભાસ |
| ચૈ. મહાભાષ્ય | ચૈત્યવન્દન-મહાભાષ્ય |
| ચૈ. વૃ. | ચૈત્યવન્દન-વૃત્તિ |
| જૈ. સ. પ્ર. | જૈન સત્યપ્રકાશ ( માસિક ) |
| જ્ઞાત. | જ્ઞાતાધર્મકથાંગસૂત્ર |
| ત. અ. | તત્ત્વાર્થસૂત્ર અધ્યાય |
| ત. સૂ. | તત્ત્વાર્થસૂત્ર |
| દશ. વૈ. | દશવૈકાલિકસૂત્ર |

| | |
|---|---|
| દે. ભા. | દેવવંદન ભાષ્ય |
| નિ. ચૂ. | નિશીથચૂર્ણિ |
| પા. લ. ના. | પાઇઅલચ્છીનામમાલા |
| પા. સ મ. | પાઇઅસદ્દ–મહણ્ણવો |
| પૃ. | પૃષ્ઠ |
| પં. ટી. | પંચાશકટીકા |
| પં. વૃ. | પંચાશકવૃત્તિ |
| પ્ર. ટી. ભા. | પ્રબોધ–ટીકા ભાગ |
| પ્ર. શ્રુ. સ્કં. | પ્રથમ શ્રુતસ્કંધ |
| પ્ર. શ્લો. | પ્રકાશ શ્લોક |
| પી. એફ. એન. | પેજ, ફુટનોટ |
| ભગ. | ભગવતી સૂત્ર |
| ભા. ગા. | ભાંષ્ય ગાથા |
| યો. સ્વો. પ્ર.<br>યો. સ્વો. વૃ. પ્ર. | યોગશાસ્ત્ર, સ્વોપજ્ઞવૃત્તિપ્રકાશ |
| લ. વિ. | લલિતવિસ્તરા ચૈત્યવંદનવૃત્તિ |
| વ. વૃ. | વન્દારુવૃત્તિ શ્રીદેવેન્દ્રસૂરિકૃતા |
| વિ. ભા. ગા.<br>વિ. આ. ભા.<br>વિશેષા. ભા. | વિશેષાવશ્યકભાષ્ય ગાથા |
| શ. ઉ. | શતક, ઉદ્દેશ |
| શ્રા. દિ. કૃ. | શ્રાદ્ધદિનકૃત્ય સૂત્ર |
| સિ. હે. શ. | સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન |
| સિં. જૈ. ગ્રં. | સિંઘી જૈન ગ્રંથમાલા |
| સ્વો. વિ. | સ્વોપજ્ઞવિવરણ |

# પ્રતિક્રમણની પવિત્રતા+

નિર્યુક્તિકાર શ્રુતકેવળી ભગવંત શ્રીભદ્રબાહુસ્વામી આવશ્યક નિર્યુક્તિ નામના ગ્રંથરત્નમાં ફરમાવે છે કે :—

કેવળજ્ઞાનવડે અર્થોને જાણીને, તેમાં જે પ્રજ્ઞાપનીય અર્થો છે, તેને તીર્થંકર કહે છે. તે તેમનો વાગ્યોગ છે અને તે દ્રવ્યશ્રુત છે.*

જગતમાં પદાર્થો બે પ્રકારના છે :—(૧) અનભિલાપ્ય, (૨) અભિલાપ્ય. અનભિલાપ્ય એટલે કહી ન શકાય તેવા, અને અભિલાપ્ય એટલે કહી શકાય તેવા. તેમાં કહી શકાય તેવા પદાર્થોના પણ બે વિભાગ છે :-એક અપ્રજ્ઞાપનીય એટલે ન જણાવી શકાય તેવા અને બીજા પ્રજ્ઞાપનીય એટલે જણાવી શકાય તેવા. (જે કહી શકાય તેવા હોવા છતાં તીર્થંકરોનું

---

+ આ ભાગ પહેલી અને બીજી આવૃત્તિમાં ઉપોદ્ઘાત તરીકે હતો.

* **केवलणाणेणत्थे, णाउं जे तत्थ पण्णवणजोगे ।**
**ते भासइ तित्थयरो, वयजोगसुयं हवइ सेसं ॥**

— आ. नि. गा. ७८

केवलज्ञानेनार्थान् ज्ञात्वा ये तत्र प्रज्ञापनयोग्याः श्रोतृशक्त्यपेक्षया कथनार्हास्तान् तीर्थकरो भाषते । इहाऽर्था द्विधा—अनभिलाप्या अभिलाप्याश्च, अभिलाप्या द्विधा—अप्रज्ञाप्याः प्रज्ञाप्याश्च, तत्रानभिलाप्यानामनन्ते भागे अभिलाप्याः, तेषामप्यनन्ते भागे प्रज्ञाप्यास्तेषामप्यनन्तभागः पूर्वेषु बद्धः स्यादिति ॥

— આવશ્યક દીપિકા ભા. ૧ લો. પૃ. ૩૧

આયુષ્ય મર્યાદિત હોવાના કારણે ન કહી શકાયા તે અને બીજા પ્રજ્ઞાપનીય એટલે જે કહી શકાયા તે.) તેમાં અનભિલાપ્યના અનંતમા ભાગે અભિલાપ્ય છે, અભિલાપ્યના અનંતમા ભાગે પ્રજ્ઞાપનીય છે, અને પ્રજ્ઞાપનીયના અનંતમા ભાગે સૂત્રોમાં ગૂંથાયેલ છે. પ્રજ્ઞાપનીય પદાર્થોને કહેવા તે પ્રભુનો વાગ્યોગ છે, શ્રોતાઓના ભાવશ્રુતનું કારણ છે; તેથી તે દ્રવ્યશ્રુત પણ કહેવાય છે. (પ્રજ્ઞાપનીય પદાર્થોને જણાવવા માટે બોલાતા શબ્દોનો સમૂહ તે પ્રભુનો વાગ્યોગ છે.)

તે શ્રુતજ્ઞાનને અરિહંતો કઈ વિધિથી કહે છે? તેનું વર્ણન કરતાં તે મહાપુરુષ ફરમાવે છે કે :—

તપ, નિયમ અને જ્ઞાનરૂપી વૃક્ષ ઉપર આરૂઢ થયેલા અપરિમિત જ્ઞાની કેવળી ભગવંત ભવ્ય જીવોને બોધ કરવા માટે વચનરૂપી પુષ્પોનો વરસાદ વરસાવે છે. તેને ગણધર ભગવંતો બુદ્ધિમય પટવડે ગ્રહણ કરીને સૂત્રરૂપે ગૂંથે છે. જિનેશ્વરનાં વચનો સુખપૂર્વક ગ્રહણ અને ધારણ થઈ શકે તથા સુખપૂર્વક આપી અને લઈ શકાય તે કારણે પોતાનો કલ્પ સમજીને ગણધરો તેને સૂત્રરૂપે રચે છે. કહ્યું છે કે :—

અરિહંતો અર્થને કહે છે, શાસનના હિતને માટે ગણધરો તેને નિપુણ રીતે સૂત્રમાં ગૂંથે છે, અને તેથી શ્રુત પ્રવર્તે છે.*

કેવળજ્ઞાન પ્રાપ્ત થયા બાદ અરિહંતોએ સ્વમુખે કહેલું તથા નિપુણ બુદ્ધિના ધારક ગણધરોએ ભાવિશાસનના હિતને માટે સ્વયમેવ રચેલું શ્રુત શું છે? તેનો ખુલાસો કરતાં કહ્યું છે કે :—

---

* अत्थं भासइ अरहा, सुत्तं गंथंति गणहरा निउणं ।
सासणस्स हियट्ठाए, तओ सुत्तं पवत्तइ ॥

— आ. नि. गाथा ९२

સામાયિકથી માંડીને બિન્દુસાર (ચૌદમું પૂર્વ) પર્યંત શ્રુતજ્ઞાન છે. તે શ્રુતજ્ઞાનનો સાર ચારિત્ર છે, અને ચારિત્રનો સાર નિર્વાણ (મોક્ષસુખ) છે.+

પ્રતિક્રમણસૂત્રના રચયિતા કોણ?

આપણો પ્રસ્તુત વિષય પ્રતિક્રમણ–સૂત્રનો છે. પ્રતિક્રમણસૂત્ર એ સામાયિકથી માંડી બિન્દુસાર પર્યંતના શ્રુતજ્ઞાનનો જ એક ભાગ છે. તેથી તેને અર્થથી કહેનારા અરિહંત ભગવંતો છે અને સૂત્રથી ગૂંથનારા ગણધર ભગવંતો છે.

એ જ વાતને સવિશેષ પ્રમાણિત કરવાને માટે અમે આવશ્યકસૂત્ર ઉપર રચાયેલ નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકાગ્રંથોની કેટલીક હકીકત અહીં રજૂ કરીએ છીએ.

આવશ્યકસૂત્ર કે જેનાં છ અધ્યયનો છે અને જેનું પ્રથમ અધ્યયન સામાયિક છે, તે અર્થથી અરિહંતોવડે પ્રકાશિત છે, એ વાત નિર્યુક્તિકાર ભગવાન શ્રીભદ્રબાહુસ્વામીનાં વચનોથી આપણે જોઈ આવ્યા.

નિર્યુક્તિકાર પછી ઉલ્લેખનીય સ્થાન પ્રાપ્ત થાય છે ભાષ્યકારનું. આવશ્યકસૂત્રના પ્રથમ અધ્યયનની નિર્યુક્તિ ઉપર વિશેષાવશ્યકભાષ્યના રચયિતા સમર્થ શાસ્ત્રકાર પુણ્યનામધેય શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ છે, અને તેના ઉપર વિશદ વૃત્તિના

---

+ सामाइयमाईयं, सुयनाणं जाव बिन्दुसाराओ ।
तस्स वि सारो चरणं, सारो चरणस्स निव्वाणं ॥
— आ. नि. गाथा ९३

રચયિતા મલધારગચ્છીય આચાર્ય શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી છે. ગ્રંથના પ્રારંભમાં જ વૃત્તિકાર ફરમાવે છે કે :—

ચરણ-કરણ-ક્રિયા-કલાપરૂપ વૃક્ષના મૂળસમાન સામાયિક અધ્યયનરૂપ અને શ્રુતસ્કંધરૂપ શ્રીઆવશ્યકસૂત્ર અર્થથી શ્રીતીર્થંકરદેવોએ અને સૂત્રથી શ્રીગણધરભગવંતોએ રચેલું છે. એ સૂત્રની અતિશય ગંભીરતા અને સકલ સાધુ-શ્રાવક-વર્ગની નિત્યની (ક્રિયામાં) ઉપયોગિતા જાણીને ચૌદ પૂર્વધર શ્રીભદ્રબાહુસ્વામીએ આભિનિબોધિકજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિ-જ્ઞાન ઇત્યાદિ પ્રસિદ્ધ ગ્રંથસ્વરૂપ નિર્યુક્તિ રચેલી છે.*

ત્યારબાદ, ત્રણ પ્રકારના લોકોત્તર આગમોમાં આવશ્યકસૂત્ર શેમાં અવતાર પામે છે? તેનું વર્ણન કરતાં ભાષ્યકાર મહર્ષિ સ્વયમેવ ફરમાવે છે કે :—

**सुयओ गणहारीणं, तस्सिसाणं तहाऽवसेसाणं ।**
**एवं अत्ताणंतर—परंपरागमपमाणम्मि ॥**
**अत्थेण उ तित्थंकरगणधरसेसाणमेवेदं ।**

— वि. भा. गाथा ९४८–९

આનું સ્પષ્ટીકરણ કરતાં ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે :—

લોકોત્તર આગમ ત્રણ પ્રકારનું છે :—(૧) આત્માગમ, (૨) અનન્તરાગમ (૩) પરંપરાગમ. શ્રીઆવશ્યકસૂત્ર સૂત્રથી

---

* इह चरणकरणक्रियाकलापतरुमूलकल्पं सामायिकादिषडध्ययनात्मकश्रुत-स्कंधरूपमावश्यकं तावदर्थतस्तीर्थकरैः, सूत्रतस्तु गणधरैर्विरचितम् । अस्य चातीव गम्भीरार्थतां सकलसाधुश्रावकवर्गस्य नित्योपयोगितां च विज्ञाय चतुर्दशपूर्वधरेण श्रीमद्भद्रबाहुस्वामिना एतद्व्याख्यानरूपा 'आभिणिबोहिअनाणं सुयनाणं चेव ओहिनाणं च' इत्यादि प्रसिद्धग्रंथरूपा निर्युक्तिः कृता ।

ગણધરોને આત્માગમ છે, કારણ કે—તેઓએ જ સૂત્રથી રચના કરી છે; એટલે પોતાથી જ તે પ્રગટ થયું છે. તેમના શિષ્ય જંબૂસ્વામી આદિને અનંતરાગમ છે; કારણ કે—ગણધરોની પાસેથી તેમને સીધું મળે છે તથા તેઓના શિષ્ય પ્રભવસ્વામી, શય્યંભવસ્વામી આદિને આ સૂત્ર પરંપરાગમ છે; કારણ કે—આચાર્યોની પરંપરાએ તેમને મળેલું છે. અર્થથી અનુક્રમે તીર્થંકરોને આત્માગમ, ગણધરોને અનંતરાગમ અને શેષ જંબૂસ્વામી આદિને પરંપરાગમ છે, કારણ કે અર્થના પ્રથમ ઉત્પાદક શ્રીતીર્થંકરદેવો છે.

ભાષ્યકાર પછી ત્રીજો નંબર આવે છે, ચૂર્ણિકારના ઉલ્લેખનો. આવશ્યકસૂત્ર કોનાવડે રચાયું છે? એનો ઉત્તર આપતાં આવશ્યકસૂત્રની ચૂર્ણિના રચયિતા ફરમાવે છે કે:—(પ્રશ્ન) સામાયિક કોણે કર્યું? (ઉત્તર) અર્થની અપેક્ષાએ શ્રીજિનેશ્વર ભગવંતોએ અને સૂત્રની અપેક્ષાએ શ્રીગણધર ભગવંતોએ.*

સામાયિક અધ્યયનને આવશ્યકસૂત્રમાં પ્રથમ સ્થાન કેમ? તેનો ખુલાસો કરતાં ટીકાકાર શ્રીહરિભદ્રસૂરિજી આદિ મહર્ષિઓએ ફરમાવ્યું છે કે:—

સમભાવ લક્ષણવાળું સામાયિક એ અહીં પ્રથમ અધ્યયન છે. ચતુર્વિંશતિસ્તવ આદિ તેના જ ભેદ હોવાથી સામાયિકને પ્રથમપણું છે.+

---

* केण कयं सामायिकं ? अर्थं समाश्रित्य जिनवरैः सुत्तं गणहरेहिं ।

\+ तत्र प्रथममध्ययनं-सामायिकं समभावलक्षणत्वात्, चतुर्विंशतिस्तवादीनां च तद्भेदत्वात् प्राथम्यमस्येति ।

ચૂર્ણિકાર પછી ટીકાકારોમાં—આવશ્યક ઉપરની વિદ્યમાન ટીકાઓમાં પ્રથમ ટીકાકાર તરીકેનું સ્થાન આચાર્યપુંગવ શ્રીહરિભદ્રસૂરીશ્વરજીનું આવે છે. તેઓશ્રી આવસ્યકનિર્યુક્તિ ગાથા ૭૪૨ ઉપર ટીકા કરતાં ફરમાવે છે કે :—

તીર્થંકરદેવો કૃતકૃત્ય હોવાથી સામાયિક અધ્યયનને તેમ જ બીજા ચતુર્વિંશતિસ્તવ આદિ અધ્યયનોને શા માટે કહે છે? તેનું સમાધાન એ છે, કે તીર્થંકરનામકર્મ મેં પૂર્વે ઉપાર્જન કર્યું છે, તેને મારે ભોગવવું જોઇએ, તેમ જાણીને શ્રીતીર્થંકરદેવ સામાયિક અને બીજા ચતુર્વિંશતિસ્તવ આદિ અધ્યયનોને કહે છે.*

એ જ વાતને વિશેષાવશ્યકના ટીકાકાર મલધારી શ્રીહેમચંદ્ર-સૂરીશ્વરજી તથા આવશ્યકના ટીકાકાર મહર્ષિ શ્રીમલયગિરિજી મહારાજ સ્વરચિત ટીકાઓમાં અક્ષરશઃ પ્રતિપાદન કરે છે.

આ રીતે નિર્યુક્તિકાર, ભાષ્યકાર, ચૂર્ણિકાર અને ટીકાકારોના સ્પષ્ટ ઉલ્લેખો મળતાં આવશ્યકસૂત્ર અને તદન્તર્ગત સામાયિક અને પ્રતિક્રમણ આદિ અધ્યયનોના રચયિતા તીર્થંકરોના આદ્ય

---

* तित्थयरो किं कारणं, भासइ सामाइयं तु अज्झयणं ।
तित्थयरनामगोत्तं, कम्मं मे वेइयव्वं ति ॥

— आ. नि. गाथा—७४२

**टीका**—तीर्थकरणशीलस्तीर्थंकरः, तीर्थं पूर्वोक्तं, स किं कारणं—किं निमित्तं भाषते सामायिकं त्वध्ययनं ? तु शब्दादन्याध्ययनपरिग्रहः, तस्य कृतकृत्यत्वादिति हृदयम्, अत्रोच्यते—तीर्थंकरनामगोत्रं, तीर्थंकरनामसंज्ञं, गोत्रशब्दः संज्ञायाम्, कर्म मया वेदितव्यमित्यनेन कारणेन भासते, इति गाथार्थः ।

શિષ્યો, બીજબુદ્ધિના સ્વામી અને ચતુર્દશપૂર્વની લબ્ધિને ધારણ કરનાર ગણધર ભગવંતો છે, એ વાતમાં લેશ પણ સંશય રહેતો નથી. અને તેથી પ્રતિક્રમણસૂત્રોનું મહત્ત્વ જૈન સંઘમાં આટલું ભારે કેમ છે? તથા જૈન સંઘમાં તેના પ્રત્યેનો આદરભાવ એકસરખો કેમ ટકી રહેલ છે? તેનું સ્પષ્ટીકરણ આપોઆપ થઈ જાય છે. સાથોસાથ એ પ્રશ્નનો ખુલાસો પણ થઈ જાય છે કે—પૂર્વાચાર્ય મહર્ષિઓ–વિરચિત સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકા એ પાંચે ય શાસ્ત્રનાં અંગો અસ્ખલિત રીતે જે સંઘમાં જળવાઈ રહ્યાં છે, તે સંઘના હિતસ્વી પુરુષો જૈન સંઘના અભ્યુદય માટે ધાર્મિક અભ્યાસક્રમમાં સૌથી પ્રથમ સામાયિક–પ્રતિક્રમણનાં સૂત્રો ભણાવવાનો આગ્રહ શા માટે ધરાવે છે.

### આવશ્યક સૂત્રોનો મહિમા—

અનન્તજ્ઞાની શ્રીઅરિહંત દેવના મુખકમળમાંથી નીકળેલાં અને બુદ્ધિનિધાન શ્રી ગણધરદેવોએ સંઘના હિત માટે એક અંતર્મુહૂર્તમાં જ રચેલાં સૂત્રોની અંતર્ગત શ્રીઆવશ્યક અને શ્રીઆચારાંગાદિ સૂત્રોનો મહિમા તથા તેનું અર્થ–ગાંભીર્ય બીજાં બધાં શાસ્ત્રો કરતાં અધિક હોય, તે સહજ છે. સૂત્રરચનાની અપેક્ષાએ, અર્થ-ગાંભીર્યની આપેક્ષાએ, સૂત્ર અને અર્થ તદુભયના વૈશિષ્ટયની અપેક્ષાએ ગણધરચિત કૃતિઓનું મૂલ્ય સૌથી અધિક છે. એ દષ્ટિએ પ્રતિક્રમણસૂત્રો અને તેનો અભ્યાસ ચતુર્વિધસંઘને મન અધિક આદરપાત્ર રહે, એમાં લેશ પણ આશ્ચર્ય પામવા જેવું નથી. ગણધરરચિત શ્રીઆચારાંગસૂત્ર આદિ અન્ય રચનાઓ કેવળ મુનિગણને યોગ્ય અને તે પણ અધિકારી અને પાત્ર જીવોને યોગ્ય હોઈ શ્રીઆવશ્યકસૂત્રનું સ્થાન તેનાથી વધારે વ્યાપક છે; કારણ કે તેનો અધિકારી બાળ, બુધ અને મધ્યમ એ ત્રણે પ્રકારનો વર્ગ છે. ત્રણે પ્રકારના સાધુ અને શ્રાવક વર્ગને તે સૂત્રો

નિત્યની ક્રિયામાં ઉપયોગી હોવાથી તેનો અભ્યાસ શ્રીજિનાજ્ઞાવર્તી ચતુર્વિધ સંઘમાં વધારે વ્યાપક અને સૌથી પ્રથમ સ્થાન લે, એ સર્વથા સુઘટિત છે.

આજે એ ફરિયાદ છે કે–પ્રતિક્રમણસૂત્રોનો અભ્યાસ વિદ્યાર્થીને નીરસ લાગે છે અને તેની ક્રિયા કંટાળાભરી જણાય છે. તેથી ધાર્મિક અભ્યાસક્રમમાં ફેરફાર તથા સુધારો થવો જોઇએ. આ ફરિયાદ સંબંધી જણાવવાનું કે શ્રી ગણધરભગવંતોની કૃતિ રસપૂર્ણ જ હોય. માત્ર તે રસનો આસ્વાદ અનુભવવા માટે આપણે પોતે તેને યોગ્ય બનવું જોઇએ–તેના અધિકારી બનવું જોઇએ.

આ અધિકારીપણું જ્ઞાન અને શ્રદ્ધા ઉભયને માગે છે. જ્ઞાન ભાષાસંબંધી, સૂત્રરચનાસંબંધી અને અર્થ ગાંભીર્યસંબંધી હોવું જોઇએ. શ્રદ્ધા રચયિતાસંબંધી, રચયિતાના વ્યક્તિત્વ અને ચારિત્રસંબંધી, રચયિતાની વિશાલ બુદ્ધિ અને અનંત કરુણા-સંબંધી હોવી જોઇએ. પરંતુ અંગ્રેજી ભાષાના વધુ પડતા આદર અને બહુમાનથી આજની પ્રજાએ સંસ્કૃત અને પ્રાકૃત ભાષાનું જ્ઞાન લગભગ ગુમાવ્યું છે. વળી થોડા અક્ષરોમાં ઘણા અર્થો સમાવી લેવાની શક્તિ ધરાવનારાં સૂત્રો અને તેની રચનાશૈલીની શ્રેષ્ઠતા નહિ સમજવાના કારણે, ઘણા શબ્દોમાં થોડો જ અર્થ કહેનારા એવા અન્ય વાંચનમાં શક્તિનો ઘણો વ્યય થઈ રહ્યો છે. તથા જેના અભ્યાસથી એક જ જન્મમાં અનેક જન્મોનાં કાર્ય સિદ્ધ થઈ શકે એવા અર્થો અને તત્ત્વોથી ભરેલાં શાસ્ત્રોને છોડીને એક જ જન્મનાં તત્ક્ષણ પૂરતાં કાર્યની સંદિગ્ધ સિદ્ધિને બતાવનારા ગ્રંથોના વાંચનમાં જ સમય પસાર કરવાને આજનું માનસ ટેવાઈ ગયેલું છે. તેથી જ ગણધરરચિત સૂત્રો, તેની શૈલી,

તેની ભાષા તથા તેમાં ભરેલા મહાન અર્થોસંબંધી અભ્યાસમાં રસ ઉત્પન્ન થતો નથી.

એ જ રીતે–શ્રદ્ધા પણ આજે જે તે વ્યક્તિ ઉપર, જેની તેની બુદ્ધિ ઉપર મૂકવાને લોકમાનસ ટેવાઈ ગયેલું છે. તેવી દશામાં શુદ્ધ વ્યક્તિત્વવાળા, શુદ્ધ ચારિત્રવાળા, વિશાળ બુદ્ધિવાળા અને નિષ્કારણ કરુણાવાળા મહાપુરુષોએ મહાન પ્રયોજનની સિદ્ધિ માટે જે સૂત્રો અને જે ક્રિયાઓ બતાવ્યાં છે, તેના અભ્યાસમાં કંટાળો, પ્રમાદ કે આળસ અનુભવાય તે પણ સહજ છે.

આવશ્યકસૂત્રોની ભાષા સર્વશ્રેષ્ઠ છે, અર્થ ઘણા ગંભીર છે, રચના સર્વમંત્રમય છે, એ જાતિનું જ્ઞાન અને રચયિતા સર્વશ્રેષ્ઠ ચારિત્રસંપન્ન, સર્વોત્તમ બુદ્ધિના નિધાન, અને લોકોત્તર કરુણાના ભંડાર છે. એ જાતિની શ્રદ્ધા થયા પછી આવશ્યકસૂત્રોના અભ્યાસમાં તથા શાસ્ત્રોક્ત વિધિ અનુસાર નિત્ય પ્રતિક્રમણની ક્રિયામાં રસ ઉત્પન્ન ન થાય, તે બનવાજોગ નથી. બલકે બીજા બધા અભ્યાસો અને બીજી બધી ક્રિયાઓના રસ કરતાં તેનો રસ ચઢી જાય તેવો છે, એવો અનુભવ અવશ્ય થાય છે.

**તત્ત્વજ્ઞાનના ગ્રંથોનો અભ્યાસ પ્રથમ કેમ નહિ?**

આવશ્યકસૂત્રોનો અભ્યાસ કેવળ ક્રિયા કરનારાઓને ઉપયોગી છે. પણ જ્ઞાનની ઝંખનાવાળાને તેમાંથી કાંઈ વિશિષ્ટ જ્ઞાન પ્રાપ્ત થતું નથી, એવી પણ એક ફરિયાદ કરવામાં આવે છે. તેનો ઉત્તર નિર્યુક્તિકાર ભગવાન **શ્રીભદ્રબાહુસ્વામી** પોતે જ નિર્યુક્તિની ગાથાઓમાં સચોટ રીતે આપે છે. **સઘળાયે શ્રુતજ્ઞાનનો સાર ચારિત્ર છે અને સઘળાયે ચારિત્રનો સાર મોક્ષ છે.** એ જિનસાસનનો મુદ્રાલેખ છે. જે જ્ઞાનની પાછળ ચારિત્રનો

હેતુ નથી, તે જ્ઞાન નહિ પણ એક પ્રકારનું અજ્ઞાન છે; પ્રકાશ નહિ પણ એક પ્રકારનો અંધકાર છે. જે ચારિત્રની પાછળ મોક્ષનું સાધ્ય નથી, તે ચારિત્ર નહિ પણ એક પ્રકારનું કાયકષ્ટ છે; ગુણ નહિ પણ ગુણાભાસ છે. મોક્ષ એજ સર્વ પ્રયોજનોનું પ્રયોજન છે; સર્વસાધ્યોનું સાધ્ય છે. મોક્ષનું સાધન છે, માટે જ ચારિત્ર આદરણીય છે. મોક્ષના સાધનનું સાધન છે, માટે જ જ્ઞાન આદરણીય છે. જ્ઞાન એ ચારિત્રનું સાધન બને નહિ, અને ચારિત્ર એ મોક્ષનું સાધન બને નહિ, તો શાસ્ત્રકારોની દૃષ્ટિએ એ બન્ને નિષ્ફળ છે, નિરર્થક છે, હાનિકર છે. એ દૃષ્ટિને ખ્યાલમાં રાખીને જ્ઞાનનો અને ક્રિયાનો વિચાર કરવાનો છે.

જવા માટે નહિ. સાધ્યને ભૂલી ગયા પછી સાધન એ સાધન જ રહેતું નથી. દયાને પુષ્ટ બનાવવા માટે જ્ઞાનને ભણો. અહિંસાને દૃઢ બનાવવા માટે જ્ઞાનને આદર આપો. એ અહીં તાત્પર્ય છે. દયાનો આદર્શ રાખીને જ્ઞાનને ભણવાનું છે. દયાને છોડીને જ્ઞાન ભણવાનો ઉપદેશ નથી. અહીં દયા એ ચારિત્રનું ઉપલક્ષણ છે. એ જ વાત ક્રિયા માટે છે. ક્રિયાને ટકાવવા માટે જ્ઞાન ભણો. ક્રિયા વિના કે ચારિત્ર વિના મોક્ષ નથી, માટે એવું જ્ઞાન ખૂબ ભણો કે—જેથી ચારિત્ર અને ક્રિયા સુદૃઢ થાય. પ્રતિક્રમણની ક્રિયા પણ ચારિત્રની શુદ્ધિ માટે છે. જેમ ચારિત્ર વિના મોક્ષ નથી, તેમ પ્રમાદગ્રસ્ત અને દોષોથી ભરેલા જીવોને, એ દોષોની વારંવાર શુદ્ધિરૂપ પ્રતિક્રમણ કર્યા વિના ચારિત્ર પણ નથી. જૈન શાસ્ત્રકારોનો એ ભારપૂર્વક ઉપદેશ છે કે કેવલ ભાવનાથી કે કેવળ તત્ત્વજ્ઞાનના બળથી કોઈ જીવોનો મોક્ષ થયો નથી, થતો નથી, કે થવાનો નથી. સદ્‌ગતિ કે મોક્ષનો મુખ્ય આધાર એકલું જ્ઞાન નહિ પણ જ્ઞાનયુક્ત ક્રિયા છે. જ્ઞાન તો કેવળ ક્રિયાને ઉત્તેજક તથા શુદ્ધ કરનાર છે. જે જ્ઞાનથી તે કાર્ય ન થઈ શકે તે જ્ઞાન વાંઝિયું છે, નિષ્ફળ છે. શૂન્યવત્ છે. ज्ञानस्य फलं विरतिः प्र. र. गा. ७२।

નિર્યુક્તિકાર શ્રી ભગવાન ભદ્રબાહુસ્વામી ફરમાવે છે કેઃ—

શ્રુતજ્ઞાનમાં વર્તતો જીવ જો તપ અને સંયમમય યોગોને કરવાને અસમર્થ હોય તો તે મોક્ષને પામતો નથી.

આગળ ચાલતાં તેઓશ્રી ફરમાવે છે કેઃ—

જ્ઞાનરૂપી નિર્યામક પ્રાપ્ત કરવા છતાં જીવરૂપી પોત (નાવ), તપસંયમરૂપી પવન વિના, સંસારસમુદ્રના પારને-મુક્તિસ્થાનને પામી શકતો નથી. સંસારસાગરને વિષે મનુષ્યભવ આદિ સામગ્રી પામીને, કાંઈક ઊંચો આવ્યા પછી, અને ઘણું જાણવા છતાં જો ચારિત્રગુણથી હીન રહ્યો, તો ફરી બૂડી જઈશ. ચારિત્રગુણથી

હેતુ નથી, તે જ્ઞાન નહિ પણ એક પ્રકારનું અજ્ઞાન છે; પ્રકાશ નહિ પણ એક પ્રકારનો અંધકાર છે. જે ચારિત્રની પાછળ મોક્ષનું સાધ્ય નથી, તે ચારિત્ર નહિ પણ એક પ્રકારનું કાયકષ્ટ છે; ગુણ નહિ પણ ગુણાભાસ છે. મોક્ષ એજ સર્વ પ્રયોજનોનું પ્રયોજન છે; સર્વસાધ્યોનું સાધ્ય છે. મોક્ષનું સાધન છે, માટે જ ચારિત્ર આદરણીય છે. મોક્ષના સાધનનું સાધન છે, માટે જ જ્ઞાન આદરણીય છે. જ્ઞાન એ ચારિત્રનું સાધન બને નહિ, અને ચારિત્ર એ મોક્ષનું સાધન બને નહિ, તો શાસ્ત્રકારોની દૃષ્ટિએ એ બન્ને નિષ્ફળ છે, નિરર્થક છે, હાનિકર છે. એ દૃષ્ટિને ખ્યાલમાં રાખીને જ્ઞાનનો અને ક્રિયાનો વિચાર કરવાનો છે.

પ્રતિક્રમણની ક્રિયા અને તે માટેનું જ્ઞાન, તત્ત્વજ્ઞાનના અર્થીને નિરર્થક લાગતું હોય તો તે તત્ત્વજ્ઞાનનો સાચો અર્થી જ નથી, પરંતુ તત્ત્વજ્ઞાનના નામે કોઈ જુદું જ જ્ઞાન મેળવવાનો પિપાસુ છે, જે જ્ઞાન શાસ્ત્રકારોની દૃષ્ટિએ કેવળ બોજારૂપ, પ્રમાદને પોષવારૂપ કે અહંકારાદિની વૃદ્ધિરૂપ બનવાનો મોટો સંભવ છે, અથવા તો તેનાથી તેને કોઈ પણ આત્મિક પ્રયોજન સિદ્ધ થાય તેમ નથી. શ્રી જિનશાસનમાં ક્રિયા માટે જ જ્ઞાન છે. જ્યાં ક્રિયાની જરૂર નથી ત્યાં જ્ઞાનની જરૂર નથી. અથવા દયા માટે જ્ઞાન છે, તેથી જ્યાં દયાની જરૂર નથી ત્યાં જ્ઞાનવૃદ્ધિની જરૂર નથી. દયાની રુચિથી વિહીનને જ્ઞાન અધિક નિર્દય બનાવે છે, તેમ ક્રિયાની રુચિથી વિહીનને જ્ઞાન અધિક નિષ્ક્રિય (પ્રમાદી) કે અધિક અસત્ક્રિય (પાપપરાયણ) બનાવે છે.

**पढमं नाणं तओ दया**—પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા. એ શાસ્ત્રવચનોનો મર્મ દયા કે અહિંસાને પાછળ રાખવા માટે નથી, પણ અધિક પુષ્ટ કરવા માટે છે. દયા એ સાધ્ય છે અને જ્ઞાન તેનું સાધન છે. સાધ્યની સિદ્ધિ માટે સાધનની જરૂર છે, સાધ્યને ભૂલી

જવા માટે નહિ. સાધ્યને ભૂલી ગયા પછી સાધન એ સાધન જ રહેતું નથી. દયાને પુષ્ટ બનાવવા માટે જ્ઞાનને ભણો. અહિંસાને દૃઢ બનાવવા માટે જ્ઞાનને આદર આપો. એ અહીં તાત્પર્ય છે. દયાનો આદર્શ રાખીને જ્ઞાનને ભણવાનું છે. દયાને છોડીને જ્ઞાન ભણવાનો ઉપદેશ નથી. અહીં દયા એ ચારિત્રનું ઉપલક્ષણ છે. એ જ વાત ક્રિયા માટે છે. ક્રિયાને ટકાવવા માટે જ્ઞાન ભણો. ક્રિયા વિના કે ચારિત્ર વિના મોક્ષ નથી, માટે એવું જ્ઞાન ખૂબ ભણો કે—જેથી ચારિત્ર અને ક્રિયા સુદૃઢ થાય. પ્રતિક્રમણની ક્રિયા પણ ચારિત્રની શુદ્ધિ માટે છે. જેમ ચારિત્ર વિના મોક્ષ નથી, તેમ પ્રમાદગ્રસ્ત અને દોષોથી ભરેલા જીવોને, એ દોષોની વારંવાર શુદ્ધિરૂપ પ્રતિક્રમણ કર્યા વિના ચારિત્ર પણ નથી. જૈન શાસ્ત્રકારોનો એ ભારપૂર્વક ઉપદેશ છે કે કેવલ ભાવનાથી કે કેવળ તત્ત્વજ્ઞાનના બળથી કોઈ જીવોનો મોક્ષ થયો નથી, થતો નથી, કે થવાનો નથી. સદ્ગતિ કે મોક્ષનો મુખ્ય આધાર એકલું જ્ઞાન નહિ પણ જ્ઞાનયુક્ત ક્રિયા છે. જ્ઞાન તો કેવળ ક્રિયાને ઉત્તેજક તથા શુદ્ધ કરનાર છે. જે જ્ઞાનથી તે કાર્ય ન થઈ શકે તે જ્ઞાન વાંઝિયું છે, નિષ્ફળ છે. શૂન્યવત્ છે. ज्ञानस्य फलं विरतिः प्र. र. गा. ७२।

નિર્યુક્તિકાર શ્રી ભગવાન ભદ્રબાહુસ્વામી ફરમાવે છે કેઃ—

શ્રુતજ્ઞાનમાં વર્તતો જીવ જો તપ અને સંયમમય યોગોને કરવાને અસમર્થ હોય તો તે મોક્ષને પામતો નથી.

આગળ ચાલતાં તેઓશ્રી ફરમાવે છે કેઃ—

જ્ઞાનરૂપી નિર્યામક પ્રાપ્ત કરવા છતાં જીવરૂપી પોત (નાવ), તપસંયમરૂપી પવન વિના, સંસારસમુદ્રના પારને-મુક્તિસ્થાનને પામી શકતો નથી. સંસારસાગરને વિષે મનુષ્યભવ આદિ સામગ્રી પામીને, કાંઈક ઊંચો આવ્યા પછી, અને ઘણું જાણવા છતાં જો ચારિત્રગુણથી હીન રહ્યો, તો ફરી બૂડી જઈશ. ચારિત્રગુણથી

હીનને ઘણું પણ જ્ઞાન આંધળાની આગળ લાખો અને ક્રોડ દીપકની જેમ શું ફળ આપશે? ચારિત્રયુક્તને મળેલું થોડું પણ શ્રુત ચક્ષુસહિતને એકાદ પણ દીપકની જેમ પ્રકાશ કરનારું થાય છે. ચંદનના ભારને વહન કરનાર ગર્દભ ભારનો ભાગી થાય છે, પણ ચંદનની સુગંધનો ભાગી થતો નથી, તેમ ચારિત્રથી હીન એવો જ્ઞાની જ્ઞાનનો (એટલે જ્ઞાન ભણવાથી ઉત્પન્ન થયેલા ક્લેશનો) ભાગી થાય છે, પણ સુગતિનો ભાગી થતો નથી, જ્ઞાન સાથે ક્રિયાનો સંયોગ થવાથી મોક્ષ થાય છે, પણ એકલા જ્ઞાનથી નહિ. જેમ એક ચક્રવડે રથ ચાલતો નથી પણ બે ચક્રવડે ચાલે છે, અથવા જેમ આંધળો અને પાંગળો સાથે મળીને ઇષ્ટ સ્થાને પહોંચે છે, તેમ જ્ઞાન અને ક્રિયા સાથે મળીને જ મોક્ષને સાધે છે, એકાકીપણે નહિ જ. જેમ ઘરની શુદ્ધિ કરવી હોય તો દીપકનો પ્રકાશ જોઇએ, જૂના કચરાને કાઢવો જોઇએ અને નવા આવતા કચરાને રોકવો જોઇએ. તેમ જીવની શુદ્ધિમાં જ્ઞાન એ દીપકની જેમ પ્રકાશ કરનારું છે, અને ક્રિયા કે જે તપસંયમ ઉભય સ્વરૂપ છે, તે અનુક્રમે કર્મરૂપી કચરાને કાઢનાર છે તથા નવાં આવતાં કર્મરૂપી કચરાને રોકનાર છે.

આ રીતે મોક્ષમાર્ગમાં ક્રિયા એ મુખ્ય ઉપકારક છે અને જ્ઞાન એ તેનું એક સાધનમાત્ર છે. તેથી તપ-સંયમરૂપી ક્રિયાને પુષ્ટ અને શુદ્ધ કરનાર પ્રતિક્રમણાદિ આવશ્યક ક્રિયા અને તેને લગતાં સૂત્રોનું અધ્યયન-અધ્યાપન એ મોક્ષમાર્ગનું અનિવાર્ય અંગ છે.

### પહેલું તત્ત્વાર્થાધિગમસૂત્ર કે પહેલું પ્રતિક્રમણસૂત્ર?

મુક્તિમાર્ગે પ્રયાણ કરવા ઇચ્છનાર મુમુક્ષુ આત્માને સૌથી પ્રથમ અધ્યયન તત્ત્વજ્ઞાનના ગ્રંથોનું કરાવવું? કે ક્રિયાપ્રધાન

સૂત્રોનું કરાવવું? એ પ્રશ્ન ઘણો વિચારણીય છે. શ્વેતામ્બર સંપ્રદાયમાં પ્રથમ અધ્યયન મુખ્યત્વે ક્રિયાપ્રધાન સૂત્રોનું કરાવવામાં આવે છે. તેથી વિરુદ્ધ દિગમ્બર સંપ્રદાયમાં (તત્ત્વાર્થસૂત્ર જેમાં મુખ્ય છે એવા) તત્ત્વજ્ઞાનપ્રધાન ગ્રંથોનું કરાવવામાં આવે છે. મુક્તિમાર્ગમાં બન્ને ય વસ્તુ ઈષ્ટ હોવા છતાં, એકાકીપણે બન્ને નિષ્ફળ છે, એ વાત આપણે ઉપર જોઈ આવ્યા છીએ. હવે જ્યારે ક્રમનો જ વિચાર કરવો છે, ત્યારે સૌથી પ્રથમ જ્ઞાનને મુખ્યતા આપવી કે ક્રિયાને? એ પ્રશ્ન આવીને ઊભો રહે છે. સંવિજ્ઞ, ભવભીરુ અને ગીતાર્થ શ્વેતામ્બર મહર્ષિઓ પાસે પંચાંગીસમેત સમસ્ત શ્રુતજ્ઞાનનો વારસો હોવાથી તેના મન્થનસ્વરૂપ તેઓએ ક્રિયાપ્રધાન સૂત્રોનાં અધ્યયનનો જ ક્રમ પસંદ કર્યો છે, અને પોતાના અનુયાયીઓનું જીવન તદનુસાર ઘડવાને માટે જ મુખ્ય પ્રયાસ કર્યો છે. એનું પરિણામ આજે પ્રત્યક્ષ રીતે એ જોવા મળે છે કે શ્વેતામ્બર સંપ્રદાયમાં દોષની શુદ્ધિ માટેની પ્રતિક્રમણરૂપી આવશ્યક ક્રિયા પ્રતિદિન ચાલુ છે. પ્રતિદિન નહિ કરી શકનાર પ્રતિપક્ષ, પ્રતિચાતુર્માસ અને છેવટે પ્રતિવર્ષ એક વાર તો અવશ્ય કરે જ છે. તેથી સંઘવ્યવસ્થા જળવાઈ રહે છે; પાપથી પાછા હઠવારૂપી કર્તવ્યનો અમલ કરવા માટેની સમગ્ર સંઘની ધર્મભાવના ટકી રહે છે; સમાન સૂત્રો વડે સૌ કોઈને તે ક્રિયા કરવાની હોવાથી સકલ સંઘ (પછી તે દ્રવ્યની અપેક્ષાએ સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકારૂપ હો, અથવા ક્ષેત્રની અપેક્ષાએ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર કે દક્ષિણ દેશમાં વસનારો હો, અથવા વયની અપેક્ષાએ બાળ, વૃદ્ધ, યુવાન કે પ્રૌઢ વયે પહોંચેલો હો, અથવા ભાવની અપેક્ષાએ બહુગુણી, અલ્પગુણી, મધ્યમગુણી કે સામાન્યગુણી હો–સૌ કોઈ) પોતાને લાગેલા દોષોની શુદ્ધિ કરવારૂપ ક્રિયાના આરાધક બનીને સુગતિને સાધવા માટે શક્તિમાન થાય છે. ક્રિયાપ્રધાનતાનો આ મહાન લાભ છે. એવા

ક્રિયાપ્રધાન સંઘમાં જેટલું જ્ઞાન વધતું જાય તેટલું લાભદાયી છે, શણગારરૂપ છે, શોભારૂપ છે, કુગતિના માર્ગને કાપનારું છે. એથી વિરૂદ્ધ જ્યાં ક્રિયા મુખ્ય નથી મનાઈ, અને જ્ઞાન જ મુખ્ય મનાયું છે, ત્યાં જ્ઞાન વધવા છતાં મોટે ભાગે અહંકારની વૃદ્ધિ, ક્રિયાની ઉપેક્ષા, પ્રમાદની પુષ્ટિ અને આલસ્યનો આદર થતો જાય છે. પરિણામે આત્માની અધોગતિ અને સ્વેચ્છાચારની પરંપરા વધે છે. અનાદિ કાળથી જીવને સ્વેચ્છાચારે વિહરવાની અને સ્વચ્છંદાચારે ચાલવાની કુટેવ છે. તે કુટેવથી ટેવાયલા જીવોને જ્ઞાનની વાત મીઠી લાગે છે અને ક્રિયાની વાત કડવી લાગે છે. પરંતુ શાસ્ત્રકાર મહર્ષિઓની દૃષ્ટિએ તેવા પુરુષોની દશા—

> જૈસે પાગ કોઉ શિર બાંધે, પહિરન નહિ લંગોટી;
> સદ્‌ગુરુ પાસ ક્રિયા બિનુ સીખે, આગમ બાત ત્યું ખોટી૦

(—ઉપા. શ્રીયશોવિજયજી. ગુ. સા. સં. ભા. ૧ લો, પૃ. ૧૬૨, ગા. ૬) તેના જેવી થાય છે. નીચેનું અંગ ઢાંકવા માટે જેની પાસે એક નાની લંગોટી પણ નથી, તે મસ્તક ઉપર મોટી પાઘડી બાંધી બજારમાં થઇને નીકળે તો હાસ્યાસ્પદ જ બને. તેની જેમ લાગેલાં પાપનું શુદ્ધિકરણ કરવા જેટલી સ્વલ્પ ક્રિયા પણ જેણે રાખી નથી, તે જ્ઞાનની અને શાસ્ત્રની મોટી મોટી વાતો કરે તો તે વાતો કરવામાત્રથી તેની શુદ્ધિ કે સદ્‌ગતિ થઈ શકતી નથી.

જેઓ પ્રતિક્રમણની ક્રિયાને આ દૃષ્ટિએ વિચારી શકે છે, તેઓને એ ક્રિયા માટેનાં અલ્પ પણ અત્યંત જરૂરી એવાં સૂત્રો ભણવા માટે અરુચિ કે કંટાળો થવાનો લેશ પણ સંભવ નથી. ઊલટું, આટલાં અલ્પ સૂત્રોમાં આવી મહાન ક્રિયાને ચતુર્વિધ સંઘના હિત માટે ઉતારી આપનાર, અપૂર્વ રચનાશક્તિ ધારણ કરનારા ગણધરભગવંતોના જ્ઞાન અને કરુણા ઉપર અત્યંત

બહુમાન થવાનો સંભવ છે, અને એ સૂત્રોનાં અધ્યયનો અને એના આધારે થતી વિધિયુક્ત પ્રતિક્રમણની ક્રિયાનાં વિધાનોને આજપર્યન્ત આપણા સુધી પહોંચાડનાર શ્રદ્ધાસંપન્ન ચતુર્વિધ સંઘની અવિચ્છિન્ન પરંપરાનો ઉપકાર આપણા લક્ષ્યમાં આવવાની સંભાવના છે. આથી ફલિત થાય છે કે, તત્ત્વજ્ઞાનનાં સૂત્રોનું અધ્યયન કરાવતાં પહેલાં ક્રિયાપ્રધાન સૂત્રોનું અધ્યયન થાય તે મોક્ષમાર્ગમાં અત્યંત જરૂરી છે.

**જ્યાં સુધી પ્રમાદ છે, ત્યાં સુધી પ્રતિક્રમણની જરૂર છે.**

પ્રતિક્રમણનો અર્થ સ્પષ્ટ કરવાના પ્રસંગે શાસ્ત્રકાર મહર્ષિઓ ફરમાવે છે કેઃ—

પ્રમાદના વશથી પોતાનું સ્થાન છોડીને પરસ્થાનને પામેલો જીવ પાછો સ્વસ્થાને આવે, તેને પ્રતિક્રમણ કહે છે,*

પોતાનું સ્થાન એટલે પોતે પ્રાપ્ત કરેલ ધર્મસ્થાન અથવા ગુણસ્થાન. પ્રાપ્ત ધર્મસ્થાનથી કે ગુણસ્થાનથી જીવને ભ્રષ્ટ થવાનું કોઈ પણ કારણ હોય તો પ્રમાદદોષની આધીનતા છે. જીવનો એ પ્રમાદદોષ સાતમા અને તેના ઉપરના ગુણસ્થાનો પ્રાપ્ત થયા પહેલાં સર્વથા ટળતો નથી. ગુણસ્થાનોનું આ સ્વરૂપ જેઓ જાણતા નથી, તેઓ આત્મજ્ઞાનના નામે, બ્રહ્મવિદ્યાના નામે કે સ્વરૂપરમણતાના નામે એક પ્રકારની ભયંકર ભ્રમણાના ભોગ થઈ પડે છે, કે જે મુક્તિમાર્ગમાં એક મોટામાં મોટું ભયસ્થાન છે. આ વિષયમાં શ્વેતામ્બર-દિગમ્બર ઉભય શાસ્ત્રકારોએ એકસરખી ચેતવણી આપી છે જીવની ઉત્ક્રાન્તિમાર્ગના સોપાન તરીકે બન્ને

---

* स्वस्थानाद् यत्परस्थानं, प्रमादस्य वशाद् गतः ।
तत्रैव क्रमणं भूयः, प्रतिक्रमणमुच्यते ॥ १ ॥

ય શાસ્ત્રોમાં ચૌદ પ્રકારનાં ગુણસ્થાનો વર્ણવ્યાં છે, તે અનુસાર જ્યાં સુધી જીવ મિથ્યાત્વદોષને પરવશ છે, ત્યાં સુધી તે પહેલા ગુણસ્થાનથી ઉપર જઈ શકતો નથી. જ્યાં સુધી અવિરતિના દોષને પરવશ છે, ત્યાં સુધી ચોથા ગુણસ્થાનથી ઉપર ચઢી શકતો નથી અને જ્યાં સુધી પ્રમાદદોષને વશ છે, ત્યાં સુધી તે છઠ્ઠા ગુણસ્થાનની આગળ વધી શકતો નથી. વર્તમાનમાં કાળ અને ક્ષેત્ર તથા જીવોની ધૃતિ અને સંઘયણના દોષે છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનથી ઉપરનાં ગુણસ્થાન માન્યાં નથી. સાતમા ગુણસ્થાનનો સઘળો કાળ એકત્ર કરવામાં આવે તો પણ તે એક અંતર્મુહૂર્તથી અધિક થઈ શકતો નથી. જીવનો વધુમાં વધુ કાળ પ્રમત્ત નામના છઠ્ઠા અને તેથી પણ નીચેનાં ગુણસ્થાનોએ જ પસાર થાય છે, એ સ્થિતિમાં એનું રક્ષણ કરનાર કોઈ પણ હોય, તો તે મિથ્યાત્વ, અવિરતિ અને પ્રમાદ એ ત્રણેયની પ્રતિપક્ષી ક્રિયાઓ જ છે.

મિથ્યાત્વથી પ્રતિપક્ષભૂત સમ્યક્ત્વ છે. તે ચતુર્થ ગુણસ્થાને પ્રાપ્ત થાય છે. તેનું રક્ષણ કરનાર ક્રિયા દેવ-ગુરુ-સંઘની ભક્તિ અને શાસનોન્નતિની ક્રિયા છે. અવિરતિની પ્રતિપક્ષી વિરતિ છે, તે બે પ્રકારની છેઃ અંશથી અને સર્વથી. અંશથી વિરતિને દેશ-વિરતિ કહેવાય છે, સર્વથી વિરતિને સર્વવિરતિ કહેવાય છે. દેશ-વિરતિનું રક્ષણ કરનાર ગૃહસ્થના ષટ્કર્મ* અને બાર વ્રત વગેરેનું પાલન છે. સર્વવિરતિનું રક્ષણ કરનાર સાધુની પ્રતિદિન—સામાચારી અને પ્રતિક્રમણાદિ ક્રિયા છે. એ ક્રિયાઓના અવલંબન

---

* देवपूजा गुरुपास्तिः, स्वाध्यायः संयमस्तपः ।
दानं चेति गृहस्थानां, षट् कर्माणि दिने दिने ॥ १ ॥
(गुणस्थानक्रमारोह टीका)

વિના તે તે ગુણસ્થાન ટકી શકતાં નથી. પ્રમત્ત ગુણસ્થાન પર્યન્ત ક્રિયા વિના કેવળ ભાવથી, કેવળ ધ્યાનથી જ જેઓ મોક્ષને ઇચ્છે છે, તેઓ મિથ્યાત્વમોહથી મોહિત થયેલા છે, એમ જૈન શાસ્ત્રકારો દૃઢતાપૂર્વક માને છે. ધ્યાનમાં કે જ્ઞાનમાં તેઓ ગમે તેટલા આગળ વધેલા (પોતાને માનતા) હોય, તો પણ ભૂમિકાને ઉચિત એવી ક્રિયાથી વંચિત હોય, તો તેઓ પ્રથમ ગુણસ્થાનથી એક ડગલું પણ આગળ વધ્યા નથી એમ માનવું જોઇએ, કારણ કે દોષની પ્રતિપક્ષી એવી ક્રિયાઓ જ તે દોષોનો નિગ્રહ કરી શકે છે.

જૈનદર્શન આ કાળે અને આ ક્ષેત્રે કેવળજ્ઞાન અને મુક્તિની પ્રાપ્તિનો નિષેધ કરે છે. એવો નિષેધ ઇતર દર્શનોમાં નથી, તેનું કારણ આ ગુણસ્થાનના ક્રમનું અજ્ઞાન છે. વાસનાક્ષય કે મનોનાશ જીવન્મુક્તિ કે વિદેહમુક્તિ ક્યા ક્રમથી પ્રાપ્ત થઈ શકે છે, એનું સંગીન જ્ઞાન, યુક્તિયુક્ત જ્ઞાન, પ્રમાણભૂત જ્ઞાન આજે પણ જો કોઈ પણ ધર્મશાસ્ત્રમાં પ્રાપ્ત થઈ શકતું હોય તો તે જૈનશાસ્ત્રોમાં પ્રાપ્ત થઈ શકે છે. વાસના (મોહ)નો સમૂલ નાશ બારમા ગુણ-સ્થાનક સિવાય થઈ શકતો નથી. દસમા ગુણસ્થાનક સુધી લોભનો અંશ રહી જાય છે. અગિયારમા ગુણસ્થાનકે પણ તેની સત્તા છે. મનોનાશ કેવળ તેરમા ગુણસ્થાનકે થઈ શકે છે અને તે જ જીવન્મુક્ત દશા છે. વિદેહમુક્તિ તો તેથી પણ આગળ વધ્યા પછી ચૌદમા ગુણસ્થાનકના અંતે થાય છે. તે પહેલાં તેની કલ્પના કરવી અને કેવળ માનસિક આવેગો (મૈન્ટલ કન્સેપ્શન્સ)ને જ મુક્તિ કે કૈવલ્ય કલ્પી લેવાં, એ ગંભીર ગેરસમજ છે. એવા આત્માઓનો પ્રશમ અથવા ધારણા, ધ્યાન કે સમાધિ, એ શાસ્ત્ર-કારોની દૃષ્ટિએ એક પ્રકારની મોહની મૂર્છા છે. ગુણસ્થાનકોની અપેક્ષાએ તેઓ પ્રથમ ગુણસ્થાનકથી સહેજ પણ આગળ વધ્યા નથી.

ભાવના એ જુદી વસ્તુ છે અને વસ્તુસ્થિતિ એ અલગ વાત છે. વસ્તુસ્થિતિની દૃષ્ટિએ સંસારી આત્મા એ કેવળ ચૈતન્ય એટલે ભાવનાનું પૂતળું નથી કે કેવળ જડકર્મ એટલે પુદ્ગલની રચના નથી. કિંતુ જડકર્મ અને ચૈતન્યભાવનું સંમિશ્રણ છે. એ સંમિશ્રણ પણ કેવળ સંયોગસંબંધરૂપ નથી, પણ કથંચિત્ તાદાત્મ્ય (અભેદ) સંબંધરૂપ છે. એ સંબંધને જણાવવા માટે શાસ્ત્રોએ ક્ષીરનીર અને લોહાગ્નિન્યાય આગળ ધર્યો છે. ક્ષીર અને નીર તથા લોહ અને અગ્નિ પરસ્પર અલગ હોવા છતાં જેમ એકબીજા સાથે પરસ્પર અનુવિદ્ધ થઈને મળી જાય છે, તેમ જીવ અને કર્મ પણ પરસ્પર અનુવિદ્ધ થઈને મળેલાં છે, એ મેળાપ જ્યાં સુધી અલગ ન થાય ત્યાં સુધી બન્ને ય પરસ્પરની અસરથી મુક્ત થઈ શકતાં નથી. જીવ ઉપર કર્મની અસર છે અને કર્મ ઉપર જીવની અસર છે. જીવની અસરથી પ્રભાવિત થઈને કર્મના પુદ્ગલમાં જીવને સુખ-દુઃખ આપવાની શક્તિ પેદા થાય છે, અને કર્મની અસર તળે આવીને જીવ વિવિધ પ્રકારનાં સુખ-દુઃખ, અજ્ઞાન અને મોહના વિપાકો અનુભવે છે. આ વસ્તુસ્થિતિ જેઓ જાણતા નથી અથવા વિપરીત રીતિએ જાણે છે, તેઓ એકલી ભાવનાના બળથી કે કેવળ એકલી ક્રિયાના બળથી મુક્તિ મેળવવાનો અર્થશૂન્ય પ્રયાસ કરે છે.

અધ્યાત્મ કે મોક્ષના નામે વિવિધ પ્રકારના મતોની ઉત્પત્તિ પણ આ વસ્તુસ્થિતિના અજ્ઞાનનું જ ફળ છે. કેટલાક કર્મને વાસનારૂપ માને છે, કેટલાક અવિદ્યારૂપ માને છે, અને કેટલાક તેને કેવળ ભ્રમરૂપ માને છે. તેથી તેનું નિવારણ કરવાના ઉપાય પણ તેવા જ પ્રકારના કલ્પે છે અને કેવળ માનસિક ઉપાયોથી તેનો ક્ષય માને છે. પણ કર્મ કેવળ વાસના કે માનસિક ભ્રમણારૂપ નથી; પરંતુ એ ભ્રમણા પણ જેમાંથી જન્મે છે, તેવા પૌદ્ગલિક

પદાર્થ અને તેની અસરરૂપ છે. તેથી તેનો ક્ષય કેવળ માનસિક વિચારણા, કે કેવળ માનસિક ક્રિયાઓથી થતો નથી, પણ જે જે દ્વારોથી તે પૌદ્ગલિક કર્મો આવે છે, તે તે દ્વારો બંધ કરી, આવતાં નવાં કર્મો રોકી દેવાં અને પ્રથમનાં કર્મોનો ક્ષય કરવા માટેનો ઉદ્યમ પણ આવશ્યક છે. એ ઉદ્યમ જ્ઞાન અને ક્રિયા ઉભયના સ્વીકાર વડે થાય છે. સમ્યગ્જ્ઞાનથી મિથ્યા ભ્રમ ટળે અને સમ્યક્ ક્રિયાથી પૌદ્ગલિક કર્મના બંધ શિથિલ થાય છે. પાપ ક્રિયાથી જેમ કર્મનો બંધ થાય છે, તેમ સંવર અને નિર્જરાસાધક ક્રિયાથી કર્મોનો બંધ અટકે છે અને જૂનાં કર્મો નષ્ટ થાય છે તથા અંતિમ કર્મક્ષય પણ યોગનિરોધરૂપ ક્રિયાથી થાય છે.

**ज्ञानक्रियाभ्यां मोक्षः।** એ સૂત્રનું આ તાત્પર્ય છે. જ્ઞાનાભ્યાસ વડે જીવ અને કર્મનો યથાસ્થિત સંબંધ સમજાય છે અને તપ અને સંયમરૂપ ક્રિયાભ્યાસ વડે પૂર્વકર્મ ખપે છે, તથા આવતાં નવીન કર્મ રોકાય છે. કર્મને પૌદ્ગલિક માનવા છતાં જેઓ તેનો સંબંધ સર્પકંચુકવત્ (સર્પની ઉપરની કાંચળીની જેવો) કે ચન્દ્રાભ્રવત્ (**ચંદ્રના** ઉપર વાદળાની જેવો માને છે) અથવા કર્મ એ પરદ્રવ્ય છે, તેથી જીવને કાંઈ કરી શકે જ નહિ એવો એકાંતવાદ અંગીકાર કરે છે, તેઓ જૈનમતનો એક અંશ માનવા છતાં અન્ય અંશનો અપલાપ કરે છે, તેથી જૈન નહિ પણ જૈનાભાસ બની જાય છે. કર્મોનો ક્ષય કરવા માટે જે જાતિનો ઉદ્યમ થવો જોઇએ, તે જાતિનો ઉદ્યમ તેઓથી થઈ શકતો નથી. વસ્તુતઃ કર્મ જીવને કેવળ અડીને રહેલાં નથી, પરંતુ પરસ્પર અનુવેધને પામેલાં છે. તેથી કર્મપુદ્ગલની અસર તળે આવેલો જીવ કથંચિત્ જડસ્વરૂપ બનેલો છે. એની એ જડતા કેવળ અજ્ઞાનસ્વરૂપ છે એમ નથી પણ પ્રમાદસ્વરૂપ પણ છે. પ્રમાદ

અને અજ્ઞાન એ બન્ને ય દોષો જીવ ઉપર એવી રીતે ચડી બેઠેલા છે કે જાણે આત્મા તત્સ્વરૂપ બની ગયો છે. તેમાં અજ્ઞાનદોષ કરતાં પણ પ્રમાદદોષનું જોર વધારે છે. તેથી જ અજ્ઞાનથી મુક્ત થયેલા એવા જ્ઞાની પુરૂષો પણ પ્રમાદને આધીન થઈ ક્ષણવારમાં નિગોદમાં ચાલ્યા જાય છે, ગુણસ્થાનકના ક્રમ મુજબ અજ્ઞાનદોષ ચોથા ગુણસ્થાનકે ચાલ્યો જાય છે, જ્યારે પ્રમાદદોષની સત્તા છઠ્ઠા ગુણસ્થાનક પર્યન્ત રહેલી છે. જ્યાં સુધી એ પ્રમાદદોષ રહેલો છે, ત્યાં સુધી વિરતિધર મુનિઓ પણ એ પ્રમાદદોષને દૂર કરનાર ક્રિયાઓનો આશ્રય ન લે અને માત્ર જ્ઞાનથી કે માત્ર ધ્યાનથી મુક્તિ મળી જશે એમ માની લે, તો તેઓ પણ સંસારમાં રૂલી જાય, એમ જૈન શાસ્ત્રો ફરમાવે છે.

ગુણસ્થાનકક્રમારોહમાં છઠ્ઠા ગુણસ્થાનકની દશાનું વર્ણન કરતાં ફરમાવ્યું છે કે—

જ્યાં સુધી જીવ પ્રમાદયુક્ત છે ત્યાં સુધી તેને નિરાલંબન ધ્યાન ટકી શકતું નથી, એમ જિનેશ્વર ભગવંતો કહે છે.* [ નિરાલંબન ધ્યાન એટલે ક્રિયાદિના આલંબન વિનાનું ધ્યાન. ]

પ્રમાદદોષ ટળ્યા વગરનો મુનિ આવશ્યક ક્રિયાને તજી કેવળ નિશ્ચલ ધ્યાનનો આશ્રય લે, તો તે જૈન-આગમ જાણતો જ નથી, અને મિથ્યાત્વથી મોહિત છે.+ [ નિશ્ચલ ધ્યાન એટલે ધ્યાન સિવાયની બીજી બધી ક્રિયાઓનો ત્યાગ. ]

તે કારણે જ્યાં સુધી અપ્રમત્ત ગુણસ્થાનોને યોગ્ય એવા ઉત્કૃષ્ટ ધર્મધ્યાન અને શુક્લધ્યાનની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી આવશ્યક ક્રિયાઓ વડે પ્રાપ્ત દોષોનું નિકૃન્તન—દૂરીકરણ કરવું જોઇએ.*

પ્રમત્તને ક્રિયા એ જ ધ્યાન.

**શ્રીજિનમતમાં**-ધ્યાન શબ્દના જુદા જુદા ત્રણ અર્થો કરવામાં આવ્યા છે. **ध्यै चिन्तायाम्।** એ વ્યુત્પત્તિથી એકાગ્ર ચિત્ત-વૃત્તિનો નિરોધ એ પણ ધ્યાન છે. તથા એ દશા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી યોગોનો સુદૃઢ ઉત્કૃષ્ટ પ્રયત્ન અને તેનો પ્રશસ્ત વ્યાપાર એ પણ ધ્યાન છે. તે માટે શ્રીવિશેષાવશ્યક-મહાભાષ્યમાં ફરમાવ્યું છે કે—

કેવળ ચિત્તનિરોધ માત્ર એ જ ધ્યાન નથી પણ યોગોનો સુદૃઢ પ્રયત્નપૂર્વક વ્યાપાર અથવા વિદ્યમાન એવા મન-વચન-કાયાના યોગોનો નિરોધ એ પણ ધ્યાન જ છે.+

ધાતુના અનેક અર્થો થાય છે, એ કારણે ધ્યાન શબ્દ ચિત્ત-નિરોધ અર્થમાં જેમ વપરાય છે, તેમ યોગનિરોધ એટલે મન-વચન-કાયા એ ત્રણેની દોષરહિત નિર્મળ પ્રવૃત્તિ, અને સર્વથા અપ્રવૃત્તિ, એ અર્થમાં પણ વપરાય છે. તેમાં સર્વથા યોગનિરોધ ચૌદમા ગુણસ્થાને હોય છે. ચિત્તનિરોધ પ્રથમ ગુણસ્થાનકથી

---

* तस्मादावश्यकैः कुर्यात्, प्राप्तदोषनिकृन्तनम्।
यावन्नाप्नोति सद्ध्यानमप्रमत्तगुणाश्रितम्॥
(गु. क्र. गाथा—३९)

\+ सुदढप्पयत्तवावारणं, णिरोहो व विज्जमाणाणं।
झाणं करणाण मयं, ण उ चित्तणिरोहमित्तागं॥ ३०७१॥

શરૂ થઈ શકે છે. મન-વચન-કાયાના યોગોનું પ્રયત્નપૂર્વક પ્રશસ્ત પ્રવર્તન છઠ્ઠા ગુણસ્થાનક સુધી આવશ્યક છે. ત્યાર પછી બારમા સુધીનાં ગુણસ્થાનકોનો કાળ અંતર્મુહૂર્તથી અધિક નથી. તેરમા ગુણસ્થાનકનો કાળ દેશોનપૂર્વકોટિ છે, પરંતુ ત્યાં ત્રણ પ્રકારનાં ધ્યાનમાંથી એક પણ પ્રકારનું ધ્યાન નથી. તે કાળને ધ્યાનાં-તરિકા કહેવાય છે. ચૌદમા ગુણસ્થાનકે પણ ચિત્તનિરોધરૂપ ધ્યાન નથી પણ યોગનિરોધરૂપ ધ્યાન છે. એ દૃષ્ટિએ વિચારતાં જિનશાસનમાં યોગનિરોધરૂપ એ જ સૌથી મહત્ત્વનું અને સૌથી ચડીઆતું ધ્યાન માનેલું છે. તેનાં સાધનરૂપ જે કોઈ ક્રિયા તે પછી નિરોધરૂપ હો કે નિરવદ્ય વ્યાપારરૂપ હો, તે પણ ધ્યાન છે, કારણ કે ધ્યાનનું ફળ જે કર્મક્ષય, તે ઉભયથી સધાય છે.

જેઓ ચિત્તવૃત્તિના નિરોધને જ કેવળ ધ્યાન કહે છે, તેઓ ધ્યાન શબ્દના મર્મને સમજ્યા નથી, કારણ કે ચિત્તવૃત્તિના નિરોધવાળું ધ્યાન તો સ્નાન, પાન, અર્થ, કામ આદિ સંસાર-વર્ધક અને કર્મબંધક ક્રિયાઓમાં પણ સંભવે છે; પરંતુ તે ધ્યાન આર્તરૌદ્રસ્વરૂપ છે, ધર્મસાધક નથી. તેને પણ જો સાધક માનીએ તો માછલાં પકડવા માટે બગલાનું કે ઉંદર પકડવા માટે બિલાડીનું ધ્યાન પણ ઇષ્ટસાધક માનવું જોઇએ. પણ તેમ કોઈ માનતું નથી. તેથી કેવળ ચિત્તવૃત્તિનો નિરોધ ધ્યાનસ્વરૂપ બનતો નથી. કિંતુ, સંક્લિષ્ટ ચિત્તવૃત્તિઓનો નિરોધ એ વાસ્તવિક ધર્મસાધક ધ્યાન છે અને તે પણ એક પ્રકારના પ્રશસ્ત મનોવ્યાપાર રૂપ છે. તેથી જ્યાં સુધી આત્માનો પ્રમાદદોષ ટળ્યો નથી, ત્યાં સુધી પ્રમાદ તરફ ધસી રહેલા મન-વચન-કાયાના વ્યાપારને રોકવારૂપ જે કોઈ પ્રશસ્ત વ્યાપાર તે વાસ્તવિક ધ્યાન છે, કારણ કે ધ્યાનનું ફળ જે કર્મક્ષય અને સંપૂર્ણ કર્મક્ષયને સાધક એવી જે શૈલેશી અવસ્થા-ચતુર્દશ (ચૌદમું) ગુણસ્થાનક, તે તેનાથી ક્રમશઃ સિદ્ધ થાય છે.

પૂ. ઉપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજ ફરમાવે છે કે—

નિશ્ચય ધર્મ ન તેણે જાણ્યો, જે શૈલેશી અંત વખાણ્યો.
ધર્મ અધર્મ તણો ક્ષયકારી, શિવસુખ દે જે ભવજલ તારી.
તસ સાધન તું જે જે દેખે, નિજ નિજ ગુણઠાણાને લેખે;
તેહ ધરમ વ્યવહારે જાણો, કારજ–કારણ એક પ્રમાણો.

—સવાસો ગાથાનું સ્તવન. ઢાળ ૧૦ મી. ગાથા ૨–૩

ચિત્તનિરોધરૂપ કે નિર્વિકલ્પ ચિન્માત્ર સમાધિરૂપ ધ્યાન એ જ નિશ્ચયધર્મ છે અને તે જ એક કર્મક્ષય અને મોક્ષનું સાધન છે. એવો એકાંતવાદ ધારણ કરનારને પૂ. ઉપાધ્યાયજી મહારાજ ઉત્તર આપે છે કે—મોક્ષનું અનંતર સાધન જે નિશ્ચયધર્મ તે તો શૈલેશીને અંતે કહ્યો છે અને તે ધર્મ પુણ્ય–પાપ–ઉભયનો ક્ષય કરી મોક્ષસુખને આપે છે. તેનાં સાધનરૂપ જે જે ધર્મો પોતપોતાના ગુણસ્થાનકને ઉચિત છે, તે પણ નિશ્ચયધર્મના કારણરૂપ હોવાથી ધર્મ છે. કાર્ય અને કારણ વચ્ચે કથંચિત્ એકતા હોવાથી બન્નેય પ્રમાણરૂપ છે. કાર્યની ઉત્પત્તિ તેના કારણથી થાય છે; તેથી નિશ્ચયધર્મકાર્યની ઉત્પત્તિમાં કારણરૂપ વ્યવહારધર્મ છે, કે જે પ્રશસ્ત પ્રવૃત્તિસ્વરૂપ છે, તેને પણ ધર્મ તરીકે માનો. શુભ વ્યાપારથી દ્રવ્યઆશ્રવ થાય છે, તો પણ તેથી નિજપરિણતિરૂપ ધર્મને બાધ પહોંચતો નથી. જ્યાં સુધી યોગક્રિયાનો સંપૂર્ણ નિરોધ થયો નથી, ત્યાં સુધી જીવ યોગારંભી છે. એ દશામાં મલિન આરંભનો ત્યાગ કરાવનાર અને શુભ આરંભમાં જોડનાર તથા આલસ્યદોષ અને તજ્જનિત સદ્વ્યવહારના વિરોધને ઉપજાવનાર મિથ્યા ભ્રમ તેને ટાળનાર પ્રશસ્ત વ્યાપાર એ પણ ધ્યાન જ છે, અને એ પરમ ધર્મરૂપ છે, અનન્ય આધારરૂપ છે.

શ્રી જિનમતમાં ક્રિયાને છોડીને બીજું ધ્યાન નથી, એમ જે કહેવાય છે, તેનું આ રહસ્ય છે. ધ્યાન વિના કર્મનો ક્ષય નથી,

એ વાત જેટલી સાચી છે, તેટલી જ સાચી વાત એ છે કે—પ્રમત્ત અવસ્થા ટળી નથી, ત્યાં સુધી ઉપયોગયુક્ત ક્રિયાને છોડીને બીજું ધ્યાન પણ નથી. શ્રીજિનમતમાં વિહિત આવશ્યક આદિ ક્રિયાઓને છોડીને જેઓ ચિત્તનિરોધમાત્રસ્વરૂપ ધ્યાનનું અવલંબન લે છે, તેઓનું ધ્યાન અને તેઓનો પ્રશમ અંતર્નિલીન (ગુપ્ત) વિષમ જ્વરની જેમ ધ્યાન સિવાયના કાળે મિથ્યાત્વરૂપી પ્રકોપને પામ્યા સિવાય રહેતો નથી. જીવન્મુક્તિ અને વિદેહમુક્તિની વાતો અને તે માટે ચિત્તનિરોધરૂપ ધ્યાનનો દીર્ઘકાલ પર્યન્ત અભ્યાસ કરવા છતાં આજે કોઇની પણ સાચી મુક્તિ થઈ દેખાતી નથી. તેવી જ રીતે જ્ઞાયકભાવ અને દ્રવ્યદૃષ્ટિની વાતો અને તેનું આલંબન લેવા છતાં અને એ કેવળજ્ઞાન અને મોક્ષનું સાધન છે. એમ કહેવા છતાં મિથ્યાત્વ, અવિરતિ અને પ્રમાદમાંથી એક પણ દોષ વાસ્તવિક રીતે હટ્યો હોવાનું જોવા મળતું નથી. એ વસ્તુ એમ સાબિત કરે છે કે—કેવળ ચિત્તનિરોધરૂપ ધ્યાન મુક્તિનું સાધન બની શકતું નથી. પણ મિથ્યાત્વ, અવિરતિ અને પ્રમાદને હઠાવનાર મન-વચન-કાયાના પ્રશસ્ત વ્યાપાર, એ જ ક્રમે ક્રમે પ્રાપ્ત દોષોને દૂર કરી, અંતે એક અંતર્મુહૂર્તમાં જ કેવળજ્ઞાન અને મોક્ષને અપાવે તેવા અપ્રમત્તાદિ ગુણસ્થાનોની પ્રાપ્તિ કરાવે છે. આ કાળમાં અને આ ક્ષેત્રમાં ધૃતિ, સંઘયણ આદિના અભાવે જો કેવળજ્ઞાન અને મુક્તિ નથી જ, અને તેનાં કારણરૂપ અપ્રમત્ત ઉપરનાં ગુણસ્થાનકોની હયાતી પણ નથી જ, તો પોતાની ભૂમિકાને ઉચિત એવી આરાધનામાં જ મગ્ન રહેવું-મક્કમ રહેવું અને તેનાથી ચલિત ન થવું, એ જ ખરો મુક્તિનો માર્ગ છે.

**ભગવાન મહાવીરના શાસનમાં સપ્રતિક્રમણધર્મ.**

છદ્મસ્થને પ્રમત્ત અવસ્થાથી ઉપરની અવસ્થા જ્ઞાનીઓએ અંતર્મુહૂર્તથી અધિક કાળ ટકે તેવી જોઈ નથી, અને તેથી

પ્રમત્ત અવસ્થાને ઉચિત એવી ધર્મધ્યાનપોષક ક્રિયાઓ એ ધર્મનો પ્રાણ છે, એમ ઉપદેશ્યું છે. વળી ભગવાન મહાવીરના શાસનમાં ઉત્પન્ન થયેલા જીવોનો સ્વભાવ પણ જ્ઞાનીઓએ વક્ર અને જડ જોયો છે, અને તેવો કહ્યો છે. શ્રીકલ્પસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે-પ્રથમ તીર્થપતિના શાસનના સાધુઓ ઋજુ—જડ, બાવીસ જિનેશ્વરોના શાસનના સાધુઓ ઋજુ-પ્રાજ્ઞ અને ચરમ તીર્થપતિના શાસનના સાધુઓ વક્ર અને જડ છે. સાધુઓના આ જુદા જુદા સ્વભાવોનું પૃથક્કરણ પણ પ્રતિક્રમણધર્મની ઉપયોગિતા સમજાવે છે. જ્યાં જડતા છે, ત્યાં ભૂલોનો અવશ્ય સંભવ છે. જ્યાં ભૂલોનો સંભવ છે, ત્યાં ભૂલના પ્રાયશ્ચિત્તરૂપ પ્રતિક્રમણની આવશ્યકતા છે. પહેલા અને છેલ્લા તીર્થપતિના શાસનના સાધુઓ જડતામાં સમાન હોવાથી તેમને માટે સપ્રતિક્રમણધર્મ ઉપદેશ્યો છે. વચલા જિનપતિના શાસનના સાધુઓ ઋજુ અને પ્રાજ્ઞ હોવાથી તેમને ભૂલ થવાનો સંભવ ઘણો ઓછો છે, તેથી તેમને માટે પ્રતિક્રમણ નિયત નહિ કહેતાં અનિયત કહ્યું છે. તેઓ જ્યારે જ્યારે દોષ લાગે ત્યારે ત્યારે પ્રાજ્ઞ હોવાથી સમજી જતા અને ઋજુ હોવાથી તેનો સ્વીકાર કરી પ્રતિક્રમણ દ્વારા દોષની શુદ્ધિ કરી લેતા. ભગવાન મહાવીરના શાસનના સાધુઓ જડ અને વક્ર બન્નેય હોવાથી તેમના માટે દોષનો સંભવ પણ અધિક છે, અને દોષનો સ્વીકાર પણ દુષ્કર છે. તેથી તેમને માટે પ્રતિક્રમણધર્મ નિયત છે. ત્રણ વૈદ્યનું દૃષ્ટાંત આપીને તે વાત શ્રીકલ્પસૂત્રની વૃત્તિમાં ભારપૂર્વક સમજાવી છે, તે આ રીતે—

એક રાજાએ આગામી કાળે પણ પુત્રના શરીરે વ્યાધિ ન થાય તે ખાતર ત્રણ વૈદ્યોને બોલાવ્યા. પહેલા વૈદ્યે કહ્યું કે—મારું ઔષધ વિદ્યમાન વ્યાધિને હણશે અને વ્યાધિ નહિ હોય તો વ્યાધિને ઉત્પન્ન કરશે. રાજાએ કહ્યું કે—સૂતેલા સાપને જગાડવા તુલ્ય તારા ઔષધથી સર્યું. બીજા વૈદ્યે કહ્યું કે—મારું ઔષધ

વ્યાધિ હશે તો દૂર કરશે અને વ્યાધિ નહિ હોય તો ગુણ પણ નહિ કરે અને દોષ પણ નહિ કરે. રાજાએ કહ્યું કે—ભસ્મમાં ઘી નાખવા સમાન તારા ઔષધથી સર્યું. ત્રીજા વૈદ્યે કહ્યું કે—મારું ઔષધ વિદ્યમાન દોષને શમાવશે અને દોષ નહિ હોય તો રસાયન-રૂપ બનશે અને કાંતિ, તેજ, બળ અને રૂપ ઈત્યાદિને વધારશે. રાજાએ તેનું સન્માન કર્યું અને તેના ઔષધવડે પોતાના પુત્રને કાયમ માટે નીરોગી તથા તુષ્ટિ-પુષ્ટિવાળો બનાવ્યો.

વક્ર અને જડ એવા વીર ભગવંતના સાધુઓ માટે પ્રતિક્રમણ-ધર્મ એ ત્રીજા વૈદ્યના ઔષધતુલ્ય છે. તે દોષ હોય તો દૂર કરે છે, ન હોય તો કાંતિ, તુષ્ટિ અને પુષ્ટિની જેમ જ્ઞાન, દર્શન અને ચારિત્ર આદિ જીવના ગુણોની વૃદ્ધિ કરે છે.

## દોષ અટકાવવા માટે પ્રતિક્રમણ સિવાય બીજો ઉપાય નથી.

લોકમાં કહેવાય છે કે—મનુષ્યમાત્ર ભૂલને પાત્ર (ટુ એર ઈઝ હ્યુમન) છે. એ જ વાત શાસ્ત્રકારો બીજા શબ્દોમાં કહે છે કે—છદ્મસ્થમાત્ર ભૂલને પાત્ર છે. છદ્મ એટલે આવરણ. કર્મના આવરણ નીચે રહેલા આત્માથી ભૂલ ન થાય એ આશ્ચર્ય છે, ભૂલ થાય તેમાં આશ્ચર્ય નથી. ચાર જ્ઞાનના ધારક, અનંતલબ્ધિ-નિધાન, અંતર્મુહૂર્તમાં દ્વાદશાંગીના રચયિતા ભગવાન મહાવીરના આદ્ય શિષ્ય ગુરુ ગૌતમસ્વામીને પણ આનંદ શ્રાવકના પ્રશ્નનો ઉત્તર આપવામાં સ્ખલના થઈ હતી, એમ શાસ્ત્ર સાક્ષી પૂરે છે. ભૂલ એ મનુષ્યમાત્રનો કે છદ્મસ્થમાત્રનો સ્વભાવ છે, તો તે ભૂલનો પ્રતિકાર પણ છદ્મસ્થમાત્રને અનિવાર્ય છે.

ભૂલરૂપી વિષનો પ્રતિકાર અમૃતથી જ થઈ શકે. વિષને પણ વિધિપૂર્વક મારીને અમૃત બનાવી શકાય છે. ભૂલરૂપી વિષને મારવાનો વિધિ શો? અને એને મારવાથી ઉત્પન્ન થતું અમૃત

કર્યું ? એ બન્નેય વાતનો ઉત્તર આપણને પ્રતિક્રમણ શબ્દમાં મળી આવે છે. પ્રતિક્રમણક્રિયા ભૂલરૂપી વિષને વધતું અટકાવે છે, તેમજ તેને મારીને શુભભાવરૂપી અમૃતને ઉત્પન્ન કરે છે અને તે દ્વારા કર્મરોગનો મૂળમાંથી ઉચ્છેદ કરી જીવને અજરામર બનાવે છે. જો એ ક્રિયાનો અમલ કરવામાં ન આવે તો એ વિષ મરવાને બદલે વધતું જાય છે અને એ વધેલું વિષ ભૂલ કરતી વખતના દોષ અને તેના વિપાક કરતાં શત-સહસ્ર-કોટિગણું અધિક દોષ અને વિપાક આપનારું થાય છે. શાસ્ત્રકાર મહર્ષિઓ ફરમાવે છે કે—

ભૂલ થવાને કાળે જે દોષ લાગે છે તે દોષ—તે ભૂલને કબૂલ કરવામાં ન આવે (તે ભૂલથી પાછા ફરવામાં ન આવે), તો પરિણામે અનંતગુણા દારુણ વિપાકને આપનાર થાય છે.*

તેટલા માટે ભૂલ થવાની સાથે તેનો સ્વીકાર કરી લેવો અને તેનાથી પાછા ફરી જવું એ ધર્મીમાત્રની ફરજ થઈ પડે છે.

અનાર્ય સંસ્કૃતિ પણ સુધરેલા મનુષ્યો કે ઉત્તમ સદ્ગૃહસ્થો (સીવીલાઈઝ્ડ મેન) તરીકે ગણાવાનો અધિકાર તેને જ આપે છે, કે—જેઓ પોતાની ભૂલ થતાંની સાથે જ 'વેરી સોરી.' 'એક્સક્યુઝ મી,' 'પરડોન પ્લીઝ,'—દિલગીર છું, ક્ષમા કરો, મહેરબાની કરીને માફી આપો....એ શબ્દો કહીને ભૂલથી પાછા ફરે છે. આર્યસંસ્કૃતિને પામેલા અને જીવનમાં ધર્મને સર્વસ્વ

---

* तथा स्खलितप्रतिपत्तिरिति ।

स्खलितकाले दोषात् अनन्तगुत्वेन दारुणपरिणामत्वात्तदप्रतिपत्तेः ।

धर्मबिन्दु अ. ५, सूत्र २१

માનનારા ભૂલથી પાછા ફરવારૂપ પોતાના આ ધર્મને ન બજાવે, એ બને જ કેમ? તેમાં યે જૈનદર્શન તો પોતાના અનુયાયીઓને મુક્તિપંથે ચઢાવી શાશ્વત સુખના ભોક્તા બનાવવા માગે છે; તેથી જ્યાં સુધી ભૂલનો સંભવ છે, ત્યાં સુધી તેને માટે પ્રતિક્રમણ બતાવે એ સહજ છે. પ્રતિદિન ઉભય સંધ્યાએ પ્રતિક્રમણની ક્રિયા ચતુર્વિધસંઘના જીવન સાથે વણી દેનાર અને **छव्विह आवस्सयंमि, उज्जुत्तो होइ पइदिवसं।** છ પ્રકારના આવશ્યકને વિષે પ્રતિદિવસ ઉદ્યુક્ત રહે, એવા પ્રકારની આજ્ઞા ફરમાવનાર શ્રીજૈનશાસન પોતાના અનુયાયીઓને મુક્તિમાર્ગની સાથે સીધો સંબંધ જોડી આપે છે, અને દુર્ગતિગમનના હેતુઓને મૂળમાંથી જ છેદી નાંખે છે.

જેઓ પોતાના અનુયાયીઓને શુષ્ક અધ્યાત્મના નામે દોષો અને ભૂલોથી નિરંતર પાછા ફરવાનો માર્ગ નથી બતાવતા કે તે માટે કોઈ પણ વ્યવસ્થિત યોજના અથવા વિધાન નથી રચતા, તેઓ તત્ત્વજ્ઞાન કે આત્મધ્યાનના નામે બીજી ગમે તેટલી સાધનાઓ, ક્રિયાઓ કે પ્રક્રિયાઓ બતાવે, તો પણ મૂળ વિનાના વૃક્ષ જેવી કે પાયા વિનાના મહેલ જેવી સમજવી.

જૈન શાસનમાં પ્રતિક્રમણ માટે મુખ્ય અને પ્રસિદ્ધ શબ્દ– **मिच्छा मि दुक्कडं** છે. તેથી કોઈ પણ કોઈ ભૂલ થતાંની સાથે જ તેનો પ્રયોગ કરવામાં આવે છે. તેમાં મને ક્ષમા કરો કે (વેરી સોરી)—હું દિલગીર છું, વગેરે શબ્દપ્રયોગ કરતાં ઘણો મોટો અર્થ—ભાવ રહેલો છે. નિર્યુક્તિકાર ભગવાન તેનું પદભંજન કરતાં કહે છે: મનથી અને કાયાથી નમ્ર બનીને દોષોને દૂર કરવા માટે મારાથી થયેલ દુષ્કૃતને હું પશ્ચાત્તાપ સહિત બાળી નાખું છું, અર્થાત્ મારી ભૂલથી, હું ફરી તેવી ભૂલ નહિ કરવાના

અધ્યવસાયપૂર્વક પાછો ફરું છું. પ્રતિક્રમણ માટેનું આ સૂત્ર અને તેનું ઉચ્ચારણ તથા તેની અર્થગંભીરતા જૈન શાસનના પ્રણેતા પુરુષોની પરમ જ્ઞાનસંપન્નતા, પરમ શીલસંપન્નતા, પરમ કારુણ્યશીલતા તથા સર્વોત્કૃષ્ટ શાસનસ્થાપકતા સૂચવે છે.

### ચારિત્રનો પ્રાણ પ્રતિક્રમણ

શ્રી જિનશાસનમાં સર્વનયસિદ્ધ આત્મવિકાસનો સાર ચારિત્ર છે, જ્ઞાન ભણવાનું પણ ચારિત્રવિકાસ માટે છે, અને શ્રદ્ધા સ્થિર કરવાની પણ ચારિત્રને દૃઢ કરવા માટે છે. જ્ઞાનથી શ્રદ્ધા વધે છે, શ્રદ્ધાથી ચારિત્ર ઘડાય છે, અને ચારિત્રથી મોક્ષ મળે છે. જે જ્ઞાન શ્રદ્ધાને વધારનાર નથી પણ બગાડનાર છે, તે જ્ઞાન ઉપાદેય નહિ પણ હેય છે. જે શ્રદ્ધા ચારિત્રને વધારનાર નથી પણ ચુકાવનાર છે, તે શ્રદ્ધા આદરણીય નહિ પણ ત્યાજ્ય છે. શ્રદ્ધા, જ્ઞાન કે ચારિત્ર એ આત્માના મૂળ ગુણ છે. પ્રત્યેક જીવાત્મામાં તે ત્રણે હોય છે, પરંતુ દરેક વખતે મોક્ષના સાધક હોય એમ બનતું નથી. સમ્યક્ શ્રુતજ્ઞાનની ભાવપૂર્વક પ્રાપ્તિ થતી નથી ત્યાં સુધી તે મોટે ભાગે મોક્ષના સાધક નહિ પણ બાધક જ હોય છે. મોક્ષ-સાધક ચારિત્ર ઉપર જેને શ્રદ્ધા નથી, તેને તેથી વિરુદ્ધ પ્રકારના વર્તન ઉપર શ્રદ્ધા હોય છે, કેમકે પ્રત્યેક વર્તનની પાછળ શ્રદ્ધા અને પ્રત્યેક શ્રદ્ધાની પાછળ જ્ઞાન આવશ્યક હોય છે. મોક્ષ સાધી આપનારું વર્તન એ ચારિત્ર છે, તેથી તે પણ શ્રદ્ધા અને જ્ઞાનની અપેક્ષા રાખે છે. મોક્ષસાધક ચારિત્રને પુષ્ટ કરનારી શ્રદ્ધા અને એ શ્રદ્ધાને પુષ્ટ કરનારું જ્ઞાન, અનુક્રમે સમ્યક્શ્રદ્ધા અને સમ્યગ્-જ્ઞાન કહેવાય છે. એક પણ પદ કે એક પણ વાક્ય મોક્ષને સાધક ચારિત્રગુણની પુષ્ટિ કરનાર હોય તો તે શ્રી જિનાગમનો અંશ છે, કારણ કે—શ્રી જિનાગમ ચારિત્રગુણની પુષ્ટિ અને ચારિત્રગુણની વૃદ્ધિ દ્વારા મોક્ષ માટે નિર્મિત થયેલું છે.

કોઈ પણ તીર્થંકરના તીર્થમાં કોઈ પણ મુનિ દીક્ષા અંગીકાર કરીને શ્રુતજ્ઞાનના પારગામી થયા એમ જણાવવું હોય, ત્યારે શાસ્ત્રકારો નીચેના શબ્દોનો ઉલ્લેખ કરે છેઃ—

**सामाइयमाइयाइं एक्कारस अंगाइं अहिज्जइ। सामाइयाइं चोद्दसपुव्वाइं अहिज्जइ।**

સામાયિક આદિ અગિયાર અંગોને ભણે છે અથવા સામાયિકાદિ ચૌદ પૂર્વો–બાર અંગોને ભણે છે.

અહીં શાસ્ત્રકારો સામાયિકથી માંડીને અગિયાર અંગ કે બાર અંગનું અધ્યયન જણાવે છે. તેમાં પ્રથમ સામાયિક જ શા માટે? શ્રીજિનમતમાં સામાયિક એ સાવદ્યયોગની નિવૃત્તિરૂપ અને નિરવદ્યયોગની પ્રવૃત્તિરૂપ છે. સાવદ્યયોગથી વિરામ પામવું અને નિરવદ્યયોગોમાં પ્રવૃત્ત થવું અને પરિણામે સ્વસ્વરૂપમાં સ્થિર થવું, એ ચારિત્રગુણનું લક્ષણ છે. ચારિત્રગુણના આ મર્મને નહિ સમજનારા કેટલાક ચારિત્રના નામે સત્પ્રવૃત્તિઓનો વિરોધ કરે છે. વળી કેટલાક મનઃકલ્પિત અસત્પ્રવૃત્તિઓને ચારિત્રગુણનું ઉપનામ આપે છે. પહેલો વર્ગ શુષ્ક અધ્યાત્મીઓનો છે, બીજો વર્ગ પરલોકની શ્રદ્ધાથી શૂન્ય અને શાસ્ત્રઅધ્યયનથી નિરપેક્ષ વર્ગનો છે.

શુષ્ક અધ્યાત્મીઓ સ્વરૂપરમણતા કે આત્મગુણમાં સ્થિરતાને જ એક ચારિત્ર માને છે. પરંતુ તે કોને? અને કયા ગુણસ્થાનકે હોય? તેનો વિવેક નહિ હોવાના કારણે, નથી સ્વરૂપરમણતા પામી શકતા કે નથી સાવદ્યયોગની વિરતિ કરી શકતાઃ ઉભયથી ભ્રષ્ટ થાય છે. સંપૂર્ણ સ્વરૂપરમણતા કે આત્મગુણસ્થિરતા સિદ્ધના જીવો સિવાય બીજાને હોઈ શકતી નથી. કેવળજ્ઞાનીઓને પણ

અસિદ્ધત્વરૂપ ઔદયિકભાવ શાસ્ત્રકારોએ માનેલો છે, અને તેટલું સ્વરૂપરમણ તેમને પણ ઓછું છે. એ સ્થિતિમાં સ્વરૂપરમણતાને જ ચારિત્રનું એક લક્ષણ માનવું, એ અજ્ઞાન અથવા મોહનો વિલાસ છે.

એ જ રીતે કેટલાક ચારિત્રનો અર્થ સભ્યતા કરે છે અને સભ્યતા એટલે મનુષ્યે મનુષ્યની સાથે યોગ્ય વ્યવહાર રાખવો, નીતિ પાળવી, સત્ય બોલવું, કોઇની સાથે ઠગાઈ કરવી નહિ, પાડોશીને ચાહવું, વગેરે વગેરે માને છે; પરંતુ આ ચારિત્ર નથી, પણ નીતિ છે; કેમકે તેની પાછળ મોટા ભાગે ઈહલૌકિક સ્વાર્થભાવના રહેલી હોય છે. નીતિ જો મોક્ષના આદર્શને અનુસરવાવાળી હોય તો તે જરૂરી છે, પરંતુ તેનાથી નિરપેક્ષ માત્ર દુન્યવી હેતુ પૂરતી હોય તો તેનું વિશેષ મહત્ત્વ નથી. ચારિત્રગુણ એથી ઘણો ઊંચો છે. તેની પાછળ આ લોકના સ્વાર્થને સાધવાનો જરા પણ ભાવ નથી. તે કેવળ મનુષ્યજાતિની ચિંતા કરીને અન્ય સકલ સૃષ્ટિના જીવો પ્રત્યે ઉપેક્ષા કે નિર્દયતા બતાવનાર સંકુચિત મનોદશા નથી. તેની પાછળ પોતાના કે બીજાના ઐહિક કે દૈહિક ઉપદ્રવોનો જ સ્વલ્પ કાળ માટે અંત આણવાની મનોવૃત્તિ નથી, કિંતુ સ્વપર ઉભયના સાર્વત્રિક અને સાર્વદિક શારીરિક-માનસિક—સર્વ પ્રકારનાં દુઃખોનો અંત આણવાની સર્વોત્કૃષ્ટ ભાવના છે, અને એ ભાવનાની સિદ્ધિ સાવદ્ય-યોગના વિરામથી અને નિરવદ્યયોગના આસેવનથી જ થઈ શકે છે.

સાવદ્યયોગ એટલે પાપવાળો વ્યાપાર. પાપ અઢાર પ્રકારનાં છે. તેમાંથી એક પણ પાપ મન-વચન-કાયાથી સેવવું, સેવરાવવું કે સેવતાંને સારું માનવું નહિ, એ જાતની જીવનપર્યંત કે નિયત-કાળ માટેની પ્રતિજ્ઞા એ સામાયિક છે અને એ જ વાસ્તવિક ચારિત્ર છે. એ ચારિત્રનું પાલન એ દ્વાદશાંગીનો સાર છે અને

તેનાથી મુક્તિ નિકટ આવે છે.* આવા ચારિત્રગુણનો અભ્યાસ એ જીવની સદ્‌ગતિનું મૂળ છે અને તે માત્ર મનુષ્યસૃષ્ટિ જ નહિ પણ સચરાચર વિશ્વના તમામ જીવોની પીડા હરનારું અનુપમ સાધન છે. સ્વરૂપરમણતા કે આત્મગુણોમાં સ્થિરતા સુધી પહોંચવા માટે આ ચારિત્ર એ પરમદ્વાર છે અને એ જ પરમ કસોટી છે. જેઓ એ કસોટીમાંથી પસાર થવા માટે આનાકાની કરે છે કે અણગમો બતાવે છે, તેઓ ચારિત્રગુણથી હજારો કોશ દૂર છે, એટલું જ નહિ પણ ચારિત્રગુણના પાલનને પરિણામે મળનારી સુગતિના ભાગી થવા માટે સર્વથા બેનસીબ છે.

સાવદ્ય વ્યાપારોનું પ્રત્યાખ્યાન અને નિરવદ્ય વ્યાપારોનું આસેવન એ જ એક ચારિત્રનું લક્ષણ હોય તો તે ચારિત્રને ટકાવનાર કે વધારનાર, જન્માવનાર કે સુધારનાર સત્ક્રિયા સિવાય બીજું કોઈ નથી, એ વાત આપોઆપ સિદ્ધ થાય છે. એટલા માટે શાસ્ત્રકારોએ ચારિત્રનું બીજું લક્ષણ સમિતિગુપ્તિથી પવિત્રિત ચરિત્ર પણ કહ્યું છે. કાયાની સમ્યક્ પ્રવૃત્તિ, એ સમિતિઓ છે, અને કાયા, વચન અને મન એ ત્રણનો સમ્યગ્ (પ્રવર્તન-નિવર્તનરૂપ) નિગ્રહ, એ ગુપ્તિઓ છે. તેની સંખ્યા અનુક્રમે પાંચ અને ત્રણ મળીને આઠ છે. એ આઠ પ્રકારની ક્રિયાઓને પ્રવચનની માતા અને દ્વાદશાંગરૂપ જૈન શાસનની જનેતા તરીકે શાસ્ત્રકારોએ જણાવી છે.

કિલ્લો સમારકામથી જ ટકે, તેમ ક્રિયારૂપી કિલ્લો પ્રતિક્રમણરૂપી સમારકામથી જ ટકે. પ્રતિક્રમણ એ ક્રિયારૂપી કિલ્લામાં

---

* तस्माज्जगाद भगवान् सामायिकमेव निरुपमोपायम् ।
शारीर-मानसानेकदुःखनाशस्य मोक्षस्य ॥

— શ્રી હરિભદ્રસૂરીશ્વર

પડેલાં છિદ્રો કે ગાબડાઓનું સમારકામ છે. એ રીતે ચારિત્રનો પ્રાણ ક્રિયા છે અને ક્રિયાનો પ્રાણ પ્રતિક્રમણ છે.

## પ્રતિક્રમણની ક્રિયાને અંગે કેટલીક શંકાઓ અને તેનાં સમાધાન

શંકા ૧ : પ્રતિક્રમણ એ છ આવશ્યકમય છે અને તેમાં પહેલું સામાયિક છે. સામાયિક લેતી વખતે મન-વચન-કાયાથી સાવદ્ય વ્યાપાર કરવા નહિ, કરાવવા નહિ કે અનુમોદવા નહિ એવી પ્રતિજ્ઞા લેવામાં આવે છે, છતાં મન તો વશ રહેતું નથી, તો પ્રતિજ્ઞાનું પાલન ક્યાં રહ્યું ?

સમાધાન : જૈન શાસનમાં સામાયિક આદિ પ્રત્યેક વ્રતની પ્રતિજ્ઞાના ૧૪૭ વિકલ્પો માનવામાં આવ્યા છે. તે આ રીતે:—

(૧) મનથી, વચનથી અને કાયાથી. (એક ત્રિકસંયોગી)

(૨) મનથી, વચનથી.
(૩) મનથી, કાયાથી.
(૪) વચનથી, કાયાથી.
(ત્રણ દ્વિકસંયોગી)

(૫) મનથી.
(૬) વચનથી.
(૭) કાયાથી.
(ત્રણ અસંયોગી)

એ રીતે (એક) ત્રિકસંયોગી, (ત્રણ) દ્વિકસંયોગી અને (ત્રણ) અસંયોગી, એ કુલ સાત વિકલ્પો, ત્રણ કરણના અને એ જ રીતે કુલ સાત વિકલ્પો (કરવું, કરાવવું અને અનુમોદવું) એ ત્રણ યોગના, એ બેનો ગુણાકાર કરતાં ૭×૭=૪૯ અને એને ત્રણ કાળે ગુણતાં ૪૯×૩=૧૪૭ વિકલ્પો થાય છે. એમાં લીધેલા કેટલાક વિકલ્પોનું પાલન થાય અને અન્ય વિકલ્પોનું પાલન ન થાય તો પણ પ્રતિજ્ઞાનો સર્વાંશે ભંગ થયો ગણાય નહિ. એમાં જે

માનસિક ભંગ થાય છે, તેને અતિક્રમ, વ્યતિક્રમ કે અતિચાર માનેલ છે, પણ અનાચાર કહેલ નથી. અતિક્રમાદિ દોષોનું નિંદા, ગર્હા, આલોચના અને પ્રતિક્રમણ વડે શુદ્ધિકરણ થઈ શકે છે અને એ રીતે પ્રતિજ્ઞાનું નિર્વહણ થઈ શકે છે. દોષવાળું કરવા કરતાં ન કરવું સારું એ વચનને જૈન શાસનમાં ઉત્સૂત્ર વચન તરીકે સંબોધવામાં આવ્યું છે. કરવું તો શુદ્ધ જ કરવું, અન્યથા કરવું જ નહિ. એ વચન શાસ્ત્રકારોને માન્ય નથી, કારણ કે–કોઈ પણ ક્રિયા વિધિના રાગ અને અવિધિના પશ્ચાત્તાપપૂર્વકના અભ્યાસથી જ શુદ્ધ થાય છે. અભ્યાસના પ્રારંભકાળમાં ભૂલ ન જ થાય એમ અજ્ઞાની જ માને. ભૂલવાળાં અનુષ્ઠાનો કરતાં કરતાં જ ભૂલ વિનાનાં અનુષ્ઠાનો થાય છે. સાતિચાર ધર્મ જ નિરતિચાર ધર્મનું કારણ બને છે. જેટલા જીવો આજ સુધી મોક્ષે ગયા છે, તે એ રીતે સાતિચાર ધર્મનું આરાધન કરીને નિરતિચાર ધર્મ પાળનારા થયા છે. દુન્યવી કળાઓના અભ્યાસમાં પણ એ જ નિયમ છે. ધર્મકળાનો અભ્યાસ એમાં અપવાદ બની શકે નહિ.

શંકા ૨ : પાપનું પ્રતિક્રમણ કરીને ફરી તે પાપનું સેવન કરવું, એ માયાચાર નથી ?

**સમાધાન :** પાપનું પ્રતિક્રમણ કરીને ફરી તે પાપનું સેવન કરવું તેટલા માત્રથી એ માયાચાર નથી, પરંતુ ફરી તે પાપનું તે ભાવે સેવન કરવું એ *માયાચાર છે. પ્રતિક્રમણ કરનાર વર્ગ

---

* તે ભાવે એટલે ફરી કરવાના ભાવે અથવા ફરી પાપ કરીશું અને ફરી મિથ્યા દુષ્કૃત દઈશું એવા ભાવે, તે માટે કહ્યું છે કે—

મિથ્યા દુક્કડ દેઈ પાતિક, તે ભાવે જે સેવે રે;
આવશ્યક સાખે તે પરગટ, માયામોસને સેવે રે.

ઉ. શ્રી યશોવિજયજીકૃત સાડા ત્રણસો ગાથાનું સ્તવન
—ઢાળ બીજી, ગા. ૧૭

પાપથી છૂટવા માટે પ્રતિક્રમણ કરે છે. તેથી તેનો ભાવ ફરી વાર પાપ નહિ કરવાનો છે. ફરી વાર પાપ નહિ કરવાનો ભાવ હોવા છતાં ફરી વાર પાપ થાય છે, તેનું ફરી વાર પ્રતિક્રમણ કરે છે. એ રીતે વારંવાર પ્રતિક્રમણ કરવાથી તેને અનુબંધ પાપ કરવાનો નહિ પણ પાપ નહિ કરવાનો પડે છે. પાપ નહિ કરવાનો અનુબંધ જ તેને એક વખતે સર્વથા પાપ નહિ કરવાની કક્ષાએ પહોંચાડે છે. તેથી શ્રી જિનશાસનમાં જ્યાં સુધી જીવ પાપથી રહિત ન બને, ત્યાં સુધી તેને પાપનું પ્રતિક્રમણ અવશ્ય કર્ત્તવ્ય તરીકે ઉપદેશ્યું છે. એ માટે કહ્યું છે કે:—

મૂલપદે પડિક્કમણું ભાખ્યું, પાપતણું અણકરવું રે;
શક્તિ ભાવ તણે અભ્યાસે, તે જસ અર્થે વરવું રે.

૩૫૦ ગાથાનું સ્તવન—ઢાળ ૨ જી—ગાથા ૧૮ મી.

પાપને નહિ કરવારૂપ મુખ્ય પ્રતિક્રમણ શક્તિમુજબ અને ભાવમુજબ અભ્યાસ કરતાં કરતાં સિદ્ધ થાય છે.

અથવા કહ્યું છે કે:—

પડિક્કમણું મૂલપદે કહ્યું, અણકરવું પાપનું જેહ મેરે લાલ;
અપવાદે તેહનું હેતુ એ, અનુબંધ તે શમ-રસ-મેહ મેરે લાલ.

પ્રતિક્રમણ ગર્ભહેતુ સ્વાધ્યાય—ઢાળ ૯ મી—ગાથા ૩ જી.

મુખ્યપણે પાપ ન કરવું તે જ પ્રતિક્રમણ છે. અપવાદે પાપ નહિ કરવાનો અનુબંધ પાડનાર પ્રતિક્રમણ પણ મુખ્ય પ્રતિક્રમણનો હેતુ છે. કારણ કે—(પાપ નહિ કરવાનો) અનુબંધ એ જ અહીં સમતારૂપી રસને વરસાવનાર મેઘ છે.

શંકા ૩: પ્રતિક્રમણ ભૂતકાળનાં પાપનું જ હોઈ શકે, પરંતુ વર્તમાન કાળ અને અનાગત કાળના પાપનું કેવી રીતે હોઈ શકે?

સમાધાન : પ્રતિક્રમણનો હેતુ અશુભ યોગથી નિવૃત્તિનો છે. તેથી જેમ અતીતકાલના દોષનું પ્રતિક્રમણ નિંદાદ્વારા—થાય છે, તેમ વર્તમાન કાળના દોષનું પ્રતિક્રમણ સંવરદ્વારા અને અનાગત કાળના દોષનું પ્રતિક્રમણ પચ્ચક્ખાણદ્વારા થઈ શકે છે, કારણ કે સંવર અને પચ્ચક્ખાણ ઉભયમાં અશુભયોગની નિવૃત્તિ પ્રધાન છે.

શંકા ૪ : પ્રતિક્રમણ વખતે સામાયિક લેવાની શું જરૂર છે?

સમાધાન : શાસ્ત્રમાં સામાયિક ચાર પ્રકારનાં કહ્યાં છે: સમ્યક્ત્વ-સામાયિક, શ્રુત–સામાયિક, દેશવિરતિ–સામાયિક અને સર્વવિરતિ-સામાયિક. પ્રતિક્રમણ કરનારમાં સમ્યક્ત્વ-સામાયિક અને શ્રુત–સામાયિક સંભવે છે. સમ્યક્ત્વ–સામાયિક એટલે મિથ્યાત્વ–મલનો અપગમ અને તેથી ઊપજતી જિનવચનમાં શ્રદ્ધા. શ્રુત–સામાયિક એટલે જિનોક્ત-તત્ત્વોનું સંક્ષેપથી કે વિસ્તારથી જ્ઞાન અને તેથી ઊપજતો અવિપરીત બોધ. દેશવિરતિ સામાયિક એટલે પાપની આંશિક નિવૃત્તિરૂપ પ્રયત્ન. સર્વવિરતિ–સામાયિક એટલે પાપથી સર્વાંશ નિવૃત્તિ કરવારૂપ પ્રયત્ન. એ ચારે ય પ્રકારના સામાયિકથી ચ્યુત થવું તે ઔદયિકભાવ છે. એ ઔદયિક ભાવમાંથી અર્થાત્ પરભાવમાંથી ખસીને, ફરી પાછું, સામાયિકરૂપી ક્ષાયોપશમિક ભાવ અર્થાત્ આત્મભાવમાં જવું તે પ્રતિક્રમણ છે. આ ઉપરથી પ્રતિક્રમણ વખતે સામાયિક લેવાની જરૂર શા માટે છે? તે સ્પષ્ટ થાય છે. સામાયિક એ સાધ્ય છે અને પ્રતિક્રમણ એ સાધન છે. તેથી સામાયિકરૂપી સાધ્યને લક્ષમાં રાખવાપૂર્વક જ પ્રતિક્રમણની ક્રિયા કરવી જોઈએ, એવું શાસ્ત્રકારોનું વિધાન છે.

શંકા ૫ : જેને અતિચાર લાગે તે જ પ્રતિક્રમણ કરે, બીજાને પ્રતિક્રમણ કરવાની શી જરૂર છે?

**સમાધાન :** પ્રતિક્રમણ સમ્યગ્દર્શનમાં લાગેલા અતિચાર, દેશવિરતિધર્મમાં લાગેલા અતિચાર અને સર્વવિરતિ ધર્મમાં લાગેલા અતિચારની શુદ્ધિ માટે યોજાયેલું છે, તથા સમ્યગ્દર્શન આદિ ગુણોની પ્રાપ્તિના અધિકારી એવા બીજા જીવોને પણ પોતાના ગુણસ્થાનને યોગ્ય વર્તન નહિ કરવાના કારણે લાગેલા અતિચારની શુદ્ધિ કરવા માટે છે. **તેથી દોષની શુદ્ધિને ઈચ્છનાર સર્વ કોઈ આત્માઓએ પ્રતિક્રમણ કરવાની જરૂર છે.**

આવશ્યકનિર્યુક્તિમાં પ્રતિક્રમણ કરવાનાં ખાસ પ્રયોજનો બતાવતાં કહ્યું છે કે—

(પ્રસંગે) નિષિદ્ધનું આચરણ કરવાથી, વિહિતનું આચરણ ન કરવાથી, જે વસ્તુ જે રીતે શ્રદ્ધેય હોય, તે વિષે અશ્રદ્ધા કરવાથી, તથા માર્ગથી વિરુદ્ધ પ્રરૂપણા કરવાથી જે દોષો લાગ્યા હોય, તેનું પ્રતિક્રમણ કરવાનું છે.*

આ ચારે ય વસ્તુઓ ઉન્નતિના અર્થી મનુષ્યમાત્રને લાગુ પડે છે. તેથી એ ચારે દોષોનું જેમાં પ્રતિક્રમણ કરવામાં આવે છે, તે પ્રતિક્રમણ સૌ કોઈ આત્માર્થી જીવને ઉપકારક છે.

સુવિહિતશિરોમણિ આચાર્યપુરંદર શ્રીહરિભદ્રસૂરીશ્વર ફરમાવે છે કે—

નિષિદ્ધનું આસેવન આદિ, જે કારણ માટે પ્રતિક્રમણના વિષયરૂપ કહેલ છે, તે કારણ માટે આ પ્રતિક્રમણ ભાવશુદ્ધિનું-

---

* **पडिसिद्धाणं करणे किच्चाणमकरणे पडिक्कमणं ।**
**असद्दहणे य तहा विवरीयपरूवणाए य ॥**

અંતઃકરણની નિર્મળતાનું પરમ-પ્રકૃષ્ટ કારણ છે.× કારણ કે-એમાંનો એક એક દોષ પણ જો તેમાંથી પાછું ફરવામાં ન આવે તો અનંતગુણ પર્યન્ત દારુણ વિપાક આપનારો થાય છે.

શંકા ૬: પ્રતિક્રમણની ક્રિયા ઘણી લાંબી અને કંટાળા-ભરેલી હોય છે. તેનાં સૂત્રોનો અર્થ જેઓ જાણતા હોતા નથી તેઓની આગળ એ સૂત્રોને બોલી જવાથી કોઈ પણ પ્રકારનો ભાવ જાગતો નથી, કે કોઈ પણ પ્રકારનું વિશિષ્ટ પ્રયોજન સધાતું નથી, તો તેના બદલે સામાયિક કે સ્વાધ્યાય આદિ કરે તો શું ખોટું?

સમાધાન: પ્રતિક્રમણની ક્રિયા ઘણી લાંબી અને કંટાળા-ભરેલી છે એમ કહેનાર કાં તો ધર્મ માટે ક્રિયાની આવશ્યકતા બિલકુલ માનતો ન હોય અથવા માત્ર વાતો કરવાથી જ ધર્મ સિદ્ધ થઈ શકે છે, એવી ખોટી શ્રદ્ધા ધારણ કરતો હોય પરંતુ એ ઉભય પ્રકારની માન્યતા યોગ્ય નથી, ધર્મનો પ્રાણ ક્રિયા છે, અને ક્રિયા વિના કદી મન, વચન કે કાયા સ્થિર થઈ શકતાં નથી, એવું જેને જ્ઞાન છે, તેને મન પ્રતિક્રમણની ક્રિયા તદ્દન ટૂંકી અને અતિ રસમય છે. વળી ઉભય સંધ્યાએ તે કર્ત્તવ્ય હોવાથી, તથા તે સમયે લૌકિક કાર્યો (લોકસ્વભાવથી જ), કરાતાં નહિ હોવાથી નિરર્થક જતો કાળ સાર્થક કરી લેવાનો પણ તે અપૂર્વ ઉપાય છે. તેમ જ જ્ઞાનાભ્યાસ માટે પણ તે કાળ અસ્વાધ્યાયનો છે તથા

---

× निषिद्धासेवनादि यद्विषयोऽस्य प्रकीर्तितः ।
तदेतद्भावसंशुद्धेः कारणं परमं मतम् ॥

योगबिन्दु गाथा-४००

અકાળે જ્ઞાનાભ્યાસ કરવાથી ઊલટો અનર્થ થાય છે. તેથી પ્રમાદમાં જતા તે કાળને જ્ઞાન-દર્શન-ચારિત્રની વૃદ્ધિ થાય તેવી રીતે પસાર કરવાની અપૂર્વ ચાવી પણ તેમાં રહેલી છે. પ્રતિક્રમણ જેવી ટુંકી અને સંધ્યાવખતની બે ઘડીમાં પૂરી થતી ક્રિયાને લાંબી કે કંટાળાભરેલી કહેવી, તે જીવના પ્રમાદરૂપી કટ્ટર શત્રુને પુષ્ટિ આપનારું અજ્ઞાન-કથન છે.

પ્રતિક્રમણનાં સૂત્રો ઘણાં ટુંકાં છે, તેનો શબ્દાર્થ કે ભાવાર્થ નહિ જાણનારા પણ તેનો ઐદંપર્યાર્થ ન સમજી શકે તેમ નથી. પાપથી પાછા ફરવું તે પ્રતિક્રમણનો ઐદંપર્યાર્થ છે. પાપમાં પ્રવૃત્તિ સાને? 'અનાદિ અભ્યાસથી' અનુભવસિદ્ધ છે. તે પાપ અને તેના અનુબંધથી પાછા ફરવાની ક્રિયા, તે પ્રતિક્રમણ એવો રહસ્યાર્થ સૌ કોઈના ખ્યાલમાં આવી શકે તેવો છે. એ અર્થને ખ્યાલમાં રાખીને જેઓ પ્રતિક્રમણની ક્રિયા કરે છે તેઓ, સૂત્રના શબ્દો અને તેના અર્થને ન જાણતા હોય તો પણ, તેને જાણનારના મુખે સાંભળવાથી અથવા તેને જાણનારના જ્ઞાન ઉપર શ્રદ્ધા ધારણ કરીને સ્વમુખે બોલવાથી પણ અવશ્ય શુભભાવ પામી શકે છે. એ વાતની સાક્ષી અધ્યાત્મકલ્પદ્રુમના રચયિતા સહસ્રાવધાની શ્રીમુનિસુન્દરસૂરિજી નીચેના શબ્દોમાં પૂરે છેઃ—

તે પુરુષોને ધન્ય છે કે જેઓ સ્વયં જ્ઞાની નથી શ્રદ્ધાથી શુદ્ધ અંતઃકરણવાળા પરના ઉપદેશનો લેશ (અંશ) પામીને, કષ્ટ-સાધ્ય એવા અનુષ્ઠાનોને વિષે આદરબદ્ધ રહે છે. કેટલાક આગમના પાઠી હોવા છતાં અને આગમનાં પુસ્તકોને, તેના અર્થને પોતાની પાસે ધારણ કરવા છતાં, આ લોક અને પરલોકમાં હિતકર કર્મોને

વિષે કેવળ આળસુ હોય છે. પરલોકને હણનાર એવા તેઓનું ભાવિ કેવું થશે ?*

અહીં, બીજાના ઉપદેશથી પણ સત્કર્મ કરનારા અને સ્વયં અભણ હોવાથી તેના વિશેષ અર્થ નહિ જાણનારા પુરુષોને પણ શ્રી મુનિસુન્દરસૂરિજી મહારાજ ધન્ય કહે છે અને ભણેલા પણ આળસુને પરલોકનું હિત હણનારા કહે છે, કારણ કે–ક્રિયા એ સુગતિનો હેતુ છે, માત્ર જ્ઞાન નહિ, એમ તેઓ ગીતાર્થ દષ્ટિએ જાણે છે. ક્રિયામાં જેટલું જ્ઞાન ભળે તેટલું દૂધમાં સાકર ભળ્યા જેવું છે, પરંતુ સાકરના અભાવે દૂધને પણ દૂધ માનીને ન પીવું, એવું વચન લોકમાં કોઈ બોલતું નથી, તો લોકોત્તર શાસનમાં સૂત્રના અર્થ નહિ જાણવામાત્રથી સૂત્રાનુસારી ક્રિયાને વિષે અપ્રમત્ત રહેનારનું કોઈ પ્રયોજન સિદ્ધ થતું નથી, એમ કોણ કહે? તેઓ જ કહે, કે જેઓ સૂત્રની મંત્રમયતાને અને તેના રચયિતાઓની પરમ આપ્તતાને સદ્દહતા ન હોય. આપ્ત પુરુષોનાં રચેલાં સૂત્રો મંત્રમય હોય છે અને તેથી મિથ્યાત્વમોહનીય આદિ પાપકર્મની દુષ્ટ પ્રકૃતિઓનું વિષ સમૂલ નાશ પામે છે. એમ જાણનાર અને માનનાર પ્રતિક્રમણની ક્રિયાનાં સૂત્રોનું વિધિપૂર્વક ઉચ્ચારણ અને શ્રવણ (તથાવિધ અર્થ ન જાણવા છતાં) એકાંત કલ્યાણ કરનારું છે, એવી શ્રદ્ધામાંથી કદી પણ ચલિત થતા નથી.

---

* धन्याः केऽप्यनधीतिनोऽपि सदनुष्ठानेषु बद्धादरा,
दुःसाध्येषु परोपदेशलवतः श्रद्धानशुद्धाशयाः ।
केचित्त्वागमपाठिनोऽपि दधतस्तत्पुस्तकान् येऽलसा,
अत्राऽमुत्र हितेषु कर्मसु कथं ते भाविनः प्रेत्यहाः ॥

अध्यात्मकल्पद्रुम अधिकार ८—श्लोक ७

શંકા ૭ : પ્રતિક્રમણની ક્રિયામાં ચતુર્વિંશતિ-સ્તવ, ગુરુવંદન, કાયોત્સર્ગ અને પચ્ચક્ખાણની શી આવશ્યકતા છે?

સમાધાનઃ—પ્રતિક્રમણ જેમ સામાયિકનું અંગ છે, તેમ ચતુર્વિંશતિ-સ્તવ આદિ પણ સામાયિકનાં અંગો છે સામાયિકરૂપી સાધ્યની સિદ્ધિ માટે જેટલી આવશ્યકતા પ્રતિક્રમણરૂપી સાધનની છે, તેટલી જ ચતુર્વિંશતિસ્તવ આદિની છે. બીજી રીતે કહીએ તો ચતુર્વિંશતિસ્તવ આદિ સામાયિકના જ ભેદો છે, તેથી સામાયિકથી જુદા નથી. એટલે પરસ્પર સાધ્ય-સાધનભાવરૂપે રહેલાં છે. જેમ સામાયિકનું સાધન ચતુર્વિંશતિ-સ્તવ આદિ છે, તેમ ચતુર્વિંશતિ-સ્તવ આદિનું સાધન સામાયિક છે, અથવા ગુરુવંદન છે, અથવા પ્રતિક્રમણ છે. અથવા કાયોત્સર્ગ છે. અથવા પચ્ચક્ખાણ છે. પચ્ચક્ખાણથી જેમ સમભાવલક્ષણ સામાયિક વધે છે, તેમ સામાયિકથી પણ આશ્રવનિરોધરૂપ કે તૃષ્ણાછેદરૂપ પચ્ચક્ખાણ-ગુણ વૃદ્ધિ પામે છે. અથવા સામાયિકથી જેમ કાયોત્સર્ગ એટલે કાયા ઉપરથી મમતા છૂટીને સમતા પ્રાપ્ત થાય છે, તેમ કાયોત્સર્ગ-કાયા ઉપરના મમત્વનો ત્યાગ, એ પણ સમભાવરૂપ સામાયિકની જ પુષ્ટિ કરે છે. એ જ રીતે, ત્રિકાલવિષયક સાવદ્યયોગની નિવૃત્તિરૂપ પ્રતિક્રમણ જેમ સામાયિકથી સિદ્ધ થાય છે, તેમ સાક્ષાત્ સાવદ્યયોગની નિવૃત્તિના પચ્ચક્ખાણરૂપ સામાયિકથી પ્રતિક્રમણની પુષ્ટિ થાય છે. સમભાવલક્ષણ સામાયિક જેમ સમભાવપ્રાપ્ત સુગુરૂની આજ્ઞાના પાલનરૂપ ભક્તિનું પ્રયોજક છે. તેમ સમભાવપ્રાપ્ત સુગુરુના વંદનરૂપ વિનય પણ સમભાવરૂપ સામાયિક ગુણને વિકસાવનાર છે. એ રીતે છએ આવશ્યકો પરસ્પર એકબીજાના સાધક છે. તેથી તે છએ એકઠા મળીને ચારિત્રગુણની પુષ્ટિ કરે છે. અથવા ચારિત્ર એક જેનો વિભાગ છે, એવા (પંચાચારમય) પંચવિધ મુક્તિમાર્ગનું તેથી આરાધન થાય છે, શ્રીજિનેશ્વરદેવે ફરમાવેલો મુક્તિમાર્ગ એ

પંચાચારના પાલનસ્વરૂપ છે, કારણ કે આત્માના મુખ્ય ગુણ પાંચ છે. એ પાંચેયને વિકસાવનાર આચારના પરિપૂર્ણ પાલન વિના આત્મગુણોના સંપૂર્ણ લાભરૂપ મુક્તિરૂપી કાર્ય સિદ્ધ થઈ શકતું નથી.

સામાયિક, ચતુર્વિંશતિ-સ્તવ આદિ છએ આવશ્યકોથી આત્મગુણોનો વિકાસ કરનાર પાંચે આચારોની શુદ્ધિ કેવી રીતે થાય છે? તેને વર્ણવતાં શાસ્ત્રકાર મહર્ષિઓ ફરમાવે છે, કે—

સાવદ્ય યોગનું વર્જન અને નિરવદ્ય યોગોનું સેવન, એ સ્વરૂપ-સામાયિક વડે અહીં ચારિત્રાચારની શુદ્ધિ થાય છે.*

જિનેશ્વરોના અદ્ભુત ગુણોના ઉત્કીર્તનસ્વરૂપ ચતુર્વિંશતિ-સ્તવવડે દર્શનાચારની વિશુદ્ધિ થાય છે.

જ્ઞાનાદિ ગુણોથી યુક્ત એવા ગુરુઓને વિધિપૂર્વક વંદન કરવાથી જ્ઞાનાચાર આદિ આચારોની શુદ્ધિ થાય છે.

જ્ઞાનાદિક ગુણોમાં થયેલી સ્ખલનાઓની વિધિપૂર્વક નિંદા આદિ કરવારૂપ પ્રતિક્રમણવડે જ્ઞાનાદિ તે તે આચારોની શુદ્ધિ થાય છે.

પ્રતિક્રમણથી શુદ્ધ નહિ થયેલા એવા ચારિત્રાદિના અતિ-ચારોની વ્રણચિકિત્સાસ્વરૂપ કાયોત્સર્ગવડે શુદ્ધિ થાય છે અને તેથી ચારિત્રાદિ આચારોની શુદ્ધિ થાય છે.

મૂલ-ઉત્તરગુણોને ધારણ કરવારૂપ પચ્ચક્ખાણવડે તપાચારની શુદ્ધિ થાય છે.

---

* **चारित्तस्स विसोही कीरइ सामाइएण किल इहयं ।**
**सावज्जेयरजोगाण वज्जणा सेवणत्तणओ ॥**

ઇત્યાદિ ચતુઃશરણ-પ્રકીર્ણક ગાથા ૨ થી ૭

તથા સામાયિક આદિ સર્વ આવશ્યકોવડે વીર્યાચારની વિશુદ્ધિ થાય છે.

આ રીતે છ આવશ્યકો પાંચે પ્રકારના આચારની વિશુદ્ધિ કરે છે. પંચાચારનું પાલન એ જ ખરું મુક્તિમાર્ગનું આરાધન છે. પ્રતિક્રમણની ક્રિયાને તૃતીય વૈદ્યના ઔષધરૂપ (અર્થાત્ દોષ હોય તો તેને દૂર કરે, અને ન હોય તો ઉપરથી ગુણ કરે) ઉપમા શાસ્ત્રકારોએ આપી છે, તે આથી સાર્થક થાય છે.

પ્રતિક્રમણવડે ચારિત્રાદિ આચારોમાં લાગેલા દોષો દૂર થાય છે અને આત્માના જ્ઞાન, દર્શન, વીર્ય આદિ ગુણોની પુષ્ટિ થાય છે. પ્રતિક્રમણરૂપી વ્યાયામ આત્મગુણોની પુષ્ટિ કરવારૂપ કાર્યની સિદ્ધિનો અનન્ય અને અનુપમ ઉપાય હોવાથી પ્રત્યેક તીર્થપતિના શાસનમાં તે વિહિત થયેલું છે, એ વાત પ્રત્યેક તીર્થપતિઓના મુનિઓના વર્ણનોમાં શાસ્ત્રકારોએ વર્ણવી છે. તેવાં બે ચાર વર્ણનો અહીં આપવાથી તે વિષયની પ્રતીતિ દૃઢ થશે.

(૧) શ્રી મહાવીર ભગવાનનો જીવ નયસારના ભવમાં સમ્યક્ત્વ પામ્યા પછી ત્રીજા ભવે શ્રી ઋષભદેવસ્વામીના પૌત્ર અને ભરત ચક્રવર્તીના પુત્ર મરીચિ તરીકે ઉત્પન્ન થયો. તેણે શ્રી ઋષભદેવસ્વામી પાસે દીક્ષા લીધી અને સામાયિક આદિ ૧૧ અંગોનો અભ્યાસ કર્યો, તે વાત જણાવવાને પ્રસંગે નિર્યુક્તિકાર ભગવાન શ્રીભદ્રબાહુસ્વામીજી આવશ્યકસૂત્રની નિર્યુક્તિમાં ફરમાવે છે, કે—

मरिई वि सामिपासे विहरइ तवसंजमसमग्गो ।
सामाइयमाईयं इक्कारसमाउ जाव अंगाउ ।
उज्जुत्तो भत्तिगओ अहिज्जिओ सो गुरुसगासे ॥

आ. नि. गाथा ३६–३७

તપ અને સંયમથી સહિત એવા મરીચિ, સ્વામીની સાથે વિચરે છે. ઉદ્યમી અને ભક્તિમાન એવા તે ગુરુ પાસે સામાયિકથી માંડીને અગિયાર અંગપર્યન્ત ભણ્યા.

(૨) જ્ઞાતાધર્મકથા નામના છઠ્ઠા અંગમાં નીચેના ઉલ્લેખો છે : શૈલકજ્ઞાત નામે પાંચમા અધ્યયનમાં કહ્યું છે, કે—

(क) ત્યારબાદ તે થાવચ્ચાપુત્ર શ્રી નેમિનાથસ્વામીના તથા-પ્રકારના ગુણવિશિષ્ટ સ્થવિરો પાસે સામાયિકાદિ ચૌદ પૂર્વોનો અભ્યાસ કરે છે.

(ख) ××× તે પછી મુંડ થઇને દીક્ષા અંગીકાર કર્યા બાદ શુક નામના મહર્ષિ સામાયિકથી માંડીને ચૌદ પૂર્વોનું અધ્યયન કરે છે.

(ग) શૈલક નામના રાજા પણ શુક નામના મહર્ષિ પાસે ધર્મનું શ્રવણ કરીને દીક્ષા અંગીકાર કરે છે તથા સામાયિક આદિ અગિયાર અંગોનો અભ્યાસ કરે છે.

(घ) તેતલી જ્ઞાત નામના ચૌદમા અધ્યયનમાં નીચેનો ઉલ્લેખ છે:—

તે વારે તેતલિપુત્ર નામના મંત્રીશ્વરને શુભ પરિણામના યોગે જાતિસ્મરણજ્ઞાન થયું. જાતિસ્મરણજ્ઞાનવડે પોતાનો પૂર્વભવ જાણી સ્વયમેવ દીક્ષા અંગીકાર કરી. (પછી) પ્રમદવન નામના ઉદ્યાનમાં સુખપૂર્વક બેસીને ચિંતવન કરતાં કરતાં પૂર્વે ભણેલાં સામાયિક આદિ ચૌદે પૂર્વો સ્વયમેવ સ્મૃતિપથમાં આવ્યાં.

(ङ) નંદીફળ જ્ઞાત નામના પંદરમા અધ્યયનમાં નીચેનો ઉલ્લેખ છે:—

ધન સાર્થવાહે ધર્મનું શ્રવણ કરી પોતાના મોટા પુત્રને કુટુંબનો ભાર સોંપી પ્રવ્રજ્યા અંગીકાર કરી, અને સામાયિક આદિ અગિયાર અંગોનો અભ્યાસ કર્યો.

(च) અમરકંકા જ્ઞાત નામના સોળમા અધ્યયનમાં નીચેનો ઉલ્લેખ છેઃ—

તે વારે યુધિષ્ઠિર પ્રમુખ પાંચે અણગારોએ સામાયિક આદિ ચૌદ પૂર્વોનો અભ્યાસ કર્યો ××:×× તે વાર પછી દ્રૌપદી નામની આર્યા, સુવ્રતા નામની આર્યા પાસે, સામાયિક આદિ અગિયાર અંગોનું અધ્યયન કરે છે.

(છ) જ્ઞાતાધર્મના બીજા શ્રુતસ્કંધમાં શ્રી પાર્શ્વનાથસ્વામીના સમયનો નીચેનો ઉલ્લેખ છેઃ—

તે વાર પછી શ્રીકાલી નામની આર્યા શ્રીમતી પૂષ્પચૂલા નામની આર્યા પાસે સામાયિક આદિ ૧૧ અંગોનું અધ્યયન કરે છે.

(૩) ભગવતીસૂત્રમાં શ્રી મહાબલ નામના રાજકુમારનો નીચે મુજબ અધિકાર છે-( તેરમા જિનપતિ શ્રી વિમલનાથ-સ્વામીના શાસનમાં તે થયા છે. )—

તે વાર પછી શ્રીમહાબલ શ્રીધર્મઘોષ નામના અણગારની પાસે સામાયિક આદિ ચૌદ પૂર્વો ભણે છે.

(૪) ભગવતીસૂત્રના બીજા શતકના પ્રથમ ઉદ્દેશામાં શ્રી સ્કંદચરિતનું વર્ણન નીચે મુજબ છેઃ—

તે સ્કંદક નામના અણગાર શ્રમણ ભગવાન મહાવીરના તથારૂપ સ્થવિરો પાસે સામાયિકાદિ અગિયાર અંગોનું અધ્યયન કરે છે.

આ રીતે, શ્રીઋષભદેવસ્વામીથી આરંભીને શ્રીવર્ધમાન-સ્વામી પર્યન્ત બધા તીર્થપતિઓના સાધુઓ, સામાયિક જેની આદિમાં છે, એવાં અગિયાર અંગો અને ચૌદ પૂર્વોનો, નિયમિત અભ્યાસ કરે છે. તે એમ સૂચવે છે, કે-દરેક મુનિઓને સામાયિક આદિ આવશ્યકોનું અધ્યયન નિયત છે. કારણ કે-પંચાચારની શુદ્ધિનું તે અનન્ય સાધન છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર આદિ આત્માના ગુણો શાશ્વત છે, અને તેને મલિન કરનાર કર્મનું આવરણ અનાદિકાળનું છે. તે આવરણ હઠાવનાર અને મલિનતા દૂર કરનાર ઉપાય પણ શાશ્વત જોઇએ, તેથી પ્રત્યેક તીર્થંકરના શાસનમાં તે અવશ્ય હોય જ. એ રીતે આવશ્યક અને પ્રતિક્રમણ ક્રિયાની ઉપયોગિતા તીર્થંકરદેવોએ સ્થાપિત કરેલી છે અને ચતુર્વિધ સંઘે પ્રતિદિનની સામાચારીમાં તેને માન્ય કરેલી છે. કુદરતનો પણ તે જ ક્રમ છે. મુમુક્ષુ આત્માઓને શીઘ્ર મોક્ષ પ્રાપ્ત કરવા માટેનો તે પ્રતિદિનનો વ્યાયામ છે. શારીરિક વ્યાયામ જેમ શરીરને તંદુરસ્તી બક્ષે છે, તેમ આ આત્મિક વ્યાયામ આત્માને ભાવતંદુરસ્તી આપે છે. કહ્યું છે કે-સમ્યગ્ દર્શનને ઉત્પન્ન કરવાને સમર્થ જે શુભ ક્રિયા ગુર્વાદિ* સમક્ષ કરાય છે તે સમ્યગ્ વ્યાયામ છે.

શંકા ૮ : એક પ્રતિક્રમણને બદલે પાંચ પ્રતિક્રમણ કેમ ?

**સમાધાન :** પ્રતિક્રમણ એ દોષશુદ્ધિ અને ગુણપુષ્ટિની ક્રિયા છે. દોષ એટલે કચરો. આત્મારૂપી ઘરની અંદર કર્મના સંબંધથી દોષરૂપી કચરો નિરંતર એકઠો થાય છે. તેને દર પખવાડિયે, દર ચાતુર્માસીએ અને દર સંવત્સરીએ વધારે પ્રયત્નપૂર્વક સાફ

---

* गुर्वादिसमीपाध्यासिनः शुभा या क्रिया सम्यग्दर्शनोत्पादनशक्ता सा सम्यग् व्यायामः । તત્ત્વાર્થ સિદ્ધસેનીય ટીકા—પૃષ્ઠ ૫૭

કરવાથી જ દૂર થઈ શકે છે. તેથી શાસ્ત્રકારોએ દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક એમ પાંચ પ્રતિક્રમણ ફરમાવ્યાં છે, તેમાં પ્રથમ દૈવસિક પ્રતિક્રમણ ફરમાવવાનું કારણ એ છે, કે–તીર્થની સ્થાપના દિવસે થાય છે અને તીર્થની સ્થાપનાના પ્રારંભથી જ પ્રતિક્રમણ કરવાનું હોય છે. કહ્યું છે, કે—

અહીં, તીર્થ દિવસપ્રધાન છે, અર્થાત્ તીર્થની ઉત્પત્તિ થાય છે, માટે પ્રથમ પ્રતિક્રમણ પણ દૈવસિક જ હોય છે.*

તીર્થ-સ્થાપના થાય, તે દિવસથી જ શ્રી ગણધર ભગવંતો પણ નિયમિત પ્રતિક્રમણ કરે છે. એ રીતે જે દિવસે શાસન સ્થપાય, તે દિવસથી જ પ્રતિક્રમણની આવશ્યકતા પડે છે. તેથી એ વાત પણ સિદ્ધ થાય છે, કે–આવશ્યકસૂત્ર ખુદ ગણધરરચિત છે, પણ અન્યરચિત નથી.

શંકા ૯ : પ્રતિક્રમણ તો ક્રિયારૂપ છે, તેથી તેના વડે અધ્યાત્મની સિદ્ધિ શી રીતે થાય ?

સમાધાન : અધ્યાત્મનું ઉપરચોટિયું જ સ્વરૂપ સમજનારને આ શંકા થાય છે. અધ્યાત્મનું વાસ્તવિક સ્વરૂપ સમજનારને તો પ્રતિક્રમણની સમગ્ર ક્રિયા અધ્યાત્મસ્વરૂપ જ ભાસે છે. અધ્યાત્મ શબ્દનો વ્યુત્પત્ત્યર્થ અને રૂઢ્યર્થ સમજાવતાં ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજ ફરમાવે છે, કે—

---

* इह यस्माद्दिवसादि तीर्थं दिवसप्रधानं च तस्माद्दैवसिकमादाविति ।

आ. नि.

આત્માને ઉદ્દેશીને પંચાચારનું જે પાલન થાય તે અધ્યાત્મ છે. બીજી વ્યાખ્યા મુજબ બાહ્ય વ્યવહારથી ઉપબૃંહિત મૈત્ર્યાદિ-યુક્ત ચિત્ત તે અધ્યાત્મ છે.*

આ બન્ને વ્યાખ્યામાં જ્ઞાન અને ક્રિયા ઉભયને અધ્યાત્મ માનેલું છે. એકલી ક્રિયા જેમ અધ્યાત્મ નથી, તેમ એકલું જ્ઞાન પણ અધ્યાત્મ નથી. એ જ વાત સ્પષ્ટ કરી પોતે કહે છે, કે—

મોહના અધિકાર રહિત આત્માઓની આત્માને ઉદ્દેશીને શુદ્ધ ક્રિયા, તેને જિનેશ્વરો અધ્યાત્મ કહે છે.+

આગળ ચાલતાં તેઓ ફરમાવે છે કે—જેમ પાંચે પ્રકારના ચારિત્રોમાં સામાયિક-ચારિત્ર રહેલું છે, તેમ સર્વ પ્રકારના મોક્ષસાધક વ્યાપારોમાં અધ્યાત્મ અનુગત છે.

છેલ્લે છેલ્લે તેઓ સ્પષ્ટ કરે છે, કે—

એ કારણે-જ્ઞાન-ક્રિયા ઉભયરૂપ અધ્યાત્મ છે, અને તે નિર્દમ્ભ આચારવાળા પુરુષોને જ વૃદ્ધિ પામે છે. ×

---

* आत्मानमधिकृत्य स्याद्, यः पञ्चाचारचारिमा ।
शब्दयोगार्थनिपुणास्तदध्यात्मं प्रचक्षते ॥
रूढ्यर्थनिपुणास्त्वाहुश्चित्तं मैत्र्यादिवासितम् ।
अध्यात्मं निर्मलं बाह्य-व्यवहारोपबृंहितम् ॥

अध्यात्मोपनिषत् प्रकरणम्—श्लोक-२-३

\+ गतमोहाधिकाराणामात्मानमधिकृत्य या ।
प्रवर्तते क्रिया शुद्धा, तदध्यात्मं जगुर्जिनाः ॥

अध्यात्मसार अधिकार २, श्लोक-२

× अतो ज्ञानक्रियारूपमध्यात्मं व्यवतिष्ठते ।
एतत्प्रवर्धमानं स्यान्निर्दम्भाचारशालिनाम् ॥ १ ॥

अध्यात्मसार अधि. श्लोक-२९

ક્રિયાને કેવળ કાયાની ચેષ્ટા કહીને જેઓ જ્ઞાનને જ અધ્યાત્મ માને છે, તેઓનું જીવન નિર્દમ્ભ બનવું સંભવિત નથી, કારણ કે છદ્મસ્થ અવસ્થામાં મન ભળ્યા વિના કેવળ કાયાથી જાણપણે ક્રિયા થઈ શકતી નથી. સશરીરી અવસ્થામાં જેમ માનસિક ક્રિયા કેવળ આત્માથી થઈ શકતી નથી. તેમ કાયાની કે વાણીની ક્રિયા કેવળ કાયા કે કેવળ વાણીથી થઈ શકતી નથી. વાણીનો વ્યાપાર કાયાની અપેક્ષા રાખે છે, અને મનનો વ્યાપાર પણ કાયાની અપેક્ષા રાખે છે. તેવી જ રીતે મનનો વ્યાપાર જેમ આત્માની અપેક્ષા રાખે છે, તેમ વાણી અને કાયાનો વ્યાપાર પણ આત્માની અપેક્ષા રાખે છે, આત્મપ્રદેશોનું કંપન થયા વિના મન, વચન કે કાયા, ત્રણમાંથી એકે ય યોગ પોતાની પ્રવૃત્તિ કરી શકતો નથી. તેથી, ત્રણે ય યોગોવડે થતી શુભ કે અશુભ ક્રિયા આત્મા જ કરે છે, પણ આત્માને છોડીને કેવળ પુદ્ગલ કરતું નથી, એમ માનનારા જ નિર્દમ્ભ રહી શકે છે. જૈનમતમાં અધ્યાત્મના નામે થોડો પણ દમ્ભ નભી ન શકતો હોય, તો તેનું કારણ આ જ છે. છતાં જેઓ વેદાન્ત કે સાંખ્યમતની જેમ આત્મા કે જીવને સશરીરી અવસ્થામાં પણ સર્વથા નિત્ય કે પુષ્કરપત્રવત્ નિર્લેપ માને છે, તેઓના જીવનમાં વહેલા કે મોડા દમ્ભનો પ્રવેશ થવાનો મોટો સંભવ છે. શુદ્ધ અધ્યાત્મ, જ્ઞાન અને ક્રિયા ઉભયના સમન્વયમાં છે. પ્રતિક્રમણની ક્રિયામાં પાણી અને તેના રસની માફક કે દૂધ અને તેની મીઠાશની માફક જ્ઞાન અને ક્રિયા ઓતપ્રોત મળી ગયેલાં છે, તેથી તે નિર્દોષ અધ્યાત્મ છે.

શંકા ૧૦ : પ્રતિક્રમણની ક્રિયામાં યોગ ક્યાં છે?

**સમાધાન** : સાચો યોગ મોક્ષસાધક જ્ઞાન અને ક્રિયા ઉભય-સ્વરૂપ છે. ભગવાન્ શ્રી હરિભદ્રસૂરિજી યોગવિંશિકા નામના ગ્રંથરત્નમાં ફરમાવે છે, કે—

**मुक्खेण जोयणाओ जोगो सव्वो धम्मवावारो ।**

અથવા-ઉપાધ્યાય ભગવંત શ્રી યશોવિજયજી મહારાજ ફરમાવે છે તેમ—

**मोक्षेण योजनाद्योगः सर्वोऽप्याचार इष्यते ।**

જીવને પરમ સુખસ્વરૂપ મોક્ષની સાથે જોડનાર-સંબંધ કરાવી આપનાર-સર્વ પ્રકારનો ધર્મવ્યાપાર-સર્વ પ્રકારનું ધર્માચરણ, એ યોગ છે. બીજા શબ્દોમાં મોક્ષકારણીભૂત આત્મવ્યાપાર એ જ ખરેખર યોગ છે. અથવા **धर्मव्यापारत्वमेव योगत्वम् ।** ધર્મવ્યાપારપણું એ જ યોગનું ખરેખરું લક્ષણ છે. એ લક્ષણ પ્રતિક્રમણની ક્રિયામાં સર્વાંશે લાગુ પડે છે, તેથી પ્રતિક્રમણની ક્રિયા એ સાચી યોગસાધના છે. તે સિવાય કેવળ આસન, કેવળ પ્રાણાયામ કે કેવળ ધ્યાન, ધારણા કે સમાધિની ક્રિયા એ મોક્ષ-સાધક યોગસ્વરૂપ બને એવો નિયમ નથી. મોક્ષના ધ્યેયથી થતી અષ્ટાંગયોગની પ્રવૃત્તિને જૈનાચાર્યોએ માન્ય રાખેલી છે, તો પણ તેમાં જે દોષો અને ભયસ્થાનો રહેલાં છે, તે પણ સાથે જ બતાવ્યાં છે.* જૈનસિદ્ધાંત કહે છે કે-કોઈ પણ આસન, કોઈ પણ સ્થાન કે કોઈ પણ મુદ્રાએ, કોઈ પણ કાળે અને કોઈ પણ ક્ષેત્રે તથા કોઈ પણ (બેઠી, ઊભી કે સૂતી) અવસ્થાએ મુનિઓ કેવળજ્ઞાન અને મોક્ષ પામી શકે છે. તે સંબંધી કોઈ પણ એક

---

* न च प्राणायामादिहठयोगाभ्यासश्चित्तनिरोधे परमेन्द्रियजये च निश्चित उपायोऽपि ऊसासं न निरुंभइ ( आ. नि. गा. १५१० ) इत्याद्यागमेन योगसमाधानविघ्नत्वेन बहुलं तस्य निषिद्धत्वात् ।

पातञ्जलयोगदर्शन पाद–२, सू–५५
श्रीमद्यशोविजयवाचकवरविहिता टीका

ચોક્કસ નિયમ નથી. નિયમ એકમાત્ર પરિણામની શુદ્ધિનો અને યોગની સુસ્થતાનો છે. પરિણામની શુદ્ધિ કે યોગની સુસ્થતા જે રીતે થાય તે રીતે વર્તવું, એ કર્મક્ષય કે મોક્ષલાભનો અસાધારણ ઉપાય છે અને તે જ વાસ્તવિક યોગ છે. પ્રતિક્રમણની ક્રિયા એ પરિણામની શુદ્ધિ અને યોગની સુસ્થતાનો અનુપમ ઉપાય છે, તેથી તે પણ એક પ્રકારનો યોગ છે અને મોક્ષનો હેતુ છે.

**શંકા ૧૧ :** પ્રતિક્રમણની ક્રિયાના જે લાભ બતાવવામાં આવે છે, તે સત્ય જ હોય તો ક્રિયા કરનાર વર્ગમાં તે દેખાતા કેમ નથી ?

**સમાધાન :** દેખનાર (તપાસનાર) જે દૃષ્ટિથી જુએ, તે દૃષ્ટિ મુજબ તેને ગુણ કે દોષ મળી આવે છે. પ્રતિક્રમણની ક્રિયા તપાસનારે કઈ દૃષ્ટિથી તેને જોવી જોઇએ, એનો નિર્ણય પ્રથમ કરવો જોઇએ. આપણે જોઈ આવ્યા, કે—પ્રતિક્રમણની ક્રિયા જિનેશ્વર ભગવંતોએ મુમુક્ષુ આત્માઓ માટે અવશ્ય કર્તવ્ય તરીકે નિયુક્ત કરેલી છે, અને એ ક્રિયા કરવા માટેનાં સૂત્રો ખુદ ગણધર ભગવંતોએ તીર્થની સ્થાપનાના પ્રથમ દિવસે જ રચેલાં છે તથા તેની વિધિયુક્ત આરાધના પણ તે જ દિવસથી ચતુર્વિધ સંઘ પોતપોતાના અધિકાર મુજબ નિરપવાદપણે કરે છે. શાસ્ત્ર-દૃષ્ટિએ મોટામાં મોટો લાભ તો સૌથી પ્રથમ આ પ્રભુ–આજ્ઞાના પાલનનો છે. **मन्नह जिणाणमाणं**—જિનેશ્વરોની આજ્ઞાને માનો. **धम्मो आणाए पडिबद्धो।**—ધર્મ આજ્ઞાથી બંધાયેલો છે. **आणाए धम्मो।**—આજ્ઞાથી જ ધર્મ છે. પ્રતિક્રમણની ક્રિયામાંથી જિનેશ્વરોની આજ્ઞાને પાલન કરવાનો અધ્યવસાય એ જ મોટામાં મોટો લાભ છે, એ જ મોટામાં મોટી ભાવશુદ્ધિ છે. આજ્ઞા-પાલનના અધ્યવસાયપૂર્વક જેઓ પ્રતિક્રમણની ક્રિયા તો શું પણ જિનમતનું એક નાનામાં નાનું ધર્માનુષ્ઠાન આચરે છે, તેઓને થતા લાભની કોઈ સીમા નથી.

ભગવાન શ્રી હરિભદ્રસૂરિજી ફરમાવે છે, કે—

આ જિનોક્ત છે, આપ્તપ્રણીત છે, એવા પ્રકારની ભક્તિ અને બહુમાનપૂર્વક દ્રવ્યથી (અર્થાત્ અંતરના ભાવ વિના) પણ ગ્રહણ કરાતું પ્રત્યાખ્યાન ભાવપ્રત્યાખ્યાન(અર્થાત્ શુદ્ધપ્રત્યાખ્યાન)નું કારણ બને છે.*

કારણ કે—આ જિનેશ્વરોએ કહેલ છે, એવા પ્રકારના બહુમાનનો આશય દ્રવ્યપ્રત્યાખ્યાનના હેતુભૂત અવિધિ, અપરિણામ, ઐહિકલોભ, મંદોત્સાહ આદિ દોષોને દૂર કરી દે છે.

પ્રતિક્રમણની ક્રિયા જિનપ્રણીત છે, આપ્તાગમમાં કહેલી છે તથા તે કર્મના ક્ષયનો હેતુ છે. એવા પ્રકારની શ્રદ્ધાપૂર્વક જેઓ તે ક્રિયા કરે છે, તેઓની ક્રિયામાં અવિધિ આદિ દોષો રહેલા હોય, તો પણ તે કાલક્રમે નાશ પામે છે. જિનાજ્ઞારાધનરૂપી આ મહાન લાભ પ્રતિક્રમણની ક્રિયા કરનારાઓને મળે છે. માત્ર તે જોવાની દૃષ્ટિ નહિ હોવાના કારણે જ તે દેખાતો નથી.

હવે તે ક્રિયાનો લાભ જોવાની બીજી એક દૃષ્ટિ છે, તે એ કે પ્રતિક્રમણની ક્રિયા દોષની શુદ્ધિ અને ગુણની વૃદ્ધિ માટે છે, તો તે કરનારના દોષ કેટલા ટળ્યા? અને ગુણ કેટલા વધ્યા? પરંતુ ક્રિયાનો આ લાભ જોવાની દૃષ્ટિ ઘણી જોખમી છે, કારણ કે ગુણ અને દોષ એ આંતરિક વસ્તુ છે. બીજાના આંતરિક ભાવોને જોવાનું સામર્થ્ય છદ્મસ્થમાં છે નહિ. તેમ કરવા જતાં વ્યવહારનો વિલોપ થાય છે. વ્યવહારના વિલોપથી તીર્થનો વિલોપ થાય છે. શાસ્ત્રકાર મહર્ષિઓએ ફરમાવ્યું છે, કે—

---

* जिनोक्तमिति सद्भक्त्या, ग्रहणे द्रव्यतोऽप्यदः ।
बाध्यमानं भवेद्भावप्रत्याख्यानस्य कारणम् ॥

श्री हरिभद्र सूरिकृत अष्टक ८, श्लोक—८

મૈત્રીભાવથી ક્ષમાનો ગુણ વિકાસ પામે છે, નમ્રતા પણ આવે છે, સરલતા પણ પ્રાપ્ત થાય છે અને સંતોષ પણ અનુભવી શકાય છે. જેમ કે બધા જ મિત્ર છે, ત્યાં કોના પર ક્રોધ? શા માટે ક્રોધ? જ્યાં બધા સમાન છે, ત્યાં અભિમાન કેવું? અને શા માટે? જ્યાં મિત્રતા જ વર્તે છે, ત્યાં જુદાઈ કેવી? એટલે કોઇનું લેવાપણું કે કોઈ પણ વસ્તુની તૃષ્ણા રહેતી નથી. તાત્પર્ય કે ક્રોધાદિ કષાયો આ ભૂમિકા પર બલ-રહિત થઈ જાય છે, તેથી ચિત્ત-વૃત્તિનું શોધન થઈ જાય છે. એટલે જે સાધક આ કક્ષાએ પહોંચ્યો હોય છે, તે ક્રોધ કરતો નથી; પણ ગમે તેવી સ્થિતિમાં શાંત જ રહે છે, પોતાનાં રૂપ, ગુણ કે ઐશ્વર્યનું અભિમાન કરતો નથી પણ તે નિરભિમાન જ રહે છે; તે કોઈ પણ જાતની કપટ-ક્રિયા કરવાનું વલણ ધરાવતો નથી, પણ સરળતાને જ સજે છે અને તેની પાસે કોઈ પણ જાતની માલ-મિલકત ન હોય કે સાધનો અપર્યાપ્ત હોય તો પણ તે સંતોષનું પરમ સુખ અનુભવે છે. એને કોઈ વાતનું દુઃખ હોતું નથી, કોઈ વાતની ચિંતા હોતી નથી, કોઈ જાતનો ભય હોતો નથી કે કોઈ પ્રત્યે કોઈ પણ પ્રકારનો અણગમો હોતો નથી. કોઈ પણ સ્થિતિમાં તે આનંદ જ માણે છે, શાંતિ અનુભવે છે અને અપૂર્વ સામર્થ્યનો સ્વામી હોઈ પોતાના આત્મા સિવાય કોઇની પણ અપેક્ષા રાખતો નથી.

આ સ્થિતિમાં આગળ વધતાં તે શુક્લધ્યાનમાં પ્રવેશ કરે છે, જ્યાં બધા તર્ક-વિતર્ક અને સંકલ્પ-વિકલ્પો શમી ગયા હોય છે. દુઃખનું મૂલ કલ્પના છે, મનને નચાવનારી પણ કલ્પના

જિનાદિ શબ્દો જ્યારે અર્થથી જળવાઈ રહે છે ત્યારે અરિહંત શબ્દ ખુદ શબ્દદ્વારાએ પણ જળવાઈ રહે છે. એજ એનો અદ્વિતીય મહિમા છે.

અરિહંતની સમષ્ટિમય આરાધના કરવાને તૈયાર થયેલા જીવોએ વ્યક્તિ તરીકે રહેલા ઋષભદેવાદિ તીર્થંકરોની ઉપેક્ષા ન કરવી જોઇએ. જેવી રીતે સમષ્ટિમય આરાધના આત્મકલ્યાણ માટે ઉપયુક્ત છે, તેવી રીતે શ્રી ઋષભદેવ આદિ વ્યક્તિની આરાધના પણ સંપૂર્ણ ઉપયોગી છે.*

અરિહંતદેવના નામોમાં उसभ વિગેરેની વર્ણવ્યવસ્થા उ પછી स અને પછી भ–આ પ્રમાણે વર્ણોના નિર્ણીત અનુક્રમવાળી તથા અર્થવાળી છે. તેથી તે નામો વાચક છે પણ વાચ્ય નથી. એવા અનુક્રમે ગોઠવાયેલા, અર્થવાળા અક્ષરસમૂહને નામ કહેવામાં આવે છે.

નામ યાદચ્છિક હોય અથવા ગુણનિષ્પન્ન પણ હોય. જિનેશ્વર ભગવંતના નામો ગુણનિષ્પન્ન હોય છે.

આ પ્રકારે ચોવીસ અરિહંત ભગવંતના ચોવીસ પુણ્યકારી નામો સ્વાભાવિક શક્તિ અને સંકેત વડે વાચ્યાર્થનો બોધ કરાવનારા છે.

---

* नामजिणा जिणनामा, ठवणजिणा पुण जिणिंद पडिमाओ
दव्वजिणा जिणजीवा, भावजिणा समवसरणत्था ॥ ५१ ॥
— श्री चैत्यवंदन भाष्य

જ છે અને રાગ-દ્વેષમાં રગદોળનારી પણ કલ્પના જ છે. આ કલ્પનાનો સર્વથા નાશ થતાં જ્ઞાનાવરણીયાદિ કર્મનાં સર્વ આવરણો ખસી જાય છે, એટલે તેને લાખો સૂર્યો કરતાં પણ અધિક તેજસ્વી અથવા લાખો ચંદ્ર કરતાં પણ અધિક નિર્મળ એવા આત્મ-સ્વરૂપનો પ્રકાશ થાય છે. બસ, આ જ સામાયિકની સાધનાનો ક્રમ છે અને આ જ કષાયમુક્ત દશા અનુભવવાનો સાચો કીમિયો છે. સામાયિકની સાધના કરનારાઓ તેનું આ રહસ્ય સમજી યોગ્ય દિશામાં પુરુષાર્થ કરે—એ જ અભ્યર્થના.

આ ચાર અતિશયો તીર્થંકરો સિવાય બીજા કોઈમાં પણ સંભવી શકતા નથી. ભાવઅરિહંતપણાનું કારણ પણ આ ચાર અતિશયો જ છે.

નિક્ષેપ—શબ્દથી અર્થવ્યવસ્થા અથવા નિક્ષેપ ચાર પ્રકારે થઈ શકે છે. તે નામનિક્ષેપ, સ્થાપના અથવા આકૃતિનિક્ષેપ, દ્રવ્યનિક્ષેપ અને ભાવનિક્ષેપ છે. અરિહંત શબ્દના નિક્ષેપની આ ચાર પ્રકારે વિચારણા કરીશું

**નામ નિક્ષેપ**—અતીત, અનાગત કે વર્તમાનની, પાંચ ભરત અને પાંચ ઐરવતની ત્રીસ ચોવીસીમાં કે મહાવિદેહના અતીત, અનાગત કે વર્તમાન જિનોમાં કોઈ પણ અરિહંત નામના તીર્થંકર થયા નથી કે જેઓશ્રીને ઉદ્દેશીને અરિહંત-નામની આરાધના થાય. વસ્તુતઃ તે અરિહંત પદની આરાધના છે અને તે કોઈ પણ વ્યક્તિને અંગે નહીં પણ સમગ્ર ક્ષેત્ર અને સમગ્ર કાલના સમગ્ર તીર્થંકરોના અર્હંતપણાના ગુણને અનુસરીને આરાધ્યતા ગણવામાં આવી છે. તેથી જ કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી ચોવીસતીર્થંકરોની સ્તુતિ કરતાં પહેલાં સકલ અરિહંતોની પ્રતિષ્ઠાના આધારભૂત, મોક્ષલક્ષ્મીના અધિષ્ઠાન સ્વરૂપ અને સ્વર્ગ, મૃત્યુ તથા પાતાલ લોકમાં અદ્વિતીય સામર્થ્યવાળું અર્હંતપણું ગણીને તેના જ ધ્યાનમાં લીન થવાનું કહે છે અને સાથે તેજ અર્હંતોના નામ, (ઋષભ, અજિત વગેરે) આકૃતિ, દ્રવ્ય તથા ભાવે કરીને ત્રણે જગતના જીવોને પાવન કરનાર અર્હંતપદને ધારણ કરનાર સર્વ ક્ષેત્ર અને સર્વકાલના તીર્થંકરોની સેવનાને કર્તવ્ય તરીકે ગણાવતાં પોતે સેવા કરે છે-કરવાનું કહે છે. આ પ્રકારની અરિહંતપદની સમષ્ટિ-પ્રધાનતાવાળી આરાધના બીજે ક્યાંય જોવા મળતી નથી.

# પરિશિષ્ટ ત્રીજું

## ચતુર્વિંશતિ-સ્તવનું રહસ્ય

[ દ્વિતીય આવશ્યક ]

### (૧) ચતુર્વિંશતિ જિન નામનું પ્રયોજન

ચતુર્વિંશતિ-સ્તવનું પ્રયોજન આ અવસર્પિણી કાલમાં ભરતક્ષેત્રમાં થઈ ગયેલા શ્રી ઋષભદેવ આદિ ચોવીસ તીર્થંકરોની સ્તવના કરવાનું છે.

### (૨) તીર્થંકરોની બાહ્ય વિભૂતિ

આ ચોવીસ તીર્થંકરો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી ભિન્ન છે, છતાં ગુણથી સમાન છે, તેથી સઘળા એક સરખા સ્તુતિને પાત્ર છે. દરેક તીર્થંકર સરખાજ શક્તિશાળી, પ્રાભાવિક અને ચમત્કારિક અતિશયોવાળા હોય છે, કારણ કે દરેક તીર્થંકરને ઘાતીકર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલું કેવલજ્ઞાન સમાન હોય છે, દરેક તીર્થંકરની વાણી સંસ્કારવત્ત્વ આદિ પાંત્રીસ ગુણોથી યુક્ત હોય છે, દરેક તીર્થંકર સુર-અસુર અને મનુષ્યોના સ્વામીથી પૂજાવાને યોગ્ય હોય છે અને દરેક તીર્થંકર જ્યાં જ્યાં વિચરે છે, ત્યાં ત્યાં ઇતિ અને ભીતિ આદિ અપાયોનો અપગમ (નાશ) થાય છે. ઇતિ શબ્દથી અહીં અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડ, ઉંદર, શુક, સ્વચક્ર-ભય અને પરચક્ર-ભય—એ સાત ઉપદ્રવ સમજવાના છે અને ભીતિ શબ્દથી સલિલ-ભય, અનલ-ભય, વિષ-ભય,

જિનાદિ શબ્દો જ્યારે અર્થથી જળવાઈ રહે છે ત્યારે અરિહંત શબ્દ ખુદ શબ્દદ્વારાએ પણ જળવાઈ રહે છે. એજ એનો અદ્વિતીય મહિમા છે.

અરિહંતની સમષ્ટિમય આરાધના કરવાને તૈયાર થયેલા જીવોએ વ્યક્તિ તરીકે રહેલા ઋષભદેવાદિ તીર્થંકરોની ઉપેક્ષા ન કરવી જોઇએ. જેવી રીતે સમષ્ટિમય આરાધના આત્મકલ્યાણ માટે ઉપયુક્ત છે, તેવી રીતે શ્રી ઋષભદેવ આદિ વ્યક્તિની આરાધના પણ સંપૂર્ણ ઉપયોગી છે.*

અરિહંતદેવના નામોમાં उसभ વિગેરેની વર્ણવ્યવસ્થા उ પછી स અને પછી भ–આ પ્રમાણે વર્ણોના નિર્ણીત અનુક્રમવાળી તથા અર્થવાળી છે. તેથી તે નામો વાચક છે પણ વાચ્ય નથી. એવા અનુક્રમે ગોઠવાયેલા, અર્થવાળા અક્ષરસમૂહને નામ કહેવામાં આવે છે.

નામ યાદચ્છિક હોય અથવા ગુણનિષ્પન્ન પણ હોય. જિનેશ્વર ભગવંતના નામો ગુણનિષ્પન્ન હોય છે.

આ પ્રકારે ચોવીસ અરિહંત ભગવંતના ચોવીસ પુણ્યકારી નામો સ્વાભાવિક શક્તિ અને સંકેત વડે વાચ્યાર્થનો બોધ કરાવનારા છે.

---

* नामजिणा जिणनामा, ठवणजिणा पुण जिणिंद पडिमाओ
दव्वजिणा जिणजीवा, भावजिणा समवसरणत्था ॥ ५१ ॥
— श्री चैत्यवंदन भाष्य

વિષધર-ભય, દુષ્ટગ્રહ-ભય, રાજ-ભય, રોગ (વ્યાધિ)-ભય, રણ-ભય, રાક્ષસાદિ-ભય, રિપુ-ભય, મારિ-ભય (રોગચાળાનો-ભય), ચોર-ભય અને શ્વાપદાદિ-ભય સમજવાના છે; અથવા તો મદોન્મત્ત હાથી, સિંહ, દાવાનળ, સર્પ, યુદ્ધ, સમુદ્ર, જલોદરાદિ-રોગ અને બંધન, એ આઠ પ્રકારના મોટા અને ઉપલક્ષણથી નાના ભયો ગણવાના છે. આ ઉપરાંત અશોક વૃક્ષ, ફૂલોનો વરસાદ, દિવ્યધ્વનિ, ચામર, રત્નજડિત સિંહાસન, તેજને સંવરનારું ભામંડળ, દુંદુભિ અને છત્ર એ આઠ પ્રાતિહાર્યો પણ સરખા જ હોય છે. ટૂંકમાં દરેક તીર્થંકર ૩૪ અતિશયોથી યુક્ત હોઇને શક્તિ કે પ્રભાવમાં સરખા જ હોય છે.

## (૩) દેવાધિદેવનું અંતરંગ સ્વરૂપ

ચોવીસ તીર્થંકરોની સ્તુતિ કરવાનું મુખ્ય કારણ એ છે કે, તેઓ અર્હત્ હોય છે, ભગવાન્ હોય છે, ધર્મની આદિ કરનાર હોય છે, ધર્મરૂપી તીર્થની સ્થાપના કરનાર હોય છે અને સ્વયંસંબુદ્ધ પણ હોય છે. વળી તેઓ પુરુષોત્તમ, પુરુષ-સિંહ, પુરુષ-વરપુંડરીક, પુરુષ-વરગંધહસ્તી તેમ જ લોકોત્તમ, લોક-નાથ, લોક-હિત, લોક-પ્રદીપ અને લોક-પ્રદ્યોતકર પણ હોય છે. તે ઉપરાંત તેઓ અભય આપનાર, ચક્ષુ આપનાર, માર્ગ આપનાર, શરણ આપનાર, બોધિ આપનાર, ધર્મ આપનાર, ધર્મના દેશક, ધર્મના નાયક, ધર્મના સારથિ અને ધર્મના શ્રેષ્ઠ ચક્રવર્તી પણ હોય છે. તે સાથે જ તેઓ અપ્રતિહત જ્ઞાન અને દર્શનના ધારક, છદ્મસ્થતાથી રહિત, જિન, જાપક, (જિતાવનાર) તીર્ણ, તારક, બુદ્ધ, બોધક, મુક્ત, મોચક, સર્વજ્ઞ, સર્વદર્શી, શિવ, અચળ, અરુજ, અનંત, અક્ષય, અવ્યાબાધ અને અપુનરાવૃત્તિ એવા મોક્ષ-સ્થાનને પામેલા તથા જિત-ભય પણ હોય છે. વળી

નામ અને રૂપનો ગાઢ સંબંધ હોય છે તે આપણે સ્થાપના (આકૃતિ) નિક્ષેપમાં વિચારીશું.

અહીં એ પ્રશ્ન થાય કે નામ તો માત્ર શબ્દપુદ્ગલોના સમૂહાત્મક હોવાથી તેનું સ્મરણ આત્માને કેવી રીતે ઉપકારી થાય?

તેનું સમાધાન એ છે કે નામ નામીના ગુણોને યાદ કરાવનાર છે, તેમના ગુણો પ્રત્યે બહુમાન કરાવનાર છે. તેથી તેનું સ્મરણ ફલદાયક નીવડે છે.

શ્રી રાયપસેણુઇયસુત્તના દશમા સૂત્રમાં જણાવ્યું છે કે દેવાનુપ્રિય, તેવા પ્રકારના (જ્ઞાન દર્શનને ધરનારા, જિન, કેવલી) અર્હત્ ભગવંતોના નામ[1] ગોત્રનું શ્રવણ પણ મહાફલદાયિ છે.[2]

શ્રી તીર્થંકર ભગવંતોના નામ પરમપવિત્ર તથા મંગલમય છે. તેનો યથાવિધિ જાપ કરવામાં આવે તો સર્વ દુઃખ, સર્વ-પાપ[3], સર્વ પ્રકારની અશાન્તિ કે સર્વ પ્રકારના અન્તરાયોને તે દૂર કરનાર છે. તે શુભને[4] પ્રવર્તાવે છે. તાત્પર્ય કે તેમના નામ-

૧. અન્વર્થ નામને નામગોત્ર કહેવામાં આવે છે.

૨. तं महाफलं खलु देवाणुप्पियाणं तहारूवाणं अरहंताणं नामगोयस्स वि सवणयाए ....। —રાયપસેણઇય સુત્ત પૃ. ૩૯

૩. त्वत्संस्तवेन भवसन्ततिसन्निबद्धं
पापं क्षणात् क्षयमुपैति शरीरभाजाम् ....॥ ७ ॥ —ભક્તામરસ્તોત્ર

૪. अजिअजिण ! सुहप्पवत्तणं, तव पुरिसुत्तम ! नामकित्तणं । .... ॥ ४ ॥
— અજિત-શાંતિ સ્તવ

તેઓ દાનાન્તરાય, લાભાન્તરાય, વીર્યાન્તરાય, ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિદ્રા, અવિરતિ, રાગ અને દ્વેષ એ અઢાર દૂષણોથી રહિત હોય છે; એટલે તેઓ પ્રશમરસથી ભરપૂર અને પૂર્ણાનંદમય હોય છે.

## (૪) ચતુર્વિંશતિ સ્તવનું ફલ

આવા પરમ-પવિત્ર અને પરમોપકારી તીર્થંકરદેવોની સ્તવના કરવાથી આત્મ-વિકાસના પ્રથમ પગથિયારૂપ સમ્યક્ત્વની શુદ્ધિ થાય છે. તે માટે ઉત્તરાધ્યયનસૂત્રના ઓગણત્રીસમા અધ્યયનમાં કહ્યું છે કેઃ-**चउवीसत्थएणं भंते ! जीवे किं जणयइ ? (उ.) चउवीसत्थएणं दंसण-विसोहिं जणयइ ॥ ९ ॥** શ્રી ગૌતમસ્વામી પ્રશ્ન કરે છે કે : હે ભગવંત! ચતુર્વિંશતિ-સ્તવ કરવાથી જીવ કયા લાભને પ્રાપ્ત કરે? ઉત્તર—હે ગૌતમ! ચતુર્વિંશતિ-સ્તવથી જીવ દર્શન-વિશુદ્ધિ-લાભને પ્રાપ્ત કરે છે. દર્શન શબ્દથી અહીં સમ્યક્ત્વ ગ્રહણ કરવાનું છે. તે માટે ટીકાકારે સ્પષ્ટીકરણ કરતાં જણાવ્યું છે કે—**दर्शनं सम्यक्त्वं तस्य विशुद्धिः ।** એટલે ચતુર્વિંશતિ સ્તવનું તાત્કાલિક ફલ સમ્યક્ત્વની શુદ્ધિ છે અને સમ્યક્ત્વ વિના સમ્યગ્જ્ઞાન વિના સમ્યક્-ચારિત્ર પ્રકટતું નથી, તેમજ સમ્યક્-ચારિત્ર પ્રકટ્યા વિના મુક્તિ મળતી નથી, એટલે ચતુર્વિંશતિ-સ્તવનું પરંપરા ફલ મોક્ષ છે.

## (૫) સમ્યક્ત્વનું સ્વરૂપ

સમ્યક્ત્વ એ આત્માનો શ્રદ્ધાન-પરિણતિરૂપ મૂળ ગુણ છે, જે—(૧) આસ્તિક્ય, (૨) અનુકંપા, (૩) નિર્વેદ, (૪) સંવેગ અને

સ્મરણથી સઘળાં દુઃખો દૂર થઇને સર્વ સુખનાં સાધનો આપોઆપ મળી આવે છે ૧, તેટલું જ નહીં પણ જો શ્રી તીર્થંકર ભગવંતના નામના એક જ પદને સંપૂર્ણ રીતે જાણવામાં આવે તો આત્મા સ્વયં તીર્થંકર થાય છે ૨.

નામસ્મરણથી સમ્યગ્દૃષ્ટિ આત્માની અસ્વસ્થતા દૂર થાય છે, કદાચ તીવ્ર નિકાચિત કર્મના ઉદયથી તે દૂર ન થાય તો પણ દુઃખમાં ધૃતિ-ધીરજ રાખવાની વૃત્તિ પ્રગટે છે અને પ્રજ્ઞાને પરમ પ્રકાશ સાંપડે છે.

નામસ્મરણ આટલું ગુણસંપન્ન અને કલ્યાણકારી છે એટલે જ તેને ભક્તિનું એક પ્રધાન અંગ ગણેલ છે અને જણાવેલ છે કે ભાગવતી ભક્તિ પરમ આનંદ અને સંપદાઓનું બીજ છે ૩.

નામસ્મરણ સઘળી શ્રેણીના સાધકો માટે પરમ ઉપયોગી તથા આત્મદર્શન કરાવનાર છે.

---

१. आस्तामचिन्त्य महिमा जिन संस्तवस्ते
नामापि पाति भवतो भवतो जगन्ति ... ॥ ७ ॥
— કલ્યાણ મંદિર સ્તોત્ર

२. एतेषामेकमप्यर्हन्नाम्नामुच्चारयन्नघैः ।
मुच्यते किं पुनः सर्वा—ण्यर्थज्ञस्तु जिनायते ॥ १४३ ॥
— જિનસહસ્રનામ

३. सारमेतन्मया लब्धं श्रुताब्धेरवगाहनात् ।
भक्तिर्भागवती बीजं, परमानन्दसम्पदाम् ॥ ३२ ॥
— દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા ( ચતુર્થ દ્વાત્રિંશિકા ) પત્ર ૨૫ અ.

(૫) શમનાં લક્ષણો વડે વ્યક્ત થાય છે. × બીજા શબ્દોમાં કહીએ તો સમકિતથી ભાવિત થયેલો આત્મા આસ્તિક હોય છે, અનુકંપાવાળો હોય છે, નિર્વેદને ધારણ કરનારો હોય છે, સંવેગના રંગે રંગાયેલો હોય છે અને શમગુણથી વિભૂષિત હોય છે.

આસ્તિક શબ્દ અહીં જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વો પર આસ્થા રાખનારના અર્થમાં સમજવાનો છે; અથવા જે આત્માને સુદેવ, સુગુરુ અને સુધર્મ પર અવિચલ શ્રદ્ધા છે, તે જ સાચો આસ્તિક છે. આવી સ્થિતિ પ્રરૂપણા–મિથ્યાત્વ, પ્રવર્તન–મિથ્યાત્વ, પરિણામ–મિથ્યાત્વ અને પ્રદેશ–મિથ્યાત્વના નાશથી ઉત્પન્ન થાય છે.

આસ્તિક્ય ઉત્પન્ન થતાં અનુકંપાનો ગુણ પ્રકટે છે, જેથી તે કોઈ પ્રાણીનો વધ કરવા ચાહતો નથી; કોઇને નિરર્થક દંડ દેવાની ભાવના સેવતો નથી તથા કોઇનું કોઈ પણ પ્રકારે બૂરું થાય તેવું અંશમાત્ર પણ ઇચ્છતો નથી. વળી અનુકંપાનો ગુણ તેને પ્રત્યેક પ્રાણી પ્રત્યે દયા દાખવતાં શીખવે છે, તેને સાચું બોલવાની પ્રેરણા કરે છે, પોતાની વસ્તુમાં જ સંતોષ માનતો કરે છે. બ્રહ્મચર્ય પાળવાની ભાવના પેદા કરે છે અને ગમે તેમ કે ગમે તે રીતે પરિગ્રહનો સંચય કરતાં અટકાવે છે. તાત્પર્ય કે શ્રી તીર્થંકરદેવના સ્તવનવડે સમ્યક્ત્વની શુદ્ધિ થતાં આત્મામાં અનુકંપાનો જે અદ્‌ભુત ગુણ પ્રકટે છે, તે તેના પ્રત્યેક જીવન–વ્યવહારને

× પ્રાધાન્યગુણને અનુલક્ષીને ગણતરી કરતાં આ લક્ષણોને નીચેના ક્રમે ગ્રહણ કરવામાં આવે છે—(૧) શમ, (૨) સંવેગ, (૩) નિર્વેદ, (૪) અનુકંપા અને (૫) આસ્તિક્ય.

લોગસ્સ સૂત્ર દ્વારા નામસ્મરણની પ્રાથમિક અવસ્થામાં ગુરૂની અનુજ્ઞાની અને બ્રાહ્મતપના સાધનની આવશ્યકતા રહે છે, પરંતુ એક વખત આરાધના હૃદયમાં અરિહંત ભગવંતના નામ પ્રત્યે અનન્ય શ્રદ્ધા પ્રકટે, અંતરંગ પ્રીતિ જાગી ઊઠે, ત્યારે તેની બોધિની વિશુદ્ધિમાં તે નામસ્મરણ પરમ નિમિત્ત બને છે.[૧]

નામસ્મરણનો ઉપર્યુક્ત પ્રભાવ ત્યારે જ અનુભવાય છે કે જ્યારે નામસ્મરણ અર્થના ઉપયોગપૂર્વકનું અને ગુણાનુરાગવાળું હોય. ઉપયોગ અને ભાવવગરના નામસ્મરણને શાસ્ત્રોએ રાજાની વેઠની ઉપમા આપી છે. તેવું નામસ્મરણ સાધારણ ફળ જરૂર આપે છે પણ અભીષ્ટ ફળ આપવા સમર્થ બની શકતું નથી.

અહીં નીચે પ્રમાણે બે શંકા થવા સંભવ છે:—

૧. ચોવીસ તીર્થંકરો કોઈ ક્ષેત્રમાં કોઈ કાલે એકઠા થયા નથી તો આરાધકના હૃદય ક્ષેત્રમાં એક જ સમયે નામગ્રહણથી તેમને એકત્ર કરવાથી ફળ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય?

૨. (૧) એક તીર્થંકર ભગવાનમાં જે શ્રેષ્ઠ અને ઉત્તમોત્તમ ગુણોનો સમૂહ હોય તે ચોવીસેય તીર્થંકરોમાં હોય.

(૨) યાકિનીમહત્તરાસૂનુ આચાર્યભગવંત શ્રી હરિભદ્રસૂરિએ જણાવ્યું છે કે એક તીર્થંકર ભગવંતની પૂજા કરવાથી સર્વ તીર્થંકર ભગવંતોની પૂજા થઈ જાય છે.[૨]

---

૧. दंसणयार–विसोही चउवीसायत्थएण किच्चइ य ।
अच्चब्भुअ–गुण–कित्तण रूवेण जिणवरिंदाणं ॥ ३ ॥
— ચઉસરણ–પઈણ્ણય ગાથા ૩

૨. एगम्मि पूइयम्मि, सव्वे ते पूइया हुंति ॥

શુદ્ધ રાખવાની જબ્બર પ્રેરણા કરે છે અને પરિણામે તેનો જીવન વ્યવહાર પ્રામાણિક, નિર્દોષ અને સાત્ત્વિક બને છે.

આસ્તિક્ય અને અનુકંપાનું પરિણામ નિર્વેદના પ્રાકટ્યમાં આવે છે, કે જેના લીધે તે ભવસાગરના ભ્રમણથી ભયભીત બને છે અને જન્મ-મરણના ફેરામાંથી ક્યારે મુક્ત થાઉં? એવી ઉત્સુકતાનું પ્રતિપળે સેવન કરે છે.

આ રીતે આસ્તિક, અનુકંપિત અને નિર્વિણ્ણ બનેલો તે આત્મા સંવેગના રંગે રંગાય છે, જેના લીધે તેને સર્વ વિષય-ભોગો કિંપાક-વૃક્ષના ફળ-તુલ્ય કડવા લાગે છે અને માથે પડેલી સાંસારિક પ્રવૃત્તિઓને ચલાવવા છતાં હૃદયથી તો તે અળગો જ રહે છે. તેથી જ કહેવાય છે કે—

સમકિતવંતો જીવડો, કરે કુટુંબ-પ્રતિપાલ;

અંતરથી અળગો રહે, જ્યું ધાવ ખેલાવત બાલ.

આસ્તિક્ય, અનુકંપા, નિર્વેદ અને સંવેગ પ્રકટ થતાં શમગુણનો આવિર્ભાવ સ્વાભાવિક બને છે કે જેના લીધે ક્રોધ, માન, માયા અને લોભરૂપી કષાયોથી તથા હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા અને વેદ (જાતીય ભાવના)રૂપી નોકષાયથી તે ક્ષુબ્ધ થતો નથી. તાત્પર્ય કે લક્ષ્મી અને અધિકારની પ્રાપ્તિ તેને છકાવી શકતી નથી કે ધન-વૈભવ અને સત્તાનો નાશ તેને દુઃખી કરી શકતા નથી. જ્યાં જીવ અને અજીવની જુદાઈ પ્રત્યક્ષ ભાસતી હોય, તથા ધન-માલ, કુટુંબ-પરિવાર અને દેહ તથા ઇન્દ્રિયોને પણ સંયોગ-જન્ય લેખવામાં આવતા હોય; ત્યાં શેનું અભિમાન? અને શેનું દુઃખ? તાત્પર્ય કે શમ ગુણથી વિભૂષિત આત્મા સુખ અને દુઃખમાં સમાન-સ્થિતિવાળો રહે છે અને પોતાના ચિત્તની પ્રસન્નતા સદાકાળ ટકાવી રાખે છે. આ રીતે

(૩) વળી સકલાર્હત્ સ્તોત્રના પ્રથમ શ્લોકમાં પણ આગળ દર્શાવ્યા પ્રમાણે કલિકાલસર્વજ્ઞ, ભગવાન શ્રી હેમચંદ્ર-સૂરિ આર્હન્ત્ય-ગુણના ધ્યાનમાં લીન થવાનું કહે છે.

ઉપરના ત્રણ કારણોથી સ્પષ્ટ થાય છે કે એક તીર્થંકર ભગવંતના નામગ્રહણથી જેટલો લાભ થાય છે તેટલો જ લાભ ચોવીસ તીર્થંકરોના નામ ગ્રહણથી થાય છે, તો ચોવીસ જિનના નામોચ્ચારણપૂર્વકની સ્તવના શા માટે?

ઉપર્યુક્ત બંને શંકાઓનું નિરાકરણ એ છે કે પૃથક્ પૃથક્ ચોવીસેય તીર્થંકર ભગવંતો ગુણોથી સમાન છે, સઘળા એકસરખા સ્તુતિને પાત્ર છે, છતાં પણ તેઓ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી ભિન્ન છે. તેથી તે પ્રત્યેકના નામગ્રહણથી જે ઉલ્લાસ, જે ભાવના થાય છે અને તે દ્વારા ગાઢ કર્મોની જે નિર્જરા થાય છે તે અપૂર્વ હોય છે. આ વસ્તુ અનુભવ અને શાસ્ત્રોથી સિદ્ધ છે.

નામનિક્ષેપની ધારણાથી જ આ પરિણામ શક્ય છે. જો એમ ન મનાય તો સાક્ષાત્ શ્રી ઋષભદેવ આદિ અરિહંત ભગવંતને નમસ્કાર કરવાથી જે ફળ મળે તે ફળ **उसभ मजिअं च वंदे** બોલવાથી મળે જ નહીં. એટલું જ નહીં પણ નામનો અને નામીનો સંબંધ ન માનવામાં આવે તો **उसभ मजिअं च वंदे** કહેવાથી કેવલ ભાષાના પુદ્ગલો કે જે અચેતન છે તેનો નિરર્થક પ્રયોગ જ થાય. પરંતુ તેમ થતું નથી કારણ કે કોઈ પણ નામ ગ્રહણ કરતાં તે નામથી વાચ્ય થતી વ્યક્તિ અથવા તેનું સ્વરૂપ-પ્રતિમા-૧ માનસપટ ઉપર અવશ્ય પ્રકટ થાય છે, તેથી નામ અને નામીના અભેદ સંબંધનો સિદ્ધાંત સ્પષ્ટ થાય છે.

---

૧. ....ठवणजिणा पुण जिणिंदपडिमाओ ।
...................... ॥ ૪ ॥ દેવવંદનભાષ્ય, પૃષ્ઠ ૩૭૫

સમકિતની શુદ્ધિનો અર્થ આસ્તિક્ય, અનુકંપા, નિર્વેદ, સંવેગ અને શમગુણોનું યથાર્થ પ્રાકટ્ય છે કે જેના લીધે જીવનની સર્વ પ્રવૃત્તિઓ બહિર્મુખ મટીને અંતર્મુખ થાય છે.

### (૬) ભાવ-મંગલ

શ્રી તીર્થંકર દેવોના સ્તવ-સ્તુતિ-મંગલનું ફલ દર્શાવતાં ઉત્તરાધ્યયનસૂત્રના ઓગણત્રીસમા અધ્યયનમાં કહ્યું છે કે—

**थय थुइ-मंगलेणं भंते! जीवे किं जणयइ? (उत्तर) नाण-दंसण-चारित्त-बोहिलाभं संजणइ, नाण-दंसण-चारित्त-बोहिलाभ-संपन्ने णं जीवे अंतकिरियं कप्पविमाणोववत्तियं आराहणं आराहेइ ॥ १४ ॥**

હે ભગવન્! સ્તવ અને સ્તુતિરૂપ ભાવ-મંગલથી જીવ ક્યા લાભને પ્રાપ્ત કરે છે?

(ઉત્તરમાં ભગવાન જણાવે છે કે હે શિષ્ય!) સ્તવ અને સ્તુતિરૂપ ભાવ-મંગલથી જીવ જ્ઞાન-બોધિ, દર્શન-બોધિ અને ચારિત્ર-બોધિના લાભને પ્રાપ્ત કરે છે અને તે રીતે જ્ઞાન-બોધિ, દર્શન-બોધિ અને ચારિત્ર-બોધિનો લાભ થતાં તે જીવ કલ્પ-વિમાનમાં ઉત્પન્ન થવાપૂર્વક મોક્ષમાં જાય છે. બોધિ શબ્દ અહીં સમ્યક્ અર્થમાં વપરાયેલો છે. તેથી જ્ઞાન-બોધિ, દર્શન-બોધિ અને ચારિત્ર-બોધિનો અર્થ સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર સમજવાનો છે, કે જે મોક્ષમાર્ગનાં અનિવાર્ય પગથિયાં છે. આ કથનનું તાત્પર્ય એ છે કે શ્રી તીર્થંકરદેવોનાં સ્તવન અને સ્તુતિરૂપ ભાવ-મંગલથી દર્શનની શુદ્ધિ થવા ઉપરાંત જ્ઞાન અને ક્રિયા દ્વારા મોક્ષ પણને માણે છે.

શ્રી જિનેશ્વર દેવનું નામ હૃદયમાં સ્થિર થતાં–વાણીની મધ્યમા૧ અવસ્થામાં તે પ્રવેશતાં–તે પરમાત્મા આરાધકને જાણે ચક્ષુ વડે પોતાની સામે દેખાતા હોય, હૃદયમાં પ્રવેશ કરતા હોય, મધુર આલાપ કરતા હોય, સર્વ અંગોમાં અનુભવાતા હોય અને તન્મયભાવને પામી જતા હોય તેવો અનુભવ થાય છે. આવી જાતના અનુભવોથી સકલ કલ્યાણ સિદ્ધ થાય છે.૨ આ શબ્દો

---

૧. વૈખરી વાણીનું ઉપાદાન સ્થૂલ પ્રાણવૃત્તિ છે, પણ મધ્યમાવાણીનું ઉપાદાન બુદ્ધિ છે. મધ્યમાવાણીમાં ક્રમ હોય છે, કારણ કે તે પ્રાણમાં રહે છે. તાત્પર્ય કે મધ્યમાવાણીનો આધાર પ્રાણ છે, પણ ઉપાદાન બુદ્ધિ છે. એવું હોવા છતાં પણ મધ્યમાવાણીની ઉત્પત્તિમાં હેતુ ભલે સ્થૂલ પ્રાણવૃત્તિ નથી, પણ સૂક્ષ્મ પ્રાણવૃત્તિ તો છે જ. જેમ એ વાણી સૂક્ષ્મ પ્રાણવૃત્તિમાં રહે છે, તેમ મનમાં પણ રહે છે. વૈખરી અને પશ્યન્તીની મધ્યે એનું સ્થાન હોવાથી એ મધ્યમા કહેવાય છે.

તાત્પર્ય કે મધ્યમા વાણી અંતઃસંકલ્પ્યમાન, ક્રમવાળી અને જેના વર્ણોના રૂપની અભિવ્યક્તિ શ્રોત્રથી ગ્રાહ્ય નથી તેવી હોય છે.

વ્યક્તિરૂપ ભાવવાણી વૈકલ્પિક મતિરૂપ છે અને શ્રોત્રગ્રાહ્ય વાણીનું કારણ છે. તેને મધ્યમા કહે છે. મધ્યમા વાણી શ્રુત-જ્ઞાનોપયોગરૂપ છે. સ્યાદ્વાદ રત્નાકર, પરિચ્છેદ–૧, સૂત્ર ૭, પેજ ૮૯–૯૩.

૨. शास्त्रे इव नामादित्रये हृदयस्थिते सति भगवान् पुर इव परिस्फुरति, हृदयमिवाऽनुप्रविशति, मधुरालापमिवाऽनुवदति, सर्वाङ्गीणमिवाऽनुभवति, तन्मयीभावमिवापद्यते; तेन च सर्वकल्याणसिद्धिः। तदाह—'अस्मिन् हृदयस्थे सति हृदयस्थस्तत्त्वतो मुनीन्द्र इति। हृदयस्थिते च तस्मिन् नियमात् सर्वार्थसंसिद्धिः ॥ १ ॥' चिन्तामणिः परोऽसौ, तेनेयं भवति स्म शमरसापत्तिः। सैवेहयोगिमाता निर्वाण-फलप्रदा प्रोक्ता ॥ २ ॥ —प्रतिमाशतक, श्लोक, २: टीका, पृ. ४–५.

સ્તવ—લોગસ્સ સૂત્ર એ ચોવીસ જિનોનું સ્તવ અથવા સ્તુતિ છે. ઉત્તમ ગુણોનું કથન અને રૂપનું સ્મરણ એ બે પ્રકારે સ્તુતિ થાય છે. નામ અને રૂપના જોડકામાં નામનું પ્રાથમ્ય હોવાથી પ્રસ્તુત સૂત્રમાં નામનું સ્મરણ અથવા કીર્તન અને ગુણોનું કથન—એ પ્રકારે વ્યવસ્થા છે. ચતુર્વિંશતિ જિનોને વંદન કરતી વખતે તેમના ગુણોને લક્ષ્યમાં લાવવામાં આવે તો જ તે વંદન સાર્થક ગણાય.

ગુણો—શ્રી અરિહંત દેવના જે બાર ગુણો જણાવવામાં આવે છે તેમાં આઠ પ્રાતિહાર્યરૂપ ગુણો છે અને ચાર મૂલાતિશયો રૂપ ગુણો છે. આઠ પ્રાતિહાર્યદ્વારા થતી ભગવાનની પૂજા તે ભગવાનના ગુણ અથવા લક્ષણ રૂપ નહીં પણ ઉપલક્ષણ રૂપ છે. લક્ષણ બે પ્રકારનાં હોય છે. એક આત્મભૂત લક્ષણ અને બીજું અનાત્મભૂત લક્ષણ. આઠ પ્રતિહાર્યોને ભગવાનના આત્મા સાથે સીધો સંબંધ નથી, પરંતુ સર્વોત્કૃષ્ટ પુણ્યપ્રકૃતિના ઉપભોગ દ્વારા સંબંધ છે–(૧) અપાયાપગમાતિશય, (૨) જ્ઞાનાતિશય, (૩) વચનાતિશય અને (૪) પૂજાતિશય. એ ચાર અતિશયોથી જ તીર્થંકર દેવો મહાન છે. તે આત્મ લક્ષણ રૂપે છે અને મુખ્યત્વે આત્મગુણો રૂપે સંબંધ ધરાવે છે અને તેથી જ અનુક્રમે નીચે પ્રમાણે પણ દર્શાવાય છે.

(૧( મોહનો સર્વથા નાશ ( **जिणे** શબ્દથી નિર્દિષ્ટ છે )

(૨) કેવળજ્ઞાન ઉત્પન્ન થવું. ( **केवली** શબ્દથી નિર્દિષ્ટ છે )

(૩) સર્વ ભાષામાં પરિણામ પામનારી એવી વાણી હોવી. ( **धम्मतित्थयरे** પદથી નિર્દિષ્ટ છે )

(૪) બહુધા સમવસરણમાં બિરાજમાન થઇને દેશના આપવી. ( **लोगस्स उज्जोअगरे** પદથી નિર્દિષ્ટ છે )

નામ તથા નામીનો ગાઢ સંબંધ દર્શાવે છે. નામ અને રૂપનો આવો વિશિષ્ટ સંબંધ તથા મહિમા છે. તેથી જ એક અપેક્ષાએ નામ નિત્ય અથવા અવિનાશી મનાય છે અને રૂપ પરિવર્તનશીલ મનાય છે. નામ અને રૂપમાં આજ કારણે નામનું પ્રાથમ્ય તથા માહાત્મ્ય સ્પષ્ટ છે.

નામના ઉચ્ચારણ સાથે નામીની ઉપસ્થિતિનો અનુભવ થવો તે નામાભ્યાસની પ્રગતિમાં મહત્ત્વપૂર્ણ અને અસંદિગ્ધ લક્ષણ છે.

નામના ઉચ્ચારણથી નમસ્કાર કરવાના પરિણામરૂપ પ્રકાશ આત્મામાં પ્રકટે છે. અગ્નિના ઉષ્ણગુણને જાણનારો અગ્નિ શબ્દના ઉચ્ચારણ સાથે જેમ ઉષ્ણગુણને સ્મરણ કરનારો થાય છે અથવા અગ્નિના આકારને ચિંતવતો થાય છે તેવી જ રીતે અરિહંત ભગવંતના પ્રશમરસનિમગ્નાદિ આકારને જાણવાવાળો આરાધક તેમના નામના ઉચ્ચારણ સાથે પ્રશમરસનિમગ્નાદિ અથવા સમવસરણ સ્થિતાદિ આકૃતિને ચિંતવ્યા વિના રહેતો નથી.

સ્થાપના (આકૃતિ) નિક્ષેપઃ—નામ શબ્દ છે અને આકૃતિ અર્થ છે—અર્થની જાણકારી વગરના સૂત્રને શાસ્ત્રકારો સુતેલું જ (सुत्त-सुत्त) ગણે છે. અર્થ જાણ્યા વિનાનું સૂત્રાધ્યયન પણ મંત્રાક્ષરોની માફક ફળ દેવાવાળું તો છે જ પણ આત્માના અધ્યવસાયો જેમ જેમ શુભ થાય તેમ તેમ નિર્જરા વધારે થાય. અને અધ્યવસાયોનું શુભ થવું તે શુભ વિચારને આધીન છે. શુભ વિચારોની ઉત્પત્તિ એકલા સૂત્રાધ્યયનથી થાય તેના કરતાં અર્થના વિચાર સાથે સૂત્રાધ્યયનથી ઘણી જ વધારે થાય તે સ્વાભાવિક છે. તેથી સૂત્રના ઉચ્ચારણ સાથે અર્થની અને તેના ઉપયોગની અતિ આવશ્યકતા રહે છે.

આ ચાર અતિશયો તીર્થંકરો સિવાય બીજા કોઈમાં પણ સંભવી શકતા નથી. ભાવઅરિહંતપણાનું કારણ પણ આ ચાર અતિશયો જ છે.

નિક્ષેપ—શબ્દથી અર્થવ્યવસ્થા અથવા નિક્ષેપ ચાર પ્રકારે થઈ શકે છે. તે નામનિક્ષેપ, સ્થાપના અથવા આકૃતિનિક્ષેપ, દ્રવ્યનિક્ષેપ અને ભાવનિક્ષેપ છે. અરિહંત શબ્દના નિક્ષેપની આ ચાર પ્રકારે વિચારણા કરીશું

**નામ નિક્ષેપ**—અતીત, અનાગત કે વર્તમાનની, પાંચ ભરત અને પાંચ ઐરવતની ત્રીસ ચોવીસીમાં કે મહાવિદેહના અતીત, અનાગત કે વર્તમાન જિનોમાં કોઈ પણ અરિહંત નામના તીર્થંકર થયા નથી કે જેઓશ્રીને ઉદ્દેશીને અરિહંત–નામની આરાધના થાય. વસ્તુતઃ તે અરિહંત પદની આરાધના છે અને તે કોઈ પણ વ્યક્તિને અંગે નહીં પણ સમગ્ર ક્ષેત્ર અને સમગ્ર કાલના સમગ્ર તીર્થંકરોના અર્હંતપણાના ગુણને અનુસરીને આરાધ્યતા ગણવામાં આવી છે. તેથી જ કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી ચોવીસતીર્થંકરોની સ્તુતિ કરતાં પહેલાં સકલ અરિહંતોની પ્રતિષ્ઠાના આધારભૂત, મોક્ષલક્ષ્મીના અધિષ્ઠાન સ્વરૂપ અને સ્વર્ગ, મૃત્યુ તથા પાતાલ લોકમાં અદ્વિતીય સામર્થ્યવાળું અર્હંતપણું ગણીને તેના જ ધ્યાનમાં લીન થવાનું કહે છે અને સાથે તેજ અર્હંતોના નામ, (ઋષભ, અજિત વગેરે) આકૃતિ, દ્રવ્ય તથા ભાવે કરીને ત્રણે જગતના જીવોને પાવન કરનાર અર્હંતપદને ધારણ કરનાર સર્વ ક્ષેત્ર અને સર્વકાલના તીર્થંકરોની સેવનાને કર્તવ્ય તરીકે ગણાવતાં પોતે સેવા કરે છે–કરવાનું કહે છે. આ પ્રકારની અરિહંતપદની સમષ્ટિ-પ્રધાનતાવાળી આરાધના બીજે ક્યાંય જોવા મળતી નથી.

દ્રવ્ય નિક્ષેપઃ—દ્રવ્ય અરિહંતપણું કેવલ તેઓની અતીત અને અનાગત દશાને લઈને જ ગણવામાં આવે છે. આ જ કારણથી જિન શબ્દના નિક્ષેપમાં **दव्वजिणा जिणजीवा** એટલે ભાવતીર્થંકરપણાની અવસ્થાને પામેલા અથવા પામવાવાળા જીવોને જ અતીત અને અનાગતકાલની અપેક્ષાએ દ્રવ્યજિન તરીકે ગણવામાં આવેલા છે.

ભગવાન શ્રી ઋષભદેવથી આરંભી શ્રી વર્ધમાનસ્વામી સુધીના ચોવીસ તીર્થંકરો પૈકી કોઈ પણ હાલ ભવસ્થ નથી એટલે કે શરીરધારી નથી. તે પૈકી કોઈ પણ વર્તમાનમાં અરિહંત નામકર્મને ભોગવનાર પણ નથી. તે ચોવીસેય તીર્થંકરો સર્વથા કર્મથી રહિત બનીને સિદ્ધિપદને પામેલા છે.

વસ્તુતઃ સર્વથા કર્મથી રહિત એવા સિદ્ધ પરમાત્મા, નામ-કર્મના ઉદયથી પ્રાપ્ત થતા અરિહંતપણામાં વર્તતા હોય તેવો વિકલ્પ તેમના માટે જો સેવવામાં આવે તો તે દ્રવ્યનિક્ષેપની ધારણા કર્યા સિવાય સંભવિત નથી.

જેમ નામ અને સ્થાપના (આકૃતિ) નિક્ષેપ આરાધ્ય છે તેમ દ્રવ્યનિક્ષેપ પણ આરાધ્ય છે એ વસ્તુ તો લોગસ્સ સૂત્ર અંગે દર્શાવેલ નીચેની યુક્તિથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે.

શ્રી આદિનાથ ભગવાનની વિદ્યમાન અવસ્થામાં જ્યારે સાધુઓ આવશ્યક ક્રિયા–પ્રતિક્રમણ કરે ત્યારે ષડાવશ્યક પૈકી બીજા આવશ્યક ચતુર્વિંશતિજિનસ્તવની આરાધના કરતી વેળાએ તેવીસ તીર્થંકરો તો તે વખતે થયા ન હોય અને ભવિષ્યમાં થનારા હોય તેથી તેમને તે તેવીસ તીર્થંકરો દ્રવ્ય જિન રૂપે છે. તેમની તે કાલે તે પ્રમાણે આરાધના કરવામાં આવતી હતી. જો

જો જિનમતનો અંગીકાર કરવા ચાહતા હો તો વ્યવહાર અને નિશ્ચય બેમાંથી એકેયને છોડશો નહિ, કારણ કે—વ્યવહારના વિલોપથી તીર્થનો વિચ્છેદ થાય છે અને નિશ્ચયના વિલોપથી સત્યનો વિચ્છેદ થાય છે.*

વ્યવહાર ક્રિયાપ્રધાન છે. નિશ્ચય ભાવપ્રધાન છે. સાધુની ક્રિયામાં રહેલો સાધુ, સાધુ તરીકે માનવાયોગ્ય છે; પછી ભાવથી તે સાધુ તરીકેના ભાવમાં હોય કે ન હોય, કારણ કે ભાવ તો અસ્થિર અને અતીન્દ્રિય છે, ક્ષણક્ષણવારમાં પલટા લે છે. ભાવના પલટવા માત્રથી સાધુનું સાધુપણું સર્વથા મટી જતું નથી, કારણ કે તે ક્રિયામાં સુસ્થિત છે. જેમ કે પ્રસન્નચંદ્ર રાજર્ષિ ભાવથી સાતમી નારકીના દળિયાં એકત્ર કરતા હતા, પણ ક્રિયાથી સાધુલિંગમાં અને સાધુના આચારમાં હતા, તો તે શ્રેણિક આદિને વંદનીય હતા. ભાવ પલટાતાની સાથે ક્ષણવારમાં સર્વાર્થસિદ્ધ વિમાનને અને ક્ષણવારમાં કેવળજ્ઞાનને યોગ્ય બન્યા. તેથી આંતરિક ભાવો ઉપરથી જ બીજાની ક્રિયાના લાભ-અલાભનું માપ કાઢવું કે તેને જ એક માપકયંત્ર બનાવવું તે દોષદૃષ્ટિ છે, દ્વેષદૃષ્ટિ છે અથવા અજ્ઞાનદૃષ્ટિ છે. તે દૃષ્ટિનો ત્યાગ કરીને પ્રતિક્રમણની ક્રિયા જોવામાં આવે તો તે કરનારા પ્રભુ-આજ્ઞાના આરાધક બનતા દેખાશે, અને પ્રભુ-આજ્ઞાની આરાધનાના પરિણામે મુક્તિમાર્ગના સાધક લાગશે.

હવે ત્રીજી દૃષ્ટિ ક્રિયાવડે પોતાના આત્માને લાભ થયો કે ગેરલાભ થયો? તેને જોવું તે છે. એ દૃષ્ટિ શાસ્ત્રવિહિત છે.

---

* जइ जिणमयं पवज्जह, ता मा ववहारनिच्छए मुयह ।
इक्केण विणा तित्थं, छिज्जइ अन्नेण उ तच्चं ॥

—भगवती टीका

બીજાના આંતરિક ભાવોનો નિર્ણય કરવો દુષ્કર છે, પણ પોતાના ભાવોનો નિર્ણય કરવો સર્વથા દુષ્કર નથી. તે પણ જોવા માટે કાળજી ધારણ કરવામાં ન આવે તો તીર્થ ટકાવવા જતાં સત્યનો જ નાશ થાય. અહીં સત્ય એટલે અશઠભાવે તીર્થના આરાધનથી થતો આત્મિક ફાયદો સમજવાનો છે. તે માટે પોતાના ભાવોનું નિરીક્ષણ અવશ્ય કરવું જોઇએ. ક્રિયા કરવા છતાં પોતાના ભાવો સુધરતા ન હોય, તો તે ક્રિયાને દ્રવ્યક્રિયા, સ્વકાર્ય કરવાને અસમર્થ એવી તુચ્છક્રિયા માનવી જોઇએ. તે ક્રિયા કાં તો વિષક્રિયા હોવી જોઇએ, ગરલક્રિયા હોવી જોઇએ કે સમ્મૂર્છિમ ક્રિયા હોવી જોઇએ.

આ લોકના પૌદ્ગલિક ફલની આકાંક્ષાથી થતી ક્રિયા વિષક્રિયા છે. પરલોકના પૌદ્ગલિક ફલની આકાંક્ષાથી થતી તે જ ક્રિયા ગરલક્રિયા છે, અને આ લોક કે પરલોકના ફલની આકાંક્ષા ન હોય તો પણ શૂન્યચિત્તે, અમનસ્કપણે કે અનાભોગથી થતી ક્રિયા, એ સંમૂર્છિમ ક્રિયા છે. ક્રિયાના તે દોષો દૂર કરી, ઉપયોગયુક્ત બની, નિરાશંસભાવે, કેવળ મુક્તિ અને કર્મક્ષયના ઇરાદે ક્રિયા કરવી જોઇએ અથવા શ્રી જિનેશ્વર ભગવંતની ભવોચ્છેદક, ત્રિભુવનજનમાન્ય પરમ પ્રકૃષ્ટ આજ્ઞાના પાલનની ખાતર ક્રિયા કરવી જોઇએ. તેથી ભાવ સુધરે છે, ગુણ વિકસે છે અને દોષ ટળે છે; એટલા માટે શ્રી હરિભદ્રસૂરિ આદિ સૂરિપુંગવોએ સર્વધર્મવ્યાપારને મોક્ષનું કારણ કહેવા સાથે તેની જોડે પરિશુદ્ધ એવું વિશેષણ લગાડેલું છે.

પરિશુદ્ધ એવો ધર્મવ્યાપાર મોક્ષનું કારણ છે. પરિશુદ્ધ એટલે આશયની વિશુદ્ધિવાળો. ક્રિયાના પાંચ પ્રકારના આશય ષોડશક આદિ ગ્રંથોમાં બતાવ્યા છે. તેમાં પ્રથમ પ્રણિધાન છે. પ્રણિધાન એટલે કર્ત્તવ્યતાનો ઉપયોગ, આ મારું કર્ત્તવ્ય છે

દ્રવ્યનિક્ષેપ માનવામાં ન આવે તો આ આરાધના ઘટિત થઈ શકે જ નહીં.

શ્રી આદિનાથ ભગવંતના સમયમાં ચતુર્વિંશતિજિનસ્તવને બદલે એકજિનસ્તવ હોવું જોઈએ. એમ જો કહેવામાં આવે તો શ્રી અજિતનાથ ભગવંતના સમયમાં દ્વિજિનસ્તવ હોવું જોઈએ તો તે પ્રમાણે યુક્તિ ઘટતી નથી; કારણકે શાશ્વત અધ્યયનોના પાઠોમાં લેશ પણ પરાવર્તનની શક્યતાને જૈન દર્શન સ્વીકારતું નથી. તેથી દ્રવ્ય નિક્ષેપને આરાધ્ય માનવો જોઈએ ૧.

ભાવ નિક્ષેપઃ—ભાવ જિનની વ્યાખ્યા-**भावजिणा समवसरणत्था**-એ પ્રમાણે છે. સમવસરણમાં બિરાજમાન થઈ સાતિશય વાણી વડે દેશના દેતા જિનેશ્વર દેવ તે ભાવજિન છે. તેમનું સાલંબન ધ્યાન નીચે પ્રમાણે કરવું :—

૨ સર્વ પ્રાણીઓને હિતકર, જેના શરીરાદિ સૌંદર્યને કોઈ ઉપમા નથી એવા અનુપમ, અનેક અતિશયોથી સંપન્ન,

---

૧. પ્રતિમાશતક, પૃ. ૯

૨. सर्वजगद्धितमनुपममतिशयसंदोहमृद्धिसंयुक्तम् ।
ध्येयं जिनेन्द्ररूपं, सदसि गदत्तत्परं चैव ॥ १ ॥

सिंहासनोपविष्टं, छत्त्रत्रयकल्पपादपस्याधः ।
सत्त्वार्थसम्प्रवृत्तं, देशनया कान्समत्यन्तम् ॥ २ ॥

आधीनां परमौषधमव्याहत मखिलसम्पदां बीजम् ।
चक्रादिलक्षणयुतं, सर्वोत्तमपुण्यनिर्माणम् ॥ ३ ॥

निर्वाणसाधनं भुवि, भव्यानामग्र्यमतुलमाहात्म्यम् ।
सुरसिद्धयोगिवन्द्यं, वरेण्यशब्दाभिधेयं च ॥ ४ ॥

—ષોડશક પ્રકરણ, (પંચદશ ષોડશક) પત્ર ૮૨ આ

તેઓ તેજના મહાઅંબારસ્વરૂપ અવભાસમાન થાય છે. ૧ પહેલાં, અનેક ચન્દ્રો કરતાં વધારે નિર્મલ જ્યોતસ્વરૂપ,૨ પછી અનેક સૂર્યો કરતાં વધારે તેજોમય અને જાજ્વલ્યમાન સ્વરૂપ, ૩ અને ત્યારપછી અકથ્ય આનંદના મહાસાગર સ્વરૂપ જેથી તેઓ સ્વયમ્ભૂરમણ સમુદ્રથી પણ વધારે ગમ્ભીર, ૪ જણાય છે.

આ પ્રમાણે પ્રણિધાન, પ્રવૃત્તિ અને વિઘ્નજય થતાં ઇષ્ટફળની સિદ્ધિ થાય છે અને તે થતાં વિનિયોગ સુલભ બને છે.૫ પ્રસ્તુતમાં સાતમી ગાથામાં **सिद्धा सिद्धिं मम दिसंतु** શબ્દોથી ઇષ્ટફળની સિદ્ધિ માટેની મનઃકામના વ્યક્ત કરવામાં આવી છે.

**ભક્તિ, જ્ઞાનની પૂર્વભૂમિકા**—ભક્તિ વિના મુક્તિ નહિ એ ઉક્તિનો અર્થ ભક્તિ સિવાયનાં અન્ય સાધનોનો નિષેધ કરવાનો નથી, પણ ભક્તિનું સામર્થ્ય પ્રકટ કરવાનો છે. નિર્ગ્રંથ-પ્રવચનમાં કહ્યું છે કે—

---

१. आत्मस्थं त्रैलोक्य-प्रकाशकं ... ... ।

२. ज्योतिः परं परस्तात्, तमसो .... ।

३. आदित्यवर्णममलं, ... ... ।

४. स्तिमिततरङ्गोदधिसमम् .... ... ।

— ષોડશક પ્રકરણ, (પંચદશષોડશક) ગાથા ૧૨ થી ૧૫

५. प्रणिधि प्रवृत्ति विघ्नजय-सिद्धि विनियोगभेदतः प्रायः ।
धर्मज्ञैराख्यातः, शुभाशयः पञ्चधाऽत्र विधौ ॥ ६ ॥

— ષોડશક પ્રકરણ, (તૃતીય ષોડશક)

આમર્ષૌષધિ વગેરે નાના પ્રકારની લબ્ધિઓથી સહિત, સમવસરણમાં સાતિશય વાણીવડે દેશના આપતા, દેવનિર્મિત સિંહાસન ઉપર બિરાજમાન, છત્રત્રય અને અશોકવૃક્ષ નીચે રહેલા, દેશના દ્વારા સર્વસત્ત્વોના પરમ અર્થ–મોક્ષ માટે પ્રવૃત્ત, અત્યંત મનોહર, શારીરિક અને માનસિક પીડાઓનું પરમ ઔષધ, સર્વ સંપત્તિઓનું અનુપહત–અવન્ધ્ય–બીજ, ચક્રાદિ લક્ષણોથી યુક્ત; સર્વોત્તમ પુણ્યના પરમાણુઓથી બનેલા પૃથ્વી પર ભવ્યોને માટે નિર્વાણનું પરમ સાધન, અસાધારણ માહાત્મ્યવાળા, દેવો અને સિદ્ધયોગીઓ (વિદ્યામંત્રાદિ સિદ્ધો)ને પણ વંદનીય અને વરેણ્ય શબ્દ વડે વાચ્ય એવા શ્રી જિનેન્દ્રના રૂપનું (વિધિપૂર્વક) ધ્યાન કરવું. (એ સાલંબન યોગ છે)

જિનેશ્વરો સ્વયં નામ–સ્થાપના–દ્રવ્ય અને ભાવસ્વરૂપ હોવાથી તેમની સ્થાપના માનસ પ્રત્યક્ષ થવાથી કે તેનું દર્શન કરવાથી તેમની ભાવ દશાનું સ્મરણ થાય છે અને તે દ્વારા આત્માને તેમના ગુણોનું સ્મરણ થાય છે.

ભગવંતના નામ, સ્થાપના તથા દ્રવ્ય–આ ત્રણેય નિક્ષેપા ભાવઅર્હત્ સાથે અભેદબુદ્ધિ કરવામાં કારણ છે અને આ પ્રકાર શુદ્ધહૃદયવાળા મહાત્માઓને શાસ્ત્રથી ઈષ્ટ છે અને અનુભવથી દૃષ્ટ છે.

ઉપર પ્રમાણે શુદ્ધ પ્રણિધાન ધરીને અરિહંતોનું કીર્તન અને વંદન જે આરાધક કરે તે પરમ આનંદ પામે અને તેની સ્તવના સફળ થાય. ૧

---

૧. શાંતિસ્વરૂપ એહ ભાવશે, જે ધરી શુદ્ધ પ્રણિધાન રે;
આનંદઘન પદ પામશે, તે લેશે બહુમાન રે......શાંતિજિન
—(આનંદઘનજી કૃત સ્તવન)

भत्तीए जिणवराणं, परमाए खीण-पिज्ज-दोसाणं ।
आरोग्ग-बोहिलाभं, समाहि–मरणं च पावेंति ॥

—ઉત્તરાધ્યયનસૂત્ર, શાં. ટીકા અધ્યયન–૨૯.

જેમના રાગ અને દ્વેષ ક્ષીણ થયા છે, તેવા વીતરાગ જિનેશ્વરોની પરમભક્તિ કરવાથી આરોગ્ય અને બોધિનો લાભ થાય છે, તથા સમાધિયુક્ત મરણ પામી શકાય છે.

કીર્તનનું મુખ્ય લક્ષણ—ભગવાનના બાહ્ય અને આંતરિક ગુણોનું વર્ણન કરવું એ કીર્તનનું મુખ્ય લક્ષણ છે. સૂરિ–પુરંદર–શ્રી હરિભદ્રસૂરિએ ચતુર્થ પંચાશકમાં કહ્યું છે કે:—

सारा पुण उ थुइ-थोत्ता, गंभीरपयत्थ–विरइया जे ।
सब्भूयगुणुक्कित्तणरूवा खलु ते जिणाणं तु ॥ २४ ॥

જે, ગંભીર પદો અને અર્થ વડે રચાયેલાં હોય તથા શ્રી જિનેશ્વરદેવોના યથાર્થ ગુણોનાં કીર્તનરૂપ હોય, તે જ સ્તુતિ–સ્તોત્રો (સ્તવન) ઉત્તમ જાણવાં.

तेसिं अत्थाहिगमे, णियमेणं होइ कुसल–परिणामो ।
सुंदरभावा तेसिं, इयरम्मि वि रयण–णाएण ॥ २५ ॥

તે સારભૂત સ્તુતિ–સ્તોત્રોના અર્થાવબોધથી કલ્યાણકારી અધ્યવસાયો જરૂર જાગે છે અને તેના સુંદર ભાવથી અર્થ ન સમજનાર ઇતર જનમાં પણ રત્નના દૃષ્ટાંત પ્રમાણે કુશલ પરિણામ થાય છે.

અર્થાધિકાર—લોગસ્સ સૂત્રનો અર્થાધિકાર સદ્‌ભૂત-ગુણોત્કીર્તન છે.૧ આ વિષયને જરા વિશદતાથી વિચારીએ.

ગુણાનુરાગઃ—જેમાં સ્વત્વ અને સ્વસંબંધિત્વનો પ્રવેશ ન હોય, તેવી રીતે ગુણોની જે પ્રશંસા અને તેવા ગુણો ઉપર જે રાગ તે જ ખરેખર ગુણપ્રશંસા અને ગુણાનુરાગ હોઈ રાગ સ્વરૂપ છતાં ભક્તિરાગ જ ગણાય છે, તે સ્નેહરાગ કહેવાતો નથી. તેથી તેનો સંબંધ નિર્જરા સાથે છે.

અનાદિકાળથી સૂક્ષ્મ નિગોદમાં રહેલો જીવ પોતાની ભવ-સ્થિતિનો પરિપાક થવાના યોગે સૂક્ષ્મ નિગોદમાંથી બહાર નીકળે છે ત્યારે તેમાં કર્મનો ક્ષયોપશમ કે એવાં કોઈ કારણો કાંઈ ભાગ ભજવતાં નથી. માત્ર ભવસ્થિતિ–કાળલબ્ધિ જ ભાગ ભજવે છે. ત્યાંથી બહાર નીકળ્યા પછી યથાપ્રવૃત્તિકરણના યોગે કર્મોનો જે ક્ષયોપશમ તે કરે છે તેના કરતાં ગુણપ્રાપ્તિ દ્વારાએ થતો કર્મોનો ક્ષયોપશમ અધિક અને વૈશિષ્ટ્યપૂર્ણ હોય છે. ગુણાનુરાગ વિના ગુણપ્રાપ્તિ સંભવતી નથી. એટલે ગુણપ્રાપ્તિનું મુખ્ય કારણ ગુણાનુરાગ છે. ગુણાનુરાગ એ આત્માની ઉન્નતિનું સોપાન છે. ગુણાનુરાગ હોય ત્યાં ગુણપ્રશંસા સ્વયમેવ આવે છે. આવી ગુણ-પ્રશંસાને–સદ્‌ભૂત ગુણોની પ્રશંસાને દર્શાવતું સૂત્ર તે લોગસ્સ સૂત્ર છે અને તેથી જ તેનો અર્થાધિકાર સદ્‌ભૂતગુણોત્કીર્તન છે. એમ જણાવાયું છે.

રત્નનું દૃષ્ટાંત તેમણે નીચે મુજબ સમજાવ્યું છે :—

जर-समणाई रयणा, अण्णाय-गुणा वि ते समिति जहा ।
कम्म-ज्जराइ थुइमाइया वि तह भावरयणा उ ॥ २६ ॥

રોગીજનોએ જેના ગુણ જાણ્યા નથી, તેવાં રત્નો, જેમ રોગીના જ્વર, શૂળ પ્રમુખ રોગોને શમાવે છે, તેમ પૂર્વોક્ત પ્રશસ્ત ભાવ-રચનાવાળાં અજ્ઞાત-ગુણવાળાં સ્તુતિ-સ્તોત્રરૂપ ભાવરત્નો પણ કર્મ-જ્વર વગેરેને શમાવે છે.

## ઉપસંહાર

ચતુર્વિંશતિ-સ્તવનું રહસ્ય અગાધ છે અને તે વૈખરી વાણીથી પૂર્ણ રીતે સમજાવી શકાય તેમ નથી. છતાં મુમુક્ષુ આત્માઓ આ બીજા આવશ્યકનું રહસ્ય સમજવા માટે પ્રયત્ન-શીલ થાય તે ઉદ્દેશથી આટલી વિચારણા કરેલી છે. તે પરથી વિશેષજ્ઞ તેમાં વિશેષ રીતે પ્રવૃત્ત થાય અને સામાન્ય મનુષ્યો તેની વાસ્તવિક ગંભીરતાને પિછાની તેમાં વીર્યોલ્લાસ કરે, એ જ અભ્યર્થના.



જે કોઈ સર્વ ગુણોથી અધિક હોય તેનું જ ગુણોત્કીર્તન થાય અને તેવા કોઈ પણ આત્માઓ આ વિશ્વમાં હોય તો તે શ્રી તીર્થંકર ભગવંતો જ છે. તેના કારણોનો નિર્દેશ કરતાં દર્શાવ્યું છે કે—

૧. **પ્રધાન રીતે કર્મક્ષયનું કારણ હોવાથી**—અરિહંત ભગવંતો **कर्मकक्षहुताशन** રૂપે સ્તવાયા છે. તેમને ભાવપૂર્વક કરાયેલો નમસ્કાર જીવને સંસાર સાગરથી તારે છે. એમ શાસ્ત્રોમાં અનેક સ્થળે કહેવામાં આવ્યું છે.

૨. **પ્રાપ્ત થયેલ બોધિની વિશુદ્ધિમાં હેતુ હોવાથી**—બોધિ તે સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શન એ જ મોક્ષમાર્ગનું મૂળ છે. સમ્યગ્દર્શનથી જ મોક્ષની પ્રાપ્તિના આંતરાનો ઈનિયમ થ શકે છે અને તેથી જ સમ્યગ્દર્શનને ધર્મના મૂળ, દ્વાર, પ્રતિષ્ઠાન, આધાર, ભાજન અને નિધિ તરીકે ઓળખાવવામાં આવે છે. સમ્યગ્દર્શનવાળાને જ મોક્ષમાર્ગની અપેક્ષાએ દેખનાર તરીકે ગણવામાં આવે છે. જો સમ્યગ્દર્શન ન હોય તો આરાધકપણાની દૃષ્ટિએ તેને આંધળો ગણવામાં આવે છે પણ તે સમ્યગ્દર્શન જીવાદિ તત્ત્વોના હેય, જ્ઞેય અને ઉપાદેયપણાના નિશ્ચય રૂપ હોય છે. નામસ્મરણની ઉપાદેય ભક્તિથી આરાધકની બોધિ સમય જતાં ઉત્તરોત્તર વિશુદ્ધતા પામે છે.

૩. **ભવાંતરમાં બોધિનો લાભ કરાવનાર હોવાથી**—ભવાંતરમાં પણ બોધિની વિશુદ્ધિની ક્રમિક ઉન્નતિ ચાલ્યા કરે છે તે ઉન્નતિ પરમ દશાએ પહોંચે તો જ મોક્ષ સિદ્ધ થાય.

૪. **સાવદ્ય યોગોની વિરતિના ઉપદેશકપણાને લીધે ઉપકારી હોવાથી**—જગતના તમામ જીવોનું હિત ઇચ્છી તેમને

# પરિશિષ્ટ ચોથું

## શ્રી હરિભદ્રસૂરિ-વિરચિત

# જિન-ચૈત્યનો વંદન-વિધિ

### [ પંચાશક ત્રીજું ]

પરમતત્ત્વજ્ઞ યાકિનીમહત્તરાધર્મસૂનુ સૂરિ-પુરંદર શ્રી હરિભદ્ર-સૂરિએ વિવિધ ગ્રંથોની રચના કરીને વિશ્વ પર મહાન્ ઉપકાર કર્યો છે. આ ગ્રંથોમાં તેમણે યોગ, અધ્યાત્મ, તત્ત્વજ્ઞાન, ન્યાય અને અનુષ્ઠાન વગેરેનું રહસ્ય ઘણી જ ખૂબીથી યુક્તિપૂર્વક સમજાવ્યું છે. એ ગ્રંથો પૈકીનો એક ગ્રંથ પંચાશક છે કે જેની અંદર શ્રાવક-ધર્મ, દીક્ષા, પૂજા, ચૈત્ય-વંદન આદિ મહત્ત્વના વિષયો ઉપર પચાસ પચાસ ગાથામાં અતિમાર્મિક વિવેચન કરવામાં આવ્યું છે. આ પંચાશકો પૈકી ત્રીજું પંચાશક ચૈત્ય-વંદનની વિધિને લગતું છે, જે અહીં પ્રસ્તુત જાણીને, મૂળ તથા ભાષાંતર સાથે આપવામાં આવ્યું છે. આશા છે કે તેના પઠન-પાઠનથી સહુ કોઈને ચૈત્યવંદનની અપૂર્વ શક્તિનું ભાન થશે અને હવે પછી તેનો વિધિ શુદ્ધિ-પૂર્વક કરવા તરફ પૂરતું ધ્યાન અપાશે.

नमिऊण वद्धमाणं, सम्मं वोच्छामि वंदण-विहाणं ।
उक्कोसाइ-तिभेयं मुद्दा-विण्णास-परिसुद्धं ॥ १ ॥

આત્મકલ્યાણનો સાચો રસ્તો બતાવવો એ કાર્ય તો કોઈ વિરલ વિભૂતિઓ વડે જ-જગદ્ગુરૂઓ વડે જ-કરી શકાય છે. તેવા જગદ્ગુરૂઓ શ્રી અરિહંત પરમાત્માઓ જ-ચોવીસ તીર્થંકર ભગવંતો જ-છે. માટે જ લોગસ્સ સૂત્રમાં અરિહંત ભગવંતોનું જ ગુણોત્કીર્તન કરવામાં આવ્યું છે.

ગુણોત્કીર્તન એ ગુણાનુરાગ હોવાથી ગુણની પ્રાપ્તિનું કારણ બને છે. જૈનેતર ગ્રંથોમાં પણ કહેવામાં આવ્યું છે કે **वन्दे तद्गुण लब्धये**—ભગવંતના ગુણો મને પ્રાપ્ત થાય તે માટે વંદન કરું છું.

ગુણનો અનુરાગ ગુણી દ્વારા જ દર્શાવી શકાય છે. ગુણીનું પ્રત્યક્ષદર્શન એટલું બધું ઉપયોગી નીવડે છે કે સ્વતંત્ર રીતે તેનું ગ્રહણ, તેને વંદન, તેને નમસ્કાર, તેની પર્યુપાસના એ બધું તેના પ્રત્યક્ષપણાને લીધે જ થઈ શકે છે.

સમ્યગ્દર્શનાદિ ધર્મ અરિહંત ભગવંતમાં સંપૂર્ણપણે છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર-એ ત્રણ આત્માના સ્વભાવિક ગુણો છે. તેથી તે ત્રણે ગુણો ક્ષાયિકસમ્યકત્વ, ક્ષાયિક-જ્ઞાન અને ક્ષાયિકચારિત્ર વીતરાગપણે સર્વ કર્મનો ક્ષય કરી તેઓ સિદ્ધ દશા મેળવે તો ત્યાં પણ રહે છે.

**લોગસ્સ સૂત્રનું બંધારણ**—આ સ્તવ સાત ગાથાનું છે. તેના ત્રણ ખંડ છે. પહેલી ગાથાનો પહેલો ખંડ જે સિલોગક છંદમાં છે, તે પ્રતિજ્ઞાનો નિર્દેશ કરે છે. બીજી, ત્રીજી અને ચોથી ગાથાનો બીજો ખંડ જે ગાહા છંદમાં છે તેમાં ચતુર્વિંશતિ-જિનનામસ્મરણ તથા વંદના છે. પાંચમી, છઠ્ઠી અને સાતમી

શ્રી વર્ધમાનસ્વામીને સમ્યગ્ ભાવ-પૂર્વક નમસ્કાર કરીને ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય એ ત્રણ ભેદોવાળું તથા અંગવિન્યાસ-લક્ષણરૂપ મુદ્રાથી વિશુદ્ધ એવું ચૈત્યવંદન વિધિનું સ્વરૂપ હું સંક્ષેપની કહું છું. ૧

**णवकारेण जहण्णा, दंडगथुइ-जुयल मज्झिमा णेया ।**
**संपुण्णा उक्कोसा, विहिणा खलु वंदणा तिविहा ॥ २ ॥**

નમસ્કારવડે જઘન્યા, દંડક અને સ્તુતિ-યુગલ વડે મધ્યમા તથા સંપૂર્ણ વિધિવડે ઉત્કૃષ્ટા, એમ વંદના ત્રણ પ્રકારની છે.

નમસ્કાર શબ્દથી અહીં માત્ર નમસ્કારરૂપ ટૂંકી સ્તુતિ સમજવાની છે. જેમ કે :—

**सिद्धमरूयमणिंदियमणवज्जमच्चुयं वीरं ।**
**पणमामि सयल-तिहुयण-मत्थय-चूडामणिं सिरसा ॥**

સિદ્ધ, અરૂપી, અગોચર, અનવદ્ય-પવિત્ર, સ્થિર સ્વભાવવાળા અને સમગ્ર ત્રણ ભુવનના મસ્તકના ચૂડામણિ જેવા શ્રી મહાવીર-સ્વામીને હું મસ્તકવડે નમસ્કાર કરું છું.

(દંડક એટલે અરિહંત-ચેઇઆણં આદિ સૂત્રો. સ્તુતિ પ્રસિદ્ધ છે. તેનું યુગલ એટલે દંડક અને સ્તુતિનું યુગલ. સંપૂર્ણ વિધિ એટલે પાંચ અભિગમ સાચવવાપૂર્વક, ત્રણ પ્રદક્ષિણા-યુક્ત પૂજા કર્યા બાદ પાંચ પ્રસિદ્ધ દંડકો, ત્રણ સ્તુતિ અને જય વીયરાય આદિ પ્રણિધાન-ત્રિકનો પાઠ બોલવો તે.) ૨

જે કોઈ સર્વ ગુણોથી અધિક હોય તેનું જ ગુણોત્કીર્તન થાય અને તેવા કોઈ પણ આત્માઓ આ વિશ્વમાં હોય તો તે શ્રી તીર્થંકર ભગવંતો જ છે. તેના કારણોનો નિર્દેશ કરતાં દર્શાવ્યું છે કે—

**૧. પ્રધાન રીતે કર્મક્ષયનું કારણ હોવાથી**—અરિહંત ભગવંતો **कर्मकक्षहुताशन** રૂપે સ્તવાયા છે. તેમને ભાવપૂર્વક કરાયેલો નમસ્કાર જીવને સંસાર સાગરથી તારે છે. એમ શાસ્ત્રોમાં અનેક સ્થળે કહેવામાં આવ્યું છે.

**૨. પ્રાપ્ત થયેલ બોધિની વિશુદ્ધિમાં હેતુ હોવાથી**—બોધિ તે સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શન એ જ મોક્ષમાર્ગનું મૂળ છે. સમ્યગ્દર્શનથી જ મોક્ષની પ્રાપ્તિના આંતરાનો ઈનિયમ થ શકે છે અને તેથી જ સમ્યગ્દર્શનને ધર્મના મૂળ, દ્વાર, પ્રતિષ્ઠાન, આધાર, ભાજન અને નિધિ તરીકે ઓળખાવવામાં આવે છે. સમ્યગ્દર્શનવાળાને જ મોક્ષમાર્ગની અપેક્ષાએ દેખનાર તરીકે ગણવામાં આવે છે. જો સમ્યગ્દર્શન ન હોય તો આરાધકપણાની દૃષ્ટિએ તેને આંધળો ગણવામાં આવે છે પણ તે સમ્યગ્દર્શન જીવાદિ તત્ત્વોના હેય, જ્ઞેય અને ઉપાદેયપણાના નિશ્ચય રૂપ હોય છે. નામસ્મરણની ઉપાદેય ભક્તિથી આરાધકની બોધિ સમય જતાં ઉત્તરોત્તર વિશુદ્ધતા પામે છે.

**૩. ભવાંતરમાં બોધિનો લાભ કરાવનાર હોવાથી**—ભવાંતરમાં પણ બોધિની વિશુદ્ધિની ક્રમિક ઉન્નતિ ચાલ્યા કરે છે તે ઉન્નતિ પરમ દશાએ પહોંચે તો જ મોક્ષ સિદ્ધ થાય.

**૪. સાવદ્ય યોગોની વિરતિના ઉપદેશકપણાને લીધે ઉપકારી હોવાથી**—જગતના તમામ જીવોનું હિત ઇચ્છી તેમને

अहवा वि भावभेया, ओघेण अपुणबंधगाईण ।
सव्वा वि तिहा णेया, सेसाणमिमी ण जं समए ॥ ३ ॥

અથવા તો સામાન્ય રીતે અપુનર્બંધક વગેરે યોગ્ય જીવોના પરિણામ-વિશેષ કે ગુણસ્થાનક-વિશેષથી સર્વ ચૈત્યવંદના જઘન્યાદિ ત્રણ પ્રકારે જાણવી, કારણ કે બાકીના જીવોને આ પ્રકારની વંદના હોતી નથી. અપુનર્બંધક વગેરે શબ્દથી અપુનર્બંધક, અવિરત સમ્યગ્દૃષ્ટિ અને વિરતિવંત સમજવા. તેમાં અપુનર્બંધકને જઘન્ય વંદના હોય. અવિરતિ સમ્યગ્દૃષ્ટિને મધ્યમ વંદના હોય અને વિરતિવંતને ઉત્કૃષ્ટ વંદના હોય. વંદનાના આ ત્રણ પ્રકારના અધિકારીઓનો પરિચય આગલી ગાથામાં આપેલો છે. ૩

पावं ण तिव्वभावा, कुणइ ण बहु मण्णई भवं घोरं ।
उचिय ठिइं च सेवइ, सव्वत्थ वि अपुणबंधो त्ति ॥ ४ ॥

જે તીવ્ર અધ્યયવસાયો વડે પાપકર્મ કરે નહિ, ભયંકર ભવ-સાગરને સારો ગણે નહિ તથા સર્વત્ર ઉચિત મર્યાદાનું પાલન કરે, તેને અપુનર્બંધક જાણવો. ૪

सुस्सूस धम्मराओ, गुरु-देवाणं जहा-समाहीए ।
वेयावच्चे णियमो, सम्मद्दिट्ठिस्स लिंगाइं ॥ ५ ॥

શાસ્ત્ર-શ્રવણની તીવ્ર ઇચ્છા, ધર્મને વિષે અત્યંત રાગ અને યથા-સમાધિ—યથાશક્તિ ગુરુ અને દેવની સેવા કરવાનો નિયમ, એ સમ્યગ્દૃષ્ટિનાં લક્ષણો છે. ૫

આત્મકલ્યાણનો સાચો રસ્તો બતાવવો એ કાર્ય તો કોઈ વિરલ વિભૂતિઓ વડે જ-જગદ્ગુરુઓ વડે જ-કરી શકાય છે. તેવા જગદ્ગુરુઓ શ્રી અરિહંત પરમાત્માઓ જ-ચોવીસ તીર્થંકર ભગવંતો જ-છે. માટે જ લોગસ્સ સૂત્રમાં અરિહંત ભગવંતોનું જ ગુણોત્કીર્તન કરવામાં આવ્યું છે.

ગુણોત્કીર્તન એ ગુણાનુરાગ હોવાથી ગુણની પ્રાપ્તિનું કારણ બને છે. જૈનેતર ગ્રંથોમાં પણ કહેવામાં આવ્યું છે કે **वन्दे तद्गुण लब्धये**—ભગવંતના ગુણો મને પ્રાપ્ત થાય તે માટે વંદન કરું છું.

ગુણનો અનુરાગ ગુણી દ્વારા જ દર્શાવી શકાય છે. ગુણીનું પ્રત્યક્ષદર્શન એટલું બધું ઉપયોગી નીવડે છે કે સ્વતંત્ર રીતે તેનું ગ્રહણ, તેને વંદન, તેને નમસ્કાર, તેની પર્યુપાસના એ બધું તેના પ્રત્યક્ષપણાને લીધે જ થઈ શકે છે.

સમ્યગ્દર્શનાદિ ધર્મ અરિહંત ભગવંતમાં સંપૂર્ણપણે છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર-એ ત્રણ આત્માના સ્વભાવિક ગુણો છે. તેથી તે ત્રણે ગુણો ક્ષાયિકસમ્યકત્વ, ક્ષાયિક-જ્ઞાન અને ક્ષાયિકચારિત્ર વીતરાગપણે સર્વ કર્મનો ક્ષય કરી તેઓ સિદ્ધ દશા મેળવે તો ત્યાં પણ રહે છે.

**લોગસ્સ સૂત્રનું બંધારણ**—આ સ્તવ સાત ગાથાનું છે. તેના ત્રણ ખંડ છે. પહેલી ગાથાનો પહેલો ખંડ જે સિલોગ છંદમાં છે, તે પ્રતિજ્ઞાનો નિર્દેશ કરે છે. બીજી, ત્રીજી અને ચોથી ગાથાનો બીજો ખંડ જે ગાહા છંદમાં છે તેમાં ચતુર્વિંશતિ-જિનનામસ્મરણ તથા વંદના છે. પાંચમી, છઠ્ઠી અને સાતમી

मग्गाणुसारि सड्ढो, पण्णवणिज्जो कियापरो चेव ।
गुणरागी सक्कारंभ-संगओ तह य चारित्ती ॥ ६ ॥

તે જ રીતે ચારિત્રી એટલે-વિરતિવંત, માર્ગાનુસારી, શ્રદ્ધાવંત, સરલતાથી સમજે તેવો, સ્વધર્મક્રિયામાં સાવધાન, સદ્ગુણનો અનુરાગી અને શક્ય અનુષ્ઠાનમાં આળસ વગરનો હોય છે. ૬.

एते अहिगारिणो इह, ण उ सेसा दव्वओ वि जं एसा ।
इयरीए जोग्गयाए, सेसाण उ अप्पहाण त्ति ॥ ७ ॥

આ અપુનર્બંધક, સમ્યગ્દૃષ્ટિ અને વિરતિવંત જીવો અહીં વંદનાના અધિકારી છે, પણ બીજા નથી. દ્રવ્યથી પણ આ વંદનાની યોગ્યતા તેઓને જ હોય છે, અપુનર્બંધકાદિ સિવાયના જીવોને અપ્રધાન દ્રવ્યવંદના હોય છે. ૭.

ण य अपुणबंधयाओ, परेण इह जोग्गया वि जुत्त त्ति ।
ण य ण परेण वि एसा, जमभव्वाणं पि णिद्दिट्ठा ॥ ८ ॥

અપુનર્બંધક સિવાયના બીજા જીવોને (સકૃત્ બંધક, દ્વિર્બંધક, મિથ્યાદૃષ્ટિ વગેરે ને) ભાવવંદનાસંબંધી યોગ્યતા પણ ઘટતી નથી, કારણ કે દ્રવ્યવંદના તો અભવ્ય જીવોને પણ હોય છે. ૮.

लिंगा ण तिए भावो, ण तयत्थालोयणं ण गुणरागो ।
णो विम्हओ ण भव-भयमिय वच्चासो य दोण्हं पि ॥ ९ ॥

ગાથાનો ત્રીજો ખંડ જે પણ ગાહા છંદમાં છે તેને શ્રીસુબોધા-સામાચારીમાં પ્રણિધાન-ગાથા-ત્રિક ૧ કહેવામાં આવેલ છે.

પહેલી ગાથા—અરિહંત ભગવંતનાં ચાર વિશેષણો અને अपि શબ્દ મૂકવાથી ઐરવત તથા મહાવિદેહ આદિ ક્ષેત્રોમાં થયેલા અરિહંતો ગ્રહણ થાય છે. कित्तइस्संથી નામસ્મરણની પ્રતિજ્ઞાનો નિર્દેશ પણ અહીં મળે છે.

બીજી, ત્રીજી અને ચોથી ગાથા—વર્તમાન ચોવીસીનાં નામો અહીં આપવામાં આવ્યાં છે અને તેમને વંદના-ભાવવંદના કરવામાં આવી છે. તે ભાવવંદનાના પ્રકારની વિચારણા કરશું.

ભાવવંદના:—તેનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે છે :—

(૧) ક્રિયામાં (સ્મરણમાં) સતત ઉપયોગ, લક્ષ્ય કે સાવધાની.

(૨) સ્તવ કે સૂત્રનો ઉચ્ચાર કરતાં તેના અર્થની વિચારણા.

(૩) આરાધ્ય અરિહંતદેવ પ્રત્યે બહુમાન.

(૪) વંદનની ક્રિયા કરવાની તક મળવા બદલ હૃદયમાં આનંદની લાગણી.

(૫) ભવભ્રમણનો ભય કે નિર્વેદ.

તાત્પર્ય એ છે કે લોગસ્સ સૂત્રનું સ્મરણ જ્યારે ચાલતું હોય ત્યારે તે સિવાયના અન્ય કોઈ વિચારમાં મનને જવા ન દેતાં

વંદનાનાં લક્ષણો આ પ્રમાણે સમજવાં. જેમાં ઉપયોગ ન હોય, જેમાં ચૈત્યવંદનના અર્થની વિચારણા ન હોય, જેમાં વંદનને યોગ્ય અરિહંતાદિકના ગુણો પ્રત્યે બહુમાન ન હોય, જેમાં વંદનનો અવસર મળવા બદલ ચિત્તને પ્રમોદ ન હોય અને જેમાં ભવ-ભ્રમણનો ભય સ્પષ્ટ રીતે વ્યક્ત થતો ન હોય તે દ્રવ્યવંદના જાણવી તથા તેથી વિપરીત લક્ષણોવાળી ભાવ-વંદના જાણવી. તાત્પર્ય કે ભાવ-વંદનાનાં મુખ્ય લક્ષણો પાંચ છે. (૧) ક્રિયામાં સતત ઉપયોગ, લક્ષ્ય કે સાવધાની. (૨) સ્તુતિ, સ્તોત્ર કે સૂત્રનો ઉચ્ચાર કરતાં તેના અર્થની વિચારણા. (૩) આરાધ્ય અરિહંતદેવ પ્રત્યે બહુમાન. (૪) વંદનની ક્રિયા કરવાની તક મળવા બદલ હૃદયમાં આનંદની લાગણી અને (૫) ભવ-ભ્રમણનો ભય કે નિર્વેદ. ૯.

वेलाइ विहाणंमि य, तग्गय-चित्ताइणा य विण्णेओ ।
तव्वुड्ढिभाव-भावेहिं, तह य दव्वेयर-विसेसो ॥ १० ॥

વેલાએ વંદન, તદ્ગત ચિત્તાદિ અને ભાવ-વૃદ્ધિ આદિ જેમાં હોય તે દ્રવ્યથી ઇતર એટલે ભાવ-વંદના જાણવી. ૧૦.

सइ संजाओ भावो, पायं भावंतरं जओ कुणइ ।
ता एयमेत्थ पवरं, लिंगं सइ भाव-वुड्ढी तु ॥ ११ ॥

એક વાર ઉત્પન્ન થયેલો શુભ ભાવ પ્રાયઃ બીજા શુભ ભાવને ઉત્પન્ન કરે છે, તેથી કોઈ પણ પ્રકારે શુભ ભાવને ઉત્પન્ન કરવા માટે પ્રયત્ન કરવો. તે જ ભાવ-વંદનાનું શ્રેષ્ઠ લક્ષણ છે. ૧૧.

अमए देह-गए जह, अपरिणयम्मि वि सुभा उ भाव त्ति ।
तह मोक्ख-हेउ अमए, अण्णेहि वि हंदि णिद्दिट्ठा ॥ १२ ॥

તેની (સ્મરણ) ક્રિયા, તેના વર્ણો (શબ્દો), તેની અર્થવિચારણા અને તેનો મુખ્ય વિષય જે [૧] અરિહંતદેવ તેના પર જ મનને એકાગ્ર કરવું.

[૨]. ઉપર દર્શાવેલા લક્ષણોથી વિપરીત હોય તે દ્રવ્યવંદના કહેવાય.

ક્ષાયોપશમિકભાવ વડે પરમ આદરથી કરવામાં આવેલું વંદન શુભભાવની વૃદ્ધિ કરનારું છે.

વંદના તે અનાદિ ભવથી થતી આવે છે, માટે સુજ્ઞ પુરુષોએ હવે એવી વંદના કરવી કે જે મોક્ષને મેળવવામાં અનન્યકારણભૂત હોય. શુદ્ધ ભાવવંદનાના યોગે જીવને અર્ધપુદ્ગલ પરાવર્તનથી અધિક સંસારભ્રમણ રહેતું નથી.

સદ્ભાવ માત્રથી મોક્ષ પ્રાપ્ત થતો નથી. પરંતુ તે પ્રમાણે ભાવશુદ્ધિને માટે પ્રયત્ન કરવો જોઈએ. શુદ્ધ ભાવ અને શુદ્ધ વર્ણોચ્ચારપૂર્વક અર્થચિન્તનાદિ વડે કરાતી વંદના યથોદિત ગુણવાળી હોઈને નિશ્ચયે મોક્ષ ફળને આપે છે જ.

**પાંચમી, છઠ્ઠી, સાતમી ગાથાઃ**—આ ગાથાઓને પ્રણિધાન-ગાથાત્રિક રૂપે દર્શાવવામાં આવી છે.

---

૧. જુઓ વૈદિક પદાનુક્રમકોષમાં શબ્દ અર્હ, અર્હત્, વિ.

૨. लिंगा ण तिए भावो, ण तयत्थालोयणं ण गुणरागो
णो विम्हओ ण भवभय–मिय वच्चासो य दोण्हंपि ॥ ९ ॥
—પંચાશક પ્રકરણ (તૃતીય પંચાશક) ગાથા ૯

જેમ શરીરમાં સંચરેલું અમૃત ધાતુરૂપે પરિણમ્યું ન હોય તો પણ તે સુખદાયી જ થાય છે, તેમ મોક્ષના હેતુરૂપ ભાવ-અમૃત હૃદયમાં ઉત્પન્ન થવાથી તે સુખદાયી જ થાય છે. આમ (પતંજલિ આદિ) બીજાઓએ પણ કહ્યું છે. ૧૨.

मंताइ–विहाणम्मि वि, जापइ कल्लाणिणो तहिं जत्तो ।
एत्तोऽधिगभावाओ, भव्वस्स इमीए अहिगो त्ति ॥ १३ ॥

કલ્યાણના અર્થિનો મંત્રાદિ-વિધાનમાં પણ પ્રયત્ન હોય છે, તો તેથી અધિક ફળ આપનાર ચૈત્ય-વંદનાનો વિષે ભવ્ય જીવનો અધિક પ્રયત્ન હોવો જોઇએ. ૧૩.

एईए परमसिद्धी, जायइ जत्तो दढं तओ अहिगा ।
जत्तम्मि वि अहिगत्तं, भव्वस्सेयाणुसारेण ॥ १४॥

મંત્રાદિ વડે સામાન્ય સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, જ્યારે ચૈત્ય-વંદનાવડે પરમ સિદ્ધિ (મોક્ષ) પ્રાપ્ત થાય છે, એ વાતનો ખ્યાલ કરીને ભવ્ય જીવોએ ચૈત્યવંદનામાં ઘણો વધારે પ્રયત્ન કરવો જોઇએ. ૧૪.

पायं इमीए जत्ते, ण होइ इहलोगिया वि हाणि त्ति ।
णिरुवक्कम–भावाओ, भावो वि हु तीइ छेयकरो ॥ १५ ॥

આમાં યત્ન કરવાથી પ્રાયઃ ઈહલૌકિક હાનિ નથી, તેમ છતાં પૂર્વના નિરુપક્રમ કર્મવડે હાનિ થાય તો ચૈત્યવંદનાના ભાવવડે તેના અનુબંધનો છેદ થાય છે. ૧૫.

મનની વિશિષ્ટ એકાગ્રતા, પ્રશસ્ત અવધાન કે દૃઢ અધ્યવસાયોને પ્રણિધાન કહેવામાં આવે છે. પ્રણિધાન, દૃઢ અધ્યવસાય કે મનની સ્થિરતા—એક અર્થવાળા શબ્દો છે. કહ્યું છે કે :—

**विशुद्ध भावना सारे तदर्थार्पितमानसम् ।**
**यथाशक्ति क्रियालिङ्गं प्रणिधानं मुनिर्जगौ ॥**

ભાવાર્થ:—જે વિશુદ્ધ ભાવનાથી પ્રધાન છે, જેમાં મન તેના (વીતરાગના) અર્થમાં (વિષયમાં) અર્પિત થયેલ છે તથા શક્તિ મુજબ ક્રિયાચિહ્નથી જે યુક્ત છે તે પ્રણિધાન કહેવાય છે.

હૃદયગત પ્રશસ્તભાવનાઓ આ ત્રણ ગાથામાં ભક્તિપૂર્વક પ્રદર્શિત કરવામાં આવી છે. તેથી આ ગાથાઓને પ્રણિધાન-ગાથા-ત્રિક કહેવામાં આવે છે.

હૃદયગત ભાવોને પ્રકટ કરવા માટે अभिथुआ શબ્દ દ્વારા જિનવરોનું (અભિમુખ ભાવથી સ્તવાયેલા એવો અર્થ કરીને) સંનિધાન કરવામાં આવ્યું છે, અર્થાત્ ચતુર્વિંશતિ જિનવરોને બુદ્ધિની સમીપ લાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

પાંચમી ગાથામાં પરમાત્માઓ પ્રસન્ન થાઓ એવી સ્તુતિ છે. છઠ્ઠી ગાથામાં આરોગ્યાદિની યાચના છે. વસ્તુતઃ વિઘ્ન પરંપરાનો જય કરવાનું સામર્થ્ય પ્રગટે તેવી અભિલાષા તેમાં રહેલી છે.

કેવળજ્ઞાનના પ્રકાશપૂર્વકના વચનરૂપી દીપકથી ઉદ્દ્યોત કરનારા સ્વભાવવાળા—એ પ્રકારે જેમને શરૂઆતમાં સ્તવ્યા હતા તેમના વિષે મનની વિશિષ્ટ એકાગ્રતાપૂર્વક અનુચિંતન કરતાં

**मोक्खद्ध-दुग्ग-गहणं, एयं तं सेसगाण वि पसिद्धं ।**
**भावेयव्वमिणं खलु, सम्मं ति कयं पसंगेणं ॥ १६ ॥**

આ ભાવવંદન મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરનારને કર્મ કે કષાયરૂપ ચોરાદિકના ઉપદ્રવથી બચવા માટે દુર્ગ જેવું છે. અન્ય દર્શનકારોએ પણ તેને એ પ્રકારનું કહેલું છે; તેથી તેના પર સારી રીતે વિચાર કરવો એટલે એ સંબંધી વધારે ઉલ્લેખ કરવાથી સર્યું. ૧૬.

**पंचंगो पणिवाओ, थय-पाढो होइ जोगमुद्दाए ।**
**वंदण जिणमुद्दाए, पणिहाणं मुत्तसुत्तीए ॥ १७ ॥**

પંચાંગ પ્રણિપાતવાળો શક્રસ્તવનો પાઠ યોગમુદ્રાએ બોલવો વંદન જિનમુદ્રાવડે કરવું અને પ્રણિધાન મુક્તાશુક્તિમુદ્રાવડે કરવું. (શક્રસ્તવમાં આદિ અને અંતભાગે પંચાંગમુદ્રા વડે પ્રણિપાત એટલે નમસ્કાર કરવો તે પંચાંગ-પ્રણિપાત. વંદન શબ્દથી અહીં અરિહંત-ચેઇયાણં આદિ જિન-બિંબની સ્તવના-રૂપ દંડકપાઠો સમજવા. પ્રણિધાન એટલે શુભાર્થ--પ્રાર્થના આદિરૂપ ચિત્તની વિશિષ્ટ એકાગ્રતા. તે જય વીયરાય ઇત્યાદિ પાઠરૂપ સમજવી.) ૧૭.

**दो जाणू दोण्णि करा, पंचमगं होइ उत्तमंगं तु ।**
**सम्मं संपणिवाओ, णेओ पंचंग-पणिवाओ ॥ १८ ॥**

બે ઢીંચણ, બે હાથ અને પાંચમું મસ્તક, એ પાંચ અંગો સમ્યગ્ ભક્તિથી પૃથ્વી ઉપર લગાડવાં, તે પંચાંગ-પ્રણિપાત જાણવો. ૧૮.

એવી બુદ્ધિ. એ બુદ્ધિ શાસ્ત્ર ઉપરના બહુમાનથી ઉત્પન્ન થાય છે, કારણ કે શાસ્ત્રના આદિકર્તા અરિહંતદેવ છે. તેથી પ્રત્યેક ક્રિયા કરતી વખતે આ ક્રિયા બતાવનાર શાસ્ત્ર છે, અને એ શાસ્ત્રના આદિ પ્રકાશક–આદ્ય પુરસ્કર્તા શ્રી અરિહંત પરમાત્મા છે, એ જાતિનું પ્રણિધાન રહેવાથી કર્ત્તવ્યભાવના સતેજ રહે છે. બીજી બાજુ અરિહંત પરમાત્માનું ધ્યાન પણ ચાલુ રહે છે. તે માટે કહ્યું છે, કે—

શાસ્ત્રને આગળ કરવાથી વીતરાગ આગળ કરાય છે અને વીતરાગને આગળ કરવાથી સર્વસિદ્ધિઓ નિયમા પ્રાપ્ત થાય છે. *

જૈનદર્શનના મતે આ જ સાચું ઈશ્વરપ્રણિધાન છે. કેવળ ઈશ્વરનું નામ લેવાથી કે સ્તવન કરવાથી જ કલ્યાણ થઈ જશે, અથવા કેવળ વિવિધ પ્રકારનાં અનુષ્ઠાન કરવામાત્રથી જ કલ્યાણ થઈ જશે, એમ જૈન શાસન એકાંતથી કહેતું નથી. જૈન શાસન તો એમ કહે છે, કે–શાસ્ત્રને આગળ કરીને ચાલો. શાસ્ત્રને આગળ કરવાથી શાસ્ત્રના પુરસ્કર્તા તરીકે એક બાજુ વીતરાગનું સ્મરણ, ધ્યાન તથા બહુમાન થાય છે. બીજી બાજુ પોતાની ભૂમિકાને યોગ્ય શાસ્ત્રનિર્દિષ્ટ કર્ત્તવ્ય-કર્મમાં રત રહેવા માટે જરૂરી શ્રદ્ધાનું બળ પ્રાપ્ત થાય છે. વીતરાગનું નામસ્મરણ, સ્તવન-કીર્ત્તન કે અર્ચનપૂજન પણ શ્રી જિનમતમાં વીતરાગની આજ્ઞાના પાલન તરીકે કરવાનું ફરમાવ્યું છે, કારણ કે તે આજ્ઞાપાલનનો પરિણામ જ જીવને સિદ્ધિનું સાચું કારણ બને છે.

---

* शास्त्रे पुरस्कृते वीतरागः पुरस्कृतः ।
पुरस्कृते पुनस्तस्मिन्नियमात् सर्वसिद्धयः ॥ १ ॥

ज्ञानसार शास्त्राष्टक श्लोक–४

ક્રિયાનો બીજો આશય પ્રવૃત્તિ છે. અહીં પ્રવૃત્તિ એટલે પ્રયત્નનો અતિશય. પોતપોતાને ઉચિત એવા ધર્મસ્થાનને વિષે (ઉપાયવિષયક નૈપુણ્યયુક્ત અને ક્રિયાની શીઘ્ર સમાપ્તિની ઇચ્છારૂપ ઔત્સુક્યદોષથી રહિત) પ્રયત્નનો અતિશય તે પ્રવૃત્તિ છે.

ત્રીજો આશય વિઘ્નજય છે. ધર્મમાં આવતાં વિઘ્નો-અંતરાયોને દૂર કરવાનો પરિણામ, તે વિઘ્નજય કહેવાય છે. ધર્મના અંતરાય ત્રણ પ્રકારના છે : જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ. એને કંટકકલ્પ, જ્વરકલ્પ, અને દિગ્મોહકલ્પ કહ્યા છે. શીતોષ્ણાદિ પરીષહો એ કંટકકલ્પ વિઘ્ન છે અને તેને તિતિક્ષાભાવના વડે દૂર કરી શકાય છે. તિતિક્ષા એટલે શીતોષ્ણાદિ દ્વન્દ્વો સમભાવે સહન કરવાની વૃત્તિ. શારીરિક રોગો એ જ્વરકલ્પ છે. તેને હિતાહાર-મિતાહાર વડે દૂર કરી શકાય છે, અથવા આ રોગો મારા શરીરની સ્થિતિને બાધક છે પણ આત્માના સ્વરૂપને નહિ, એ જાતિનો વિચાર કરવાથી જીતી શકાય છે. મિથ્યાત્વાદિજનિત મનોવિભ્રમ એ દિગ્મોહકલ્પ નામનું તૃતીય વિઘ્ન છે. તેને મિથ્યાત્વાદિની પ્રતિપક્ષ ભાવનાઓ વડે અને ગુરુઆજ્ઞાના પારતંત્ર્યવડે જીતી શકાય છે. એ રીતે ત્રણેય પ્રકારના વિઘ્નો દૂર કરવાથી ધર્મસ્થાનનું નિરંતરાય-નિર્વિઘ્ન આરાધન થઈ શકે છે.

સિદ્ધિ એ ચોથો અને વિનિયોગ એ પાંચમો આશય છે. પ્રથમ ત્રણ આશયથી સામટા સેવનથી ધર્મની સિદ્ધિ થાય છે અને સિદ્ધિ થયા પછી યથાયોગ્ય ઉપાય વડે બીજાને તેની પ્રાપ્તિ કરાવી શકાય છે. એ વિનિયોગ નામનો પાંચમો આશય છે. આ પાંચે ય પ્રકારના આશયથી શુદ્ધ એવો ધર્મવ્યાપાર મોક્ષનું કારણ બની શકે છે, પણ કેવળ ધર્મવ્યાપાર નહિ, કારણ કે વાસ્તવિક ધર્મ એ પુષ્ટિ અને શુદ્ધિવાળું ચિત્ત છે.

अण्णोण्णन्तरि अंगुलि-कोसाकारेहिँ दोहीँ हत्थेहिं ।
पिट्टोवरि कोप्पर-संठिएहिँ तह जोगमुद्द त्ति ॥ १९ ॥

માંહોમાંહે દસ આંગળીઓ આંતરી, કમળના દોડાના આકારે બંને હાથો રાખી, પેટ ઉપર હાથની કોણીઓ સ્થાપવી, તે યોગમુદ્રા કહેવાય છે. ૧૯.

चत्तारि अंगुलाइं, पुरओ ऊणाइँ जत्थ पच्छिमओ ।
पायाणं उस्सग्गो, एसा पुण होइ जिणमुद्दा ॥ २० ॥

આગળના ભાગમાં ચાર અંગુલ જેટલા પહોળા અને પાછળના ભાગમાં તેથી કંઈક ઓછા પહોળા બે પગ રાખી કાયોત્સર્ગ કરવાથી જિનમુદ્રા થાય છે. ૨૦.

मुत्तासुत्ती मुद्दा, समा जहिं दो वि गब्भिया हत्था ।
ते पुण ललाडदेसे, लग्गा अण्णे अलग्ग त्ति ॥ २१ ॥

માંહોમાંહે આંગળીઓ આંતરી ન હોય એવા બે હાથ પોલા રાખી લલાટે લગાડવા, તે મુક્તાશુક્તિ મુદ્રા છે. કેટલાક આચાર્યના મતે આ મુદ્રા વખતે ઉપર મુજબના હાથ લલાટે લગાડવાની જરૂર નથી. ૨૧.

सव्वत्थ वि पणिहाणं, तग्गया-किरिय-भिहाणवन्न(न्ने)सु ।
अत्थ विसए य तहा, दिट्ठंतो छिन्नजालाए ॥ २२ ॥

ઉત્તર—જો વિધાન કરેલ વિધિ પ્રમાણે (વંદના) કરીએ તો ઇષ્ટ ફલ આપે અને અવિધિથી કરીએ તો અનિષ્ટ ફલ આપે. બીજી લૌકિક વંદનામાં તો આમ છે નહિ. તેથી ઇષ્ટ કે અનિષ્ટ ફળ દેવાની જેનામાં શક્તિ નથી, તેને જૈની વંદના કેમ કહી શકાય? અર્થાત્ તે લૌકિક વંદના જ છે. ૪૪.

**तम्हा उ तदाभासा, अण्णाएस त्ति णायओ णेया ।**
**मोसाभासाणुगया, तदत्थभावा णिओगेणं ॥ ४५ ॥**

તેથી આ દૃષ્ટાંત વડે લૌકિક વંદનાને તદાભાસ વાસ્તવમાં તેવી નહિ છતાં દેખાતી-વંદના સમજવી, તથા તેમાં અર્થ અને ભાવનો અભાવ હોવાથી તેને એક પ્રકારની મૃષાભાષાયુક્ત ગણવી. ૪૫.

**सुहफल-जणण-सभावा, चिंतामणिमाइए वि णाभव्वा ।**
**पावंति किं पुणेयं, परमं परमपयबीयं ति ॥ ४६ ॥**

શુભ ફલને આપનારા ચિંતામણિરત્ન વગેરે પદાર્થો અભવ્ય જીવને પ્રાપ્ત થતા નથી, તો પરમપદના બીજ-સમાન આ શ્રેષ્ઠ-શુદ્ધ વંદનાનો લાભ તો તેમને કયાંથી જ મળે? અર્થાત્ ન જ મળે. ૪૬.

**भव्वा वि एत्थ णेया, जे आसन्ना ण जाइमेत्तेणं ।**
**जमणाइ सुए भणियं, एयं ण उ इट्ठफल-जणगं ॥ ४७ ॥**

હવે ભવ્ય જીવો જ શુદ્ધ વંદનાના અધિકારી છે, તે હકીકતને લક્ષ્યમાં રાખીને જણાવે છે કે બધા ભવ્ય જીવો શુદ્ધ વંદનાના

ચૈત્યવંદનની વિધિમાં જે જે ક્રિયાઓ કરવાની છે, તથા જે જે સૂત્રો અને વર્ણોનો ઉચ્ચાર કરવાનો છે તે બધાના અર્થ અને વિષયમાં છિન્નજ્વાલાની માફક સતત ઉપયોગ હોવો ઘટે છે. (ક્રિયા શબ્દથી મુદ્રા, વિન્યાસ, ભૂમિ-પ્રમાર્જન, કાયોત્સર્ગ આદિ ક્રિયાઓ સમજવી. સૂત્ર શબ્દથી શક્રસ્તવ, અરિહંત-ચેઇયાણં આદિ સૂત્રો સમજવા. વર્ણ એટલે અક્ષર. સૂત્રોનો ઉચ્ચાર વાક્યના ધોરણે અને તેમાંના પ્રત્યેક અક્ષરનો ઉચ્ચાર વર્ણના ધોરણે સ્પષ્ટ અને શુદ્ધ કરવો. તે ઉચ્ચાર કરતી વખતે તેનો અર્થ શો થાય છે અને તે કયા વિષયને અનુલક્ષીને થાય છે, તેના ઉપર પણ સંપૂર્ણ લક્ષ્ય રાખવું. કોઇને પ્રશ્ન થાય કે ઉચ્ચાર કરવો અને તેના અર્થ અને વિષય ઉપર પણ લક્ષ્ય રાખવું તે બંને એકીસાથે કેમ બની શકે? તેનો ખુલાસો કરતાં જણાવ્યું છે કે-જે રીતે ઇંધનમાં રહેલી અગ્નિજ્વાલા તૂટી જવા છતાં તેનો સંબંધ મૂળ જ્વાલા સાથે રહેલો હોય છે, તે રીતે આત્માનો મુખ્ય ઉપયોગ ક્રિયા અને સૂત્રોચ્ચારમાં હોવા છતાં તે છિન્ન જ્વાલાની માફક અર્થ અને વિષયમાં પણ સંભવે છે.) ૨૨.

**ण य तत्थ वि तदणूणं, हंदि अभावो ण ओवलंभो वि ।**
**चित्तस्स वि विण्णेओ, एवं सेसोवओगेसु ॥ २३ ॥**

જ્વાલાનો ઉચ્છેદ હોય ત્યારે પણ અન્ય પરિણામને પામેલા એવા જ્વાલા-પુદ્ગલોની સત્તા તો હોય જ છે, નહિ તો જ્વાલાની પ્રાપ્તિ થાય નહિ. તે રીતે અર્થાદિકમાં પ્રકટ ઉપયોગ ન હોય તો પણ ત્યાં સામાન્ય ઉપયોગ સંભવે છે. (તાત્પર્ય કે ચૈત્યવંદનની ક્રિયા જ્યારે ચાલતી હોય, ત્યારે તે સિવાયના અન્ય કોઈ વિચારમાં મનને જવા ન દેતાં તેની ક્રિયા, તેનાં સૂત્રો, તેની

પ્રાયઃ આવી અશુદ્ધ વંદના ભારેકર્મી અને જડબુદ્ધિવાળાને સંભવે છે જેનું ફલ દુર્ગતિ છે, પરંતુ ખેદની વાત એ છે કે આ દુષ્ષમ કાલમાં તો વિશેષતઃ આવી અશુદ્ધ વંદના પ્રવર્તે છે. ૪૧.

**अण्णे उ लोगिग च्चिय, एसा णामेण वंदणा जइणी ।**
**जं तीइ फलं तं चिय, [इ] मीए ण उ अहिगयं किंचि ॥४२॥**

અન્ય આચાર્યો આવી વંદનાનું ફલ દુર્ગતિ છે, તેમ ન કહેતાં માત્ર એટલું જ કહે છે કે આ વંદના લૌકિક છે, તેથી તેનું ફલ પણ લૌકિક જ છે. એટલે કે તેવી વંદના મોક્ષફલની પ્રાપ્તિ કરાવતી નથી. ૪૨.

**एयं पि जुज्जइ च्चिय, तदणारंभाउ तप्फलं व जओ ।**
**तप्पच्चवायभावो, वि हंदि तत्तो ण जुत्त त्ति ॥ ४३ ॥**

એ પણ કહેવું ઠીક જ, કેમકે જૈની વંદના નહિ કરવાથી તેનાં ફલની માફક તેનું અનિષ્ટ પણ થતું નથી. એટલે તેને જૈની વંદના નહિ, પરંતુ લૌકિક વંદના જ સમજવી. ૪૩.

**जमुभयजणण-सभावा, एसा विहिणेयरेहिं ण उ अण्णा ।**
**ता एयस्साभावे, इमीए एवं कहं बीयं ॥ ४४ ॥**

* જૈની વંદના ઇષ્ટકર અને અનિષ્ટકર બંને સ્વભાવવાળી છે.

પ્રશ્ન—એક (વંદના)માં બે સ્વભાવો કેવી રીતે રહી શકે ?

* જૈન દર્શન માન્ય લોકોત્તર વંદના છે.

અર્થ-વિચારણા અને તેનો મુખ્ય વિષય જે અરિહંત, તેના પર જ મનને એકાગ્ર કરવું.) ૨૩.

खाओवसमिगभावे, दढ-जत्त-कयं सुहं अणुट्ठाणं ।
परिवडियं पि हु जायइ, पुणो वि तब्भाव-वुड्ढिकरं ॥ २४ ॥

ક્ષાયોપશમિક ભાવ વડે પરમ આદરથી કરવામાં આવેલું ચૈત્યવંદનરૂપ શુભ અનુષ્ઠાન તથાવિધ કર્મદોષથી કદાચ તૂટી જાય, તો પણ તે શુભભાવની વૃદ્ધિ કરનારૂં છે. ૨૪.

अणुहव-सिद्धं एयं, पायं तह जोग-भाविय-मईणं ।
सम्ममवधारियव्वं, वुहेहिं लोगुत्तम-मईए ॥ २५ ॥

આ વાત યોગક્રિયામાં ભાવિત મતિવાળાઓને પ્રાયઃ અનુભવ-સિદ્ધ હોય છે, તેથી બુદ્ધિવંત જનોએ ચૈત્યવંદનાને જિન-પ્રવચન અનુસાર સમ્યગ્ રીતે અવધારવી જોઈએ. ૨૫.

जिण्णास्सा वि हु एत्थं, लिंगं एयाइ हंदि सुद्धाए ।
णेव्वाणंग-निमित्तं, सिद्धा एसा तयत्थीणं ॥ २६ ॥

(ક્ષાયોપશમિક ભાવની જેમ) જિજ્ઞાસા પણ અહીં શુભ ચૈત્યવંદનાનું લક્ષણ છે. આ જિજ્ઞાસા નિર્વાણના ઇચ્છુકોને માટે સમ્યગ્જ્ઞાનના કારણરૂપે પ્રસિદ્ધ છે. ૨૬.

धिइ-सद्धा-सुह-विविदिस-भेया जं पायसो उ जोणि त्ति ।
सण्णाणादुदयम्मि, पइट्ठिया जोगसत्थेसु ॥ २७ ॥

ઉત્તર—જો વિધાન કરેલ વિધિ પ્રમાણે (વંદના) કરીએ તો ઇષ્ટ ફલ આપે અને અવિધિથી કરીએ તો અનિષ્ટ ફલ આપે. બીજી લૌકિક વંદનામાં તો આમ છે નહિ. તેથી ઇષ્ટ કે અનિષ્ટ ફળ દેવાની જેનામાં શક્તિ નથી, તેને જૈની વંદના કેમ કહી શકાય? અર્થાત્ તે લૌકિક વંદના જ છે. ૪૪.

तम्हा उ तदाभासा, अण्णाएस त्ति णायओ णेया ।
मोसाभासाणुगया, तदत्थभावा णिओगेणं ॥ ४५ ॥

તેથી આ દૃષ્ટાંત વડે લૌકિક વંદનાને તદાભાસ વાસ્તવમાં તેવી નહિ છતાં દેખાતી-વંદના સમજવી, તથા તેમાં અર્થ અને ભાવનો અભાવ હોવાથી તેને એક પ્રકારની મૃષાભાષાયુક્ત ગણવી. ૪૫.

सुहफल-जणण-सभावा, चिंतामणिमाइए वि णाभव्वा ।
पावंति किं पुणेयं, परमं परमपयवीयं ति ॥ ४६ ॥

શુભ ફલને આપનારા ચિંતામણિરત્ન વગેરે પદાર્થો અભવ્ય જીવને પ્રાપ્ત થતા નથી, તો પરમપદના બીજ-સમાન આ શ્રેષ્ઠ-શુદ્ધ વંદનાનો લાભ તો તેમને ક્યાંથી જ મળે? અર્થાત્ ન જ મળે. ૪૬.

भव्वा वि एत्थ णेया, जे आसन्ना ण जाइमेत्तेणं ।
जमणाइ सुए भणियं, एयं ण उ इट्ठफल-जणगं ॥ ४७ ॥

હવે ભવ્ય જીવો જ શુદ્ધ વંદનાના અધિકારી છે, તે હકીકતને લક્ષ્યમાં રાખીને જણાવે છે કે બધા ભવ્ય જીવો શુદ્ધ વંદનાના

ધૃતિ—ચિત્તસ્વાસ્થ્ય, શ્રદ્ધા-તત્ત્વરુચિ, સુખા-વિશિષ્ટ આહ્‌લાદ અને વિવિદિષા—જિજ્ઞાસા એ સમ્યગ્જ્ઞાનનો અભ્યુદય થવામાં કારણભૂત છે, એમ યોગશાસ્ત્રોમાં સિદ્ધ કરી બતાવ્યું છે. ૨૭.

पढमकरणोवरि तहा, अणहिणिविट्ठाण संगया एसा ।
तिविहं च सिद्धमेयं, पयडं समए जओ भणियं ॥ २८ ॥

યથાપ્રવૃત્તિકરણને વટાવી ગયેલા જીવો જે કદાગ્રહથી રહિત હોય છે, તેઓ આ શુદ્ધ ચૈત્યવંદનાના અધિકારી છે. કરણ ત્રણ પ્રકારનાં છે, એવું શાસ્ત્રમાં પ્રકટપણે કહ્યું છે. ૨૮.

करणं अहापवत्तं, अपुव्वमणियट्टि चेव भव्वाणं ।
इयरेसिं पढमं चिय, भण्णइ करण त्ति परिणामो ॥ २९ ॥

કરણ ત્રણ છે: (૧) યથાપ્રવૃત્ત, (૨) અપૂર્વ અને (૩) અનિવૃત્તિ. તેમાં બીજું કરણ કેવળ ભવ્યજનોને જ પ્રાપ્ત થાય છે. જીવના અધ્યવસાય-વિશેષને શાસ્ત્રકારો કરણ કહે છે. ૨૯.

जा गंठी ता पढमं, गंठिं समइच्छओ भवे बीयं ।
अणियट्टीकरणं पुण, सम्मत्त-पुरक्खडे जीवे ॥ ३० ॥

(નિબિડ રાગ-દ્વેષના પરિણામરૂપ) ગ્રંથિ-પ્રદેશે પહોંચતાં સુધી પ્રથમ કરણ હોય છે; ઉક્ત ગ્રંથિનો ભેદ કરતી વખતે બીજું કરણ હોય છે. ગ્રંથિભેદ કર્યા પછી અને સમ્યક્ત્વ પ્રાપ્ત કરતાં પહેલાં ત્રીજું અનિવૃત્તિકરણ હોય છે. ૩૦.

અધિકારી નથી, કારણ કે જાતિમાત્રથી ભવ્યપણું તો દરેક ભવ્યોને છે અને તે કાંઈ મોક્ષરૂપી ફલને આપતું નથી. પરંતુ તેમાં સત્પુરુષાર્થના યોગે જે આસન્નભવ્યપણું આવે છે, તે જ શુદ્ધ વંદનાનું અધિકારીપણું છે. તાત્પર્ય કે જેમનો મોક્ષ થોડા વખતમાં થવાનો હોય તેમને જ શુદ્ધ વંદના કરવાનો ભાવ ઉત્પન્ન થાય છે. ૪૭.

विहि-अपओसो जेसिं, आसण्णा ते वि सुद्धिपत्त त्ति ।
खुद्दमिगाणं पुण, सुद्धदेसणा सीहणाय-समा ॥ ४८ ॥

જેઓને શુદ્ધ વિધિ તરફ કોઈ પણ પ્રકારનો દ્વેષ નથી, તેઓ કર્મના ક્ષયોપશમથી શુદ્ધિને પામે છે, તેથી તેમને પણ આસન્નભવ્ય સમજવા. બાકી જેઓ ક્ષુદ્ર મૃગલા જેવા છે તેમને તો ચૈત્યવંદન-વિધિની આ શુદ્ધ દેશના સિંહ-નાદ સમી ભયંકર લાગશે. ૪૮.

आलोचिऊण एवं, तंतं पुव्वावरेण सूरिहिं ।
विहि-जत्तो कायव्वो, मुद्धाण हियट्ठया सम्मं ॥ ४९ ॥

આ પ્રકારે ધર્માચાર્યોએ આગમમાં જણાવેલી બધી હકીકતોનો પૂર્વાપર બરાબર વિચાર કરીને શુદ્ધ વિધિ માટે પ્રયત્ન કરવો કે જે મુગ્ધજનોના હિતને માટે થાય. તાત્પર્ય કે તેમણે પોતે શુદ્ધ વિધિ કરવો કે જેથી મુગ્ધજનો પણ તેમને જોઈને શુદ્ધ ક્રિયામાં પ્રવૃત્ત થાય.

इत्तो उ विभागाउ, अणादिभव-दव्वलिंगओ चेव ।
णिउणं णिरूवियव्वा, एसा जह मोक्खहेउ त्ति ॥ ३१ ॥

યથાપ્રવૃત્તિકરણને વટાવી ગયેલા જીવો જે કદાગ્રહરહિત હોય છે; તે શુદ્ધ ચૈત્યવંદનાના અધિકારી છે એમ જે કહ્યું છે તે આ વિભાગ મુજબ સમજવું. દ્રવ્યલક્ષણા વંદના તો અનાદિભવથી થતી આવે છે, માટે સુજ્ઞ પુરુષોએ હવે એવી વંદના કરવી કે જે મોક્ષને મેળવવામાં અનન્ય કારણભૂત થાય. ૩૧.

णो भावओ इमीए, परो वि हु अवड्ढपोग्गला अहिगो ।
संसारो जीवाणं, हंदि पसिद्धं जिणमयम्मि ॥ ३२ ॥

જિનમતમાં એ વાત પ્રસિદ્ધ છે કે શુદ્ધ ભાવવંદનાના યોગે જીવને અર્ધપુદ્ગલ-પરાવર્તનથી અધિક સંસારભ્રમણ રહેતું નથી. ૩૨

इय तंतजुत्तिओ खलु, णिरूवियव्वा बुहेहिं एस त्ति ।
ण हु सत्तामेत्तेणं, इमीए इह होइ णेव्वाणं ॥ ३३ ॥

આ પ્રમાણે શાસ્ત્ર-યુક્તિથી બુદ્ધિવંત જનોએ આ ચૈત્યવંદનાનો સારી રીતે વિચાર કરવો, અને માત્ર ચૈત્યવંદનાની સત્તાથી એટલે સદ્ભાવ માત્રથી-મોક્ષ પ્રાપ્ત થતો નથી; પરંતુ તે પ્રમાણે ભાવશુદ્ધિ પણ જોઈએ છે, તેથી ભાવશુદ્ધિને માટે પ્રયત્ન કરવો. ૩૩.

किंचेह च्छेय-कूडग-रूवगणायं भणंति समयविऊ ।
तंतेसु चित्तभेयं, तं पि हु परिभावणीयं तु ॥ ३४ ॥

तिव्वगिलाणादीणं, भेसजदाणाइंयाइं णायाइं ।
दट्ठव्वाइं इहं खलु, कुग्गह-विरहेण धीरेहिं ॥ ५० ॥

वंदणविही समत्ता ।

કદાગ્રહથી રહિત બુદ્ધિમાન પુરુષોએ આ સ્થળે અતિરોગી, મધ્યમરોગી અને સામાન્ય રોગીને જેવી રીતે ઔષધો અપાય છે, તેનો ખ્યાલ કરીને સર્વત્ર શુદ્ધ વિધિની યોજના કરવી. તાત્પર્ય કે, અધિકાર-ભેદે વંદનાના સ્વરૂપમાં ભલે ફેરફાર હોય પણ તેમાં ભાવ અથવા શુદ્ધિનું તત્ત્વ તો હોવું જ જોઇએ.

વંદનવિધિ સમાપ્ત



ધૃતિ—ચિત્તસ્વાસ્થ્ય, શ્રદ્ધા-તત્ત્વરુચિ, સુખા-વિશિષ્ટ આહ્‌લાદ અને વિવિદિષા—જિજ્ઞાસા એ સમ્યગ્‌જ્ઞાનનો અભ્યુદય થવામાં કારણભૂત છે, એમ યોગશાસ્ત્રોમાં સિદ્ધ કરી બતાવ્યું છે. ૨૭.

पढमकरणोवरि तहा, अणहिणिविट्ठाण संगया एसा ।
तिविहं च सिद्धमेयं, पयडं समए जओ भणियं ॥ २८ ॥

યથાપ્રવૃત્તિકરણને વટાવી ગયેલા જીવો જે કદાગ્રહથી રહિત હોય છે, તેઓ આ શુદ્ધ ચૈત્યવંદનાના અધિકારી છે. કરણ ત્રણ પ્રકારનાં છે, એવું શાસ્ત્રમાં પ્રકટપણે કહ્યું છે. ૨૮.

करणं अहापवत्तं, अपुव्वमणियट्टि चेव भव्वाणं ।
इयरेसिं पढमं चिय, भण्णइ करण त्ति परिणामो ॥ २९ ॥

કરણ ત્રણ છે: (૧) યથાપ્રવૃત્ત, (૨) અપૂર્વ અને (૩) અનિવૃત્તિ. તેમાં બીજું કરણ કેવળ ભવ્યજનોને જ પ્રાપ્ત થાય છે. જીવના અધ્યવસાય-વિશેષને શાસ્ત્રકારો કરણ કહે છે. ૨૯.

जा गंठी ता पढमं, गंठिं समइच्छओ भवे बीयं ।
अणियट्टीकरणं पुण, सम्मत्त-पुरक्खडे जीवे ॥ ३० ॥

(નિબિડ રાગ-દ્વેષના પરિણામરૂપ) ગ્રંથિ-પ્રદેશે પહોંચતાં સુધી પ્રથમ કરણ હોય છે; ઉક્ત ગ્રંથિનો ભેદ કરતી વખતે બીજું કરણ હોય છે. ગ્રંથિભેદ કર્યા પછી અને સમ્યક્‌ત્વ પ્રાપ્ત કરતાં પહેલાં ત્રીજું અનિવૃત્તિકરણ હોય છે. ૩૦.

# પરિશિષ્ટ પાંચમું

## ધર્મોપકરણો

ધર્મભાવની વૃદ્ધિ કરવામાં જે સાધન ઉપકારક છે, ઉપયોગી છે, તે ધર્મોપકરણ કહેવાય છે, એટલે ધર્મોપકરણ એ ધર્મ-ભાવનાનું પ્રતીક છે. અનુયોગદ્વાર-ચૂર્ણિમાં કહ્યું છે કે :—

**सामाइयकउस्स समणोवासगस्स चउविहे धम्मोवगरणे पन्नत्ते, तं जहा–ठवणायरिय त्ति मुहपुत्तिअ त्ति जवमालिअ त्ति दंडपाउंछणगं च त्ति**—સામાયિક કરનાર શ્રમણોપાસકને ચાર પ્રકારનાં ધર્મોપકરણ હોય છે :—(૧) સ્થાપનાચાર્ય, (૨) મુહપત્તી, (૩) જપમાલિકા (નવકારવાળી) અને (૪) દંડ-પ્રોંછણક-રજોહરણ (ચરવળો). આ ઉપકરણોમાં સ્થાપનાચાર્ય એ વિનયગુણનું પ્રતીક છે, તેની હાજરી ગુરુ પ્રત્યેનો અને પરંપરાએ અરિહંતદેવો પ્રત્યેનો વિનય દર્શાવે છે. મુહપત્તી-મુખવસ્ત્રિકા એ સંયમનું પ્રતીક છે. જરૂર જેટલું જ બોલવું, અને તે પણ પ્રિય, પથ્ય અને તથ્ય એ તેનો મુખ્ય સાર છે. જપમાલિકા એ ઉપાસનાનું પ્રતીક છે. પંચપરમેષ્ઠિની સતત ઉપાસના એ તેનો સંદેશ છે. અને રજોહરણ એ અહિંસાનું પ્રતીક છે. આપણી કોઈપણ પ્રવૃત્તિથી બીજાને નુકસાન ન થાય-બીજાની હિંસા ન થાય એ રીતે વર્તવાનો તે આદેશ કરે છે.

इत्तो उ विभागाउ, अणादिभव-दव्वलिंगओ चेव ।
णिउणं णिरूवियव्वा, एसा जह मोक्खहेउ त्ति ॥ ३१ ॥

યથાપ્રવૃત્તિકરણને વટાવી ગયેલા જીવો જે કદાગ્રહરહિત હોય છે; તે શુદ્ધ ચૈત્યવંદનાના અધિકારી છે એમ જે કહ્યું છે તે આ વિભાગ સુજબ સમજવું. દ્રવ્યલક્ષણા વંદના તો અનાદિભવથી થતી આવે છે, માટે સુજ્ઞ પુરુષોએ હવે એવી વંદના કરવી કે જે મોક્ષને મેળવવામાં અનન્ય કારણભૂત થાય. ૩૧.

णो भावओ इमीए, परो वि हु अवड्ढपोग्गला अहिगो ।
संसारो जीवाणं, हंदि पसिद्धं जिणमयम्मि ॥ ३२ ॥

જિનમતમાં એ વાત પ્રસિદ્ધ છે કે શુદ્ધ ભાવવંદનાના યોગે જીવને અર્ધપુદ્ગલ-પરાવર્તનથી અધિક સંસારભ્રમણ રહેતું નથી. ૩૨

इय तंतजुत्तिओ खलु, णिरूवियव्वा बुहेहिं एस त्ति ।
ण हु सत्तामेत्तेणं, इमीए इह होइ णेव्वाणं ॥ ३३ ॥

આ પ્રમાણે શાસ્ત્ર-યુક્તિથી બુદ્ધિવંત જનોએ આ ચૈત્યવંદનાનો સારી રીતે વિચાર કરવો, અને માત્ર ચૈત્યવંદનાની સત્તાથી એટલે સદ્ભાવ માત્રથી-મોક્ષ પ્રાપ્ત થતો નથી; પરંતુ તે પ્રમાણે ભાવશુદ્ધિ પણ જોઇએ છે, તેથી ભાવશુદ્ધિને માટે પ્રયત્ન કરવો. ૩૩.

किंचेह च्छेय-कूडग-रूवगणायं भणंति समयविऊ ।
तंतेसु चित्तभेयं, तं पि हु परिभावणीयं तु ॥ ३४ ॥

આ વસ્તુઓનાં સ્વરૂપ અને પ્રમાણ કરતાં તેની પાછળ રહેલી ભાવનાને જો સમજવામાં આવે તો તે અંગે કોઈ પણ જાતનો કદાગ્રહ, દુરાગ્રહ કે હઠાગ્રહ થવાનો સંભવ નથી. ઉપકરણોનાં સ્વરૂપ અને પ્રમાણ એ સામુદાયિક શિસ્તપાલન માટે છે, એટલે તેનું એકસરખાપણું જળવાઈ રહે તે ઇચ્છવા યોગ્ય છે.

(૧) સ્થાપનાચાર્યની મહત્તા અને સ્થાપના-સંબંધી શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણે તથા દેવેન્દ્રસૂરિએ કેટલાંક સ્પષ્ટ વિધાનો કરેલાં છે, જેનો ઉલ્લેખ પંચિંદિય-સુત્તના વિવરણમાં કરેલો છે.

(૨) મુહપત્તી એટલે મુખ ઢાંકવાનું વસ્ત્ર, તેના માટે શાસ્ત્રોમાં નીચેના શબ્દો વપરાયેલા છેઃ—

| પ્રાકૃત. | સંસ્કૃત. |
|---|---|
| મુહપત્તી | મુખપટ્ટિકા |
| મુહપોતિઆ | મુખપોતિકા, મુખ-વસ્ત્રિકા, મુખાચ્છાદન |
| મુહણંતગ | મુખાનન્તક |
| પોત્તિઆ | પોતિકા |
| હત્થગ | હસ્તક |

મુહપત્તીનું માપ બૃહત્કલ્પ-ભાષ્યમાં નીચે મુજબ જણાવેલું છે :—

વળી આવશ્યક-નિર્યુક્તિ-પ્રમુખ શાસ્ત્રોમાં સિદ્ધાંતના જાણ પુરુષો ચાર પ્રકારના સાચા-ખોટા રૂપીઆનું દૃષ્ટાંત આપે છે, તે અહીં ચૈત્યવંદનના પ્રસંગે સારી રીતે વિચારવા યોગ્ય જ છે. ૩૪.

**दव्वेणं टंकेण य, जुत्तो च्छेओ हु रूवगो होइ ।**
**टंक-विहूणो दव्वे, वि ण खलु एगंतछेओ त्ति ॥ ३५ ॥**

જેમાં સોનું-રૂપું વગેરે સાચું અને છાપ પણ સાચી તે રૂપીઓ સાચો સમજવો. જેમાં છાપ ખરી ન હોય અને સોનું-રૂપું સાચું હોય તે રૂપીઓ સર્વથા સાચો ન હોવા છતાં દ્રવ્યથી સાચો સમજવો. ૩૫.

**अद्दव्वे टंकेण वि, कूडो तेण वि विणा उ मुद्द त्ति ।**
**फलमेत्तो एवं चिय, मुद्धा पयारणं मोत्तुं ॥ ३६ ॥**

સોનું-રૂપું વગેરે ખોટું છતાં ઉપર છાપ સાચી હોય તો તે રૂપીઓ ખોટો જ જાણવો અને છાપ પણ ખોટી હોય તો કહેવું જ શું? અર્થાત્ તે તદ્દન ખોટો સમજવો. આવા ખોટા રૂપીઆ જેવી ક્રિયાઓનું ફલ મુગ્ધજનોને છેતરવા સિવાય બીજું શું કોઈ શકે? ૩૬.

**तं पुण अणत्थफलदं, णेहाहिगयं जमणुवओगि त्ति ।**
**आय-गयं चिय एत्थं, चिंतिज्जइ समय-परिसुद्धं ॥ ३७ ॥**

ત્રીજા, ચોથા પ્રકારમાં જણાવેલું મુગ્ધજનોને છેતરવારૂપ અનર્થકારી ફલ આ સ્થળે અનુપયોગી હોવાથી જણાવ્યું નથી.

चउरंगुलं विहत्थी, एयं मुहणंतगस्स उ पमाणं ।
वितीयं पि य पमाणं, मुह–प्पमाणेण कायव्वं ॥

ભાવાર્થ:–એક વેંત અને ચાર આંગળ એ મુહપત્તીનું પ્રમાણ છે. આ પ્રમાણ સામાયિક અગર પ્રતિક્રમણ કરનારના પોતાના હાથનું જાણવું. બીજું પ્રમાણ એ છે કે મુખના પ્રમાણે–મુખ ઢાંકી શકાય તે પ્રમાણે કરવી.

તેનો આકાર ચાર ખૂણિયા એટલે ચોરસ હોવો જોઇએ, તેવો અભિપ્રાય યતિદિનચર્યાના નીચેના ઉલ્લેખથી સમજાય છે :

चउरंगुलं०

व्याख्या-चत्वार्यङ्गुलानि एकः च वितस्तिः एतावता षोडशाङ्गुलानीत्यर्थः, एतच्चतुरस्रस्य मुखानन्तकस्य तु प्रमाणमुक्तम् ।

એક વેંત અને ચાર આંગળ એટલે સોળ આંગળ. આ માપ ચોરસ આકારવાળી મુહપત્તીનું કહેલું છે.

તેની રચના કેમ કરવી તે અંગે આચારદિનકરના અહોરાત્ર-ચર્યા વિધિ (પૃ. ૧૨૫) માં જણાવ્યું છે કે तस्य समारचना–वस्त्रस्य पालिं वामतो विधाय, स्वतः परत्र भञ्जनेन द्विगुणं कुर्यात्, ततः पुनस्ततोऽपि द्विगुणम्, ततः तिर्यग्भञ्जनेनाष्ट-गुणं कुर्यात् । मुखवस्त्रिकायाः वामपार्श्वबहिर्वस्त्रपालिधारणम्, दशानां तु धारणं चोपरि । તેની રચના આ પ્રમાણે છે—

જ્યારે પહેલા અને બીજા પ્રકારમાં જણાવેલા અનુષ્ઠાનનું ફલ ઉત્તમ હોવાથી તેનો વિચાર આગમાનુસાર કરવો. ૩૭.

भावेणं वण्णादिहिं, चेव सुद्धेहिं वंदणा च्छेया ।
मोक्खफल च्चिय एसा जहोइयगुणा य णियमेणं ॥३८॥

શુદ્ધ ભાવ અને શુદ્ધ વર્ણોચ્ચાર, અર્થ-ચિંતન આદિ વડે કરાતી વંદના પ્રથમ પ્રકારના રૂપીઆ તુલ્ય જાણવી. આવી વંદના યથોદિત ગુણવાળી હોઇને નિશ્ચયે મોક્ષફલને આપે છે જ. ૩૮.

भावेणं वण्णादिहिं, तहा उ जा होइ अपरिसुद्ध त्ति ।
वीयगरूवसमा खलु, एसा वि सुह त्ति णिद्दिट्ठा ॥ ३९ ॥

શુદ્ધ ભાવવાળી પણ વર્ણોચ્ચાર અને અર્થ-ચિંતનથી અશુદ્ધ વંદના બીજા રૂપીઆ જેવી છે. તે અભ્યાસ-દશાને બહુ સુખકારી છે. ૩૯.

भाव-विहूणा वण्णाइएहिं सुद्धा वि कूडरूव-समा ।
उभय-विहूणा णेया, मुहप्पाया अणिट्ठफला ॥ ४० ॥

ભાવ વગરની વંદના વર્ણ વગેરેથી શુદ્ધ હોય તો પણ તે ત્રીજા પ્રકારના રૂપીઆ જેવી ખોટી છે અને ઉભય-શુદ્ધિ વગરની વંદના ચોથા પ્રકારના રૂપીઆ જેવી હોવાથી અનિષ્ટ ફલને આપનારી છે. ૪૦.

होइ य पाएणेसा, किलिट्ठसत्ताणं मंदबुद्धीणं ।
पाएण दुग्गइ-फला, विसेसओ दुस्समाए उ ॥ ४१ ॥

કપડાની કિનાર ડાબી બાજુએ રાખીને તેને બેવડું કરવું. પછી તેને ઉપરથી (ત્રીજા ભાગ જેટલું) બેવડું કરવું અને પછી તેને આડું વાળવું એટલે તે આઠગણું થશે. આ રીતે મુહપત્તી તૈયાર થાય એટલે તેને ડાબી ઘડીની બાજુએથી પકડવી અને તેના છેડા ઉપર આવે તેમ હાથમાં રાખવી.

મુહપત્તીના વસ્ત્રનો રંગ કેવો જોઇએ? તેનો સ્પષ્ટ ઉલ્લેખ ઉપલબ્ધ થતો નથી, પરંતુ પરંપરાથી શ્વેત વસ્ત્રને પસંદ કરવામાં આવે છે.

મુહપત્તી રાખવાનું પ્રયોજન પંચવસ્તુ, યતિદિનચર્યા, પ્રવચનસારોદ્ધાર, ઓઘનિર્યુક્તિ-વૃત્તિ તથા આચારદિનકર વગેરે ગ્રંથોમાં નીચે મુજબ જણાવેલું છે:—

संपाइम-रय-रेणु-पमज्जणट्ठा वयंति मुहपत्तिं ।
नासं मुहं च बंधइ, तीए वसहिं पमज्जंतो ॥

ભાવાર્થઃ-જ્ઞાનીઓ કહે છે કે સંપાતિમ-ઉડીને પડતા સૂક્ષ્મ જંતુઓ અને (સચિત્ત) રજ-રેણુના પ્રમાર્જન માટે મુહપત્તી છે; વસતિ (ઉપાશ્રય)નું પ્રમાર્જન કરતાં તેના વડે નાક અને મુખને બાંધવું જોઇએ.

મુહપત્તી મુખ પર કાયમ બાંધી રાખવા માટે નથી, પરંતુ પ્રસંગોપાત્ત બાંધવાની છે, તે હકીકત વિપાકશ્રુતના પ્રથમ અધ્યયનના નીચેના પાઠ પરથી સમજાય છે:—

तते णं सा मियादेवी तं कट्ठ-सगडियं अणुकड्ढमाणी अणुकड्ढमाणी जेणेव भूमिघरे तेणेव उवागच्छइ, उवा-

પ્રાયઃ આવી અશુદ્ધ વંદના ભારેકર્મી અને જડબુદ્ધિવાળાને સંભવે છે જેનું ફલ દુર્ગતિ છે, પરંતુ ખેદની વાત એ છે કે આ દુષ્ષમ કાલમાં તો વિશેષતઃ આવી અશુદ્ધ વંદના પ્રવર્તે છે. ૪૧.

अण्णो उ लोगिग च्चिय, एसा णामेण वंदणा जइणी ।
जं तीइ फलं तं चिय, [इ] मीए ण उ अहिगयं किंचि ॥४२॥

અન્ય આચાર્યો આવી વંદનાનું ફલ દુર્ગતિ છે, તેમ ન કહેતાં માત્ર એટલું જ કહે છે કે આ વંદના લૌકિક છે, તેથી તેનું ફલ પણ લૌકિક જ છે. એટલે કે તેવી વંદના મોક્ષફલની પ્રાપ્તિ કરાવતી નથી. ૪૨.

एयं पि जुज्जइ च्चिय, तदणारंभाउ तप्फलं व जओ ।
तप्पच्चवायभावो, वि हंदि तत्तो ण जुत्त त्ति ॥ ४३ ॥

એ પણ કહેવું ઠીક જ, કેમકે જૈની વંદના નહિ કરવાથી તેનાં ફલની માફક તેનું અનિષ્ટ પણ થતું નથી. એટલે તેને જૈની વંદના નહિ, પરંતુ લૌકિક વંદના જ સમજવી. ૪૩.

जमुभयजणण-सभावा, एसा विहिणेयरेहिं ण उ अण्णा ।
ता एयस्साभावे, इमीए एवं कहं बीयं ॥ ४४ ॥

* જૈની વંદના ઇષ્ટકર અને અનિષ્ટકર બંને સ્વભાવવાળી છે.

પ્રશ્ન—એક (વંદના) માં બે સ્વભાવો કેવી રીતે રહી શકે?

---

* જૈન દર્શન માન્ય લોકોત્તર વંદના છે.

गच्छित्ता चउप्पुडेणं वत्थेणं मुहं बंधेति। मुहं बंधमाणी भगवं गोयमं एवं वयासी—तुब्भे वि णं भंते! मुहपोत्तियाए मुहं बंधह. तते णं से भगवं गोयम मियादेवीए एवं वुत्ते समाणे मुहपोत्तियाए मुहं बंधेति।

ભાવાર્થ:—ત્યાર પછી તે મૃગાવતીદેવી લાકડાની તે ગાડીને ખેંચતી ખેંચતી જ્યાં ભોંયરું હતું ત્યાં આવે છે. આવીને કપડાના ચાર પડ કરીને તેની વતી મોઢું બાંધતાં બાંધતાં કહે છે કે, હે ભગવન્ ગૌતમપ્રભો! આપ પણ મુહપત્તી વડે મોં બાંધો. જ્યારે મૃગાવતીદેવીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે ભગવાન ગૌતમ-સ્વામી મુહપત્તી વડે મોઢું બાંધે છે.

આનો સ્પષ્ટ અર્થ એ છે કે, જો ભગવાન ગૌતમસ્વામી કાયમ મુહપત્તી બાંધી રાખતા હોત તો મૃગાવતીદેવીને આવી ભલામણ કરવી ન પડત. મતલબ કે તેઓ મુહપત્તી હાથમાં રાખતા હતા અને પ્રસંગ પડ્યે જ બાંધતા હતા.

મુહપત્તી એ સાધુનું ચિહ્ન છે. તે માટે શાસ્ત્રવાર્તા-સમુચ્ચય-વૃત્તિમાં કહ્યું છે કે मुखवस्त्रोपयोगः—संपातिम—रजोरेणुप्रमार्जनार्थं मुखवस्त्रस्य आदानम्, निक्षेपादिक्रियायां पूर्वं प्रमार्जनार्थं, लिङ्गार्थं चेति। મુહપત્તીનો ઉપયોગ–સંપાતિમ (આવી પડતા) જીવો, રજ અને રેણુના પ્રમાર્જન માટે મુખવસ્ત્રિકાને ગ્રહણ કરવામાં આવે છે; તથા કોઈ વસ્તુને મૂકવા લેવા વગેરેની કાંઈ પણ ક્રિયા કરવી હોય તો પહેલાં તે સ્થળ કે વસ્તુનું પ્રમાર્જન કરવામાં મુહપત્તીનો ઉપયોગ થાય છે. તેમજ મુનિ–વેષ ખાતર પણ મુહપત્તીની જરૂર છે.

પુણ્યોપચય એ ચિત્તની પુષ્ટિ છે અને ઘાતીકર્મના ક્ષયથી ઉત્પન્ન થનારી આંશિક નિર્મળતા એ ચિત્તની શુદ્ધિ છે. પ્રણિધાનાદિ આશયોથી ચિત્તના એ બન્ને ય ધર્મો અનુક્રમે વધતા જાય છે અને તેની પુષ્ટિ અને શુદ્ધિનો પ્રકર્ષ મોક્ષમાં પરિણમે છે. આ આશયોથી શૂન્ય અનુષ્ઠાન અનુબંધવાળું બનતું નથી. તેથી તેને કરવા છતાં શુદ્ધિનો પ્રકર્ષ થવાને બદલે વિદ્યમાન અશુદ્ધિ કાયમ રહે છે.

એ રીતે ક્રિયાની પાછળ આશય ભળે છે, ત્યારે તે બન્નેય મળીને મોક્ષનો હેતુ બને છે. આશયશુદ્ધિપૂર્વકની પ્રતિક્રમણની ક્રિયા વિશેષે કરીને મોક્ષનો હેતુ બને છે, કારણ કે તેમાં સ્થાન, વર્ણ, અર્થ, આલંબન અને અનાલંબન એ પાંચે પ્રકારના યોગોની વિશિષ્ટ આરાધના રહેલી છે.

૧ સ્થાન—કાયોત્સર્ગાદિ આસનવિશેષ.

૨ વર્ણ—ક્રિયામાં ઉચ્ચારાતા સૂત્રના અક્ષરો.

૩ અર્થ—અક્ષરોમાં રહેલા અર્થવિશેષનો નિર્ણય.

૪ આલંબન—બાહ્ય પ્રતિમા, અક્ષ–સ્થાપના આદિ વિષયક ધ્યાન.

૫ અનાલંબન—બાહ્ય રૂપી દ્રવ્યના આલંબન રહિત કેવળ નિર્વિકલ્પ ચિન્માત્ર સમાધિ.

યોગશાસ્ત્રમાં પ્રતિપાદિત આ પાંચે પ્રકારનો વિશિષ્ટ યોગ પ્રતિક્રમણની ક્રિયામાં સધાય છે. તેમાં સ્થાન અને વર્ણ, એ બે ક્રિયાયોગ છે, કારણ કે સ્થાન એ શારીરિક અને વર્ણ એ વાચિક ક્રિયારૂપ છે, અને અર્થ, આલંબન તથા અનાલંબન એ ત્રણ જ્ઞાનયોગ છે, કારણ કે તે માનસિક વ્યાપારરૂપ છે.

એ રીતે, આશયશુદ્ધિપૂર્વક કરાતી આ ક્રિયા તીર્થના રક્ષણ સાથે મોક્ષની પણ પ્રાપ્તિના હેતુભૂત થાય છે. હાથકંકણને આરસીની જરૂર નથી. ક્રિયા કરીને તેનો લાભ પ્રત્યક્ષ અનુભવવો, એ જ તેને સમજવાનો રાજમાર્ગ છે.

**શંકા ૧૨ :** પ્રતિક્રમણ સૂત્ર ઉપર અનેક પુસ્તકો બહાર પડ્યાં છે, તો નવું પુસ્તક પ્રકટ કરવાની જરૂર શી છે?

**સમાધાન :** આમ તો પ્રતિક્રમણસૂત્ર ઉપર કોઈ પણ પુસ્તક બહાર પાડવાની જરૂર જ નથી, કારણ કે–સૂત્રો અલ્પ છે, અને તે પુસ્તક વિના પણ મુખપાઠ કરાવી શકાય એમ છે. ૨૫–૫૦ વર્ષ પહેલાના સમયમાં એ રીતે જ થતું હતું. તથા તેનો અર્થ–ભાવાર્થ–ઐદંપર્યાર્થ વગેરે વિસ્તૃત રૂપમાં નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા વગેરેમાં લખાયેલો મોજૂદ છે. તથા તેને ભણનારા, ભણાવનારા અને સમજાવનારા સાધુ–સાધ્વીઓ વગેરે પણ મળી આવે છે. પરંતુ પ્રજાના દુર્ભાગ્યની વાત છે, કે છેલ્લા દોઢસોબસો વર્ષથી પરદેશી રાજ્ય અને તેના સંસર્ગ અને શિક્ષણથી તેની જડવાદી સંસ્કૃતિની અસર દેશભરમાં વ્યાપી ગયેલી છે. જે ભાષામાં સૂત્રો અને તેની ટીકા વગેરે રચાયેલાં છે, તે ભાષા ભુલાઈ ગઈ છે. તેની જગ્યાએ નવી જ ભાષા લોકોના મોઢે અને નવા જ વિચારો લોકોના મગજે ચઢી ગયા છે. તેથી આર્ય સંસ્કૃતિ, આર્ય ધર્મ, આર્ય ક્રિયાઓ અને આર્ય આચારો લુપ્તપ્રાય બનતા જાય છે, અને તેની સામે બહારની અસરથી અનેક જાતના ઊલટા વિચારો લોકોમાં પ્રવેશ પામતા જાય છે. તે જ એક કારણે પ્રતિક્રમણ જેવી મહત્ત્વની ક્રિયા પ્રત્યે અને તેના મંત્રમય અર્થગર્ભિત મહાન સૂત્રો અને તેના અભ્યાસપરત્વે પણ એક પ્રકારની બેદરકારી કે બેદિલી ફેલાતી જાય છે. તેનાથી થતાં અનિષ્ટ અટકાવવા માટે આજસુધી પ્રતિક્રમણનાં સૂત્રો અને

હકીકત આ પ્રમાણે હોવાથી મુહપત્તીની આવશ્યકતા સામાયિક–પ્રસંગે સ્વીકારવામાં આવી છે.

(૩) જપમાલિકા એટલે નોકારવાળી. તે સૂતર, રેશમ, ચંદન, રતાંજલી, શંખ, પ્રવાલ, સ્ફટિક, મણિ, સુવર્ણ કે રજત આદિના ૧૦૮ મણકાને સૂત્રમાં પરોવવાથી બને છે. માથે મેરુ હોય છે. તેનો મુખ્ય ઉપયોગ નમસ્કારમંત્રના જાપમાં થતો હોઇને તે નવકારવાળી કે નોકારવાળી કહેવાય છે. લોકો તેને માળાના નામથી પણ ઓળખે છે.

(૪) ચરવળો(ચરવલઉ).* આ ઉપકરણ સાધુના રજોહરણનો જ નાનો નમૂનો છે. તે માટે સેનપ્રશ્નના ત્રીજા ઉલ્લાસમાં ખુલાસો કરેલો છે કે श्राद्धानां च रजोहरणं चरवलक एवेति અર્થાત્ શ્રાવકોનું રજોહરણ ચરવળો જ છે. રજોહરણ એટલે રજને દૂર કરવાનું સાધન. પ્રાકૃતભાષામાં તે रओहरण કે रयहरण કહેવાય છે. તેનો પરિચય શ્રી હરિભદ્રસૂરિએ પંચવસ્તુમાં નીચે મુજબ આપેલો છે:—

हरइ रयं जीवाणं, बज्झं अब्भंतरं च जं तेणं ।
रयहरणं ति पवुच्चइ, कारण–कज्जोवयाराओ ॥

ભાવાર્થ:–જીવોની બાહ્ય અને આભ્યંતર રજને દૂર કરે છે, તેથી તે રજોહરણ કહેવાય છે. અહીં પ્રમાર્જનરૂપ કાર્યનો રજો-

* चलवलउ—પોથી—૭. પૃ. ૫૧.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૦ | ૧૭ | वंदे | वंदे |
| ૧૯૩ | ૪ | प्रयाग | प्रयोग |
| ,, | ૧૫ | पुप्पदन्त० | पुष्पदन्त० |
| ૧૯૭ | ૧૨ | અહું | અહીં |
| ,, | ૧૩ | पदीं | पद |
| ૧૯૮ | ૨૨ | तत्यूर्वि- | तत्पूर्वि- |
| ,, | ૨૩ | ०फलावाप्ति० | ०फलावाप्ति० |
| ૧૯૯ | ૧૦ | મો ક્ષ ને | મોક્ષને |
| ૨૦૦ | ૨ | સંસારર્માં | સંસારમાં |
| ૨૦૯ | ૨૩ | ०मेप्विति | ०मेष्विति |
| ૨૧૨ | ૧૬ | सिद्धत्वं | सिद्धत्वं |
| ૨૧૪ | ૨૨ | ષરમ૦ | પરમ૦ |
| ૨૧૬ | ૨૩ | ०निबन्धनमेव | ०निवन्धनमेव |
| ૨૧૮ | ૧૪ | इत्य | इत्थ |
| ૨૨૧ | ૧૧ | અવિવેષજ્ઞતા | અવિશેષજ્ઞતા |
| ૨૨૫ | ૮ | आदित्येभ्बो० | आदित्येभ्यो० |
| ૨૨૬ | ૧૭ | दिबसयरा | दिवसयरा |
| ૨૨૭ | ૧૩ | ગેંભીરા | ગંભીરા |
| ,, | ૧૯ | भाबना | भावना |
| ૨૨૮ | ૨૨ | कीर्तनन् | कीर्तनम् |
| ૨૩૧ | ૨ | ઉદ્ઘાત | ઉદ્ઘોત |
| ૨૩૬ | ૧ | વિાિષ્ટ | વિશિષ્ટ |
| ,, | ૪ | षुप्फदंतं | पुप्फदंतं |
| ૨૩૬ | ૨૦ | ઠણાંગસૂત્ર, ઠણ | ઠાણાંગ સૂત્ર, ઠાણ |
| ૨૪૦ | ૨૨ | અકબીજા | એકબીજા |
| ૨૪૯ | ૫ | પૂજાવિશયથી | પૂજાતિશયથી |

હરણરૂપ કારણમાં ઉપચાર છે. આભ્યંતર રજ એટલે બંધાતા કર્મની પુદ્ગલ-વર્ગણાઓ.

રજોહરણનો ઉપયોગ હાલતાં, ચાલતાં, બેસતાં, ઊઠતાં ભૂમિનું પ્રમાર્જન કરવા માટે તથા કોઈ જીવ-જંતુ આવી જાય તો તેને વગર ઈજાએ દૂર કરવા માટે થાય છે; અને તેથી જ તે સમયનું ખાસ ઉપકરણ ગણાય છે. સાધુને માટે આ ઉપકરણ રાખવાનું ફરજિયાત હોય છે અને તેથી પ્રવ્રજ્યા-સમયે તેને ખાસ વિધિ-પૂર્વક આપવામાં આવે છે, પરંતુ કેટલાકનું * કહેવું એમ છે કે રજોહરણથી સંમાર્જન કરતાં જીવોની દયા જોઈએ તેવી પળાતી નથી, તેથી તેને સંયમનું સાધન માની શકાય નહિ. પરંતુ તેમનું આ કથન ભૂલ-ભરેલું છે. રજોહરણથી પ્રમાર્જન કરતાં કોઈ જીવને ઈજા પહોંચતી નથી; બલકે જયણા-પૂર્વક તેને દૂર ખસેડી શકાય છે અને તેથી તે સંયમનું સાધન છે, એ નિર્વિવાદ છે.

રજોહરણના માપ માટે પંચવસ્તુમાં કહ્યું છે કે :—

**बत्तीसंऽगुल-दीहं, चउवीस अंगुलाइँ दंडस्स ।**
**सेसदसा-पडिपुण्णं, रयहरणं होइ माणेण ॥ गा. ८१४ ॥**

ભાવાર્થ:-રજોહરણ બત્રીસ આંગળ લાંબો હોય છે. (તે માપ પોતપોતાના હાથનું જાણવું.) તેમાં ચોવીસ આંગળનો દંડ હોય છે અને બાકીનો ભાગ દશા-(દશીઓ દિવેટો જેવા સુંવાળા ગુચ્છથી બનેલો હોય છે. આ પ્રકારે રજોહરણનું માપ જાણવું.

---

* કેટલાકનું-દિગંબરોનું.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫૨ | ૨૦ | सर्वैर्ममुक्षुभिः | सर्वैर्मुमुक्षुभिः |
| ૨૫૩ | ૨૦ | र्बुधैरिष्टा | र्बुधैरिष्टा |
| ૨૬૦ | ૧૯ | नामथयाइनु | नामथयाइसु |
| ૨૬૪ | ૬ | ઉલ્વેખો | ઉલ્લેખો |
| ,, | ,, | વિલેચન | વિવેચન |
| ૨૭૦ | ૩ | મરુદેવ | મરુદેવા |
| ,, | ૮ | પદ્માપ્રભ | પદ્મપ્રભ |
| ,, | ૧૪ | વાસુપૂજ્જ૦ | વાસુપૂજ્ય૦ |
| ,, | ૧૫ | કૃતકર્મા | કૃતવર્મા |
| ,, | ૧૮ | હસ્તિનાવુર | હસ્તિનાપુર |
| ૨૭૨ | ૫ | पञ्चक्खामि | पच्चक्खामि |
| ,, | ૬ | पज्युवासामि | पज्जुवासामि |
| ૨૭૮ | ૧ | माणेणं | मणेणं |
| ૨૮૦ | ૨૦ | કયેવાય | કહેવાય |
| ,, | ૨૫ | ચૌતમ | ગૌતમ |
| ૨૯૧ | ૨૧ | માટા | મોટા |
| ૨૯૯ | ૮ | મૃપાભાષા | મૃષાભાષા |
| ,, | ૧૩ | બાલાય | બોલાય |
| ૩૦૦ | ૧૬ | હેવા | હોવા |
| ,, | ,, | રહેવું | કહેવું |
| ,, | ૧૯ | બોલવું | બોલવું |
| ૩૦૪ | ૨ | પદ પદ | પદ |
| ૩૦૪ | ૨૨ | પ્રત્યાખાન | પ્રત્યાખ્યાન |
| ૩૧૨ | ૧ | सामान्न | सामन्न |
| ૩૧૩ | ૬ | ૬૮ | ૬૯ |
| ૩૧૫ | ૫ | કુલકો | કુલકો |

તેની બનાવટ હાલ જો કે ઊનમાંથી જ થાય છે, પણ પ્રાચીન સમયમાં તેના પાંચ પ્રકારો પ્રસિદ્ધ હતા, તેમ બૃહત્કલ્પના નીચેના પાઠ પરથી જણાય છેઃ—

कप्पइ निग्गंथाण वा निग्गंथीण वा इमाइं पंच रयहणाइं धारित्तए वा परिहरित्तए वा, तं जहा-उण्णिए उट्टिए साणए वच्चय-चिप्पए मुंज-चिप्पए नाम पंचमे ॥

સાધુ અથવા સાધ્વીઓને પાંચ પ્રકારનાં રજોહરણો ધારણ કરવાનું તથા રાખવાનું કલ્પે છે, તે આ રીતેઃ—ઔર્ણિક, ઔષ્ટ્રિક, શાનક, વલ્કલ–વિકલ્પક અને મુંજ–વિકલ્પક. તેમાં જે રજોહરણની દશો ઊનની બનેલી હોય તે ઔર્ણિક કહેવાય છે; ઊંટના વાળની બનેલી હોય તે ઔષ્ટ્રિક કહેવાય છે; શણની બનેલી હોય તે શાનક છે. વલ્ક નામના તૃણવિશેષને કૂટીને બનાવેલી હોય તે વલ્કલ-વિકલ્પક કહેવાય છે; અને મુંજને કૂટીને બનાવેલી હોય તે મુંજ-વિકલ્પક કહેવાય છે.

ચરવળાનું માપ રજોહરણ જેટલું સંભવે છે; જો કે કેટલાક સંપ્રદાયો તેની જગાએ છેક નાનો ઊનનો ગુચ્છો કે મોરપીંછ રાખે છે અને કેટલાક તેનું કામ પાથરણા વડે જ કરે છે; પરંતુ સામાયિક એ પ્રાયઃ સાધુ–જીવનનું અનુકરણ હોવાથી તે સમયે ચરવળો રાખવો એ વધારે યોગ્ય જણાય છે.

કટાસણું સામાન્ય રીતે દોઢ હાથ લાંબું અને હાથ-સવાહાથ પહોળું હોવું જોઈએ, જેથી તેના પર બરાબર બેસી શકાય. ખુલ્લી

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧૫ | ૧૨ | भयचं | भयवं |
| ૩૧૬ | ૧૭ | અંસલગચ્છના | અંચલગચ્છના |
| ૩૧૭ | ૧૪ | सुसंदणो | सुदंसणो |
| ,, | ૨૧ | पहुष्पए | पहुप्पए |
| ૩૨૦ | ૧૦ | व्रह्य | ब्रह्म |
| ૩૨૬ | ૮ | ાષમાં | રોષમાં |
| ,, | ૧૦ | રેસાધુ | સાધુ |
| ૩૨૯ | ૧૬ | દોપ | દોષ |
| ૩૩૧ | ૧૨ | ચરિત્રને। | ચારિત્રનો |
| ૩૪૦ | ૭ | विहरतां | विहरतां |
| ૩૪૬ | ૪ | અષ્ટાપદ | અષ્ટાપદ |
| ૩૪૬ | ૧૩ | उवागच्छइ | उवागच्छइ |
| ૩૫૧ | ૧૨ | ાઈને | થઈને |
| ૩૫૨ | ૧૦ | ०मेकबिंशति | ०मेकविंशतिः |
| ૩૬૧ | ૨૨ | –प्पसुहाणं | –प्पमुहाणं |
| ૩૭૭ | ૯ | સૂત્ર. | સૂત્ર. ૯ |
| ૩૮૩ | ૪ | भगवंताण | भगवंताणं |
| ૩૮૪ | ૧૫ | अपुणरा० | अपुणरा० |
| ૩૮૫ | ૧૮ | विरचिता० | विरचिता० |
| ,, | ,, | षदे पदे | पदे पदे |
| ૩૯૧ | ૨૪ | શત્રુ० ચાઈ, | શત્રુ० ચડાઈ, |
| ૩૯૨ | ૧૨ | सम्क् | सम्यक् |
| ૪૦૨ | ૯ | वियट्ट– | वियट्ट– |
| ૪૧૬ | ૨ | दव्य–,जीवा | दव्व–,जीवा |
| ૪૨૩ | ૨ | અગાય્નું | અગત્યનું |
| ૪૩૯ | ૧૬ | सर्बे | सर्वे |

જમીન કે ફરસબંધી પર ન બેસતાં આ જાતના આસનનો ઉપયોગ કરવાનું કારણ એ છે કે તેનાથી પોતાને એ ખ્યાલ રહે છે કે પોતે સામાયિકમાં છે, તેમ અન્ય લોકો પણ એમ સમજે છે કે આ વખતે એ ધર્મ-ક્રિયામાં છે, માટે એને કોઈ પણ પ્રકારનો વિક્ષેપ કરવો નહિ. તે જ રીતે ઊનનાં આસનનો ઉપયોગ સૂક્ષ્મ જીવ-જંતુને સહસા બાધક નહિ હોવાથી અહિંસા ધર્મના પાલનની દૃષ્ટિએ પણ ઉપયોગી છે.

પુસ્તકો, સાપડો અને ઘડી કે ઘડિયાળ એ સાધનો પણ સામાયિકના સમયમાં પાસે રાખવામાં આવે છે, પણ તેનો સમાવેશ ઉપકરણમાં થતો નથી, કારણ કે તે વૈકલ્પિક છે.



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૪૪ | ૧–૨ | विसहर | विसहर |
| ૪૪૬ | ૬ | षास | पास |
| ૪૫૪ | ૨ | तुद्द | तुह |
| ,, | ૨૩ | कवीनाम् | कवीनाम् |
| ૪૬૦ | ૧૯ | प्रसंगच्च | प्रसंगाच्च |
| ૪૬૩ | ૨૧ | पश्चायाहिति, | पच्चायाहिति |
| ૪૬૮ | ૧૪ | सप्षेअ | सप्पेअ |
| ૪૭૦ | ૧૨ | परमेश्वर्य० | परमैश्वर्य० |
| ૪૭૩ | ૫ | બીજાઓમાં | બીજાઓમાં |
| ,, | ૧૫ | કુલિગામ | કુલિંગામ |
| ૪૭૬ | ૧૨ | ०वार्स | ०वासं |
| ૪૭૭ | ૬ | પાશ્વનાથના | પાર્શ્વનાથના |
| ૪૭૮ | ૨ | તિર્થંચ | તિર્યંચ |
| ,, | ૫ | નપશુઓ | નૃપશુઓ |
| ૪૭૯ | ૨૪ | भोजर्न | भोजनं |
| ૪૮૦ | ૧૭–૧૯ | दीष्ति० | दीप्ति |
| ૪૮૧ | ૧૧ | मदायस | महायस |
| ,, | ૨૦ | भगवान् | भगवान् |
| ૪૮૪ | ૫ | રૂપાન્તર | રૂપાન્તર |
| ,, | ૧૪ | न्यायन्न | न्यायान्न |
| ૪૮૯ | ૨૩ | घुडो | पुडो |
| ૪૯૦ | ૧૭ | षण्णत्ता | पण्णत्ता |
| ૪૯૩ | ૬ | ૬૧ | ૧૧ |
| ,, | ૧૧ | તળિય· | તળિયાં |
| ૫૦૪ | ૨૨ | नाकान्तो | नाक्रान्तो |
| ૫૧૨ | ૨૦ | अप्पडिलेस्सा | अप्पडिलेस्सा |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૨૩ | ૨ | સ્તેત્રાના | સ્તોત્રના |
| ૫૨૫ | ૯ | વ્યાતતર | વ્યતિકર |
| ૫૨૮ | ૧ | સ્તેત્રમાં | સ્તોત્રમાં |
| ,, | ૨ | સ્તોત્રાં | સ્તોત્રમાં |
| ૫૩૦ | ૧૧ | पुद्गलब्रह्म | मुद्गलब्रह्म |
| ૫૩૩ | ૬ | છેવી | તેવી |
| ૫૪૪ | ૧૯ | કૃત્યક.રી | કૃત્યકારી |
| ૫૪૬ | ૨૧ | उत्क्षिप्य | उत्क्षिप्य |
| ૫૬૩ | ૩ | અનેકાર્ય | અનેકાર્થ |
| ૫૬૪ | ૨૨ | અવગૂરિમાં | અવચૂરિમાં |
| ૫૬૫ | ૨ | सव्वाइं | सव्वाई |
| ૫૭૧ | ૨૦ | નિર્વેદ | નિર્વેદ |
| ૫૭૫ | ૧૭ | तवावि | तहवि |
| ૫૮૦ | ૧૯ | सामंत्थंमि | सामत्थंमि |
| ૫૮૪ | ૨ | વીતયાગ | વીતરાગ |
| ૫૮૫ | ૭–૯–૧૧ | છો. છે. છો | તો. તે. તો |
| ૫૯૦ | ૧૩ | वियड | विपयड |
| ૫૯૫ | ૮ | अणुप्पेहाए | अणुप्पेहाए . |
| ૫૯૭ | ૨ | ०मेवं | ०मेवं |
| ૬૦૨ | ૨૨ | નૃત્તિનો | વૃત્તિનો |
| ૬૦૩ | ૧૫ | પધારે | વધારે |
| ૬૦૫ | ૨ | अणुप्पे. वद्ध | अणुप्पे. वड्ढ० |
| ૬૦૯ | ૨૫ | વિચારવાન | વિચારવાનું |
| ૬૧૬ | ૨૫ | વાતાવટણ | વાતાવરણ |
| ૬૩૪ | ૩ | ત્રણોમાં | ત્રણેમાં |
| ૬૪૯ | ૪ | શ્રતદેવિ | શ્રુતદેવિ |
| ,, | ૧૧ | સૂરજીની | સૂરિજીની |
| ૬૫૪ | ૪ | દેવવંદમાં | દેવવંદનમાં |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૫૬ | ૧૦ | વિસાલ– | વિસાલ– |
| ૬૮૪ | ૧૦ | લગાઠવામાં | લગાડવામાં |
| ૭૧૯ | ૧૦ | ટાકતાં | ટાંકતાં |
| ૭૨૦ | ૧૬ | સામ.યિક | સામાયિક |
| ૭૨૭ | ૬ | શબ્દો | શબ્દો |
| ૭૨૮ | ૮ | બહર | બહાર |
| ,, | ૨૧ | જાંતરામાંથી | આંતરામાંથી |
| ૭૨૯ | ૯ | પ્રસાજે | પ્રમાર્જે |
| ૭૩૦ | ૪ | ખભ. | ખભા |
| ૭૩૨ | ૨૦ | બોલીની | બોલીને |
| ૭૩૭ | ૧૯ | કરાવય | કરાય |
| ૭૪૯ | ૧૭ | पच्चक्खाणं | पच्चक्खाणं |
| ૭૫૦ | ૧૨–૧૩ | सद्‍भूत | सद्भूत |
| ૭૫૧ | ૧૦ | तेसिं | तेसिं |
| ૭૬૧ | ૧૯ | स.धके | साधके |
| ૭૬૫ | ૯ | तवस्स | तवस्स |
| ૭૮૯ | ૧૯ | ગુણોકીર્તન | ગુણોત્કીર્તન |
| ૭૯૭ | ૧૧ | ઈ નિયમ થ | નિયમ થઈ |
| ૭૯૧ | ૨૦ | સિલોગક | સિલોગ |
| ૭૯૪ | ૨૦ | ક્રાના | કરવાના |
| ૭૯૯ | ૧૧ | .मरुय. | मरुव. |
| ૮૦૩ | ૫ | जापइ | जायइ |
| ,, | ૮ | વંદનાનો | વંદનાને |
| ૮૦૫ | ૧ | दोहीं | दोहिं |
| ૮૦૮ | ૧૩ | બીજું | બીજું અને ત્રીજું |
| ૮૦૯ | ,, | णिरूवियव्वा | णिरूवियव्वा |

## શ્રી શ્રાદ્ધ પ્રતિક્રમણસૂત્ર (પ્રબોધટીકા) પ્રથમ ભાગ

## શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૨ | दर्शन्नाह- | दर्शयन्नाह- |
| ૧૬ | ૯ | અસ્તિ કાયોના | અસ્તિકાયોના |
| ૧૬ | ૨૧ | અચાર્ય | આચાર્ય |
| ૧૯ | ૧૦ | નિર્ભ્રાંત | નિર્ભ્રાંત |
| ૧૯ | ૨૧ | શાસ્રસ્ય | શાસ્ત્રસ્ય |
| ૨૨ | ૧૩ | સમ્યક્ | સમ્યક્ |
| ૨૪ | ૭ | અન્ને | બન્ને |
| ૨૪ | ૧૯ | (હારય) | (હાસ્ય) |
| ૨૫ | ૧૪ | વલજ્ઞાની | કેવલજ્ઞાની |
| ૩૨ | ૧૫ | અકૂશળ | અકુશળ |
| ૩૫ | ૧૫ | કૂલસ્તોત્રમાં | કૂલસ્તોત્ર |
| ૩૬ | ૪ | सम्यंत्त | सम्मत्त |
| ૩૭ | ૧૧ | સૌર | સાર |
| ૩૭ | ૨૧ | શ્રત૦ | શ્રુત૦ |
| ૩૭ | ૨૨ | મહાશ્રત૦ | મહાશ્રુત૦ |
| ૩૭ | ૨૩ | મહાશ્રત૦ | મહાશ્રુત૦ |
| ૪૨ | ૧૭ | त्तिवंश्चोऽपि | त्तिर्यश्चोऽपि |
| ૪૯ | ૭ | षश्चेन्द्रिय- | पश्चेन्द्रिय- |
| ૪૯ | ૨૦ | षण्णत्ता | पण्णत्ता |
| ૫૧ | ૨ | भ्रह्म | ब्रह्म |
| ૫૨ | ૧૭ | षण्णत्ता, | पण्णत्ता, |
| ૬૭ | ૨૨ | नाणेण | मोणेण |
| ૬૮ | ૨ | જ્ઞાનવડે | મૌનવડે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૧ | ૨૪ | દ્વાદશાવર્ત૦ | દ્વાદશાવર્ત૦ |
| ૭૨ | ૨ | જાાનુ | જાનુ |
| ૭૪ | ૬ | બિમ્બનની | બિમ્બની |
| ૭૬ | ૨૨ | પચ્ચક્ખાણ | પચ્ચક્ખાણ |
| ૮૦ | ૨૩ | भोजनकिसये | भोजनविषये |
| ૯૪ | ૪ | ૦કરવામા | ૦કરવામાં |
| ૧૦૪ | ૧૬ | કાદવ | કાદવ |
| ૧૦૪ | ૧૬ | કરેળીયાની | કરોળીયાની |
| ૧૧૭ | ૧૪ | બાષાં. | ભાષાં. |
| ૧૩૩ | ૧૩ | કાયોત્સર્ગનું | કાયોત્સર્ગનું |
| ૧૪૧ | ૧૦ | મનોવૃાત્તનું | મનોવૃત્તિનું |
| ૧૪૧ | ૧૭ | કરવામાં | કરવામાં |
| ૧૪૫ | ૭ | उड्डूएणं | उड्डाएणं |
| ૧૫૩ | ૪ | વેગાન | વેગાને |
| ,, | ૪ | નાહ, | નહિ, |
| ૧૫૬ | ૧૩ | લાંખું | લાંબું |
| ૧૬૩ | ૧૪ | આસ્રન | આસ્રવ |
| ૧૬૯ | ૭ | ०मसिणंजणं | ०मभिणंदणं |
| ૧૭૫ | ૬ | स्मृतः | स्मृतः |
| ૧૭૫ | ૨૧ | नागंठवणा० | नामंठवणा० |
| ૧૭૭ | ૧૬ | धर्मनीर्थ० | धर्मतीर्थ० |
| ૧૭૮ | ૨૦, ૨૧ | जेतृन्. जेतृन् | जेतृन्. जेतृन् |
| ૧૮૫ | ૧૪ | સામાન્યપે | સામાન્યરૂપે |
| ૧૮૫ | ૨૨ | निर्विशेषं | निर्विशेषं |
| ૧૮૯ | ૧૬ | एयत्स | एयस्स |
| ,, | ,, | सुवन्नुजलं । | सुवन्नुज्जलं |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૦ | ૧૭ | बंदे | वंदे |
| ૧૯૩ | ૪ | प्रयाग | प्रयोग |
| ,, | ૧૫ | पुप्पद्न्त० | पुष्पदन्त० |
| ૧૯૭ | ૧૨ | અહં | અર્હં |
| ,, | ૧૩ | પદીં | પદ |
| ૧૯૮ | ૨૨ | तत्यूर्वि- | तत्पूर्वि- |
| ,, | ૨૩ | ०फलावार्प्ति० | ०फलावाप्ति० |
| ૧૯૯ | ૧૦ | મો ક્ષ ને | મોક્ષને |
| ૨૦૦ | ૨ | સંસારર્મા | સંસારમાં |
| ૨૦૯ | ૨૩ | ०मेप्विति | ०मेष्विति |
| ૨૧૨ | ૧૬ | सिद्धत्वं | सिद्धत्वं |
| ૨૧૪ | ૨૨ | ષરમ० | પરમ० |
| ૨૧૬ | ૨૩ | ०निबन्धनमेव | ०निवन्धनमेव |
| ૨૧૮ | ૧૪ | इत्य | इत्थ |
| ૨૨૧ | ૧૧ | અવિવેષજ્ઞતા | અવિશેષજ્ઞતા |
| ૨૨૫ | ૮ | आदित्येभ्चो० | आदित्येभ्यो० |
| ૨૨૬ | ૧૭ | दिबसयरा | दिवसयरा |
| ૨૨૭ | ૧૩ | ગેંભીરા | ગંભીરા |
| ,, | ૧૯ | भावना | भावना |
| ૨૨૮ | ૨૨ | कीर्तनन् | कीर्तनम् |
| ૨૩૧ | ૨ | ઉદ્ધાત | ઉદ્દ્યોત |
| ૨૩૬ | ૧ | વિહ્ષ્ટિ | વિશિષ્ટ |
| ,, | ૪ | घुप्फदंतं | पुप्फदंतं |
| ૨૩૬ | ૨૦ | ઠણાંગસૂત્ર, ઠણ | ઠાણાંગ સૂત્ર, ઠાણ |
| ૨૪૦ | ૨૨ | અકબીજા | એકબીજા |
| ૨૪૯ | ૫ | પૂજાવિશયથી | પૂજાતિશયથી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૧ | ૨૪ | દ્વાદશાવર્ત૦ | દ્વાદશાવર્ત૦ |
| ૭૨ | ૨ | જાાનુ | જાનુ |
| ૭૪ | ૬ | બિમ્બનની | બિમ્બની |
| ૭૬ | ૨૨ | પચ્ચક્ખાણ | પચ્ચક્ખાણ |
| ૮૦ | ૨૩ | भोजनकिसये | भोजनविषये |
| ૯૪ | ૪ | ૦કરવામા | ૦કરવામાં |
| ૧૦૪ | ૧૬ | ક્રાદવ | કાદવ |
| ૧૦૪ | ૧૬ | કરેળીયાની | કરોળીયાની |
| ૧૧૭ | ૧૪ | બાષાં. | ભાષાં. |
| ૧૩૩ | ૧૩ | ક્રાયોત્સર્ગનું | કાયોત્સર્ગનું |
| ૧૪૧ | ૧૦ | મનોવૃત્તનું | મનોવૃત્તિનું |
| ૧૪૧ | ૧૭ | કરવાર્મા | કરવામાં |
| ૧૪૫ | ૭ | उड्डूणं | उड्डाणं |
| ૧૫૩ | ૪ | વેગોન | વેગોને |
| ,, | ૪ | નાહ, | નહિ, |
| ૧૫૬ | ૧૩ | લાંખું | લાંબું |
| ૧૬૩ | ૧૪ | આસ્સન | આસ્રવ |
| ૧૬૯ | ૭ | ०मसिणंजणं | ०मभिणंदणं |
| ૧૭૫ | ૬ | स्मृतः | स्मृतः |
| ૧૭૫ | ૨૧ | नागंठवणा० | नामंठवणा० |
| ૧૭૭ | ૧૬ | धर्मनीर्थ० | धर्मतीर्थ० |
| ૧૭૮ | ૨૦, ૨૧ | जेतृन्. जेतन् | जेतृन्. जेतृन् |
| ૧૮૫ | ૧૪ | સામાન્યપે | સામાન્યરૂપે |
| ૧૮૫ | ૨૨ | निर्विशेषं | निर्विशेषं |
| ૧૮૯ | ૧૬ | एयत्स | एयस्स |
| ,, | ,, | सुवन्नुजर्ल। | सुवन्नुज्जलं |

છે, છતાં તેના મૂલ્યનું વાસ્તવિક જ્ઞાન થયા પછી તેના ઉપર જે શ્રદ્ધા થાય છે, તે દૃઢ અને અનેકગુણુથી અધિક હોય છે. પ્રતિક્રમણનાં સૂત્રો સાચાં રત્નોની જેમ સ્વભાવથી જ સુંદર છે. તો પણ તેના ઉપર અંતરંગ શ્રદ્ધા થવા માટે તેના અર્થ અને રહસ્યોનું, પ્રભાવ અને માહાત્મ્યનું યથાસ્થિત જ્ઞાન મેળવવાની જરૂર છે. આ પુસ્તકમાં તેવો જ એક પ્રયાસ કરવામાં આવ્યો છે. પ્રતિક્રમણ–સૂત્રના શાસ્ત્રીય શબ્દો અને સત્યો બને તેટલી સરળ અને સ્પષ્ટ ભાષામાં સમજાવવામાં આવ્યા છે. એ વાંચવાથી, ભણવાથી પ્રતિક્રમણ–સૂત્રો સંબંધી ફેલાયેલી અજ્ઞાનતા તથા પ્રતિક્રમણની ક્રિયા પ્રત્યે આવેલી કે આવતી બેદિલી દૂર થશે અને હવે પછી પ્રગટ કરવાના વિભાગો તથા આજ પૂર્વે પ્રગટ થયેલાં પુસ્તકો વાંચવા તથા ભણવા માટે અંતરની ઝંખના વધશે તથા આ સૂત્રો અને તેના અર્થો રચનારા તથા પ્રકાશનારા અને આજ સુધી તેને સુરક્ષિત રાખીને આપણા પર્યન્ત સક્રિયરૂપે લઈ આવનારા પરમ ઉપકારી પૂર્વ મહર્ષિઓ ઉપર આંતરિક બહુમાનનો ભાવ પ્રગટ થશે.

આ પુસ્તકના લેખક અને યોજક મહાનુભાવો આ કાર્ય માટે જો આ વિષયના જાણકાર ગીતાર્થ મહાપુરુષો પ્રત્યે સમર્પિત ભાવને ધારણ કરવાની મનોવૃત્તિવાળા બન્યા ન હોત તો આ પુસ્તક જે રીતે પ્રસિદ્ધ થવા પામ્યું છે, તે રીતે કદાચ પ્રસિદ્ધ થવા પામત નહિ. જૈન શાસ્ત્રના કોઈ પણ વિષય ઉપર કલમ ઉપાડવી હોય તેણે સૌથી પ્રથમ ગીતાર્થ પારતંત્ર્ય પ્રાપ્ત કરવું જ પડશે, અન્યથા લાભ થવાને બદલે તેનાથી મોટો અનર્થ થવાનો સંભવ છે.

ભૂતકાળમાં આમ બન્યું છે. તત્ત્વાર્થભાષ્ય પરથી આવશ્યકને અંગબાહ્ય તરીકે સ્થવિરકૃત માની ગણધરકૃત નથી એવું સ્થાપિત

તેના અર્થો સમજાવવા અનેક પ્રકારનાં જુદાં જુદાં પુસ્તકો દ્વારા પ્રયત્નો થાય છે અને તેથી તેના ઉપર થોડી ઘણી શ્રદ્ધા અને તેનું થોડું ઘણું જ્ઞાન ટકી રહ્યું છે.

આ પુસ્તક પણ એક આવા જ પ્રકારનો પ્રયત્ન છે. તેમાં સૂત્રો અને અર્થોની શુદ્ધિ માટે શક્ય તેટલો પ્રયાસ કરવામાં આવ્યો છે. પ્રતિક્રમણસૂત્રોની ગંભીરતા તથા અર્થવિશાળતા બતાવવા માટે નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકાઓનો સાક્ષાત્ આધાર લેવામાં આવ્યો છે તથા તેમાં અશાસ્ત્રીય કોઈ પણ વિચાર પ્રવેશ પામી ન જાય તે માટે શક્ય તેટલો મુનિઓનો સાથ લેવામાં આવ્યો છે. તેમ છતાં તેમાં અનેક ત્રુટિઓ અને સ્ખલનાઓ રહી જવાનો સંભવ છે, કારણ કે–સૂત્રકાર અને અર્થકારની અગાધ બુદ્ધિની આગળ સંપાદક, લેખક કે સંશોધકો આદિની બુદ્ધિ અતિશય અલ્પ છે. તે બધી ત્રુટિઓ ધ્યાનમાં હોવા છતાં નવા સંસ્કારમાં ઊછરતી વર્તમાન અને ભાવિ પ્રજાનું હિત લક્ષ્યમાં રાખીને શક્ય તેટલો વિસ્તાર કરી આ પુસ્તક ત્રણ ભાગમાં તૈયાર કરવામાં આવ્યું છે. તેમાંનો આ પ્રથમ ભાગ છે અને તેમાં માત્ર સામાયિક અને ચૈત્યવંદન સુધીનાં સૂત્રો જ આવી શક્યાં છે.

ચતુર્વિધ સંઘને આ ક્રિયા નિત્ય ઉપયોગી હોવાથી અને શાસ્ત્રીય વિચારોના ગૂઢાર્થ–રહસ્યો સરળ ભાષામાં શ્રદ્ધા સાથે સમજવા જરૂરી હોવાથી આ પુસ્તક આ રીતે પ્રસિદ્ધ થવું આવશ્યક હતું. શાસ્ત્રમાં કહ્યું છે કે અજ્ઞાત વસ્તુ કરતાં જ્ઞાત વસ્તુ ઉપર અનંતગુણી શ્રદ્ધા પેદા થાય છે.* રત્ન સ્વભાવથી જ સુંદર

---

* ज्ञाते वस्तुनि अज्ञाताद्वस्तुनः सकाशादनंतगुणिता श्रद्धा प्रवर्धते ।

उपदेशरहस्य टीका गा. ११०

સૂત્રની રચના જરૂરી છે, તેથી પણ આવશ્યક ગણધરકૃત ઠરે છે. આ રીતે આગમ-પાઠોથી આવશ્યકસૂત્ર ગણધરકૃત જ છે, એ વાત નિશ્ચિત થતા તત્ત્વાર્થભાષ્યના સ્થવિરકૃત આવશ્યકનો અર્થ આવશ્યકનિર્યુક્તિ જ કરવો જોઇએ. આથી સમજાશે કે શાસ્ત્રીય વસ્તુનો નિર્ણય શાસ્ત્રજ્ઞ ગીતાર્થ પુરુષોના આલંબન વિના કરવામાં ઉત્સૂત્રભાષણાદિનો ભય જન્મે છે.

આ પુસ્તકમાં કરેલા અર્થના વાંચન, મનન અને અધ્યયનથી મૂલ આવશ્યક અને તેના ઉપર નિર્યુક્તિ આદિના રચનારા મહર્ષિઓ ઉપર અંતરનાં બહુમાન જાગૃત થાય અને તે મૂળ ગ્રંથોને વાંચવાની તથા ભણવાની જિજ્ઞાસા ઉત્પન્ન થાય, તથા પ્રતિક્રમણની આત્મવિશોધક અમૂલ્ય ક્રિયાને નિત્ય આચરવાની સૌ કોઇને સુંદર બુદ્ધિ જાગે, તો લેખક, યોજક તથા અન્ય સર્વ સહાયકોનો પ્રયાસ સફળ થયો લેખાશે.

વિ. સં. ૨૦૦૭, વૈશાખ
સુદિ ૫, શુક્રવાર.

પં. ભદ્રંકરવિજય ગણી
પં. ધુરન્ધરવિજય ગણી

———

કરાયું છે, પણ તે ખોટું છે; કેમકે ઠાણાંગસૂત્રમાં અંગબાહ્ય-શ્રુતના આવશ્યક અને આવશ્યક-વ્યતિરિક્ત એવા બે ભેદ પાડી આવશ્યકને ગણધરકૃત અને આવશ્યક-વ્યતિરિક્તને (ઉત્તરાધ્યયનાદિને) સ્થવિરકૃત જણાવ્યું છે.* એ જ વાત 'દ્રવ્ય લોકપ્રકાશ સર્ગ ત્રીજો, ગા. ૮૭ થી ૯૮ માં છે. વિશેષાવશ્યક-ભાષ્યમાં અંગબાહ્યશ્રુતના ત્રણ અર્થો કરવામાં આવ્યા છે.+ તે આ રીતે: (૧) અંગબાહ્ય એટલે સ્થવિરકૃત તે **ભદ્રબાહુસ્વામી**-કૃત આવશ્યકનિર્યુક્તિ આદિ. (૨) અંગબાહ્ય એટલે ત્રિપદી-પ્રશ્નોત્તર સિવાય રચાયેલું આવશ્યકાદિ સાહિત્ય. (અહીં આવશ્યકને ગણધરકૃત અને આદિપદથી ઉત્તરાધ્યયન વગેરે શ્રુતને સ્થવિરકૃત સમજવાનું છે, કારણ કે આવશ્યકાદિના કર્તા સ્થવિર છે એમ સૂચવ્યું નથી.) (૩) અંગબાહ્ય એટલે અધ્રુવશ્રુત અર્થાત્ સર્વ તીર્થંકરદેવોના તીર્થમાં નિયત નહિ તેવું. તે તંદુલવેયાલિયપયન્ના પ્રમુખ જાણવું. આ પરથી એ સુસ્પષ્ટ છે કે મધ્યના બાવીસ તીર્થપતિના શાસનમાં આવશ્યક-રચના નિયત છે. ભલે, એનો ઉપયોગ અતિચાર લાગવારૂપ કારણ ઉપસ્થિત થયે થતો હોય. ત્યાં ગણધરભગવંત અને તેમના શિષ્યોને અતિ-ચારના કારણે પ્રતિક્રમણ કરવું જ પડે છે. તે માટે આવશ્યક-

---

* अंगबाहिरे दुविहे पन्नत्ते, तं जहा,
आवस्सए चेव आवस्सय वइरित्ते चेव ।

ठाणांगः स्था. २. उ. १ सू. २२

\+ गणहरथेरकयं वा, आएसा मुक्कवागरणओ वा ।
धुवचलविसेसओ वा, अंगाणंगेसु नाणत्तं ॥

वि. भा. गा. ५५०

વિશેષ માટે જુઓ. આ ગાથા ઉપર મલ્લધારી શ્રી હેમચંદ્રસૂરિજીની ટીકા.

૨૫ સામ્યશતક તથા સમતાશતક

(ગુજરાતી અનુવાદ સાથે) રૂા. ૨-૦૦

* ૨૬. લોગસ્સસૂત્ર સ્વાધ્યાય રૂા. ૭-૦૦

* ૨૭. શ્રી પંચપ્રતિક્રમણ સૂત્ર હિન્દી

(પ્રબોધટીકાનુસારી) રૂા. ૨-૦૦

૨૮. સમતા યોગ (હિન્દી) રૂા. ૧-૦૦

## ઇંગ્લીશ વિભાગ

૮. એ કમ્પલીટ સ્ટડી ઓફ ધી જૈન થીયરીઝ

ઓફ રીયાલીટી એન્ડ નોલેજ રૂા. ૧૫-૦૦

૧૮. પ્રમાણ-નય-તત્ત્વાલોકાલંકાર વીથ

ઇંગ્લીશ ટ્રાન્સલેશન રૂા. ૨૦-૦૦

૨૪. સિદ્ધસેન ન્યાયાવતાર એન્ડ અધર વર્ક્સ રૂા. ૧૫-૦૦

૨૯. જૈન મોરલ ડોક્ટ્રીન રૂા. ૭-૦૦

## મુદ્રણ થાય છે

૩૦. યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞવૃત્તિયુક્ત (પ્રત આકારે)

૩૧. સૂરિમંત્ર કલ્પસમુચ્ચય, ભાગ બીજો

૨. પ્રતિક્રમણની પવિત્રતા

૪. શ્રાદ્ધ પ્રતિક્રમણસૂત્ર (પ્રબોધટીકા)

ભાગ ૧ લો (ત્રીજી આવૃત્તિ)

૫. શ્રાદ્ધ પ્રતિક્રમણસૂત્ર (પ્રબોધટીકા)

ભાગ ૨ જો (બીજી આવૃત્તિ)

૬. શ્રાદ્ધ પ્રતિક્રમણસૂત્ર (પ્રબોધટીકા)

ભાગ ૩ જો (બીજી આવૃત્તિ)

---

* આ પુસ્તકો સ્ટોકમાં નથી.

# જૈન સાહિત્ય વિકાસ મંડળનાં પ્રકાશનો

(પ્રયોજક : શેઠ શ્રી અમૃતલાલ કાલિદાસ દોશી)

| | | |
|---|---|---|
| * | ૧. શ્રી પંચપ્રતિક્રમણ-સૂત્ર (પ્રબોધટીકાનુસારી) | રૂા. ૨-૦૦ |
| * | ૨. શ્રી પ્રતિક્રમણની પવિત્રતા (બીજી આવૃત્તિ) | રૂા. ૦-૩૭ |
| * | ૩. સચિત્ર સાર્થ સામાયિક-ચૈત્યવંદન | રૂા. ૦-૫૦ |
| * | ૪. શ્રી પ્રતિક્રમણ-સૂત્ર પ્રબોધટીકા, ભાગ પહેલો (બીજી આવૃત્તિ) | રૂા. ૫-૦૦ |
| * | ૫. શ્રી પ્રતિક્રમણ-સૂત્ર પ્રબોધટીકા, ભાગ બીજો | રૂા. ૫-૦૦ |
| | ૬. શ્રી પ્રતિક્રમણ-સૂત્ર પ્રબોધટીકા, ભાગ ત્રીજો | રૂા. ૫-૦૦ |
| * | ૭. યોગ પ્રદીપ | રૂા. ૧-૫૦ |
| * | ૯. નમસ્કાર સ્વાધ્યાય (પ્રાકૃત વિભાગ) | રૂા. ૨૦-૦૦ |
| | ૧૦. નમસ્કાર સ્વાધ્યાય (સંસ્કૃત વિભાગ) | રૂા. ૧૫-૦૦ |
| * | ૧૧. તત્ત્વાનુશાસન (ગુજરાતી અનુવાદ સાથે) | રૂા. ૧-૦૦ |
| | ૧૨. ઋષિમંડલસ્તવ યંત્રાલેખન (ગુજરાતી અનુવાદ તથા યંત્ર સાથે) | રૂા. ૩-૦૦ |
| | ૧૩. ઋષિમંડલ યંત્ર (ત્રિરંગી, આર્ટપેપર ફોટો) | રૂા. ૧-૦૦ |
| * | ૧૪ સર્વ સિદ્ધાંત પ્રવેશક (સંસ્કૃત) | રૂા. ૧-૦૦ |
| * | ૧૫. ધ્યાનવિચાર (ગુજરાતી અનુવાદ સાથે) | અમૂલ્ય |
| * | ૧૬. નમસ્કાર સ્વાધ્યાય પ્રાકૃત વિભાગના ચિત્રોનું આલ્બમ | રૂા. ૫-૦૦ |
| | ૧૭. જિનસ્નાત્ર વિધિ અને અર્હત્ અભિષેક વિધિ | રૂા. ૧-૦૦ |
| | ૧૯. યોગસાર (ગુજરાતી અનુવાદ સાથે) | રૂા. ૨-૦૦ |
| | ૨૦. યોગશાસ્ત્રના અષ્ટમ પ્રકાશનું સવિસ્તર વિવરણ | રૂા. ૧૫-૦૦ |
| * | ૨૧. ઉવસગ્ગહરં સ્તોત્ર સ્વાધ્યાય (સચિત્ર-સયંત્ર) | રૂા. ૧૦-૦૦ |
| | ૨૨. સૂરિમંત્રકલ્પ સમુચ્ચય, ભાગ પહેલો | રૂા. ૨૦-૦૦ |
| | ૨૩. પંચપરમેષ્ઠિ મંત્રરાજ ધ્યાનમાલા (ગુજરાતી) | રૂા. ૧૦-૦૦ |

* આ પુસ્તકો સ્ટોકમાં નથી.

चत्तारि मंगलं – अरिहंता मंगलं,
सिद्धा मंगलं, साहू मंगलं,
केवलिपन्नत्तो धम्मो मंगलं ॥

चत्तारि लोगुत्तमा –
अरिहंता लोगुत्तमा,
सिद्धा लोगुत्तमा,
साहू लोगुत्तमा,
केवलिपन्नत्तो धम्मो लोगुत्तमो॥



चत्तारि सरणं पवज्जामि –
अरिहंते सरणं पवज्जामि,
सिद्धे सरणं पवज्जामि, साहू सरणं पवज्जामि,
केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि॥

मथुरायागपटमध्यस्थापितमंगलमुखपाठः

## पंचमंगलमहासुयक्खंधो
## (नमुक्कारो)

𑀦𑀫𑁄𑀅𑀭𑀳𑀁𑀢𑀸𑀡𑀁

𑀦𑀫𑁄𑀲𑀺𑀤𑁆𑀥𑀸𑀡𑀁

𑀦𑀫𑁄𑀆𑀬𑀭𑀺𑀬𑀸𑀡𑀁

𑀦𑀫𑁄𑀉𑀯𑀚𑁆𑀛𑀸𑀬𑀸𑀡𑀁

𑀦𑀫𑁄𑀮𑁄𑀏𑀲𑀯𑁆𑀯𑀲𑀸𑀳𑀽𑀡𑀁

𑀏𑀲𑁄𑀧𑀁𑀘𑀦𑀫𑀼𑀓𑁆𑀓𑀸𑀭𑁄

𑀲𑀯𑁆𑀯𑀧𑀸𑀯𑀧𑁆𑀧𑀡𑀸𑀲𑀡𑁄

𑀫𑀁𑀕𑀮𑀸𑀡𑀁𑀘𑀲𑀯𑁆𑀯𑁂𑀲𑀺𑀁

𑀧𑀠𑀫𑀁𑀳𑀯𑀇𑀫𑀁𑀕𑀮𑀁

(નમસ્કાર મહામંત્રનો પાઠ અહીં બ્રાહ્મી લિપિમાં દર્શાવાયો છે.)



ચરમ તીર્થંકર શ્રી વર્ધમાનનું લાંછન

# શ્રાદ્ધ પ્રતિક્રમણસૂત્ર (પ્રબોધટીકા)

## નમસ્કાર-યંત્ર






પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથનું લાંછન

## पंचमंगलमहासुयक्खंधो
## (नमुक्कारो)

𑀦𑀫𑁄 𑀅𑀭𑀺𑀳𑀁𑀢𑀸𑀡𑀁

𑀦𑀫𑁄 𑀲𑀺𑀤𑁆𑀥𑀸𑀡𑀁

𑀦𑀫𑁄 𑀆𑀬𑀭𑀺𑀬𑀸𑀡𑀁

𑀦𑀫𑁄 𑀉𑀯𑀚𑁆𑀛𑀸𑀬𑀸𑀡𑀁

𑀦𑀫𑁄 𑀮𑁄𑀏 𑀲𑀯𑁆𑀯𑀲𑀸𑀳𑀽𑀡𑀁

𑀏𑀲𑁄 𑀧𑀁𑀘𑀦𑀫𑀼𑀓𑁆𑀓𑀸𑀭𑁄

𑀲𑀯𑁆𑀯𑀧𑀸𑀯𑀧𑁆𑀧𑀡𑀸𑀲𑀡𑁄

𑀫𑀁𑀕𑀮𑀸𑀡𑀁 𑀘 𑀲𑀯𑁆𑀯𑁂𑀲𑀺𑀁

𑀧𑀠𑀫𑀁 𑀳𑀯𑀇 𑀫𑀁𑀕𑀮𑀁

(નમસ્કાર મહામંત્રનો પાઠ અહીં બ્રાહ્મી
લિપિમાં દર્શાવાયો છે.)



ચરમ તીર્થંકર શ્રી વર્ધમાનનું લાંછન

# १ नमुक्कारो

## [नमस्कार-सूत्रम्]

## નમસ્કારમંત્ર

❀

### (૧) મૂલપાઠ

नमो* अरिहंताणं×
नमो सिद्धाणं
नमो आयरियाणं
नमो उवज्झायाणं
नमो लोए सव्व-साहूणं ।

एसो पंच-नमुक्कारो, सव्व-पाव-प्पणासणो ।
मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं+ ॥१॥

---

* 'णमो' પાઠાંતર પોથી ૧૯, ૨૫.

× 'अरहंताणं' પાઠાંતર આ. નિ.

+ આ ચૂલિકાના ચાર પદો સિલોગ (અનુષ્ટુપ) છંદમાં છે.
દિગમ્બર ગ્રંથ મૂલાચારના ષડાવશ્યકાધિકારમાં પ્રસ્તુત ગાથા નીચે મુજબ આપેલી છેઃ—

एसो पंचणमोयारो, सव्वपावपणासणो ।
मंगलेसु य सव्वेसु पढमं हवदि मंगलं ॥१३॥

(૨) સંસ્કૃત છાયા

नमः अर्हद्भ्यः

नमः सिद्धेभ्यः

नमः आचार्येभ्यः

नमः उपाध्यायेभ्यः

नमः लोके सर्वसाधुभ्यः ।

एषः पञ्च–नमस्कारः, सर्व–पाप–प्रणाशनः ।
मङ्गलानां च सर्वेषां प्रथमं भवति मङ्गलम् ॥१॥

(૩) સામાન્ય અને વિશેષ અર્થ

नमुक्कारो–[नमस्कारः]–નમસ્કાર.

**नमः करणमिति नमस्कारः**— નમન, વંદન કરવાની ક્રિયા તે નમસ્કાર. જે શ્રુતસ્કંધ વડે કે જે પાઠ વડે નમસ્કારની ક્રિયા થાય છે, તે પાઠ પણ ઉપચારથી નમસ્કાર કહેવાય છે.

સંસ્કૃત नमस्कार શબ્દનો પ્રાકૃત સંસ્કાર नमोक्कार તથા नमुक्कार થાય છે (સિ. હે. શ. ૮–૧–૬૨) અને પ્રાકૃતમાં આદિ **न** નો વિકલ્પે ण થાયછે. (સિ. હે. શ. ૮–૧–૨૨૯), તેથી

**णमोक्कार, णमुक्कार** એવા રૂપો પણ બની શકે છે. **नमुक्कार** નું પ્રથમાનું એકવચન **नमुक्कारो**.

**नमस्कार सूत्रम्**– આવશ્યક સૂત્રોમાં સામાયિક આદિની પ્રરૂપણા થઈ છે તેવી નમસ્કાર (નવકાર) ની સ્વતંત્ર પ્રરૂપણા પ્રાપ્ત થતી નથી. આચારાંગ, સૂયગડાંગમાં તે દર્શાવેલ નથી. પરંતુ સર્વ શાસ્ત્રોની આદિમાં નવકારનું સ્મરણ-પઠન ન થાય ત્યાંસુધી સર્વ શ્રુતસ્કંધની વાચના થાય નહીં, તેનું અધ્યયન કરાવાય નહીં. તેથી નવકારનો જુદો શ્રુતસ્કંધ નથી પણ સર્વમાં તે સ્વયમેવ સમાયેલ છે. આ વિષયમાં નવાંગી ટીકાકાર શ્રીઅભયદેવસૂરિજી પણ તેવી પ્રણાલિકાનો આધાર ટાંકતા જણાવે છેઃ-

यदाह—

**सो सव्वसुअकखंधब्भंतरभूओत्ति अतः शास्त्रस्यादावेव परमेष्ठि-पञ्चकनमस्कारमुपदर्शन्नाह– 'णमो अरहंताणं' इत्यादि**

એટલે કે પંચનમસ્કારરૂપી શ્રુતસ્કંધ સર્વ શ્રુતસ્કંધોની આદિમાં અંતર્ભૂત જ છે માટે ભગવતીસૂત્રની આદિમાં પણ પંચપરમેષ્ઠીને નમસ્કારરૂપ સૂત્ર કહે છે.

**नमो – [ नमः ]**– નમસ્કાર થાઓ, વંદન થાઓ. પાંચ અધ્યયન અલગ અલગ હોવાથી દરેકમાં નમો શબ્દનો પ્રયોગ થાય છે.

નમો-એ નમ્રતા-વિનયનું સંસૂચક નૈપાતિક પદ છે. આરાધક આત્માઓમાં વિનયની અત્યંત જરૂર છે. વિનય ત્યારે આવે જયારે માર્દવ (નમ્રતા) પેદા થાય. નમ્રતા કે માર્દવ-

ત્યારે પેદા થાય કે જ્યારે પોતાની અલ્પતા અને બીજાની મહત્તા સમજાય.

અભિમાનનો સંકોચ કરીને સ્વકીય ગુણાભાસોનું મમત્વ છોડવું પડે, કાયા તથા મનને સંકોચીને દ્રવ્ય તથા ભાવ સંકોચ દ્વારા વિનય કરવો પડે, ત્યારે જ પંચપરમેષ્ઠીઓનું આરાધન થઈ શકે.

શ્રીભગવતીસૂત્રની ટીકામાં શ્રીઅભયદેવસૂરિ કહે છે કેઃ—

**तत्र नमः इति नैपातिकं पदं द्रव्यभाव–संकोचार्थम् । आह च नेवाइयं पदं दव्वभावसंकोयणपयत्थो । मनः-करचरणमस्तकसुप्रणिधानरूपो नमस्कारो* भवत्वित्यर्थः ।**

ભાવાર્થ—અહીં **नमः** નૈપાતિક પદ છે અને તેનો દ્રવ્ય સંકોચ તથા ભાવ સંકોચ એ અર્થ છે. (કારણ કે આવશ્યક નિર્યુક્તિ માં) કહ્યું છે કે **नमः** એ નિપાતરૂપ પદ છે અને દ્રવ્ય સંકોચ તથા ભાવ સંકોચ એ એનો અર્થ છે. મન, હાથ પગ, તથા મસ્તકના સુપ્રણિધાન રૂપ નમસ્કાર થાઓ.

---

* નમસ્કાર (પ્રણામ) પાંચ પ્રકારના છે—એક મસ્તક અંગ નમાવવું, તે એકાંગ પ્રણામ. બે હાથ જોડવા, તે દ્વયંગ પ્રણામ, બે હાથ અને મસ્તક એમ ત્રણ અંગવાળો, બે હાથ અને બે જાનુ નમાવવા તે ચાર અંગવાળો અને મસ્તક, બે હાથ, તથા બે પગ એમ પાંચે અંગો નમાવવાં તે પંચાંગ પ્રણામ કહેવાય.

—યોગશાસ્ત્ર ગૂર્જરાનુવાદ તૃતીયપ્રકાશ પૃ. ૨૮૭

णमोक्कार, णमुक्कार એવા રૂપો પણ બની શકે છે. नमुक्कार નું પ્રથમાનું એકવચન नमुक्कारो.

नमस्कार सूत्रम्- આવશ્યક સૂત્રોમાં સામાયિક આદિની પ્રરૂપણા થઈ છે તેવી નમસ્કાર (નવકાર) ની સ્વતંત્ર પ્રરૂપણા પ્રાપ્ત થતી નથી. આચારાંગ, સૂયગડાંગમાં તે દર્શાવેલ નથી. પરંતુ સર્વ શાસ્ત્રોની આદિમાં નવકારનું સ્મરણ–પઠન ન થાય ત્યાંસુધી સર્વ શ્રુતસ્કંધની વાચના થાય નહીં, તેનું અધ્યયન કરાવાય નહીં. તેથી નવકારનો જુદો શ્રુતસ્કંધ નથી પણ સર્વમાં તે સ્વયમેવ સમાયેલ છે. આ વિષયમાં નવાંગી ટીકાકાર શ્રીઅભયદેવસૂરિજી પણ તેવી પ્રણાલિકાનો આધાર ટાંકતા જણાવે છે:-

यदाह—

सो सव्वसुअक्खंधब्भंतरभूओत्ति अतः शास्त्रस्यादावेव परमेष्ठि-पञ्चकनमस्कारमुपदर्शन्नाह- 'णमो अरहंताणं' इत्यादि

એટલે કે પંચનમસ્કારરૂપી શ્રુતસ્કંધ સર્વ શ્રુતસ્કંધોની આદિમાં અંતર્ભૂત જ છે માટે ભગવતીસૂત્રની આદિમાં પણ પંચપરમેષ્ઠીને નમસ્કારરૂપ સૂત્ર કહે છે.

नमो-[नमः]- નમસ્કાર થાઓ, વંદન થાઓ. પાંચ અધ્યયન અલગ અલગ હોવાથી દરેકમાં નમો શબ્દનો પ્રયોગ થાય છે.

નમો-એ નમ્રતા-વિનયનું સંસૂચક નૈપાતિક પદ છે. આરાધક આત્માઓમાં વિનયની અત્યંત જરૂર છે. વિનય ત્યારે આવે જયારે માર્દવ (નમ્રતા) પેદા થાય. નમ્રતા કે માર્દવતા

શરીરને નીચે પ્રમાણે નિયમિત કરવુ:—

(અ) બે હાથ જોડી લલાટે લગાડી પ્રણામ માટે અંજલિ બદ્ધ થવું; અથવા

(આ) પ્રણામ કરતાં ઉપરનું અર્ધું અંગ નમાવી અર્ધાવનત થવું; અથવા

(ઇ) પંચાંગ પ્રણિપાત* કરવું—એટલે કે બે ઢીંચણ, બે હાથ અને મસ્તક—એ પંચાંગ નમાડી, ભૂમિ સાથે લગાડી, પ્રણિપાતરૂપ પ્રણામ વડે; અથવા

(ઈ) મુદ્રા વિન્યાસવડે શરીરનો સંકોચ કરવો;

—આ સઘળા ક્રિયાના પ્રકારો દ્રવ્ય સંકોચ કહેવાય છે. તે સાથે પ્રણિધાન અથવા ભાવસંકોચનો અંશ હોય ત્યારે તે વિધિ અનુસાર થયો ગણાય છે.

---

* पंचंगीएण वंदणिएण तं जहा—

जाणु दुगं भूमिए निविडिएण, हत्थुदुएण भूमिए अवट्ठंभिय,

ततो सिर पंचमं निवाडेज्जा ॥

— અનુયોગદ્વાર ચૂર્ણિ—જિનદાસગણિ. પૃ. ૩૦૬

આનો વિધિ એ છે કે દેવ તથા ગુરુ સમક્ષ ઉભા રહી, ઘૂંટણી એ પડી બન્ને ઢીંચણોને જમીન ઉપર ટેકવી તેની સાથે બે હાથની પ્રણામાંજલિનું સંયોજન કરી તે (અંજલિ) ઉપર શિર ટેકવવું અને તે રીતે પ્રણિધાનપૂર્વક પંચાંગ પ્રણિપાત કરવો.

અહીં 'અરિહંત ભગવંતને નમસ્કાર થાઓ' એવા આકાર-વાળી પ્રાર્થના છે. અહીં 'નમસ્કાર થાઓ' એ શબ્દોવડે ભાવ-નમસ્કારની પ્રાર્થના કરેલ છે. કિંતુ હું ભાવ નમસ્કાર કરૂં છુ. એવું મિથ્યા અભિમાન દાખવ્યું નથી.

**નમઃ** એ ક્રિયાપદ નથી પણ નિપાત અવ્યય છે. નિપાત એટલે **निपतन्ति अनेकेषु अर्थेषु**—જેમાં એક અર્થનો નિયમ ન હોય તે.

**નમઃ** નૈપાતિકપદ* હોવાથી જેવી રીતે નમસ્કાર અર્થમાં છે તેવીરીતે પૂજા અર્થમાં પણ છે. તેથી અનેક અર્થને જણાવનારૂં આ પદ છે.

**નમઃ**— દ્રવ્ય અને ભાવ—ઉભય પ્રકારના નમસ્કારના અર્થમાં તે ગ્રહણ કરી શકાય છે. તેથી તે દ્રવ્ય અને ભાવ સંકોચ—સંક્ષેપ-રૂપ છે.

(૧) દ્રવ્ય સંકોચ—હાથ, પગ, મસ્તકઆદિ શરીરના અવયવોની ગ્રહણ, કંપન અને ચલન આદિ ક્રિયાઓને રોકી

* નૈપાતિક પદ—પદની આદિમાં કે અંતમાં પડે તે નિપાત કહેવાય. અને નિપાત શબ્દને સ્વાર્થમાં इक् પ્રત્યય આવવાથી નૈપાતિક પદ બની જાય છે.

સંયુકતના અંત્ય વ્યંજન પહેલાં અર્થાત્ र્ માં अ इ અને उ ઉમેરાય છે, એટલે તેનાં अरहन्तो, अरिहन्तो અને अरुहन्तो એવાં ત્રણ રૂપ બને છે. તાત્પર્ય કે અરહંત, અરિહંત અને અરુહંત એ ત્રણે અર્હત્ શબ્દનાં પ્રાકૃત રૂપો છે.

अर्ह એટલે યોગ્ય હોવું અથવા લાયક હોવું. જેઓ ઇંદ્રાદિ વિબુધોના સન્માનને-સત્કારને અથવા પૂજાદિ ક્રિયાઓને યોગ્ય હોય છે, તે 'અર્હત્'-'અરહુત' અથવા 'અરહંત' કહેવાય છે. શ્રીભદ્રબાહુસ્વામીએ આવશ્યકનિર્યુક્તિમાં તેનો અર્થ નીચે પ્રમાણે કરેલો છેઃ—

अरिहंति वंदण-नमंसणाइ, अरिहंति पूय-सक्कारं ।
सिद्धिगमणं च अरिहा, अरहंता तेण वुच्चंति ॥९२१॥

ભાવાર્થ: જેઓ વંદન-નમસ્કારને યોગ્ય હોય છે, જેઓ પૂજાસત્કારને યોગ્ય હોય છે તથા જેઓ સિદ્ધિગમનને યોગ્ય હોય છે, તે અરહંત-અર્હત્ કહેવાય છે.

જગત્માં પ્રકાશ કરનાર, આત્મપદાર્થને બતાવનાર, ત્યાગને ફળસહિત દેખાડનાર, જો કોઈ હોય તો તે પ્રથમ અરિહંત જ છે.

અરિહંત શબ્દનું નિરુક્ત શ્રીભદ્રબાહુસ્વામીએ આ. નિ. માં આ પ્રમાણે કર્યું છેઃ—

इंदिय-विसय-कसाये, परीसहे वेयणा उवसग्गे ।
एए अरिणो हंता, अरिहंता तेण वुच्चंति ॥९१९॥

(૨) ભાવ સંકોચ—અર્હત્ આદિ પરમેષ્ઠિના ગુણોમાં વિશુદ્ધ મનનો એટલે પરમ પવિત્ર અંતઃકરણનો નિયોગ (અનુપ્રવેશરૂપ ભક્તિથી, પ્રણિધાન, એકાગ્રતા, એકતાનતા કે અનન્યવૃત્તિ) તે ભાવ સંકોચ છે. અર્થાત્ અત્યંત નિર્મલ મનને પરમેષ્ઠિના ગુણોની સાથે બાંધી દેવું તે ભાવસંકોચ છે.

આ પ્રકારે ઉભયસંકોચ જે કોઈ એક સાથે કરે તેની ક્રિયા શ્રેષ્ઠ અને મંગલરૂપ થાય.

**अरिहंताणं—[अर्हद्भ्यः]**—અર્હતોને×

સિદ્ધહેમચંદ્ર—શબ્દાનુશાસન (અ. ૮, પાદ ૨, સૂત્ર ૧૧૧) માં 'उच्चार्हति' સૂત્રવડેજણાવ્યું છે કે 'अर्हत्' શબ્દમાં

× શ્રી ભગવતી સૂત્રનાં મંગલાચરણમાં, શ્રી મહાનિશીથ સૂત્રના પાંચમા અધ્યયનમાં, શ્રી કલ્પસૂત્રના શક્રસ્તવ—અધિકારમાં તથા શ્રી જયસિંહસૂરિએ વિ. સં. ૯૧૫માં રચેલા ધમ્મોવએસમાલા (ધર્મોપદેશ માલા) વિવરણ વગેરેમાં अरहंत પાઠ જોવામાં આવે છે.

ઓરિસાની હાથીગુફા તથા ગણેશગુફા પરના મહામેઘવાહન કલિંગાધિપતિ મહારાજા ખારવેલના શિલાલેખમાં નીચેના શબ્દો જોવામાં આવે છેઃ—

'नमो अरहंतानं। नमो सवसिधानं। वेरेन महाराजेन अरहंतपसादानं कलिंगानं....'

મથુરાનો શિલાલેખ જે ઓછામાં ઓછો ઈ. સ. પૂર્વે ૫૦નો છે, તેમાં નીચે પ્રમાણે લખાણ છેઃ—'नमो अरहतो वधमानस....अरहतपूजाये' ઇત્યાદિ.

સંયુક્તના અંત્ય વ્યંજન પહેલાં અર્થાત્ र् માં अ इ અને उ ઉમેરાય છે, એટલે તેનાં अरहन्तो, अरिहन्तो અને अरुहन्तो એવાં ત્રણ રૂપ બને છે. તાત્પર્ય કે અરહંત, અરિહંત અને અરુહંત એ ત્રણે અર્હત્ શબ્દનાં પ્રાકૃત રૂપો છે.

अर्ह એટલે યોગ્ય હોવું અથવા લાયક હોવું. જેઓ ઈંદ્રાદિ વિબુધોના સન્માનને-સત્કારને અથવા પૂજાદિ ક્રિયાઓને યોગ્ય હોય છે, તે 'અર્હત્'-'અરહત' અથવા 'અરહંત' કહેવાય છે. શ્રીભદ્રબાહુસ્વામીએ આવશ્યકનિર્યુક્તિમાં તેનો અર્થ નીચે પ્રમાણે કરેલો છેઃ—

अरिहंति वंदण—नमंसणाइ, अरिहंति पूय—सक्कारं ।
सिद्धिगमणं च अरिहा, अरहंता तेण वुच्चंति ॥९२१॥

ભાવાર્થઃ જેઓ વંદન-નમસ્કારને યોગ્ય હોય છે, જેઓ પૂજાસત્કારને યોગ્ય હોય છે તથા જેઓ સિદ્ધિગમનને યોગ્ય હોય છે, તે અરહંત-અર્હત્ કહેવાય છે.

જગતમાં પ્રકાશ કરનાર, આત્મપદાર્થને બતાવનાર, ત્યાગને ફળસહિત દેખાડનાર, જો કોઈ હોય તો તે પ્રથમ અરિહંત જ છે.

અરિહંત શબ્દનું નિરુક્ત શ્રીભદ્રબાહુસ્વામીએ આ. નિ. માં આ પ્રમાણે કર્યું છેઃ—

इंदिय—विसय—कसाये, परीसहे वेयणा उवसग्गे ।
एए अरिणो हंता, अरिहंता तेण वुच्चंति ॥९१९॥

ભાવાર્થ:—

"(૧) ઇંદ્રિયો (જે અપ્રશસ્ત ભાવમાં વર્તતી હોય તે),
(૨) વિષયો (ઇંદ્રિય ગોચર પદાર્થો-વિલાસનાં સાધનો),
(૩) કષાયો (ક્રોધ, માન, માયા, લોભ આદિ માનસિક ભાવો),
(૪) પરીષહો (ભૂખ, તરસ આદિના બાવીસ પ્રકારો),
(૫) વેદનાઓ (શારીરિક અને માનસિક દુ:ખના અનુભવો). તથા
(૬) ઉપસર્ગો (જે મનુષ્ય, તિર્યંચ કે દેવોએ કર્યા હોય તે)—

—આ સઘળા અંતરંગ ભાવશત્રુઓ છે. એ શત્રુઓને હણનારા અરિહંતો કહેવાય છે."

**अरुहंताणं** પાઠાંતરની નોંધ શ્રી અભયદેવસૂરિએ ભગવતી-ટીકામાં અને અન્ય ગીતાર્થોએ અન્ય સ્થળોએ કરેલી છે. શ્રી હરિભદ્રસૂરિએ પંચસૂત્રની ટીકામાં **अरुहंताणं** પદનો અર્થ કરતાં જણાવ્યું છે કે **न रोहन्ति न भवाङ्कुरोदयमासादयन्ति, कर्मबीजाभावादिति अरुहाः तेभ्यः।** અર્થાત્ કર્મરૂપી બીજના અભાવથી જેનો ભવરૂપી અંકુર ઊગતો નથી, તે **अरुह** કે **अरुहंत.**

**नमो अरि (र) हंताणं**— આ પદ **नमस्कारो भवतु अर्हद्भ्यः** ના અર્થમાં હોવાથી તેનું ભાષાંતર 'અરિ (ર) હંત ભગવંતોને નમસ્કાર થાઓ' એ પ્રમાણે કરાય છે. આ પ્રાર્થના વચન ઇચ્છાયોગરૂપ* છે, એમ સમજવું

* ઇચ્છાયોગ—ઉત્સાહની પ્રધાનતાવાળા, વિકલ ક્રિયાવાળા તત્ત્વ (પારમાર્થિક) ધર્મવ્યાપારને ઇચ્છાયોગ કહે છે.
લ. વિ. અ. ભા. ૧ પૃ. ૧૩૭.

આ પદ બોલનારની કે લખનારની અશક્તિ જણાવે છે. તે એમ સમજે છે કે તે આવા પૂજ્ય પુરુષોનો યોગ્ય સત્કાર કરી શકતો નથી, એમ જણાવી પોતાની વિનમ્રતા સૂચવવા માગે છે.

આ પ્રમાણે બીજા ચાર પદોનો અર્થ સમજવાનો છે.

અહીં ચોથી વિભક્તિના અર્થમાં છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ થયો છે. કહ્યું છે કે—

चउत्थीए भन्नइ छट्ठी

તીર્થંકરનામકર્મ જેણે બાંધ્યું હોય અને જેને તે કર્મનો ઉદય હોય તે જ અરહંત કે અરિહંત કહેવાય.

**नमो अरिहंताणं** કે **नमो सव्व-अरिहंताणं** જે પદ સ્વીકારવામાં આવે તેનાથી નમસ્કાર તો સર્વ ક્ષેત્ર અને સર્વ કાલની અપેક્ષાએ અનંત અરિહંતોને સમજવાના છે અને તે જ પ્રમાણે બીજા ચાર પદોમાં પણ સમજવાનું છે.

**सिद्धाणं-[ सिद्धेभ्यः ]-સિદ્ધોને.**

'સિદ્ધ' એટલે પોતાનું કાર્ય જેણે બરાબર પૂરું કર્યું છે તેવો. અહીં કાર્યનો અર્થ મોક્ષપ્રાપ્તિ સમજવાનો છે.

આ. નિ. માં જણાવ્યું છે કે:—

**निति्थ ( च्छि )न्न-सव्वदुक्खा, जाई-जरा-मरण-बंध-विमुक्का ।**
**अव्वाबाहं सुक्खं, अणुहवंति सासयं सिद्धा ॥९८८॥**

ભાવાર્થ:—

"(૧) ઈંદ્રિયો (જે અપ્રશસ્ત ભાવમાં વર્તતી હોય તે),
(૨) વિષયો (ઈંદ્રિય ગોચર પદાર્થો-વિલાસનાં સાધનો),
(૩) કષાયો (ક્રોધ, માન, માયા, લોભ આદિ માનસિક ભાવો),
(૪) પરીષહો (ભૂખ, તરસ આદિના બાવીસ પ્રકારો),
(૫) વેદનાઓ (શારીરિક અને માનસિક દુઃખના અનુભવો). તથા
(૬) ઉપસર્ગો (જે મનુષ્ય, તિર્યંચ કે દેવોએ કર્યાં હોય તે)—

—આ સઘળા અંતરંગ ભાવશત્રુઓ છે. એ શત્રુઓને હણનારા અરિહંતો કહેવાય છે."

**अरुहंताणं** પાઠાંતરની નોંધ શ્રી અભયદેવસૂરિએ ભગવતી-ટીકામાં અને અન્ય ગીતાર્થોએ અન્ય સ્થળોએ કરેલી છે. શ્રી હરિભદ્રસૂરિએ પંચસૂત્રની ટીકામાં **अरुहंताणं** પદનો અર્થ કરતાં જણાવ્યું છે કે **न रोहन्ति न भवाङ्कुरोदयमासादयन्ति, कर्मबीजाभावादिति अरुहाः तेभ्यः।** અર્થાત્ કર્મરૂપી બીજના અભાવથી જેનો ભવરૂપી અંકુર ઊગતો નથી, તે **अरुह** કે **अरुहंत.**

**नमो अरि (र) हंताणं**— આ પદ **नमस्कारो भवतु अर्हद्भ्यः** ના અર્થમાં હોવાથી તેનું ભાષાંતર 'અરિ (ર) હંત ભગવંતોને નમસ્કાર થાઓ' એ પ્રમાણે કરાય છે. આ પ્રાર્થના વચન ઇચ્છાયોગરૂપ* છે, એમ સમજવું

* ઇચ્છાયોગ—ઉત્સાહની પ્રધાનતાવાળા, વિકલ ક્રિયાવાળા તત્ત્વ (પારમાર્થિક) ધર્મવ્યાપારને ઇચ્છાયોગ કહે છે.

લ. વિ. અ. ભા. ૧ પૃ. ૧૩૭.

(૩) ભવ્ય જીવોને ખૂબ ઉપકાર કરનાર હોવાથી, તેઓ નમસ્કાર કરવા યોગ્ય છે.

—દેશના સંગ્રહ પૃ. ૨૪૬

आयरियाणं-[आचार्येभ्यः]-આચાર્યોને.

**आ-मर्यादया तद्विषयविनयरूपया चर्यन्तेसेव्यन्ते जिन-शासनार्थोपदेशकतया तदाकाङ्क्षिभिरित्याचार्याः ।**

ભાવાર્થ:— જિનશાસનના અર્થના ઉપદેશક હોવાને લીધે તેના અભિલાષી મનુષ્યો વિનયરૂપી મર્યાદાથી જેમની સેવા કરે છે તેમને આચાર્ય કહેવામાં આવે છે.

ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૪

ને માટે આ. નિ. માં જણાવ્યું છે કે:—

**पंचविहं आयारं, आयरमाणा तहा पभासंता ।**
**आयारं दंसंता, आयरिया तेण वुच्चन्ति ॥९९४॥**

ભાવાથ:— પંચવિધ આચારને આચરનાર તથા પ્રરૂપનારા છે, તેમ જ (સાધુપ્રમુખને તેમનો વિશિષ્ટ) આચાર દર્શાવનારા છે, તે કારણથી તેઓ આચાર્ય કહેવાય છે.

પાંચ પ્રકારના 'આચાર' નાં નમો ઉપરની ગાથાનો અર્થ કરતાં શ્રીમલયગિરિએ આ. ટી. માં નીચે મુજબ આપ્યાં છે:– 'જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપ-આચાર અને વીર્યાચાર'-

**—पञ्चप्रकारं ज्ञान-दर्शन-चारित्र-तपो-वीर्यभेदात्,**

**ભગવતીજીની વ્યાખ્યા કરતાં ભગવાન અભયદેવસૂરીશ્વરજી**

ભાવાર્થઃ- સર્વ દુઃખોને સર્વથા તરી ગયેલા અને જન્મ, જરા તથા મરણનાં બંધનથી છૂટા થયેલા સિદ્ધો શાશ્વત અને અવ્યાબાધ સુખનો અનુભવ કરે છે. તાત્પર્ય કે-જેમણે મોક્ષની પ્રાપ્તિ કરેલી છે, તેઓ 'સિદ્ધ' કહેવાય છે.

શ્રીઅભયદેવસૂરિ ભગવતીજીની ટીકામાં આધાર ટાંકતા જણાવે છે કે:—

आह च —

ध्मातं सितं येन पुराणकर्म
यो वा गतो निर्वृत्तिसौधमूर्ध्नि ॥
ख्यातोऽनुशास्ता परिनिष्ठितार्थो
यः सोऽस्तु सिद्धः कृतमङ्गलो मे ॥

ભાવાર્થઃ- જેણે પ્રાચીન સમયથી બંધાયેલા કર્મને બાળી નાખ્યું છે, જે મોક્ષના મહેલની ટોચે પહોંચેલ છે, જેનું શાસન પ્રવર્તી રહ્યું છે, જે સંપૂર્ણપણે કૃતકૃત્ય થયેલ છે તે સિદ્ધ ભગવંત મને મંગલના કરનારા થાઓ.

આ બીજા પદની વ્યાખ્યા પૂરી કરતાં તેઓશ્રી જણાવે છે કે-

नमस्करणीयता चैषामविप्रणाशि-ज्ञान-दर्शन-सुखवीर्यादि-गुणयुक्ततया स्वविषयप्रमोदप्रकर्षोत्पादनेन, भव्यानामतीवोपकारहेतुत्वादिति ।

ભાવાર્થઃ- (૧) સિદ્ધભગવંતો અવિનાશી એવા જ્ઞાન-દર્શન સુખ-વીર્ય વગેરે ગુણોથી યુક્ત હોવાથી (૨) સ્વવિષયે હર્ષનો ઉત્કર્ષ-પ્રકૃષ્ટ અનુમોદનાનો ભાવ ઉત્પન્ન કરનારા હોવાથી (તથા)

શ્રી ભગવતીસૂત્રની ટીકામાં શ્રી અભયદેવસૂરિ જણાવે છેઃ—

**अथवा आधीनां मनःपीडानामायो लाभ आध्यायः उपहत आध्यायो यैस्ते उपाध्यायाः ।**

ભાવાર્થ:— જેમનાથી આધિઓ મનની પીડાઓ નાશ પામી છે તે ઉપાધ્યાય કહેવાય.

આ અર્થ નિર્યુક્તિના આધારે છે.

* **लोए-[लोके]**-લોકમાં.

**लोक्यतेऽसौ लोकः**:—જે દેખાય છે, જે જણાય છે, તે લોક સંસાર, જગત્, ધર્માસ્તિકાય આદિ પાંચ અસ્તિ કાયોનો સમૂહ, આકાશ, ક્ષેત્ર, પ્રાણિવર્ગ વગેરે અનેક અર્થમાં તે વપરાય છે. અહીં લોક શબ્દથી જે ક્ષેત્રમાં મનુષ્યો રહે છે, મનુષ્યનો વાસ છે, તેવો 'મનુષ્યલોક' સમજવાનો છે. **लोके-मनुष्यलोके** (વં. વૃ. પૃ. ૨.) ભગવતીસૂત્રની ટીકામાં પણ **लोके-मनुष्यलोके न तु गच्छादौ ये सर्वसाधवस्तेभ्यो नमः** એ પ્રમાણે અર્થ કરેલો છે. લોક શબ્દ અહીં ચૌદરાજ લોક માટે નથી પરંતુ મનુષ્ય લોકની મર્યાદા માટે અને ગચ્છઆદિ ભેદના વિસ્તાર માટે છે.

**सव्व-साहूणं-[सर्व-साधुभ्यः]**સર્વ સાધુઓને.

અરિહંત આદિથી ન્યૂન ગુણ વાળાનું સ્થાન સાધુ પદમાં છે. જેઓ અરિહંત, આચાર્ય, ઉપાધ્યાય, પદોમાં આવી શકતા નથી અને દાખલા તરીકે જેઓ અચાર્ય જેવા ગુણ વાળા

* लोए વિનાના પણ પાઠ મળે છે.

उक्तं च દર્શાવીને જણાવે છે કે:—

सुत्तत्थविऊ लक्खणजुत्तो गच्छस्स मेढिभूओ य ।
गणतत्ति विप्पमुक्को अत्थं वाएइ आयरियो ॥

ભાવાર્થ:— સૂત્ર તથા અર્થને જાણનાર, લક્ષણથી યુક્ત, ગચ્છના નાયક, ગણની ચિંતાથી વિમુક્ત એવા આચાર્ય ભગવાન અર્થની વાચના આપે છે.

— ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૪

## उवज्झायाणं-[ उपाध्यायेभ्यः ]-ઉપાધ્યાયોને.

**उपेत्य अधीयतेऽस्मात्** — એની પાસે જઈને અધ્યયન કરાય છે, માટે તે 'ઉપાધ્યાય' કહેવાય છે. અથવા उप समीपे अधिवसनात् श्रुतस्यायो लाभो भवति येभ्यस्ते उपाध्यायाः જેમની સમીપે નિવાસ કરવાથી શ્રુતનો આય અર્થાત્ લાભ થાય, તે 'ઉપાધ્યાય' કહેવાય. કયા શ્રુતને અથવા સ્વાધ્યાયને અનુલક્ષીને આ વાત છે, તેનું સ્પષ્ટીકરણ આ. નિ. માં નીચે મુજબ કરેલું છે:—

बारसंगो जिणक्खाओ, सज्झाओ कहिओ बुहेहिं ।
तं उवइसन्ति जम्हा, उवज्झाया तेण वुच्चन्ति ॥९९७॥

ભાવાર્થ:— જે બાર અંગવાળો સ્વાધ્યાય (અર્થથી) જિનેશ્વરોએ પ્રરૂપેલો છે અને (સૂત્રથી) બુધોએ-ગણધરોએ કહેલો છે, તે (સ્વાધ્યાય) નો (શિષ્યોને) ઉપદેશ કરે છે, તેથી તે ઉપાધ્યાય કહેવાય છે.

પદમાં રાખવામાં આવે તો બાકીના બધા પદને તે લાગુ પાડી શકાય. પરંતુ સામાન્ય વ્યાકરણનો નિયમ એ છે કે એક સમાસમાં રહેલા બે પદો સાથે જ રહે છે. આથી **सव्व** જે સામાસિક પદ છે તેને ત્યાંથી અંત્યદીપક ન્યાયે બીજે લઈ જઈ શકાય નહીં. આમ હોવા છતાં શ્રી ભગવતીજીના ટીકાકાર શ્રી અભયદેવસૂરિ નીચે પ્રમાણે જણાવે છે :—

સર્વ ગુણવાન પુરુષો ભેદભાવ વિના નમસ્કાર કરવા લાયક છે, એ ન્યાયે સર્વ શબ્દનો યોગ અરિહંત વગેરે પદોમાં પણ સમજી લેવો.

— ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૭

**एसो – [ एषः ]*** — આ, સમીપવર્તી.
સમીપતરવર્તી (શ્રુતસ્કંધ).

**एषः– प्रत्यक्षो विधीयमानः पञ्चानामर्हदादीनां नमस्कारः– प्रणामः**— 'આ' એટલે અર્હદ્ આદિ પાંચનો જે નમસ્કાર (પ્રાર્થના-પ્રણામ) પ્રત્યક્ષ કરાય છે તે.

**पंच–नमुक्कारो— [पञ्च-नमस्कारः]**—પંચ-નમસ્કાર, પાંચને કરવામાં આવેલો નમસ્કાર.

— આ સમાસને છોડતાં બે અર્થની સંભાવના છેઃ—

(૧) **पञ्चानां संबंधे, पञ्चेभ्यः (परमेष्ठिभ्यः) वा**

---

* इदमस्तु सन्निकृष्टे, समीपतरवर्ति एतदोरूपम् ।

હોય પરંતુ તેમને પદવી મળી નથી, તેથી તેઓ તે પદમાં સમાવિષ્ટ થતા નથી. તે ખુદ કેવળજ્ઞાની હોય કે મનઃપર્યવ જ્ઞાનવાળા હોય પરંતુ અરિહંતાદિ ચાર પદમાં તેમની ગણતરી થાય નહીં. તેથી આવા સઘળા મુનિપ્રવરો આ પાંચમા પરમેષ્ઠિપદમાં લેવાના હોય છે. તે માટે **सव्व** શબ્દના સંયોજન વિના છૂટકો નથી.

સાધુનો મૂળ ગુણ ચારિત્રનો છે. કહ્યું છે કેઃ—

**चरणगुणट्ठिओ साहू ॥**

એટલે કે 'સાધુ' (તે છે કે જે) ચારિત્ર ગુણમાં સ્થિર હોય.

પંચ મહાવ્રતોની સાથે અષ્ટ પ્રવચન માતાનું પાલન, ગુરુકુલવાસ, ઇચ્છાકારાદિ સામાચારીનું પાલન હોય તો જ સાધુપણું ગણાય છે.

**स्व-परहितं मोक्षानुष्ठानं वा साधयतीति साधुः** — જે સ્વહિતને અને પરહિતને સાધે, અથવા મોક્ષનાં અનુષ્ઠાનને સાધે, તે 'સાધુ' કહેવાય છે. શેની સાધના કરવાની છે અને કેવી રીતે સાધના કરવાની છે ? તે સંબંધમાં આ. નિ. માં જણાવ્યું છે કેઃ—

**निव्वाण-साहए जोगे, जम्हा साहन्ति साहुणो।**
**समा य सव्वभूएसु तम्हा ते भावसाहुणो ॥१००२॥**

ભાવાર્થઃ— નિર્વાણ-સાધક યોગોને—ક્રિયાઓને જે કારણે સાધુઓ સાધે છે અને સર્વ પ્રાણીઓ ઉપર સમવૃત્તિને ધારણ કરે છે, તે કારણે તેઓ 'ભાવસાધુ' કહેવાય છે.

કોઈ માને છે કે **साहूणं** સાથે **सव्व** શબ્દની સંયોજના અંત્યદીપકરૂપે છે. એટલે કે-જો **सव्व** શબ્દ પહેલા અથવા છેલ્લા

આ પાંચ હેતુઓ કાવ્યમય ભાષામાં નીચે પ્રમાણે દર્શાવવામાં આવેલ છેઃ—

**મારગદેશક અવિનાશીપણું આચાર વિનય સંકેતેજી;**
**સહાયપણું કરતાં સાધુજી નમિયે નિજ ગુણ હેતે.**

—ભવિયણ ભજીએજી.
(પં. પદ્મવિજયજી.)

**सव्व–पाव–प्पणासणो** — [ सर्व–पाप–प्रणाशनः ]—સર્વ પાપનો વિનાશ કરનાર, સર્વ પાપ કર્મનો સમૂળ નાશ કરનાર.

પાપની સમજૂતિ આ પ્રમાણે છેઃ—

દર્શન એ આત્માનો સ્વભાવ છે એને રોકનાર જે મિથ્યાત્વ-રૂપ મોહજાળ તે પાપ છે. જ્ઞાન એ આત્માનો સ્વભાવ છે, એને રોકનાર જે જ્ઞાનાવરણીયરૂપ કર્મ તે પાપ છે. ચારિત્ર એ આત્માનો સ્વભાવ છે, એને રોકનાર ચારિત્ર ગુણ-અંતરાયરૂપ કર્મ તે પાપ છે. અનંતવીર્ય એ આત્માનો સ્વભાવ છે, એને રોકનાર વીર્યાન્તરાયરૂપ કર્મ તે પાપ છે. જે જે પાપનો ક્ષય થાય એટલે તેને લગતા તે તે ગુણો આપમેળે પ્રગટ થવાના.

કર્મની અપેક્ષાએ નાશ ત્રણ પ્રકારનો છે-ક્ષય, ઉપશમ અને ક્ષયોપશમ. આ ત્રણ પ્રકારમાંથી અહીં પ્રથમ પ્રકારનો નાશ અભિપ્રેત છે, કારણકે અહીં પ્રણાશન શબ્દનો પ્રયોગ થયેલો છે.

આ રીતે આ પદનો અર્થ 'આઠ પ્રકારના કર્મનો ક્ષયકરનાર' એવો થાય છે.

**नमस्कारः इति पञ्चनमस्कारः।** * આ ષષ્ઠિ અથવા ચતુર્થી તત્પુરુષ છે, અર્થાત્ પાંચેને કરેલો નમસ્કાર એવો અર્થ થાય છે.

(૨) **पञ्च नमस्काराः सन्ति यस्मिन् (श्रुत स्कन्धे) स पञ्चनमस्कारः**–એ પ્રમાણે બહુવ્રીહિ સમાસ સમજીએ તો તેનો અર્થ પાંચ પરમેષ્ઠિરૂપી શ્રુતસ્કંધને કરેલો નમસ્કાર–આ પ્રમાણે થાય છે.

બન્ને અર્થો અહીં પ્રસ્તુત છે. **पंचनमुक्कारो** માં **पंच** શબ્દનો પ્રયોગ કરવામાં ન આવ્યો હોત તો, સમીપતરવર્તી સાધુઓને નમસ્કારની જ સંભાવના થાત જ્યારે **पंच** શબ્દના પ્રયોગથી નિંર્ભ્રાત રીતિએ પાંચેના નમસ્કારની સંભાવના થઈ શકે છે.

'પાંચેયને કરેલો આ નમસ્કાર' એ પ્રમાણે એકવચનનો પ્રયોગ થયો છે, તે હેતુપૂર્વક છે. આ સામુદાયિક નમસ્કારરૂપી શ્રુતસ્કંધ છે. અને તે સર્વ પાપનો નાશ કરનાર છે.

'માર્ગ, અવિપ્રણાશ, આચાર, વિનય અને સહાય'- એ પાંચ હેતુઓ વડે પાંચ પ્રકારનો નમસ્કાર કરાય છે.

---

* पंचनमुक्कारो = पञ्चनमस्कारः। पञ्चेभ्यः परमेष्ठिभ्यो नमस्कारः पञ्चनमस्कारः। चतुर्थी तत्पुरुषः। प्राकृतशैल्या पञ्चानां परमेष्ठिनां नमस्कारः, पञ्चनमस्कारः। षष्ठी तत्पुरुषः।

पञ्चनमस्काराः सन्ति यस्मिन् स पञ्चनमस्कारः बहुव्रीहिः। पञ्च-नमस्काररूपः श्रुतस्कन्धः वा पञ्चनमस्कारः एव श्रुतस्कन्धः। श्रुतस्य शास्त्रस्य स्कन्धः विभागः शास्त्रस्य आधाररूपः वा। भाषासु स्कन्धः शाखा इत्यर्थेनापि उपयुज्यते। पञ्चनमस्कारचर्चा नाम श्रुतज्ञानस्य शाखा एव।

ભાવાર્થ:— જેનાવડે હિત સધાય તે મંગલ કહેવાય છે. અથવા જે મંગને એટલે ધર્મને લાવે-ધર્મને પ્રાપ્ત કરાવે, તે મંગલ કહેવાય છે.

**च**–[च] અને.

આ અવ્યય અહીં અન્વાચય રૂપે એટલે કે મુખ્ય ભાવની સાથે ગૌણ ભાવ દર્શાવે છે. તેનો અર્થ આ પ્રમાણે થાય છે:—

અને (ગૌણ પ્રકારે)

**सव्वेसिं**–[सर्वेषाम्]–સર્વનું.

સર્વ શબ્દથી દ્રવ્ય અને ભાવ અથવા લૌકિક અને લોકોત્તર વિભાગોવડે સૂચિત થતા સર્વ પ્રકારો ગણવાના છે. દ્રવ્યમંગલ એટલે બાહ્ય દૃષ્ટિએ મંગલરૂપ ગણાતા પદાર્થો; જેવા કે દહીં, દૂર્વા અને અક્ષત. ભાવમંગલ એટલે આંતરિક દૃષ્ટિએ મંગલરૂપ ગણાતી વસ્તુઓ; જેવી કે સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર. લૌકિક મંગલ માં નીચેની આઠ વસ્તુઓની ગણના થાય છે:

(૧) સ્વસ્તિક (સાથિયો), (૨) શ્રીવત્સ (આકૃતિ-વિશેષ), (૩) નંદ્યાવર્ત્ત (એક પ્રકારનો સ્વસ્તિક અથવા આકૃતિ-વિશેષ), (૪) વર્ધમાનક (શરાવ-સંપુટ), (૫) ભદ્રાસન (બેસવાનું-એક પ્રકારનું આસન), (૬) કલશ, (૭) મીનયુગલ (માછલાનું જોડલું) અને (૮) દર્પણ (આરીસો).

'લોકોત્તર મંગલ' માં અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવલિ-પ્રણીત ધર્મની ગણના થાય છે. તે સંબંધી આવશ્યકસૂત્રમાં કહ્યું છે કે:—

નવકારનું સ્મરણ રોજ કરવામાં આવે છે. તેમાં ઉદ્દેશની જાહેરાત **सव्वपावप्पणासणो** પદ દ્વારા સુસ્પષ્ટ છે. એ પદ ફળસૂચક છે *

નમસ્કારમાં ભવ્ય આરાધકો માટે પરંપર ફલ તરીકે સર્વ પાપનો સમૂળ નાશ જણાવ્યો છે; પરંતુ અનંતર સમ્યગ્ દર્શનાદિની પ્રાપ્તિ છે, જે ગર્ભિતાર્થ છે. તેથી સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન, સમ્યક્ ચારિત્ર, સમ્યક્ તપની પ્રાપ્તિ, વૃદ્ધિ કે પરાકાષ્ઠા દ્વારા જ સર્વ પાપનો નાશ થાય છે. તે વિના સર્વ પાપનો નાશ સંભવિત નથી.

**मंगलाणं** – [ मङ्गलानाम् ]–મંગલોનું.

मङ्गति हितार्थं सर्पतीति मङ्गलम्–જે સર્વ પ્રાણીઓનાં હિતને માટે પ્રવર્તે, તે 'મંગલ;' અથવા मङ्गति दुरदृष्टमनेनास्माद् वेति मङ्गलम्–જેનાવડે કે જેનાથી અદૃષ્ટ દુર્ભાગ્ય દૂર ચાલ્યું જાય, તે 'મંગલ.'

શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણે વિશેષાવશ્યકભાષ્યમાં મંગલનો અર્થ કરતાં કહ્યું છે કે:—

मंगिज्जएऽधिगम्मइ, जेण हिअं तेण मंगलं होई ।
अहवा मंगो धम्मो, तं लाइ तयं समादत्ते ॥२२॥

---

* ઈરિયાવહીના કાયોત્સર્ગમાં પણ पावाणं कम्माणं निग्घायणट्ठाए એ પદ દ્વારા પાપના નાશને જ ફળ તરીકે કહેવામાં આવેલ છે. આ પ્રમાણે સર્વ સ્થાને ધ્યેય કર્મક્ષયનું છે.

જૈનદર્શનમાં કોઈપણ અનુષ્ઠાન, આચાર કે ક્રિયા આ લોક કે પરલોકના દુન્યવી પદાર્થો, ભોગો, કીર્તિ, શ્લાઘાદિ માટે વિહિત નથી પણ कम्मनिज्जरट्ठाए અર્થાત્ કેવલ કર્મ નિર્જરા માટે જ વિહિત છે.

અધ્યાહારથી અર્થ જાણી શકાય છે, તો પણ હવઇ ક્રિયા-પદના પ્રયોગનું પ્રયોજન છે. અને તે એ છે કે–ઉક્ત મંગલની ભવન (થવારૂપ) ક્રિયા અર્થાત્ સત્તા, નિરંતર વિદ્યમાન રહે છે. તાત્પર્ય એ છે કે–આ પંચ નમસ્કાર સર્વ મંગલોમાં વૃદ્ધિ પામતું ઉત્કૃષ્ટ મંગલ છે. તથા તે મંગલ નિરંતર વિદ્યમાન+ રહે છે.

**मंगलं**—[मङ्गलम्]—મંગલ.

અનિષ્ટ નિવારણ અને ઇષ્ટ પ્રાપ્તિ–આ બન્ને અહીં મંગલ છે.

### (૪) તાત્પર્યાર્થ

**अरिहंत**—અઢાર દોષથી રહિત સુદેવ. અઢાર દોષો સંબંધી શ્રીહેમચંદ્રાચાર્યે અભિધાનચિંતામણિ કોષ–દેવાધિદેવ-કાંડમાં જણાવ્યું છે કેઃ—

अन्तराया दान-लाभ-वीर्य-भोगोपभोगगाः ।
हासो रत्यरती भीतिर्जुगुप्सा शोक एव च ॥७२॥

कामो मिथ्यात्वमज्ञानं, निद्रा चाविरतिस्तथा ।
रागो द्वेषश्च नो दोषास्तेषामष्टादशाप्यमी ॥७३॥

ભાવાર્થઃ—

(૧) દાનાન્તરાય, (૨) લાભાન્તરાય, (૩) વીર્યાન્તરાય, (૪) ભોગાન્તરાય, (૫) ઉપભોગાન્તરાય, (૬) હાસ (હાસ્ય),

---

+ દાખલા તરીકે सत्संगतिः कथय किम् न करोति पुंसाम् ? અથવા अस्ति उत्तरस्यां दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः

चत्तारि मंगलं, अरिहंता मंगलं, सिद्धा मंगलं, साहू मंगलं, केवलिपन्नत्तो धम्मो मंगलं। એ મંગલોનો સંક્ષેપ કરતાં ધર્મને જ ઉત્કૃષ્ટ અથવા લોકોત્તર મંગલ ગણવામાં આવ્યો છે. તે માટે દશવૈકાલિકસૂત્રના પ્રારંભમાં કહ્યું છે કે:—

धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो।

અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મ ઉત્કૃષ્ટ મંગલ છે.

**पढमं**–[**प्रथमम्**]–ઉત્કૃષ્ટ, આદ્ય, હ્રાસ ન પામે અને વૃદ્ધિ પામે તેવું.

જે ગુણમાં શ્રેષ્ઠ હોય તે ઉત્કૃષ્ટ કહેવાય. જે ગણનામાં પહેલું હોય તે આદ્ય કહેવાય.

અહીં ઉત્કૃષ્ટ, આદ્ય કે ઉત્તમ આદિ શબ્દોનો પ્રયોગ નહિ કરતાં **पढमं**–પ્રથમ શબ્દનો પ્રયોગ કર્યો છે, તેનું કારણ એ છે કે પ્રથમ શબ્દ **पृथ्** ધાતુ ઉપરથી બનેલો છે. **पृथ् विस्तारे** અર્થાત્-તેમાં કદી પણ હ્રાસ (ન્યૂનતા-કમીપણું) થતું નથી, પરંતુ વૃદ્ધિ જ થયા કરે છે.

**हवइ**–[भवति]–છે, થાય છે.

કેટલાક * हवइનાં સ્થળે होइ પાઠ પણ માને છે. તેમાં होइ અને हवइનો અર્થ એક જ છે, પરંતુ होइમાં બે અક્ષરો છે, ત્યારે हवइમાં ત્રણ અક્ષરો છે. અક્ષરોની ગણના મંત્રાદિ-સાધનમાં અતિ મહત્ત્વની હોવાથી તેમજ શ્રીમહાનિશીથસૂત્રમાં हवइ પાઠને માન્ય કરેલો હોવાથી પ્રવચનસારોદ્ધાર, ભાષ્યત્રય તથા વિચારામૃતસંગ્રહ આદિ ગ્રંથોમાં પણ આ નિર્ણયને જ સ્વીકારવામાં આવ્યો છે.

* અંચલગચ્છાદિ.

२ श्वास—શ્વાસ કમળ જેવો સુગંધી.

३ रुधिरम्-आमिषम्-अविस्रम्— લોહી તથા માંસ-એ ગાયના દૂધ જેવા સફેદ અને દુર્ગંધ વિનાનાં હોય છે.

४ आहारनीहारविधिः— આહાર, નીહાર (મૂત્ર મલત્યાગ) અદૃશ્ય હોય છે.

### કર્મક્ષયથી થતા અગિયાર અતિશયો.

१ नृदेवतिर्यग्जनकोटिकोटेःस्थिति— એક યોજન પ્રમાણ ક્ષેત્રમાં પણ કોડા કોડી દેવ મનુષ્યો અને તિર્યંચો રહી શકે.

२ वाणी—ભાષા અર્દ્ધમાગધી, દેવ, મનુષ્ય અને તિર્યંચની ભાષામાં પરિણમતી અને યોજન સુધી જતી વાણી.

३ भामण्डलम्—મસ્તકની પાછળ સૂર્ય મંડલની શોભા કરતાં પણ ચઢિયાતું સુંદર ભામંડલ.

४ रुजा— એકસો પચીસ યોજન સુધી રોગ ન થાય.

५ वैरम्— ,, ,, ,, ,, વૈરભાવ ન થાય

६ ईति— ,, ,, ,, ,, ઇતિ-ધાન્યાદિ ને ઉપદ્રવ કરનાર ઉંદર વગેરે જીવોની ઉત્પત્તિ ન થાય.

७ मारि— એકસો પચીસ યોજન સુધી મારી, અકાળે ઔત્પાતિક મરણ ન થાય.

८ अतिवृष्टि—અતિવૃષ્ટિ, એકસો પચીસ યોજન સુધી ન થાય.

९ अवृष्टि—એકસો પચીસ યોજન સુધી વરસાદ ન વરસે એમ પણ ન બને.

(૭) રતિ, (૮) અરિત, (૯) ભય, (૧૦) જુગુપ્સા, (૧૧) શોક, (૧૨) કામ, (૧૩) મિથ્યાત્વ, (૧૪) અજ્ઞાન, (૧૫) નિદ્રા, (૧૬) અવિરતિ, (૧૭) રાગ અને (૧૮) દ્વેષ—આ અઢાર દોષો શ્રીઅરિહંત દેવમાં હોતાં નથી.

## તીર્થંકર, જિનેશ્વર, સર્વજ્ઞ.

ધર્મરૂપી ભાવતીર્થ ની સ્થાપના કરનાર અથવા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ ની સ્થાપના કરનાર શ્રી ઋષભાદિ માટે તીર્થંકર શબ્દનો પ્રયોગ થાય છે. તીર્થંકરો નિયમથી અરહંત કે અર્હત્ હોય છે, તેથી આ શબ્દ તેમને ઓળખવાને માટે રૂઢ બનેલો છે.

શ્રી તીર્થંકર દેવો જિનેશ્વર તથા સર્વજ્ઞ હોય છે, તેથી અરિહંતોનો અર્થ જિનેશ્વર અથવા સર્વજ્ઞ થઈ શકે છે.

જિનેશ્વર એટલે જિનોમાં શ્રેષ્ઠ. અવધિજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની, વલજ્ઞાની, ચતુર્દશ પૂર્વધરો તથા અભિન્ન (સંપૂર્ણ)—દશપૂર્વીને માટે જિન શબ્દ વપરાય છે. તે બધામાં તીર્થંકરો અથવા અરિહંતો શ્રેષ્ઠ હોવાથી તેમને જિનેશ્વર કહેવામાં આવે છે.

સર્વજ્ઞ એટલે સર્વ પદાર્થોને તેના સર્વ ગુણો અને સર્વ પર્યાયો સહિત સંપૂર્ણપણે જાણનાર, અર્થાત્ ત્રણેય કાળના સર્વ ભાવોને હાથમાં રહેલાં નિર્મળ જળની માફક સાક્ષાત્ જોનાર.

તીર્થંકર દેવ ૩૪ અતિશયોથી સહિત હોય છે, તે આ પ્રમાણે :—

### તીર્થંકરોના જન્મથી થતા ચાર અતિશયો

૧ દેહ— શરીર અદ્ભુતરૂપ અને અદ્ભુત ગંધવાળું, નીરોગી અને પરસેવો, મલવિનાનું હોય છે.

૨ **श्वास**—શ્વાસ કમળ જેવો સુગંધી.

૩ **रुधिरम्-आमिषम्-अविस्त्रम्**— લોહી તથા માંસ-એ ગાયના દૂધ જેવા સફેદ અને દુર્ગંધ વિનાનાં હોય છે.

૪ **आहारनीहारविधिः**— આહાર, નીહાર (મૂત્ર મલત્યાગ) અદૃશ્ય હોય છે.

### કર્મક્ષયથી થતા અગિયાર અતિશયો.

૧ **नृदेवतिर्यग्जनकोटिकोटेःस्थिति**— એક યોજન પ્રમાણ ક્ષેત્રમાં પણ કોડા કોડી દેવ મનુષ્યો અને તિર્યંચો રહી શકે.

૨ **वाणी**—ભાષા અર્દ્ધમાગધી, દેવ, મનુષ્ય અને તિર્યંચની ભાષામાં પરિણમતી અને યોજન સુધી જતી વાણી.

૩ **भामण्डलम्**—મસ્તકની પાછળ સૂર્ય મંડલની શોભા કરતાં પણ ચઢિયાતું સુંદર ભામંડલ.

૪ **रुजा**— એકસો પચીસ યોજન સુધી રોગ ન થાય.

૫ **वैरम्**— ,, ,, ,, ,, વૈરભાવ ન થાય

૬ **ईति**— ,, ,, ,, ,, ઇતિ-ધાન્યાદિ ને ઉપદ્રવ કરનાર ઉંદર વગેરે જીવોની ઉત્પત્તિ ન થાય.

૭ **मारि**— એકસો પચીસ યોજન સુધી મારી, અકાળે ઔત્પાતિક મરણ ન થાય.

૮ **अतिवृष्टि**—અતિવૃષ્ટિ, એકસો પચીસ યોજન સુધી ન થાય.

૯ **अवृष्टि**—એકસો પચીસ યોજન સુધી વરસાદ ન વરસે એમ પણ ન બને.

૧૦ दुर्भिक्षम्—એકુસો પચીસ યોજન સુધી દુકાળ ન પડે.
૧૧ भयम्— " " " " પોતાના કે બીજાના
દેશ કે રાજાથી ભય ન આવે.

## દેવતાઓએ કરેલા ૧૯ અતિશયો. ×

૧ धर्मचक्रम्— આકાશમાં ધર્મચક્ર ચાલે.
૨ चमरः— " ચામર વીંઝાતાં રહે.
૩ मृगेन्द्रासनम् " પાદપીઠિકાસહિત ઉજ્જવલ સ્ફટિકમય સિંહાસન હોય.
૪ छत्रत्रयम्— " ત્રણ છત્ર હોય.
૫ रत्नमयध्वजः— " રત્નમય ધ્વજા હોય.
૬ चामीकरपङ्कजानि–सुवर्ण कमलानि–સુવર્ણ કમળોઉપર જ પગ મૂકવાના હોય.
૭ वप्रत्रयम्— સમવસરણમાં સોનું, રૂપું અને રત્નમય-એમ ત્રણ પ્રકારના ગઢ (કિલ્લા) હોય.
૮ चतुर्मुखाङ्गता— સમવસરણમાં ચાર મુખ.
૯ चैत्यद्रुमः— ચૈત્યવૃક્ષ (અશોક વૃક્ષ)
૧૦ कण्टकाः— કાંટા ઊંધા થઈ જાય.
૧૧ द्रुमानतिः— વૃક્ષો અત્યંત નમી જાય.
૧૨ दुन्दुभिनादः— દુંદુભિનો અવાજ થયા કરે.

× શ્રી સમવાયાંગ સૂત્રમાં આ ક્રમ જૂદી રીતે છે.

૧૩ वातः — વાયુ, સુખ આપે તેવો અનુકૂલ વાત.

૧૪ शकुनाः — પક્ષીઓ પણ પ્રદક્ષિણા કરે.

૧૫ गन्धाम्बुवर्षम्— સુગંધી પાણીનો વરસાદ થાય.

૧૬ बहुवर्णपुष्पवृष्टिः— જુદી જુદી જાતના રંગવાળાં (પંચ-વર્ણવાળાં) ફૂલોની વૃષ્ટિ થાય.

૧૭ कचश्मश्रुनखाप्रवृद्धिः— વાળ, દાઢી, મૂછ, અને નખ ન વધે.

૧૮ अमर्त्यनिकायकोटिः— ચારે નિકાયના દેવો ઓછામાં ઓછા ક્રોડ દેવતા પાસે રહે.

૧૯ ऋतूनामिन्द्रियार्थानामनुकूलत्वम्— વસંત વગેરે છએ ઋતુઓ ઇંદ્રિયોના વિષયોને અનુકૂલ રહે.

—આ પ્રમાણે સહજ (જન્મથી) ૪ અતિશય, કર્મક્ષય-જન્ય ૧૧ અને દેવોએ કરેલ ૧૯ અતિશય–એમ ૩૪ અતિશયો તીર્થંકરોના હોય છે.

**अभि. चिन्ता. देवाधिदेवकाण्ड, પૃ. ૧૬, ૧૭, ૧૮. શ્લોક. ૫૭–૬૪**

ચોત્રીશ અતિશયોનો સંક્ષેપ કરીને તેને શ્રીઅરિહંત દેવના ૧૨ ગુણો તરીકે ઓળખાવવામાં આવે છે, તે નીચે પ્રમાણેઃ

આઠ પ્રાતિહાર્ય—(૧) અશોકવૃક્ષ, (૨) સુરપુષ્પવૃષ્ટિ, (૩) દિવ્યધ્વનિ, (૪) ચામર, (૫) આસન, (૬) ભામંડલ, (૭) દુંદુભિ, (૮) છત્ર.

ચાર મૂલાતિશય—(૧) જ્ઞાનાતિશય–કેવળજ્ઞાનનું હોવું. (૨) વચનાતિશય–પાંત્રીશ ગુણોવાળી વાણીનું હોવું.+ (૩)

+ વાણીના પાંત્રીશ ગુણો માટે જુઓ સૂત્ર ૧૪–૩.

૧૦ दुर्भिक्षम्—એકસો પચીસ યોજન સુધી દુકાળ ન પડે.
૧૧ भयम्— ” ” ” ” પોતાના કે બીજાના દેશ કે રાજાથી ભય ન આવે.

દેવતાઓએ કરેલા ૧૯ અતિશયો. ×

૧ धर्मचक्रम्— આકાશમાં ધર્મચક્ર ચાલે.
૨ चमरः— ” ચામર વીંઝાતાં રહે.
૩ मृगेन्द्रासनम् ” પાદપીઠિકાસહિત ઉજ્જવલ સ્ફટિકમય સિંહાસન હોય.
૪ छत्रत्रयम्— ” ત્રણ છત્ર હોય.
૫ रत्नमयध्वजः— ” રત્નમય ધ્વજા હોય.
૬ चामीकरपङ्कजानि–सुवर्ण कमलानि–સુવર્ણ કમળોઉપર જ પગ મૂકવાના હોય.
૭ वप्रत्रयम्— સમવસરણમાં સોનું, રૂપું અને રત્નમય-એમ ત્રણ પ્રકારના ગઢ (કિલ્લા) હોય.
૮ चतुर्मुखाङ्गता— સમવસરણમાં ચાર મુખ.
૯ चैत्यद्रुमः— ચૈત્યવૃક્ષ (અશોક વૃક્ષ)
૧૦ कण्टकाः— કાંટા ઊંધા થઈ જાય.
૧૧ द्रुमानतिः— વૃક્ષો અત્યંત નમી જાય.
૧૨ दुन्दुभिनादः— દુંદુભિનો અવાજ થયા કરે.

× શ્રી સમવાયાંગ સૂત્રમાં આ ક્રમ જૂદી રીતે છે.

રીતે આપવામાં આવી છે. તેમાં નીચેના ૨૫ ગુણોની ગણના પ્રચલિત છે:—

(૧૧) અંગો ને (૧૨) ઉપાંગો મળી કુલ (૨૩) જૈનાગમોનું જાણપણું (૨૪) ચરણ*-સિત્તરી–ચારિત્રના ૭૦ મૂલગુણો અને (૨૫) કરણ–સિત્તરી ક્રિયાના ૭૦ ઉત્તરગુણો.

અગિયાર અંગો અને બાર ઉપાંગોનાં મૂળ તથા સંસ્કૃત નામો નીચે મુજબ છે.

| સંખ્યા | ૧૧ અંગો. | |
|---|---|---|
| | મૂળ નામો | સંસ્કૃત નામો |
| १ | आयार | आचार |
| २ | सूयगड | सूत्रकृत |
| ३ | ठाण | स्थान |
| ४ | समवाय | समवाय |
| ५ | वियाहपण्णत्ति | व्याख्याप्रज्ञप्ति (भगवती) |
| ६ | नायाधम्मकहा | ज्ञातृ(त)धर्मकथा |
| ७ | उवासगदसा | उपासकदशा |
| ८ | अंतगडदसा | अन्तकृद्दशा |
| ९ | अणुत्तरोववाइयदसा | अनुत्तरौपपातिकदशा |
| १० | पण्हावागरण | प्रश्नव्याकरण |
| ११ | विवागसुय | विपाकश्रुत |

* (૧) સતત કરાય તે 'ચરણ' અને (૨) પ્રસંગે કરાય તે 'કરણ'
—ધર્મસંગ્રહ ભા. ૨. પૃ. ૩૮૬

પૂજાતિશય-સુર, અસુર અને મનુષ્યોવડે તથા તેમના સ્વામીઓવડે પૂજાવું. (૪) અપાયાપગમાતિશય-દરેક પ્રકારના અપાયોનો-સંકટોનો-આફતોનો નાશ થવો.

सिद्ध—જ્ઞાનાવરણીય અદિ આઠ કર્મોથી સંપૂર્ણ રીતે મુકત થયેલો વિશુદ્ધ આત્મા. તેના ગુણો નીચે મુજબ હોય છેઃ—

(૧) અનંત જ્ઞાન (૨) અનંત દર્શન (૩) અનંત અવ્યાબાધ સુખ, (૪) અનંતચારિત્ર* (૫) અક્ષયસ્થિતિ, (૬) અરૂપીપણું. (૭) અગુરુલઘુત્વ અને (૮) અનંતવીર્ય.

'સિદ્ધ'નું સ્વરૂપ આ પ્રમાણે હોવાથી કર્મસિદ્ધ, શિલ્પસિદ્ધ, વિદ્યાસિદ્ધ, મંત્રસિદ્ધ, યોગસિદ્ધ આગમસિદ્ધ (સિદ્ધાન્તોનાં જ્ઞાનમાં નિપુણ), અર્થસિદ્ધ, યાત્રાસિદ્ધ, અભિપ્રાયસિદ્ધ, અને તપઃસિદ્ધ-એ ૧૦ સિદ્ધોની ભિન્નતા પ્રદર્શિત થાય છે. અને અગિયારમા 'કર્મક્ષયસિદ્ધ' નો સ્વીકાર થાય છે.

'સિદ્ધ'ની ગણુના અરિહંતો ની માફક સદ્દેવ માં થાય છે.

आचार्य—વિધિપૂર્વક આચાર્ય પદવી પામેલા ગચ્છના વડા જૈન સાધુ. તેમની ઓળખાણ જુદી જુદી અનેક રીતે આપવામાં આવે છે. શ્રીહરિભદ્રસૂરિકૃત સંબોધપ્રકરણમાં તેમના ૩૬ ગુણો ૪૭ રીતે બતાવવામાં આવ્યા છે. પચિંદિયસૂત્રમાં જણાવેલા ગુણો તેમાંનો એક પ્રકાર છે. આચાર્યનો અર્થ ઉપર મુજબ કરવાથી કલાચાર્ય, શિલ્પાચાર્ય વગેરેનો સમાવેશ તેમાં થતો નથી.

उपाध्याय — વિધિપૂર્વક ઉપાધ્યાયની પદવીને પામેલા, જૈનાગમોનું અધ્યાપન કરાવનાર જૈન સાધુ. તેમની ઓળખાણ પણ ઉપર જણાવેલા સંબોધપ્રકરણગ્રંથમાં જુદી જુદી અનેક

---

* અહીં દ્રવ્યચારિત્ર નહીં હોવાથી અનંત સ્થિરતા રૂપ ચારિત્ર સમજવું

छव्वय छक्काय रक्खा, पंचिंदियलोहनिग्गहो खंती।
भावविसोही पडिले-हणाइ करणे विसुद्धी य ॥१९९॥
संजम जोए जुत्तो, अकुसलमणवयणकायसंरोहो।
सीयाइपीडसहणं, मरणं उवसग्ग सहणं च ॥२००॥

| ભાવાર્થ:- | |
|---|---|
| પ્રાણાતિપાત વિરમણ આદિ (પાંચ મહાવ્રતો) તથા રાત્રિ ભોજન વિરમણ વ્રત ... | ૬ |
| પૃથ્વી, અપ, તેજ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ છ કાય જીવની રક્ષા ... ... ... | ૬ |
| પાંચ ઇન્દ્રિયો તથા લોભનો નિગ્રહ ... ... | ૬ |
| ક્ષમા.... .... .... ... .... | ૧ |
| ભાવવિશુદ્ધિ-આત્માની નિર્મળતા ... .... | ૧ |
| પ્રતિલેખનાદિ ક્રિયાને વિષે વિશુદ્ધિ ... .... | ૧ |
| સંયમ યોગને વિષે યુક્તિ-ચારિત્રના અનુષ્ઠાન વિષે પાંચ સમિતિનું પાલન ... .... .... | ૧ |
| અકુશળ મન, વચન અને કાયાનો સંરોધ એટલે. ત્રણ ગુપ્તિ.... .... ... ... | ૩ |
| શીતાદિક પીડાને સહન કરવી એટલે દુઃસહ પરીષહોને જીતવા.... .... .... .... | ૧ |
| મરણાંત ઉપસર્ગને સહન કરવો ... .... | ૧ |
| | ૨૭ |

પરમેષ્ઠિ-પંચક—પંચપરમેષ્ઠિ.

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ દરેકને 'પરમેષ્ઠિ' કહેવામાં આવે છે અને તે પાંચેના સમુદાયને શ્રી

## ૧૨ ઉપાંગો

| સંખ્યા | મૂળ નામો | સંસ્કૃત નામો |
|---|---|---|
| १ | ओववाय | औपपातिक |
| २ | रायपसेणइज्ज | राजप्रश्नीय |
| ३ | जीवाजीवाभिगम | जीवाजीवाभिगम |
| ४ | पण्णवणा | प्रज्ञापना |
| ५ | सूरपण्णत्ति | सूर्यप्रज्ञप्ति |
| ६ | चंदपण्णत्ति | चन्द्रप्रज्ञप्ति |
| ७ | जंबूदीवपण्णत्ति | जंबूद्वीपप्रज्ञप्ति |
| ८ | निरयावलिया | निरयावलिका |
| ९ | कप्पवडिंसिया | कल्पावतंसिका |
| १० | पुप्फिया | पुष्पिका |
| ११ | पुप्फचूलिया | पुष्पचूलिका |
| १२ | वण्हिदसा | वृष्णिदशा |

ચરણ સિત્તરી અને કરણ સિત્તરીનાં નામો માટે જુઓ સૂત્ર ૩૪, ગાથા ૩૨-૩-૪-૫.

સાધુ— પંચમહાવ્રતધારી જૈન નિર્ગ્રન્થ સાધુ. સંબોધ પ્રકરણમાં ગુરુ સ્વરૂપ અધિકારમાં તેના ૨૭ ગુણો જુદી જુદી ૨૭ રીતે બતાવેલા છે.

તે અધિકારમાં સાધુના સત્તાવીશ ગુણો કહ્યા છે. તે આ પ્રમાણે છે:—

छव्वय छक्काय रक्खा, पंचिंदियलोहनिग्गहो खंती ।
भावविसोही पडिले-हणाइ करणे विसुद्धी य ॥ १९९॥
संजम जोए जुत्तो, अकुसलमणवयणकायसंरोहो ।
सीयाइपीडसहणं, मरणं उवसग्ग सहणं च ॥२००॥

| ભાવાર્થઃ– | |
|---|---|
| પ્રાણાતિપાત વિરમણ આદિ (પાંચ મહાવ્રતો) તથા રાત્રિ ભોજન વિરમણ વ્રત ... | ૬ |
| પૃથ્વી, અપ, તેજ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ છ કાય જીવની રક્ષા ... ... ... | ૬ |
| પાંચ ઇન્દ્રિયો તથા લોભનો નિગ્રહ ... ... | ૬ |
| ક્ષમા.... .... .... ... .... | ૧ |
| ભાવવિશુદ્ધિ–આત્માની નિર્મળતા ... .... | ૧ |
| પ્રતિલેખનાદિ ક્રિયાને વિષે વિશુદ્ધિ ... .... | ૧ |
| સંયમ યોગને વિષે યુક્તિ–ચારિત્રના અનુષ્ઠાન વિષે પાંચ સમિતિનું પાલન ... .... .... | ૧ |
| અકુશળ મન, વચન અને કાયાનો સંરોધ એટલે. ત્રણ ગુપ્તિ.... .... ... ... | ૩ |
| શીતાદિક પીડાને સહન કરવી એટલે દુઃસહ પરીષહોને જીતવા.... .... .... .... | ૧ |
| મરણાંત ઉપસર્ગને સહન કરવો ... .... | ૧ |
| | ૨૭ |

પરમેષ્ઠિ-પંચક—પંચપરમેષ્ઠિ.

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ દરેકને 'પરમેષ્ઠિ' કહેવામાં આવે છે અને તે પાંચેના સમુદાયને શ્રી

પંચ પરમેષ્ઠી અથવા પરમેષ્ઠિ-પંચક કહે છે. 'પરમેષ્ઠી' એટલે પરમપદે રહેલા. એ પદની શરૂઆત ગૃહસ્થ-જીવનનો ત્યાગ કરી સાધુ-જીવનનો સ્વીકાર કરવાથી થાય છે, એટલે અહીં રજૂ થયો છે, તે ઉતરતો ક્રમ છે.

૧૦૮ની સંખ્યાને પ્રાચીન કાલથી પવિત્ર અથવા અદ્ભુત રહસ્યવાળી માનવામાં આવે છે. ખાસ કરીને ૧૦૮ વાર જપાયેલો મંત્ર સિદ્ધ થાય છે, ૧૦૮ વાર કરાયેલી વંદના ઉત્કૃષ્ટ ગણાય છે અને ૧૦૮ ગુણવાળા મહાપુરુષો પવિત્રતાની પૂરી લાયકાતવાળા મનાય છે. પરમેષ્ઠિ-પંચકમાં એ ૧૦૮ ગુણો નીચે મુજબ રહેલા છેઃ-

बारसगुण अरिहंता, सिद्धा अट्ठेव सूरि छत्तीसं ।
उवज्झाया पणवीस, साहू सत्तवीस अट्ठसयं ॥

ભાવાર્થ:— અર્હંતો બાર ગુણવાળા, સિદ્ધો આઠ ગુણવાળા, આચાર્યો છત્રીશ ગુણવાળા, ઉપાધ્યાયો પચીસ ગુણવાળા, અને સાધુઓ સત્તાવીશ ગુણવાળા, એમ પરમેષ્ઠિ-પંચક એક સો ને આઠ ગુણવાળું હોય છે.

## (૫) અર્થ-સંકલના

અરિહંત ભગવંતોને નમસ્કાર થાઓ. સિદ્ધ ભગવંતોને નમસ્કાર થાઓ. આચાર્ય મહારાજોને નમસ્કાર થાઓ. ઉપાધ્યાય મહારાજોને નમસ્કાર થાઓ. મનુષ્યલોકમાં રહેલા (જિનકલ્પી, સ્થવિરકલ્પી વગેરે) સર્વ સાધુઓને નમસ્કાર થાઓ.

આ પંચ-નમસ્કાર સર્વ અશુભ કર્મોનો વિનાશ કરનાર છે તથા બધાં મંગલોમાં ઉત્કૃષ્ટ મંગલ છે.

આનો વિસ્તાર નીચે પ્રમાણે છેઃ—

સર્વ ક્ષેત્રના અને સર્વ કાલના અનંત અરિહંત* ભગવંતોને નમસ્કાર થાઓ.

સર્વ ક્ષેત્રના અને સર્વ કાલના અનંત સિદ્ધ ભગવંતોને નમસ્કાર થાઓ.

સર્વ ક્ષેત્રના અને સર્વ કાલના અનંત આચાર્ય મહારાજોને નમસ્કાર થાઓ.

સર્વ ક્ષેત્રના અને સર્વ કાલના અનંત ઉપાધ્યાય મહારાજોને નમસ્કાર થાઓ.

મનુષ્ય લોકમાં રહેલા સર્વ ક્ષેત્રના અને સર્વ કાલના (કેવલજ્ઞાની, મનઃ પર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, જિનકલ્પી, સ્થવિરકલ્પી વગેરે) સકલ સાધુઓને નમસ્કાર થાઓ.

આ પંચ-નમસ્કાર રૂપ શ્રુતસ્કંધ સર્વ આઠ પ્રકારના કર્મોનો વિનાશ કરનાર છે અને ગૌણપ્રકારે બધાં મંગલોમાં ઉત્કૃષ્ટ તથા નિરંતર વિદ્યમાન રહે તેવું મંગલ છે.

## (૬) સૂત્ર-પરિચય

નમસ્કાર એ નમ્રતાનું ચિહ્ન છે, ભક્તિનું નિશાન છે, કૃતજ્ઞતાનો સંકેત છે અને આદર કે સન્માનની લાગણી પ્રદર્શિત કરવાનું સમુચિત સાધન છે, તેથી જ વ્યવહારનાં અને ધર્મનાં ક્ષેત્રમાં તેને યોગ્ય સ્થાન પ્રાપ્ત થયેલું છે.

સૂરિ-પુરંદર શ્રી હરિભદ્રસૂરિએ લલિતવિસ્તરા નામની ચૈત્યવંદન-વૃત્તિમાં તેની મહત્તા પ્રકટ કરતાં જણાવ્યું છે કે—

---

* क्षेत्रे काले च सर्वस्मिन्नर्हतः समुपास्महे ॥ सकलार्हत् स्तोत्र.

પંચ પરમેષ્ઠી અથવા પરમેષ્ઠિ-પંચક કહે છે. 'પરમેષ્ઠી' એટલે પરમપદે રહેલા. એ પદની શરૂઆત ગૃહસ્થ-જીવનનો ત્યાગ કરી સાધુ-જીવનનો સ્વીકાર કરવાથી થાય છે, એટલે અહીં રજૂ થયો છે, તે ઉતરતો ક્રમ છે.

૧૦૮ની સંખ્યાને પ્રાચીન કાલથી પવિત્ર અથવા અદ્ભુત રહસ્યવાળી માનવામાં આવે છે. ખાસ કરીને ૧૦૮ વાર જપાયેલા મંત્ર સિદ્ધ થાય છે, ૧૦૮ વાર કરાયેલી વંદના ઉત્કૃષ્ટ ગણાય છે અને ૧૦૮ ગુણવાળા મહાપુરુષો પવિત્રતાની પૂરી લાયકાતવાળા મનાય છે. પરમેષ્ઠિ-પંચકમાં એ ૧૦૮ ગુણો નીચે મુજબ રહેલા છેઃ-

बारसगुण अरिहंता, सिद्धा अट्ठेव सूरि छत्तीसं ।
उवज्झाया पणवीस, साहू सत्तवीस अट्ठसयं ॥

ભાવાર્થઃ— અર્હંતો બાર ગુણવાળા, સિદ્ધો આઠ ગુણવાળા, આચાર્યો છત્રીશ ગુણવાળા, ઉપાધ્યાયો પચીસ ગુણવાળા, અને સાધુઓ સત્તાવીશ ગુણવાળા, એમ પરમેષ્ઠિ-પંચક એક સો ને આઠ ગુણવાળું હોય છે.

## (૫) અર્થ-સંકલના

અરિહંત ભગવંતોને નમસ્કાર થાઓ. સિદ્ધ ભગવંતોને નમસ્કાર થાઓ. આચાર્ય મહારાજોને નમસ્કાર થાઓ. ઉપાધ્યાય મહારાજોને નમસ્કાર થાઓ. મનુષ્યલોકમાં રહેલા (જિનકલ્પી, સ્થવિરકલ્પી વગેરે) સર્વ સાધુઓને નમસ્કાર થાઓ.

આ પંચ-નમસ્કાર સર્વ અશુભ કર્મોનો વિનાશ કરનાર છે તથા બધાં મંગલોમાં ઉત્કૃષ્ટ મંગલ છે.

कल्लाण-कप्पतरुणो, अवंझ-बीयं पयंड-मायंडो ।
भव-हिमगिरि-सिहराणं पक्खि-पहू पाव-भुयंगाणं ॥६॥
आमूलुक्खणणंमी, वराह-दाढा दारिद्द-कंदस्स ।
रोहण-धरणी पढमुब्भवंत-सम्मंत्त-रयणस्स ॥७॥
कुसुमुग्गमो य सुगइ-आउयबंध-दुमस्स निव्विग्घं ।
उवलंभ-चिंधममलं, विसुद्ध-सद्धम्म-सिद्धीए ॥८॥

—ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૩૬૩-૪.

ભાવાર્થઃ— વળી તે કલ્યાણ-કલ્પતરુનું અવન્ધ્ય બીજ છે, સંસારરુપી હિમગિરિનાં શિખરોને ઓગાળવા માટે પ્રચંડ સૂર્ય-તુલ્ય છે, પાપ-ભુજંગોને દૂર કરવા માટે ગરુડપક્ષી છે, દરિદ્રતાના કંદને મૂલથી ઉખેડી નાખવા માટે વરાહની દાઢા સમાન છે, સમ્યક્ત્વ-રત્નને પ્રથમ ઉત્પન્ન થવા માટે રોહણાચલની ધરણી છે, સદ્ગતિના આયુષ્ય-બંધરૂપી વૃક્ષનો પુષ્પોદ્ગમ છે અને નિર્વિઘ્ન-પણે વિશુદ્ધ એવા સદ્ધર્મની સિદ્ધિની પ્રાપ્તિનું નિર્મળ-સમર્થ ચિહ્ન છે.

લઘુનમસ્કારફલમાં (પંચ નમુક્કાર ફલમાં) તે સંબંધી કહ્યું છે કેઃ—

हियय-गुहाए नवकार-केसरी जाण संठिओ निच्चं ।
कम्मट्ठ-गंठि-दोघट्ट-थट्टयं ताण परिणट्ठं ॥२४॥

(पंच नमुक्कार फलं) ન. સ્વા. પ્રા. વિ. પૃ ૩૮૩.

ભાવાર્થ— જેઓની હૃદયરૂપી ગુફામાં નવકારરૂપી કેસરીસિંહ નિરંતર રહેલો છે, તેઓનો આઠ કર્મોની ગાંઠરૂપી હાથીઓનો સમૂહ સમસ્ત પ્રકારે નાશ પામેલો છે.

**धर्मं प्रति मूलभूत वन्दना** અર્થાત્ ધર્મ પ્રત્યે લઈ જવાને માટે મૂલભૂત વંદના છે, કારણ કે તેના વડે ઉત્પન્ન થતો ભાવોલ્લાસ આત્મક્ષેત્રમાં ધર્મપ્રશંસા-બહુમાનરૂપી બીજને વાવે છે, ધર્મ-ચિન્તનાદિરૂપ અંકુરાઓને પ્રકટાવે છે, ધર્મ-શ્રવણ અને ધર્માચાર રૂપ શાખા પ્રશાખાઓનો વિસ્તાર કરે છે તથા સ્વર્ગ અને મોક્ષનાં સુખોની પ્રાપ્તિરૂપ ફૂલ તથા ફલોને આપે છે.

વન્દના-શબ્દથી અહીં શ્રી અરિહંત ભગવંત, શ્રી સિદ્ધ-ભગવંત, આચાર્યભગવંત, ઉપાધ્યાયભગવંત અને સાધુભગવંતોને સંપૂર્ણ આદરભાવથી કરેલો નમસ્કાર સમજવાનો છે, કારણ કે આ વિશ્વમાં ખરા નમસ્કારને યોગ્ય-ભાવવંદનાને પાત્ર તેઓ જ છે. તે માટે શ્રીમહાનિશીથસૂત્રમાં કહ્યું છે કે - સર્વ જગતમાં ઉત્તમ જે કોઈ થઈ ગયા, જે કોઈ થાય છે અને જે કોઈ થશે, તે સર્વે અરિહંતાદિ પાંચ જ છે, તે સિવાય બીજા નથી.

શ્રીઅરિહંતાદિ પાંચ ભગવંતોને-પાંચ પરમેષ્ઠિઓને કરવામાં આવતા નમસ્કારની મહત્તા બતાવતાં વૃદ્ધનમસ્કાર ફલસ્તોત્રમાં (**पंच नमुक्कार फल थुत्तं**)માં શ્રીજિનચંદ્રસૂરિએ કહ્યું છે કે—

जेणेस नमुक्कारो, सरणं संसार-समर-पडियाणं ।
कारणमसंख-दुक्ख-क्खयस्स हेऊ सिचपहस्स ॥

—(ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૩૯૩)

ભાવાર્થ :—જેથી આ નમસ્કાર સંસાર-સમરાંગણમાં પડેલા આત્માઓને શરણરૂપ છે, અસંખ્ય દુઃખોનાં ક્ષયનું કારણ છે, તથા શિવ-પંથનો પરમ હેતુ છે.

નમસ્કારસૂત્ર નવ પદો અને આઠ * સંપદામાં વહેંચાયેલું છે, તે આ રીતેઃ—

| | | | |
|---|---|---|---|
| पद | १ नमो अरिहंताणं | संपदा | १ |
| ,, | २ नमो सिद्धाणं | ,, | २ |
| ,, | ३ नमो आयरियाणं | ,, | ३ |
| ,, | ४ नमो उवज्झायाणं | ,, | ४ |
| ,, | ५ नमो लोए सव्वसाहूणं। | ,, | ५ |
| ,, | ६ एसो पंचनमुक्कारो, | ,, | ६ |
| ,, | ७ सव्व-पाव-प्पणासणो, | ,, | ७ |
| ,, | ८ मंगलाणं च सव्वेसिं | ,, ] | ८ |
| ,, | ९ पढमं हवइ मंगलं ॥ | ,, ] | |

પાંચ પદના પાંત્રીશ અક્ષરો તથા ચૂલિકાના તેત્રીસ અક્ષરો એ પ્રમાણે મલીને આ નમસ્કારમંત્ર અડસઠ અક્ષરોમાં સ્ફુટ રીતે સમાઈ જાય છેઃ—

તે વિષે ચૈત્યવંદન મહાભાષ્યમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

उक्तं च नमस्कारपंजिका-सिद्धचक्रादौ पंचपया पणतीस वण्ण चूलाइ वण्ण तित्तीसं।

एवं इमो समप्पइ फुडमक्खर अट्ठ सट्ठीए॥

न. स्वा. प्रा. वि. पृ. १४.

* સંપદા એટલે અર્થનું વિશ્રામસ્થાન અથવા અર્થાધિકાર

जिणसासणस्स सारो, चउदसपुव्वाण जो समुद्धारो।
जस्स मणे नवकारो, संसारो तस्स किं कुणइ ? ॥२८॥

(पंच नमुक्कार फलं)—ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૩૮૪.

ભાવાર્થ:— જે શ્રીજિનશાસનનો સાર છે, ચતુર્દશ પૂર્વોનો સમ્યગ્ ઉદ્ધાર (રહસ્ય) છે, તે નવકાર જેનાં મનને વિષે સ્થિર છે, તેને સંસાર શું કરે? અર્થાત્ કંઈ પણ કરવા સમર્થ નથી.

શ્રીમદ્ યશોવિજયજીએ શ્રીપંચપરમેષ્ઠિ-ગીતામાં નમસ્કારનો મહિમા અનેક પ્રકારે વર્ણવ્યા પછી તેનો ઉપસંહાર કરતાં જણાવ્યું છે કે:—

રતન-તણી જિમ પેટી, ભાર અલ્પ બહુમૂલ્ય
ચૌદ પૂરવનો સાર છે, મંત્ર એ તેહને તુલ્ય.
સકલ સમય અભ્યંતર, એ પદ પંચ પ્રમાણ;
મહસુઅ-ખંધ તે જાણો, ચૂલા-સહિત સુજાણ.

દુહા—૧૩૦

ભાવાથ— રત્નની પેટીનું વજન થોડું અને મૂલ્ય ઘણું હોય છે, તે રીતે પંચપરમેષ્ઠિને નમવારૂપ નમસ્કારમંત્ર વજનમાં-અક્ષરોના પ્રમાણથી બહુ નાનો-માત્ર ૬૮ અક્ષર-પ્રમાણ જ છે, પરતું તેનું મૂલ્ય-ફલ ઘણું જ છે. તે ચૌદ પૂર્વના સારરૂપ છે

નમસ્કારનાં પાંચ પદો (તલમાં તેલ રહે તેમ, અથવા કમલમાં મકરંદ રહે તેમ) બધા આગમોની અંદર વ્યાપીને રહેલા છે. વળી (જ્યારે બીજાં શાસ્ત્રો માત્ર શ્રુતસ્કંધ કહેવાય છે, ત્યારે આ નમસ્કારનો) ચૂલા-સમેતનો પાઠ મહાશ્રુતસ્કંધ કહેવાય છે. (શ્રીમહાનિશીથાદિ સૂત્રોમાં આ નમસ્કારને પંચમંગલ-મહાશ્રત સ્કંધ તરીકે ઓળખાવેલ છે.)

વિવેકને ધારણ કરે છે, કે જેના પરિણામે સંવર અને નિર્જરારૂપ ચારિત્રધર્મમાં સ્થિર થવાય છે. આવું ઉત્તમ ચારિત્ર સર્વ પાપોના સમૂહનો નાશ કરનારું છે, તેથી 'પંચનમસ્કાર વડે સર્વ પાપોનો નાશ થાય છે' એમ કહેવું સમુચિત છે. વળી, સર્વ મંગલોમાં તે પ્રથમ મંગલ એટલે લોકોત્તર મંગલ છે, કારણ કે તેના વડે સર્વ અશિવો શમી જાય છે અને કલ્યાણની નિશ્ચિત પ્રાપ્તિ થાય છે.

નમસ્કાર મહામંત્રનું ફલ આ લોકમાં અર્થ, કામ, આરોગ્ય, અભિરતિ અને પરલોકમાં મુક્તિ છે. તે ન મળે ત્યાં સુધી સદ્ગતિ, ઉત્તમકુલમાં જન્મ અને સદ્બોધની પ્રાપ્તિ વગેરે અવશ્ય મળે છે.

ચૂલિકાનાં ચાર પદો 'સિલોગ' (અનુષ્ટુપ્) માં છે, કારણ કે તે ૮+૮+૮+૯ અક્ષરોથી સિલોગના ધોરણ મુજબ બનેલા છે.

નમસ્કારની ચૂલિકામાં. જણાવ્યું છે કે **एसो पंचनमुक्कारो** આ 'પંચ-નમસ્કાર.' શ્રી હરિભદ્રસૂરિકૃત આવશ્યક ટીકામાં, શ્રી જયસિંહસૂરિકૃત ધમ્મોવએસ-વિવરણમાં તથા વૃદ્ધ-નમસ્કાર-ફલ-સ્તોત્રમાં તેનો ઉલ્લેખ અનુક્રમે નીચે પ્રમાણે આવે છે. **पञ्च-नमस्कारः, पंच-नमोक्कार, पंच-नमुक्कार**, એટલે એ વાત ફલિત થાય છે કે **पंच-नमुक्कारो [पञ्च-नमस्कारः]** એ સૂત્રનું નામ છે.

આ નામમાં વચ્ચે **परमेष्ठी** શબ્દ ઉમેરી **पञ्च-परमेष्ठि-नमस्कार** એવો શબ્દપ્રયોગ થાય છે, તેમજ તેમાંનો **पंच** શબ્દ છોડી દઈ તેનો વ્યવહાર માત્ર **नमुक्कारो [नमस्कारः**-નવકાર] તરીકે પણ થાય છે. લોકજિહ્વાએ ટૂંકા નામો જલદી ચડે છે, એટલે આ છેલ્લું નામ વિશેષ પ્રચલિત થયેલું છે.

જોડાક્ષરો 'ગુરુ' ગણાય અને બાકીના 'લઘુ' ગણાય-એ દૃષ્ટિએ નમસ્કારમંત્રમાં ૭ અક્ષરો ગુરુ છે અને ૬૧ અક્ષરો લઘુ છે.

પ્રથમ નમસ્કાર, શ્રીઅરિહંત ભગવંતોને કરવાનું કારણ એ છે કે આ વિશ્વ પર તેમનો ઉપકાર સહુથી મોટો અને પ્રત્યક્ષ (સાક્ષાત્) છે; તેમનાં ધર્મ-પ્રવર્ત્તન દ્વારા જ ધર્મમાર્ગની અને ધર્મમાર્ગમાં લઈ જનારી નમસ્કારની પ્રવૃત્તિ સંભવે છે.

બીજો નમસ્કાર, શ્રીસિદ્ધ ભગવંતોને કરવાનું કારણ એ છે કે આત્મ-વિશુદ્ધિનો અંતિમ આદર્શ તેઓ છે. શ્રીઅરિહંત ભગવંતો પણ નિર્વાણ પછી એ જ અવસ્થાને પ્રાપ્ત થાય છે.

ત્રીજો નમસ્કાર, આચાર્ય ભગવંતોને કરવાનું કારણ એ છે કે શ્રીઅરિહંત દેવોએ મોક્ષની પ્રાપ્તિ માટે જે આચારની પ્રરૂપણા કરી છે, તેનું તેઓ યથાર્થપણે પાલન કરે છે, તથા બીજાઓ પાસે પણ તેનું પાલન કરાવે છે.

ચોથો નમસ્કાર, ઉપાધ્યાય ભગવંતોને કરવાનું કારણ એ છે કે તેઓ શ્રીઅરિહંત ભગવંતોએ પ્રરૂપેલા શ્રુતજ્ઞાનનું યથાર્થ અધ્યયન કરી અન્ય સાધુઓને-અન્ય મુમુક્ષુઓને તેનું શિક્ષણ આપે છે, તેનો યોગ્ય વિનિમય કરે છે.

પાંચમો નમસ્કાર, શ્રીસાધુ ભગવંતોને કરવાનું કારણ એ છે કે તેઓ શ્રીઅરિહંત દેવોએ પ્રરૂપેલા ચારિત્રધર્મને અંગીકાર કરી નિર્વાણને માટે સદા પ્રયત્નશીલ રહે છે.

શ્રીઅરિહંતાદિ પાંચ પરમેષ્ઠિને નમસ્કાર કરવાથી વીત-રાગતા અને તેને પ્રાપ્ત કરાવનારાં સાધનો પ્રત્યે સદ્ભાવ પ્રગટે છે; એ સદ્ભાવવડે નિર્મળ બનેલી બુદ્ધિ સત્ અને અસત્ના જ્ઞાનરૂપ

पञ्चतायाः क्षणे पञ्च, रत्नानि परमेष्ठिनाम् ।
आस्ये दधाति यस्तस्य, सद्गतिः स्याद् भवान्तरे ॥४॥

—નમસ્કાર સ્વા. સં. વિભાગ (ઉપદેશતરંગિણી) પૃ. ૨૪૩.

ભાવાર્થ— મરણની ક્ષણે પાંચ પરમેષ્ઠિરૂપી પાંચ રત્નોને જે મુખને વિષે ધારણ કરે છે, તેની ભવાન્તરને વિષે સદ્ગતિ થાય છે.

આ નમસ્કારની ગણના મહર્ષિઓએ એક મહામંત્ર તરીકે કરેલી છે. તે સંબંધમાં કલિકાલ-સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં જણાવ્યું છે કેઃ—

" तथा पुण्यतमं मन्त्रं, जगत्–त्रितयपावनम् ।
योगी पञ्चपरमेष्ठि–नमस्कारं विचिन्तयेत् ॥ ३२ ॥

त्रिशुद्धया चिन्तयंस्तस्य शतमष्टोत्तरं मुनिः ।
भुञ्जानोऽपि लभेतैव, चतुर्थतपसः फलम् ॥ ३५ ॥

एनमेव महामन्त्रं, समाराध्येह योगिनः ।
त्रिलोक्याऽपि महीयन्तेऽधिगताः परमां श्रियम् ॥ ३६ ॥

कृत्वा पापसहस्राणि, हत्वा जन्तुशतानि च ।
अमुं मन्त्रं समाराध्य, तिर्यञ्चोऽपि दिवं गताः ॥ ३७ ॥

ભાવાર્થ— તથા ત્રણ જગતને પવિત્ર કરનાર અતિશય પવિત્ર શ્રીપંચપરમેષ્ઠિ-નમસ્કારમંત્રનું યોગી પુરુષ ધ્યાન કરે ॥૩૨॥

શ્રી મહાનિશીથસૂત્ર અને પ્રતિક્રમણની પ્રાચીન વિધિદર્શક ગાથાઓમાં આ સૂત્રનો ઉલ્લેખ 'નમસ્કાર' ઉપરાંત **पंच-मंगल** તરીકે આવે છે અને તે મહાશ્રુતસ્કંધરૂપ હોવાથી કેટલાંક સ્થળે તેનો ઉલ્લેખ **पंच-मंगल-महासुअक्खंघ** તરીકે પણ આવે છે.

પંચનમસ્કારને સ્વતંત્રપણે મહાશ્રુતસ્કંધ કે શ્રુતસ્કંધ તરીકે જણાવાય છે. સર્વ શ્રુતની યાવત્ નન્દીની પણ આદિમાં અને સર્વ અનુયોગની આદિમાં તેમજ સામાયિક ગ્રહણાદિ ક્રિયાની આદિમાં પૃથક્પણે બોલાય છે વગેરે કારણથી તે મહા-શ્રુતસ્કંધ પણ ગણાય.

નમસ્કાર મંત્ર-સ્વરૂપ હોવાથી તેને 'નમસ્કાર-મંત્ર,' 'નમસ્કાર-મહામંત્ર, 'સિદ્ધમંત્ર,' પરમેષ્ઠિ-મંત્ર,' વગેરે પણ કહેવાય છે.

નમસ્કારનો ઉપયોગ વિદ્યાભ્યાસ, શાસ્ત્ર-પઠન, ધર્માનુષ્ઠાન અને ધર્મોત્સવ આદિનો પ્રારંભ કરતાં મંગળરૂપે બોલવામાં થાય છે. તે ઉપરાંત નગરાદિ-પ્રવેશમાં, ભોજનાદિ-સમયે, નિદ્રાને આધીન થતાં, નિદ્રામાંથી જાગૃત થતાં અને જીવનનો અંત-સમય નજીક આવતાં પણ તેનું સ્મરણ કરવામાં આવે છે. કહ્યું છે કે—

भोयण-समए सयणे, विबोहणे पवेसणे भए वसणे ।
पंच-नमुक्कारं खलु, समरिज्जा सव्वकालं पि ॥ ६ ॥

—નમસ્કાર સ્વા. સં. વિ. (ઉપદેશતરંગિણી) પૃ. ૨૪૪.

ભાવાર્થ— ભોજન-સમયે, શયન-સમયે, જાગવાના સમયે, પ્રવેશ-સમયે, ભય-કષ્ટ-સમયે અને વળી સર્વ સમયે, ખરેખર પંચ-નમસ્કારનું સ્મરણ કરવું જોઈએ.

ભાવાર્થ— ત્રણ લોકમાં નવકારથી સારભૂત કોઈ મંત્ર નથી; તેટલા માટે તેને પ્રતિદિન પરમ ભક્તિથી ભણવો જોઈએ.

નમસ્કારમંત્રનો જાપ અનન્ય ફલને આપનારો થાય છે, તે માટે કહ્યું છે કે:—

जो पुण सम्मं गणिउं, नरो नमुक्कार—लक्खमक्खंडं।
पूएइ जिणं संघं, बंधइ तित्थयर—नामं सो॥

શ્રા. દિ. કૃ.

ભાવાર્થ— વળી જે મનુષ્ય એક લાખ નવકારને અખંડપણે ગણે તથા શ્રીજિનેશ્વરદેવની અને સંઘની પૂજા કરે, તે તીર્થંકર-નામકર્મને બાંધે છે.

'નવ લાખ જપંતાં નિવારે,' 'નવ લાખ જપંતાં થાય જિનવર' આદિ સુભાષિતો પણ તેના જાપની મહત્તા બતાવી રહ્યાં છે.

વિશેષ શું? નમસ્કારમંત્ર સર્વ સિદ્ધિઓને આપનાર છે. તે માટે શ્રીમહાનિશીથસૂત્રમાં કહ્યું છે કે:—

ताव न जायइ चित्तेण, चिंतियं पत्थियं च वायाए।
काएण समाढत्तं, जाव न सरिओ नमुक्कारो॥

ભાવાર્થ– ચિત્તથી ચિન્તવેલું, વચનથી પ્રાર્થેલું અને કાયાથી પ્રારંભેલું કાર્ય ત્યાં સુધી જ સિદ્ધ થતું નથી કે જ્યાં સુધી શ્રીપંચપરમેષ્ઠિ-નમસ્કારને સંભારવામાં આવ્યો નથી.

ત્રિશુદ્ધિવડે શ્રીનમસ્કારમંત્રનું એકસો ને આઠ વાર ધ્યાન કરનાર મુનિ ખાવા છતાં ઉપવાસનાં ફલને પામે છે. ॥૩૫॥

યોગી પુરૂષો આ જ મંત્રનું સમ્યગ્ રીતિએ આરાધન કરીને પરમલક્ષ્મીને પામી ત્રણ લોકવડે પૂજાય છે. ॥૩૬॥

હજારો પાપોને કરનારા તથા સેંકડો જન્તુઓને હણનારા-તિર્યંચો પણ આ મંત્રની સારી રીતિએ આરાધના કરી દેવગતિને પામ્યા છે." ॥૩૭॥

આ મંત્ર આફત વખતે, અકસ્માત-સમયે, રોગના પ્રસંગે, શત્રુના આક્રમણમાં તથા રાજદ્વારી ફસામણના બનાવોમાં કવચરૂપ એટલે કે રક્ષણ કરવામાં ઉપયોગી છે, તે માટે કહ્યું છે કેઃ—

सङ्ग्राम–सागर-करीन्द्र–भुजङ्ग–सिंह—
दुर्व्याधि–वह्नि–रिपु–बन्धन–सम्भवानि।
चौर–ग्रह–भ्रम–निशाचर–शाकिनीनां;
नश्यन्ति पञ्चपरमेष्ठिपदैर्भयानि॥

—ઉપદેશતરંગિણી પૃ. ૧૪૮

ભાવાર્થ— પંચપરમેષ્ઠિનાં પદોવડે રણ-સંગ્રામ, સાગર હાથી, સર્પ, સિંહ, દુષ્ટ વ્યાધિ, અગ્નિ શત્રુબંધન, ચોર, ગ્રહ ભ્રમ, રાક્ષસ અને શાકિનીથી થનારા ભયો દૂર ભાગી જાય છે.

नवकारओ अन्नो सारो, मंतो न अत्थि तियलोए।
तम्हा हु अणुदिणं चिय, पढियव्वो परमभत्तीए॥

—શ્રા. દિ. કૃ. ૧૩.

ભાવાર્થ— ત્રણ લોકમાં નવકારથી સારભૂત કોઈ મંત્ર નથી; તેટલા માટે તેને પ્રતિદિન પરમ ભક્તિથી ભણવો જોઈએ.

નમસ્કારમંત્રનો જાપ અનન્ય ફલને આપનારો થાય છે, તે માટે કહ્યું છે કે:—

जो पुण सम्मंगणिउं, नरो नमुक्कार—लक्खमक्खंडं।
पूएइ जिणं संघं, बंधइ तित्थयर—नामं सो॥

શ્રા. દિ. કૃ.

ભાવાર્થ— વળી જે મનુષ્ય એક લાખ નવકારને અખંડપણે ગણે તથા શ્રીજિનેશ્વરદેવની અને સંઘની પૂજા કરે, તે તીર્થંકર-નામકર્મને બાંધે છે.

'નવ લાખ જપંતાં નિવારે,' 'નવ લાખ જપંતાં થાય જિનવર' આદિ સુભાષિતો પણ તેના જાપની મહત્તા બતાવી રહ્યાં છે.

વિશેષ શું? નમસ્કારમંત્ર સર્વ સિદ્ધિઓને આપનાર છે. તે માટે શ્રીમહાનિશીથસૂત્રમાં કહ્યું છે કે:—

ताव न जायइ चित्तेण, चिंतियं पत्थियं च वायाए।
काएण समाढत्तं, जाव न सरिओ नमुक्कारो॥

ભાવાર્થ– ચિત્તથી ચિન્તવેલું, વચનથી પ્રાર્થેલું અને કાયાથી પ્રારંભેલું કાર્ય ત્યાં સુધી જ સિદ્ધ થતું નથી કે જ્યાં સુધી શ્રીપંચપરમેષ્ઠિનમસ્કારને સંભારવામાં આવ્યો નથી.

શ્રીનમસ્કાર-બૃહત્ફલમાં તો ત્યાં સુધી જણાવ્યું છે કેઃ—

सुचिरं पि तवो तवियं, चिन्नं चरणं सुयं च बहु पढियं ।

जइ ता न नमुक्कारे, रई तओ तं गयं विहलं ॥ ६५ ॥

न. स्वा. प्रा. वि. पृ. ३७१

ભાવાર્થ—લાંબા કાળ સુધી તપને તપ્યાં, ચારિત્રને પાળ્યું, તથા ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, પણ જો 'નમસ્કારને વિષે રતિ ન થઇ' તો તે સઘળું નિષ્ફળ ગયું જાણવું.

નમસ્કારમંત્ર પ્રવાહની દૃષ્ટિએ અનાદિ છે અને કાળની અપેક્ષાએ તેની રચના અર્થથી શ્રીતીર્થંકર દેવો અને સૂત્રથી શ્રીગણધરભગવંતો કરે છે.

નમસ્કાર બાર અંગનો સાર છે. તે વિષે નમસ્કાર નિર્યુક્તિમાં શ્લોક ૯૨૫ ની ટીકામાં નીચે પ્રમાણે દર્શાવ્યું છે:—

બધાંયે બારે અંગો પરિણામની વિશુદ્ધિમાત્રનાં કારણ છે, અને નમસ્કાર પણ તેનું જ કારણ છે, તેથી નમસ્કારને બાર અંગનો સાર કહ્યો છે.

તેમજ શ્રીમલ્લધારી હેમચંન્દ્રસૂરિ વિરચિત ઉપદેશમાલામાં જણાવ્યું છે કેઃ—

આખી યે દ્વાદશાંગી પરિણામની વિશુદ્ધિને માટે જ છે અને નવકાર પણ પરિણામની વિશુદ્ધિનું કારણમાત્ર છે. એટલે નમસ્કારમંત્રને દ્વાદશાંગીનો સાર કેમ ન કહી શકાય? (ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૪૯૩) કહ્યું છે કે:—

सव्वंपि बारसंगं परिणामविसुद्धिहेउमित्तागं ।

तक्कारण मावाओ कह न तदत्थो नमुक्कारो ॥ ७९ ॥

पंचनमुक्कारफलथुत्तं, न. स्वा. प्रा. वि. पृ. ३७३.

આ સૂત્રનો વિશેષ ભાવ સમજવા માટે શ્રીભદ્રબાહુસ્વામીની નમસ્કાર-નિર્યુક્તિ, શ્રીજિનભદ્રગણિ-ક્ષમાશ્રમણનું વિશેષાવશ્યક ભાષ્ય, તથા મલધારી શ્રીહેમચંદ્રસૂરિની તે પરની વૃત્તિ, શ્રીજિનકીર્તિસૂરિનું પંચપરમેષ્ઠિ-મહાસ્તવ, શ્રીજિનેશ્વરસૂરિ-શિષ્ય શ્રીજિનચંદ્રસૂરિનું વૃદ્ધનમસ્કારફલ સ્તોત્ર, શ્રીસિદ્ધસેન આચાર્યનું નમસ્કાર-માહાત્મ્ય વગેરેનું અધ્યયન આવશ્યક છે.

આ સૂત્ર પર છંદો, ગીતો, સ્તવનો, સજ્ઝાયો, કથાઓ, બાલાવબોધો અને કલ્પોની રચના થયેલી છે.

## (૭) પ્રકીર્ણક

શ્રી નમસ્કાર મહામંત્ર (પાંચ પદ તથા ચૂલિકા) અર્થથી શાશ્વત છે પણ શબ્દથીયે શાશ્વત છે તે પ્રમાણે સદ્ગત આચાર્યશ્રી સાગરાનંદ સૂરીશ્વરજી તેમના સિદ્ધચક્ર માસિકમાં એક સ્થળે દર્શાવે છે. તથા આવશ્યકસૂત્રમાં તે જ પાંચ પદો પર શ્રીભદ્રબાહુસ્વામીએ નિર્યુક્તિ રચેલી છે, ત્યાં ચૂલિકાનાં પદોનો ઉપયોગ કરી દરેક નમસ્કારનું માહાત્મ્ય અને ફળ બતાવેલું છે. તે આ પ્રમાણે છે:—

अरिहंत नमुक्कारो सव्वपावप्पणासणो।
मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं॥९२६॥

सिद्धाण नमुक्कारो सव्वपावप्पणासणो।
मंगलाणं च सव्वेसिं बिइअं होइ मंगलं॥९९२॥

आयरियनमुक्कारो सव्वपावप्पणासणो।
मंगलाणं च सव्वेसिं तइअं होइ मंगलं॥९९९॥

उवज्झाय नमुक्कारो सव्वपावप्पणासणो।
मंगलाणं च सव्वेसिं चउत्थं होइ मंगलं॥१००७॥

શ્રીનમસ્કાર-બૃહત્ફલમાં તો ત્યાં સુધી જણાવ્યું છે કેઃ—

सुचिरं पि तवो तवियं, चिन्नं चरणं सुयं च बहु पढियं ।

जइ ता न नमुक्कारे, रई तओ तं गयं विहलं ॥ ६५ ॥

ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૩૭૧

ભાવાર્થ—લાંબા કાળ સુધી તપને તપ્યાં, ચારિત્રને પાળ્યું, તથા ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, પણ જો 'નમસ્કારને વિષે રતિ ન થઇ' તો તે સઘળું નિષ્ફળ ગયું જાણવું.

નમસ્કારસંત્ર પ્રવાહની દૃષ્ટિએ અનાદિ છે અને કાળની અપેક્ષાએ તેની રચના અર્થથી શ્રીતીર્થંકર દેવો અને સૂત્રથી શ્રીગણધરભગવંતો કરે છે.

નમસ્કાર બાર અંગનો સાર છે. તે વિષે નમસ્કાર નિર્યુક્તિમાં શ્લોક ૯૨૫ ની ટીકામાં નીચે પ્રમાણે દર્શાવ્યું છેઃ—

બધાંયે બારે અંગો પરિણામની વિશુદ્ધિમાત્રનાં કારણ છે, અને નમસ્કાર પણ તેનું જ કારણ છે, તેથી નમસ્કારને બાર અંગનો સાર કહ્યો છે.

તેમજ શ્રીમલ્લધારી હેમચન્દ્રસૂરિ વિરચિત ઉપદેશ-માલામાં જણાવ્યું છે કેઃ—

આખી યે દ્વાદશાંગી પરિણામની વિશુદ્ધિને માટે જ છે અને નવકાર પણ પરિણામની વિશુદ્ધિનું કારણમાત્ર છે. એટલે નમસ્કારમંત્રને દ્વાદશાંગીનો સાર કેમ ન કહી શકાય? (ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૪૯૩) કહ્યું છે કે :—

सव्वंपि बारसंगं परिणामविसुद्धिहेउमित्तागं ।

तक्कारण भावाओ कह न तदत्थो नमुक्कारो ॥ ७९ ॥

पंचनमुक्कारफलथुत्तं, ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૩૭૩.



# २ पंचिंदिय सुत्तं

[ गुरु-स्थापना-सूत्रम् ]

## પંચિંદિય-સૂત્ર

### (૧) મૂલપાઠ

**पंचिंदिय-संवरणो, तह नवविह-बंभचेर गुत्ति-धरो ।**
**चउविह-कसाय-मुक्को, इअ अट्ठारस-गुणेहिं संजुत्तो ॥१॥**

**पंच-महव्वय-जुत्तो, पंचविहायार-पालण-समत्थो ।**
**पंच-समिओ ति-गुत्तो, छत्तीस-गुणो गुरू मज्झ ॥२॥×**

---

× આ સૂત્ર ૩, ૬, ૭, ૧૧, ૧૬, ૧૮, ૧૯, ૨૩, ૨૫, ૨૬, ૨૯, ક્રમાંકવાળી પોથીઓમાં જોવામાં આવે છે. તેમાં ૧૧, ૧૬, અને ૨૩, ક્રમાંકની પોથીઓમાં આ પાઠ ઉપર પ્રમાણે જ આપેલો છે; જ્યારે બીજીમાં નીચે મુજબ પાઠાંતરો છેઃ—

૧ पंचेंदिय-संवरणो પો૦ ૧૮, ૨૫.
૨ तह નથી. પો૦ ૩, ૬, ૭.
૩ चउविह-कसाय-चत्तो પો૦ ૬.
૪ इअ નથી પો૦ ૭.
૫ अट्ठारसगुण-संजुओ પો૦ ૩.
૬ छत्तीसगुणेहिं પો૦ ૧૮, ૧૯, ૨૫.
૭ मज्झ ને બદલે होइ પો૦ ૬, ૭.
આ સૂત્ર 'ગાહા' છંદમાં છે.

साहूण नमोक्कारो सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं पंचमं होइ मंगलं॥१०१७॥

—ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૧૩૪-૧૫૯

જે ચાર પદો ચૂલિકા, તરીકે ઓળખાય છે, તે સહિતનો પાઠ શ્રીમહાનિશીથસૂત્રનાં ત્રીજા અધ્યયનમાં આવે છે.

નમસ્કારમંત્રનાં પ્રથમ પાંચ પદો શ્રી ભગવતીસૂત્રનાં મંગલાચરણમાં, તથા શ્રી કલ્પસૂત્રના મંગલાચરણમાં આવે છે;



હે ભદંત ! ઇંદ્રિયો કેટલી કહેલી છે? હે ગૌતમ ! ઇંદ્રિયો પાંચ કહેલી છે, તે આ પ્રમાણે: ૧ શ્રોત્રેંદ્રિય, ૨ ચક્ષુરિંદ્રિય, ૩ ઘ્રાણેંદ્રિય, ૪ જિહ્વેંદ્રિય અને ૫ સ્પર્શેંદ્રિય.

સાંખ્યદર્શનમાં પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો માનેલી છે, તે આ પ્રમાણે:—

જ્ઞાનેન્દ્રિયો: ૧ ચક્ષુ, ૨ શ્રોત્ર ૩ ઘ્રાણ, ૪ રસના, ૫ ત્વચા.
કર્મેન્દ્રિયો: ૧ વાક્, ૨ પાણિ ૩ પાદ, ૪ પાયુ, ૫ ઉપસ્થ.
પાંચ ઇંદ્રિયોના વિષયો નીચે મુજબ છે:—

(૧) શ્રોત્રેંદ્રિય—શબ્દ.
(૨) ચક્ષુરિંદ્રિય—રૂપ.
(૩) ઘ્રાણેંદ્રિય—વાસ.
(૪) જિહ્વેંદ્રિય—રસ.
(૫) સ્પર્શેંદ્રિય—સ્પર્શ.

**संवरणो**–કાબૂમાં રાખનાર.

પાંચ ઇંદ્રિયોને કાબૂમાં રાખનાર, પાંચ ઇંદ્રિયોના વિષયમાં આસક્ત (ગૃદ્ધ) ન બનનાર.

**तह**–[ तथा ]–તથા.

**नवविह-बंभचेर-गुत्ति-धरो** - [ नवविध-ब्रह्मचर्य-गुप्तिधरः ]- નવ પ્રકારની બ્રહ્મચર્ય-ગુપ્તિ (વાડ)ને ધારણ કરનાર.

**नवविह**–નવ પ્રકારની. **बंभचेर गुत्ति**-બ્રહ્મચર્ય-ગુપ્તિ. 'ગુપ્તિ' એટલે નિગ્રહ. જે નિગ્રહથી બ્રહ્મચર્યનું શુદ્ધ પાલન શક્ય બને, તે 'બ્રહ્મચર્ય-ગુપ્તિ.' **धरो**–ધારણ કરનાર.

ब्रह्मचर्य શબ્દ ब्रह्मन् ઉપરથી બનેલો છે. તે માટે સ્થાનાંગ-સૂત્રના ૯ મા સ્થાનની ટીકામાં જણાવ્યું છે કે:—

## (૨) સંસ્કૃત છાયા

पञ्चेन्द्रिय–संवरणः, तथा नवविध–ब्रह्मचर्य–गुप्ति--धरः ।
चतुर्विध--कषाय–मुक्तः, इति--अष्टादशगुणैः संयुक्तः ॥ १ ॥

पञ्च--महाव्रत--युक्तः, पञ्चविधाचार--पालन--समर्थः ।
पञ्चसमितः त्रिगुप्तः, षट्त्रिंशद्--गुणः गुरुः मम ॥ २ ॥

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**पंचिंदिय-संवरणो**–[ पञ्चेन्द्रिय-संवरणः ]–પાંચ ઈંદ્રિયોને કાબૂમાં રાખનાર.

**पंचिंदिय**–પાંચ ઈંદ્રિયોનો સમૂહ, પાંચ પ્રકારની ઈંદ્રિયો. ઈંદ્ર એટલે જીવ. તેને જાણવાનું જે સાધન તે ઈંદ્રિય. તે માટે શ્રીવિશેષાવશ્યકભાષ્ય — (મલ્લધારિ હેમચંદ્રાચાર્ય વૃત્તિ) માં કહ્યું છે કે :—

**इंदो जीवो सव्वोवलद्धिभोग–परमेसरत्तणओ ।**
**सोत्ताइभेयमिंदियमिह तल्लिंगाइभावाओ** ॥ २९९३ ॥

સર્વ ઉપલબ્ધિ, સર્વ ભોગ અને પરમ ઐશ્વર્યપણાથી જીવ 'ઈંદ્ર' કહેવાય છે. તેનાં લિંગાદિ લક્ષણથી અહીં શ્રોત્રાદિ ભેદવાળી (પાંચ) ઈંદ્રિયો (સમજવાની) છે.

ઈંદ્રિયોની સંખ્યા વિષે પ્રજ્ઞાપનાસૂત્રના ૧૫ મા પદમાં નીચેનો ઉલ્લેખ છે :—

**कइ णं भंते ! इंदिया पण्णत्ता ? गोयमा ! पंचिंदिया पण्णत्ता, तं जहा–१ सोइंदिए, २ चक्खिदिए, ३ घाणिंदिए, ४ जिब्भिंदिए, ५ फासिंदिए ।**

આ કષાયોના પ્રકારો વિષે દશવૈકાલિક સૂત્રના આઠમા અધ્યયનમાં જણાવ્યું છે કે :—

**कोहो य माणो य अणिग्गहिया, माया य लोभे य पवड्ढमाणा ।**
**चत्तारि एए कसिणा* कसाया, सिंचंति मूलाइं पुणब्भवस्स ।४०।**

નહિ દબાયેલા ક્રોધ અને માન તથા વૃદ્ધિ પામેલા માયા અને લોભ, એ ચાર ક્લિષ્ટ કષાયો પુનર્જન્મરૂપી વૃક્ષના મૂળનું સિંચન કરે છે.

**इअ**—[इति]—આ.

**अट्ठारस-गुणेहिं**-[अष्टादश-गुणैः]-અઢાર ગુણો વડે.

**संजुत्तो**-[संयुक्तः]-યુક્ત.

**पंच-महव्वय-जुत्तो**-[पञ्च-महाव्रत-युक्तः]-પાંચ મહાવ્રતોથી યુક્ત. પાંચ મહાવ્રતોને ધારણ કરનાર. પંચમહાવ્રતધારી.

**पंच-महव्वय** પાંચ મહાવ્રતોનો સમૂહ, પાંચ પ્રકારનાં મહાવ્રતો. જે વ્રત ઘણું મોટું હોય, પાળવામાં આકરું હોય, તેને મહાવ્રત કહે છે. વ્રત એટલે સંયમને લગતી પ્રતિજ્ઞા.

તેની સંખ્યા માટે સ્થાનાંગસૂત્રના પાંચમા સ્થાનમાં કહ્યું છે કે :—**पंच महव्वया पण्णत्ता, तं जहा-१ सव्वाओ पाणाइवायाओ वेरमणं, २ सव्वाओ मुसावायाओ वेरमणं, जाव ५ सव्वाओ परिग्गहाओ वेरमणं।** મહાવ્રતો પાંચ પ્રકારનાં છે. તે આ રીતે : ૧ સર્વપ્રાણાતિપાત-વિરમણ, ૨ સર્વમૃષાવાદવિરમણ, [૩ સર્વઅદત્તાદાન-વિરમણ, ૪ સર્વ-મૈથુન-વિરમણ,] તથા ૫ સર્વપરિગ્રહ-વિરમણ.

---

* कसिणा-સં. कृत्स्न અથવા कृष्ण-સંપૂર્ણ-અથવા ક્લિષ્ટ.

ब्रह्म च कुशलानुष्ठानं, तच्च तच्चर्यं चाऽऽसेव्यमिति ब्रह्मचर्यम्।
બ્રહ્મ એટલે કુશલ અનુષ્ઠાન, તે અને તેનું સેવન કરવું તે બ્રહ્મચર્ય. કુશલ અનુષ્ઠાન શબ્દથી આત્મહિતકારી ક્રિયા સમજવાની છે.

સ્ત્રી-ભોગથી રહિત થવું, મૈથુનનો ત્યાગ કરવો, તેને પણ બ્રહ્મચર્ય કહે છે.

વ્રતની રક્ષા કરવાને લગતી આજ્ઞાઓ અથવા નિગ્રહોને ગુપ્તિ કહેવાય છે. બ્રહ્મચર્યની ગુપ્તિઓ નવ હોવાનું સ્થાનાંગસૂત્રના નવમા સ્થાનમાં જણાવેલું છે—**नव बंभचेरगुत्तीओ पण्णत्ताओ ।**

**चउविह-कसाय-मुक्को**—[ चतुर्विध-कषाय-मुक्तः ]—ચાર પ્રકારના કષાયોથી મુક્ત.

કષાય શબ્દ **कष्** ધાતુ ઉપરથી બનેલો છે. **कष्** એટલે ઠાર મારવું, બગાડવું, ઘસવું વગેરે. **कषति कण्ठम्** જે ગળાને બગાડે-જેનો સ્વાદ ખૂબ ખરાબ લાગે, તે કષાય કહેવાય. વિવિધ ઔષધિઓના ઉકાળાને આયુર્વેદમાં કષાય સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. જે રસ તૂરો હોય, તેને પણ કષાયરસ કહેવામાં આવે છે. જે અંતઃકરણને બગાડે-મનની વૃત્તિઓને મલિન કરે, તે કષાય કહેવાય છે. વળી કષ શબ્દનો અર્થ સંસાર થાય છે. તેનો આય-લાભ જેનાથી થાય, તેને પણ કષાય કહેવામાં આવે છે. શ્રીપ્રજ્ઞાપનાસૂત્રના ૧૩ મા પદે કષાયનો અર્થ નીચે મુજબ કરવામાં આવ્યો છે:—

**सुह-दुक्ख-बहु-सहियं, कम्म-खेत्तं कसंति जं जम्हा ।**
**कलुसंति जं च जीवं, तेण कसाइ त्ति वुच्चंति ॥**

ઘણા પ્રકારનાં સુખ અને દુઃખનાં ફલને યોગ્ય એવા કર્મ-ક્ષેત્રનું જે કર્ષણ કરે છે ( ખેડે છે ), અથવા જીવના શુદ્ધ સ્વરૂપને જે કલુષિત કરે છે, તે કષાય કહેવાય છે.

(૪) **आयाण-भंड-मत्त-निक्खेवणा-समिई**—આદાન-નિક્ષેપ-સમિતિ.

(૫) **उच्चार-पासवण-खेल-सिंघाण-जल्ल-पारिट्ठावणियासमिई**—પારિષ્ઠાપનિકા-સમિતિ.

**ति-गुत्तो**—[ **त्रि-गुप्तः** ]— ત્રણ ગુપ્તિઓથી યુક્ત, ત્રણ ગુપ્તિઓનું પાલન કરનારા.

**गुप्**—એટલે રક્ષા કરવી, રોકવું, નિગ્રહ કરવો. જે ક્રિયા વડે રક્ષા થાય, અનિષ્ટ સંપર્ક કે અનિષ્ટ પરિણામ રોકાય કે કોઈ પણ વસ્તુનો નિગ્રહ થાય, તે ગુપ્તિ કહેવાય છે. સાહિત્યમાં આ શબ્દ નગરી, જેલખાનું પૃથ્વીનો ખાડો, પહેરો વગેરે અર્થમાં વપરાય છે. અહીં તેનો અર્થ **गोपनं गुप्तिः** એટલે મન વચન અને કાયાથી ઉત્પન્ન થતી અસત્ પ્રવૃત્તિને રોકવાનો છે.

આ ગુપ્તિ ત્રણ પ્રકારની હોવાનું સ્થાનાંગસૂત્રના ત્રીજા સ્થાનમાં જણાવેલું છે: **तओ गुत्तीओ पण्णत्ताओ, तं जहा–१ मणगुत्ती, २ वयगुत्ती, ३ कायगुत्ती।** ગુપ્તિ ત્રણ પ્રકારની છે: ૧ મનોગુપ્તિ, ૨ વચનગુપ્તિ અને ૩ કાયગુપ્તિ..

આ ત્રણ ગુપ્તિને પણ સમિતિ ગણી શકાય છે. એ રીતે ગણીએ તો સમિતિની સંખ્યા આઠની થાય છે. શ્રીઉત્તરાધ્યયન સૂત્ર વગેરેમાં સમિતિની સંખ્યા આઠની ગણાવેલી છે. જ્યાં જ્યાં સમિતિ હોય ત્યાં ગુપ્તિ અવશ્ય હોય; પરંતુ ગુપ્તિ હોય, ત્યાં સમિતિ હોય અને ન પણ હોય.

સમિતિનું સ્વરૂપ મુખ્યત્વે પ્રવૃત્તિ-પ્રધાન છે, અને ગુપ્તિનું સ્વરૂપ મુખ્યત્વે નિવૃત્તિ-પ્રધાન છે.

**छत्तीस-गुणो**–[ षट्त्रिंशद्गुणः ] છત્રીશ ગુણોવાળા,

**गुरू**–[ गुरुः ] ગુરુ.

**पंचविहायार-पालण-समत्थो**—[ **पञ्चविधाचार-पालन-समर्थः** ]-પાંચ પ્રકારના આચાર પાળવામાં સમર્થ, પાંચ પ્રકારના આચારોને રુડી રીતે પાળનાર.

આચારના અર્થ માટે જુઓ સૂત્ર—૧-૩.

**पंच-समिओ**-[ पञ्च-समितः ]-પાંચ સમિતિઓથી યુક્ત, પાંચ સમિતિઓનું પાલન કરનારા.

**समेकीभावेनेति समितिः**-સારી રીતે એકીભાવ થયેલો છે-એકાગ્રતા થયેલી છે જે ક્રિયામાં, તે સમિતિ. અથવા

**शोभनैकाग्रपरिणामा चेष्टा समितिः**-એકાગ્ર પરિણામવાળી સુંદર ચેષ્ટા, તે સમિતિ. તેની સંખ્યા અને નામો સંબંધમાં સમવાયાંગ-સૂત્રમાં જણાવ્યું છે કે :—

पंच समिईओ पण्णत्ताओ, तं जहा-१ ईरिया-समिई, २ भासा-समिई, ३ एसणा-समिई, ४ आयाण-भंड-मत्त-निक्खेवणासमिई, ५ उच्चार-पासवण-खेल-सिंघाण-जल्ल-पारिट्ठावणिया-समिई ।

સમિતિઓ પાંચ પ્રકારની છે:—

(१) ईरिया-समिति—ઇર્યા-સમિતિ.

(२) भासा-समिई—ભાષા-સમિતિ.

(३) एसणा-समिई—એષણા*-સમિતિ.

---

* એષણા એટલે યાચનાનો વિધિ, ભિક્ષા ગ્રહણ કરવાનો વિધિ.

સૂંઘવાથી બે બાબતો જાણી શકાય છે: (૧) સારી વાસ અને (૨) ખરાબ વાસ.

જોવાથી પાંચ બાબતો જાણી શકાય છે: (૧) ધોળો રંગ, (૨) કાળો રંગ, (૩) લીલો રંગ, (૪) પીળો રંગ અને (૫) રાતો રંગ.

સાંભળવાથી ત્રણ બાબતો જાણી શકાય છે: (૧) સચિત્ત શબ્દ, (૨) અચિત્ત શબ્દ (૩) મિશ્ર શબ્દ. જીવંત પ્રાણીઓનો શબ્દ, તે સચિત્ત શબ્દ. જડ પદાર્થોના ઘર્ષણ વગેરેથી થતો શબ્દ, તે અચિત્ત શબ્દ. અને બંનેના મિશ્રણરૂપ તે મિશ્ર શબ્દ. માણસો ગાતા હોય અને સાથે વાજાં પણ વાગતાં હોય, તે બંનેનો ભેગો અવાજ આવે તે મિશ્ર શબ્દ કહેવાય. આ રીતે ઇંદ્રિયોના મુખ્ય વિષયો ૨૩ છે.

ઇંદ્રિયોના આ ૨૩ વિષયોમાં રાગ કે દ્વેષ ઉત્પન્ન થવો, સુખ કે દુઃખની કલ્પના પેદા થવી, તે ઇંદ્રિયોની આસક્તિ કહેવાય છે. જેમકે કોમળ શય્યા, મીઠું ભોજન કે સુંદર આકાર જોઈને તેના પર પ્રીતિ થવી અને ખરબચડી પથારી જોઇને, બેસ્વાદ ભોજન જોઈને કે વિરૂપ આકાર જોઈને તેના પર અપ્રીતિ થવી. તાત્પર્ય કે ઇંદ્રિયોના વિષયોમાં સમભાવે રહેવું, તે ઇંદ્રિયોનું સંવરણ થયું ગણાય.

ब्रह्मचर्य–દિવ્ય અને ઔદારિક કામ-ભોગનો ત્રણ યોગ અને ત્રણ કરણથી ત્યાગ કરવો, તેનું નામ બ્રહ્મચર્ય. દિવ્ય એટલે દેવ-સંબંધી. ઔદારિક એટલે મનુષ્ય અને તિર્યંચ-સંબંધી. કામ-ભોગ એટલે મૈથુન સેવવાની ઇચ્છા. યોગ એટલે મન, વચન અને કાયાની પ્રવૃત્તિ. કરણ એટલે કરવું, કરાવવું તથા અનુમોદન આપવું. મતલબ કે દેવ મનુષ્ય અને તિર્યંચ સંબંધી મૈથુન

**गृणाति-उपदिशति धर्ममिति गुरुः** જે ધર્મનો ઉપદેશ કરે તે ગુરુ. **गुरुर्धर्मोपदेशक** :-ગુરુ એટલે ધર્મોપદેશક. (અ. ચિં. ૧-૭૭)

સાહિત્યમાં આ શબ્દ માતા, પિતા, ગુરુ, ધર્મ-સંસ્થાપક, એક જાતનો તારો વગેરે અનેક જુદા જુદા અર્થમાં વપરાય છે. પરંતુ અહીં તેનો અર્થ ધર્મ-સંબંધી ગુરુ કરવાનો છે. તે માટે ધર્મરત્ન-પ્રકરણમાં કહ્યું છે કે :—

**धर्मज्ञो धर्मकर्त्ता च, सदा धर्मपरायणः ।**
**सत्त्वेभ्यो धर्मशास्त्रार्थ-देशको गुरुरुच्यते ॥**

ધર્મજ્ઞ, ધર્મકર્ત્તા, સદા ધર્મમાં પરાયણ અને જીવોને ધર્મ-શાસ્ત્રનો ઉપદેશ કરનાર હોય તે ગુરુ કહેવાય છે.

**मज्झ**-[ मम ] મારા.

## (૪) તાત્પર્યાર્થ

**इंद्रिय**—(૧) સ્પર્શેંદ્રિય, (૨)રસનેંદ્રિય, (૩) ઘ્રાણેંદ્રિય, (૪) ચક્ષુરિંદ્રિય અને (૫) શ્રોત્રેંદ્રિય એ પાંચ પ્રકારની જ્ઞાનેંદ્રિય.

પાંચ ઈંદ્રિયોના વિષયો ૨૩ છે, તે નીચે મુજબ:-

સ્પર્શ વડે આઠ બાબતો જાણી શકાય છે: (૧) હળવું, (૨) ભારે, (૩) કોમળ, (૪) ખરબચડું (૫) ઠંડું (૬) ગરમ, (૭) ચીકણું અને (૮) લૂખું.

ચાખવાથી પાંચ બાબતો જાણી શકાય છે: (૧) મીઠો રસ, (૨) ખાટો રસ, (૩) ખારો રસ, (૪) કડવો રસ ને (૫) તીખો રસ. (તૂરો રસ જુદો ગણીને કેટલાક રસની સંખ્યા (૬)ની ગણે છે, પણ તે ખારા અને મીઠાનું મિશ્ર-પરિણામ છે.)

૨. स्त्रीकथा-परिहारः-સ્ત્રીઓ સંબંધી તેમજ તેમની સાથે વાતો કરવી નહિ, કારણ કે તેવી વાતો કરવામાં વિષય જાગ્રત થાય છે.

निषद्याऽननुप्रवेशनम्—નિષદ્યા એટલે શયન આસન વગેરે પર બેસવું નહિ. જે પાટ, પાટલા, શયન, આસન વગેરે પર સ્ત્રી બેઠેલી હોય, તે બે ઘડી સુધી પુરુષે બેસવા માટે વાપરવા નહિ તથા પુરુષ જે પાટ પાટલા વગેરે પર બેઠા હોય તે સ્ત્રીઓએ બેસવા માટે ત્રણ પ્રહર સુધી વાપરવા નહીં કહ્યું છે કે :—

पुरिसासणे तु इत्थी, जामतिअं जाव नो व उवविसइ।

इत्थीइ आसणंमी, वज्जेअव्वा नरेण दो घडिआ ॥

— ધર્મસંગ્રહ ભાગ ૨. પૃ. ૩૬૦.

૪. इन्द्रियाप्रयोगः-રાગને વશ થઈ સ્ત્રીઓનાં અંગોપાંગ-કુચ, કટિ, મુખ આદિ-જોવા માટે પ્રયત્ન કરવો નહિ. રૂપ જોતાં મોહનો ઉદય થઈ પતનનો પ્રસંગ આવે છે.

૫. कुड्यन्तर-दाम्पत्य-वर्जनम्-ભીંતના આંતરે સ્ત્રી-પુરુષનું યુગલ રહેલું હોય, તેવા સ્થાનનો ત્યાગ કરવો.

૬. पूर्वक्रीडितास्मृतिः-પૂર્વે કરેલી કામક્રીડાનું સ્મરણ કરવું નહિ.

૭. प्रणीताभोजनम्—માદક આહારનો ત્યાગ કરવો; અર્થાત્ ઇંદ્રિયોને ઉશ્કેરે-ઇંદ્રિયોમાં ઉત્તેજના પેદા કરે, તેવા ભારે પદાર્થો વાપરવા નહિ. બને ત્યાં સુધી નીરસ આહારને જ પસંદગી આપવી.

૮. अतिमात्राऽभोगः-પ્રમાણથી અધિક આહાર કરવો નહિ. અત્યાહારથી ઊંઘ વધે છે અને પ્રસંગે સ્વપ્ન-દોષ પણ થાય છે.

૯. विभूषा-परिवर्जनम्—શૃંગાર-લક્ષણવાળી શરીરની અને ઉપકરણની શોભાનો ત્યાગ કરવો. અર્થાત્ સ્નાન, વિલેપન, વાસન'

સેવવાની ઈચ્છાનો મનથી, વચનથી અને કાયાથી સ્વયં ત્યાગ કરવો, બીજા પાસે ત્યાગ કરાવવો તથા જેઓ મૈથુન સેવતા હોય, તેને સારા માનવા નહિ, તેનું નામ બ્રહ્મચર્ય છે. શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના પ્રથમ પ્રકાશમાં તે સંબંધી જણાવ્યું છે કે :—

दिव्यौदारिककामानां, कृतानुमति-कारितैः ।
मनो-वाक्-कायतस्त्यागो, ब्रह्माष्टादशधा मतम् ॥

દિવ્ય અને ઔદારિક કામોનો મનથી, વચનથી અને શરીરથી, કરવા-કરાવવા અને અનુમોદનનો ત્યાગ કરવો, તે બ્રહ્મચર્ય છે. જે અઢાર પ્રકારનું મનાય છે.

દિવ્ય અને ઔદારિક કામ×મન, વચન, કાયા=૬× કરવું, કરાવવું અને અનુમોદવું=૧૮.

મૈથુન-સેવનની ઈચ્છા બે પ્રકારની હોય છે. સંપ્રાપ્ત અને અસંપ્રાપ્ત. પ્રાપ્ત થયેલ સ્ત્રી-પુરુષ આદિની અન્યોન્ય સંગ કરવાની ઈચ્છા, તે સંપ્રાપ્ત-કામ-ભોગ છે. હસિત, લલિત (હસવું, પાશ-ક્રીડા, મોહક ચેષ્ટા કરવી) આદિ, તેના આઠ પ્રકારો કામશાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે. જ્યાં સંગ કરવાની ઈચ્છાવાળી વ્યક્તિની ગેરહાજરી હોય છે, ત્યાં તેનાં સ્મરણ, ચિંતન અને સંગ કરવાની તીવ્ર અભિલાષા કરવી તથા છેવટે માનસિક પતનને વશ થવું અને કુચેષ્ટાઓ કરવી, તે અસંપ્રાપ્ત કામ-ભોગ છે.

ઉપર્યુક્ત અઢાર પ્રકારના બ્રહ્મચર્યની રક્ષા માટે શ્રીજિનેશ્વર ભગવાને ફરમાવેલા નવ પ્રકારના નિયમોને બ્રહ્મચર્યની નવ ગુપ્તિ અથવા નવ વાડ કહેવામાં આવે છે, તે નીચે મુજબ :—

૧. **विविक्त-वसति-सेवा**-સ્ત્રી, પશુ અને નપુંસકના વાસથી રહિત એવા એકાંત વિશુદ્ધ સ્થાનમાં નિવાસ કરવો. દા. ત. ઉંદર બિલાડીથી રહિત સ્થાનમાં વસે તેમ.

૧. ઈર્યા-સમિતિ—સ્વ પરને ક્લેશ ન થાય તેવી રીતે યતના પૂર્વક ગતિ કરવી તે ઈર્યા સમિતિ. કોઈ જીવને આઘાત, ત્રાસ કે તકલીફ ન થાય તે જાતની કાળજી રાખીને કરવામાં આવતી ગમનાગમનની ક્રિયા.

૨. ભાષા-સમિતિ-નિરવદ્ય વચન-પ્રવૃત્તિ. શાસ્ત્રમાં બતાવેલા વિધિ-નિષેધ મુજબ બોલવાની પ્રવૃત્તિ. સત્ય, હિતકારી, પરિમિત અને સંદેહ રહિત બોલવું તે ભાષા સમિતિ.

૩. એષણા-સમિતિ—દશવૈકાલિક આદિ સૂત્રોમાં બતાવ્યા મુજબ ૪૨ દોષોથી રહિત ગોચરી માટે ભિક્ષા ગ્રહણ કરવાની પ્રવૃત્તિ, વસ્તુનું ગવેષણ, તેનું ગ્રહણ – એ ત્રણ પ્રકારની એષણામાં દોષ ન લાગે માટે ઉપયોગ રાખવો એ એષણા સમિતિ.

૪ આદાન-નિક્ષેપ-સમિતિ-પાત્ર, વસ્ત્ર તથા ઉપકરણ વગેરેને પ્રતિલેખના-પૂર્વક લેવા-મૂકવાની પ્રવૃત્તિ. વસ્તુને લેવા મૂકવામાં અવલોકન અને પ્રમાર્જન આદિ દ્વારા યતના રાખવી તે.

૫ પારિષ્ઠાપનિકા-સમિતિ-મલ, મૂત્ર, શ્લેષ્મ આદિને સાવધાનીપૂર્વક પરઠવવાની પ્રવૃત્તિ.

ગુપ્તિ-સંયમના પાલન માટેનો પ્રશસ્ત નિગ્રહ કે નિવૃત્તિ. અથવા ઉપયોગપૂર્વકની પ્રશસ્ત પ્રવૃત્તિ તે ત્રણ પ્રકારની છે :

૧ મનો-ગુપ્તિ-મનનો પ્રશસ્ત નિગ્રહ અથવા મનને અશુભ ધ્યાનથી રોકી શુભ ધ્યાનમાં લગાવવું તે મનો ગુપ્તિ.

૨ વચન-ગુપ્તિ-વાણીનો પ્રશસ્ત નિગ્રહ. ખાસ જરૂર વિના બોલવું નહિ.

૩ કાય-ગુપ્તિ-કાયાનો પ્રશસ્ત નિગ્રહ. આગમાનુસારે કાયચેષ્ટાનું નિયમન કરવું તે.

(શરીરને સુગંધિત બનાવવું), ઉત્તમ વસ્ત્રો, તેલ, તંબોલ આદિનો ઉપયોગ કરવો નહિ.

**कषाय**—ક્રોધ, માન, માયા અને લોભ ની સંજ્ઞાથી ઓળખાતા મનના પરિણામો, અથવા આત્માના અધ્યવસાયો. ક્રોધ એટલે દ્વેષ, ગુસ્સો, અક્ષમા કે વૈર લેવાની વૃત્તિ. માન એટલે અભિમાન, અહંકાર અથવા મદ. માયા એટલે લુચ્ચાઈ, કપટ, દગો કે અન્યને છેતરવાની વૃત્તિ. લોભ એટલે તૃષ્ણા, લાલસા, અસંતોષ કે વધારે ને વધારે લેવાની વૃત્તિ. આ કષાયોના પ્રતિપક્ષી ભાવો આ પ્રમાણે સૂચવાય છે–ક્રોધનો અભાવ–ક્ષમા, માનનો અભાવ–નમ્રતા, માયાનો અભાવ–સરલતા, તથા લોભનો અભાવ–સંતોષ છે.

**पञ्चमहाव्रत**—સર્વ-વિરતિ, મૂળગુણો.

૧ હિંસા, ૨ અસત્ય, ૩ સ્તેય, ૪ મૈથુન અને ૫ પરિગ્રહનો સર્વથા ત્યાગ, તે સર્વવિરતિ. પાંચ મહાવ્રતો આ રીતે ગ્રહણ કરાતાં હોવાથી તે સર્વવિરતિના નામે ઓળખાય છે. તે ચારિત્રના મૂળ–પાયારૂપ હોવાથી મૂળગુણો પણ કહેવાય છે.

**पञ्चाचारः**—૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર, ૪ તપ અને ૫ વીર્યને લગતાં સુવિહિત આચરણો.

જે ક્રિયા અથવા નિયમોને અનુસરવાથી પરિણામે જ્ઞાનની વૃદ્ધિ થાય, તે જ્ઞાનાચાર. જે ક્રિયા અથવા નિયમોને અનુસરવાથી શ્રદ્ધારૂપ દર્શનગુણની વૃદ્ધિ થાય, તે દર્શનાચાર. જે ક્રિયા અથવા નિયમોને અનુસરવાથી ચારિત્રની વૃદ્ધિ થાય, તે ચારિત્રાચાર. જે ક્રિયા અથવા નિયમોને અનુસરવાથી તપની વૃદ્ધિ થાય, તે તપ-આચાર. અને સંયમના પાલનમાં બલ, વીર્ય અને પરાક્રમનો બને તેટલો વધારે ઉપયોગ કરવો તે વીર્યાચાર.

**समिति**—સાધુના જીવન-ધારણ અંગેની સંગત અથવા સમ્યક્ પ્રવૃત્તિ. તે પાંચ પ્રકારની છે:

આજ્ઞા-પૂર્વક અને ગુરુનો વિનય જાળવીને કરવામાં આવે, તો શીઘ્ર ફલદાયી થાય છે. એ કારણથી દરેક ધાર્મિક અનુષ્ઠાન તેમની સામે કરવામાં આવે છે. પરંતુ કેટલીક વાર એવું બને છે કે ધાર્મિક અનુષ્ઠાન કરવાની તત્પરતા અને તૈયારી બંને હોય, પણ ગુરુનો યોગ મળે નહિ. આવા પ્રસંગે ધર્માનુષ્ઠાન કરવું કે કેમ? તેવો પ્રશ્ન ઉભો થાય છે. શાસ્ત્રકારોએ આ પ્રશ્નનો નિર્ણય એ રીતે કરેલો છે કે સદ્ભાવનાથી પ્રેરાયેલું ધર્માનુષ્ઠાન આત્મ-હિતકારી હોઈને તેની આરાધના બંધ રાખવી નહિ, પરંતુ ત્યાં ગુરુની સ્થાપના કરીને આરાધના કરવી; અને તે અનુષ્ઠાન જાણે સાક્ષાત્ ગુરુની સમક્ષ જ થતું હોય તેમ માનીને આજ્ઞા માગવી આદિ સર્વ પ્રકારનો ઉચિત વિનય જાળવવો. આમ કરવાથી ગુરુ વિષેની શ્રદ્ધા ટકી રહે છે અને સુવિહિત પરંપરાનું પાલન પણ થાય છે. ઉપરનાં નિરાકરણ અનુસાર જ્યાં ગુરુની હાજરી ન હોય, ત્યાં ધાર્મિક અનુષ્ઠાન પ્રસંગે ગુરુની સ્થાપના કરવામાં આવે છે.

શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે વિશેષાવશ્યક ભાષ્યમાં જણાવ્યું છે કે :—

> गुरु-विरहम्मि य ठवणा, गुरूवएसोवदंसणत्थं च ।
> जिण-विरहम्मि व जिणबिंब-सेवणाऽऽमन्तणं सहलं ॥

જ્યારે સાક્ષાત્ ગુણવંત ગુરુનો વિરહ હોય, ત્યારે ગુરુના ઉપદેશને-આદેશને સમીપમાં રાખેલો દેખાડવા માટે સ્થાપના કરવી. જેમ જિનેશ્વરના વિરહમાં તેમની પ્રતિમાનું સેવન અને આમંત્રણ સફળ થાય છે, તેમ ગુરુ-વિરહમાં ગુરુની સ્થાપના સન્મુખ કરેલો વિનય અને ક્રિયા માટેનું આમંત્રણ આત્મા માટે હિતકર થાય છે.

ધ્યાન મનોગુપ્તિમાં મદદરૂપ છે, મૌન વચન-ગુપ્તિમાં મદદરૂપ છે અને સ્થાન કે આસન કાય-ગુપ્તિમાં મદદરૂપ છે. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું ભેગું નામ અષ્ટ પ્રવચન-માતા છે.

ગુરુઃ—આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ.

શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના દ્વિતીય પ્રકાશમાં ગુરુનું લક્ષણ નીચે મુજબ જણાવ્યું છે :—

**महाव्रतधरा धीराः, भैक्षमात्रोपजीविनः ।**
**सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ॥ ८ ॥**

મહાવ્રતધારી, ધીર (ઉપસર્ગોને તથા પરીષહોને ધીરજથી સહન કરનારા), ભિક્ષા ઉપર જ જીવનારા, સામાયિકમાં (સમભાવમાં) રહેલા અને ધર્મનો ઉપદેશ કરનારા ગુરુ મનાયેલા છે.

આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ત્રણેને ઉપરની વ્યાખ્યા લાગુ પડે છે.

જગતના અન્ય ધર્મોએ પણ ગુરુપદને ખૂબ મહત્વ આપેલું છે.

## (૫) અર્થ-સંકલના

પાંચ ઈંદ્રિયોના વિષયોને જીતનારા, નવ વાડોથી બ્રહ્મચર્યનું રક્ષણ કરનારા, ક્રોધાદિ ચાર કષાયોથી મુક્ત,

આ રીતે અઢાર ગુણવાળા;

વળી પાંચ મહાવ્રતોને ધારણ કરનારા, પાંચ પ્રકારના આચાર પાળવામાં સમર્થ, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી યુક્ત, આ રીતે કુલ છત્રીશ ગુણવાળા મારા ગુરુ છે.

## (૬) સૂત્ર-પરિચય

ધર્મના આરાધન માટે થતી ક્રિયા કે થતું અનુષ્ઠાન ધર્માનુષ્ઠાન કહેવાય છે. આવું ધર્માનુષ્ઠાન ગુરુની સામે, ગુરુની સાક્ષીએ, ગુરુની

આચાર્યના ૩૬ ગુણોનું આરોપણ કરવાને માટે ધીરે ધીરે પંચિંદિય-સૂત્રનો પાઠ ઉચ્ચારવો.+આ રીતે જ્યારે તે પાઠ પૂરો બોલાઈ રહે, ત્યારે ઉપર્યુક્ત પુસ્તકાદિમાં આચાર્યની અથવા ગુરુની સ્થાપના થયેલી ગણાય છે અને તેને સ્થાપનાજી કે સ્થાપનાચાર્યના નામથી ઓળખવામાં આવે છે. પછી તેની સમક્ષ સામાયિકાદિ અનુષ્ઠાન કરવામાં આવે છે. તે અનુષ્ઠાન પૂરું થયે જમણો હાથ પોતાની સંમુખ રાખી નમસ્કાર મંત્ર ગણવામાં આવે, ત્યારે તે સ્થાપનાનું વિસર્જન-ઉત્થાપન થયું ગણાય છે.

જગતમાં અનેક પ્રકારના દેવો મનાય છે, અનેક પ્રકારના ગુરુઓ મનાય છે અને અનેક પ્રકારના ધર્મો મનાય છે. તે બધા કાંઇ આત્મકલ્યાણ કરવામાં કારણભૂત થતા નથી. અરે! તેમાંના કેટલાક તો ઊલટી અધોગતિને આમંત્રણ આપનારા પણ હોય છે. આથી મુમુક્ષુના હિતને માટે શાસ્ત્રકારો દેવ, ગુરુ અને ધર્મના બે પ્રકારો પાડે છે. કુ એટલે અયોગ્ય અને સુ એટલે યોગ્ય. તે માટે શ્રીહરિભદ્રસૂરિએ સંબોધપ્રકરણના મિથ્યાત્વ-અધિકારમાં જણાવ્યું છે કે:—

देवो रागी यतिः संगी, धर्मः प्राणि- निशुम्भनम् ।
मूढदृष्टिरिति ब्रूते, युक्तायुक्ताविवेचकः ॥

યુક્ત અને અયુક્તનો બરાબર વિવેક નહીં કરી શકનાર મૂઢદૃષ્ટિ રાગીને-રાગ-દ્વેષવાળાને દેવ ગણે છે, સંગીને-સ્ત્રીસંગ કરનારને યતિ એટલે ગુરુ ગણે છે અને પ્રાણિવધને ધર્મ કહે છે. અર્થાત્ આ પ્રમાણેની માન્યતા, તે કુદેવ, કુગુરુ અને કુધર્મની

+ ખરતરગચ્છમાં માત્ર ત્રણ વાર નમસ્કારમંત્ર બોલીને જ સ્થાપના કરવામાં આવે છે.

શ્રીદેવેન્દ્રસૂરિએ ગુરુવંદન-ભાષ્યમાં જણાવ્યું છે કે :—

गुरुगुणजुत्तं तु गुरु, ठाविज्जा अहव तत्थ अक्खाइं ।
अहवा नाणाइतिअं, ठविज्ज सक्खंगुरु-अभावे ॥ २८ ॥

(ધર્માનુષ્ઠાન કરતાં) સાક્ષાત્ ગુરુ વિદ્યમાન ન હોય, તો ગુરુના ગુણોથી જે યુકત હોય, તેને ગુરુ તરીકે સ્થાપવા; અથવા તેના સ્થાને અક્ષાદિ કે જ્ઞાન–દર્શન–ચારિત્રનાં ઉપકરણો સ્થાપવાં.

૧) સામાયિક, ૨) ચતુર્વિંશતિસ્તવ, ૩) વંદન, ૪) પ્રતિક્રમણ, ૫) કાયોત્સર્ગ અને ૬) પ્રત્યાખ્યાન એ ષડાવશ્યક રૂપી છ ક્રિયાઓ શ્રાવક–શ્રાવિકા માટે સૌથી મહત્વનું ધર્માનુષ્ઠાન છે. આ ધર્મનુષ્ઠાન-માં સામાયિક ગ્રહણ કરતી વખતે જો ગુરુનો યોગ ન હોય, તો ઉપર જણાવી તેવી ગુરુ–સ્થાપના કરવામાં આવે છે. આ અંગેનો વિધિ એવો છે કે સામાયિકાદિ ક્રિયા કરવા ઇચ્છનારે તે માટે કહેલ વિધિ મુજબ શુદ્ધ વસ્ત્રો અને ઉપકરણો ધારણ કરવાં તથા જે સ્થાને બેસીને ક્રિયા કરવાની ઇચ્છા હોય, ત્યાં આસન પાથરવું. તેનાથી ઓછામાં ઓછા સાડા ત્રણ હાથ* સન્મુખની જગા ઉપર એક બાજોઠ મૂકવો અને તેના પર એક સાપડો મૂકી તેમાં ધાર્મિક પુસ્તક, નવકારવાળી આદિ મૂકવાં. પછી નિયત આસને બેસીને ઉપર્યુક્ત પુસ્તક આદિમાં ગુરુપદની સ્થાપના કરવા અર્થે જમણા હાથની સ્થાપના-મુદ્રા રચવી, એટલે કે આંગળીઓ તથા કરતલની આકૃતિ અર્ધસંપુટ જેવી બનાવવી અને જાણે કોઇ વસ્તુને સ્થાપન કરતા હોઇએ તેવી રીતે હાથને સ્થાપનાની સન્મુખ રાખવો. આ મુદ્રાપૂર્વક પ્રથમ મંગલસ્વરૂપ નમસ્કારમંત્ર બોલવો અને પછી

* આ મિત અવગ્રહ છે, મનુષ્યની કાયા સાડા ત્રણ હાથની ગણાય છે.'
—(જુઓ સુગુરુ વંદણસુત્ત-૩૦)



# ३ थोभवंदण-सुत्तं

## [ प्रणिपात-सूत्रम् ]

## ખમાસમણ-સૂત્ર

*

### (૧) મૂલપાઠ

इच्छामि खमासमणो ! वंदिउं,
जावणिज्जाए निसीहिआए,
मत्थएण वंदामि ॥*

---

* ગુરુ—(શ્રમણોને) मत्थएण वंदामि ॥
ગુરુ—(શ્રાવકોને) ધર્મલાભ કહે છે.

ધર્મલાભ—મંગલમય આશીર્વચન જે શ્રેય અને સિદ્ધિના મુખ્ય કારણરૂપ છે. કહ્યું છે કે:—

धर्मलाभाभिधा आशीर्मङ्गलशंसनवाक् श्रेयःसिद्धेरुपादानम् ॥

— શ્રી દેવવિમલગણિ વિરચિત હીરસૌભાગ્ય
(સર્ગ ૯, શ્લો. ૨૬ ની ટીકા)

માન્યતા છે અને તેથી વિરુદ્ધ અઢાર દોષોથી રહિત હોય, તે દેવ-અરિહંત સુદેવ છે; પ્રસ્તુત સૂત્રમાં જણાવ્યા તેવા ૩૬ ગુણોથી યુક્ત, તે સુગુરુ છે; અને અહિંસા, સંયમ તથા તપના લક્ષણુથી યુક્ત જે ધર્મ, તે સુધર્મ છે.

કુગુરુ અને સુગુરુને ઓળખવા માટે આ સૂત્ર આ રીતે ચાવી-સમાન છે, તેથી ઘણું ઉપયોગી છે.

ષડાવશ્યકને લગતા કેટલાક બાલાવબોધોમાં, નમસ્કાર-મહામંત્રના વિવેચન પ્રસંગે, તેમ જ સ્વતંત્ર રીતે, આ ગાથાઓ પર કેટલુંક વિવરણ થયેલું છે.

## (૭) પ્રકીર્ણક

શ્રીહરિભદ્રસૂરિકૃત સંબોધ-પ્રકરણ (અપરનામ તત્ત્વપ્રકાશ) ના ગુરુ-સ્વરૂપાધિકારની ૯૧ મી તથા ૯૨ મી ગાથા નીચે મુજબ છે :—

पंचिंदिय-संवरणो, तह नवविह-बंभचेर-गुत्ति-धरो ।
तह चउ-विह-कसाओ, अट्ठारसगुणेहिं संजुत्तो ॥ ९१ ॥
पंच-महव्वय-जुत्तो, पंचविहायार-पालण-समत्थो ।
पंच-समिइ-ति-गुत्ति-गुत्तो छत्तीस-गुण-कलिओ ॥ ९२ ॥

આચાર્યના ૩૬ ગુણોની ગણના તેમણે જુદી જુદી ૪૭ રીતે કરાવી છે, તેમાં આ રીત બીજી છે.

આ સૂત્રમાં સર્વ વર્ણ ૮૦ છે અને તેમાં ગુરુ ૧૦, લઘુ ૭૦ છે.

સમતાના પાલનવડે સમણ થવાય છે, બ્રહ્મચર્યના પાલનવડે બ્રાહ્મણ-સંયમી થવાય છે, જ્ઞાનવડે મુનિ થવાય છે અને તપવડે તાપસ-તપસ્વી થવાય છે.

જે સમણમાં ક્ષમાનો ગુણ પ્રધાન હોય, તે ક્ષમાસમણ કે ક્ષમાશ્રમણ કહેવાય છે. અથવા જે સમણ ક્ષમાદિ દશ પ્રકારના યતિધર્મનું પાલન કરે છે, તે ક્ષમાશ્રમણ કહેવાય છે. તે ક્ષમાદિ દશ પ્રકારનો યતિધર્મ નીચે મુજબ છે :—

૧ ક્ષમા, ૨ માર્દવ, ૩ આર્જવ, ૪ શૌચ, ૫ સત્ય, ૬ સંયમ, ૭ તપ, ૮ ત્યાગ, ૯ આકિંચન્ય અને ૧૦ બ્રહ્મચર્ય.

वंदिउं-[ वन्दितुम् ]—વંદન કરવાને.

जावणिज्जाए-[ यापनीयया ]—યાપનીયા વડે.

(૧) यापन એટલે કાલનિર્ગમન, તેના સંબંધી પૃચ્છા કરવી તે यापनीया. સુગુરુ-વંદણ-સુત્ત (ક્રમાંક ૨૯) માં યાપનીયા અને નૈષેધિકી વડે વંદન કરવાનો આદેશ માગ્યા પછી અને ગુરુએ છંદેણ શબ્દથી તેવો આદેશ આપ્યા પછી નીચેનો પાઠ બોલાય છે, તે યાપનીયા (વંદના) નો છે :—

शिष्यः-अणुजाणह मे मिउग्गहं ।

[ गुरुः-अणुजाणामि ]

शिष्यः-निसीहि अहोकायं कायसंफासं खमणिज्जो मे किलामो, अप्पकिलंताणं बहुसुभेण भे !

दिवसो वइक्कंतो ?

[ गुरुः-तहत्ति ]

शिष्यः-जत्ता मे ?

[ गुरुः-तुब्भं पि वट्टए ! ]

### (૨) સંસ્કૃત છાયા

इच्छामि क्षमाश्रमण ! वन्दितुं,
यापनीयया नैषेधिक्या,
मस्तकेन वन्दे ॥

### (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**इच्छामि**-[ इच्छामि ]—હું ઇચ્છું છું.

કોઇના દબાણ કે કોઇની શરમથી નહિ, પણ મારી પોતાની મરજીથી અભિલાષા રાખું છું.

**खमासमणो**-[ क्षमाश्रमण ]-હે ક્ષમાવાળા સમણ ! હે ક્ષમા-પ્રધાન શ્રમણ ! હે ક્ષમાવાળા સાધુ !

સમણ એટલે શત્રુ અને મિત્ર પ્રત્યે સમભાવથી વર્તનાર. समतया शत्रु-मित्रादिषु प्रवर्तते इति समणः ( नः )।

શ્રમણ એટલે તપસ્વી. श्राम्यतीति श्रमणः ।

શ્રમણ એટલે સંયમી. श्राम्यति श्रममानयति पञ्चेन्द्रियाणि मनश्चेति श्रमणः ।

શ્રમણ એટલે વૈરાગી. श्राम्यति-संसारविषय-खिन्नो भवति तपस्यतीति वा श्रमणः ।

આ બધા ગુણો સાધુના હોઇ સાધુને જ સમણ અથવા શ્રમણ કહેવામાં આવે છે.

શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ૨૫ મા અધ્યયનમાં કહ્યું છે કે :—

समयाए समणो होइ, बंभचेरेण बंभणो ।
नाणेण उ मुणी होइ, तवेण होइ तावसो ॥

હે ભગવન્! તે યાપનીય શું છે?

હે સોમિલ! યાપનીય બે પ્રકારે છે, તે આ પ્રમાણે:— ઇંદ્રિય-યાપનીય અને નોઇંદ્રિય-યાપનીય.

હે ભગવન્! ઇંદ્રિય-યાપનીય એટલે શું?

હે સોમિલ! શ્રોત્રેંદ્રિય, ચક્ષુરિન્દ્રિય, ઘ્રાણેંદ્રિય, જિહ્વેન્દ્રિય અને સ્પર્શેંદ્રિય—એ પાંચે ઇન્દ્રિયો ઉપઘાત-રહિત (અપકાર કે હાનિ રહિત) મારે આધીન વર્તે છે, તે 'ઇન્દ્રિય-યાપનીય' છે.

હે ભગવન્! નોઇંદ્રિય-યાપનીય એટલે શું?

હે સોમિલ! મારા ક્રોધ, માન, માયા અને લોભ-એ ચારે કષાયો વ્યુચ્છિન્ન થયેલા હોઈ (નાશ પામેલા હોઈ) ઉદયમાં આવતા નથી, તે નોઇંદ્રિય-યાપનીય છે. એ પ્રમાણે યાપનીય કહ્યું.

શ્રીહરિભદ્રસૂરિએ આવશ્યકસૂત્રની ટીકામાં વંદન અધિકારમાં यापनीयं चेन्द्रियोपशमादिना प्रकारेण એવો અર્થ કરેલો છે, એટલે ઇંદ્રિય અને મનની વિષયો તથા વિકારોથી ઉપઘાતરહિત અવસ્થા, એ યાપનીય છે.

निसीहिआए [नैषेधिक्या] નૈષેધિકી ક્રિયા વડે.

(૧) જે ક્રિયાવડે અતિચારનો નિષેધ કરવામાં આવે, અતિચારનું પ્રતિક્રમણ કરવામાં આવે તે નૈષેધિકી. સુગુરુ વંદણ-સૂત્રમાં યાપનીયા (વંદના) પછી નીચેનો પાઠ બોલાય છે, તે નૈષેધિકી (વંદના) નો છે:—

शिष्यः—खामेमि खमासमणो! देवसिअं वइक्कमं,

गुरुः—[अहमवि खामेमि तुब्भं]

शिष्यः—आवस्सिआए पडिक्कमामि ।

शिष्यः–जवणिज्जं च मे?

[ गुरुः–एवं ]

સુગુરુ-સુખ-શાતાપૃચ્છા સૂત્ર (ક્રમાંક ૪) નો પાઠ આ યાપનીયા વંદના પરથી યોજાયેલો છે, જે ગુરુખામણા સૂત્ર (અબ્ભુટ્ઠિયો સૂત્ર) વડે નૈષેધિકી-વંદના કરતાં પહેલાં બોલાય છે.

(૨) યાપનીયાનો બીજો અર્થ શમન ક્રિયા કે ઉપશમન ક્રિયા છે.

ભગવતીસૂત્રના ૧૮ મા શતકના દસમા ઉદ્દેશમાં પ્રભુ મહાવીર અને સોમિલ બ્રાહ્મણ વચ્ચે થયેલા વાર્તાલાપમાં આ શબ્દ તેવા ભાવમાં વપરાયેલો છે :—

किं ते भंते जवणिज्जं?

सोमिला! जवणिज्जे दुविहे पन्नत्ते, तं जहा-इंदिय-जवणिज्जे य नोइंदिय-जवणिज्जे य।

से किं तं इंदिय-जवणिज्जे?

इंदिय-जवणिज्जं मे सोइंदिय--चक्खिंदिय-घाणिंदिय-जिब्भिंदिय-फासिंदियाइं निरुवहयाइं वसे वट्टंति। से तं इंदिय-जवणिज्जे।

से किं तं नोइंदिय--जवणिज्जे?

नोइंदिय-जवणिज्जे जं मे कोह-माण-माया-लोभा वोच्छिन्ना, नो उदीरेंति, से तं नोइंदिय-जवणिज्जे, से तं जवणिज्जे!

જોડી મસ્તક નમાવવાથી ફિટ્ટાવંદન થાય છે અને પંચાંગ (બે હાથ, બે જાનુ અને મસ્તક) સંપૂર્ણ નમાવી બે વખત ખમાસમણ દેવાથી બીજું થોભવંદન થાય છે.

શ્રી ગુરુવંદનભાષ્ય—દેવેન્દ્રસૂરિ વિરચિત.

છોભવંદન—વંદનવિશેષ, બે ખમાસમણારૂપવંદન. છોભ દેસિય (દેશ્ય) શબ્દ છે અને તે થોભવંદનરૂપે પણ લખાય છે.

આ વંદન બે હાથ, બે જાનુ અને મસ્તક—એ પાંચ અંગો નમાવીને બે વાર વંદન કરવાથી થાય છે. ત્રણ પ્રકારનાં ગુરુવંદનોમાં આ વંદન મધ્યમ પ્રકારનું ગણાય છે. આ સૂત્રનું બીજું નામ પ્રણિપાતસૂત્ર છે, તેમજ તે ખમાસમણ (ક્ષમાશ્રમણ)ને વંદન કરવામાં ઉપયોગી હોવાથી ખમાસમણ-સૂત્રના નામથી પણ ઓળખાય છે.

**खमासमण !**—હે ક્ષમાસમણ! હે ક્ષમાશ્રમણ!

'ક્ષમાસમણ' કે 'ક્ષમાશ્રમણ'-શબ્દનો સામાન્ય અર્થ ક્ષમા-પ્રધાન સાધુ થાય છે, પણ પરંપરાથી આ શબ્દ, વિશેષ જ્ઞાનવાળા-(પૂર્વધર) તથા સૂત્ર-સિદ્ધાંતની વાચના આપનાર અને તેના ગૂંથનાર-એ બધાને માટે વાપરવામાં આવે છે. જેમ કે જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ, સિંહગણિ ક્ષમાશ્રમણ વગેરે. પાક્ષિક-સૂત્રમાં ક્ષમાશ્રમણનું સંબોધન, બાર અંગોની વાચના આપનાર, છ આવશ્યકની વાચના આપનાર તથા કાલિક અને ઉત્કાલિક અંગ-બાહ્ય સૂત્રોની વાચના આપનારને ઉદ્દેશીને થયેલું છે. શ્રીયશોદેવસૂરિજીએ તે સ્થળે વપરાયેલા ક્ષમાશ્રમણ-શબ્દનો અર્થ આવો કર્યો છે:— क्षमाश्रमणेभ्यः क्षमादिगुणप्रधानमहातपस्विभ्यः स्वगुरुभ्य-स्तीर्थंकर-गणधरादिभ्यो वेति भावः ક્ષમાશ્રમણોને એટલે

खमासमणाणं देवसिआए आसायणाए,

...........अप्पाणं वोसिरामि ॥

ગુરુખામણા સૂત્ર (અબ્ભુટ્ઠિઓ સૂત્ર) વડે ગુરુ પ્રત્યે થયેલા અપરાધોની ક્ષમા માગવામાં આવે છે, એટલે તે પણ નૈષેધિકી (વંદના) ના જ પ્રકારને બતાવે છે.

(૨) જેના વડે નિષેધ થાય છે, તે પણ ઉપચારથી નૈષેધિકી કહેવાય છે. શ્રીહરિભદ્રસૂરિજીએ આ. ટી. માં **नैषेधिक्या प्राणातिपातनिवृत्तया तन्वा-शरीरेणेत्यर्थः** નૈષેધિકી વડે એટલે પ્રાણાતિપાતથી નિવૃત્ત થયેલ તનુ વડે-શરીર વડે એવો અર્થ કરેલો છે.

मत्थएण-[ मस्तकेन ]-મસ્તક વડે, માથું નમાવીને.

वंदामि-[ वन्दे ]-વંદું છું, હું વંદન કરું છું, હું પ્રણામ કરું છું.

## (૪) તાત્પર્યાર્થ

**थोभ(छोभ)वंदणसुत्तं**—થોભ(છોભ)વંદણ અથવા સ્તોભવંદન કરવામાં ઉપયોગી સૂત્ર. સ્તોભ એટલે સ્થંભવું-અટકવું, તે પરથી જે વંદન થોભીને-ઊભા રહીને કરવામાં આવે, તે સ્તોભવંદન કહેવાય છે.

છોભવંદન અથવા થોભ કે સ્તોભવંદન વિષે નીચે પ્રમાણે આધાર પ્રાપ્ત થાય છે:—

गुरुवंदणमह तिविहं, तं फिट्टा छोभ बारसावत्तं ।
सिरनमणाइसु पढमं, पुन्नखमासमणदुगि बीअं ॥ १ ॥

અર્થ—હવે ગુરુવંદન અધિકાર કહે છે. તે ત્રણ પ્રકારે છે:— ૧ ફિટ્ટાવંદન, ૨ થોભવંદન અને ૩ દ્વાદશાવર્તવંદન. બે હાથ

જોડી મસ્તક નમાવવાથી ફિટ્ટાવંદન થાય છે અને પંચાંગ (બે હાથ, બે જાનુ અને મસ્તક) સંપૂર્ણ નમાવી બે વખત ખમાસમણ દેવાથી બીજું થોભવંદન થાય છે.

શ્રી ગુરુવંદનભાષ્ય—દેવેન્દ્રસૂરિ વિરચિત.

છોભવંદન—વંદનવિશેષ, બે ખમાસમણારૂપવંદન. છોભ દેસિય (દેશ્ય) શબ્દ છે અને તે થોભવંદનરૂપે પણ લખાય છે.

આ વંદન બે હાથ, બે જાનુ અને મસ્તક—એ પાંચ અંગો નમાવીને બે વાર વંદન કરવાથી થાય છે. ત્રણ પ્રકારનાં ગુરુવંદનોમાં આ વંદન મધ્યમ પ્રકારનું ગણાય છે. આ સૂત્રનું બીજું નામ પ્રણિપાતસૂત્ર છે, તેમજ તે ખમાસમણ (ક્ષમાશ્રમણ)ને વંદન કરવામાં ઉપયોગી હોવાથી ખમાસમણ-સૂત્રના નામથી પણ ઓળખાય છે.

**खमासमण !**—હે ક્ષમાસમણ ! હે ક્ષમાશ્રમણ !

'ક્ષમાસમણ' કે 'ક્ષમાશ્રમણ'-શબ્દનો સામાન્ય અર્થ ક્ષમા-પ્રધાન સાધુ થાય છે, પણ પરંપરાથી આ શબ્દ, વિશેષ જ્ઞાનવાળા-(પૂર્વધર) તથા સૂત્ર-સિદ્ધાંતની વાચના આપનાર અને તેના ગૂંથનાર-એ બધાને માટે વાપરવામાં આવે છે. જેમ કે જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ, સિંહગણિ ક્ષમાશ્રમણ વગેરે. પાક્ષિક-સૂત્રમાં ક્ષમાશ્રમણનું સંબોધન, બાર અંગોની વાચના આપનાર, છ આવશ્યકની વાચના આપનાર તથા કાલિક અને ઉત્કાલિક અંગ-બાહ્ય સૂત્રોની વાચના આપનારને ઉદ્દેશીને થયેલું છે. શ્રીયશોદેવસૂરિજીએ તે સ્થળે વપરાયેલા ક્ષમાશ્રમણ-શબ્દનો અર્થ આવો કર્યો છે:— **क्षमाश्रमणेभ्यः क्षमादिगुणप्रधानमहातपस्विभ्यः स्वगुरुभ्य-स्तीर्थंकर-गणधरादिभ्यो वेति भावः** ક્ષમાશ્રમણોને એટલે

ક્ષમાદિ ગુણવાળા મહાતપસ્વી સ્વગુરુને અથવા તીર્થંકરોને, તેમના ગણધરો વગેરેને. ગુરુ ઉપરાંત શ્રી તીર્થંકરદેવને વંદન કરતાં પણ આ સૂત્ર બોલવામાં આવે છે.

**जावणिज्जाए निसीहिआए**–(૧) સુખ–સાતાની પૃચ્છા અને અતિચારોના પ્રતિક્રમણ વડે, (૨) ઉપશમવાળી પાપરહિત કાયાવડે,

ગુરુને વંદન કરવાનો સામાન્ય વિધિ એવો છે કે પ્રથમ સુખ–સાતાની પૃચ્છા કરવી અને પછી તેમના પ્રત્યે જે અવિનય–આશાતના થયેલ હોય તેની ક્ષમા માગવી–તેનું પ્રતિક્રમણ કરવું. અહીં जावणिज्जाए निसीहिआए પદો વડે તે ક્રમનું સૂચન થયેલું છે.

ઇંદ્રિય અને કષાયના ઉપશમથી સહિત તે ઉપશમવાળી તથા પ્રાણાતિપાત આદિ પાપોથી નિવૃત્ત થયેલી તે પાપરહિત. અર્થાત્ જે શરીરમાં ઇંદ્રિયોના વિકારો નથી, કષાયોનો ઉપઘાત નથી તથા પ્રાણાતિપાત આદિ પ્રવૃત્તિઓનો આરંભ નથી, તેવા નિર્વિકારી અને નિષ્પાપ શરીર વડે.

**मत्थएण वंदामि** નો શબ્દાર્થ જો કે મસ્તક વડે વંદન કરું છું એટલો જ થાય છે, પણ વ્યવહારમાં તે પ્રણિપાત–વંદન મસ્તક, બે હાથ અને બે જાનુને નમાવવા વડે થતું હોવાથી તેનો અર્થ માત્ર મસ્તક વડે ન કરતાં મસ્તકાદિ પાંચ અંગો વડે–પંચાંગ પ્રણિપાત વડે કરવો ઉચિત જણાય છે.

અરિહંતના બિમ્બમાં પણ આચાર્યપણું વગેરે સર્વ પદવીઓ ઘટમાન છે, માટે ખમાસમણ સહિત જે જે વિધિ કરવાનો હોય તે શ્રી જિનબિમ્બની આગળ કરવો.

' સંઘાચાર ભાષ્યમાં શ્રીસ્કંદકની કથામાં કહ્યું છે કે :—

**स्फुटं तदर्ह ( रु ) हद्‌बिम्बेष्वपि स्थापनाचार्यत्वादि**
**तथा क्षमाश्रमणकैः कार्यो ( कैर्यादेः ) विधिस्तत्पुरः**

અર્થ—અરિહંતના બિંબમાં પણ આચાર્યપણું વગેરે સર્વ પદવીઓ ઘટમાન છે, માટે ખમાસમણસહિત ઈરિયાવહિ વગેરે તે તે વિધિ શ્રી જિનબિમ્બનની આગળ કરવો.

— ધર્મસંગ્રહ ગુ. ભા. ભાગ ૧. પૃ. ૪૦૭.

(૧) ફિટ્ટાવન્દન—સાધુએ સર્વ સાધુઓને, સાધ્વીએ સર્વ સાધુઓ તથા સાધ્વીઓને, શ્રાવકે સર્વ સાધુ-સાધ્વી તથા શ્રાવક શ્રાવિકાઓને અને શ્રાવિકાએ પણ તે ચારેયને કરવાનું છે.

(૨) છોભવંદન—સાધુએ વડિલ સાધુને, સાધ્વીએ સર્વ સાધુઓને તથા વડિલ સાધ્વીને, શ્રાવકે સર્વ સાધુઓને અને શ્રાવિકાએ સર્વ સાધુઓને, સાધ્વીઓને કરવાનું છે.

— ધર્મસંગ્રહ ગુ. ભા. ભાગ ૧. પૃ. ૪૬૭.

## (૫) અર્થ-સંકલના

હે ક્ષમાશ્રમણ! આપને હું સુખ-શાતાની પૃચ્છા વડે તથા અતિચારોના પ્રતિક્રમણ વડે વંદન કરવાને ઇચ્છું છું.

(તથા)

હે ક્ષમાશ્રમણ! આપને હું નિર્વિકારી નિષ્પાપ કાયા વડે વંદન કરવાને ઇચ્છું છું.

મસ્તકાદિ પાંચે અંગો નમાવીને-પંચાંગ પ્રણિપાત વડે હું વંદન કરું છું.

ક્ષમાદિ ગુણવાળા મહાતપસ્વી સ્વગુરુને અથવા તીર્થંકરોને, તેમના ગણધરો વગેરેને. ગુરુ ઉપરાંત શ્રી તીર્થંકરદેવને વંદન કરતાં પણ આ સૂત્ર બોલવામાં આવે છે.

**जावणिज्जाए निसीहिआए**-(૧) સુખ-સાતાની પૃચ્છા અને અતિચારોના પ્રતિક્રમણ વડે, (૨) ઉપશમવાળી પાપરહિત કાયાવડે,

ગુરુને વંદન કરવાનો સામાન્ય વિધિ એવો છે કે પ્રથમ સુખ-સાતાની પૃચ્છા કરવી અને પછી તેમના પ્રત્યે જે અવિનય-આશાતના થયેલ હોય તેની ક્ષમા માગવી-તેનું પ્રતિક્રમણ કરવું. અહીં जावणिज्जाए निसीहिआए પદો વડે તે ક્રમનું સૂચન થયેલું છે.

ઇંદ્રિય અને કષાયના ઉપશમથી સહિત તે ઉપશમવાળી તથા પ્રાણાતિપાત આદિ પાપોથી નિવૃત્ત થયેલી તે પાપરહિત. અર્થાત્ જે શરીરમાં ઇંદ્રિયોના વિકારો નથી, કષાયોનો ઉપઘાત નથી તથા પ્રાણાતિપાત આદિ પ્રવૃત્તિઓનો આરંભ નથી, તેવા નિર્વિકારી અને નિષ્પાપ શરીર વડે.

**मत्थएण वंदामि** નો શબ્દાર્થ જો કે મસ્તક વડે વંદન કરું છું એટલો જ થાય છે, પણ વ્યવહારમાં તે પ્રણિપાત-વંદન મસ્તક, બે હાથ અને બે જાનુને નમાવવા વડે થતું હોવાથી તેનો અર્થ માત્ર મસ્તક વડે ન કરતાં મસ્તકાદિ પાંચ અંગો વડે-પંચાંગ પ્રણિપાત વડે કરવો ઉચિત જણાય છે.

અરિહંતના બિમ્બમાં પણ આચાર્યપણું વગેરે સર્વ પદવીઓ ઘટમાન છે, માટે ખમાસમણ સહિત જે જે વિધિ કરવાનો હોય તે શ્રી જિનબિમ્બની આગળ કરવો.

ઉપયોગ ઘણી વાર થાય છે, તથા ચૈત્યવંદન અને બીજી ધાર્મિક ક્રિયાઓમાં પણ તેની જરૂર પડે છે; તેથી આ સૂત્રની ગણના એક અતિ ઉપયોગી સૂત્રમાં થાય છે.

આ સૂત્ર ખમાસમણના નામથી પ્રસિદ્ધ છે.

ગુરુને વંદન ક્યારે ન કરાય અને ક્યારે કરાય તેનો સૂક્ષ્મ રીતે વિચાર થયો છે.

### વંદન માટે અનવસર

(૧) ગુરુ જ્યારે ધર્મ ચિન્તામાં હોય,

(૨) ગુરુનું જ્યારે વંદન કરનાર ઉપર લક્ષ ન હોય અથવા ઉભા હોય,

(૩) ગુરુ જ્યારે પ્રમાદમાં એટલે કે ક્રોધમાં કે નિદ્રામાં હોય અથવા

(૪) ગુરુની જ્યારે આહાર કરવાની અથવા ઠલ્લે જવાની તૈયારી હોય,

— ત્યારે વંદન કરાય નહીં.

### વંદન માટે અવસર

(૧) ગુરુ જ્યારે શાન્ત બેઠા હોય,

(૨) ગુરુ જ્યારે અપ્રમત્ત હોય,

(૩) ગુરુ જ્યારે આસન ઉપર બેઠેલા હોય, અથવા

(૪) છંદેણં કહેવા માટે ઉદ્યત હોય,

— ત્યારે વંદન કરાય.

આત્મસાક્ષીએ, દેવસાક્ષીએ અને ગુરુસાક્ષીએ-પચ્ચક્ખાણ કરવાનું હોવાથી ગુરુ પાસે પણ તે અવશ્ય કરવું જોઇએ, કહ્યું છે કે:—

## (૬) સૂત્ર-પરિચય

પૂજ્યોને-વડિલોને વંદન. કરવાનો આચાર જગતમાં સુપ્રસિદ્ધ છે. તેમાં પણ દેવ અને ગુરુને ખાસ વિધિ-પૂર્વક વંદન કરવામાં આવે છે, કારણ કે તેઓ વડીલોના પણ વડીલ અને પૂજ્યોના પણ પૂજ્ય છે અને તેમને વંદન કરવાથી દર્શન અથવા શ્રદ્ધાનો ગુણ વિકાસ પામે છે. જે વિધિથી દેવને વંદન કરવામાં આવે છે, તેને ચૈત્ય-વંદના (ચેઇયિવંદણા) કે ચૈત્યવંદન કહેવાય છે અને જે વિધિથી ગુરુને વંદન કરવામાં આવે છે તેને ગુરુ-વંદના કે ગુરુવંદન કહેવામાં આવે છે.

ગુરુને વંદન કરવાના પ્રસંગો એકથી વધારે વાર આવે છે. આ બધા પ્રસંગે ગુરુનો યોગ્ય વિનય જળવાઈ રહે અને વંદનની ક્રિયા સમયોચિત રહે, તે માટે તેના ત્રણ પ્રકારો રાખવામાં આવ્યા છે, તે નીચે મુજબ:—(૧) ફિટ્ટાવંદણ, (૨) થોભ-વંદણ અને (૩) બારસાવત્ત-વંદણ. ફિટ્ટા એટલે રસ્તો. તે પરથી રસ્તે ચાલતાં જે વંદન કરવામાં આવે તે ફિટ્ટા-વંદણ. તે બે હાથ જોડીને માથું નમાવવાથી થાય છે. બીજું થોભવંદણ એટલે ઉભા રહીને કરવાનું વંદન. તે બે હાથ, બે જાનુ અને મસ્તક-એમ પાંચ અંગોને નમાવવાથી થાય છે. વર્તમાન સામાચારી પ્રમાણે ત્યાર પછી સુગુરુ-સુખશાતા-પૃચ્છા અને અબ્ભુટ્ઠિઓ સૂત્ર બોલવાથી એ પ્રકારનું વંદન થાય છે. જ્યારે ત્રીજું વંદન ખાસ વિધિપૂર્વક કરેલા બાર આવર્તોથી પૂર્ણ બને છે. આ વંદનો અનુક્રમે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ ગણાય છે.

જઘન્ય વંદન-પ્રસંગે ખાસ સૂત્ર બોલવાનું હોતું નથી, પણ **मत्थएण वंदामि** એટલું બોલાય છે. પછીનાં બે વંદનોમાં ખાસ સૂત્રો બોલાય છે, જેમાં સ્તોભવંદન પ્રસંગે આ સૂત્ર બોલવામાં આવે છે. સામાયિક તથા પ્રતિક્રમણમાં સ્તોભવંદન સૂત્રનો




# ४ सुगुरु–सुखशाता–पृच्छा

## ગુરુ–નિમંત્રણ–સૂત્ર

### (૧) મૂલપાઠ

*

इच्छकार ! सुह–राई ?*
सुख–तप ?
शरीर निराबाध ?
सुख–संजम–जात्रा निर्वहो छो जी ?
स्वामी ! साता छे जी ?

---

* (૧) દિવસના બાર વાગ્યા પછી આ સૂત્ર બોલવું હોય તો **सुह–राई**ના સ્થાને **सुह–देवसि** એવો પાઠ બોલવો.

(૨) આ સૂત્રનો નિર્દેશ, ક્રમાંક ૧૧ વાળી પોથીમાં પૃષ્ઠ ૧ ઉપર નીચે પ્રમાણે જોવામાં આવે છે: **इच्छकारि सुह–राई सुख–तप शरीर निरावाध सुप-संजम यात्रा निर्वहइ छइ ?** પોથી ૨૯ માં **स्वामी शाता छे जी** એ ભાગ જોવામાં આવતો નથી. પોથી ૨૪ માં **छे स्वामी शाता ?** એવો પાઠ નજરે પડે છે.

प्रत्याख्यानं यदासीत्तत् करोति गुरुसाक्षिकम् ।
विशेषेणाथ गृह्णाति, धर्मोऽसौ गुरुसाक्षिकम् ॥

ભાવાર્થ—પહેલાં જે કર્યું હોય તે અગર તેથી વિશેષ પચ્ચક્ખાણ ગુરુમહારાજની સાક્ષીએ ગ્રહણ કરવું, કારણ કે-ગુરુ-સાક્ષીએ ધર્મ કરવાનો છે.

— ધર્મસંગ્રહ ગુ. ભા. ૧ પૃ. ૪૬૬.

આ સૂત્રમાં સર્વ વર્ણ ૨૮ છે, અને ગુરુ ૩, તથા લઘુ ૨૫ છે.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્ર 'સુગુરુવંદણ સૂત્ર' (વંદનક) પરથી યોજાયેલું છે ને તેનો સળંગ પાઠ ઓઘનિર્યુક્તિ પરની દ્રોણીયા વૃત્તિમાં જોવાય છે. (ગાથા ૨૦૩)



+**સાતા**—સૌખ્ય, ચિત્તની સ્વસ્થતા, સુખવાલા.

[ સાત અથવા સાતા બન્ને પ્રયોગ થાય છે. ]

***ભાત-પાણી**—આહાર-પાણી, નિર્દોષ રાંધેલું અનાજ અને પ્રાસુક પાણી.

## (૪) તાત્પર્યાર્થ

**સુગુરુ-સુખસાતા-પૃચ્છા**—સદ્‌ગુરુને સુખ—શાતાની પૃચ્છા કરવામાં ઉપયોગી સૂત્ર.

## (૫) અર્થ-સંકલના

[ શિષ્ય ગુરુને સુખ-શાતા પૂછે છે : ]

હે ગુરુજી ! આપની ઇચ્છા હોય તો પૂછું. વ્યતીત થયેલી રાત્રિ આપની ઇચ્છાને અનુકૂલ સુખ-પૂર્વક પસાર થઈ? (અથવા વ્યતીત થયેલો દિવસ આપની ઇચ્છાને અનુકૂલ સુખ-પૂર્વક પસાર થયો ?)

આપની તપશ્ચર્યા સુખ-પૂર્વક થાય છે?

આપના શરીરે કોઈ પણ પ્રકારની પીડા કે રોગ તો નથી ને?

વળી, હે ગુરુજી! આપની સંયમ-યાત્રાનો નિર્વાહ સુખે કરીને થાય છે?

હે સ્વામી ! આપ સર્વ પ્રકારે સુખવાળા છો ?

[ ગુરુ કહે છે—] દેવ અને ગુરુની કૃપાથી તેમ જ છે. ]

(શિષ્ય આ વખતે પોતાની હાર્દિક ઇચ્છા વ્યકત કરે છે :)

---

+ **सातं सौख्यं सुखं**—અ. ચિં. શ્લો. ૧૩૭૦.

* પ્રાકૃત ભત્ત શબ્દને સ્થાને ભાત શબ્દનો પ્રયોગ થયો છે. તેનો અર્થ રાંધેલું અનાજ થાય છે. -भत्ते-भोजनक्रियये (યો. શા.સ્વો. વૃ. પૃ. ૩)

[ અહીં ગુરુ જવાબ આપે :-દેવ-ગુરુ-પસાય. તે સાંભળીને શિષ્ય કહે: ]

**भात-पाणीनो लाभ देजो जी ॥***

## (૨) સંસ્કૃત છાયા

આ સૂત્ર મિશ્ર ગુજરાતી ભાષામાં હોવાથી તેની સંસ્કૃત છાયા આપેલી નથી.

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

इच्छकार !-હે સ્વકીય ઇચ્છા કરવાવાળા !

इच्छकार-સ્વકીય ઇચ્છા, તેનાથી યુક્ત તે इच्छकारी. તેનું સંબોધન રૂપ તે इच्छकारि! અહીં લોકરૂઢિથી इच्छकारिના સ્થાને इच्छकार બોલાય છે અને ભગવંત શબ્દ અધ્યાહાર છે.

सुह-राई ?-રાત્રી સુખ-પૂર્વક પસાર થઈ ?

सुह-સુખ. તે પૂર્વક પસાર થયેલી राइ-રાત્રિ, તે सुह-राइ. અહીં 'પસાર થઈ?' એ બે પદો અધ્યાહાર સમજવાનાં છે.

सुख-तप ?—તપ સુખ-પૂર્વક થાય છે ?

शरीर-निराबाध ?—શરીર પીડા-રહિત છે ?

જેમાંથી બાધા એટલે પીડા સર્વ પ્રકારે ચાલી ગઈ છે, તે નિરાબાધ.

सुख संजम-जात्रा निर्वहो छो जी ?-આપ સંયમરૂપી યાત્રાનો નિર્વાહ સુખ-પૂર્વક કરો છો ? આપ ચારિત્રનું પાલન સરળતા-પૂર્વક કરી શકો છો ?

---

* ગુરુ કહે-વર્તમાન જોગ.

किञ्चिदौषधादिना? नार्थित्वं किञ्चित् पथ्यादिना? इत्यादि।... प्राग्वन्दनाऽवसरे सामान्यतः सुहराई सुहतप सरीर निराबाध इत्यादि-प्रश्नकरणेऽपि विशेषेणात्र प्रश्नः सम्यक्-स्वरूप-परिज्ञानार्थस्तदुपायकरणार्थश्च ।

પછી સાધુના કાર્યના નિર્વાહ–સંબંધમાં પૂછે કે—હે સ્વામી! આપની સંયમ–યાત્રા સુખે વર્તે છે? અને ગઈ રાત્રિ સુખ–પૂર્વક વ્યતીત થઈ? આપના શરીરમાં કાંઇ વ્યાધિ તો નથી ને? કાંઇ વૈદ્ય વગેરેનું કે ઔષધાદિનું પ્રયોજન તો નથી ને? આજે આપને આહાર–વિષયમાં કાંઈ પથ્યાદિની જરૂર તો નથી?....વંદનાવસર પહેલાં સામાન્ય રીતે 'सुह–राई सुह-तप शरीर निराबाध ઇત્યાદિ પ્રશ્ન પૂછવા છતાં આવા વિશેષ પ્રશ્નો પૂછવાનું પ્રયોજન એ છે કે તેનાથી સાચી પરિસ્થિતિનો ખ્યાલ આવે અને જે કાંઈ ઉપાયોની યોજના કરવી હોય તે થઈ શકે.

अत एवात्र पदोर्लगित्वा इच्छकारि भगवन्! पसाउ करी फासुएणं एसणिज्जेणं असण-पाण-खाइम-साइमेणं, वत्थ-पडिग्गहकंबल-पायपुंछणेणं, पडिहारी-पीढ-फलग-सिज्जा-संथारेणं, ओसहभेसज्जेणं भयवं! अणुग्गहो कायव्वो। इति व्यक्त्या निमन्त्रणं च कार्यम् ।

ત્યાર પછી પગે લાગીને [પ્રણિપાત-ક્રિયા કરીને] નીચેના પાઠપૂર્વક નિમંત્રણા કરવી:—

હે ભગવન્! આપશ્રીની (આપની) ઇચ્છા પ્રમાણે પ્રસાદ (–કૃપા મહેરબાની) કરીને પ્રાસુક (અચિત્ત-નિર્દોષ), એષણીય (ગ્રહણ કરવા યોગ્ય) એવા અશન, પાન, ખાદ્ય, સ્વાદ્ય એવા આહાર વડે, તથા વસ્ત્ર, પ્રતિગ્રહ (પાત્ર), કંબલ, પાદપ્રોંછનક (રજોહરણ) વડે, પ્રતિહારિ (ગૃહસ્થોને વાપરી પાછી આપવા જેવી વસ્તુઓ), પીઠ (આસન), ફલક (પાટિયું), શય્યા,

મારે ત્યાંથી આહાર-પાણી વહોરી ધર્મનો લાભ આપવા કૃપા કરશોજી.

[ ગુરુ એ આમંત્રણનો સ્વીકાર કે ઈનકાર ન કરતાં કહે છે કે—વર્તમાન યોગ-જેવી તે સમયની અનુકૂળતા. ]

સાધુઓનો વ્યવહાર વર્તમાન કાળમાં જ હોય છે. તે વિષે મહાનિશીથમાં જણાવ્યું છે કે :—

आउसस्स न वीसासो कज्जम्मि वहूणि अंतरायाणि ।
तम्हा हवइ साहूणं वट्टमाण जोगेण ववहारो ॥

ભાવાર્થ—આયુષ્યનો વિશ્વાસ નથી અને કરવા જેવાં કાર્યોમાં અનેક અંતરાયો સંભવે છે, તેથી સાધુઓનો વ્યવહાર હમેશ વર્તમાન જોગપૂર્વક જ હોય છે.

## (૬) સૂત્ર-પરિચય

આ સૂત્રનો પાઠ, રાત્રિ-પ્રતિક્રમણમાં તેની સ્થાપના પહેલાં બોલાય છે.

સામાન્ય રીતે પ્રાતઃકાળમાં દેવવંદન કરીને ગુરુના દર્શને જવું જોઇએ. તે વખતે ઉચિત વિધિ સાચવીને બે ખમાસમણ પ્રણિપાત કરીને ગુરુની સમક્ષ હાથ જોડીને ઊભા રહેવું જોઇએ અને અહીં જણાવેલો પાઠ ક્રમાનુસાર બોલવો જોઇએ.

તે સંબંધી શ્રીરત્નશેખરસૂરિએ શ્રાદ્ધવિધિ-પ્રકરણની ટીકામાં જણાવ્યું છે કે :—

तथा पृच्छति यतिकृत्यनिर्वाहम् । यथा-निर्वहति संयम-यात्रा ? सुखरात्रिर्भवताम् ? निराबाधाः शरीरे यूयम् ? न बाधते वः कश्चिद् व्याधिः ? न योग्यं किमपि वैद्यादेः ? न प्रयोजनं

किञ्चिदौषधादिना? नार्थित्वं किञ्चित् पथ्यादिना? इत्यादि।... प्राग्वन्दनाऽवसरे सामान्यतः सुहराई सुहतप सरीर निराबाध इत्यादि-प्रश्नकरणेऽपि विशेषेणात्र प्रश्नः सम्यक्-स्वरूप-परिज्ञानार्थस्तदुपायकरणार्थश्च।

પછી સાધુના કાર્યના નિર્વાહ–સંબંધમાં પૂછે કે—હે સ્વામી! આપની સંયમ–યાત્રા સુખે વર્તે છે? અને ગઈ રાત્રિ સુખ–પૂર્વક વ્યતીત થઈ? આપના શરીરમાં કાંઇ વ્યાધિ તો નથી ને? કાંઇ વૈદ્ય વગેરેનું કે ઔષધાદિનું પ્રયોજન તો નથી ને? આજે આપને આહાર–વિષયમાં કાંઈ પથ્યાદિની જરૂર તો નથી?....વંદનાવસર પહેલાં સામાન્ય રીતે 'सुह–राई सुह-तप शरीर निराबाध ઇત્યાદિ પ્રશ્ન પૂછવા છતાં આવા વિશેષ પ્રશ્નો પૂછવાનું પ્રયોજન એ છે કે તેનાથી સાચી પરિસ્થિતિનો ખ્યાલ આવે અને જે કાંઈ ઉપાયોની યોજના કરવી હોય તે થઈ શકે.

अत एवात्र पदोर्लगित्वा इच्छकारि भगवन्! पसाउ करी फासुएणं एसणिज्जेणं असण-पाण-खाइम-साइमेणं, वत्थ-पडिग्गहकंबल-पायपुंछणेणं, पडिहारी-पीढ-फलग-सिज्जा-संथारेणं, ओसहभेसज्जेणं भयवं! अणुग्गहो कायव्वो। इति व्यक्त्या निमन्त्रणं च कार्यम्।

ત્યાર પછી પગે લાગીને [પ્રણિપાત-ક્રિયા કરીને] નીચેના પાઠપૂર્વક નિમંત્રણા કરવી:—

હે ભગવન્! આપશ્રીની (આપની) ઇચ્છા પ્રમાણે પ્રસાદ (–કૃપા મહેરબાની) કરીને પ્રાસુક (અચિત્ત-નિર્દોષ), એષણીય (ગ્રહણ કરવા યોગ્ય) એવા અશન, પાન, ખાદ્ય, સ્વાદ્ય એવા આહાર વડે, તથા વસ્ત્ર, પ્રતિગ્રહ (પાત્ર), કંબલ, પાદપ્રોંછનક (રજોહરણ) વડે, પ્રતિહારિ (ગૃહસ્થોને વાપરી પાછી આપવા જેવી વસ્તુઓ), પીઠ (આસન), ફલક (પાટિયું), શય્યા,

સંસ્તારક (સંથારિયા) વડે તથા ઔષધ, ભૈષજ્ય (સ્વીકારવા) વડે અનુગ્રહ કરવો.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્રનો, ग़ाता छे जी સુધીનો ભાગ આવશ્યક મૂલ-સૂત્રના ત્રીજા અધ્યયનમાં આવેલા સદ્ગુરુ-વંદનના નીચેના પાઠનો સારાંશ હોય તેમ જણાય છે. अप्प-किलंताणं वहुसुभेण मे! दिवसो वइक्कंतो? (राई वइक्कंता?) जत्ता मे! जवणिज्जं च मे! આદિ. જ્યારે भात-पाणीनो लाभ देजो जी એ પંક્તિ ગુરુ-નિમંત્રણ-સૂત્રના સ્થાને યોજાયેલી જણાય છે. આ ગુરુ-નિમંત્રણસૂત્રનો પાઠ ભગવતીજી આદિ સૂત્રોમાં આવતા નીચેના આલાપક પરથી યોજાયેલો લાગે છે:—

समणे निग्गंथे फासुएणं एसणिज्जेणं असण-पाण-खाइम-साइमेणं वत्थ-पडिग्गह-कंवल-पायपुंछणेणं पीढ-फलग-सेज्जा-संथारएणं पडिलाभेमाणे विहरइ।

શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્ર સ્વોપજ્ઞવિવરણ (પૃ. ૧૮૧) માં અતિથિસંવિભાગ-વ્રતના વર્ણન પ્રસંગે આ આલાપકનો ઉલ્લેખ કરેલો છે.





# *५ गुरुखामणा-सुत्तं

## [ गुरु-क्षमापना-सूत्रम् ]

## અબ્ભુટ્ઠિઓ સૂત્ર

*

### (૧) મૂલપાઠ

इच्छाकारेण संदिसह भगवं[१]! अब्भुट्ठिओ हं[२] अब्भिंतर-देवसिअं ( राइअं ) खामेउं[३-४]।

इच्छं, खामेमि देवसिअं ( राइअं )।

---

* આ સૂત્ર જુની આવૃત્તિમાં ૩૩મું હતું. વિધિગત જે ગુરૂ મહારાજનાં પ્રતિવચનો છે, તે નીચે પાદનોંધમાં આપવામાં આવ્યાં છે.

૧. આ પદ યો. શા. સ્વો. વૃ. ત્રીજા પ્રકાશવાળા પાઠમાં આપેલું નથી.

૨. પાઠાંતર मि શ્રાદ્ધદિનકૃત્ય, પૃ. ૨૨૭.
પાઠાંતર अम्हि યો. શા. સ્વો. વૃ. પ્ર. ૩, પૃ. ૨૪૫.

૩. પાઠાંતર खामेमि યો. સ્વો. વૃ. પ્ર. ૩, પૃ. ૨૪૫.

૪. ગુરુ-કહે—ખામેહ

સંસ્તારક (સંથારિયા) વડે તથા ઔષધ, ભૈષજ્ય (સ્વીકારવા) વડે અનુગ્રહ કરવો.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્રનો, शाता छे जी સુધીનો ભાગ આવશ્યક મૂલ-સૂત્રના ત્રીજા અધ્યયનમાં આવેલા સદ્ગુરુ-વંદનના નીચેના પાઠનો સારાંશ હોય તેમ જણાય છે. अप्प-किलंताणं बहुसुभेण भे! दिवसो वइक्कंतो? (राई वइक्कंता?) जत्ता भे! जवणिज्जं च भे! આદિ. જ્યારે भात-पाणीनो लाभ देजो जी એ પંક્તિ ગુરુ-નિમંત્રણ-સૂત્રના સ્થાને યોજાયેલી જણાય છે. આ ગુરુ-નિમંત્રણસૂત્રનો પાઠ ભગવતીજી આદિ સૂત્રોમાં આવતા નીચેના આલાપક પરથી યોજાયેલો લાગે છે:—

समणे निग्गंथे फासुएणं एसणिज्जेणं असण-पाण-खाइम-साइमेणं वत्थ-पडिग्गह-कंबल-पायपुंछणेणं पीढ-फलग-सेज्जा-संथारएणं पडिलाभेमाणे विहरइ।

શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્ર સ્વોપજ્ઞવિવરણ (પૃ. ૧૮૧) માં અતિથિસંવિભાગ-વ્રતના વર્ણન પ્રસંગે આ આલાપકનો ઉલ્લેખ કરેલો છે.



**भगवं** ! – [ भगवन् ! ] – હે ભગવંત! હે પૂજ્ય!

**अब्भुट्ठिओ**–[ अभ्युत्थितः ] – સામે ઊભો થયેલો (છું).

अभि+उत्+स्था – સામે ઊઠવું, આસન પરથી ઊઠવું, તે પરથી अभ्युत्थित – સામે ઊભો થયેલો.

**हं** – [ अहम् ] – હું.

**अब्भिंतर-देवसिअं** – [ अभ्यन्तर-दैवसिकम् ] – દિવસની અંદર થયેલા.

अभ्यन्तर-दैवसिकम् – दिवसाभ्यन्तर-सम्भवातिचारम् ] – (શ્રા. દિ. કૃ.) દિવસ-દરમિયાન થયેલા અતિચારને.

**खामेउं** – [ क्षमयितुम् ] – ખમાવવાને-ક્ષમા માગવાને.

**जं किंचि** – [ यत् किञ्चित् ] = જે કાંઈ.

**अपत्तिअं** – [ अप्रीतिकम् ] – અપ્રીતિ ઉપજાવનારું.

આર્ષ-પ્રયોગવાળા 'अपत्तिअं' શબ્દનો સંસ્કાર 'अप्रीतिकम्' થાય છે.

अपत्तिअं – आर्षत्वादप्रीतिकमप्रीतिमात्रम् (યો. સ્વો. વૃ. પ્ર. ૩) જો अप्पत्तिअं પાઠ લઈએ અને તેનો સંસ્કાર अप्रत्ययं કરીએ તો તેનો અર્થ અપ્રીતિજનક થાય, અને જો સંસ્કાર आत्म-प्रत्ययं કરીએ તો તેનો અર્થ પોતાના નિમિત્તે થાય.

**पर-पत्तिअं** – [ पराप्रीतिकम् ]–વિશેષ અપ્રીતિ ઉપજાવનારું

पर-पत्तिअं = प्रकृष्टमप्रीतिकं परप्रत्ययं वा पर-हेतुकं (યો. સ્વો. વૃ. પ્ર. ૩) पर-पत्तिअं એટલે પ્રકૃષ્ટ અપ્રીતિ ઉપજાવનારું, પર-નિમિત્તવાળું કે પર-હેતુવાળું.

जं किंचि अपत्तिअं[१], परपत्तिअं, भत्ते, पाणे, विणए, वेयावच्चे, आलावे, संलावे, उच्चासणे, समासणे, अंतरभासाए, उवरिभासाए ।

जं किंचि मज्झ विणय-परिहीणं सुहुमं वा बायरं वा तुब्भे जाणह, अहं न जाणामि,[२] तस्स मिच्छा मि दुक्कडं ॥

### (२) સંસ્કૃત છાયા

[ शिष्यः ] इच्छाकारेण संदिशत भगवन् !

अभ्युत्थितः अहं आभ्यन्तरदैवसिकं ( रात्रिकं ) क्षमयितुम् ।

[ गुरुः ] [ क्षामय ]

[ शिष्यः ] इच्छामि, क्षमयामि दैवसिकम् ।

यत् किञ्चित् अप्रीतिकम्, पराप्रीतिकम्, भक्ते, पाने, विनये, वैयावृत्त्ये, आलापे, संलापे, उच्चासने, समासने, अन्तर्भाषायाम्, उपरिभाषायाम् ।

यत् किञ्चित् मम विनय-परिहीनं सूक्ष्मं वा बादरं वा यूयं जानीथ, अहं न जाने, तस्य मिथ्या मे दुष्कृतम् ॥

### (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**इच्छाकारेण संदिसह** – [ इच्छाकारेण संदिशत ] – ઇચ્છાપૂર્વક આજ્ઞા આપો.

---

૧. પાઠાંતર अप्पत्तिअं

૨. પાઠાંતર याणामि

**अंतरभासाए** – [ अन्तर्भाषायाम् ] – વચ્ચે બોલવામાં.

કોઈ વાતચીત કરતું હોય તેની વચમાં બોલી ઊઠવું તે અંતર્ભાષા. અહીં કોઈના સ્થાને ગુરુ સમજવાના છે. अन्तर्भाषायां गुरोर्भाषमाणस्य विचालभाषणरूपायाम् ( યો. સ્વો. વૃ. પ્ર. ૩ ).

**उवरिभासाए** – [ उपरिभाषायाम् ] – તરત જ (ઉપરાંત-વિશેષ) બોલવામાં, ટીકા કરવામાં. વાત પૂરી થાય કે તરત જ બોલવા લાગી જવું તે ઉપરિભાષા. उपरिभाषायां गुरोर्भाषणानन्तरमेव विशेषभाषणरूपायाम् (યો. સ્વો. વૃ. પ્ર. ૩). વિશિષ્ટ અર્થમાં ગુરુના કથન ઉપર ટીકા-ટિપ્પણ કરવું કે તેમની સ્થાપેલી વાતને ઉત્થાપી પોતાની વાતનું સ્થાપન કરવું તે ઉપરિભાષા. उपरिभाषायां गुरोः कथितं विषयं विखण्ड्य स्वभाषा स्थापने ( આ. દિ. ).

**जं किंचि** – [ यत् किञ्चित् ] જે કાંઈ.

यत् किञ्चित् समस्तं सामान्यतो वा – જે કાંઈ એટલે સમસ્ત કે સામાન્ય રીતે.

**मज्झ** – [ मम ] – મારું.

**विणय-परिहीणं** — [ विनय-परिहीनम् ] — **વિનયથી રહિત,** શિક્ષાથી રહિત, ભક્તિ વિનાનું.

વિનયથી परिहीन, તે વિનય-परिहीन વિનય=શિક્ષા, ભક્તિથી परिहीन–રહિત. विनय-परिहीनं भक्ति-वियुक्तं संजातमित्यर्थः : ( શ્રા. દિ. કૃ. ) વિનય-પરિહીન, એટલે ભક્તિથી રહિત થયું હોય તે.

**सुहुमं वा बायरं वा** – [ सूक्ष्मं वा बादरं वा ] – સૂક્ષ્મ કે બાદર, નાનું કે મોટું. અલ્પ પ્રાયશ્ચિત્તને યોગ્ય કે વિશેષ પ્રાયશ્ચિત્તને યોગ્ય.

**तुब्भे जाणह** – [ यूयं जानीथ ] – આપ જાણો છો.

**अहं न जाणामि** – [ अहं न जानामि ] – હું જાણતો નથી.

**भत्ते** =[ भक्ते ] – ભોજનના સંબંધમાં.

भक्त શબ્દ અનેક અર્થો બતાવે છે : જેમ કે સેવક, અન્ન, ઓદન, તાંદુલ, ભોજન, વિભાજિત વગેરે. પરંતુ અહીં તે ભોજનના અર્થમાં વપરાયેલો છે. भत्ते=भोजनविषये (યો. સ્વો. વૃ. પ્ર. ૩) भज्–સેવા કરવી, રાંધવું વગેરે. તે પરથી भक्त=રાંધેલું, ભોજન.

**पाणे** –[ पाने ] – પાણીના સંબંધમાં.

पाणे पानविषये ( યો. સ્વો. વૃ. પ્ર. ૩ ) પાણી-સંબંધમાં. અહીં સાધુને આપવા યોગ્ય પ્રાસુક પાણી સમજવાનાં છે.

**विणये** – ] विनये ] – વિનયના સંબંધમાં.

વિનય શબ્દથી અહીં અભ્યુત્થાન, આસન-દાન વગેરે ક્રિયાઓ સમજવાની છે.

**वेयावच्चे** – [ वैयावृत्त्ये ] – વૈયાવૃત્ત્યના સંબંધમાં.

વૈયાવૃત્ત્ય શબ્દની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૨૪.

અહીં વૈયાવૃત્ત્ય શબ્દથી ઔષધ તથા ઉપયોગી વસ્તુઓનું દાન સમજવાનું છે. वेआवच्चे वैयावृत्त्ये, वैयापृत्त्ये वा औषध-पथ्यादिनाऽवष्टम्भरूपे (યો. શા. સ્વો. પ્ર. ૩).

**उच्चासणे** – [ उच्चासने ] = ( ગુરુ કરતાં ) ઊંચા આસને બેસવામાં.

उच्च જે आसन ते उच्चासन, તેના વિષે. उच्चासणे–गुरोरासनादुच्चैरासने (યો. સ્વો. વૃ. પ્ર. ૩) ઉચ્ચાસને એટલે ગુરુના કરતાં ઊંચા આસને બેસવામાં.

**समासणे** – [ समासने ] – ( ગુરુના આસનની ) સમાન આસન રાખવામાં.

सम+आसन તે समासन, તેના વિષે. सम એટલે ગુરુના આસનની તુલ્ય. समासणे·गुर्वासनतुल्ये आसने (યો. સ્વો. વૃ. પ્ર. ૩).

બોલાય છે. આ પદો વિશેષણ હોઈને વિશેષ્યની અપેક્ષા રાખે છે. તેનો નિર્દેશ અહીં સ્પષ્ટ શબ્દોમાં જોવામાં આવતો નથી, પરંતુ ક્ષમા હમેશાં અપરાધની જ માગવાની હોય છે અને અહીં ગુરુ-ક્ષમાપનાનો પ્રસંગ છે, એટલે આપના પ્રત્યે થયેલા અપરાધ એ શબ્દો અધ્યાહારથી સમાજવાના છે.

ખમાવવું એ ખમવાનું પ્રેરક રૂપ છે, તેથી તેનો સ્પષ્ટ અર્થ ક્ષમાની માગણીનો છે. આ માગણી તેટલા માટે કરવામાં આવે છે કે અપ્રીતિકારક કે અસદ્વર્તનથી ગુરુને કોઈ પણ પ્રકારનું દુઃખ થયું હોય કે ક્રોધ કરવાનું નિમિત્ત મળ્યું હોય તો તેની ઉપશાંતિ થાય, વિનય અને શિષ્ટાચારની જાળવણી થાય તથા પોતાના આત્માની શુદ્ધિ થાય. પારમાર્થિક હેતુથી માગવામાં આવેલી અપરાધોની ક્ષમા એ રંકતા કે દીનતા નથી, પણ જાગ્રત આત્માનો સ્વસ્થતા પ્રાપ્ત કરવા માટેનો એક સબલ પ્રયાસ છે, અને તેનું પરિણામ ચિત્તની પ્રસન્નતા છે. ક્ષમા આપવી એ ઉદારતા છે, ક્ષમા માગવી એ પવિત્રતા છે.

**इच्छं, खामेमि देवसिअं** – આપની આજ્ઞાને ઈચ્છું છું હવે દિવસ-સંબંધી અપરાધોને ખમાવું છું.

દૈવસિક અપરાધોની ક્ષમા માગવાની તત્પરતા દર્શાવ્યા પછી ગુરુ એવો જવાબ આપે છે કે खामेह – ખમાવો. તે વખતે શિષ્ય આજ્ઞાનો સ્વીકાર કરતાં જણાવે છે કે આપે જે પ્રમાણે આજ્ઞા આપી તે આજ્ઞાને ઈચ્છું છું; અને એ આજ્ઞાને શિરસાવંદ્ય ગણીને હવે દિવસ-દરમિયાન થયેલા અપરાધોને ખમાવું છું.

ખમવું એટલે સહનશીલતા રાખવી, ઉદારતા રાખવી, ખામોશી રાખવી કે વૈર લેવાની વૃત્તિનો ત્યાગ કરવો. તેનું પ્રેરક રૂપ ખમાવવું. એટલે સામાની પાસેથી ક્ષમાની અપેક્ષા રાખવી,

तस्स मिच्छा मि दुक्कडं – પૂર્વવત્.

## (૪) તાત્પર્યાર્થ

**गुरु-खामणा-सुत्तं** – ક્ષમાપના-સૂત્ર, ગુરુ-ક્ષમાપના-સૂત્ર.

આ સૂત્ર વડે શિષ્ય, ગુરુ પ્રત્યે થયેલ નાના-મોટા અપરાધોને ખમાવે છે, તથા ગુરુ પણ સામેથી તેને ખમાવે છે. એટલે તે ખામણા-ક્ષમાપના-સૂત્ર કહેવાય છે. આ સૂત્રનો મૂળપાઠ અબ્ભુટ્ઠિઓ શબ્દથી શરૂ થતો હોઇને તે અબ્ભુટ્ઠિઓ સૂત્રના નામથી પણ ઓળખાય છે.

**अब्भुट्ठिओ हं** – હું સામે ઊભો થયો છું, આદર-પૂર્વક ખડો થયો છું.

અભ્યુત્થિત શબ્દ માત્ર ઇચ્છા કે માત્ર અભિલાષાનો વ્યપોહ કરીને ક્રિયા કરવાની તત્પરતા બતાવે છે. અહીં ગુરુ પાસેથી ક્ષમા માગવાની માત્ર ઇચ્છા જ નથી પણ તત્પરતા છે, તે દર્શાવવા માટે એ યોજાયેલો છે. અથવા અભ્યુત્થિત શબ્દ આદર-પૂર્વક ઊભા થવાનો-ખડા રહેવાનો ભાવ સૂચવે છે અને તે અર્થ પણ અહીં સંગત છે, કારણ કે ગુરુની ક્ષમા દબાણવશ કે બાહ્યોપચારથી માગવાની નથી પણ તેમના પ્રત્યે સંપૂર્ણ આદરભાવથી માગવાની છે.

**अब्भिंतर-देवसिअं खामेउं** – દિવસ-દરમિયાન આપના પ્રત્યે થયેલા અપરાધોને ખમાવવા માટે. अब्भिंतर-देवसिअं શબ્દ અહીં સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીની કાલ-મર્યાદાનો સૂચક છે. એટલે જ્યારે સૂર્યાસ્તથી સૂર્યોદય સુધીના કે પક્ષ, ચાતુર્માસ અથવા સંવત્સર-દરમિયાન થયેલા અપરાધોની ક્ષમા માગવાની હોય છે, ત્યારે આ પદને બદલે અનુક્રમે अब्भिंतर-राइअं, अब्भिंतर-पक्खिअं, अब्भिंतर-चाउमासिअं અને अब्भिंतर-संवच्छरिअं એ પદો

સ્થાનકોમાં તેમનું સ્થાન અનુક્રમે દસમું અને સોળમું છે. આ બન્ને ગુણોની આરાધના કરતાં જે કાંઈ અપ્રીતિ અને વિશેષ અપ્રીતિ ઉપજાવે તેવું થયું હોય.

**आलावे संलावे – બોલવામાં અને વાતચીત કરવામાં.**

ગુરુની સાથે બોલવાનો તથા વાતચીત કરવાનો પ્રસંગ અનેક વાર આવે છે. તેમાં કોઈ વચન એવું બોલાયું હોય કે કોઈ વાતચીત એવી થઈ હોય કે જેથી અપ્રીતિ કે વિશેષ અપ્રીતિ ઉત્પન્ન થઈ હોય.

**उच्चासणे समासणे–ઊંચા આસને બેસવામાં અને સમાન આસને બેસવામાં.**

શિષ્યે પોતાનું આસન ગુરુ કરતાં નીચું રાખવું જોઈએ. તેના બદલે કોઈ કારણ-પ્રસંગે આસન ઊંચું રાખવું પડયું હોય કે સમાન રાખવું પડયું હોય, તેનાથી અપ્રીતિ તથા વિશેષ અપ્રીતિ ઉપજાવી હોય.

**अंतरभासाए उवरिभासाए – વચ્ચે બોલવામાં કે વધારે બોલવામાં.**

ગુરુ કોઈ સાથે વાતચીત કરતા હોય અને કોઈ પણ વિષય પર પોતાના વિચારો દર્શાવતા હોય, તે વખતે વચ્ચે જ બોલી ઉઠવું કે, તમે ભૂલો છો, અમુક વસ્તુ આમ નથી પણ તેમ છે. વગેરે. અથવા ગુરુ એક વાત કોઈને કહી રહ્યા કે તરત જ બોલી ઉઠવું કે તમારી વાત બરાબર નથી. એ તો આમ હતું, તેમ હતું વગેરે. આવા પ્રસંગે અપ્રીતિ કે વિશેષ અપ્રીતિ ઉત્પન્ન થઈ હોય.

**जं किंचि मज्झ विणय-परिहीणं–જે કાંઈ મારા વડે વિનયથી રહિત થયું હોય.**

ઉદારતાની માગણી કરવી તથા તે કલુષિત લાગણીનો-વૈરનો ત્યાગ કરે તેવી ભાવના રાખવી, એ ખમાવવાની ક્રિયા છે.

**अपत्तिअं-परपत्तिअं**-અપ્રીતિકારક, વિશેષ અપ્રીતિકારક.

અપરાધનું સૂચન અહીં अपत्तिअं અને परपत्तिअं એ બે પ્રકારો વડે કરવામાં આવ્યું છે. જે વર્તન સામાન્ય રીતે અપ્રીતિ ઉપજાવે તેવું હોય તે अपत्तिअं, અને જે વર્તન વધારે અપ્રીતિ ઉપજાવે તેવું હોય તે परपत्तिअं, આવું વર્તન જે જે વિષયોમાં થવાનો સંભવ છે, તેનો નિર્દેશ પછીનાં પદોવડે કરવામાં આવ્યો છે.

**भत्ते पाणे** – આહાર-પાણી સંબંધમાં.

આહાર-પાણી વહોરવા જતી વખતે, વહોરતી વખતે, કે વહોરીને આવ્યા પછી કોઈ પણ કામ એવું કરવું ન જોઈએ કે જેથી ગુરુને અપ્રીતિ કે વિશેષ અપ્રીતિ ઉત્પન્ન થાય.

તાત્પર્ય કે આહાર પાણી સંબંધમાં ગુરુએ જે જે અને જેવી જેવી સૂચનાઓ આપેલી હોય, તે તે અને તેવી તેવી સૂચનાઓનો બરાબર અમલ કરવો જોઈએ. તેમ ન કરવામાં આવે તો અપરાધ ઉત્પન્ન થાય.

ગૃહસ્થોએ આ પદોથી ગુરુમહારાજ પોતાને ત્યાં આહાર-લેવા પધાર્યા હોય, અને તે વખતે પોતાથી જે કંઈ અપ્રીતિકર કે વિશેષ અપ્રીતિકર વર્તન થઈ ગયું હોય, તે સમજવાનું છે.

**विणए वेआवच्चे** – વિનય અને વૈયાવૃત્ત્યમાં.

ગુરુનો વિનય સાચવવો અને ઉચિત વૈયાવૃત્ત્ય કરવું, એ શિષ્યનું કર્તવ્ય છે, શિષ્યનો વિશિષ્ટ ધર્મ છે. તેમાં વિનય મુખ્યત્વે શિષ્ટાચારરૂપ છે, અને વૈયાવૃત્ત્ય મુખ્યત્વે સેવા-શુશ્રુષા-રૂપ છે. તીર્થંકરનામકર્મ બાંધવામાં નિમિત્તભૂત થતાં વીસ

[શિષ્ય:]–ઇચ્છું છું. દિવસ-સંબંધી થયેલા અપરાધો ખમાવું છું.

આહાર-પાણીમાં, વિનયમાં, વૈયાવૃત્ત્યમાં, બોલવામાં, વાતચીત કરવામાં, ઊંચું આસન રાખવામાં, સમાન આસન રાખવામાં, વચ્ચે બોલી ઊઠવામાં, ગુરુની ઉપરવટ થઈને બોલવામાં અને ગુરુ-વચન ઉપર ટીકા-ટિપ્પણ કરવામાં જે કાંઈ અપ્રીતિ કે વિશેષ અપ્રીતિ ઉપજાવે તેવું કર્યું હોય, તથા મારાવડે સૂક્ષ્મ કે સ્થૂલ, થોડું કે વધારે જે કાંઈ વિનય-રહિત વર્તન થયું હોય; તમે જાણો છો અને હું જાણતો નથી, તેવા કોઈ અપરાધ થયા હોય; તે સંબંધી મારું સઘળું પાપ મિથ્યા થાઓ.

## (૬) સૂત્ર–પરિચય

સર્વજ્ઞ-કથિત ધર્મનું મૂળ વિનય છે. તેનાથી ગ્રહણ કરવા યોગ્ય અને આચરવા યોગ્ય, બન્ને પ્રકારની શિક્ષા પ્રાપ્ત થાય છે કે જે પરિણામે અવિચલ મુક્તિ–સુખને આપનારી છે. તેથી મુક્તિ–મોક્ષ કે નિર્વાણનું સુખ ઇચ્છનાર સાધકે ગુરુનો વિનય દરેક પ્રકારે નિરંતર કરવો જોઈએ.

જે સાધક ગુરુનો વિનય યથાર્થ રીતે કરતો નથી અને મોક્ષને ઇચ્છે છે, તે જીવિતની ઇચ્છા છતાં અગ્નિમાં પ્રવેશ કરવાનું કાર્ય કરે છે. મતલબ કે ગુરુનો યથાર્થ વિનય નહીં કરનાર પોતાની સાધનાનાં ફળથી ભ્રષ્ટ થાય છે અને માનવભવ આદિ અમૂલ્ય સામગ્રીને હારી જાય છે; તેથી જ કહ્યું છે કે :—

गुरुपद-सेवा निरओ, गुरु-आणाराहणंमि तल्लिच्छो।
चरण-भर-धरण-सत्तो, होइ जई नन्नहा नियमा ॥

— ધર્મરત્ન–પ્ર. ગા. ૧૨૯.

ગુરુ સાથે મુખ્યત્વે જે જે કામ પ્રસંગ પડે છે, તેનો નિર્દેશ भत्ते पाणे આદિ પદોથી કરવામાં આવ્યો છે. એ સર્વ પ્રસંગોમાં કોઈ પણ અપરાધ થયો હોય, તેનું સૂચન કરવા માટે विणय-परिहीणं-શબ્દનો પ્રયોગ કરેલો છે. એટલે વિનય-રહિત વર્તન વડે જે કાંઈ અપરાધ થયો હોય.

**सुहुमं वा बायरं वा – થોડું કે વધારે, નાનું કે મોટું (અનુચિત વર્તન થયું હોય).**

વિનય-રહિત વર્તનની સ્પષ્ટતા અહીં બે પ્રકારો વડે કરવામાં આવી છે. એક તો જેનું પ્રાયશ્ચિત્ત લઘુ કે સામાન્ય હોય અને બીજું જેનું પ્રાયશ્ચિત્ત બૃહત્ કે વિશેષ હોય. वा પદ વડે આ બન્ને પ્રકારના વર્તનની મિથ્યા દુષ્કૃત વડે થનારી તુલ્ય શુદ્ધિ સૂચવવામાં આવી છે.

**तुब्भे जाणह, अहं न जाणामि – તમે જાણો છો, હું જાણતો નથી.**

એવા પણ અપરાધો થવાની શક્યતા છે કે જે ગુરુના ખ્યાલમાં બરાબર આવી ગયા હોય અને શિષ્ય તેના વિષે કાંઈ પણ જાણતો ન હોય. એટલે તેવા અપરાધોનું સૂચન પણ કરવામાં આવ્યું છે.

**तस्स मिच्छा मि दुक्कडं – તે સંબંધી મારું સર્વ દુષ્કૃત મિથ્યા થાઓ.**

## (૫) અર્થ-સંકલના

[શિષ્ય :] હે ભગવંત! ઇચ્છા-પૂર્વક આજ્ઞા આપો. હું દિવસ (રાત્રિ)-દરમિયાન થયેલા અપરાધોની ક્ષમા માગવાને ઉપસ્થિત થયો છું.

[ગુરુ :] – ખમાવો.

અને ગૃહસ્થ એ તે તરફ લંબાવીને) પોતાના અપરાધોની ક્ષમા માગે છે.

આ અપરાધો ત્રણ રીતે થવાનો સંભવ છે:—

(૧) અપ્રીતિ કે વિશેષ અપ્રીતિ ઉપજાવે તેવાં કાર્યોથી કે જે આહાર-પાણી વખતે, ઔપચારિક વિનય વખતે, દશવિધ વૈયાવૃત્ત્ય વખતે, આસન-ગ્રહણ વખતે અને વાતચીત વગેરે પ્રસંગોમાં થવાનો સંભવ છે.

(૨) કોઈ પણ વિનય-રહિત કૃત્યથી કે જેનો શિષ્યને ખ્યાલ હોય.

(૩) કોઈ પણ વિનય-રહિત કૃત્યથી કે જેનો શિષ્યને ખ્યાલ ન હોય (પણ ગુરુને બરાબર ખ્યાલ હોય).

આ કારણે પ્રથમ તે जं किंचि अपत्तिअं पर-पत्तिअं भत्ते पाणे विणए वेआवच्चे आलावे संलावे उच्चासणे समासणे अंतरभासाए. उवरिभासाए, આટલાં પદો બોલીને પ્રથમ પ્રકારના અપરાધોની ક્ષમા માગે છે. પછી તે जं किंचि मज्झ विणय-परिहीणं सुहुमं वा बायरं वा, એ પદો બોલીને બીજા પ્રકારના અપરાધોને ખમાવે છે, અને છેવટે तुब्भे जाणह, अहं न जाणामि, तस्स मिच्छा मि दुक्कडं, એ પદો બોલીને ત્રીજા પ્રકારના અપરાધોને ખમાવે છે, તથા એ તમામ દુષ્કૃત માટે અંતરથી દિલગીર થઈને ફરી તેવા અપરાધ નહિ કરવાની ગર્ભિત કબૂલાત સાથે તેને નિષ્ફળ બનાવવાની ભાવના પ્રદર્શિત કરે છે.

અહીં ગુરુ મુખ્યત્વે સાધુ-શિષ્યોને ઉદ્દેશી નીચેનો પાઠ કહે છે:—

अहमवि खामेमि तुम्हं, (जं किंचि अपत्तिअं परपत्तिअं अविणया सारिया वारिया चोइया पडिचोइया तस्स मिच्छा मि दुक्कडं).

ગુરુના ચરણની સેવા કરવામાં મગ્ન અને તેમની આજ્ઞાનું પાલન કરવામાં તત્પર એવો સાધુ ચારિત્રનો ભાર વહન કરવાને શક્તિમાન થાય છે. બીજો નહિ જ, એ વાત નક્કી સમજવી.

કદાચ ગુરુ મંદ હોય, નાની ઉંમરના હોય કે ઓછું ભણેલા હોય, તોપણ વિનીત શિષ્યે તેમનો વિનય બરાબર સાચવવાનો છે. અન્યથા વાંસના ફળની માફક તેઓ પોતાના હાથે જ હણાય છે. જૈનશાસ્ત્રોનું એ સ્પષ્ટ ફરમાન છે કે રત્નત્રયીની ઇચ્છા રાખનાર ધર્માભિલાષી શિષ્યે ગુરુને વિનયથી આરાધવા તેમ જ પ્રસન્ન કરવા. તેમ છતાં કોઈ પણ કારણે તેમનો અવિનય થાય કે આશાતનાનું કારણ ઉત્પન્ન થાય તો તેમની મન, વચન અને કાયાથી ક્ષમા માગવી. આ કારણે ગુરુને વંદન કરતાં દિવસ અને રાત્રિનું પ્રતિક્રમણ કરતાં, તેમ જ પક્ષ, ચાતુર્માસ અને સંવત્સર-દરમિયાન થયેલા અપરાધોની આલોચના કરતાં ગુરુ-ખામણા-સુત્ત બોલીને ગુરુને ખમાવવાનો વિધિ છે.

આ ક્રિયાનો પ્રારંભ ગુરુની આજ્ઞા પ્રાપ્ત થયા પછી કરવાનો છે. એટલે શરૂઆતમાં ઇચ્છાકારેણ સંદિસહ ભગવં ! અબ્ભુટ્ઠિઓ હં અબ્ભિંતર-દેવસિઅં (રાઈઅં, પક્ખિઅં, ચાઉમાસિયં, સંવચ્છરિયં) ખામેઉં એ પદો વડે ગુરુની આજ્ઞા માગવામાં આવે છે અને ગુરુ ખામેહ પદ વડે એ ક્રિયા કરવાની અનુજ્ઞા આપે છે. એટલે શિષ્ય ઇચ્છં પદ વડે એ આજ્ઞાનો સ્વીકાર કરે છે અને પોતે એ ક્રિયામાં દાખલ થાય છે, એમ સૂચવવાને खामेमिं देवसिअं (राइअं, पक्खिअं, चाउमासिअं के संवच्छरिअं) એ બે પદો બોલે છે. પછી નીચો નમીને, ભૂમિએ મસ્તક અડાડીને, ડાબા હાથમાં ધારણ કરેલી મુહપત્તી વડે (પ્રતિક્રમણ સિવાય વંદના-પ્રસંગે ગૃહસ્થોએ ખેસ વડે) મુખ આચ્છાદિત કરીને તથા જમણો હાથ (સાધુ) ગુરુના ચરણે મૂકીને (તેમ ન થઈ શકે તેમ હોય તો સાધુ



# ६ इरियावहिया-सुत्तं

## [ ऐर्यापथिकी-सूत्रम् ]

## ઇરિયાવહી-સૂત્ર

*

[ પીઠિકા ] इच्छाकारेण संदिसह भगवं ! इरियावहियं पडिक्कमामि ?

इच्छं*

(૧) મૂલ પાઠ

इच्छामि पडिक्कमिउं

इरियावहियाए विराहणाए ।

गमणागमणे ।

---

* શિષ્યે ધાર્મિક અનુષ્ઠાન-ક્રિયાઓ ગુરુની આજ્ઞા-પૂર્વક કરવાની હોય છે; તેથી પ્રત્યેક ક્રિયા કરતાં શિષ્ય વિનય-પૂર્વક આવા શબ્દો દ્વારા આજ્ઞા માગે છે, અને સાક્ષાત્ ગુરુ વિદ્યમાન હોય તો **पडिक्कमेह** વગેરે પ્રસંગોચિત પ્રતિવચનો દ્વારા સંમતિ દર્શાવે છે, ત્યારે શિષ્ય **इच्छं** એવા શબ્દ દ્વારા ગુરુની આજ્ઞાને સ્વીકારી ક્રિયા કરે છે.

હું પણ તમને ખમાવું છું. (તમને અવિનયથી રોકવા માટે મેં તમારા દોષોનું સ્મરણ કરાવતાં, તમને અતિચારોથી રોકતાં, તમારો પ્રમાદ ઉડાડવાની પ્રેરણા કરતાં અને કરવા યોગ્ય કાર્યોની વારંવાર પ્રેરણા કરતાં જે કાંઇ અપ્રીતિ ઉપજાવનારું તથા વિશેષ અપ્રીતિ ઉપજાવનારું કર્યું હોય, તે સંબંધી મારું સઘળું દુષ્કૃત મિથ્યા થાઓ).

આવી રીતે ગુરુ પ્રત્યેના વિનયમાં આવેલી ઉણપને દૂર કરીને ફરી તેમનો ઉચિત વિનય જાળવવા માટે આ સૂત્રનું પ્રવર્ત્તન છે.

પ્રતિક્રમણ સિવાય પ્રતિદિન ગુરુને વંદન કરતાં પણ ખમાસમણ (પ્રણિપાત) ની ક્રિયા બે વાર કર્યા પછી તથા સુખ-શાતા-પૃચ્છા પાઠવડે શાતા વગેરે પૂછ્યા પછી (પદસ્થ હોય તો ખમા૦ દઈને) આ પાઠવડે તેમના પ્રત્યે થયેલા નાના-મોટા અપરાધોને ખમાવવામાં આવે છે.

## (૭) પ્રકીર્ણક

આ પાઠ આવશ્યકસૂત્રના પાંચમા અધ્યયનમાં આવેલો છે. તેની ભાષા આર્ષપ્રાકૃત છે.



## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**इच्छाकारेण**–સ્વેચ્છાથી, સ્વકીય અભિલાષાથી અથવા તમારી (ગુરુની) ઇચ્છા હોય તો.

**इच्छायाः करणमिच्छाकारः ।** ઇચ્છાનું કાર્ય તે ઇચ્છાકાર. અર્થાત્ જે કાર્ય પોતાની ઇચ્છાથી, પોતાની મરજીથી કે પોતાની અભિલાષાથી થયું હોય, તે ઇચ્છાકાર કહેવાય છે. તેથી **इच्छाकारेण** પદ નિજેચ્છાથી, સ્વકીય અભિલાષાથી કે સ્વાભિપ્રાયથી એવો અર્થ પ્રકટ કરે છે, અથવા તમારી (ગુરુની) ઇચ્છા હોય તો હું અમુક કાર્ય કરૂં

ઇચ્છકાર (ઇચ્છકારિ, ઇચ્છાકારિ) ઇચ્છાકારેણ, ઇચ્છં, ઇચ્છામિ, વગેરે શબ્દો ઘણીવાર વિધિઓમાં અને સૂત્રોમાં આવે છે. તેનું કારણ એ છે કે જૈન આચાર માટે (૧) ઇચ્છાકાર, (૨) મિથ્યાકાર, (૩) તથાકાર, (૪) આવશ્યિકી, (૫) નૈષેધિકી, (૬) પૃચ્છા, (૭) પ્રતિપૃચ્છા, (૮) છન્દના, (૯) નિમન્ત્રણા અને (૧૦) ઉપસમ્પદા. એમ જિનેશ્વરોએ 'દશધા' નામની સામાચારી કહી છે. પદવિભાગ સામાચારી તો ઉત્સર્ગ–અપવાદના ભેદસ્વરૂપ છે. કહ્યું છે કે :—

इच्छामिच्छा तथाकारा, गताऽवश्यनिषेधयोः ।<br>
आपृच्छा प्रतिपृच्छा च, छन्दना च निमन्त्रणा ॥ १०४ ॥<br>
उपसम्पच्चेति जिनैः, प्रज्ञप्ता दशधाऽभिधा ।<br>
भेदः पदविभागस्तु, स्यादुत्सर्गाऽपवादयोः ॥ १०५ ॥<br>
— (ધર્મસંગ્રહ ભાગ ૨. પૃ. ૨૯૮).

**संदिसह**—[ संदिशत ]—આજ્ઞા આપો, આદેશ આપો.

पाण-क्कमणे, बीय-क्कमणे, हरिय-क्कमणे, ओसाउत्तिंग-पणग-दगमट्टी-मक्कडा-संताणा-संकमणे ।

जे मे जीवा विराहिया ।

एगिंदिया, बेइंदिया, तेइंदिया, चउरिंदिया, पंचिंदिया ।

अभिहया, वत्तिया, लेसिया, संघाइया, संघट्टिया, परियाविया, किलामिया, उद्दविया, ठाणाओ ठाणं, संकामिया, जीवियाओ, ववरोविया, तस्स मिच्छा मि दुक्कडं ॥

(૨) સંસ્કૃત છાયા

इच्छाकारेण संदिशत भगवन् ! ऐर्यापिथिकीं प्रतिक्रामामि ? इच्छामि ।

इच्छामि प्रतिक्रमितुम् ऐर्यापथिकायां विराधनायाः ।

गमनागमने ।

प्राण–आक्रमणे, बीज–आक्रमणे, हरित–आक्रमणे, अवश्याय-उत्तिंग–पनक–दकमृत्तिका–मर्कट–संतान–संक्रमणे ये मया जीवाः विराधिताः ।

एकेन्द्रियाः, द्वीन्द्रियाः, त्रीन्द्रियाः, चतुरिन्द्रियाः, पञ्चेन्द्रियाः ।

अभिहताः, वर्तिताः, श्लेषिताः, संघातिताः, संघट्टिताः, परितापिताः, क्लामिताः, अवद्राविताः, स्थानात् स्थानं संक्रामिताः, जीवितात् व्यपरोपिताः, तस्य मिथ्या मे दुष्कृतम् ॥

સંબંધી જે ક્રિયા તે ऐर्यापथिकी· इर्यापथो मौनध्यानादिकं भिक्षुव्रतं तत्र भवा ऐर्यापथिकी । (યો. સ્વો. પ્ર. ૩)

**पडिक्कमामि**–[ प्रतिक्रामामि ]–હું પ્રતિક્રમણ કરું, પાછો ફરું, નિવર્તું.

प्रति–પાછું. क्रमण–જવું. જે સ્થાનેથી નીકળ્યા હોઈએ ત્યાં પાછું જવું, તેને પ્રતિક્રમણ કહેવાય છે. તે માટે કહ્યું છે કે :—

स्वस्थानाद् यत् परस्थानं, प्रमादस्य वशाद् गतः ।
तत्रैव क्रमणं भूयः, प्रतिक्रमणमुच्यते ॥*

ભાવાર્થ–પ્રમાદને વશ થઈ પોતાના સ્થાનથી પરસ્થાને ગયેલાએ મૂળસ્થાને પાછા ફરવું–તેનું નામ 'પ્રતિક્રમણ'. પોતાનું સ્થાન એટલે સ્વભાવ અને પરસ્થાન એટલે તેમાંથી થયેલું વિચલિતપણું કે તેમાં લાગેલો દોષ.. અર્થાત્ દૂષિત થયેલા આત્માને શુદ્ધ કરીને પુનઃ તેના સ્વભાવમાં લાવવો—તે 'પ્રતિક્રમણ' કહેવાય છે.

**इच्छं**–[ इच्छामि ] ઇચ્છું છું.

इच्छं–इच्छाम्येतद् भगवद्वचः । (યો. સ્વો. વૃ. પ્ર. ૩) –હું ઇચ્છું છું એ ભગવદ્–વચનને.

આચાર્ય શ્રીહેમચંદ્રે સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસનના આઠમા અધ્યાયના ત્રીજા પાદમાં **तृतीयस्य मिः** એ સૂત્રની વ્યાખ્યામાં જણાવ્યું છે કે—બહુલના અધિકારથી કેટલાક સ્થળે **मि** પ્રત્યયના ઇકારનો લોપ થાય છે, જેમકે **बहु जाणय! रुसिउं सक्कं** ત્યાં **शक्नोमि** એવા અર્થમાં **सक्कं** અને **न म्रिये** ને બદલે **न**

* આ શ્લોકનું અવતરણ શ્રી હરિભદ્રસૂરિએ આ. ટી. માં આપેલું છે.

અહીં જે આદેશ માગવામાં આવ્યો છે તે ઈરિયાવહી ક્રિયાની સમગ્ર વિધિ માટેનો છે. (યાવત્ પ્રગટ लोगस्स सूत्र સુધીનો આદેશ માગેલ છે.)

**भगवं !**–[ भगवन् ! ]–હે ભગવન્ ! હે પૂજ્ય ! હે મહાપુરુષ !

**भग**થી સહિત હોય, તે ભગવાન્ કહેવાય. ભગ એટલે ઐશ્વર્યાદિ ગુણો. તે માટે કહ્યું છે કે :—

**ऐश्वर्यस्य समग्रस्य, रूपस्य यशसः श्रियः ।**

**धर्मस्याथ प्रयत्नस्य, षण्णां भग इतीरणा ॥**

ભાવાર્થ–(૧) સમગ્ર ઐશ્વર્ય, (૨) સમગ્ર રૂપ, (૩) સમગ્ર યશ, (૪) સમગ્ર શ્રી, (૫) સમગ્ર ધર્મ અને (૬) સમગ્ર પ્રયત્ન–એ છ અર્થોનો સૂચક ભગ એવો શબ્દ છે એટલે ભગવાનનો અર્થ સમગ્ર ઐશ્વર્યવાળા, સમગ્ર રૂપવાળા, સમગ્ર યશવાળા, સમગ્ર શ્રીવાળા, સમગ્ર ધર્મવાળા અને સમગ્ર પ્રયત્નવાળા–એવા છ ગુણોએ કરીને સહિત મહાપુરુષ થાય છે. આ બધા ગુણો કોઈ ને કોઈ પ્રકારની મોટાઈને બતાવનારા હોવાથી ભગવાનનો સામાન્ય અર્થ મહાપુરુષ થાય છે. એવા ગુણોવાળા પુરુષ સામાન્ય રીતે લોકની પૂજાને યોગ્ય હોય છે, તેથી તે પૂજ્ય પણ કહેવાય છે.

**इरियावहियं**–[ ऐर्यापथिकीम् ]–ઐર્યાપથિકી ક્રિયાને, ગમનાગમનની ક્રિયાને, જવા–આવવાની ક્રિયાને.

ईरणम्-ईर्या – જવું, ચાલવું, તેનું નામ ઈર્યા.

**तत्प्रधानः पन्था ईर्यापथः ।** – તેની મુખ્યતાવાળો જે પથ, તે ઈર્યાપથ. **तत्र भवा ऐर्यापथिकी** તે સંબંધી જે ક્રિયા, તે **ऐर्यापथिकी**; (યો. સ્વો. વૃ. પ્ર. ૩) અર્થાત્ જવા–આવવાની ક્રિયા, તે ઐર્યાપથિકી ક્રિયા. અથવા **ईर्यापथ** એટલે સાધ્વાચાર. તે

**दशविधाः प्राणाः विद्यन्ते येषां ते प्राणिनः।** જેનામાં પાંચ ઈંદ્રિયો, મનોબળ, વચનબળ, કાયબળ, આયુષ્ય અને શ્વાસોચ્છ્વાસ એ દશ પ્રાણો જેને વિદ્યમાન હોય, તે પ્રાણી કહેવાય. આ લક્ષણ ઉત્કૃષ્ટ વિકાસ પામેલા પ્રાણીનું છે. જઘન્યમાં જઘન્ય વિકાસવાળા જીવને આમાંથી ચાર પ્રાણો હોય છે, પરંતુ આ શબ્દનો ખાસ ઉપયોગ તો જેનામાં ઈંદ્રિયો વ્યક્ત થયેલી છે, તેવા જીવોને ઓળખાવવા માટે થાય છે. એટલે બેઈંદ્રિય અને તેના ઉપરની કોટિના જીવો સામાન્ય રીતે પ્રાણી કહેવાય છે.

આક્રમણ એટલે પગ વડે ચાંપવાની ક્રિયા. आक्रमणं पादेन पीडनम्।

**बीय-क्कमणे**-[ बीजाक्रमणे ]-બીજને ચાંપતાં, બિયાંને ચાંપતાં.

**हरिय-क्कमणे**-[ हरिताक्रमणे ]-લીલોતરીને ચાંપતાં, લીલી વનસ્પતિને ચાંપતાં.

**ओसा-उत्तिंग-पणग-दगमट्टी-मक्कडा-संताणा-संकमणे**-[ अवश्याय-उत्तिंग-पनक-दकमृत्तिका-मर्कट-संतान-संक्रमणे ]-ઝાકળ, કીડિયારું, લીલ-ફૂગ, કાદવ અને કરોળિયાની જાળને ચાંપતાં.

**ओसा**—ઓસ, ઝાકળ.

અવશ્યાય શબ્દ સંસ્કૃત સાહિત્યમાં મળસ્કે પડેલા ઝાકળને માટે વપરાય છે-**अवश्यायावसिक्तस्य पुण्डरीकस्य चारुताम्।** (ઉત્તરરામ૦ ૬,૨૯)

**उत्तिंग**-ભૂમિમાં ગોળ છિદ્ર પાડનાર ગર્દભ આકારના જીવો-ગધૈયા; અથવા કીડીઓનાં દર.

**उत्तिङ्गा गर्दभाकृतयो जीवा, कीटिका-नगराणि वा** (આ. ટી.)

**पणग**—લીલફૂગ, ફૂગી, પંચરંગી અંકુરિત અને અનંકુરિત સાધારણ વનસ્પતિ.

**मरं** એવો પ્રયોગ થયેલો છે. તે જ રીતે **इच्छामि** ના અર્થમાં **इच्छं** એવો પ્રયોગ થયેલો જણાય છે.

**इच्छामि**–[ इच्छामि ] ઇચ્છું છું.

**पडिक्कमिउं**–[ प्रतिक्रमितुम्– ] પ્રતિક્રમણ કરવાને.

**इरियावहियाए विराहणाए**–[ ऐर्यापथिकायां विराधनायाः ]–ઐર્યાપથિકી ક્રિયા દરમિયાન થયેલી વિરાધનાથી. ઇરિયાપથમાં ચાલતાં થયેલી જીવહિંસાદિ વિરાધનાથી.

સમ્યગ્ દર્શન સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રરૂપ મોક્ષ-માર્ગની ઉપાસના કરવી, તે આરાધના; અથવા સંયમમાર્ગનું યથાવિધિ પાલન કરવું, તે આરાધના.–આવી આરાધનાનું તત્ત્વ જેમાંથી દૂર થયું છે, તે વિરાધના. અથવા વિકૃત થયેલી આરાધના, તે વિરાધના. મતલબ કે જે આરાધનામાં ખામી કે ભૂલ રહી હોય, તે વિરાધના કહેવાય છે. આવી વિરાધનાના ચાર ભાગો પાડવામાં આવ્યા છેઃ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર. આરાધનાના ભંગ માટે કોઈ પ્રેરણા કરે અને પોતે તેનો નિષેધ ન કરે, તે અતિક્રમ કહેવાય. વિરાધના માટેની તૈયારી તે વ્યતિક્રમ કહેવાય. જેમાં કાંઇક અંશે દોષનું સેવન થાય, તે અતિચાર કહેવાય અને જે સંપૂર્ણપણે ભાંગે અથવા જેમાં આરાધનાનું કંઈ તત્ત્વ ન રહે, તે અનાચાર કહેવાય.

**गमणागमणे**–[ गमनागमने ]–ગમન અને આગમનમાં, કાર્ય-પ્રયોજને જવામાં અને ત્યાંથી પાછા વળવામાં.

**पाण-क्कमणे** – [ प्राणाक्रमणे ] – પ્રાણીઓ પર આક્રમણ થયું હોય, પ્રાણીઓ પગ વડે ચંપાયા હોય.

આ જીવંત શરીર નું થાય છે, પણ તેનું સંચાલન કરનાર જીવ નું થતું નથી.

**मे विराहिया**–[ मया विराधिताः ]–મારાથી વિરાધાયા હોય, મારાથી દુઃખને પ્રાપ્ત થયા હોય, મારાથી દુઃખ પામ્યા હોય.

વિરાધનાનો બીજો અર્થ પ્રાણીને દુઃખ ઉપજાવવું તે છે. 'विराध्यन्ते दुःखे स्थाप्यन्ते प्राणिनोऽनयेति विराधना' જેના વડે પ્રાણીઓ દુઃખમાં મૂકાય, તે વિરાધના.

**एगिंदिया**–[ एकेन्द्रियाः ]–એક ઇંદ્રિયવાળા જીવો.

જેને સ્પર્શન કરવાની એકજ ઇંદ્રિય છે, તેવા જીવોને 'એકેંદ્રિય જીવ' કહેવાય છે. તેઓ સ્વેચ્છા મુજબ હલન-ચલન કરી શકતા નથી; તેથી તેમને સ્થાવર જીવો તરીકે પણ ઓળખવામાં આવે છે. કહ્યું છે કે :—

**पुढवी-जल-जलण-वाउ-वणस्सई थावरा नेया ।**

પૃથ્વી, જલ, જ્વલન (અગ્નિ), વાયુ અને વનસ્પતિ એ સ્થાવર જીવો જાણવા.

**बेइंदिया**–[ द्वीन्द्रियाः ]—બેઇંદ્રિયવાળા જીવો.

જે જીવોને સ્પર્શેંદ્રિય તથા રસનેંદ્રિય (જિહ્વેન્દ્રિય) એ બે ઇંદ્રિયો હોય, તે બેઇંદ્રિયવાળા જીવો કહેવાય છે. આવા જીવોનો પરિચય જીવવિચાર-પ્રકરણમાં નીચે મુજબ કરાવવામાં આવ્યો છેઃ–

**संख-कवड्डय-गंडुल-जलोय-चंदणग-अलस-लहगाई ।**
**मेहरि-किमि-पूयरगा, बेइंदिय माइवाहाई ॥ १५ ॥**

ભાવાર્થ–શંખ, કોડા, ગંડોલ (પેટના મોટા કૃમિ), જળો, ચંદનક (સમુદ્રમાં થતા એક જાતના જીવો, જે નિશ્ચેતન થયા

**दग-मट्टी**—કીચડ, ઢીલો કાદવ.

**दक-मृत्तिका चिक्खलम्** (આ. ટી.) અથવા दक એટલે કાચું પાણી-સાધુને ન કલ્પે તે પ્રકારનું પાણી અને मट्टी એટલે માટી.

**मक्कडा**-संताणा—કરોળિયાની જાળ.

'**कोलिक**-जालम्' (આ. ટી.)

**संकमणे**-[ संक्रमणे ]—સંક્રમણ કર્યું હોય. ઉપર થઈને જવાયું હોય. संक्रम् ધાતુ સ્થાન, સ્થિતિ કે સ્વરૂપના પરિવર્તનને દર્શાવે છે. એટલે એક વસ્તુ આઘી-પાછી થાય, એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં મૂકાઈ જાય કે એક સ્વરૂપમાંથી બીજા સ્વરૂપમાં પલટાઈ જાય, તેને સંક્રમણ થયું કહેવાય છે. એ જ ભાવને અનુસરનારી અન્ય ક્રિયાઓ જેવી કે ઓળંગવું, પ્રવેશ કરવો, ફેરફાર કરવો, ફેરવવું વગેરેને માટે પણ તે વપરાય છે. અહીં ઓળંગવાના અથવા ઉપર થઈને પસાર થઈ જવાના અર્થમાં તે વપરાયેલો છે. संक्रमणमाक्रमणं तस्मिन् (યો. સ્વો. વૃ. ૩)

**जे जीवा**-[ ये जीवाः ]-જે પ્રાણીઓ.

જીવનો સામાન્ય અર્થ શરીરથી ભિન્ન ચૈતન્ય-ગુણવાળો આત્મા થાય છે; પરંતુ જીવનશક્તિ ધારણ કરવાના ગુણને લીધે તે જીવ કહેવાય છે. जीवितवान्, जीवति, जीविष्यतीति जीवः। જીવનવાળો, જીવતો કે જે જીવશે તે જીવ. ઉપયોગ, અનાદિ-નિધનતા, શરીર-પૃથક્ત્વ, કર્મકર્તૃત્વ, કર્મ-ભોકતૃત્વ, અરૂપીપણું આદિ અનેક લક્ષણોથી તે યુકત છે. આ જીવનની ક્રિયા જેના વડે શકય બને છે, તેવા જીવંત શરીરને પણ ઉપચારથી જીવ કહેવામાં આવે છે. છેદન, ભેદન, મારણ વગેરે

વધારે હોય છે. તેનો પરિચય જીવવિચાર-પ્રકરણમાં નીચે મુજબ આપ્યો છે :—

**चउरिंदिया य विच्छू, ढिंकुण भमरा य भमरिया तिड्डा ।**
**मच्छिय-डंसा-मसगा, कंसारी-कविलडोलाई ॥ १८ ॥**

ભાવાર્થ-વીંછી, બગાઈ, ભમરા, ભમરી, તીડ, માખી, ડાંસ, મચ્છર, કંસારી, ખડમાંકડી વગેરે ચતુરિંદ્રિય જીવો છે.

**पंचिदिया**-[ पञ्चेन्द्रियाः ]-પાંચ ઇંદ્રિયવાળા જીવો.

જેને પાંચ ઈંદ્રિયો પૂરી હોય, તે પંચેન્દ્રિય જીવ કહેવાય છે. તેના મુખ્ય વિભાગો ચાર છે.—નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ. નારક એટલે સાત પ્રકારની નરકમાં ઉત્પન્ન થતા જીવો. તિર્યંચ એટલે પક્ષી, પશુ, જળચર, ખેચર, ભૂચર આદિ પ્રાણીઓ. દેવ એટલે ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક એ ચાર પ્રકારના દેવો.

(૧) **अभिहया**-[ अभिहताः ]-લાતે મરાયા હોય.
(૨) **वत्तिया**-[ वर्तिताः ]-ધૂળ વડે ઢંકાયા હોય.
(૩) **लेसिया**-[ श्लेषिताः ]-ભોંય સાથે ઘસાયા હોય.
(૪) **संघाइआ**-[ संघातिताः ]-અરસપરસ શરીરો દ્વારા અફળાવાયા હોય.
(૫) **संघट्टिया**-[ संघट्टिताः ]-થોડો સ્પર્શ કરાયા હોય.
(૬) **परियाविया**-[ परितापिताः ]-પરિતાપ ઉપજાવાયા હોય, દુઃખ ઉપજાવાયું હોય.
(૭) **किलामिया**-[ क्लामिताः ]-ખેદ પમાડાયા હોય.
(૮) **उद्दविया**-[ अवद्राविताः ]-બીવરાવાયા હોય, અતિશય ત્રાસ પમાડાયા હોય.

પછી સ્થાપનાચાર્યમાં રખાય છે અને જેને આયરિય નામથી ઓળખવામાં આવે છે), અળસિયાં, લાળિયાં (વાસી ખોરાકમાં ઉત્પન્ન થતા), કાષ્ઠ-કીડા, કૃમિ, પાણીના પોરા, ચૂડેલ તથા છીપ, વાળા વગેરે બેઇંદ્રિય જીવો છે.

**તેઇંદિયા**-[ त्रीन्द्रियाः ]—ત્રણ ઇંદ્રિયવાળા જીવો.

સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય—એ ત્રણ ઇંદ્રિયો જેને હોય તે ત્રણ ઇંદ્રિયવાળા જીવો કહેવાય છે. તે માટે જીવવિચાર-પ્રકરણમાં કહ્યું છે કે:—

**गोमी-मंकण-जूआ, पिपीलि-उद्देहिया य मक्कोडा ।**
**इल्लिय-घयमिल्लीओ, सावय-गोकीड-जाईओ ॥ १६ ॥**
**गद्दहय-चोर-कीडा, गोमय-कीडा य धन्न-कीडा य ।**
**कुंथु-गोवालिय-इलिया, तेइंदिय-इंदगोवाई ॥ १७ ॥**

ભાવાર્થ—કાનખજુરો, માંકડ, જૂ, કીડી, ઉધેઇ, મંકોડા, ઇયળ (ધાન્યમાં થતી), ઘિમેલ, સાવા-સવા (માણુસના વાળના મૂળમાં થાય છે), ગાય વગેરે પ્રાણી પર થતા ગીંગોડા વગેરેની જાતિઓ તથા ગધૈયા, ચોરકીડા, છાણના કીડા, ધાન્યના કીડા, કુંથુઆ, ગોપાલિક (ચોમાસામાં થતા એક જાતના કીડા, જેને ભરવાડણ કહેવામાં આવે છે), ઇયળ, ગોકળગાય ને ઇંદ્રગોપ (વરસાદમાં થતો લાલ રંગનો કીડો) વગેરે તેઇંદ્રિય જીવો છે.

**ચઉરિંદિયા**-[ चतुरिन्द्रियाः ]—ચાર ઇંદ્રિયવાળા જીવો.

કાન સિવાયની ચારે ઇંદ્રિયો હોય, તેને ચાર ઇંદ્રિયવાળા જીવો કહે છે. તેઇંદ્રિય જીવો કરતાં આ જીવોને ચક્ષુરિંદ્રિય

*इरियावहियं पडिक्कमामि ?—હું ઈર્યાપથિકી–પ્રતિક્રમણ કરું ?

ઉપર જે આજ્ઞા માગવામાં આવી છે, તે ઈર્યાપથિકી–પ્રતિક્રમણ–સંબંધી છે, એવો ભાવ આ બે પદોના સંયોજનથી પ્રકટે છે.

પાસે રહેલા ભાવગુરુ ( સાક્ષાત્ સાધુ ) ને પૂછીને (ઇચ્છા૦ સંદિસહ ભગવન્ ઈરિયાવહિયં પડિક્કમામિ ?—એમ રજા મેળવીને ) ખમાસમણ પૂર્વક ઇરિયાવહિ પ્રતિક્રમણ કરે અને ગુરુ ન હોય તો શ્રી જિનેશ્વરની સાક્ષીએ મૂર્તિમાં ( મનથી ) ગુરુની સ્થાપના ધારે.

---

* સંસ્કૃત વ્યાખ્યાકારોએ દીર્ઘ ઈવાળા 'ईर्' ધાતુપરથી 'ईर्या' શબ્દ તથા ऐर्यापथिकी આદિ શબ્દ સમજાવેલ છે, પ્રાકૃત–પદ્ધતિ પ્રમાણે એમાં स्याद्-भव्य-चैत्य-चौर्य समेषु यात् (હૈમ. શ. ૮-૨-૨૦૭ ) સૂત્ર દ્વારા ય પહેલાં ર્માં इ ઉમેરાતાં 'ईरिया' શબ્દ સાધી શકાય છે, તેવા શબ્દો સમવાયાંગસૂત્ર, ઓઘનિર્યુક્તિ, સુર–સુંદરીચરિય વગેરેમાં મળે છે. વિશેષાવશ્યક–ભાષ્યમાં ईरेइ તથા પ્રશ્નવ્યાકરણમાં ईरियव्वं શ્રીહરિભદ્રસૂરિની આવશ્યકસૂત્ર–વૃત્તિ (પત્ર–૬૧૬ ) માં ईरियासमिईए વગેરે પ્રયોગો જોવામાં આવે છે. છતાં લેખન-ઉચ્ચારણ સરલતા આદિ કારણે બન્ને પ્રકારના (હ્રસ્વ અને દીર્ઘ )પ્રયોગો મળે છે, તે પ્રાકૃત શબ્દ મહાર્ણવ જેવા કોશ દ્વારા પણ જાણી શકાય છે. આ. ક. પેઢી તરફથી પ્રકાશિત ષડાવશ્યકસૂત્રાણિ પત્ર ૩, ૧૩, ૧૪ માં દીર્ઘ ઈવાળા પાઠો છે.
— પં લા. ભ. ગાંધી.

શ્રી જૈન સત્ય પ્રકાશ વર્ષ ૨૧. પૃ. ૮૦.

(૯) **ठाणाओ ठाणं संकामिया**-[ स्थानात् स्थानं संक्रामिताः ]-
એક સ્થાનથી બીજા સ્થાને ફેરવાયા હોય.

(૧૦) **जीवियाओ ववरोविया**-[ जीवितात् व्यपरोपिताः ]-
જીવનથી છૂટા કરાયા હોય-અર્થાત્ મારી નંખાયા હોય.

**तस्स**-[ तस्य ]-તે સર્વનું.

તે અહીં પૂર્વકથિત સર્વ વિરાધના વડે થયેલા અતિચારોનો નિર્દેશ કરે છે.

**अभिहया इत्यारभ्योक्तविराधना-प्रकारस्य सर्वस्य**-(યો. સ્વો. પ્ર. ૩) અભિહયા થી માંડીને જે વિરાધનાઓ ગણાવી છે, તે સર્વ વિરાધનાનું, એ દશ પ્રકારે દુઃખી કર્યા હોય તેનું.

— ધર્મસંગ્રહ ભાગ ૧. પૃ. ૪૦૦.

**मिच्छा**-[ मिथ्या ]-મિથ્યા, નિરર્થક, નિષ્ફળ.

**मि**-[ मे ]-મારું.

**दुक्कडं**-[ दुष्कृतम् ]-દુષ્કૃત.

## (૪) અર્થ-નિર્ણય

**इच्छाकारेण संदिसह भगवं!**-હે ભગવન્! સ્વેચ્છાથી મને આજ્ઞા આપો.

ઇચ્છાકાર શબ્દ પોતાની ઇચ્છા, સ્વકીય અભિલાષા કે સ્વ-અભિપ્રાય પ્રદર્શિત કરવાને યોજાયેલો છે, એટલે કોઇનો બળાત્કાર, કોઇનું દબાણ કે કોઇની શેહ-શરમ કારણભૂત ન હોય-તેવી આજ્ઞા આપવાનો ધ્વનિ તેમાં રહેલો છે.

ન કરવાનો નિર્ણય કરીને ભાવશુદ્ધિ કરવામાં આવે છે, જેથી તે આત્માને ઓપાવનારું આદર્શ પ્રતિક્રમણ બની શકે છે.×

આત્મ-નિરીક્ષણ, જીવન-પર્યાલોચન કે ભાવ-શુદ્ધિ કરવા માટે જે સૂત્રો નક્કી થયેલાં હોય, તેનો પાઠ કરવો, અર્થ-ચિંતન કરવું, તથા તે દ્વારા ઉત્પન્ન થયેલા ભાવને આધારે યોગ્ય પ્રવૃત્તિ કરવી, તે પણ પ્રતિક્રમણ કહેવાય છે. આ દૃષ્ટિએ ઇર્યાપથ-પ્રતિક્રમણ નો અર્થ ગમનાગમનની ક્રિયા દરમિયાન અજાણતાં થઈ ગયેલી જીવ-વિરાધના અંગેનો પશ્ચાત્તાપ કરી, તે સંબંધમાં ફરી વિશેષ યતના-(સાવધાની) પૂર્વક વર્તવાનો નિર્ણય છે.

**मिच्छा मि दुक्कडं**-મારું દુષ્કૃત નિષ્ફળ થાઓ.

શ્રીહેમચંદ્રાચાર્યે આ પદોનો અર્થ યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ-વૃત્તિમાં નીચે મુજબ કર્યો છે:-

**मिच्छा मि दुक्कडं-मिथ्या मे दुष्कृतम्-एतद् दुष्कृतं मिथ्या मे भवतु-विफलं भवत्वित्यर्थः ।** (યો. સ્વો. વૃ. પ્ર. ૩) આ વાક્યનો ભાવાર્થ કરેલી ભૂલ માટે પશ્ચાત્તાપ કરવાનો છે. હવે પછી તેવી ભૂલો નહિ કરું એ તેનો ફલિતાર્થ છે.

આ વાક્ય પ્રતિક્રમણની ભાવનાનું બીજ મનાય છે. જ્યાં સુધી હૃદયમાં અસત્ કાર્યો અંગે દિલગીરી કે પશ્ચાત્તાપ થાય નહિ, ત્યાં સુધી તેમાંથી છૂટવું કે નિવૃત્ત થવું એ શક્ય નથી. એક વાર એટલી વાતનો ખ્યાલ આવ્યો કે અમુક કાર્ય ખોટું છે અને તે આત્મકલ્યાણની ભાવના વિરુદ્ધ છે, એટલે તેમાં ગાઢ આસક્તિ ઉત્પન્ન થવાની નહિં. સંયોગોની પરવશતાને અંગે કે

× પ્રતિક્રમણગર્ભહેતુ તથા આવશ્યકના-બાલાવબોધમાં આ દૃષ્ટાંત

પરંતુ જિનપ્રતિમાની આગળ ગુરુની સ્થાપના સ્થાપવી નહીં, કારણ કે—શ્રી તીર્થંકર દેવમાં શ્રી અરિહંતાદિ સર્વ પદો રહેલાં હોવાથી તેઓના બિમ્બમાં પણ સર્વ પદોની સ્થાપના ઘટિત છે.

— ધર્મસંગ્રહ. ભાગ ૧. પૃ. ૪૦૬.

ગુરુ તેનો પ્રત્યુત્તર આપે છે કે:-તમારી ઇચ્છા હોય તો સુખેથી **पडिक्कमेह** – [ ઇર્યાપથિકી ]-પ્રતિક્રમણ કરો.

**इच्छं**–ઈચ્છું છું.

તે પરથી ક્રિયા કરનાર વિશેષ વિનય પ્રદર્શિત કરવાને માટે જણાવે છે કે હે ગુરુદેવ! હું તે પ્રમાણે ઈચ્છું છું. એમ કહીને તે સૂચિત ક્રિયામાં પ્રવેશ કરે છે.

ઈચ્છં પદ ઇચ્છામિ એટલે આપની આજ્ઞા ઈચ્છું છું એવ અર્થનું પ્રતિપાદન કરે છે.

**प्रतिक्रमण**–આત્મ-નિરીક્ષણ, જીવનનું પર્યાલોચન કે ભાવશુદ્ધિ માટેની ક્રિયા.

જે કોઇ માળીને સુંદર માલા તૈયાર કરવી હોય, તો પ્રથમ બગીચાનું અવલોકન કરીને તેમાંથી તે કેટલાંક ફૂલો ચૂંટી કાઢે છે. પછી એ ચૂંટેલા ફૂલોમાંથી કળીઓ, અર્ધવિકસિત ફૂલો અને પૂર્ણ-વિકસિત ફૂલો-એ રીતે તેના વિભાગો પાડે છે અને છેવટે તેમાંથી સુંદર લાગતાં ફૂલો પસંદ કરીને તેની માલા બનાવે છે, જેથી તે માલા ધારણા પ્રમાણે સુંદર બને છે. એ જ રીતિ પ્રતિક્રમણની છે. તેમાં સહુથી પ્રથમ ગત જીવનનું અથવા કાર્યોનું અવલોકન યાને નિરીક્ષણ કરવામાં આવે છે. પછી તેના સત્ અને અસત્ અંશો જુદા પાડીને તેનું પર્યાલોચન કરવામાં આવે છે અને છેવટે અસત્ અંશ માટે પશ્ચાત્તાપ કરીને તે ફરી

૩. જતાં-આવતાં મારાવડે જીવો ઠોકરે મરાયા હોય, ધૂળે કરીને ઢંકાયા હોય, ભોંય સાથે ઘસાયા હોય, અરસપરસ શરીરોવડે અફળાવાયા હોય, થોડા સ્પર્શાયા હોય, દુઃખ ઉપજાવાયા હોય, ખેદ પમાડાયા હોય, બીવરાવાયા (ત્રાસ પમાડાયા) હોય, એક સ્થાનેથી બીજા સ્થાને ફેરવાયા હોય કે પ્રાણથી છૂટા કરાયા હોય અને તેથી જે કાંઈ વિરાધના થઈ હોય, તે સંબંધી મારું સઘળું દુષ્કૃત મિથ્યા થાઓ.

## (૬) સૂત્ર-પરિચય

ભૂલો સુધારવાની કળાનો મુખ્ય આધાર ભૂલના ભાન ઉપર રહેલો છે. જો ભૂલનું ભાન જ ન હોય, તો તેને સુધારવાનો પ્રયત્ન ક્યાંથી થાય? એટલે ભૂલનું ભાન થાય તે ખાસ જરૂરી છે અને તે પણ બને તેટલું વહેલું થવું ઘટે છે, કે જેથી તેના વિશેષ માઠાં પરિણામો ભોગવવાનો વખત આવે નહિ.

ભૂલનું ભાન કોને કહેવાય? અથવા તેમાં ખરેખરી ક્રિયા શું થાય છે? તે જોઈએ. જ્યારે એક કાર્ય ન કરવા જેવું હોય છતાં થઈ જાય અથવા એક કાર્ય કરવા જેવું હોય, છતાં ન થઈ શકે, ત્યારે ભૂલ થઈ ગણાય છે. જેમ કે હાથ વડે અગ્નિને પકડવો, અગત્યના કબાટને તાળું ન મારવું વગેરે. આમાં પહેલી ક્રિયા ન કરવા જેવી હતી છતાં થઈ છે અને બીજી ક્રિયા કરવા જેવી હતી છતાં થઈ નથી; તેથી તે બંને ભૂલો ગણાય છે.

બીજી રીતે કહીએ તો સત્-પ્રવૃત્તિ અને અસદ્-નિવૃત્તિ એ ભૂલ વિનાની સ્થિતિ છે અને સદ્-નિવૃત્તિ તથા અસત્-પ્રવૃત્તિ એ ભૂલવાળી સ્થિતિ છે. એટલે સત્-પ્રવૃત્તિ અને અસદ્-નિવૃત્તિ એ જ ભૂલ સુધારવાની કળાનું રહસ્ય છે.

પ્રમાદ-વશાત્ તે કાર્ય કરવાનો પ્રસંગ ફરીને આવે ત્યારે હૃદયમાં એટલું તો જરૂર થવાનું કે આ ખોટું થઈ રહ્યું છે. આ વાત મારે છોડવા જેવી છે, અને જેમ બને તેમ વહેલી તકે છોડી દેવી જોઈએ.

કોઇની હિંસા કરવી કે કોઇને દુઃખ આપવું એ આધ્યાત્મિક ગુનો છે. તેનું ફળ ઘણું કડવું અને ઘણું ભારે આવે છે. જે જીવની આપણે હિંસા કરી હોય કે જે જીવને આપણે દુઃખ આપ્યું હોય તેના આપણે અપરાધી છીએ, તેના આપણે ગુનેગાર છીએ. આ અપરાધ જાણીબૂઝીને કરવામાં આવે તો કોઈ કાળે તેના પરિણામમાંથી છટકી શકાતું નથી, પરંતુ એ અપરાધ પરવશતાથી કે ખ્યાલ-બહાર થયો હોય અને તેટલો અપરાધ કરવા માટે પણ જો આપણે દિલગીર થતા હોઇએ, તો એ અપરાધની શિક્ષા ઘણી હળવી એટલે કે નામ-માત્રની જ થાય છે. તેટલા માટે **मिच्छा मि दुक्कडं**નું સૂત્ર પ્રચલિત થયેલું છે.

## (૫) અર્થ-સંકલના

હે ભગવંત! સ્વેચ્છાથી ઈર્યાપથિકી-પ્રતિક્રમણ કરવાની મને આજ્ઞા આપો. [ગુરુ તેને પ્રત્યુત્તરમાં-**पडिक्कमेह**-પ્રતિક્રમણ કરો એમ કહે એટલે] શિષ્ય કહે કે-હું ઇચ્છું છું-આપની એ આજ્ઞા સ્વીકારું છું. હવે હું રસ્તે ચાલતાં થયેલી જીવ-વિરાધનાનું પ્રતિક્રમણ અંતઃકરણની ભાવનાપૂર્વક શરુ કરું છું.

૧. જતાં-આવતાં મારા વડે ત્રસ જીવ, બિયાં, લીલોતરી, ઝાકળનું પાણી, કીડીનાં દર, સેવાળ, કાચું પાણી, માટી કે કરોળીઆની જાળ વગેરે ચંપાયાં હોય;

૨. જતાં-આવતાં મારા વડે જે કોઈ એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય કે પંચેન્દ્રિય જીવોની વિરાધના થઈ હોય;

મહાનિશીથસૂત્રમાં કહ્યું છે કે—**अपडिक्कंताए ईरियावहिआए न कप्पइ चेव काउं किंचि वि चिइवंदण-सज्झायज्झाणाइअ।** ઇર્યાપથ-પ્રતિક્રમણ કર્યા વિના ચૈત્યવંદન, સ્વાધ્યાય, ધ્યાન આદિ કાંઈ પણ કરવું કલ્પતું નથી. શ્રી હરિભદ્રસૂરિએ પણ દશવૈકાલિકસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે-**ईर्यापथ-प्रतिक्रमणमकृत्वा नान्यत् किमपि कुर्यात् तदशुद्धताऽऽपत्तेः** ઈર્યાપથ-પ્રતિક્રમણ કર્યા વિના સામાયિક, પ્રતિક્રમણ આદિ અન્ય કાંઈ કરવું કલ્પે નહિ, કારણ કે તે અશુદ્ધ થવાનો સંભવ છે. વળી વ્યવહારસૂત્ર, મહાનિશીથસૂત્ર, ભગવતીસૂત્ર આદિમાં પણ આવી મતલબના જ ઉલ્લેખો છે. તેથી પ્રતિક્રમણની શરૂઆતમાં કરવામાં આવતા સામાયિકની આદિમાં પ્રથમ પ્રતિક્રમણ ઇરિયાવહીનું કરવામાં આવે છે.

આ ઇરિયાવહી ક્રિયાની સમગ્ર વિધિમાં ઈરિયાવહી સૂત્ર ઉપરાંત ઉત્તરીકરણ-સૂત્ર (તસ્સઉત્તરી-સૂત્ર) કાયોત્સર્ગ સૂત્ર (અન્નત્થ સૂત્ર) કાયોત્સર્ગ ક્રિયા (કાયોત્સર્ગ મુદ્રામાં ધ્યાન) અને પ્રગટ બોલાતો લોગસ્સ સૂત્ર એટલી બાબતોનો સમાવેશ થાય છે, જે અનુક્રમે આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે.

નાનામાં નાની જીવ-વિરાધનાને પણ દુષ્કૃત સમજવું અને તે કરવા માટે દિલગીર થવું—એ આ સૂત્રનો પ્રધાન સૂર છે. તેમાં વપરાયેલા **मिच्छा मि दुक्कडं** એ ત્રણ પદો પ્રતિક્રમણના બીજરૂપ હોઈ પુનઃ પુનઃ મનનીય છે. આપણે કોઈ જીવનો અપરાધ કર્યો હોય અને તેને ખમાવીએ, તો તે મિચ્છા મિ દુક્કડંની ક્રિયા થઈ કહેવાય.

શાસ્ત્રકારોએ ઈરિયાવહી પડિક્કમણના ૧૮૨૪૧૨૦ ભાંગા પ્રરૂપેલા છે. તે આ રીતે:—જીવના ૫૬૩ ભેદો છે, તેની વિરાધનાના

ઈર્યાપથ-પ્રતિક્રમણની યોજના આ દૃષ્ટિને લક્ષ્યમાં રાખીને કરવામાં આવી છે. આપણી સામાન્યમાં સામાન્ય ક્રિયા પણ કોઈને પીડાકારી-દુઃખકારી ન હોવી જોઈએ—એ તેનો સાર છે. શ્રીહરિભદ્રસૂરિએ આવશ્યક-ટીકામાં આ સૂત્રને ગમનાતિચાર-પ્રતિક્રમણનું નામ આપ્યું છે, તથા દશવૈકાલિકસૂત્રવૃત્તિમાં તેનું વિવેચન ઈર્યાપથ-પ્રતિક્રમણ નામથી કરેલું છે. શ્રીહેમચંદ્રાચાર્યે પણ યોગશાસ્ત્રની સ્વોપજ્ઞવૃત્તિમાં આ નામનો જ ઉપયોગ કરેલો છે તથા તેને આલોચન-પ્રતિક્રમણ એ નામના પ્રાયશ્ચિત્તરૂપે ઓળખાવ્યું છે.

આ સૂત્રનો ઉપયોગ સામાયિક, પ્રતિક્રમણ, ચૈત્યવંદન તેમજ દેવવંદન વગેરેમાં પણ થાય છે. તે ઉપરાંત દુઃસ્વપ્ન વગેરેના નિવારણ માટે, આશાતના ટાળવા માટે, ગમનાગમનની પ્રવૃત્તિ કર્યા પછી શુદ્ધ થવા માટે, કાજો લેતાં, પરઠવતાં, ચરવળો પડી જાય કે ચાલુ ક્રિયામાંથી ઊઠીને જવું-આવવું પડયું હોય, તો તેમાં પુનઃ ભળવા માટે પણ આ સૂત્રનો ઉપયોગ કરવામાં આવે છે. આમ અનેક રીતે ઉપયોગી હોઈને આ સૂત્રે ધાર્મિક વિધિમાં ખાસ સ્થાન પ્રાપ્ત કરેલું છે.

દરેક ક્રિયાના પ્રારંભમાં ઈરિયાવહી પ્રતિક્રમણ કરવાનું કહેલું છે. તે વિષે શાસ્ત્ર પ્રમાણ છે કે :—

ववहारावस्सयमहा-निसीहभगवइविवाहचूलासु ।
पडिक्कमणचुण्णिमाइसु, पढमं इरियापडिक्कमणं ॥ १ ॥



# ७ उत्तरीकरण-सुत्तं*

## [ उत्तरीकरण-सूत्रम् ]

## 'તસ્સ ઉત્તરી' સૂત્ર

*

### (૧) મૂલપાઠ

तस्स उत्तरीकरणेणं, पायच्छित्त-करणेणं, विसोहीकरणेणं, विसल्लीकरणेणं, पावाणं कम्माणं निग्घायणट्ठाए, ठामि काउस्सग्गं ॥

### (૨) સંસ્કૃત છાયા

तस्य—

उत्तरीकरणेन, प्रायश्चित्त-करणेन, विशोधीकरणेन,
विशल्यीकरणेन,
पापानां कर्मणां निर्घातनार्थाय,
तिष्ठामि कायोत्सर्गम् ॥

---

* तस्स उत्तरीकरणेणं અને अन्नत्थ ऊससिएणं—જેવા સૂત્રખંડો વાસ્તવમાં ઈરિયાવહીના જ અંશો છે.

દસ પ્રકાર અહીં બતાવેલ છે. તેને રાગ-દ્વેષ, ત્રણ યોગ, ત્રણ કરણ, ત્રણ કાળ અને અરિહંત, સિદ્ધ, સાધુ, દેવ, ગુરુ, આત્મા*–એ છની સાક્ષિએ ગુણતાં અનુક્રમે ૫૬૩×૧૦×૨×૩×૩×૩×૬=૧૮૨૪૧૨૦ ભેદો થાય છે.

સાધ્વાચારમાં લાગેલા અતિચાર પ્રસંગે પણ આ સૂત્ર બોલાય છે.

સંપદા અને આલાપકની દૃષ્ટિએ ઈરિયાવહી સૂત્રના પાઠ માટે જુઓ તસ્સ ઉત્તરી–સૂત્ર ૭–૬.

આ સૂત્રમાં સંપદા ૭. પદ ૨૬, સર્વ વર્ણ ૧૫૦ અને તેમાં ગુરુ ૧૪ તથા લઘુ ૧૩૬ છે.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્રનો પાઠ આવશ્યક-સૂત્રના ચોથા અધ્યયનમાં છે.

* अरिहंत–सिद्ध–साहु–देव–गुरु–अप्प–सक्खीहिं ।

— ધર્મસંગ્રહ. ભાષાં. ભાગ ૧ લો. પૃ. ૪૦૨.



## (३) सामान्य અને વિશેષ અર્થ

तस्स-[ तस्य ]-તેનું.

उत्तरीकरणेणं-[ उत्तरीकरणेन ]-ઉત્તરીકરણવડે.

અનુત્તર ક્રિયાને ઉત્તર કરનારું કરણ, ઉત્તરીકરણ. ઉત્તર એટલે સારું કે સુંદર અથવા અનુ કે પશ્ચાત્. અને કરણ એટલે ક્રિયાને સાધ્ય કરનારું સાધન.× એથી ઉત્તરીકરણ શબ્દ જે ક્રિયા ખરાબ હતી કે અસુંદર હતી અથવા તો આગળ થઈ ન હતી પણ હવે થવાની છે, તેને સિદ્ધ કરનારાં સાધનનો અર્થ દર્શાવે છે.

આ. નિ. માં ઉત્તરીકરણનો અર્થ આ પ્રમાણે સમજાવ્યો છે–

**खंडिय-विराहियाणं, मूलगुणाणं सउत्तरगुणाणं ।**
**उत्तरकरणं कीरइ, जह सगड-रहंग-गेहाणं ॥ १५०७ ॥**

જેમ ગાડું, પૈડું અને ઘર વગેરે તૂટી જતાં તેનું પુનઃ સંસ્કરણ (સમારકામ) કરવામાં આવે છે, તેમ ઉત્તરગુણો તથા મૂલગુણોની ખંડના અને વિરાધનાનું ઉત્તરકરણ કરાય છે.

पायच्छित्त-करणेणं-[ प्रायश्चित्त करणेन ]-પ્રાયશ્ચિત્તકરણવડે, પ્રાયશ્ચિત્ત કરવાવડે.

प्रायश्चित्त એ જ करण તે प्रायश्चित्त-करण. प्रायश्चित्त શબ્દ प्रायः અને चित्त એ બે શબ્દોવડે બનેલો છે, તેમાં प्रायःનો અર્થ બહુધા અને चित्तનો અર્થ મન થાય છે, એટલે મનને

---

× क्रियायाः परिनिष्पत्तिः, यद्व्यापारादनन्तरम् ।
विवक्ष्यते यदा यत्र, करणं तत् तदा स्मृतम् ॥

ભાવાર્થ:—જેની પ્રવૃત્તિ પછી, જ્યારે જ્યાં ક્રિયાની સિદ્ધિ થઇ કહેવાય, ત્યારે તે કરણ કહેવાય છે.

વળી ત્યાં કહ્યું છે કે શલ્ય સહિત આત્મા હજારો દિવ્ય વર્ષો સુધી ઉગ્ર અને ઘોર તપને આચરે તો પણ તે નિષ્ફળ જાય છે.

**पावाणं कम्माणं**–[ पापानां कर्मणाम् ]–પાપકર્મોનો.

રાગ અને દ્વેષરૂપી ચીકાશને લીધે પુદ્ગલોની જે વર્ગણાઓ આત્માને વળગે છે અને તેમાં તાદાત્મ્યભાવ પામે છે, તેને કર્મ કહેવામાં આવે છે. આ કર્મો પૈકી જે શુભ વર્ગણાઓને ખેંચી લાવે છે, તે પુણ્યકર્મ કહેવાય છે અને જે અશુભ વર્ગણાઓને ખેંચી લાવે છે, તે પાપકર્મ કહેવાય છે. નિશ્ચય નયની દૃષ્ટિએ સર્વ કર્મો અહિતકર જ છે, કારણ કે તેનાથી આત્માની શક્તિનો રોધ થાય છે.

**निग्घायणट्ठाए**–[ निर्घातनार्थम् ]–નિર્ઘાતન કરવા માટે, નાશ કરવા માટે, નિર્બીજ કરવા માટે.

ઘાત કરવાની ક્રિયા, તે ઘાતન. તે જ્યારે નિરતિશયપણે–ઉત્કૃષ્ટતાથી થતી હોય ત્યારે નિર્ઘાતન. એટલે કોઈ પણ વસ્તુનો જ્યારે આત્યંતિક નાશ થાય છે, ત્યારે તેનું નિર્ઘાતન થયું ગણાય છે. પાપના સંબંધમાં નિર્ઘાતન ક્રિયા ત્યારે થઈ ગણાય કે જ્યારે તે નિર્બીજ થાય. અર્થાત્ પુનઃ પાપ થવાનું કોઈ પણ કારણ અવશિષ્ટ ન રહે તેવી સ્થિતિ ઉત્પન્ન થાય.

**ठामि काउस्सग्गं**–[ तिष्ठामि कायोत्सर्गम् ]–કાયોત્સર્ગ કરું છું.

ધાતુના અનેક અર્થો થતા હોવાથી અહીં **तिष्ठामि**નો અર્થ **करोमि** એટલે કરું છું, એવો થાય છે. **काय**નો **उत्सर्ग** તે **कायोत्सर्गः काय**–કાયા, દેહ, શરીર. તેની વ્યાખ્યા શાસ્ત્રકારોએ આ પ્રમાણે કરી છે:–**चीयतेऽस्मिन् अस्थ्यादिकमिति** कायः। જેમાં અસ્થિ (હાડકાં) વગેરે પદાર્થોનો સંગ્રહ થાય છે, તે કાય અથવા **चीयतेऽन्नादिभिरिति** कायः। જે અન્નાદિથી વૃદ્ધિ પામે છે,

**विसल्लीकरणेणं**-[ विशल्यीकरणेन ]-વિશલ્યીકરણવડે, શલ્ય-રહિત કરવા વડે.

**अविशल्य** ને **विशल्य** કરનારું જે કરણ તે **विशल्यीकरण**. વિગત થયેલું છે શલ્ય જેમાંથી તે **विशल्य**. અર્થાત્ શલ્યરહિત. **शल्** એટલે કંપાવવું, ધ્રુજાવવું કે ખટકવું. જે વસ્તુ શરીરમાં પેસતાં શરીરને કંપાવે છે, ધ્રુજાવે છે કે ખટકે છે, અર્થાત્ કોઈ પણ પ્રકારની પીડા ઉત્પન્ન કરે છે, તેને શલ્ય કહેવાય છે. **शल्यते-वाध्यतेऽनेनेति शल्यम्**—ભાલો, તીર, ખીલો, કાંટો, ઝેર, વ્રણ વગેરે ખટકે છે, તે કારણે શલ્ય કહેવાય છે. ચેઇયવંદણ મહાભાસમાં કહ્યું છે કેઃ—

**कंटाइसल्लरहिओ, दव्वविसल्लो इहं सुही होइ ।**

**अइयारसल्लरहिओ, भावविसल्लो इह परत्थ ॥ ३८७ ॥**

કંટકાદિ શલ્યથી રહિત દ્રવ્યવિશલ્ય કહેવાય છે અને તે આ ભવમાં સુખી થાય છે, જ્યારે અતિચારરૂપી શલ્યથી રહિત ભાવવિશલ્ય કહેવાય છે અને તે આ ભવ તથા પરભવ બંનેમાં સુખી થાય છે. તાત્પર્ય કે શલ્ય બે પ્રકારનાં છે, દ્રવ્યશલ્ય અને ભાવશલ્ય. તેમાં કંટકાદિ દ્રવ્યશલ્ય છે અને અતિચાર કે અનાલોચિત પાપ ભાવશલ્ય છે.

મહાનિશીથ-સૂત્રમાં કહ્યું છે કેઃ—

**सल्लं पि भन्नइ पावं, जं नालोइय-निंदियं ।**

**न गरहियं न पच्छित्तं, कयं जं जहय भणियं ॥ १ ॥**

શાસ્ત્રમાં કહ્યા મુજબ જેની આલોચના, નિંદા, ગર્હા અને પ્રાયશ્ચિત્ત કર્યું નથી, તે પાપને શલ્ય કહેવાય છે.

વ્રત-નિયમમાં અતિચાર લાગતાં તેની આલોચના કરવામાં આવે છે અને પછી તેનું પ્રતિક્રમણ કરવામાં આવે છે. આથી આત્મા નિર્મલ બને છે, પરંતુ કેટલાક અતિચારો એવા હોય છે કે તેમને શુદ્ધ કરવા માટે વિશિષ્ટ ક્રિયા કરવી પડે છે. શાસ્ત્રકારોના અભિપ્રાયથી આવી ક્રિયાઓ ચાર છે:—(૧) ઉત્તરીકરણ, (૨) પ્રાયશ્ચિત્તકરણ, (૩) વિશોધીકરણ અને (૪) વિશલ્યી-કરણ. જો આ ચાર ક્રિયાઓ બરાબર કરવામાં આવે તો તે ગમે તેવા અતિચારોનું શોધન કરી પાપકર્મોનો સર્વાંશે નાશ કરે છે. આ ચાર ક્રિયાઓ કાયોત્સર્ગમાં રહીને કરવાની હોય છે, એટલે તે માટે કાયોત્સર્ગનો આશ્રય લેવાય છે.

ઉત્તરીકરણનો જે અર્થ નિર્યુક્તિકારે કર્યો છે, તેનું તાત્પર્ય એ છે કે ઉત્તરીકરણ એ આત્માને શુદ્ધ કરવા માટેની એક પ્રકારની ક્રિયા છે. આ અર્થનું સ્પષ્ટીકરણ કરતાં શ્રીહરિભદ્રસૂરિએ જણાવ્યું છે કે-**आलोचनादिना पुनः संस्करणमित्यर्थः**-આલોચના અને નિંદાવડે આત્માને ફરી શુદ્ધ બનાવવો એ તેનો અર્થ છે. એટલે ઉત્તરીકરણ એ વિશેષ આલોચના-નિંદાવડે આત્માને શુદ્ધ બનાવવાની ક્રિયા છે.

**पायच्छित्त-करणेणं**-શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરવાવડે.

આત્મશુદ્ધિ માટે કાયોત્સર્ગ કરીને ઊભેલો આત્મા વિશેષ આલોચના અને નિંદા કર્યા પછી વિચારે કે શ્રી જિનેશ્વર ભગવાને પાપનો નાશ કરવા માટે અધિકાર ભેદથી દશ પ્રકારનાં પ્રાયશ્ચિત્ત× કહ્યાં છે, તેમાંથી અહીં કાયોત્સર્ગ નામનું પ્રાયશ્ચિત્ત કરવાનું વિધાન છે, માટે હું તેમાં પ્રવૃત્ત થાઉં. આ કાર્યોત્સર્ગ

× दसविहे पायच्छित्ते पन्नत्ते, तं जहा-१ आलोयणारिहे, २ पडिक्क-मणारिहे, ३ तदुभयारिहे, ४ विवेगारिहे, ५ विउस्सग्गारिहे,

તે કાય. આ. નિ. માં તેના પર્યાય શબ્દો નીચે પ્રમાણે જણાવેલા છે: शरीरम्, देहः, वोन्दी, चयः, उपचयः, सङ्घातः, उच्छ्रयः, समुच्छ्रयः, कडेवरम्, भस्त्रा, तनुः, पाणुः. उत्सर्ग—ત્યાગ, વ્યુત્સર્જના, વિવેક કે વર્જન. શાસ્ત્રકારોએ તેના અર્થની સ્પષ્ટતા કરતાં જણાવ્યું છે કે त्यागो देहममत्वस्य तनूत्सृतिरुदाहृता। દેહના મમત્વનો ત્યાગ કાયોત્સર્ગ કહેવાય છે. તાત્પર્ય કે અહીં काय શબ્દથી સ્થૂલ કાયા નહિ પણ તેનાં પરનું મમત્વ કે તેના પ્રત્યેનો મોહ સમજવાનો છે. આ. ટી. માં કહ્યું છે કે व्यापारवतः कायस्य परित्याग इति भावना। વ્યાપારવાળી કાયાનો પરિત્યાગ કરવો, અર્થાત્ સ્થાન, મૌન અને ધ્યાન સિવાય કાયાવડે અન્ય પ્રવૃત્તિ ન કરવી એ કાયોત્સર્ગનો ભાવાર્થ છે.

## (૪) તાત્પર્યાર્થ

उत्तरीकरण-सुत्त-જેનો મુખ્ય વિષય ઉત્તરીકરણ છે, તેવું સૂત્ર. પ્રથમ પદો પરથી તેને તસ્સ ઉત્તરી સૂત્ર પણ કહેવામાં આવે છે.

तस्स-જેનું પ્રતિક્રમણ કર્યું, તેનું અનુસંધાન કરીને આ સૂત્ર કહેવાય છે.

तत् સર્વનામ આગળ यत्ની અપેક્ષા રાખે છે, એટલે જેનું પ્રતિક્રમણ કર્યું તેનું અનુસંધાન કરીને આ સૂત્ર કહેવાય છે, એમ સમજવાનું છે.

उत्तरीकरणेणं-પુનઃ વિશેષ શુદ્ધિ કરવાવડે.*

* અર્થાત્ જે અતિચારોનું ઇરિયાવહીથી આલોચના અને પ્રતિક્રમણ કર્યું તેની પુનઃ શુદ્ધિ માટે કાઉસ્સગ્ગ કરું છું.

ધ. સં. ભા. ૧. પૃ. ૪૦૩.

વ્રત-નિયમમાં અતિચાર લાગતાં તેની આલોચના કરવામાં આવે છે અને પછી તેનું પ્રતિક્રમણ કરવામાં આવે છે. આથી આત્મા નિર્મલ બને છે, પરંતુ કેટલાક અતિચારો એવા હોય છે કે તેમને શુદ્ધ કરવા માટે વિશિષ્ટ ક્રિયા કરવી પડે છે. શાસ્ત્રકારોના અભિપ્રાયથી આવી ક્રિયાઓ ચાર છે :—(૧) ઉત્તરીકરણ, (૨) પ્રાયશ્ચિત્તકરણ, (૩) વિશોધીકરણ અને (૪) વિશલ્યીકરણ. જો આ ચાર ક્રિયાઓ બરાબર કરવામાં આવે તો તે ગમે તેવા અતિચારોનું શોધન કરી પાપકર્મોનો સર્વાંશે નાશ કરે છે. આ ચાર ક્રિયાઓ કાયોત્સર્ગમાં રહીને કરવાની હોય છે, એટલે તે માટે કાયોત્સર્ગનો આશ્રય લેવાય છે.

ઉત્તરીકરણનો જે અર્થ નિર્યુક્તિકારે કર્યો છે, તેનું તાત્પર્ય એ છે કે ઉત્તરીકરણ એ આત્માને શુદ્ધ કરવા માટેની એક પ્રકારની ક્રિયા છે. આ અર્થનું સ્પષ્ટીકરણ કરતાં શ્રીહરિભદ્રસૂરિએ જણાવ્યું છે કે-**आलोचनादिना पुनः संस्करणमित्यर्थः**-આલોચના અને નિંદાવડે આત્માને ફરી શુદ્ધ બનાવવો એ તેનો અર્થ છે. એટલે ઉત્તરીકરણ એ વિશેષ આલોચના-નિંદાવડે આત્માને શુદ્ધ બનાવવાની ક્રિયા છે.

**पायच्छित्त-करणेणं**-શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરવાવડે.

આત્મશુદ્ધિ માટે કાયોત્સર્ગ કરીને ઊભેલો આત્મા વિશેષ આલોચના અને નિંદા કર્યા પછી વિચારે કે શ્રી જિનેશ્વર ભગવાને પાપનો નાશ કરવા માટે અધિકાર ભેદથી દશ પ્રકારનાં પ્રાયશ્ચિત્ત× કહ્યાં છે, તેમાંથી અહીં કાયોત્સર્ગ નામનું પ્રાયશ્ચિત્ત કરવાનું વિધાન છે, માટે હું તેમાં પ્રવૃત્ત થાઉં. આ કાયોત્સર્ગ

× दसविहे पायच्छित्ते पन्नत्ते, तं जहा-१ आलोयणारिहे, २ पडिक्कमणारिहे, ३ तदुभयारिहे, ४ विवेगारिहे, ५ विउस्सग्गारिहे,

**इरिउस्सग्गमाणं पणवीसुस्सासे** +—એ આગમવચનથી પચીસ ઉચ્છ્વાસ પ્રમાણ છે, માટે તેટલો સમય હું કાયોત્સર્ગ કરું અને મારા ચિત્તનું શોધન કરી આવા અતિચારો પુનઃ ન લાગે એવી સાવધાનતા કેળવું. વળી આલોચના પ્રસંગે ખાસ અતિચારોનો સંગ્રહ થયો હોય તો તે એવો વિચાર કરે કે હું કાયોત્સર્ગ પૂર્ણ થયા પછી યથાસમયે ગુરુ આગળ આ અતિચારોનું પ્રકાશન કરીશ અને તેઓ જે પ્રાયશ્ચિત્ત આપશે, તે સમ્યક્ પ્રકારે ગ્રહણ કરીશ.

**विसोहीकरणेणं**—ચિત્તનું વિશેષ શોધન કરવાવડે.

આલોચના અને નિંદા કરીને તથા તે અંગે જિનેશ્વર દેવે ફરમાવેલું પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરીને શુદ્ધ થયેલો આત્મા ચિત્તની વિશેષ શુદ્ધિ કરવા માટે આ પ્રમાણે ચિંતન કરે :—

હે આત્મન્! ભવારણ્યનો નિસ્તાર પામવા તેં જે ચારિત્ર ગ્રહણ કર્યું છે, તેની રક્ષા કરનાર પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ . તે તું સારી રીતે જાણે છે, છતાં તેનું નિરતિચાર પાલન કેમ

કરતો નથી? તેમાં નાના-મોટા અતિચારો શા માટે લાગવા દે છે?

હે આત્મન! આ અતિચારો લાગવાનું મુખ્ય કારણ ઉપયોગની શૂન્યતા છે, એટલે કે ચિત્તવૃત્તિની ચંચલતા મટેલી નહિ હોવાથી તે યત્રતત્ર ભ્રમણ કરે છે અને તેથી તું ઈર્યાદિ-સમિતિમાં, જોઈએ તેવો ઉપયોગ રાખી શકતો નથી, તેથી ચિત્તવૃત્તિની ચંચલતા ટાળવા માટે ઉદ્યત થા.

હે આત્મન્! ચિત્તની વૃત્તિઓ કેમ ચંચળ બને છે, તેનો વિચાર કર. તેં સદ્ગુરુના મુખથી આત્માનું સ્વરૂપ શ્રવણ કર્યું છે, પણ તેના પર જોઈએ તેવું મનન અને નિદિધ્યાસન કર્યું નથી, તેથી ચિત્તની વૃત્તિઓ બહિર્મુખ થાય છે; માટે પૌદ્ગલિક વસ્તુઓને પોતાનો વિષય બનાવે છે; માટે તું ફરી ફરીને આત્માનું સ્વરૂપ ચિંતવ અને તે માટે કાયોત્સર્ગનો આશ્રય લે.

હે આત્મન્! કાયોત્સર્ગના અભ્યાસથી તું મનની ચંચલતાને જીતી શકીશ, સમિતિ તથા ગુપ્તિમાં પૂરેપૂરો યતનાવંત થઈ શકીશ તથા ચારિત્રનું નિરતિચાર પાલન કરી શકીશ, માટે કાયોત્સર્ગનો અભ્યાસ કર. શ્રી જિનેશ્વર દેવે કાયોત્સર્ગને **सव्वदुक्ख-विमोक्खण** એટલે સર્વ દુઃખોથી મૂકાવનાર કહ્યો છે, તે વાતને પુનઃ પુનઃ યાદ કરી તેમાં પ્રવૃત્ત થા.

હે આત્મન્! શ્રીજિનેશ્વર દેવે કહ્યું છે કે જે શલ્યથી યુક્ત છે, તે વ્રતધારી થઈ શકતો નથી,× માટે તું સૂક્ષ્મચિંતનવડે શલ્યને શોધી કાઢ અને તેને દૂર કર.

× **निःशल्यो व्रती ।** ત. અ. ૩-૧૩

**इरिउस्सग्गमाणं पणवीसुस्सासे** +—એ આગમવચનથી પચીસ ઉચ્છ્‌વાસ પ્રમાણ છે, માટે તેટલો સમય હું કાયોત્સર્ગ કરું અને મારા ચિત્તનું શોધન કરી આવા અતિચારો પુનઃ ન લાગે એવી સાવધાનતા કેળવું. વળી આલોચના પ્રસંગે ખાસ અતિચારોનો સંગ્રહ થયો હોય તો તે એવો વિચાર કરે કે હું કાયોત્સર્ગ પૂર્ણ થયા પછી યથાસમયે ગુરુ આગળ આ અતિચારોનું પ્રકાશન કરીશ અને તેઓ જે પ્રાયશ્ચિત્ત આપશે, તે સમ્યક્ પ્રકારે ગ્રહણ કરીશ.

**विसोहीकरणेणं**—ચિત્તનું વિશેષ શોધન કરવાવડે.

આલોચના અને નિંદા કરીને તથા તે અંગે જિનેશ્વર દેવે ફરમાવેલું પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરીને શુદ્ધ થયેલો આત્મા ચિત્તની વિશેષ શુદ્ધિ કરવા માટે આ પ્રમાણે ચિંતન કરે :—

હે આત્મન્! ભવારણ્યનો નિસ્તાર પામવા તેં જે ચારિત્ર ગ્રહણ કર્યું છે, તેની રક્ષા કરનાર પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ છે, તે તું સારી રીતે જાણે છે, છતાં તેનું નિરતિચાર પાલન કેમ

---

**६ तवारिहे, ७ छेदारिहे, ८ मूलारिहे, ९ अणवट्ठप्पारिहे १० पारंचियारिहे ।** પ્રાયશ્ચિત્તના દસ પ્રકાર કહ્યા છે : ૧ આલોચનાને યોગ્ય, ૨ પ્રતિક્રમણને યોગ્ય, ૩ આલોચના અને પ્રતિક્રમણને યોગ્ય, ૪ વિવેક–અશુદ્ધ ભક્તાદિના ત્યાગને યોગ્ય, ૫ કાયોત્સર્ગને યોગ્ય, ૬ તપને યોગ્ય, ૭ દીક્ષા–પર્યાયના છેદને યોગ્ય, ૮ મૂળને યોગ્ય–ફરીથી મહાવ્રત લેવાને યોગ્ય, ૯ અનવસ્થાપ્યાર્હ–તપ કરીને ફરી મહાવ્રત લેવાને યોગ્ય તથા ૧૦ પારાંચિક–ગચ્છથી બહાર રહેવાને યોગ્ય, જુદું લિંગ ધારણ કરવાને યોગ્ય.

+ ઈરિયાવહી નિમિત્તે કરવાના કાયોત્સર્ગનું પ્રમાણ પચીસ ઉચ્છ્‌વાસ છે.

કરતો નથી? તેમાં નાના-મોટા અતિચારો શા માટે લાગવા દે છે?

હે આત્મન! આ અતિચારો લાગવાનું મુખ્ય કારણ ઉપયોગની શૂન્યતા છે, એટલે કે ચિત્તવૃત્તિની ચંચલતા મટેલી નહિ હોવાથી તે યત્રતત્ર ભ્રમણ કરે છે અને તેથી તું ઈર્યાદિ-સમિતિમાં, જોઈએ તેવો ઉપયોગ રાખી શકતો નથી, તેથી ચિત્તવૃત્તિની ચંચલતા ટાળવા માટે ઉદ્યત થા.

હે આત્મન્! ચિત્તની વૃત્તિઓ કેમ ચંચળ બને છે, તેનો વિચાર કર. તેં સદ્ગુરુના મુખથી આત્માનું સ્વરૂપ શ્રવણ કર્યું છે, પણ તેના પર જોઈએ તેવું મનન અને નિદિધ્યાસન કર્યું નથી, તેથી ચિત્તની વૃત્તિઓ બહિર્મુખ થાય છે; માટે પૌદ્ગલિક વસ્તુઓને પોતાનો વિષય બનાવે છે; માટે તું ફરી ફરીને આત્માનું સ્વરૂપ ચિંતવ અને તે માટે કાયોત્સર્ગનો આશ્રય લે.

હે આત્મન્! કાયોત્સર્ગના અભ્યાસથી તું મનની ચંચલતાને જીતી શકીશ, સમિતિ તથા ગુપ્તિમાં પૂરેપૂરો યતનાવંત થઈ શકીશ તથા ચારિત્રનું નિરતિચાર પાલન કરી શકીશ, માટે કાયોત્સર્ગનો અભ્યાસ કર. શ્રી જિનેશ્વર દેવે કાયોત્સર્ગને **सव्वदुक्ख-विमोक्खण** એટલે સર્વ દુઃખોથી મૂકાવનાર કહ્યો છે, તે વાતને પુનઃ પુનઃ યાદ કરી તેમાં પ્રવૃત્ત થા.

હે આત્મન્! શ્રીજિનેશ્વર દેવે કહ્યું છે કે જે શલ્યથી યુક્ત છે, તે વ્રતધારી થઈ શકતો નથી,× માટે તું સૂક્ષ્મચિંતનવડે શલ્યને શોધી કાઢ અને તેને દૂર કર.

× **निःशल्यो व्रती** । ત. અ. ૩-૧૩

विसल्लीकरणेणं–મિથ્યાત્વશલ્ય, માયાશલ્ય અને નિદાનશલ્ય દૂર કરવાવડે.

શરીરમાં વ્રણ પડયું હોય અને તેમાંથી પરુ આવતું હોય તો વસ્ત્ર વગેરેવડે લૂછી નાખવા માત્રથી કે તેમાં દીવેટ વગેરે નાખીને સાફ કરવા માત્રથી તે અટકી જતું નથી. તેને અટકાવવા માટે ખાસ ચિકિત્સા કરીને વ્રણને મટાડવું પડે છે. આ જ રીતિ અતિચારનિવારણ માટે છે. જો અતિચારો ન થાય તેવી સ્થિતિ ઉત્પન્ન કરવી હોય તો તેનાં પ્રભવસ્થાન સમા શલ્યોને શોધી કાઢીને દૂર કરવાં જોઈએ. આ માટે દરેક સાધકે પોતાના આત્માને ત્રણ પ્રશ્નો પૂછવા ઘટે છે:

(૧) હું જે વ્રત-નિયમો પાળું છું, તેની સર્વશ્રેષ્ઠતા માટે તથા પરમસુખદાયકતા માટે નિઃશંક છું ?

(૨) હું જે વ્રત-નિયમો પાળું છું, તેમાં કોઈ પણ પ્રકારના માયાચાર કે દંભને સ્થાન આપું છું ?

(૩) હું જે વ્રત-નિયમો પાળું છું, તે સાશંસ છે કે નિરાશંસ? (જેમાં હમણાં કે પછી પૌદ્ગલિક સુખની ઇચ્છા હોય તે સાશંસ અને જેમાં માત્ર મોક્ષની જ ઇચ્છા હોય તે નિરાશંસ.)

જો પહેલા પ્રશ્નનો જવાબ નકારમાં આવે તો સમજવું કે મિથ્યાત્વ નામનું શલ્ય અંતરની ઊંડાણમાં ભરાઈ પેઠેલું છે. જો બીજા પ્રશ્નનો જવાબ હકારમાં આવે તો સમજવું કે માયા નામના શલ્યે હૃદયના કોઈ પણ ભાગમાં ડેરા-તંબૂ તાણેલા છે. અને જો ત્રીજા પ્રશ્નનો જવાબ સાશંસ આવે તો સમજવું કે નિદાન નામના શલ્યે ચિત્તના ચોતરા પર અધિકાર જમાવેલો છે.

આ ત્રણ શલ્યો મોક્ષમાર્ગમાં પરમ અંતરાયરૂપ છે, એટલે આત્માને ચારિત્રની ઉચ્ચ કોટિ સુધી પહોંચવા દેતાં નથી અને ભવારણ્યમાં ભમાવ્યા કરે છે, તેથી પ્રત્યેક સાધકે એની જડ ઉખેડવી જોઈએ અને એ જ વિશલ્યીકરણની ક્રિયા છે.

જેને વિશલ્યીકરણની ક્રિયા સિદ્ધ થઈ હોય, તે ભારેમાં ભારે પાપોનો જોતજોતામાં નિર્ઘાત કરી શકે છે અને પ્રશસ્ત ધ્યાનમાં પ્રવર્તતો થકો મોક્ષની સમીપે જાય છે.

**कायोत्सर्ग**–ધ્યાન સિદ્ધ કરવા માટેની અવસ્થાવિશેષ.

શાસ્ત્રકારોએ આત્માને ઉજ્જવલ બનાવવા માટે સામાયિક, ચતુર્વિંશતિ-સ્તવ, વંદનક, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન એ છ આવશ્યકની પ્રરૂપણા કરી છે, એટલે કાયોત્સર્ગ એ આત્માને ઉજ્જવલ બનાવનારી એક આવશ્યક ક્રિયા છે.

અનુયોગદ્વાર સૂત્રમાં છયે આવશ્યકના અર્થાધિકારો દર્શાવ્યા છે, તેમાં કાયોત્સર્ગનો અર્થાધિકાર દર્શાવતાં કહ્યું છે કે કાયોત્સર્ગ **वण-त्तिगिच्छ** એટલે મહાન દોષરૂપ ભાવવ્રણની ચિકિત્સા છે.

તાત્પર્ય કે કાયોત્સર્ગ આત્મશુદ્ધિનો એક અમોઘ ઉપાય છે, તેથી મુમુક્ષુ આત્માએ તેનું અનન્ય શરણ લેવું જોઈએ. તે માટે શ્રી જિનેશ્વરદેવનાં તથા અન્ય મહર્ષિઓનાં જીવન પ્રેરણાદાયક છે.

કાયોત્સર્ગ કેવી રીતે કરવો? તે સંબંધમાં નીચેની ગાથાઓ સુંદર પ્રકાશ પાડે છે:—

संवरियासवदारा, अव्वाबाहे अकंटए देसे ।
काऊण थिरं ठाणं, ठिओ निसन्नो निवन्नो वा ॥

આ. નિ. ૧૪૬૫.

**विसल्लीकरणेणं**-મિથ્યાત્વશલ્ય, માયાશલ્ય અને નિદાનશલ્ય દૂર કરવાવડે.

શરીરમાં વ્રણ પડયું હોય અને તેમાંથી પરુ આવતું હોય તો વસ્ત્ર વગેરેવડે લૂછી નાખવા માત્રથી કે તેમાં દીવેટ વગેરે નાખીને સાફ કરવા માત્રથી તે અટકી જતું નથી. તેને અટકાવવા માટે ખાસ ચિકિત્સા કરીને વ્રણને મટાડવું પડે છે. આ જ રીતિ અતિચારનિવારણ માટે છે. જો અતિચારો ન થાય તેવી સ્થિતિ ઉત્પન્ન કરવી હોય તો તેનાં પ્રભવસ્થાન સમા શલ્યોને શોધી કાઢીને દૂર કરવાં જોઈએ. આ માટે દરેક સાધકે પોતાના આત્માને ત્રણ પ્રશ્નો પૂછવા ઘટે છે:

(૧) હું જે વ્રત-નિયમો પાળું છું, તેની સર્વશ્રેષ્ઠતા માટે તથા પરમસુખદાયકતા માટે નિઃશંક છું?

(૨) હું જે વ્રત-નિયમો પાળું છું, તેમાં કોઈ પણ પ્રકારના માયાચાર કે દંભને સ્થાન આપું છું?

(૩) હું જે વ્રત-નિયમો પાળું છું, તે સાશંસ છે કે નિરાશંસ? (જેમાં હમણાં કે પછી પૌદ્ગલિક સુખની ઇચ્છા હોય તે સાશંસ અને જેમાં માત્ર મોક્ષની જ ઇચ્છા હોય તે નિરાશંસ.)

જો પહેલા પ્રશ્નનો જવાબ નકારમાં આવે તો સમજવું કે મિથ્યાત્વ નામનું શલ્ય અંતરની ઊંડાણમાં ભરાઈ પેઠેલું છે. જો બીજા પ્રશ્નનો જવાબ હકારમાં આવે તો સમજવું કે માયા નામના શલ્યે હૃદયના કોઈ પણ ભાગમાં ડેરા-તંબૂ તાણેલા છે. અને જો ત્રીજા પ્રશ્નનો જવાબ સાશંસ આવે તો સમજવું કે નિદાન નામના શલ્યે ચિત્તના ચોતરા પર અધિકાર જમાવેલો છે.

जो खलु तीसइवरिसो, सत्तरिवरिसेण पारणाइसमो ।
विसमे व कूडवाही, निव्विन्नाणे हु से जडे ॥

આ. ભા. ૨૩૫

ભાવાર્થ:—જે સાધુ–મુમુક્ષુ ત્રીશ વર્ષનો તરુણ છે અને રોગાદિથી રહિત તથા સશક્ત છે, તે સીત્તેર વર્ષના વૃદ્ધની જેમ કાયોત્સર્ગ પારવા વગેરેની ક્રિયા કરે છે, તે વિષમ છે, માયાવી છે, નિર્વિજ્ઞાની છે અને જડ છે. તાત્પર્ય કે કાયોત્સર્ગ દરેકે પોતાની શક્તિ અનુસાર કરવો જોઈએ અને તેમાં પોતાનું સઘળું વીર્ય ફોરવવું જોઇએ.

चउरंगुल मुहपत्ती, उज्जूए डब्बहत्थ रयहरणं ।
वोसट्ठचत्तदेहो, काउस्सग्गं करिज्जाहि ॥

આ. નિ. ૧૫૪૫

ભાવાર્થ:—(બંને પગ સીધા ઉભા રાખી, આગળના ભાગમાં) ચાર આંગળ જેટલું (અને પાછળના ભાગમાં કાંઈક ઓછું) અંતર રાખવું. તે વખતે સીધા લટકતા રાખેલા (જમણા હાથમાં) મુહપત્તી અને ડાબા હાથમાં રજોહરણ ગ્રહણ કરવાં; પછી દેહભાવનાનો તથા દેહનો સંપૂર્ણ ત્યાગ કરવાપૂર્વક કાયોત્સર્ગ કરવો.×

× મૂલાચારના પડાવશ્યકાધિકારમાં કહ્યું છે કે:—

वोसिरिय बाहुजुगले, चतुरंगुले अंतरेण समपादो ।
सव्वंगचलणरहिओ, काउस्सग्गो विसुद्धो दु ॥ १५१ ॥

ભાવાર્થ:—જેમાં પુરુષ દેહાધ્યાસનો ત્યાગ કર્યા પછી બંને હાથ લાંબા કરીને સમપાદ ઊભો રહે છે અને બે પગ વચ્ચે ચાર આંગળનું અંતર રાખે છે તથા શરીરના કોઈ પણ અંગોને હલાવતો નથી, તે કાયોત્સર્ગ વિશુદ્ધ છે.

ભાવાર્થ :—આશ્રવદ્વારોનો સંવર કરીને અવ્યાબાધ તથા અકંટક દેશમાં જઈને ઉભેલી, બેઠેલી કે સૂતેલી સ્થિતિમાં (મુદ્રામાં) આસન સ્થિર કરીને કાયોત્સર્ગ કરવો.

સામાન્ય રીતે કાયોત્સર્ગ ઉભેલી સ્થિતિમાં એટલે જિનમુદ્રાએ કરવાનો હોય છે. પરંતુ અશક્તિના કારણે કે અંતિમ સમયે આરાધના અટકતી હોય તો સંલેખના માટે જે કાયોસર્ગ કરવાનો હોય તે બેઠેલી કે સૂતેલી સ્થિતિમાં કરવાનો હોય છે.

આ ગાથાનું તાત્પર્ય એ છે કે કાયોત્સર્ગ કરવા ઇચ્છનારે પૂર્વ તૈયારી તરીકે પ્રાણાતિપાત, મૃષાવાદ અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ એ પાંચ આશ્રવદ્વારોનો રોધ કરવો જોઇએ; અર્થાત્ તેમાંથી નિવૃત્ત થવું જોઈએ. પછી તેણે કાયોત્સર્ગ માટે એવો પ્રદેશ પસંદ કરવો જોઇએ કે જે વ્યાબાધા એટલે વિક્ષેપ ઉત્પન્ન કરે નહિ. નજીકમાં ગાનતાન ચાલતાં હોય કે ભારે કોલાહલ થતો હોય તો તે પ્રદેશ વ્યાબાધાવાળો કહેવાય. વળી તે પ્રદેશ કાંટા-કાંકરાથી રહિત હોવો જોઇએ; અર્થાત જે પ્રદેશ વૃક્ષોવાળો હોય અને જેનું વાતાવરણ એકંદર શાંત હોય તેની પસંદગી કરવી જોઇએ.×

× શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના ચોથા પ્રકાશમાં જણાવ્યું છે કે—

**तीर्थं वा स्वस्थताहेतुं, यत्तद्वा ध्यानसिद्धये ।**
**कृतासनजयो योगी, विविक्तं स्थानमाश्रयेत् ॥ १२३ ॥**

ભાવાર્થ—આસનનો જય કરવાવાળા યોગીએ (કાયોત્સર્ગમાં પ્રથમ આસનનો જય કરવાનો છે) ધ્યાનની સિદ્ધિ માટે તીર્થંકરોના જન્મ, દીક્ષા, કેવળ અને નિર્વાણસ્થાનોમાં જવું જોઇએ. તેના, અભાવે સ્વસ્થતાના હેતુભૂત (જ્યાં રહેવાથી સ્વસ્થતા જળવાઈ રહે) તથા સ્ત્રી, પશુ, પંડકાદિ (નપુંસકાદિ) રહિત કોઈ પણ સારા એકાંતસ્થાનનો આશ્રય કરવો.

શ્રી ભદ્રબાહુસ્વામી મહાપ્રાણધ્યાનની સિદ્ધિ માટે નેપાળમાં ગયા હતા, એ વસ્તુ જૈન શાસ્ત્રોમાં સુપ્રસિદ્ધ છે.

પીડા થાય છે અને શરીરને પીડા થવાથી મનમાં સંક્ષોભ થાય છે. વળી પૂરક, કુંભક અને રેચક કરવામાં પરિશ્રમ પડે છે અને પરિશ્રમ કરવાથી મનમાં સંકલેશ થાય છે કે જે સ્થિતિ મોક્ષ-માર્ગમાં વિઘ્નરૂપ છે. તાત્પર્ય કે આસન સિદ્ધ કરીને સીધો પ્રત્યાહાર કરી શકાય છે.

ધર્મધ્યાન સિદ્ધ કરવા માટે પ્રત્યાહારની જરૂર છે, એ વસ્તુ શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રમાં સ્પષ્ટ જણાવી છેઃ—

इन्द्रियैः सममाकृष्य, विषयेभ्यः प्रशान्तधीः ।
धर्मध्यानकृते पश्चान्मनः कुर्वीत निश्चलम् ॥ ६ ॥

યો. શા. પ્ર. ૬.

ભાષાર્થઃ—[શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ એ પાંચ] વિષયોમાંથી ઇંદ્રિયો સાથે મનને સારી રીતે ખેંચી લઈ અત્યંત શાંત બુદ્ધિવાળાએ ધર્મધ્યાન કરવા માટે મનને નિશ્ચલ કરી રાખવું.

चेयणमचेयणं वा, वत्थुं अवलंबिउं घणं मणसा ।
झायइ सुअमत्थं वा, दवियं तप्पज्जए वा वि ॥

આ. નિ. ૧૪૬૬

ભાવાર્થ—ચેતન અથવા અચેતન વસ્તુનું મનથી દઢ આલંબન લઈને સૂત્ર કે અર્થનું ધ્યાન ધરવું અથવા દ્રવ્ય અને તેના પર્યાયોનું પણ ચિંતન કરવું.

આ ગાથાનું તાત્પર્ય એ છે કે કાયોત્સર્ગ કરનારે અનુકૂળ પ્રદેશ અને આસન ગ્રહણ કર્યા પછી મનને એકાગ્ર કરવા માટે

અહીં એટલી સ્પષ્ટતા કરવી જરૂરની છે કે જેઓ બેસીને કાયોત્સર્ગ કરે છે, તે પદ્માસન કે પર્યંકાસન જેવાં સહજસાધ્ય આસન ગ્રહણ કરે છે અને જેઓ સૂઈને કાયોત્સર્ગ કરે છે, તેઓ બહુધા દંડાસન કે શવાસન-શબાસન-શબ-મૃતક જેવાં આસનોનો આશ્રય લે છે.

અષ્ટાંગયોગની દૃષ્ટિએ જોઈએ તો કાયોત્સર્ગ એ પ્રત્યાહારની સ્થિતિ છે, કારણ કે તેમાં મનની વૃત્તિઓને ઈંદ્રિયો તથા કાયામાંથી ખેંચી લેવાની હોય છે. પ્રત્યાહાર સિદ્ધ કરવા માટે યમ, નિયમ, આસન તથા પ્રાણાયામની જરૂર રહે છે, એટલે કાયોત્સર્ગ માટે પણ તે જ સાધનો અપેક્ષિત છે. તેથી અહીં એ સ્પષ્ટતા કરવી આવશ્યક છે કે મૂલગુણો એ યમ છે, ઉત્તરગુણો એ નિયમ છે, આસનનો જય કરવાનું સ્પષ્ટ વિધાન ઉપર કરવામાં આવ્યું છે અને સ્પર્શનેન્દ્રિયાદિ પાંચ ઇંદ્રિયો તથા મનોબળ, વચનબળ અને કાયબળ એ આઠ પ્રાણનો નિગ્રહ કરતાં શીખવું એ પ્રાણાયામ છે. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યનો એવો અભિપ્રાય છે કે:—

तन्नाप्नोति मनः स्वास्थ्यं, प्राणायामैः कदर्थितम् ।
प्राणस्यायमने पीडा, तस्यां स्याच्चित्तविप्लवः ॥ ४ ॥
पूरणे कुम्भने चैव, रेचने च परिश्रमः ।
चित्तसंक्लेशकरणान्मुक्तेः प्रत्यूहकारणम् ॥ ५ ॥

યોગશાસ્ત્ર, પ્ર. ૬

ભાવાર્થ:—પ્રાણવાયુના નિગ્રહથી કદર્થના પામેલું મન, સ્વસ્થતા પામતું નથી, કેમકે પ્રાણવાયુનો નિગ્રહ કરતાં શરીરને

परिजाणिऊण य जओ, सम्मं गुरुजणपगासणेणं तु ।
सोहेइ अप्पगं सो, जम्हा य जिणेहिं सो भणिओ ॥ २ ॥

આ. નિ. માં ઉદ્ધૃત પૃ. ૭૭૯

ભાવાર્થ—કાયોત્સર્ગમાં રહેલો મુનિ નિષ્પ્રકંપ દેહવાળો થઈને, મૌન ધારણ કરીને દૈવસિકાદિ અતિચારને એકાગ્ર મનથી સરલતા-પૂર્વક જાણે. આ રીતે સર્વ અતિચારો જાણ્યા પછી ગુરુ આગળ તેનું સમ્યક્ રીતે પ્રકાશન કરે અને તે જે પ્રાયશ્ચિત્ત વગેરે આપે તેનાથી પોતાના આત્માની શુદ્ધિ કરે. જિનેશ્વર ભગવંતોએ આ રીતે કાયોત્સર્ગ કહેલો છે, તેથી તે પ્રમાણે કરવો ઘટે છે.

આ ગાથાનું તાત્પર્ય એ છે કે દૈવસિકાદિ અતિચારોનો સમુચિત સંગ્રહ કરવો હોય તો તે માટે કાયોત્સર્ગ કરવાની જરૂર રહે છે કે જેમાં શરીરનાં અંગોપાંગો જરા પણ હાલે નહિ, વાણી સદંતર બંધ રહે અને ચિત્તની તમામ વૃત્તિઓ એકાગ્ર થઈને અતિચારોને શોધવાનું જ કામ કરે, અન્યથા અતિચારોનો સમુચિત સંગ્રહ થઈ શકે નહિ. વળી તેમાંથી બીજો ભાવ એ પણ નીકળે છે કે જે કાયોત્સર્ગ જે અતિચારના શોધન નિમિત્તે કરવામાં આવતો હોય તેમાં તે તે અતિચારોનું યથાર્થપણે શોધન કરવું. દાખલા તરીકે ઐર્યાપથિકી વિરાધના અંગેનો કાયોત્સર્ગ હોય તો તેમાં તેના અતિચારોનું ચિંતન કરવું, ભક્તપાન કે શય્યાસનાદિ અંગેનો કાયોત્સર્ગ હોય તો તેમાં તેના અતિચારોનું ચિંતન કરવું અને દર્શન શુદ્ધિ નિમિત્તનો કાયોત્સર્ગ હોય તો તેમાં જે જે પ્રકારે દર્શનની વિરાધના થઈ હોય, તેનું ચિંતન

પુરુષાદિ ચેતન વસ્તુનું કે મૂર્તિ વગેરે અચેતન વસ્તુનું આલંબન લેવું અને સૂત્ર કે અર્થનું ચિંતન કરવું એ ધર્મધ્યાન છે અને તેનાથી અનુક્રમે શુક્લધ્યાનમાં આરૂઢ થઈને કૈવલ્યપ્રાપ્તિ કરી શકાય છે.

सो उस्सग्गो दुविहो, चिट्ठाए अभिभवे य नायव्वो ।
भिक्खायरियाइ पढमो, उवसग्गभिजुंजणे बिइओ ॥

આ. નિ. ૧૪૫૨

ભાવાર્થ–તે કાયોત્સર્ગ ચેષ્ટા અને અભિભવ એમ બે પ્રકારે જાણવો. તેમાં પ્રથમ એટલે ચેષ્ટા-કાયોત્સર્ગ ભિક્ષાચર્યાદિ વિષય અંગે કરવાનો હોય છે અને બીજો એટલે અભિભવ-કાયોત્સર્ગ દેવતા, મનુષ્ય તથા તિર્યંચે કરેલા ઉપસર્ગોનો જય કરવાવડે શુભ ધ્યાનની સિદ્ધિ કરવા માટે હોય છે.

તાત્પર્ય કે ઉપર જે વર્ણન કર્યું તે અભિભવ કાયોત્સર્ગનું છે. હવે ચેષ્ટા કાયોત્સર્ગ કેવી રીતે કરવાનો હોય છે, તે દર્શાવનારી ગાથાઓ જોઈએ.

काउस्सग्गं मुक्खपहदेसियं जाणिऊण तो धीरा ।
दिवसाइयारजाणणट्ठयाई ठायंति उस्सग्गं ॥

આ. નિ. ૧૪૯૭

ભાવાર્થ–કાયોત્સર્ગને મોક્ષમાર્ગ કહેલો જાણીને ધીર પુરુષો દૈવસિકાદિ અતિચારો યાદ કરવા માટે કાયોત્સર્ગમાં રહે છે.

તેઓ આ કાયોત્સર્ગ કેવી રીતે કરે છે? તે જણાવે છે:—

काउस्सग्गंमि ठिओ, निरेयकाओ निरुद्धवइपसरो ।
जाणइ सुहमेगमणो, मुणि देवसियाइ अइयारं ॥ १ ॥

સામાયિકની સિદ્ધિથી કાયોત્સર્ગની સિદ્ધિ થાય છે. આ. નિ. ની નિમ્ન ગાથા આ વાતની પ્રતીતિ કરાવે છે:—

**वासी-चंदण-कप्पो, जो मरणे जीविए य सम-सण्णो ।**
**देहे य अपडिबद्धो, काउस्सग्गो हवइ तस्स ॥ १४५८ ॥**

ભાવાર્થ:—શરીરને કોઈ વાંસલાથી છેદી નાખે કે તેના પર ચંદનનો શાંતિદાયક લેપ કરે અથવા જીવન ટકે કે જલ્દી તેનો અંત આવે છતાં જે દેહ-ભાવનાથી ખરડાય નહિ અને મનને બરાબર સમભાવમાં રાખે તેને કાયોત્સર્ગ સિદ્ધ થાય છે.

કાયોત્સર્ગ સિદ્ધ કરવા માટે પ્રથમ આસ્રવદ્વારોનો સંવર કરવો પડે છે, એ વાત આગળ આવી ગયેલી છે.

કાયોત્સર્ગથી શું લાભો થાય છે? તેનો ઉત્તર આ. નિ. માં આ પ્રમાણે અપાયેલો છે:—

**देह-मइ-जड्ड-सुद्धी, सुह-दुक्ख-तितिक्खया अणुप्पेहा ।**
**झायइ य सुहं झाणं, एयग्गो काउस्सग्गंमि ॥ १४६२ ॥**

ભાવાર્થ:—(૧) કાયોત્સર્ગમાં એકાગ્ર થનારના દેહની ડતા નાશ પામે છે અને (૨) મતિની શુદ્ધિ થાય છે, (૩) તેનામાં ખ-દુઃખ સહન કરવાની શક્તિ આવે છે; (૪) તે સૂક્ષ્મચિંતન રી શકે છે અને (૫) શુભ ધ્યાન ધરી શકે છે.

## (૫) અર્થ-સંકલના

ઈરિયાવહી સૂત્રથી જીવવિરાધનાનું પ્રતિક્રમણ કર્યું, તેના નુસંધાનમાં આ સૂત્ર કહેવાય છે.

કરવું શાસ્ત્રકારોએ તે માટે ઉચ્છ્વાસનું જે કાલમાન બતાવ્યું છે, તે પર્યાપ્ત છે.×

કાયોત્સર્ગ કરવાના કાલ સંબંધી ધ્યાનશતકમાં કહ્યું છે કે:-

**कालोऽवि सोच्चिय जहिं जोगसमाहाणमुत्तमं लहइ ।**
**न उ दिवसनिसावेलाइनियमणं झाइणो भणियं ॥ ३८ ॥**

ભાવાર્થ-ધ્યાનને માટે કાલ પણ તે જ ઉચિત છે કે જે કાલમાં મન, વચન અને કાયાના યોગોનું ઉત્તમ સમાધાન થાય. ધ્યાન કરનાર માટે દિવસ, રાત્રિ કે વેળા વગેરેનો નિયમ તીર્થંકર-ગણધરાદિકે કહ્યો નથી.

કાયોત્સર્ગ અને સામાયિકને અન્યોન્યાશ્રય સંબંધ છે, એટલે કાયોત્સર્ગની સિદ્ધિથી સામાયિકની સિદ્ધિ થાય છે અને

× ઉચ્છ્વાસના કાલમાનમાં કોઈ વહેલું ચિંતન કરી લે તો પછી શું કરવું? એનો ઉત્તર મૂલાચારના પ્રથમ ભાગના પડાવશ્યકાધિકારની નિમ્ન ગાથાઓ આપે છે :—

**काओसग्गम्हि ठिदो चिंतिदु इरियावधस्स अतिचारं ।**
**तं सव्वं समाणित्ता धम्मं सुक्कं च चिंतेज्जो ॥ १६७ ॥**
**तह दिवसियरादियपक्खियचदुमासिवरिसचरिमेसु ।**
**तं सव्वं समाणित्ता धम्मं सुक्कं च झायेज्जो ॥ १६८ ॥**

ભાવાર્થ—[ મુમુક્ષુ ] કાયોત્સર્ગમાં ઊભો રહીને ઈર્યાપથથી લાગેલા અતિચારનું ચિંતન કરે અને તે પૂર્ણ થયે ધર્મધ્યાન તથા શુક્લધ્યાન કરે. તે પ્રમાણે દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણ તથા પર્યંત-આરાધના માટે કરવામાં આવતા કાયોત્સર્ગમાં જે જે અતિચારોનું ચિંતન કરવાનું છે, તે સઘળું ચિંતન કર્યા પછી ધર્મધ્યાન અને શુક્લધ્યાન ધરે.

વિરાધના-સંપદા છે અને **तस्स उत्तरीकरणेणं** થી **ठामि काउस्सग्गं** સુધીનો પાઠ પ્રતિક્રમણ-સંપદા છે.)

સંપદા અને આલાપકની દૃષ્ટિએ ઇરિયાવહીનો અને તસ્સ ઉત્તરી સૂત્રનો પાઠ નીચે મુજબ રચાયેલો છે:—

૧ અભ્યુપગમ-સંપદા.

**इच्छामि १, पडिक्कमिउं २. ॥ १ ॥**

૨ નિમિત્ત-સંપદા.

**इरियावहियाए ३, विराहणाए ४ ॥ २ ॥**

૩ ઓઘ-સંપદા.

**गमणागमणे ५ ॥ ३ ॥**

૪ ઇતરહેતુ-સંપદા.

**पाण-क्कमणे ६, बीय-क्कमणे ७, हरिय-क्कमणे ८, ओसाउत्तिंग-पणग-दगमट्टी-मक्कडा-संताणा-संकमणे ९ ॥४॥**

૫ સંગ્રહ-સંપદા.

**जे मे जीवा विराहिया १० ॥ ५ ॥**

૬ જીવ-સંપદા.

**एगिंदिया ११, बेइंदिया १२, तेइंदिया १३, चउरिंदिया १४, पंचिंदिया १५ ॥ ६ ॥**

૭ વિરાધના-સંપદા.

**अभिहया १६, वत्तिया १७, लेसिया १८, संघाइया १९, संघट्टिया २०, परियाविया २१,**

વિશેષ આલોચના અને નિંદા કરવા વડે, શાસ્ત્રોકત પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરવા વડે, ચિત્તનું વિશેષ શોધન કરવા વડે, [ મિથ્યાત્વ, માયા અને નિદાન એ ત્રણ ] શલ્યો દૂર કરવા વડે, પાપકર્મોનો સંપૂર્ણ નાશ કરવા માટે હું કાયોત્સર્ગ કરું છું

## ( ૬ ) સૂત્ર–પરિચય

શ્રી દેવેન્દ્રસૂરિકૃત દેવવંદન–ભાષ્યમાં જણાવ્યું છે કે :—

**अब्भुवगमो निमित्तं, ओहेअरहेउ संगहे पंच ।**
**जीवविराहणपडिक्कमणभेयओ तिन्नि चूलाए ॥ ३२ ॥**

ભાવાર્થ :—ઇરિયાવહી – સૂત્રમાં ૧ અભ્યુપગમ-સંપદા, ૨ નિમિત્ત-સંપદા, ૩ ઓઘ-સંપદા, ૪ ઇતરહેતુ-સંપદા, ૫ સંગ્રહ–સંપદા, ૬ જીવ–સંપદા, ૭ વિરાધના–સંપદા અને ૮ પ્રતિક્રમણ–સંપદા એવી આઠ સંપદાઓ છે, તેમાં છેલ્લી ત્રણ ચૂલિકારૂપ છે.

( આ ગાથાના સ્પષ્ટીકરણમાં તેમણે જણાવ્યું છે કે **इच्छामि पडिक्कमिउं** એ પાપની આલોચના કરવારૂપ કાર્ય આદરવાની ઇચ્છારૂપ હોવાથી અભ્યુપગમ–સંપદા છે. **इरियावहियाए विराहणाए** એ આલોચના કરવારૂપ કાર્યના કારણરૂપ હોવાથી નિમિત્ત–સંપદા છે, **गमणागमणे** એ સામાન્ય હેતુદર્શક હોવાથી ઓઘ–સંપદા છે. **पाणक्कमणे** થી **संताणा–संकमणे** સુધીનો પાઠ વિશેષહેતુરૂપ હોવાથી ઇતરહેતુ–સંપદા છે. **जे मे जीवा विराहिया** એ સમસ્ત જીવવિરાધનાનો સંગ્રહ કરનાર પદો હોવાથી સંગ્રહ–સંપદા છે. **एगिंदिया** થી **पंचिंदिया** સુધીનો પાઠ જીવના પ્રકારો જણાવનારો હોવાથી જીવ–સંપદા છે. **अभिहया** થી **तस्स मिच्छा मि दुक्कडं** સુધીનો પાઠ વિરાધનાનો પ્રકાર જણાવનારો હોવાથી

વિરાધના-સંપદા છે અને तस्स उत्तरीकरणेणं થી ठामि काउस्सग्गं સુધીનો પાઠ પ્રતિક્રમણ-સંપદા છે.)

સંપદા અને આલાપકની દૃષ્ટિએ ઈરિયાવહીનો અને तस्स ઉત્તરી સૂત્રનો પાઠ નીચે મુજબ રચાયેલો છે:—

૧ અભ્યુપગમ-સંપદા.

इच्छामि १, पडिक्कमिउं २. ॥ १ ॥

૨ નિમિત્ત-સંપદા.

इरियावहियाए ३, विराहणाए ४ ॥ २ ॥

૩ ઓઘ-સંપદા.

गमणागमणे ५ ॥ ३ ॥

૪ ઈતરહેતુ-સંપદા.

पाण-क्कमणे ६, बीय-क्कमणे ७, हरिय-क्कमणे ८, ओसाउत्तिंग-पणग-दगमट्टी-मक्कडा-संताणा-संकमणे ९ ॥४॥

૫ સંગ્રહ-સંપદા.

जे मे जीवा विराहिया १० ॥ ५ ॥

૬ જીવ-સંપદા.

एगिंदिया ११, बेइंदिया १२, तेइंदिया १३, चउरिंदिया १४, पंचिंदिया १५ ॥ ६ ॥

૭ વિરાધના-સંપદા.

अभिहया १६, वत्तिया १७, लेसिया १८, संघाइया १९, संघट्टिया २०, परियाविया २१,

किलामिया २२, उद्दविया २३, ठाणाओ ठाणं २४, संकामिया २५, जीवियाओ ववरोविया-तस्स मिच्छा मि दुक्कडं २६ ॥ ७ ॥

८ પડિક્કમણ-સંપદા.

तस्स उत्तरीकरणेणं २७, पायच्छित्त-करणेणं २८, विसोहीकरणेणं २९, विसल्लीकरणेणं ३०, पावाणं कम्माणं निग्घायणट्ठाए ३१, ठामि काउस्सग्गं ३२. ॥ ८ ॥

આ સ્પષ્ટીકરણમાં તેમણે સાતમી અને આઠમી સંપદાનો જે અધિકાર જણાવ્યો, તેના માટે નીચેની ગાથાને પ્રમાણરૂપે આપેલી છે:—

जीवा विराहिया पंचमी उ पंचिंदिया भवे छट्ठी ।
मिच्छा मि दुक्कडं सत्तमीऽट्ठमी ठामि उस्सग्गं ॥

ભાવાર્થ:—जे मे जीवा विराहिया એ પાંચમી સંપદા છે. एगिंदिया...થી पंचिंदिया સુધીનાં પદો એ છઠ્ઠી સંપદા છે, अभिहया થી मिच्छा मि दुक्कडं સુધીનાં પદો એ સાતમી સંપદા છે. અને तस्स उत्तरीकरणेणं થી ठामि काउस्सग्गं સુધીનાં પદો આઠમી સંપદા છે.

આ સંબંધી તેમણે મતાંતર પણ બતાવ્યો છે. अन्ये तु ववरोविया इत्यन्तां सप्तमीं मिच्छा मि दुक्कडमित्यष्टमीमाहुः । કેટલાક આચાર્યો* अभिहया થી ववरोविया સુધીના પાઠને સાતમી

* શ્રીમદ્ દેવેન્દ્રસૂરિવિરચિત ચૈત્યવંદન ભાષ્ય. ગાથા. ૩૨. પૃ. ૨૬.

સંપદા માને છે અને **मिच्छा मि दुक्कडं** ને આઠમી સંપદા માને છે.

આવશ્યક–મૂલસૂત્રના ચોથા અધ્યયનમાં ઈરિયાવહી સૂત્રનો પાઠ આવે છે, તે **इच्छामि पडिक्कमिउं** થી **मिच्छा मि दुक्कडं** સુધીનો જ છે અને ઉત્તરીકરણ સૂત્રનો પાઠ પાંચમા અધ્યયનમાં આવે છે, તે ઇરિયાવહી સૂત્ર પછી આવતો નથી, પણ **इच्छामि ठाउं काउस्सग्गं–मिच्छा मि दुक्कडं** પછી આવે છે.

ઉત્તરીકરણ સૂત્ર ચાર ભાગમાં વહેંચાયેલું છે. તેમાંનો પહેલો ભાગ અનુસંધાનદર્શક છે, એટલે કે **तस्स** એવા એક પદનો બનેલો છે અને તે ઇરિયાવહી સૂત્રવડે કરેલા પ્રતિક્રમણનું અનુસંધાન દર્શાવે છે. પ્રતિક્રમણમાં જ્યાં જ્યાં આ સૂત્ર બોલાય છે, ત્યાં મિથ્યાદુષ્કૃતરૂપ પ્રતિક્રમણ થયા પછી જ બોલાય છે, એટલે શાસ્ત્રકારોએ તેને વિશેષ–પ્રતિક્રમણ તરીકે ઓળખાવ્યું છે.

સૂત્રનો બીજો ભાગ **उत्तरीकरणेणं, पायच्छित्त–करणेणं, विसोहीकरणेणं** અને **विसल्लीकरणेणं** એ રીતે ચાર પદોનો બનેલો છે અને હેતુદર્શક છે, એટલે કાયોત્સર્ગ કરવાના હેતુઓ (ઉપાયો) દર્શાવે છે, ચેઇયવંદણમહાભાસમાં સ્પષ્ટ કહ્યું છે કે **उत्तर(री)करणाइ हेऊहिं** એટલે ઉત્તરીકરણ સૂત્રમાં આવતાં **उत्तरीकरणेणं** વગેરે ચાર પદો કાયોત્સર્ગના હેતુઓ છે. દેવવંદન-ભાષ્યમાં પણ એ જ અભિપ્રાય ઉચ્ચારવામાં આવ્યો છે:— **चउ तस्स उत्तरीकरण–पमुह**–તસ્સ ઉત્તરીકરણ વગેરે ચાર પદો કાયોત્સર્ગના હેતુઓ છે.

આ ચાર હેતુઓનું વિધાન પૂર્વ–પશ્ચાદ્ ભાવને અનુલક્ષીને કરવામાં આવ્યું છે, એટલે તે ક્રમાનુસારી છે. વળી ચાર

किलामिया २२, उद्दविया २३, ठाणाओ ठाणं २४, संकामिया २५, जीवियाओ ववरोविया-तस्स मिच्छा मि दुक्कडं २६ ॥ ७ ॥

૮ પડિક્કમણ-સંપદા.

तस्स उत्तरीकरणेणं २७, पायच्छित्त-करणेणं २८, विसोहीकरणेणं २९, विसल्लीकरणेणं ३०, पावाणं कम्माणं निग्घायणट्ठाए ३१, ठामि काउस्सग्गं ३२. ॥ ८ ॥

આ સ્પષ્ટીકરણમાં તેમણે સાતમી અને આઠમી સંપદાનો જે અધિકાર જણાવ્યો, તેના માટે નીચેની ગાથાને પ્રમાણરૂપે આપેલી છે :—

जीवा विराहिया पंचमी उ पंचिंदिया भवे छट्ठी ।
मिच्छा मि दुक्कडं सत्तमीऽट्ठमी ठामि उस्सग्गं ॥

ભાવાર્થ:—जे मे जीवा विराहिया એ પાંચમી સંપદા છે. एगिंदिया...થી पंचिंदिया સુધીનાં પદો એ છઠ્ઠી સંપદા છે, अभिहया થી मिच्छा मि दुक्कडं સુધીનાં પદો એ સાતમી સંપદા છે. અને तस्स उत्तरीकरणेणं થી ठामि काउस्सग्गं સુધીનાં પદો આઠમી સંપદા છે.

આ સંબંધી તેમણે મતાંતર પણ બતાવ્યો છે. अन्ये तु ववरोविया इत्यन्तां सप्तमीं मिच्छा मि दुक्कडमित्यष्टमीमाहुः । કેટલાક આચાર્યો* अभिहया થી ववरोविया સુધીના પાઠને સાતમી

* શ્રીમદ્ દેવેન્દ્રસૂરિવિરચિત ચૈત્યવંદન ભાષ્ય. ગાથા. ૩૨. પૃ. ૨૬.

વિચરે છે. તાત્પર્ય કે કાયોત્સર્ગથી પ્રાયશ્ચિત્તયોગ્ય પાપોનો નિર્ઘાત થાય છે.

સૂત્રનો ચોથો ભાગ **ठामि काउस्सग्गं** એવાં બે પદોનો બનેલો છે અને તે કાયોત્સર્ગની પ્રતિજ્ઞા દર્શાવે છે.

અહીં **ठा** ધાતુ જે અકર્મક છે તેને સકર્મક **कृञ्** ધાતુના અર્થમાં માનીને **काउस्सग्गं**ને કર્મ તરીકે જણાવેલ છે. આ સૌત્ર પ્રયોગ છે. (નિબંધ નિચય પૃ. ૧૪૬)

ઉત્તરીકરણસૂત્રનો બોધ એ છે કે માણસથી કંઈ પણ ભૂલ થાય તો તેણે એ ભૂલનો સરળતાથી સ્વીકાર કરવો જોઈએ, નિખાલસતાથી તેની નિંદા કરવી જોઈએ. મહર્ષિઓ પર શ્રદ્ધા રાખી તેઓએ બતાવેલો પ્રાયશ્ચિત્તનો માર્ગ ગ્રહણ કરવો જોઈએ અને ફરી તેવી જ ભૂલો ન થાય તે માટે ચિત્તવૃત્તિઓનું બરાબર શોધન કરી, તેમાં રહેલા શલ્યો કે દોષો કાઢી નાખવા જોઈએ. શુદ્ધિનો આ રાજમાર્ગ છે અને તેને અનુસરવાથી અનંત આત્માઓએ આજ સુધીમાં મંગલમય મુક્તિ મેળવી છે.

આ સૂત્ર પર શ્રી ભદ્રબાહુસ્વામીની નિર્યુક્તિ છે, શ્રી જિનદાસગણિ મહત્તરની ચૂર્ણિ છે, અને શ્રી હરિભદ્રસૂરિની ટીકા છે. શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રની સ્વોપજ્ઞવૃત્તિમાં, શ્રી શાન્તિસૂરિએ ચેઇયવંદણમહાભાસમાં અને શ્રી દેવેન્દ્રસૂરિએ દેવવંદનભાષ્યમાં આ સૂત્ર પર વિવરણ કરેલું છે.

આ સૂત્રમાં સંપદા ૧ તથા પદ ૬ સર્વ વર્ણ ૪૯ અને તેમાં ગુરુ ૧૦ તથા લઘુ ૩૯ છે.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્રનો પાઠ આવશ્યક મૂલ સૂત્રના કાયોત્સર્ગઅધ્યયનમાં આવેલો છે.

હેતુઓનો સમાસ કરીને છેડે વિભક્તિ ન લગાડતાં દરેક પદને વિભક્તિ લગાડી છે, એટલે દરેક હેતુ સ્વતંત્ર ક્રિયાનું સૂચન કરે છે અને તે દરેક ક્રિયા ઉત્તર ક્રિયાના હેતુભૂત છે. જેણે વિશેષ આલોચના અને નિંદાવડે ઉત્તરીકરણ કર્યું નથી, તે પ્રાયશ્ચિત્તને યોગ્ય કેમ થાય? વળી જેણે શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત ગ્રહણ કર્યું નથી અને એ રીતે પોતાના મનનો મેલ ધોયો નથી, તે વિશિષ્ટ પ્રકારે ચિત્તનું શોધન કેમ કરી શકે? અને જેણે વિશિષ્ટ પ્રકારે ચિત્તનું શોધન કર્યું નથી, તે અંતરની ઊંડાણમાં ભરાઈ રહેલી શલ્યરૂપ સૂક્ષ્મ મનોવૃત્તિને કેમ શોધી શકે? અને જ્યાં સુધી સૂક્ષ્મમાં સૂક્ષ્મ મનોવૃત્તિનું શોધન થયું નથી, ત્યાં સુધી પાપકર્મોનો સર્વાંશે નિર્ઘાત કેમ થાય? એટલે ચાર પદો જે ક્રમે મૂકાયાં છે, તે કરણનો શાસ્ત્રવિહિત ક્રમ સૂચવે છે.

સૂત્રનો ત્રીજો ભાગ **पावाणं कम्माणं निग्घायणट्ठाए** એવા ત્રણ પદનો બનેલો છે, જે કાયોત્સર્ગનું પ્રયોજન દર્શાવે છે.

તાત્પર્ય કે આલોચના અને પ્રતિક્રમણવડે પાપકર્મોનો ઘાત થયો પણ નિર્ઘાત ન થયો, તે સિદ્ધ કરવા માટે આ કાયોત્સર્ગ કરવામાં આવે છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણીસમા અધ્યયનમાં મુમુક્ષુ તરફથી એક પ્રશ્ન પૂછાયો છે કે **काउस्सग्गेणं भंते! जीवे किं जणयइ?**—હે ભગવન્! કાયોત્સર્ગથી જીવને શું લાભ થાય? તેનો ઉત્તર આપતાં ભગવંતે ફરમાવ્યું છેઃ—કે **काउस्सग्गेणं तीयपडुप्पन्नं पायच्छित्तं विसोहेइ, विसुद्ध-पायच्छित्ते य जीवे निव्वुयहियए ओहरिय भरुव्वभारवहे धम्मज्झाणोवगए सुहं सुहेण विहरइ ॥ १२ ॥** હે આયુષ્મન! કાયોત્સર્ગથી ભૂતકાળ અને વર્તમાનકાળના પ્રાયશ્ચિત્તયોગ્ય અતિચારોની શુદ્ધિ થતાં તે જીવ ભાર ઉતારી નાખેલા મજૂરની જેમ હળવો બનીને પ્રશસ્ત અધ્યવસાયોમાં વર્તતો સુખ-પૂર્વક

## (૨) સંસ્કૃત છાયા

अन्यत्र—

उच्छ्वसितेन निःश्वसितेन कासितेन क्षुतेन जृंभितेन उद्गारेण वात–निसर्गेण,

भ्रमर्या पित्त–मूर्छया,

सूक्ष्मैः अङ्ग–सञ्चालैः(रैः) सूक्ष्मैः श्लेष्म–सञ्चालैः(रैः), सूक्ष्मैः दृष्टि–सञ्चालैः(रैः)

एवम् आदिभिः आकारैः,

अभग्नः अविराधितः भवतु मम कायोत्सर्गः ।

यावद् अर्हतां भगवतां नमस्कारेण न पारयामि, तावत् कायं स्थानेन मौनेन ध्यानेन आत्मीयं व्युत्सृजामि ॥

( अत्र सर्वत्र पञ्चम्यर्थे तृतीया । )

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**अन्नत्थ**–[ अन्यत्र ]–અન્યત્ર, સિવાય કે, નીચેના અપવાદ-પૂર્વક :—

**ऊससिएणं**–[ उच्छ्वसितेन ]–ઊંચો શ્વાસ લેવાથી.

'ऊर्ध्वं प्रबलं वा श्वसितमुच्छ्वसितम्' ( આ૦ ટી૦ ).

**नीससिएणं**–[ निःश्वसितेन ]–શ્વાસ નીચો મૂકવાથી.

'अधः श्वसितं निःश्वसितम्' ( આ૦ ટી૦ ).

**खासिएणं**–[ कासितेन ]–ખાંસી આવવાથી ઉધરસ આવવાથી.

# ८ काउस्सग्ग-सुत्तं

## [ कायोत्सर्ग-सूत्रम् ]

## 'અન્નત્થ'-સૂત્ર

*

### (૧) મૂલ પાઠ

अन्नत्थ ऊससिएणं नीससिएणं खासिएणं छीएणं जंभाइएणं उड्डुएणं, वाय-निसग्गेणं, भमलीए पित्त-मुच्छाए,

सुहुमेहिं अंग-संचालेहिं, सुहुमेहिं खेल-संचालेहिं, सुहुमेहिं दिट्ठि-संचालेहिं,

एवमाइएहिं आगारेहिं, अभग्गो अविराहिओ हुज्ज मे काउस्सग्गो ।

जाव अरिहंताणं भगवंताणं नमुक्कारेणं न पारेमि,
ताव कायं ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि ॥

**सुहुमेहिं अंग-संचालेहिं**-[ सूक्ष्मैः अङ्ग-सञ्चालैः ]-સૂક્ષ્મ રીતે અંગનું સંચાલન થવાથી. અર્થાત્ રૂંવાડાં ચડી આવવા આદિ ક્રિયાથી.

लक्ष्यालक्ष्यैर्गात्रविचलनप्रकारैः रोमोद्गमादिभिः ( આ. ટી. )

**सुहुमेहिं खेल-संचालेहिं**-[ सूक्ष्मैः श्लेष्म-सञ्चालैः ]-સૂક્ષ્મ રીતે શરીરની અંદર કફ તથા વાયુનો સંચાર થવાથી.

**सुहुमेहिं दिट्ठि-संचालेहिं**-[ सूक्ष्मैः दृष्टि-सञ्चालैः ]-સૂક્ષ્મ રીતે દૃષ્ટિ હલી જવાથી, આંખનો પલકારો થવાથી.

**एवमाइएहिं आगारेहिं**-[ एवमादिभिः आकारैः ]-ઇત્યાદિ આકારોવડે, અપવાદના પ્રકારોવડે.

આગાર એટલે આકાર. તે અહીં પ્રકાર એટલે કાયોત્સર્ગના અપવાદ-સંબંધી સમજવાનો છે. તે માટે શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞ-વૃત્તિના તૃતીય પ્રકાશમાં (પૃ. ૨૯૫) જણાવ્યું છે કે-**आक्रियन्ते आगृह्यन्त इत्याकाराः कायोत्सर्गापवादप्रकारा इत्यर्थः** મર્યાદિત રીતે કરાય, મર્યાદિતરૂપે ગ્રહણ થાય, તે આકાર. તેનો અર્થ કાયોત્સર્ગના અપવાદોનો પ્રકાર છે.

**अभग्गो**-[ अभग्नः ]-અભગ્ન. ભાંગેલો નહિ તેવો.

**अविराहिओ**-[ अविराधितः ]-ન વિરાધેલો, અખંડિત, ખંડિત નહિ થયેલો તેવો.

જે વસ્તુ તદ્દન તૂટી-ફૂટી જાય તે ભાંગેલી કહેવાય અને જે વસ્તુ અમુક જ અંશે તૂટે કે ફૂટે તેને ખંડિત કહેવાય. એક ઘડો ફૂટીને કકડેકકડા થઈ ગયો હોય, તો તે ભાંગી ગયો કહેવાય અને તેનો એકાદ કાંઠો જ તૂટ્યો હોય, તો તે ખંડિત કહેવાય.

छीएणं-[ क्षुतेन ]-છીંક આવવાથી.

'हिक्कायाम्' (નિ. ચૂ. ૧.)

जंभाइएणं-[ जृम्भितेन ]-બગાસું ખાવાથી.

विवृतवदनस्य प्रबलपवननिर्गमो जृम्भितमुच्यते। (આ. ટી.) મોઢું પહોળું કરતાં જે પ્રબળ પવન નીકળવો, તે જૃંભિત (બગાસું ખાવું) કહેવાય છે.

उड्डुएणं-[ उद्गारेण ]—ઓડકાર આવવાથી.

उड्डुअ એટલે उद्गार—ઓડકાર.

वाय-निसग्गेणं-[ वात निसर्गेण ]-અપાન-વાયુનો સંચાર થવાથી, વા-છૂટ થવાથી.

अपानेन पवन-निर्गमो वात-निसर्गो भण्यते (આ. ટી.), अपान એટલે મલદ્વાર.

भमलीए-[ भ्रमर्यां ]-ભમરી આવવાથી, ચક્કર આવવાથી, ફેર આવવાથી કે વાઇનો હુમલો થવાથી.

पित्त-मुच्छाए-[ पित्तमूर्च्छया ]-પિત્ત-પ્રકોપથી આવેલી મૂર્ચ્છા વડે, પિત્ત ચડવાથી થયેલી બેભાન અવસ્થાને લીધે.

આયુર્વેદના મત પ્રમાણે શરીરનું યોગ્ય સંચાલન વાત, પિત્ત અને કફ એ ત્રણ પદાર્થોના યોગ્ય પ્રમાણવડે થાય છે; તેમાં કોઈ પદાર્થ વધી જાય કે ઘટી જાય, ત્યારે રોગનું કારણ ઉત્પન્ન થાય છે. પિત્ત જ્યારે વધી જાય ત્યારે માથાનો દુખાવો ઉપડે છે, ચકકર આવે છે, ઉલટી થાય છે ને કેટલીક વખત મૂર્ચ્છા પણ આવે છે.

**सुहुमेहिं अंग-संचालेहिं**-[ सूक्ष्मैः अङ्ग-सञ्चालैः ]-સૂક્ષ્મ રીતે અંગનું સંચાલન થવાથી. અર્થાત્ રૂંવાડાં ચડી આવવા આદિ ક્રિયાથી.

लक्ष्यालक्ष्यैर्गात्रविचलनप्रकारैः रोमोद्गमादिभिः ( આ. ટી. )

**सुहुमेहिं खेल-संचालेहिं**-[ सूक्ष्मैः श्लेष्म-सञ्चालैः ]-સૂક્ષ્મ રીતે શરીરની અંદર કફ તથા વાયુનો સંચાર થવાથી.

**सुहुमेहिं दिट्ठि-संचालेहिं**-[ सूक्ष्मैः दृष्टि-सञ्चालैः ]-સૂક્ષ્મ રીતે દૃષ્ટિ હલી જવાથી, આંખનો પલકારો થવાથી.

**एवमाइएहिं आगारेहिं**-[ एवमादिभिः आकारैः ]-ઇત્યાદિ આકારોવડે, અપવાદના પ્રકારોવડે.

આગાર એટલે આકાર. તે અહીં પ્રકાર એટલે કાયોત્સર્ગના અપવાદ-સંબંધી સમજવાનો છે. તે માટે શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞ-વૃત્તિના તૃતીય પ્રકાશમાં (પૃ. ૨૬૫) જણાવ્યું છે કે-**आक्रियन्ते आगृह्यन्त इत्याकाराः कायोत्सर्गापवादप्रकारा इत्यर्थः** મર્યાદિત રીતે કરાય, મર્યાદિતરૂપે ગ્રહણ થાય, તે આકાર. તેનો અર્થ કાયોત્સર્ગના અપવાદોનો પ્રકાર છે.

**अभग्गो**-[ अभग्नः ]-અભગ્ન. ભાંગેલો નહિ તેવો.

**अविराहिओ**-[ अविराधितः ]-ન વિરાધેલો, અખંડિત, ખંડિત નહિ થયેલો તેવો.

જે વસ્તુ તદ્દન તૂટી-ફૂટી જાય તે ભાંગેલી કહેવાય અને જે વસ્તુ અમુક જ અંશે તૂટે કે ફૂટે તેને ખંડિત કહેવાય. એક ઘડો ફૂટીને કકડેકકડા થઈ ગયો હોય, તો તે ભાંગી ગયો કહેવાય અને તેનો એકાદ કાંઠો જ તૂટ્યો હોય, તો તે ખંડિત કહેવાય.

**हुज्ज** ( होज्ज )–[ भवतु ]–હોજો.

**मे**–[ मम ]–મારો.

**काउस्सग्गो**–[ कायोत्सर्गः ]–કાયોત્સર્ગ.

**जाव**–[ यावद् ]–જ્યાં સુધી—યાવત્.

**अरिहंताणं भगवंताणं नमुक्कारेणं**–[ अर्हतां भगवतां नमस्कारेण ]–અરિહંત ભગવાનના નમસ્કારવડે, અર્થાત્ नमो अरिहंताणं–પદ વડે.

**न पारेमि**–[ न पारयामि ]–પારું નહિ, પૂર્ણ કરું નહિ.

**ताव**–[ तावत् ]–ત્યાં સુધી.

**कायं**–[ कायम् ]–શરીરને.

**ठाणेणं**–[ स्थानेन ]–સ્થાનવડે, આસનવડે.

**मोणेणं**–[ मौनेन ]–મૌનવડે.

વાણી–વ્યાપાર સદંતર બંધ કરવો તે મૌન કહેવાય છે.

**झाणेणं**–[ ध्यानेन ]–ધ્યાનવડે.

જેના વડે વસ્તુનું ચિંતન થાય, તે ધ્યાન કહેવાય છે. ध्यायते चिन्त्यते वस्त्वनेनेति ध्यानम् ।

**अप्पाणं**–[ आत्मीयम् ]–મારી.

अप्पाणं इति प्राकृतशैल्या आत्मीयम् ( આ. ટી. ).

આ પદનો સંબંધ कायं પદ સાથે છે, એટલે મારી કાયાને એવો અર્થ થાય છે.

કેટલાક અહીં अप्पाणं પદ બોલતા નથી, એવો નિર્દેશ શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રની સ્વોપજ્ઞવૃત્તિમાં કર્યો છે.

**वोसिरामि**–[ व्युत्सृजामि ]–વોસિરાવું છું, છોડી દઉં છું.

वि એટલે વિશેષ પ્રકારે, उत्सृजामि એટલે તજી દઉં છું; અર્થાત્ તદ્દન છોડી દઉં છું.

## (૪) તાત્પર્યાર્થ

**काउस्सग्ग-सुत्तं**—જેમાં મુખ્યત્વે કાયોત્સર્ગનો અધિકાર વર્ણવાયેલો છે, તેવું સૂત્ર; અથવા કાયોત્સર્ગનું સ્વરૂપ દર્શાવતું સૂત્ર. અન્નત્થ ઊસસિએણં એવાં પદોથી તેનો પ્રારંભ થતો હોવાથી આ સૂત્ર અન્નત્થ એવા નામથી પણ ઓળખાય છે.

**अन्नत्थ**—સિવાય કે.

**अन्यत्र**—એ નૈપાતિક પદ છે અને જ્યારે કોઈ પણ વસ્તુનો અપવાદ કરવો હોય અથવા તો તેને મુખ્ય વસ્તુમાંથી જુદી પાડવી હોય ત્યારે તેનો ઉપયોગ થાય છે. જેમકે तव कार्यमहोरात्रं करिष्ये, अन्यत्र निद्रासमयात्-તારું કામ હું રાત્રિ-દિવસ કરીશ, સિવાય કે નિદ્રાનો સમય.

**उच्छ्वास**—જે શ્વાસ મુખ કે નાસિકા વડે અંદર લેવાય છે, તે ઉચ્છ્વાસ કહેવાય છે.

**निःश्वास**—જે શ્વાસ નાસિકા કે મુખ વડે શરીરમાંથી બહાર કાઢવામાં આવે છે, તે નિઃશ્વાસ કહેવાય છે.

આ બંને પ્રકારની ક્રિયાઓ પ્રાણવાયુને લીધે શકય બને છે અને શ્વાસોચ્છ્વાસ તરીકે ઓળખાય છે. એની ગણના જીવન-ધારણ માટે જરૂરી એવા દસ પ્રાણોમાં થાય છે. સૂત્રકૃતાંગની ટીકામાં કહ્યું છે કે:—

> पञ्चेन्द्रियाणि त्रिविधं बलं च,
>
> निःश्वासमुच्छ्वासमथान्यदायुः ।

हुज्ज ( होज्ज )-[ भवतु ]-હોજો.

मे-[ मम ]-મારો.

काउस्सग्गो-[ कायोत्सर्गः ]-કાયોત્સર્ગ.

जाव-[ यावद् ]-જ્યાં સુધી—યાવત્.

**अरिहंताणं भगवंताणं नमुक्कारेणं**-[ अर्हतां भगवतां नमस्कारेण ]-અરિહંત ભગવાનના નમસ્કારવડે, અર્થાત્ नमो अरिहंताणं-પદ વડે.

**न पारेमि**-[ न पारयामि ]-પારું નહિ, પૂર્ણ કરું નહિ.

**ताव**-[ तावत् ]-ત્યાં સુધી.

**कायं**-[ कायम् ]-શરીરને.

**ठाणेणं**-[ स्थानेन ]-સ્થાનવડે, આસનવડે.

**मोणेणं**-[ मौनेन ]-મૌનવડે.

વાણી-વ્યાપાર સદંતર બંધ કરવો તે મૌન કહેવાય છે.

**झाणेणं**-[ ध्यानेन ]-ધ્યાનવડે.

જેના વડે વસ્તુનું ચિંતન થાય, તે ધ્યાન કહેવાય છે. ध्यायते चिन्त्यते वस्त्वनेनेति ध्यानम् ।

**अप्पाणं**-[ आत्मीयम् ]-મારી.

अप्पाणं इति प्राकृतशैल्या आत्मीयम् ( આ. ટી. ).

આ પદનો સંબંધ कायं પદ સાથે છે, એટલે મારી કાયાને એવો અર્થ થાય છે.

કેટલાક અહીં अप्पाणं પદ બોલતા નથી, એવો નિર્દેશ શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રની સ્વોપજ્ઞવૃત્તિમાં કર્યો છે.

**वोसिरामि**-[ व्युत्सृजामि ]-વોસિરાવું છું, છોડી દઉં છું.

कासित—ખાંસી આવવી, કાસ થવો.*

ઉદાન વાયુને લીધે ગતિમાન થતી આ ક્રિયા આપણી ઇચ્છા કે આપણા પ્રયત્ન પર નિર્ભર નથી. ઉપલક રીતે ખાંસી ખાવી

* આ ક્રિયાની ઉત્પત્તિના સંબંધમાં આયુર્વેદના સુપ્રસિદ્ધ ગ્રંથ ચરક-સંહિતા (ચિકિત્સાસ્થાન, અ. ૧૮) માં કહ્યું છે કે:—

अधः प्रतिहतो वायुरूर्ध्वस्रोतः समाश्रितः ।
उदानभावमापन्नः, कण्ठे सक्तस्तथोरसि ॥ ६ ॥
आविश्य शिरसः खानि, सर्वाणि प्रतिपूरयन् ।
आभञ्जन्नाक्षिपन् देहं, हनुमन्ये तथाऽक्षिणी ॥ ७ ॥
नेत्रे पृष्ठमुरःपार्श्वे, निर्भुज्य स्तम्भयंस्ततः ।
शुष्को वा सकफो वाऽपि, कसनात् कास उच्यते ॥ ८ ॥

જ્યારે કોઈ પણ કારણથી અથવા સ્વયમેવ સ્વભાવથી જ નીચે આઘાત પામેલો વાયુ ઉપરના છિદ્રને આશ્રિત થઈને ઉદાનગતિવાળો થયો છતો કંઠ અને છાતીમાં રોકાઈ જાય છે, અને મસ્તકમાં પ્રવેશ કરીને, શિર, મુખ, નાક, કાન અને નેત્રોના છિદ્રમાં ઘૂસીને બધી ઇંદ્રિયોમાં વ્યાપ્ત થતો, તે શરીરને તોડતો, જડબાં, ધમની તથા આંખોને ચલાયમાન કરતો અને નેત્ર, પીઠ, છાતી તથા પડખાંઓને મરડતો તેમજ જડ કરતો સ્વતંત્ર રૂપમાં સૂકો અથવા કફની સાથે મળીને બહાર નીકળે છે, ત્યારે તે કસવાથી—કષ્ટ આપતો હોવાથી કાસ કહેવાય છે.

प्राणा दशैते भगवद्भिरुक्ता-
स्तेषां वियोगीकरणं तु हिंसा ॥

પાંચ ઇંદ્રિયો, (શરીરબળ, વચનબળ અને મનોબળ) એ ત્રણ બળો, નિઃશ્વાસ અને ઉચ્છ્વાસની ક્રિયા તથા આયુષ્ય એ દસ પ્રાણો ભગવંતોએ કહેલા છે. તેનો (કોઈ એકનો) જીવનમાંથી વિયોગ કરવો, તે હિંસા કહેવાય છે.

શ્વાસોચ્છ્વાસની ક્રિયા એકેન્દ્રિય જીવોથી માંડીને પંચેન્દ્રિય જીવો સુધીના બધા પ્રાણીઓને હોય છે, પરંતુ તેના સમયમાં ઘણો ફરક હોય છે. જીવનનો વિકાસ જેમ ઓછો અથવા દુઃખનું પ્રમાણ જેમ વધારે, તેમ શ્વાસોચ્છ્વાસની ક્રિયા ઝડપી હોય છે અને જીવનનો વિકાસ વધારે અથવા દુઃખનું પ્રમાણ ઓછું, તેમ શ્વાસોચ્છ્વાસનું પ્રમાણ ધીમું હોય છે. દાખલા તરીકે નારકીના જીવો શ્વાસોચ્છ્વાસની ક્રિયા નિરંતર કરે છે, જ્યારે સર્વાર્થસિદ્ધ વિમાનના દેવો તે જ ક્રિયા તેત્રીશ પખવાડિયે કરે છે.

મનુષ્ય આ શ્વાસોચ્છ્વાસની ક્રિયા અનિયતપણે કરે છે. પરંતુ તેનું પ્રમાણ તો ઝડપી જ હોય છે; અર્થાત્ તેને શ્વાસની લે-મૂક વારંવાર કરવી પડે છે. જો આ શ્વાસનું રુંધન કરવામાં આવે તો જલદી મરણ નીપજે છે. તેટલા જ માટે આ. નિ. માં કહ્યું છે કે **ऊसासं न निरुंभइ**—ઉચ્છ્વાસને રોકવો નહિ, કારણ કે **सज्जमरणं निरोहे**—તેનો નિરોધ કરવાથી તરત મરણ થાય છે.

**सूक्ष्म-अंग-संचाल(र)**-શરીરનાં અંગોનું સૂક્ષ્મ સ્ફુરણ.

આંખનાં પોપચાનું ફરકવું, ગાલનું ફરકવું, હાથ-પગના સ્નાયુઓનું ફરકવું, રૂંવાડાં ચડી આવવાં વગેરે ક્રિયાઓ આપણી ઇચ્છા કે પ્રયત્નને આધીન ન હોઈ શરીરમાં ગમે ત્યારે થવાનો સંભવ હોય છે, તેથી તેનો સમાવેશ પણ અપવાદમાં કરેલો છે.

**सूक्ष्म-खेल-संचाल(र)**સૂક્ષ્મ રીતે કફ તથા વાયુનો સંચાર થવો.

આ ક્રિયા શરીરમાં નિરંતર ચાલ્યા જ કરે છે. વાયુ કફને જુદાં જુદાં સ્થાને લઈ જાય છે, અને કોઈ વખત તેનો વેગ વધારે હોય તો આપણને ખબર પણ પડે છે કે અંદર કફનું હલન-ચલન થઈ રહ્યું છે. આ પણ એક જાતનો સૂક્ષ્મ કાય-વ્યાપાર છે, પણ તે કાબૂ-બહારનો હોઈ તેનો સમાવેશ અપવાદમાં થયેલો છે.

**सूक्ष्म-दृष्टि-संचाल(र)**આંખનો પલકારો થવો.

કાયોત્સર્ગ-અવસ્થામાં દૃષ્ટિને કોઈ પણ ચેતન કે અચેતન વસ્તુ પર સ્થિર કરવામાં આવે છે, પરંતુ સંભવ છે કે આ પ્રસંગે કોઈ વાર દૃષ્ટિ હલી પણ જાય, કારણ કે મનની માફક તેને પણ સ્થિર કરવી દુષ્કર છે. તે માટે આ. નિ. માં કહ્યું છે કેઃ-**आलोअ-चलं चक्खू, मणुव्व तं दुक्करं थिरं काउं** જોવામાં ચંચળ સ્વભાવવાળાં ચક્ષુને સ્થિર કરવાં તે મનને સ્થિર કરવાની જેમ દુષ્કર છે. (ગા. ૧૫૧૩.) જો કે આ બાબતમાં મહાસત્ત્વવંત આત્માઓ અપવાદ ગણાય છે, કારણ કે તેઓ એક રાત્રિ-પર્યંત અનિમેષ નયને રહી શકે છે, પરંતુ સામાન્ય આત્માઓને માટે

હોય તો આપણે ખાઈ શકીએ છીએ, પણ તે અંદરથી ઉત્પન્ન થતી હોય તો તેને રોકવાને સમર્થ નથી.

**क्षुत-जृम्भित-उद्‌गार**-છીંક, બગાસું અને ઓડકાર.

આ ક્રિયાઓ પણ ઉદાન વાયુને લીધે જ ગતિમાન થાય છે, તેથી તેના વેગને દરેક વખતે રોકી શકાતો નથી અને કદાચ રોકવામાં આવે તો અસમાધિ થાય છે; તેથી તેનો સમાવેશ અપવાદમાં કરેલ છે.

**वात-निसर्ग**—અધોવાત, પવનનું છૂટવું.

આ ક્રિયા અપાન-વાયુના વેગથી શક્ય બને છે, એટલે તે દરેક વખતે રોકી શકાતી નથી, તેમજ રોકવી ઉચિત પણ નથી, કારણ કે તેથી પેટમાં દુખાવો કે ચૂંક ઉપડવાનો સંભવ છે.

**भ्रमरी**—ભ્રમરી, ચક્કર.

જેમાં મગજ ભમે-ફરે તે ભ્રમરી. તેને ચકકર આવવા કે ફેર આવવા પણ કહે છે. પિત્ત પ્રકોપ, અપથ્ય આહાર-વિહાર, અપ્રિય વાસ, માનસિક આઘાત કે તેવા પ્રકારના રોગથી ગમે ત્યારે તેનો ઉદ્‌ભવ થાય છે. તે ઇચ્છા કે પ્રયત્ન માત્રથી રોકી શકાય તેવી ક્રિયા નથી, એટલે તેનો સમાવેશ પણ અપવાદમાં કરેલો છે.

**पित्त-मूर्च्छा**-પિત્તની અતિશયતાને લીધે ઉત્પન્ન થતી બેભાન અવસ્થા.

આ અવસ્થા એકાએક ગમે ત્યારે થઈ આવવા સંભવ છે, તેથી તે પણ કાબૂની વાત નથી.

બીજા વેગો માટે પણ આ પ્રમાણે સમજી લેવું.

આ રીતે (૧) ઉચ્છ્વાસ, (૨) નિઃશ્વાસ, (૩) ઉધરસ, (૪) છીંક, (૫) બગાસું, (૬) ઓડકાર, (૭) વાછૂટ, (૮) ભ્રમરી, (૯) પિત્તની મૂર્ચ્છા. (૧૦) ગાત્ર-સ્ફુરણ, (૧૧) સૂક્ષ્મ કફસંચાર અને (૧૨) નિમેષ-એ બાર અપવાદો, શરીરની સ્વાભાવિક ક્રિયાઓને રોકવાનું અશક્ય હોઈને, રાખવામાં આવે છે.

**इत्यादि आगार**—ઇત્યાદિ શબ્દથી અહીં ચાર પ્રકારના આગારો ગ્રહણ કરવાની પરંપરા છે; તે નીચે મુજબ:—

**अगणीओ छिंदिज्ज व, बोहिय* खोभाइ दीह-डक्को वा ।**
**आगारेहिं अभग्गो, उस्सग्गो एवमाईहिं ।।**

આ. નિ. ગા. ૧૫૧૬

(૧) અગ્નિ ફેલાતો આવીને સ્પર્શ કરે, (૨) અથવા કોઈ શરીરને છેદવા લાગે, (૩) ચોર કે રાજા આવીને ક્ષોભ-અંતરાય કરે અથવા (૪) સર્પદંશ થાય કે થવાનો સંભવ ઉત્પન્ન થાય, તો કાયોત્સર્ગનો ભંગ ન થાય.

આ સંબંધમાં શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ ટીકામાં જણાવ્યું છે કેઃ-જ્યારે અગ્નિ અથવા વીજળીની જ્યોતિ સ્પર્શ કરે ત્યારે પ્રાવરણ માટે ઉપધિને ગ્રહણ કરતાં કાયોત્સર્ગનો ભંગ થયો ગણાતો નથી. કોઈ શંકા કરે કે નમસ્કારનું ઉચ્ચારણ કથન કરીને શા માટે તેને ગ્રહણ ન કરે કે જેથી તે (કાયોત્સર્ગ) નો ભંગ ન થાય? તે સંબંધી ખુલાસો એ છે કે અહીં નમસ્કારવડે પારવું એટલી જ કાયોત્સર્ગની પ્રતિજ્ઞા નથી, પરંતુ અમુક સમય સુધી કાયોત્સર્ગ કરવો, એવી પ્રતિજ્ઞા છે. તેથી તેટલો સમય પૂરો થયા વિના નમસ્કારનો પાઠ બોલીને પારતાં

* बोहिय-મનુષ્યનું અપહરણ કરનાર ચોર.

એ વસ્તુ પૂરેપૂરી શક્ય નહિ હોવાથી તેનો સમાવેશ અપવાદમાં* કરવામાં આવ્યો છે.

---

* આયુર્વેદનો સામાન્ય અભિપ્રાય એવો છે કે वेगान्न धारयेत्–વાયુ વગેરેથી ઉત્પન્ન થતા વેગોને રોકવા નહિ, કારણ કે તેથી અનેક જાતના રોગો થવા સંભવ છે. દાખલા તરીકે:—

........................................................ ॥

**कासस्य रोधात्तद्वृद्धिः, श्वासारुचिहृदामयाः ॥ १४ ॥**
**शोषो हिध्मा च कार्योऽत्र कासहा सुतरां विधिः ॥**
........................................................ ॥ १५ ॥
**शिरोर्तीन्द्रियदौर्बल्यमन्यास्तम्भार्दितं क्षुतेः ।**
........................................................ ॥ १० ॥
**उद्गारस्यारुचिः कम्पो, विबन्धो हृदयोरसोः ।**
**आध्मानकासहिध्माश्च, हिध्मावत्तत्र भेषजम् ॥ ९ ॥**
**विसर्पकोठकुष्ठाक्षिकण्डूपाण्डवामयज्वराः ।**
**सकास श्वासहृल्लासव्यङ्गश्वयथवो वमेः ॥ १८ ॥**

(અષ્ટાંગ હૃદય, અ. ૪ થો)

ઉધરસને રોકવાથી ઉધરસ વધે છે તથા દમ, અરૂચિ, હૃદયના રોગ, ક્ષય અને હેડકીનો રોગ થાય છે.

છીંકને રોકવાથી માથું દુખે છે, ઇંદ્રિયો નબળી પડે છે, ડોક રહી જાય છે અને આદત નામે વાયુનો રોગ થાય છે.

(બગાસું રોકવાથી પણ માથું દુખે છે, ઇંદ્રિયો નબળી પડે છે, ડોક રહી જાય છે અને આદત નામના વાયુનો રોગ થાય છે.) ઓડકારને રોકવાથી અરૂચ, કંપ, હૃદય અને છાતીમાં જાણે દોરડાંથી તાણી બાંધ્યું હોય એવું દુઃખ, પેટ ચડવું, ઉધરસ, હેડકી વગેરે રોગો થાય છે.

વાછૂટ થતી હોય તેને રોકવાથી ગુલ્મ, ઉદાવર્ત, કોઠામાં શૂળ અને ગ્લાનિ થાય છે તથા વાયુ, મૂત્ર અને ઝાડો બંધ થઈ જાય છે, તેમજ આંખોનું તેજ અને જઠરનો અગ્નિ નાશ પામે છે તથા હૃદયના રોગ (હૃદ્રોગ) થાય છે. તથા ઉલટીનો વેગ રોકવાથી રતવા, ચર્મ રોગ, કુષ્ઠ, આંખના રોગ, ખણજ, પાંડુ રોગ, તાવ, ઉધરસ, દમ, ઉબકા, વ્યંગ રોગ, સોજા વગેરે થાય છે.

૪. **माल-दोष**—ઉપર મેડી અથવા માળ હોય તેને મસ્તક ટેકવીને ઊભા રહેવું તે.

૫. **उधि-दोष**—ગાડાની ઊધની પેઠે પગના અંગૂઠા તથા પાની મેળવીને ઊભા રહેવું તે.

૬. **निगड-दोष**—નિગડમાં પગ નાખ્યા હોય તેની માફક પગ પહોળા રાખવા તે.

૭. **शबरी-दोष**—નગ્ન ભીલડીની પેઠે ગુહ્ય સ્થાનકે હાથ રાખવો તે.

૮. **खलिण-दोष**—ઘોડાના ચોકડાની પેઠે રજોહરણ-યુક્ત હાથ રાખવો તે.

૯. **वधू-दोष**—નવપરિણીત વધૂની પેઠે માથું નીચું રાખવું તે.

૧૦. **लम्बोत्तर-दोष**—નાભિની ઉપર અને ઢીંચણથી નીચે જાનુ સુધી લાંબું વસ્ત્ર રાખવું તે.

[સાધુ નાભિથી નીચે અને ઢીંચણથી ચાર આંગળ ઉપર ચોળપટ્ટો પહેરે છે, તેને લક્ષ્યમાં રાખીને આ દોષ કહેલો છે.]

૧૧. **स्तन-दोष**—ડાંસ-મચ્છરના ભયથી, અજ્ઞાનથી અથવા લજ્જાથી હૃદયને આચ્છાદિત કરી સ્ત્રીની પેઠે ઢાંકી રાખવું તે.

૧૨. **संयती-दोष**—શીતાદિકના ભયથી સાધ્વીની જેમ બંને સ્કંધ ઢાંકી રાખે એટલે સમગ્ર શરીર આચ્છાદિત રાખવું તે.

૧૩. **भ्रू-अङ्गुली-दोष**—આલાવા ગણવાને માટે અથવા સંખ્યા ગણવાને માટે આંગળીનું આલંબન લેવું કે પાંપણના ચાળા કરવા તે.

ભંગ થાય છે. તથા બિલાડી, ઉંદર વગેરે કોઈ આડા ઊતરે ત્યારે પોતે ખસીને સ્થાપનાજીની આડ ન પડવા દે તો કાયોત્સર્ગનો ભંગ થતો નથી; ચોરના સંભ્રમ-પ્રસંગમાં અથવા રાજાના સંભ્રમ-પ્રસંગમાં અસ્થાને નમસ્કારનું ઉચ્ચારણ કરતાં પણ તેનો ભંગ થતો નથી; તથા પોતાને અથવા બીજા સાધુ વગેરેને સર્પ-દંશ થવાના પ્રસંગે સહસા ઉચ્ચારણ કરતાં પણ તેનો ભંગ થતો નથી.

આ રીતે કુલ ૧૬ જાતના કાય-વ્યાપારો પૈકી કોઈ પણ જાતનો કાય-વ્યાપાર થઈ જાય તો તેથી કાયોત્સર્ગ ભગ્ન કે વિરાધિત ગણાય નહિ, પરંતુ તેનાથી ભિન્ન કોઈ પણ જાતનો કાય-વ્યાપાર થાય તો કાયોત્સર્ગ વિરાધિત અને ભગ્ન બંને ગણાય, તેમ સમજવાનું છે.

**ठाणेणं**—ઊર્ધ્વસ્થિત આસનવડે.

કાયોત્સર્ગની ક્રિયા ઉભા રહીને, બેસીને કે સૂઇને થાય છે; એટલે તેના ઉચ્છ્રિત, નિષણ્ણ અને નિપન્ન એવા ત્રણ ભેદો ગણવામાં આવે છે. આ ત્રણ ભેદો પૈકી અહીં ઉચ્છ્રિતને ગ્રહણ કરવાનો છે.

આ વખતે નીચે જણાવેલા દોષો પૈકીનો કોઈ પણ દોષ સેવવામાં આવે, તો કાયોત્સર્ગ બરાબર થયો કહેવાય નહિ.

૧. **घोटक-दोष**—ઘોડાની પેઠે એક પગ ઊંચો રાખવો કે વાંકો રાખવો તે.

૨. **लता-दोष**—વાયુથી વેલડી હાલે, તેમ શરીરને હલાવવું તે.

૩. **स्तम्भादि-दोष**—થાંભલા વગેરેને ઓઠીંગણ દઈને ઊભા રહેવું તે.

(૪) શુક્લધ્યાન. આ ધ્યાનોમાંથી પહેલાં બે અપ્રશસ્ત કે અશુભ છે અને છેલ્લાં બે પ્રશસ્ત કે શુભ છે.

## (૫) અર્થ-સંકલના

શ્વાસ લેવાથી, શ્વાસ મૂકવાથી, ઉધરસ આવવાથી, છીંક આવવાથી, બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, વાછૂટ થવાથી;

ચક્કર આવવાથી, પિત્તને લીધે મૂર્ચ્છા આવવાથી;

શરીરનું સૂક્ષ્મ રીતે સ્ફુરણ થવાથી, શરીરમાં કફ વગેરેનો સૂક્ષ્મ રીતે સંચાર થવાથી, સ્થિર રાખેલી દૃષ્ટિ સૂક્ષ્મ રીતે હલી જવાથી;

તથા અગ્નિસ્પર્શ, શરીરછેદન અથવા સંમુખ થતો પંચેંદ્રિય-વધ, ચોર કે રાજાની દખલગીરી અને સર્પદંશ;

—એ કારણો ઉપસ્થિત થવાથી જે કાય-વ્યાપાર થાય, તેનાથી મારો કાયોત્સર્ગ ભાંગે નહિ કે વિરાધિત થાય નહિ, (એવી સમજ સાથે) હું ઉભેલી, બેઠેલી કે સુતેલી સ્થિતિમાં રહીને મૌન ધારણ કરું છું તથા ચિત્તને ધ્યાનમાં જોડું છું અને જ્યાં સુધી નમો અરિહંતાણં પદ બોલીને કાયોત્સર્ગ પારું નહિ, ત્યાં સુધી મારા શરીરનો સંપૂર્ણ ત્યાગ કરું છું.

## (૬) સૂત્ર-પરિચય

કાયોત્સર્ગના યથાર્થ ઉપયોગથી ઇંદ્રિયો, કષાયો, રાગદ્વેષ તથા મનને જીતી શકાય છે; સમત્વને સાધી શકાય છે; અને પરિણામે સુખ તથા આનંદના અક્ષયધામ-સમા આત્માનો સાક્ષાત્કાર કરી પરમસિદ્ધિને પામી શકાય છે. આવી અદ્ભુત અને અલૌકિક ક્રિયાનો પરિચય કરાવવો તે પ્રસ્તુત સૂત્રનો હેતુ છે; તેથી તે કાયોત્સર્ગસૂત્રના નામે ઓળખાય છે.

કાયોત્સર્ગસૂત્ર ચાર વિભાગોમાં વહેંચાયેલું છે :-(૧) પ્રતિજ્ઞા, (૨) સ્વરૂપ, (૩) સમય અને (૪) આગાર. આ વિભાગોની

૧૪. **वायस-दोष**—કાગડાની પેઠે ડોળા ફેરવવા તે.

૧૫. **कपित्थ-दोष**—પહેરેલાં વસ્ત્રો પરસેવાથી મલિન થશે તેમ જાણીને તેને ગોપવી રાખવાં તે.

૧૬. **शिरःकम्प-दोष**—યક્ષાવિષ્ટની માફક માથું ધુણાવવું તે.

૧૭. **मूक-दोष**—મૂંગાની માફક હું હું કરવું તે.

૧૭. **मदिरा-दोष**—આલાવા ગણતાં મદિરા પીધેલાની માફક ખડખડાટ કરવો તે.

૧૯. **प्रेक्ष्य-दोष**—વાનરની પેઠે આસપાસ જોયા કરવું અને હોઠ હલાવવો તે.

આ દોષો પૈકી-**लंबोत्तर,स्तन** અને **संयती** એ ત્રણ દોષો સાધ્વીને ન હોય, કેમકે એનું શરીર વસ્ત્રાવૃત હોવું ઘટે છે. શ્રાવિકાને માટે આ ત્રણ ઉપરાંત નીચું જોવાની પણ છૂટ હોય છે; તેથી તેને **वधू-दोष** લાગતો નથી.

**अप्पाणं-कायं वोसिरामि**—મારી કાયાનો ત્યાગ કરું છું. કેવી સ્થિતિમાં ત્યાગ કરું છું, તેના સ્પષ્ટીકરણ માટે ત્રણ પદો કહેલાં છે.

**ठाणेणं**—ગ્રહણ કરેલા આસનવડે, કાયાને સ્થિર રાખીને.

**मोणेणं**—મૌનવડે, વાણીને સ્થિર રાખીને.

**झाणेणं**—સંકલ્પ-વિકલ્પનો ત્યાગ કરવારૂપ ધ્યાનવડે, મનને સ્થિર રાખીને.

ધ્યાન એટલે ચિત્તની એકાગ્રતા.+ તેના ચાર પ્રકારો છે :—

(૧) આર્ત્તધ્યાન, (૨) રૌદ્રધ્યાન, (૩) ધર્મધ્યાન અને

---

+ આ વ્યાખ્યા છદ્મસ્થોના ધ્યાનની છે. કેવલીઓને તો યોગનિરોધ એ જ ધ્યાન હોય છે.

શબ્દનો અર્થ આત્મા છે અને મારી શબ્દનો અર્થ આત્માની છે. અહીં સૂત્રકારે પણ अप्पाणं શબ્દ જ વાપરેલો છે.

આપણી કાયામાં જે કંઈ ચૈતન્ય, સ્ફૂર્તિ, વ્યાપાર કે ક્રિયા દેખાય છે, તે આત્માની શક્તિનો જ પ્રતાપ છે, એટલે આત્માની હાજરી એ જીવન છે અને આત્માની ગેરહાજરી એ મૃત્યુ, મરણ કે અવસાન છે. કાયોત્સર્ગની ક્રિયા દરમિયાન આત્મા શરીરમાંથી ગેરહાજર રહેતો નથી, પણ મમત્વની કે માલિકપણાની ભાવના છોડે છે, તથા શરીરના લાલન અને પાલનની બાબતમાં ઉદાસીન બને છે; અને તેને જ અહીં ત્યાગ ગણવામાં આવ્યો છે.

આ રીતે મારી કાયાનો ત્યાગ કરું છું એ વાક્યનો અર્થ નીચે મુજબ છે:—

હું આત્મા મારી પર-સ્વરૂપ કાયાનું માલિકીપણું છોડી દઉં છું, અને તેના લાલન અને પાલનમાં ઉદાસીન-વૃત્તિ ધારણ કરું છું, મતલબ કે જ્યાં સુધી મારો કાયોત્સર્ગમાં રહેવાનો સંકલ્પ ચાલુ છે ત્યાં સુધી, આ પર-સ્વરૂપ કાયાને કોઈ પણ જાતનો ઉપસર્ગ થાય પરીષહ આવી પડે તો પણ હું તેને મારી માનીને સામનો કરીશ નહિ, કે તેને બચાવવાની કોશિશમાં પણ પડીશ નહિ. હું મારા નિજસ્વરૂપમાં જ મગ્ન રહીશ.

દેહને હું માનવો તે દેહાધ્યાસ છે; અને તે દેહાધ્યાસને કેન્દ્ર-સ્થાને રાખીને જે કાંઈ વિચારો કે વર્તન કરવું તે બહિર્જીવન કે બહિર્મુખતા છે. આવું જીવન જ્યાં સુધી ચાલુ હોય છે. ત્યાં સુધી આત્માનો વિકાસ સાધી શકાતો નથી કે ઉચ્ચ જીવન તરફ પ્રગતિ કરી શકાતી નથી. જ્યારે એ દેહાધ્યાસ ટળે છે અને આત્માને હું માનીને તેના જ હિત કે તેના જ અભ્યુદયની ખાતર સઘળી પ્રવૃત્તિઓ કરવામાં આવે છે, ત્યારે તે અંતર્જીવન કે

મર્યાદામાં આવતી સૂત્રની શબ્દરચના નીચે મુજબ છે—

૧. પ્રતિજ્ઞા—अप्पाणं कायं वोसिरामि—મારી કાયાનો હું ત્યાગ કરું છું.

૨. સ્વરૂપ—ठाणेणं मोणेणं झाणेणं—સ્થાનવડે સ્થિર થઈને મૌનવડે સ્થિર થઈને, ધ્યાનવડે સ્થિર થઈને.

૩. સમય—जाव अरिहंताणं भगवंताणं नमुक्कारेणं न पारेमि, ताव—જ્યાં સુધી નમો અરિહંતાણં બોલીને ન પારું ત્યાં સુધી.

૪. આગાર—अन्नत्थ ऊससिएणं...हुज्ज मे काउस्सग्गो—સિવાય કે ઊંચો શ્વાસ વગેરેથી—મારો કાયોત્સર્ગ હોજો.

આ ચારે વિભાગોને વિગતવાર સમજવાથી કાયોત્સર્ગનું સાચું સ્વરૂપ સ્પષ્ટ રીતે અંકિત થશે.

૧. કાયોત્સર્ગની પ્રતિજ્ઞા—મારી કાયાનો હું ત્યાગ કરું છું. આ વાક્યનો ખરો અર્થ શો થાય છે, તે સમજવાને માટે તેનાં પ્રત્યેક પદ પર વિચાર કરવો જરૂરી છે. તેમાં કાયાનો અર્થ તો દેહ, શરીર કે કલેવરના અર્થમાં સ્પષ્ટ છે, પરંતુ મારી અને ત્યાગ કરું છું એ શબ્દો વિશેષ વિચારણા માગે છે. મારી એટલે કોની? અને ત્યાગ એટલે શેનો ત્યાગ? એ સ્પષ્ટ થવાની જરૂર છે.

અનાદિ કાળના અધ્યાસથી કાયા અથવા શરીરને જ આપણે હું તરીકે માનીએ છીએ અને ભાષાનો તથા અન્ય વ્યવહાર પણ તે રીતે જ કરીએ છીએ; પરંતુ વાસ્તવિક રીતે કાયા એ હું નથી. હું તો તેની અંદર વિરાજી રહેલો આત્મા છે. અર્થાત્ કાયા એ પર-સ્વરૂપ છે, અને આત્મા એ નિજ-સ્વરૂપ છે, તેથી હું

झाणेणं એટલે ધ્યાનવડે સ્થિર થઇને; અર્થાત્ કાયોત્સર્ગ દરમિયાન હું મનને જ્યાં ત્યાં ભટકવા દઇશ નહિ કે જે તે વિચારો કરીશ નહિ. પરંતુ તેને એકાગ્ર બનાવીને શુભ ધ્યાનમાં જોડી દઇશ. મનને એકાગ્ર કરવાનું કામ ઘણું મુશ્કેલ છે; તેથી જ તેને કપિ કે મર્કટ સાથે સરખાવવામાં આવે છે અને નિરંકુશ ભટકતા રાક્ષસની ઉપમા અપાય છે; પરંતુ તેનો અર્થ એ નથી કે તેને એકાગ્ર યા સ્થિર કરી શકાતું નથી. મનને એકાગ્ર કરવા માટે ચાર જાતનાં ધ્યેયો કે આલંબનો અને બાર પ્રકારની ભાવનાઓ ઉપયોગી છે.

ધ્યાનના આલંબનનું સ્વરૂપ જણાવતાં શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના સાતમા પ્રકાશમાં કહ્યું છે કે:—

**पिण्डस्थं च पदस्थं च, रूपस्थं रूपवर्जितम् ।**
**चतुर्धा ध्येयमाम्नातं, ध्यानस्यालम्बनं बुधैः ॥ ८ ॥**

ભાવાર્થ:—જ્ઞાનીઓએ ધ્યાનના આલંબનરૂપ ધ્યેય ચાર પ્રકારનાં કહ્યાં છે:—૧ પિંડસ્થ, ૨ પદસ્થ, ૩ રૂપસ્થ અને ૪ રૂપાતીત.

તેમાં (૧) પિંડસ્થ ધ્યેયનું ધ્યાન ૧ પાર્થિવી, ૨ આગ્નેયી, ૩ મારુતી, ૪ વારુણી અને ૫ તત્ત્વભૂ નામની પાંચ ધારણાઓવડે થાય છે. (૨) પદસ્થ ધ્યેયનું ધ્યાન નમસ્કાર–મંત્રનાં પદોવડે થાય છે. (૩) રૂપસ્થ ધ્યેયનું ધ્યાન શ્રી અરિહંત ભગવંતોના સ્વરૂપનું ચિંતન કરવાવડે થાય છે અને (૪) રૂપાતીત ધ્યેયનું ધ્યાન આકૃતિ–રહિત, જ્ઞાનાનન્દસ્વરૂપ નિરંજન, સિદ્ધ પરમાત્માના ચિંતનવડે કરી શકાય છે.

અંતર્મુખતા કહેવાય છે. આવી અંતર્મુખતા જ્યારે પૂરેપૂરી થાય છે, ત્યારે તદ્રૂપતા કે તન્મયતા પ્રગટે છે; અને તે તન્મયતા-વાળો આત્મા જ્યારે ઘાતિકર્મ ખપાવી કેવળજ્ઞાન પામે છે, ત્યારે પરમાત્માના પવિત્ર નામથી ઓળખાવા લાગે છે.

આ રીતે દેહાધ્યાસનો નાશ એ પરમાત્મા બનવા માટેનું પહેલું પગથિયું છે. મુમુક્ષુએ કોઈ પણ ભોગે તેના પર ચડવું જ જોઇએ. એ પહેલું પગથિયું ચડવા માટે કાયોત્સર્ગની પ્રતિજ્ઞા છે.

૨ કાયોત્સર્ગનું સ્વરૂપઃ—કાયાનો ત્યાગ કરતી વખતે શરીર, વાણી અને મનની સ્થિતિ કેવા પ્રકારની રહેવી જોઇએ? તેનો સ્પષ્ટ ખુલાસો કરવા માટે અહીં ત્રણ પદો મૂકેલાં છેઃ—**ठाणेणं, मोणेणं, झाणेणं. ठाणेणं** એટલે આસનવડે સ્થિર થઇને અર્થાત્ કાયોત્સર્ગ કરતી વખતે ઊભા રહેવાનો કે બેસવાનો કે સૂવાનો જે નિર્ણય કર્યો હોય તે પ્રમાણે હું સ્થિરતાથી ઊભો રહીશ, સ્થિરતાથી બેસી રહીશ કે સ્થિરતાથી સૂઈ રહીશ, પણ મારી કાયાનું જરા પણ હલન-ચલન કરીશ નહિ. કાયાની પ્રવૃત્તિ જ્યાં સુધી ચાલુ હોય છે, ત્યાં સુધી મનમાં વિક્ષેપ થયા કરે છે, અને મનમાં વિક્ષેપ થવાથી ધ્યાન જામી શકતું નથી. ધ્યાનાવસ્થા સિદ્ધ કરવા માટે પ્રથમ કાયાને સ્થિર કરવાની જરૂર છે અને તેથી અહીં પ્રથમ નિર્દેશ તેનો કરવામાં આવ્યો છે.

**मोणेणं** એટલે મૌનવડે સ્થિર થઇને; અર્થાત્ કાયોત્સર્ગ દરમિયાન હું કોઈ પણ જાતનો વાણીનો પ્રયોગ કરીશ નહિ. વાણીના પ્રયોગને મન સાથે ગાઢ સંબંધ છે; એટલે મનને સ્થિર કરવા માટે મૌનની પણ આવશ્યકતા છે અને તેથી બીજો નિર્દેશ તેનો કરવામાં આવ્યો છે.

આ ઉપરાંત સર્વજ્ઞ–પ્રણીત સૂત્રનું સાથે ચિંતન પણ કરી શકાય છે. ટૂંકમાં આ વખતે વિચારોની શ્રેણિ એવી જાતની હોવી જોઇએ કે જેથી દેહાધ્યાસ ટળે, ઇંદ્રિયોની ચપળતા ઓછી થાય, કષાયની વૃત્તિઓ ક્ષીણ બને અને રાગ તથા દ્વેષનું બળ ખૂબ ખૂબ ઘટી જાય. આપણું શરીર ટેવોનાં સંગ્રહ–સ્થાન જેવું છે. સમય થયો કે તેને ખાન–પાન જોઇએ છે, સમય થયો કે તેને નિદ્રા જોઇએ છે, સમય થયો કે તેને આરામ જોઇએ છે; બીજી હાજતો પણ જે રીતે કેળવાયેલી હોય તે રીતે–તે તે સમયે આવીને ઊભી રહે છે. મનની હાલત પણ આવી જ છે. આપણે અમુક જાતના ઘરમાં રહેતા હોઇએ, અમુક જાતનાં વસ્ત્રો વાપર્યાં હોય, અમુક જાતનાં ઘરેણાં વાપર્યાં હોય કે અમુક જાતની વસ્તુઓ ગમી ગઈ હોય, તો તે પ્રકારનું વલણ જ પુનઃ પુનઃ રહ્યા કરે છે; એટલે આત્મવિકાસ પ્રત્યે સંમુખ થવા માટે શરીરની ટેવો તથા મનના વલણને સુધારવાની જરૂર પહેલી છે. આ કામ અભ્યાસ વિના કે સતત પ્રયત્ન કર્યા વિના સિદ્ધ થતું નથી; તેથી તેવો પ્રયત્ન વ્યવસ્થિત રીતે કરવા માટે સ્થિરતા, મૌન અને એકાગ્રતાની જરૂર છે. તાત્પર્ય કે–આ ત્રણ ગુણો જીવનમાં બરાબર ઊતરે અને તેથી શરીર તથા મન ઉત્તરોત્તર સુધરતા જાય, તેમાં કાયોત્સર્ગની સફળતા છે.

૩. કાયોત્સર્ગનો સમય—અતિચારના નિવારણ અર્થે જે ચેષ્ટા–કાયોત્સર્ગ કરવામાં આવે છે, તેનો સમય શાસ્ત્રકારોએ ઉચ્છ્વાસના પ્રમાણથી નક્કી ઠરેલો છે. જેમકે ૨૫ ઉચ્છ્વાસનો કાયોત્સર્ગ કરવો, ૨૭ ઉચ્છ્વાસનો કાયોત્સર્ગ કરવો. ૧૦૮ ઉચ્છ્વાસનો કરવો વગેરે. આ ઉચ્છ્વાસ શબ્દથી શું સમજવું ? તેનો ખુલાસો આ. નિ. માં આ પ્રમાણે કરવામાં આવ્યો છે:—

અનુપ્રેક્ષા અથવા ચિંતન તે ભાવના છે.

બાર પ્રકારની ભાવનાઓ નીચે મુજબ છે:—

૧ અનિત્ય-ભાવના—સર્વ પરપદાર્થોની અનિત્યતા ચિંતવવી.

૨ અશરણ-ભાવના—અરિહંતાદિ ચાર શરણ વિના સંસારમાં પ્રાણીને કોઇનું શરણ નથી, તેવું ચિંતન કરવું.

૩ સંસાર-ભાવના—સંસારમાં જીવનું અનાદિ પરિભ્રમણ તથા તેનાં અનંત જન્મ, મરણ અને અસ્થિર સંબંધોનું ચિંતન કરવું.

૪ એકત્વ-ભાવના—જન્મ-મરણ તથા સુખ-દુઃખ સંસારમાં એકલાને જ અનુભવવા પડે છે, તેમ ચિંતવવું.

૫ અન્યત્વ-ભાવના—આત્માને ધન, બંધુ તથા શરીરથી ભિન્ન ચિંતવવો.

૬ અશુચિત્વ-ભાવના—શરીરનું અપવિત્રપણું ચિંતવવું.

૭ આસ્રવ-ભાવના—કષાય, યોગ, પ્રમાદ, અવિરતિ તથા મિથ્યાત્વને અશુભ કર્મના હેતુ તરીકે ચિંતવવા.

૮ સંવર-ભાવના—સંયમનું સ્વરૂપ અને તેના લાભો ચિંતવવા.

૯ નિર્જરા-ભાવના—કર્મની નિર્જરા કરવામાં કારણભૂત તપનો મહિમા ચિંતવવો.

૧૦ ધર્મસ્વાખ્યાત-ભાવના—જિનેશ્વરોએ ધર્મ સારી રીતે કહેલો છે અને તે મહાપ્રભાવશાળી છે. એમ ચિંતવવું.

૧૧ લોક-ભાવના—ચૌદ રાજલોકનું સ્વરૂપ ચિંતવવું

૧૨ બોધિ-દુર્લભ-ભાવના—સમ્યક્ત્વ પામવું દુર્લભ છે, તેથી તેમાં ઉપયોગ રાખવાનું ચિંતન કરવું.

આ ભાવનાઓ ધ્યાન પછી માનસિક ચેષ્ટા રૂપે કરાય તો તે અનુપ્રેક્ષા કહેવાય છે.

### ૫. સ્વરૂપ સંપદા

**ताव कायं २३, ठाणेणं २४, मोणेणं २५, झाणेणं २६, अप्पाणं २७, वोसिरामि २८. ॥ ५ ॥**

### (૭) પ્રકીર્ણક

આ સૂત્રનો પાઠ, આવશ્યકસૂત્રના કાયોત્સર્ગાધ્યયનમાં તસ્સ ઉત્તરીકરણેણં શબ્દથી શરૂ થતા સૂત્રની અંતર્ગત સળંગ રીતે જોઈ શકાય છે.



पाय-समा ऊसासा, काल-पमाणेण हुंति नायव्वा ।
एयं काल-पमाणं, उस्सग्गेणं तु नायव्वं ॥ १५३९ ॥

આ. નિ.

ભાવાર્થ:—શ્વાસોચ્છ્વાસને કાલપ્રમાણથી એક પાદ સમાન એટલે શ્લોકના ચતુર્થ ભાગ પ્રમાણે જાણવો. કાલનું આ પ્રમાણ ઉત્સર્ગથી સમજવાનું છે (અપવાદથી નહી).

જૈન રીતિએ કાલ ગણના પ્રમાણે ૭ પ્રાણનો એક સ્તોક, ૭ સ્તોકનો એક લવ અને ૭૭ લવનું એક મુહૂર્ત થાય છે. એટલે ૪૮ મિનિટમાં ૩૭૭૩ પ્રાણ અને એક મિનિટમાં ૭૮$\frac{29}{48}$ પ્રાણ થાય છે. આ સમયમાં લગભગ તેટલાં જ પદો બોલાય છે.

૪ કાયોત્સર્ગના આગાર—કાયોત્સર્ગ દરમિયાન કાયાનો વ્યાપાર સંપૂર્ણ રીતે છોડી દેવાનું શક્ય છે કે કેમ? તે પણ એક પ્રશ્ન છે. દાખલા તરીકે આપણે શ્વાસોચ્છ્વાસ લઇએ છીએ, તે પણ એક જાતનો કાય-વ્યાપાર છે; આપણને છીંક કે બગાસું આવી જાય તો તે પણ એક જાતનો કાય-વ્યાપાર છે. આ રીતે બીજી પણ ઘણી ક્રિયાઓ એવી છે કે જેને કાય-વ્યાપાર ગણી શકાય; જેમકે અંગ-સ્ફુરણ, કફ-સંચાર વગેરે. વળી કાય-વ્યાપાર બે પ્રકારનો છે: કેટલોક કાય-વ્યાપાર ઇચ્છાને આધીન હોય છે અને કેટલોક કાય-વ્યાપાર ઇચ્છાના પ્રવર્તન સિવાય નૈસર્ગિક રીતે પણ થયા કરે છે, એટલે તે બાબતમાં એવી સ્પષ્ટતા કરવામાં આવી છે કે નીચેના કાય-વ્યાપારો થતા હોય કે થઇ જાય તો તેને કાયોત્સર્ગમાં બાધક સમજવા નહિ:—

૧ ઉચ્છ્વાસ, ૨ નિઃશ્વાસ, ૩ ખાંસી, ૪ છીંક, ૫ બગાસું, ૬ ઓડકાર, ૭ વાછૂટ, ૮ ભ્રમરી, ૯ પિત્તની મૂર્છા, ૧૦ સૂક્ષ્મ અંગ-સંચાર, ૧૧ સૂક્ષ્મ કફ-સંચાર અને ૧૨ સૂક્ષ્મ દૃષ્ટિ-સંચાર.

# ચોવીશ તીર્થંકરનાં લાંછનો




શ્રી ઋષભદેવ થી શ્રીવાસુપૂજ્યસ્વામી સુધીના
અર્હંત ભગવંતોનાં લાંછનો.

# ચોવીશ તીર્થંકરનાં લાંછનો




શ્રી વિમલનાથ થી શ્રી મહાવીરસ્વામી સુધીના
અર્હંત ભગવંતોનાં લાંછનો.

सुविहिं च पुप्फदंतं, सीअल–सिज्जंस–वासुपुज्जं च ।
विमल मणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥ ३ ॥

कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥

एवं मए अभिथुआ, विहुय-रय-मला पहीण-जर-मरणा ।
चउवीसं पि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥

कित्तिय-वंदिय-महिया,[१] जे ए लोगस्स उत्तमा सिद्धा ।
आरुग्ग–बोहि–लाभं, समाहिवरमुत्तमं दिंतु ॥ ६ ॥

चंदेसु[२] निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।
सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥

(૨) સંસ્કૃત છાયા

लोकस्य उद्योतकरान्, धर्मतीर्थकरान् जिनान् ।
अर्हतः कीर्तयिष्यामि, चतुर्विंशतिमपि केवलिनः ॥ १ ॥

---

१ महिआ—આ. હા. ટી., પ. ૫૦૭ આ. યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

२ चंदेहिं—આ. હા. ટી., પ. ૫૯૦ આ. લ. વિ., પૃ. ૪૮. યો. શા. સ્વો. વિ., પ. ૨૨૮ અ.



# ९ चउवीसत्थय-सुत्तं

## [ चतुर्विंशति-जिन-स्तवः ]

## લોગસ્સ-સૂત્ર

*

### (૧) મૂલપાઠ

*लोगस्स उज्जोअगरे,[१] धम्मतित्थयरे जिणे ।
अरिहंते कित्तइस्सं, चउवीसं पि केवली ॥ १ ॥

उसभमजिअं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥

---

* પહેલી ગાથાનો છંદ સિલોગો છે. બાકી બધી ગાથાઓ ગાહાછંદમાં છે.

પાઠાંતરો:—

१ **लोगस्सुज्जोयगरे**—આ. હા. ટી., પ. ૪૯૪ અ. ચે. વં. મ., ભા., પૃ. ૯૧. પાક્ષિક સૂત્ર વૃત્તિ, પ. ૭૬ અ.

सुविहिं च पुप्फदंतं, सीअल–सिज्जंस–वासुपुज्जं च ।
विमल मणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥ ३ ॥

कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥

एवं मए अभिथुआ, विहुय-रय-मला पहीण-जर-मरणा ।
चउवीसं पि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥

कित्तिय-वंदिय-महिया,[१] जे ए लोगस्स उत्तमा सिद्धा ।
आरुग्ग–बोहि–लाभं, समाहिवरमुत्तमं दिंतु ॥ ६ ॥

चंदेसु[२] निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।
सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥

(૨) સંસ્કૃત છાયા

लोकस्य उद्योतकरान्, धर्मतीर्थकरान् जिनान् ।
अर्हतः कीर्तयिष्यामि, चतुर्विंशतिमपि केवलिनः ॥ १ ॥

---

१ **महिआ**—આ. હા. ટી., પ. ૫૦૭ આ. યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

२ **चंदेहिं**—આ. હા. ટી., પ. ૫૯૦ આ. લ. વિ., પૃ. ૪૮. યો. શા. સ્વો. વિ., પ. ૨૨૮ અ.

ऋषभमजितं च वन्दे, सम्भवमभिनन्दनं च सुमतिं च ।
पद्मप्रभं सुपार्श्वं, जिनं च चन्द्रप्रभं वन्दे ॥ २ ॥

सुविधिं च पुष्पदन्तं, शीतल–श्रेयांस–वासुपूज्यान् च ।
विमलमनन्तं च जिनं, धर्मं शान्तिं च वन्दे ॥ ३ ॥

कुन्थुमरं च मल्लिं, वन्दे मुनिसुव्रतं नमिजिनं च ।
वन्दे अरिष्टनेमिं, पार्श्वं तथा वर्धमानं च ॥ ४ ॥

एवं मया अभिष्टुताः, विधूतरजोमलाः प्रक्षीणजरामरणाः ।
चतुर्विंशतिरपि जिनवराः, तीर्थकराः मे प्रसीदन्तु ॥ ५ ॥
कीर्तितवन्दितमहिताः ये एते लोकस्य उत्तमाः सिद्धाः ।
आरोग्यबोधिलाभं, समाधिवरमुत्तमं ददतु ॥ ६ ॥
चन्द्रेभ्यो निर्मलतराः, आदित्येभ्योऽधिकं प्रकाशकराः ।
सागरवरगम्भीराः, सिद्धाः सिद्धिं मम (मह्यं)दिशन्तु ॥७॥

(૩-૪) સામાન્ય, વિશેષ અર્થ તથા તાત્પર્યાર્થ

**लोगस्स**–[ लोकस्य ]–લોકના.

પ્રમાણથી જે જોવાય તે લોક છે. લોક શબ્દથી અહીં પંચાસ્તિકાયાત્મક લોક ગ્રહણ કરવો, એમ આવસ્સય સુત્તની હારિભદ્રીય ટીકામાં સૂચવાયું છે.૧

---

૧. लोकयते प्रमाणेन दृश्यते इति भावः । अयं चेह तावत् पञ्चास्तिकायात्मको गृह्यते । — આ. હા. ટી., પ. ૪૯૪ અ.

તદુપરાંત લલિત વિસ્તરા, ચેઇયિવંદણ મહાભાસ, યોગશાસ્ત્ર સ્વોપજ્ઞ વિવરણ, દેવવંદન ભાષ્ય, વૃંદારુવૃત્તિ તથા ધર્મસંગ્રહ–આ ગ્રન્થોમાં પણ ઉપર્યુક્ત અર્થને જ માન્ય રાખવામાં આવ્યો છે. માત્ર આચાર દિનકરમાં લોક શબ્દથી ચૌદ રાજલોક અર્થને સ્વીકારવામાં આવ્યો છે.૧

**उज्जोअगरे–[ उद्योतकरान् ]–પ્રકાશ કરનારાઓને.**

ઉદ્દ્યોત બે પ્રકારનો છે૨ અને તેની વ્યુત્પત્તિ उद्योत्यते प्रकाश्यतेऽनेन इति उद्योतः એ પ્રમાણે થાય છે, એટલે જેના વડે પ્રકાશ કરાય તે ઉદ્દ્યોત. ઉદ્દ્યોતના (૧) દ્રવ્યોદ્દ્યોત અને (૨) ભાવોદ્દ્યોત એ બે પ્રકાર છે. અગ્નિ, ચંદ્ર, સૂર્ય મણિ વગેરે દ્રવ્ય ઉદ્દ્યોત છે.૩ કારણ કે ઘટ આદિ વસ્તુઓનો ઉદ્દ્યોત કરવા છતાં પણ તેમાં રહેલા સર્વ ધર્મોનો ઉદ્દ્યોત કરી શકતા નથી.

જ્ઞાન તે ભાવ ઉદ્દ્યોત છે, એમ આવસ્સય નિજ્જુત્તિ જણાવે છે.૪

જેના વડે યથાવસ્થિત રીતે વસ્તુ જણાય તે જ્ઞાન છે. તે જ્ઞાન એજ ભાવઉદ્દ્યોત છે.૫

ચે. વં. મ. ભા. જણાવે છે કે કેવળજ્ઞાનથી ઉત્પન્ન થનારો ઉદ્દ્યોત તે ભાવ ઉદ્દ્યોત છે.૬

---

૧. लोकस्य चतुर्दशरज्ज्वात्मकस्य । — આ. દિ., પ. ૨૬૭ અ.

૨. दुविहो खलु उज्जोओ । — આ. નિ., ગા. ૧૦૫૯

૩. नायव्वो दव्वभाव संजुत्तो ।
अग्गीदव्वुज्जोओ, चंदो सूरो मणी विज्जू ।— આ. નિ., ગા. ૧૦૫૯

૪. नाणं भावुज्जोओ । — આ. નિ., ગા. ૧૦૬૦

૫. ज्ञायतेऽनेन यथावस्थितं वस्तु इति ज्ञानं तज्ज्ञानं भावोद्योतः ।
— આ. હા. ટી., પ. ૪૯૭ અ.

૬. केवलनाणुब्भवो भावो । — ચે. વં. મ. ભા., ગા. ૫૧૩, પૃ.

ऋषभमजितं च वन्दे, सम्भवमभिनन्दनं च सुमतिं च ।
पद्मप्रभं सुपार्श्वं, जिनं च चन्द्रप्रभं वन्दे ॥ २ ॥

सुविधिं च पुष्पदन्तं, शीतल-श्रेयांस-वासुपूज्यान् च ।
विमलमनन्तं च जिनं, धर्मं शान्तिं च वन्दे ॥ ३ ॥

कुन्थुमरं च मल्लिं, वन्दे मुनिसुव्रतं नमिजिनं च ।
वन्दे अरिष्टनेमिं, पार्श्वं तथा वर्धमानं च ॥ ४ ॥

एवं मया अभिष्टुताः, विधूतरजोमलाः प्रक्षीणजरामरणाः ।
चतुर्विंशतिरपि जिनवराः, तीर्थकराः मे प्रसीदन्तु ॥ ५ ॥
कीर्तितवन्दितमहिताः ये एते लोकस्य उत्तमाः सिद्धाः ।
आरोग्यबोधिलाभं, समाधिवरमुत्तमं ददतु ॥ ६ ॥
चन्द्रेभ्यो निर्मलतराः, आदित्येभ्योऽधिकं प्रकाशकराः ।
सागरवरगम्भीराः, सिद्धाः सिद्धिं मम (मह्यं)दिशन्तु ॥७॥

### (૩-૪) સામાન્ય, વિશેષ અર્થ તથા તાત્પર્યાર્થ

लोगस्स-[ लोकस्य ]-લોકના.

પ્રમાણથી જે જોવાય તે લોક છે. લોક શબ્દથી અહીં પંચાસ્તિકાયાત્મક લોક ગ્રહણ કરવો, એમ આવસ્સય સુત્તની હારિભદ્રીય ટીકામાં સૂચવાયું છે.૧

---

૧. लोकयते प्रमाणेन दृश्यते इति भावः । अयं चेह तावत् पञ्चास्तिकायात्मको गृह्यते । — આ. હા. ટી., પ. ૪૯૪ અ.

કુપ્રવચનો (ઇતરદર્શનો) તથા નદી આદિ તરવા માટેનાં સ્થાનો આ બધાં દ્રવ્યતીર્થ છે, કારણ કે ત્યાં પણ લોકો ડૂબે છે અને તેને એકવાર તર્યા પછી ફરી પણ તરવાનું બાકી રહે છે. જ્યારે સંઘ આદિ ભાવતીર્થ છે, કારણ કે તેનો આશ્રય કરનારા ભવ્યો ભવસાગરને નિયમા તરી જાય છે અને ભવસાગર ફરી તરવાનો બાકી રહેતો નથી.૧

**यर–[ कर ]–કરનારા, કરવાનો સ્વભાવ છે જેમનો એવા.**

**એટલે** धर्म एव तीर्थं धर्मप्रधानं वा तीर्थं धर्मतीर्थं तत्करणशीलान्–धर्मतीर्थकरान् । २

અર્થ:—ધર્મ એ જ તીર્થ કે ધર્મ પ્રધાન એવું તીર્થ તે ધર્મતીર્થ. તેનો કરવાનો સ્વભાવ છે જેમનો તે ધર્મતીર્થંકર. તેવા ધર્મતીર્થંકરોને. આ પદનો વિશિષ્ટ અર્થ યો. શા. સ્વો. વિ. માં જણાવાયો છે કે–દેવો, મનુષ્યો અને અસુરો સહિતની પર્ષદામાં

---

१. आह च —

कुप्पावयणाइ नईआइ, तरणसमभूमि दव्वओ तित्थं ।
वुड्डुंति तत्थ वि जओ, संभवइ य पुणवि उत्तरणं ॥ १ ॥

संघाइ भावतित्थं, जं तत्थ ठिया भवण्णवं नियमा ।
भविया तरंति न य पुण वि, भवजलो होइ तरियव्वो

— દે. ભા., પૃ. ૩૨૧.

२. धर्म एव धर्मप्रधानं वा तीर्थं धर्मतीर्थं तत्करणशीला धर्मतीर्थकरास्तान् ।

— આ. હા. ટી., પ. ૪૯૪ અ — લ. વિ., પૃ. ૪૨.

उद्द्योतं कुर्वन्ति इत्येव शीलं येषां ते उद्द्योतकराः

**પ્રકાશ કરવો એવો છે સ્વભાવ જેમનો તે ઉદ્દ્યોતકર કહેવાય.**

ઉદ્દ્યોતના બે ભેદો (દ્રવ્યોદ્દ્યોત અને ભાવોદ્દ્યોત) પૈકી દ્રવ્યોદ્દ્યોતથી જિનેશ્વરો લોકનો ઉદ્દ્યોત કરનારા નથી હોતા પરંતુ તીર્થંકર નામકર્મના ઉદયથી અતુલ સત્ત્વાર્થ-પરોપકાર-કરવા દ્વારા ભાવોદ્દ્યોત કરનારા હોય છે.૧

ઉદ્દ્યોતકર પણ બે પ્રકારે હોય છે. (૧) સ્વઉદ્દ્યોતકર, (૨) પર-ઉદ્યોતકર.

શ્રી તીર્થંકર ભગવંતો બન્ને પ્રકારે ઉદ્દ્યોતકર છે. પોતાના આત્માને ઉદ્દ્યોતિત કરવા દ્વારા તેઓ સ્વઉદ્દ્યોતકર છે અને લોકમાં પ્રકાશ ફેલાવનાર વચનરૂપી દીપકની અપેક્ષાએ તેઓ બાકીના ભવ્ય વિશેષો માટે ઉદ્દ્યોત કરનારા હોવાથી પરઉદ્દ્યોતકર છે.૨

ઉદ્દ્યોતના પૂર્વોક્ત બે ભેદોમાં ભાવોદ્દ્યોતનું સ્થાન અતિ મહત્ત્વનું છે, કારણ કે દ્રવ્યોદ્દ્યોતનો ઉદ્દ્યોત પુદ્ગલ સ્વરૂપ હોવાથી તેમજ તેવા પ્રકારના પરિણામથી યુક્ત હોવાથી પરિમિત ક્ષેત્રમાં પ્રકાશ કરે છે; જ્યારે ભાવોદ્દ્યોતનો ઉદ્દ્યોત લોક અને અલોકને પ્રકાશિત કરે છે.૩

---

૧. लोकस्योद्द्योतकराः द्रव्योद्द्योतेन नैव जिना भवन्ति, तीर्थकरनामानुकर्मोदयतोऽतुल सत्त्वार्थकरणात् भावोद्द्योतकराः पुनर्भवन्ति ।
— આ. હા. ટી., પ. ૪૯૭, આ.

૨. आत्मानमेवाधिकृत्य उद्द्योतकरास्तथा लोकप्रकाशक वचनप्रदीपापेक्षया च शेषभव्यविशेषानधिकृत्यैवेति ।
— આ. હા. ટી., પ. ૪૯૭ આ.

૩. द्रव्योद्द्योतोद्द्योतः पुद्गलात्मकत्वात्तथाविधपरिणामयुक्तत्वाच्च प्रकाशयति प्रभासते वा परिमिते क्षेत्रे, भावोद्द्योतोद्द्योतः लोकालोकं प्रकाशयति ।
— આ. હા. ટી., પ. ૪૯૭ આ.

ટી. માં રાગ, દ્વેષ, કષાયો, ઇન્દ્રિયો, પરીષહો, ઉપસર્ગો અને આઠ પ્રકારનાં કર્મોને જિતનારા તે જિન એમ કહેવાયું છે.૧

લ. વિ., દે. ભા તેમજ વં. વૃ. માં રાગ આદિને જીતનારા તે જિન એમ દર્શાવાયું છે.૨ ચૈ. વં મ. ભા. માં જેમણે રાગ, દ્વેષ અને મોહને જીત્યા છે તેઓ જિન એમ કહેવાયું છે.૩

યો. શા. સ્વો. વિ. તેમજ ધ. સં. માં રાગ દ્વેષ આદિને જીતનારાઓને જિન તરીકે ઓળખાવાયા છે.૪

આ રીતે–**जिणे**–પદ–**રાગ દ્વેષ, કષાયો, ઇન્દ્રિયો, પરીષહો ઉપસર્ગો અને આઠ પ્રકારનાં કર્મોને જીતનાર–એ અર્થમાં સિદ્ધ થાય છે.**

આ પદ દ્વારા અપાયાપગમાતિશય દર્શાવાયો છે.૫

**अरिहंते–[ अर्हतः ]–અર્હતોને.**

---

૧. रागद्वेषकषायेन्द्रियपरीषहोपसर्गाष्टप्रकारकर्मजेतृत्वाज्जिनाः ।
— આ. હા. ટી., પ. ૪૯૪ અ.

૨. रागादिजेतारो जिनास्तान् । — લ. વિ., પૃ. ૪૨
जिनान् रागादि जेतॄन् । — દે. ભા., પૃ. ૩૨૧
जिनान् रागादि जेतॄन् । — વં. વૃ. પૃ. ૪૦
जयन्ति रागादीन् इति जिनास्तान् — આ. દિ., પ. ૨૬૭ અ.

૩. जिणेति एसत्थो जियराग दोसमोहे। —ચૈ. વં. મ. ભા., ગા. ૫૨૬, પૃ. ૯૫

૪. जिनान् रागद्वेषादिजेतॄन् ।—યો. શા. સ્વો. વિ., પ. ૨૨૪ આ.
जिनान् रागद्वेषादिजेतॄन् — ધ. સં, પ. ૧૫૫ અ.

૫. अपायापगमातिशयमाह-जिनान्।—યો. શા. સ્વો. વિ., પ. ૨૨૪ આ.

સર્વ જીવોની પોતપોતાની ભાષામાં પરિણામ પામનારી વાણીદ્વારા ધર્મતીર્થનું પ્રવર્ત્તન કરનારાઓને.[૧]

આ પ્રમાણે धम्मतित्थयरे એ પદ—

દુર્ગતિમાં પડતા પ્રાણીઓને રોકી રાખી સન્માર્ગે સ્થાપનાર અને સંસાર સાગરથી તારનાર એવા ધર્મરૂપ ભાવતીર્થનું સર્વ ભાષાઓમાં પરિણામ પામનારી સાતિશય વાણીદ્વારા પ્રવર્ત્તન કરવાના સ્વભાવવાળા-એ અર્થમાં સિદ્ધ થાય છે.

યો. શા. સ્વો. વિ. માં જણાવ્યું છે કે આ પદ દ્વારા શ્રી તીર્થંકર ભગવંતનો પૂજાતિશય તથા વચનાતિશય દર્શાવવામાં આવ્યો છે.[૨] જ્યારે દે. ભા. માં. જણાવાયું છે કે આ પદ દ્વારા પૂજાતિશય દર્શાવાયો છે.[૩]

जिणे-[ जिनान् ]-જિનોને.

આ. નિ. માં જિન શબ્દનો અર્થ જેમણે ક્રોધ, માન, માયા અને લોભ જીત્યા છે તે-એવો કરવામાં આવ્યો છે.[૪] આ. હા.

---

૧. सदेवमनुजासुरायां पर्षदि सर्वभाषापरिणामिन्या वाचा धर्मतीर्थप्रवर्तका-नित्यर्थः । — યો. શા. સ્વો. વિ., પ. ૨૨૪ આ.

૨. अनेन पूजातिशयो वागतिशयश्चोक्तः ।

— યો. શા. સ્વો. વિ., પ. ૨૨૪ આ.

૩. एतेन पूजातिशयश्चोक्तः । — દે. ભા., પૃ. ૩૨૧

૪. जियकोहमाणमाया, जियलोहा तेण ते जिणा हुंति ।

— આ. નિ., ગા. ૧૦૭૬

યો. શા. સ્વો. વિ. માં અરિહંત શબ્દનો અર્થ કરતાં કહ્યું છે કે-કર્મરૂપી અરિને હણનારાઓને.૧ અને તે કહ્યા પછી, આ. નિ. નો અરિહંત વિષય ઉપર નિર્દિષ્ટ અર્થ જણાવતો પાઠ ટાંકવામાં આવેલ છે.

વં. વૃ. તથા આ. દિ. અરિહંત શબ્દનો કશોજ વિશિષ્ટ અર્થ ન દર્શાવતાં અર્હતોને એટલો જ માત્ર નિર્દેશ કરે છે.

આ. હા. ટી., લ. વિ., ચૈ. વં. મ. ભા., યો. શા. સ્વો. વિ., વં. વૃ., આ. દિ. અને ધ. સં. આટલા ગ્રંથો અહિં વપરાયેલ 'અરિહંતે' પદને વિશેષ્ય માને છે, જ્યારે દે. ભા. અરિહંતે પદને વિશેષણ માને છે.૨

---

૧. कर्मारिं हन्तृभ्यः — યો. શા. સ્વો. વિ., પ. ૨૧૭ અ.

૨. अर्हतामेव विशेष्यत्वान्न दोषः — આ. હા. ટી., પત્ર ૫૦૧ અ.

" " — લ. વિ. પૃ. ૪૪

अट्ठविहं पाडिहेरं, जम्हा अरहन्ति तेण अरिहंता ।
लोगस्सुज्जोयगरा, एयं तु विसेसणं तेसिं ।—

— ચૈ. વં. મ. ભા., ગા. ૫૧૧, પૃ. ૯૨

अरिहंते इति विशेष्यपदम् ।.... યો. શા. સ્વો વિ., પ. ૨૨૪ આ.

" " — વં. વૃ., પૃ. ૪૦

अर्हतः कीर्त्तयिष्ये, कथंभूतानर्हतः — આ. દિ., પ. ૨૬૭ અ.

अरहंते इति विशेष्यपदम् । — ધ. સં., પ. ૧૫૫ અ.

अर्हतः अष्टमहाप्रातिहार्यादिपूजार्हान् विशेषणपदमेतत् ।

— દે. ભા, પૃ. ૩૨૧

આ. નિ. માં અરિહંત શબ્દનો અર્થ નીચે મુજબ કરવામાં આવ્યો છે:—

ઇન્દ્રિયો, વિષયો, કષાયો, પરીષહો, વેદના અને ઉપસર્ગો આ અરિઓને-શત્રુઓને હણનારા હોવાથી તેઓ અરિહંત કહેવાય છે. ઉપરાંત આઠ પ્રકારનું કર્મ સર્વજીવો માટે અરિભૂત છે, તે કર્મરૂપી અરિને હણનારા હોવાથી તેઓ અરિહંત કહેવાય છે. વંદન અને નમસ્કારને જેઓ યોગ્ય છે, પૂજા સત્કારને જેઓ યોગ્ય છે અને સિદ્ધિગમનને જેઓ યોગ્ય છે તેઓ અરિહંત કહેવાય છે.૧

આ. હા. ટી. લ. વિ. તથા દે. ભા. માં જણાવ્યું છે કે-અશોક આદિ આઠ પ્રાતિહાર્ય આદિ સ્વરૂપ પૂજાને જેઓ યોગ્ય છે તેઓ અર્હત્ કહેવાય છે.૨

ચે. વં. મ. ભા. માં કહેવાયું છે કે આઠ પ્રકારના પ્રાતિહાર્યને જે કારણથી યોગ્ય છે તેથી તેઓ અરિહંત કહેવાય છે.૩

---

૧. इंदियविसयकसाए, परीसहे वेयणा उवस्सग्गे ।
एए अरिणो हंता, अरिहंता तेण वुच्चंति ॥ ९१९ ॥
अट्ठविहं पिय कम्मं, अरिभूअं होइ सव्वजीवाणं ।
तं कम्ममरिं हंता, अरिहंता तेण वुच्चंति ॥ ९२० ॥
अरिहंति वंदण नमंसणाइं, अरिहंति पूअसक्कारं ।
सिद्धिगमणं च अरिहा, अरिहंता तेण वुच्चंति ॥ ९२१ ॥
— આ. નિ. ગા. ૯૧૯–૨૦–૨૧

૨. अशोकाद्यष्टमहाप्रातिहार्यादिरुपां पूजामर्हन्तीत्यर्हन्तस्तानर्हतः
— લ. વિ., પૃ. ૪૨

૩. अट्ठविहं पाडिहेरं, जम्हा अरहन्ति तेण अरिहंता ।
— ચે. વં. મ. ભા., ગા. ૫૧૧, પૃ. ૯૨

હા. ટી. આદિ સમસ્ત ગ્રંથકારો જણાવે છે.૧ માત્ર આ. દિ. कित्तइस्सं નો અર્થ कथयिष्ये—કહીશ. એ પ્રમાણે કરે છે.૨

कित्तइस्सं રૂપ અંગે વિચારણા કરીએ તો, સંસ્કૃત ભાષાના कीर्त्तयिष्ये રૂપને પ્રાકૃતમાં ઢાળવામાં આવતાં कीर्तयि એટલા અંશનું પ્રાકૃત વ્યાકરણના વર્ણવિકારોના નિયમ પ્રમાણે कित्तइ થાય. બાદ ष्ये પ્રથમ પુરુષના એકવચનનો સૂચક છે. તેને સ્થાને પ્રાકૃતમાં मि આવે અને એ मिના સ્થાને વિકલ્પે स्सं આદેશ થાય. આ રીતે પ્રાકૃત વ્યાકરણના નિયમાનુસાર જ कित्तइस्सं રૂપ સાધી શકાય છે. અને વિકલ્પ પક્ષે कित्तइहिमि પ્રયોગ થાય છે. ઉપર્યુક્ત બન્ને પ્રયોગ આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરીશ્વરે પ્રાકૃત-વ્યાકરણના मेः स्सं —૮।૩।૧૬૯ સૂત્રમાં નોંધેલ છે.

આ. હા. ટી, લ. વિ, દે. ભા.—આ ગ્રન્થો कित्तइस्संनું સંસ્કૃત રૂપ कीर्तयिष्यामि કરે છે, જ્યારે યો. શા. સ્વો. વિ., વં. વૃ, ધ. સં, તથા આ. દિ. कीर्तयिष्ये કરે છે.

આ રીતે **कित्तइस्सं પદ-નામોચ્ચારણ પૂર્વક સ્તવીશ-એ અર્થમાં સિદ્ધ થાય છે.**

**चउवीसं-[ चतुर्विंशतिम् ]-ચોવીસને.**

ચોવીસને એટલે કે ચોવીસ અર્હતોને. આટલું કહ્યા પછી મનમાં સહેજે થાય કે અહીં કયા ચોવીસ અર્હત્ લેવા? કારણ કે ગત ચોવીસીમાં પણ ચોવીસ અર્હત્ થયા છે અને ભવિષ્યમાં પણ

---

૨. कीर्तयिष्यामीति स्वनामभिः स्तोष्ये इत्यर्थः।
— આ. હા. ટી, પ. ૪૯૪ અ.

૨. कीर्तयिष्ये-कथयिष्ये। —આ. દિ., પ. ૨૬૭ અ.

અહીં એક વાત ટાંકવી જરૂરની છે કે-ધ. સં. ગ્રંથ अरिहंते પાઠને બદલે अरहंते પાઠ જણાવે છે,૧ જ્યારે બાકીના ગ્રંથકારો अरिहंते પાઠને માન્ય રાખે છે.

આ રીતે अरिहंते પદ—વંદન--નમસ્કારને, પૂજા-સત્કારને તથા સિદ્ધિગમનને જેઓ યોગ્ય છે તેવા, તેમ જ આઠેય કર્મો, ઇન્દ્રિયો, વિષયો, કષાયો આદિ અરિઓને હણનારા-એ અર્થમાં સિદ્ધ થાય છે.

**कित्तइस्सं**-[**कीर्त्तयिष्ये**]-કીર્તન કરીશ, નામોચ્ચારણપૂર્વક સ્તવીશ.

અહીં જે કીર્તન કરવાનું છે તે નામથી અને ગુણોથી કીર્તન કરવાનું છે. કીર્તન કરવાનું કારણ દેવતા, મનુષ્યો અને અસુરો સહિત સમગ્ર લોક માટે કીર્તનીય એવા તે ભગવંતોએ દર્શન, જ્ઞાન, ચારિત્ર તથા તપ રૂપ વિનય દર્શાવ્યો તે છે. તેમના આ ગુણોને ખ્યાલમાં રાખીને અહીં તેમનું કીર્તન કરવામાં આવેલ છે.૨

कित्तइस्सं રૂપ कीर्त् ધાતુનું ભવિષ્યકાળના પ્રથમ પુરૂષ એકવચનનું છે.

कित्तइस्सं પદનો સામાન્ય અર્થ હું કીર્તન કરીશ એટલો જ થાય છે. પરંતુ તેનો વિશિષ્ટ અર્થ પોત પોતાના નામથી, યા તો નામોના ઉચ્ચારણ પૂર્વક હું સ્તવના કરીશ થાય છે. એમ આ.

---

૧. अरहन्ते इति विशेष्यपदम् । —ધ. સં., પ. ૧૫૫ અ.

कित्तेमि कित्तणिज्जे, सदेवमणुआसुरस्स लोगस्स ।<br>
૨. दंसण नाण चरित्ते, तव विणओ दंसिओ तेहिं ॥ १०७७ ॥

— આ. નિ., ગા. ૧૦૭૭

સૂચવવામાં આવ્યું છે કે–**अपि** શબ્દના ગ્રહણથી, ઐરવત ક્ષેત્ર તથા મહાવિદેહ ક્ષેત્રમાં જે છે તેમનું ગ્રહણ સમજવું.૧ એટલે નિજ્જુત્તિકારને **अपि** શબ્દથી બીજા બે ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલ અર્હતો અભિપ્રેત છે.

આ. હા. ટી. માં તથા લ. વિ. માં જણાવાયું છે કે **अपि શબ્દ** તેમનાથી અન્યના સમુચ્ચય માટે છે. ૨ એટલે કે વર્તમાન ચોવીસીના ઋષભાદિ ચોવીસ જિનોથી અન્ય એવા તીર્થંકરો માટે છે. નિર્યુક્તિકાર ઐરવત તથા મહાવિદેહ કહે છે તેમાં અને આ. હા. ટી. તથા લ. વિ. ના. વિધાનમાં ઐક્ય જ દેખાય છે. કારણ કે, નિર્યુક્તિકારે પણ ઐરવત અને મહાવિદેહ માત્ર જંબૂદ્વીપના જ લેવા અને બાકીના ચાર ન લેવા તેવું વિધાન ક્યાંય કર્યું નથી.

ચે. વં. મ. ભા. **अपि** શબ્દથી મહાવિદેહ આદિમાં થયેલા એમ જણાવે છે. ३

યો. શા. સ્વો. વિ. તથા ધ. સં **अपि** શબ્દથી **બીજાઓને** પણ એમ જણાવે છે. ४ પણ બીજામાં કયા કયા લેવા, તેનું વિધાન કરતા નથી.

---

१. अविसद्दगहणा पुण एरवय महाविदेहेसुं । — આ. નિ., ગા. ૧૦૭૮

२. अपि शब्दो भावतस्तदन्यसमुच्चयार्थः । —આ. હા. ટી., પૃ. ૪૧૪ અ.

३. अविसद्दाओ वंदे महाविदेहाइपभवेऽवि ।
— ચે. વં મ. ભા., ગા. ૫૨૯, પૃ. ૯૫

४. अपिशब्दादन्यानपि । —યો. શા. સ્વો. વિ., પત્ર ૨૨૪ આ.

થવાના છે, તથા ક્ષેત્રાન્તરોની અપેક્ષાએ તે તે ક્ષેત્રોમાં પણ જૂદા જૂદા ચોવીસ અર્હત્ થયા છે.

આનું સમાધાન આપતાં આ. નિ. જણાવે છે કે-ચોવીસ એ સંખ્યા ઋષભ આદિ હવે પછી કહેવાનારા માટે છે.[૧] એટલે કે આ ભરતક્ષેત્રની વર્તમાન ચોવીસીમાં થયેલા શ્રી ઋષભથી આરંભી શ્રીવર્ધમાન પર્યંતના અર્હતો માટે चउवीसं શબ્દ વપરાયેલો છે.

ચે. વં. મ. ભા. પણ ઉપર્યુક્ત હકીકતનું સમર્થન કરતાં જણાવે છે કે चउवीसं એ સંખ્યા થયેલા અર્હતો માટે છે.[૨]

દે. ભા. પણ જણાવે છે કે ચોવીસ થી ભરત ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા અર્હતો લેવા.[૩] આ પ્રમાણે-**चउवीसं ભરતક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા વર્તમાન ચોવીસીના અર્હતોને-એ અર્થમાં સિદ્ધ થાય છે.**

**पि-[ अपि ]-અને, વળી. ( અર્થાત્ બીજાઓને પણ )**

અહીં વપરાયેલ पि પદ કે જે अपि અવ્યય છે તેના અનેક અર્થો છે.[૪] તે પૈકી અહિં સમુચ્ચય અર્થ ઘટિત થાય છે. એટલે चउवीसंपिનો અર્થ ચોવીસને અને એ પ્રમાણે થાય. અને કહ્યા બાદ વાક્ય અધુરું રહે છે. શ્રોતાના મનમાં જિજ્ઞાસા પણ પ્રવર્તે છે કે અને પદથી આગળ શું સમજવું ? તે માટે આ. નિ. માં

---

૧. चउवीसंतिय संखा उसभाईआउ भणमाणाउ।—આ. નિ. ગા. ૧૦૭૮

૨. चउवीसंतिय संखा भारहवासुब्भवाण अरहाणं ।

—ચે. વં. મ. ભા., ગા. ૫૨૬, પૃ. ૯૫

૩. चतुर्विंशतिं भरतक्षेत्रोद्भवान् । — દે. ભા., પૃ. ૩૨૧

૪. अपि सम्भावना प्रश्न शङ्कागर्हा समुच्चये ।
तथा युक्त पदार्थेषु, कामचार क्रियासु च ॥

— આ. ડી., વો. ૧, પૃ. ૧૫૫

આ. હા. ટી., લ. વિ. તથા આ. દિ. માં કેવલીની વ્યાખ્યા કેવલજ્ઞાન જેમને છે તે એટલી જ આપવામાં આવી છે. ૧

યો. શા. સ્વો. વિ, દે. ભા, તથા ધ. સં. માં કેવલીનો અર્થ ઉત્પન્ન થયેલું છે કેવલજ્ઞાન જેમને એવા ભાવ અર્હત્ એ પ્રમાણે કરવામાં આવ્યો છે. ૨

વં. વૃ. માં કેવલીનો અર્થ ભાવ અર્હતો એ પ્રમાણે કરાયો છે. ૩

આ રીતે केवली પદ-જેમને કેવલજ્ઞાન (અને કેવલદર્શન) ઉત્પન્ન થયું છે અને તે દ્વારા જેઓ સંપૂર્ણ લોકને જાણે છે અને જુવે છે એવા, સંપૂર્ણ ચારિત્ર અને જ્ઞાનવાળા, ભાવ અર્હતોને-એ અર્થમાં સિદ્ધ થાય છે.

केवली પદ અહીં શા માટે મૂકવામાં આવ્યું તે અંગે ગ્રંથકારોમાં કેટલાક મતાન્તર પ્રવર્તે છે.

---

૧. केवलज्ञानमेषां विद्यत इति केवलिनः तान्

— આ. હા. ટી.પ. ૪૯૪,અ.

केवलिनः ॥ — લ. વિ. પૃ. ૪૩

૨. उत्पन्नकेवलज्ञानान् भावार्हत इत्यर्थः ।

— યો. શા. સ્વો. વિ., પ. ૨૨૪ આ.

„ „ — દે. ભા., પૃ. ૩૨૧

„ „ — ધ. સં. પ. ૧૫૫ અ.

૩. केवलिनो भावार्हत इत्यर्थः— વં. વૃ., પૃ. ૪૧

હે. ભા. તથા વં. વૃ. अपि શબ્દથી બાકીના ક્ષેત્રોમાં થયેલા એમ જણાવે છે. ૧

આ રીતે अपि શબ્દ-ભરત ક્ષેત્રની વર્તમાન ચોવીસીના ચોવીસ અર્હંતોથી અન્ય એવા, ઐરવત તથા મહાવિદેહ આદિ ક્ષેત્રોમાં થયેલા અર્હંતોને-એ અર્થમાં સિદ્ધ થાય છે.

**केवली-[ केवलिनः ]-કેવલજ્ઞાનીઓને.**

**केवली** શબ્દની વ્યુત્પત્તિ-केवलं येषां विद्यते इति केवलिनः એટલે કેવલ (કેવલજ્ઞાન) જેમને છે તે. એ પ્રમાણે થાય છે.

**केवली** પદની વ્યાખ્યા આ. નિ. માં નીચે મુજબ આપવામાં આવી છે:—

સંપૂર્ણ (પંચાસ્તિકાયાત્મક) લોકને જાણે છે તથા જુએ છે અને જે કેવલચારિત્રી તથા કેવલજ્ઞાની છે તે કારણથી તે કેવલી કહેવાય છે. ૨ અહિં જાણવું એટલે વિશેષરૂપે જાણવું (કેવલજ્ઞાન) અને જોવું એટલે સામાન્યપે જાણવું (કેવલદર્શન) એમ સમજવાનું છે. ૩

ચે. વં, મ. ભા. માં કેવલીની વ્યાખ્યા માટે આ. નિ. નો પાઠ જ ટાંકવામાં આવ્યો છે.

---

૧. अपिशब्दात् भावतः शेषक्षेत्रसंभवांश्च । — દે. ભા., પૃ. ૩૨૧
अपिशब्दात् शेषक्षेत्रसंभवांश्च । — વં. વૃ. પૃ. ૪૧

૨. कासिणं केवलकप्पं लोगं जाणंति तह य पासंति ।
केवल चरित्तनाणी तम्हा ते केवली हुंति ॥ —આ. નિ., ગા, ૧૦૭૯

૩. निर्विशेषं विशेषाणां, ग्रहो दर्शनमुच्यते ।
विशिष्ट ग्रहणं ज्ञान-मेवं सर्वत्रगं द्वयम् ॥१॥
— આ. હા. ટી., પ. ૫૦૦ આ.

અથવા તે મુનિ અવસ્થામાં વિચરતા અર્હતો ન લેવા કારણ કે તે અવસ્થામાં તે ભાવ અર્હત્ નથી પણ દ્રવ્ય અર્હત્ છે. જ્યારે આ સૂત્ર માત્ર ભાવ અર્હતોની સ્તુતિ માટે છે. અને તેથી अपि શબ્દની વ્યાખ્યા કરતાં, अपि શબ્દથી અન્યને ગ્રહણ કરવા એમ જ્યાં કહેવાયું છે ત્યાં, અન્ય શબ્દથી ઐરવતાદિ ક્ષેત્રમાં રહેલા વર્તમાન ચોવીસીના તથા મહાવિદેહ ક્ષેત્રમાં રહેલ વિહરમાન ભાવ જિનોને જ ગ્રહણ કરવાના છે એ વાત સ્વયંસિદ્ધ બને છે.

બીજી, ત્રીજી અને ચોથી—આ ત્રણ ગાથાઓમાં દર્શાવાયેલ ચોવીસ તીર્થંકર ભગવંતોના નામોના સામાન્ય તેમજ વિશિષ્ટ અર્થો છે. સામાન્ય અર્થ દરેક તીર્થંકર ભગવંતના નામમાં ઘટી શકે છે, જ્યારે વિશિષ્ટ અર્થ, તે તે તીર્થંકર ભગવંતના નામમાં ઘટી શકે છે.

શ્રી ઋષભદેવ ભગવાનના નામ માટે બે ખાસ મહત્ત્વની વિગતો ચર્ચવી અહીં જરૂરી છે. દરેક તીર્થંકર ભગવંતોને માત્ર એક જ સાથળમાં લાંછન એટલે કે એક વિશિષ્ટ ચિહ્ન હોય છે. એ જૈન શાસ્ત્રોએ માન્ય કરેલ ક્રમ છે. જ્યારે અપવાદરૂપે શ્રી ઋષભદેવ ભગવાનની બન્ને સાથળોમાં તપાવેલ સુવર્ણ જેવા ઉજ્જવલ અને એક બીજાની તરફ મુખ કરીને રહેલ વૃષભો (ઋષભો) નું યુગલ, લાંછન સ્વરૂપે હતું એટલે કે દરેક સાથળમાં એક એક વૃષભનું લાંછન હતું.

બીજી વિશિષ્ટતા એ હતી કે દરેક તીર્થંકરની માતા શ્રી તીર્થંકર ભગવંત માતાના ગર્ભમાં આવતાં જ ચૌદ સ્વપ્નોને જુવે છે, જે પૈકી પ્રથમ હાથીને જુવે છે. જ્યારે શ્રી ઋષભદેવ ભગવંતની માતાએ ઋષભદેવ ભગવંત ગર્ભમાં આવતાં પ્રથમ

આ. હા. ટી. તથા લ. વિ. માં કહ્યું છે કે કેવલી એ વિશેષણ એટલા માટે છે કે જેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે તેવા આત્માઓ જ લોકોદ્દ્યોતકર, ધર્મતીર્થંકર, જિન એવા અર્હત્ હોય છે, બીજા નહીં. એવો નિયમ કરવા દ્વારા સ્વરૂપ સમજાવવા પૂરતો જ આ પ્રયોગ છે.૧ ચે. વં. મ. ભા. જણાવે છે કે છદ્મસ્થ અવસ્થામાં રહેલા જિનોનો અહીં સમાવેશ ન થાય તે માટે કેવલી પદ મૂકવામાં આવ્યું છે.૨

તેમજ નામ આદિ ભેદ (નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ) થી ભિન્ન પણ જિનવરો અર્હત્ તરીકે સંભવી શકે છે તેથી ભાવ-અર્હત્‌ના સ્વીકાર માટે અહીં કેવલી પદ મૂકયું છે. ૩

યો. શા., સ્વો. વિ., દે. ભા., વં. વૃ. તેમજ ધ. સં. પણ એ જ વાત જણાવે છે કે-અહીં કેવલી પદથી માત્ર ભાવ અર્હત્ જ ગ્રહણ કરવા એટલે કે જ્યારે તે અર્હત્ થઈને વિચરતા હોય તે સ્થિતિમાં રહેલા અર્હત્ જ ગ્રહણ કરવા, પરંતુ રાજ્ય અવસ્થામાં

---

१. केवलिन एव यथोक्तस्वरूपा अर्हन्तो नान्य इति नियमनार्थत्वेन स्वरूपज्ञानार्थमेवेदं विशेषणमित्यनवद्यम् ।

— આ. હા. ટી. પ. ૫૦૧ આ.

— લ. વિ., પૃ. ૪૪

२. ते उण छउमत्थजिणाऽवि, हुंति तो केवली भणिया ॥

— ચે. વં. મ. ભા., ગા. ૫૩૨, પૃ. ૯૬.

३. नामाइभेयभिन्ना वि, जिणवरा संभवंति अरहन्ता ।
भावारिहंत पडिवत्तिकारयं केवली-वयणं ॥

— ચે. વં. મ. ભા., ગા. ૫૩૪, પૃ. ૯૭

सुविहिं च पुप्फदंतं પદમાં વપરાયેલ च નો અર્થ અથવા છે, જ્યારે બાકીના च ને અર્થ અને છે.

ઉપર્યુક્ત ત્રણ ગાથામાં च ની ગોઠવણ નીચે પ્રમાણે છે :—

| | | |
|---|---|---|
| પ્રથમ બે જિન | — | उसभ मजिअं **च** |
| પછી બે જિન | — | संभव मभिणंदणं **च** |
| પછી એક જિન | — | सुमइं **च** |
| પછી બે જિન | — | पउमप्पहं सुपासं जिणं **च** |
| પછી બે જિન | — | चंदप्पहं वंदे सुविहिं **च** |
| પછી ત્રણ જિન | — | (पुप्फदंतं) सीअल सिज्जंस वासुपुज्जं **च** |
| પછી બે જિન | — | विमल मणंतं **च** |
| પછી બે જિન | — | धम्मं संतिं **च** |
| પછી બે જિન | — | कुंथुं अरं **च** |
| પછી ત્રણ જિન | — | मल्लिं वंदे मुणिसुव्वयं नमिजिणं **च** |
| પછી ત્રણ જિન | — | रिट्ठनेमिं पासं तह वद्धमाणं **च** |

આ ગોઠવણ પાછળ **શ્રી** સૂત્રકાર ભગવંતના મનમાં કયો ગૂઢ આશય હશે તે જાણી શકાયું નથી.

**वंदे**–[ वन्दे ]–વંદન કરું છું.

ઉપર્યુક્ત ત્રણ ગાથામાં ત્રણ વખત वंदे અને બે વખત वंदामि પદનો પ્રયોગ નીચે જણાવેલ ક્રમથી કરવામાં આવ્યો છે. પ્રથમ બે જિન પછી वंदे ત્યારબાદ છ જિન પછી वंदे, અને આઠ જિન પછી वंदामि.

સૂત્રકાર ભગવંતની આ ગોઠવણ પાછળ પણ કયો ગૂઢાર્થ હશે તે સમજાયું નથી.

સ્વપ્નમાં વૃષભને (ઋષભ) જોયો હતો. આ બન્ને વિશિષ્ટતાના કારણે તુષ્ટ બનેલ દેવોના ઇન્દ્રે તેમનું ઋષભ એ નામ સ્થાપ્યું હતું. આ વિગત આ. નિ. ૧ તથા આ. હા. ટી. માં ૨ સામાન્ય રીતે ટાંકવામાં આવી છે. જ્યારે ચે. વં મ. ભા. માં વિશિષ્ટ રીતે ટાંકવામાં આવી છે.૩

च-[ च ]-અને; અથવા૪

ગાથા-૨, ૩ તથા ૪ માં च શબ્દનો પ્રયોગ અગિયાર વખત કરવામાં આવ્યો છે, જેમાં દશ च નો અર્થ અને છે, જ્યારે એક च નો અર્થ અથવા છે.

---

१. उरूसुउसभलंछण उसभं सुमिणंमि तेण उसभजिणो

— આ. નિ., ગા. ૧૦૮૦

२. जे भगवओ दोसु वि उरूसु उसभा उप्पराहुत्ता जेणं च मरुदेवाए भगवईए चोद्दसण्हं महासुमिणाणं पढमो उसमो सुमिणे दिट्ठो त्ति, तेण तस्स उसभो त्ति णामं कयं सेसतित्थगराणं मायरो पढमं गयं तओ वसहं एवं चोद्दस । — આ. હા. ટી., પ. ૫૦૨ એ.

३. एयत्स ऊरुजुयले, तविय सुवन्नुजलं धवलं ॥ ५४२ ॥
अन्नोन्नाभिमुहं किर, वसहजुगं लंछणं रुइर मासि ।
सुमिणम्मि पढमसुसभो, चोद्दससुमिणाण मज्झम्मि ॥ ५४३ ॥
दिट्ठो मरुदेवीए, तेण कयं उसह नाममेयस्स ।
तुट्ठेणाऽमर वइणा..................॥ ५४४ ॥

— ચે. વં મ. ભા., પૃ. ૯૮-૯૯

४. समुच्चये विकल्पोक्तौ, व्यभिचारे व्यवस्थितौ ।
औपम्येऽतिशये हेतौ, चकारोऽन्वाचयादिषु ॥ २ ॥

— શબ્દ રત્નપ્રદીપ, મુક્તક-૨, પૃ. ૩૧

**अभिथुआ–[ अभिष्टुताः ]–સ્તવાયેલા.**

આ. હા. ટી., લ. વિ., યો. શા. સ્વો. વિ. તથા ધ. સં अभिथुआ પદનો અર્થ અભિમુખપણા વડે સ્તવાયેલા એટલે કે પોતાના નામથી કીર્તન કરાયેલા એ પ્રમાણે કરે છે. ૧

ચે. વં. મ. ભા. अभिथुआ નો અર્થ અભિમુખ ભાવથી સ્તવાયેલા એટલે કે અપ્રમત્ત બનીને સ્તવાયેલા એવો કરે છે. ૨

દે. ભા. अभिथुआ પદનો અર્થ આદરપૂર્વક સ્તવાયેલા એવો કરે છે. ૩ વં. વૃ. નામઆદિથી કીર્તન કરાયેલા એમ જણાવે છે.૪

**આ પ્રમાણે अभिथुआ પદ—પોતાના નામથી કીર્તન કરાયેલા યાતો અપ્રમત્ત બનીને આદરપૂર્વક સ્તવાયેલા—એ અર્થમાં સિદ્ધ થાય છે.**

**विहुयरयमला–[ विधूतरजोमलाः ]–દૂર કર્યાં છે રજ અને મલ જેમણે.**

विधूतरजोमलाः પદની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે થાય છે:—

रजश्च मलश्च रजोमलौ, विधूतौ रजोमलौ यैस्ते विधूतरजोमलाः ।

---

૧. आभिमुख्येन स्तुता अभिष्टुता इति स्वनामभिः कीर्तिता इत्यर्थः ।

— આ. હા. ટી., પ. ૫૦૭ અ.

— લ. વિ., પૃ. ૪૫

૨. अभिमुहभावेण थुया आभिथुया नो पमत्तेण ।

— ચે. વં. મ. ભા., ગા. ૬૨૧. પૃ. ૧૧૧

૩. अभिष्टुता आभिमुख्यतः स्तुताः सादरम् इति भावः ।

— દે. ભા., પૃ. ૩૨૫

૪. अभिष्टुता नामादिभिः कीर्तिता इत्यर्थः । — વં. વૃ, પૃ. ૪૨

ઉપરાંત આ રીતે વારંવાર वंदे તથા वंदामि પદનો પ્રયોગ કરી વારંવાર વંદન શા માટે કરવામાં આવ્યું છે તેનું સ્પષ્ટીકરણ ફક્ત ચે. વં મ. ભા. માં જ કરવામાં આવ્યું છે. ત્યાં જણાવ્યું છે કે—અહીં સૂત્રમાં વારંવાર જે વંદનાર્થક ક્રિયાપદનો પ્રયોગ કરાયો છે તે આદર દર્શાવવા માટે છે અને તેથી તે પુનરૂક્તિ, દોષકારક નથી. ૧

**जिणं**-[ **जिनं** ]-જિનને.

ઉપર્યુક્ત ત્રણ ગાથામાં ત્રણ વખત जिणं પદ વપરાયેલ છે. અને સંપૂર્ણ લોગસ્સ સૂત્રમાં પાંચ વખત जिन શબ્દ વપરાયો છે. સંપૂર્ણ સૂત્રમાં સૌથી વધુ વપરાયેલ કોઈ પણ શબ્દ હોય તો તે આ जिन શબ્દ છે.

जिणं પદ સાત સાત જિનના અંતરે એટલે કે સાતમા જિન પછી, ચૌદમા જિન પછી અને એકવીસમા જિન પછી ગોઠવાયેલ છે. આ ગોઠવણ સહેતુક હોય તેમ લાગે છે.

**सुविहिं च पुप्फदंतं**—[ **सुविधिं च पुष्पदन्तम्** ]—
જેમનું બીજું નામ પુષ્પદંત છે એવા સુવિધિનાથને.

દરેક તીર્થંકર ભગવંતોનું માત્ર એકેક જ નામ આપવામાં આવ્યું છે. જ્યારે નવમા તીર્થંકરના સુવિધિ અને પુષ્પદંત એવાં બે નામ આપવામાં આવ્યાં છે. આનું શું કારણ હશે તે સમજાયું નથી. કારણ કે ગ્રન્થકારો તે અંગે કશું જ સ્પષ્ટીકરણ કરતા નથી.

---

૧. जं पुण वंदइ किरिया भणणं सुत्ते पुणो पुणो-इत्थ ।
आयरपगासगत्ता पुणरुत्तं तं न दोसगरं ॥ ५३८ ॥
—ચે. વં. મ. ભા., પૃ. ૯૬

આ. હા. ટી. વગેરે લગભગ બધા ગ્રન્થો पहीणजरमरणा પદની છાયા प्रक्षीणजरामरणाः કરે છે.१ ઉપરાંત विहुयरयमला અને पहीणजरमरणा એ બે પદો વચ્ચે કાર્યકારણ સંબંધ યોજે છે. એટલે કે શ્રી તીર્થંકર ભગવંતો વિધૂતરજોમલ છે માટે પ્રક્ષીણજરામરણ છે એમ જણાવે છે.૨

આ પ્રમાણે **पहीणजरमरणा** પદ—જેમની વૃદ્ધાવસ્થા અને મરણ સંપૂર્ણ રીતે નષ્ટ થયેલાં છે તેવા—એ અર્થમાં સિદ્ધ થાય છે.

**चउवीसंपि- [ चतुर्विंशतिरपि ]**-ચોવીસ અને બીજા.

અહીં વપરાયેલ अपि શબ્દનો ભાવાર્થ અને બીજા એ પ્રમાણે થાય છે. પ્રથમ પદ્યમાં चउवीसंपि પદ દ્વિતીયાના બહુવચન અર્થમાં વપરાયેલ છે, જ્યારે અહીં चउवीसंपि પદ પ્રથમાના બહુવચન અર્થમાં વપરાયેલ છે. એટલે ચોવીસ અને બીજા એ પ્રમાણે અર્થ સમજવો.

**जिणवरा-[ जिनवराः ]-જિનવરો.**

જિનોમાં વર એટલે શ્રેષ્ઠ તે જિનવર.

જિન કોને કહેવાય? તે અંગે આ. હા. ટી. માં જણાવાયું છે કે શ્રી જિનપ્રવચનમાં સામાન્ય રીતે વિશિષ્ટ શ્રુતધરો આદિ પણ જિન જ કહેવાય છે. અને તે આ રીતેઃ—શ્રુતજિનો, અવધિજિનો, મનઃપર્યાયજ્ઞાનજિનો તથા છદ્મસ્થ વીતરાગ ભગવંતો. ३

---

१. प्रक्षीणे जरामरणे येषां ते । — આ. હા. ટી. પ. ૫૦૭ અ.

२. यतश्चैवंभूता अतएव प्रक्षीणजरामरणाः कारणाभावात् ।
— આ. હા. ટી. પ. ૫૦૭ અ.

३. इह प्रवचने सामान्यतो विशिष्टश्रुतधरादयोऽपि जिना एवोच्यन्ते । तद्यथा-श्रुतजिना अवधिजिना मनपर्याय-ज्ञानजिनाः छद्मस्थवीतरागाश्च।
— આ. હા. ટી. પ. ૫૦૧ અ.

રજ અને મલની વ્યાખ્યા આ. હા. ટી., લ. વિ., યો. શા. સ્વો. વિ., દે. ભા., વં. વૃ. તથા ધ. સં. માં નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે:—

બંધાતું કર્મ તે રજ અને પૂર્વે બંધાયેલ કર્મ તે મલ. અથવા તો બંધાયેલ કર્મ તે રજ અને નિકાચિત કરેલ કર્મ તે મલ. અથવા તો ઈર્યાપથિક કર્મ તે રજ અને સામ્પરાયિક કર્મ તે મલ.૧

ચે. વં. મ. ભા. રજ અને મલની પૂર્વોક્ત ગ્રન્થકર્તા જે રીતે ત્રણ વ્યાખ્યાઓ આપે છે તે રીતે ત્રણ વ્યાખ્યાઓ ન આપતાં માત્ર એક જ વ્યાખ્યા આપે છે કે બંધાતું કર્મ તે રજ છે અને બંધાયેલું કર્મ તે મલ છે. ૨

આ રીતે विहुयरयमला પદ-જેમણે સર્વ પ્રકારનાં કર્મોને (વિશિષ્ટ પરાક્રમ પૂર્વક) દૂર કરી નાખ્યાં છે તેવા-એ અર્થમાં સિદ્ધ થાય છે.

**पहीणजरमरणा**-[**प्रक्षीणजरामरणाः**]-પ્રકૃષ્ટ રીતે (સંપૂર્ણ રીતે) નષ્ટ થયા છે વૃદ્ધાવસ્થા અને મૃત્યુ જેમના એવા.

प्रक्षीणजरामरणाः પદની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે થાય છે:—

जरा च मरणं च जरामरणे, प्रक्षीणे जरामरणे येषां ते प्रक्षीणजरामरणाः।

---

૧. तत्र बध्यमानं कर्म रजो भण्यते पूर्वबद्धं तु मल इति, अथवा बद्धं रजः निकाचितं मलः, अथवा इर्यापथं रजः साम्परायिकं मलः इति।

— આ. હા. ટી., પ. ૫૦૭, અ.

૨. कम्मं रयत्ति वुच्चइ, बज्झंतं बद्धयं मलं होइ।

— ચે. વં. મ. ભા., ગા. ૬૨૨, પૃ. ૧૧૨

કરે છે. માત્ર ચે. વં. મ. ભા. એ પદનો અર્થ સદા તોષવાળા થાવ એમ કરે છે. ૧

અહીં એક પ્રશ્ન ઉઠે છે કે, જેમના રાગદ્વેષ આદિ સર્વ દોષો ક્ષીણ થઈ ગયા છે તે શ્રી વીતરાગ ભગવંતો પ્રસાદ કેવી રીતે કરી શકે? પરન્તુ તેના સમાધાનો જૂદા જૂદા ગ્રન્થકારો જૂદી જૂદી દલીલો દ્વારા આપણને સચોટ રીતે સમજાવે છે. આ. હા. ટી. ૨ આ. વિષયમાં જણાવે છે કે, તે ભગવંતો કલેશોનો ક્ષય થવાથી જ પૂજ્ય છે. જે સ્તુતિ કરવાથી પ્રસન્ન થાય તે નિન્દા થાય ત્યારે

---

१. .......... पसीयंतुत्ति, तोसवंतो सया होंतु ॥ ६२५ ॥

— ચે. વં. મ. ભા., ગા. ૬૨૫, પૃ. ૧૧૨

२. ....................................

........................ पूज्याः क्लेशक्षयादेव ॥ १ ॥

यो वा स्तुतः प्रसीदति, रोषमवश्यं स याति निन्दायाम् ।
सर्वत्रासमचित्तश्च, सर्वहितदः कथं स भवेत् ॥ २ ॥

तीर्थकरास्त्विह यस्मा-द्रागद्वेषक्षयात्त्रिलोकविदः ।
स्वात्मपरतुल्यचित्ता, श्चातः सद्भिः सदा पूज्याः ॥ ३ ॥

शीतार्दितेषु च यथा, द्वेषं वह्नि र्न याति रागं वा ।
नाह्वयति वा तथापि च, तमाश्रिताः स्वेष्टमश्नुवते ॥ ४ ॥

तद्वत्तीर्थकरान् ये, त्रिभुवनभावप्रभावकान् भक्त्या ।
समुपाश्रिता जनास्ते, भवशीतमपास्य यान्ति शिवम् ॥ ५ ॥

• एतदुक्तं भवति—यद्यपि ते रागादिरहितत्वान्नप्रसीदन्ति तथापि तानुद्दिश्याचिन्त्यचिन्तामणिकल्पानन्तःकरणशुद्ध्याऽभिष्टवकर्तॄणां तत्पूर्विकैवाभिलषितफलावाप्तिर्भवति । — આ. હા. ટી., પ. ૫૦૭ અ.

આ. હા. ટી. તથા લ. વિ. માં जिणवरा પદની વ્યાખ્યા શ્રુતાદિ જિનોથી પ્રધાન એટલે સામાન્ય કેવલિ અર્થાત્ કેવલજ્ઞાનીઓ એ પ્રમાણે કરવામાં આવી છે. ૧ અન્ય ગ્રન્થકારો પણ जिणवरा પદની ઉપરોક્ત વ્યાખ્યા જ કરે છે; પરન્તુ પ્રધાનને સ્થાને પ્રકૃષ્ટ શબ્દ વાપરે છે, ૨. આ રીતે સર્વ ગ્રન્થકારોને जिणवरा પદથી કેવલ-જ્ઞાનીઓ અભિપ્રેત છે.

આ રીતે **जिणवरा** પદ-શ્રુતાદિ જિનોથી પ્રધાન એવા કેવલજ્ઞાનીઓ એ અર્થમાં સિદ્ધ થાય છે.

**तित्थयरा-[ तीर्थकराः ]-તીર્થંકરો.**

તિત્થયરા પદની વ્યાખ્યા પ્રથમ પદ્યના ધમ્મતિત્થયરે પદની વ્યાખ્યામાં આવી ગયેલ છે.

जिणवरा પદથી સર્વ કેવલજ્ઞાનીઓ આવી જાય છે, પણ અહં તો શ્રી તીર્થંકર ભગવંતોને જ ગ્રહણ કરવા છે માટે जिणवरा પદ પછી तित्थयरा પદ મૂકેલ છે.

**पसीयंतु-[ प्रसीदन्तु ]-પ્રસાદવાળા થાવ.**

पसीयंतु પદનો અર્થ આ. હા. ટી., લ. વિ., યો. શા. સ્વો. વિ. ૩ આદિ સર્વ ગ્રન્થકારો પ્રસાદ કરવામાં તત્પર થાવ. એમ

---

૧. जिनवराः श्रुतादिजिन प्रधानाः, ते च सामान्य केवलिनोऽपि भवन्ति............ ।— આ. હા. ટી., પ. ૫૦૭ અ.

૨. जिनवराः श्रुतादिजिनेभ्यः प्रकृष्टाः ।
—યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ અ.

૩. 'प्रसीदन्तु' प्रसादपरा भवन्तु । — આ. હા. ટી., પ. ૫૦૭ અ.

પ્રસાદની પ્રાર્થના તો પ્રાર્થનીય પુરુષમાં અપ્રસાદની સૂચક છે; કારણ કે સંસારમાં એવું જોવાય છે કે જે અપ્રસન્ન હોય તેના પ્રતિ પ્રસન્નતાની પ્રાર્થના કરવામાં આવે. જે અપ્રસન્ન જ ન હોય તેની પ્રસન્નતા માટે પ્રાર્થના કેવી? અથવા ભવિષ્યમાં અપ્રસન્ન ન થાય તે માટે પ્રાર્થના કરવામાં આવે છે. એમ કહેવામાં આવે તો પણ તેમાં પૂર્વોક્ત કારણથી જ બાધ આવે. અને આમ બન્ને રીતે તેમાં અવીતરાગતા જ સાબિત થાય.

અને તેમ થવાથી સ્તુતિધર્મનો વ્યતિક્રમ થાય. વગર વિચાર્યે બોલવાથી ભગવાનમાં અવીતરાગતા દોષનું આક્રમણ અર્થાપત્તિ-ન્યાયથી સુલભ બને. (અર્થાપત્તિનો અર્થ છે કે જાડો દેવદત્ત દિવસે નથી ખાતો અર્થાત્ રાત્રે ખાય છે. એ પ્રમાણે ભગવાન પ્રાર્થનાથી પ્રસન્ન થાય છે એનો અર્થ એ થયો કે તેઓ કયારેક અપ્રસન્ન પણ થાય છે.) સજ્જનોની એવા પ્રકારની વચન પદ્ધતિ નથી હોતી કે જેથી મૂળ તત્ત્વમાં જ બાધ આવે; કારણ કે શ્રી જિન-માર્ગ વચનની કુશળતા યુક્ત પુરુષોથી જ સમજાય તેવો છે.

पसीयंतु આ વચનનો ઉપન્યાસ નિષ્પ્રયોજન છે કે સપ્રયોજન? તેનો જો વિચાર કરીએ તો તે ઉપન્યાસ યુક્તિ-યુક્ત જ છે, ભગવાનની સ્તુતિ સ્વરૂપ હોવાથી. કહ્યું છે. કે-આ ભગવંતોના રાગાદિ ક્લેશો ક્ષીણ થઈ ગયેલા છે તેથી તેઓ પ્રસન્ન થતા નથી અને તેમની કરાયેલી સ્તુતિ પણ નકામી થતી નથી; કારણ કે,

અવશ્ય રોષ કરે; અને આ રીતે સર્વત્ર જેનું ચિત્ત સમાન નથી તે સર્વનું હિત કરનાર કેવી રીતે બને? શ્રી તીર્થંકર ભગવંતો રાગ અને દ્વેષનો ક્ષય થવાથી ત્રણે લોકને જાણનારા છે, પોતાના આત્મામાં અને પારકામાં તુલ્ય ચિત્તવાળા છે અને તેથી સજ્જનો દ્વારા સદા પૂજા કરવા યોગ્ય છે. જે રીતે ઠંડીથી પીડાતા પ્રાણીઓ ઉપર અગ્નિ રાગ કે દ્વેષ કંઈ કરતો નથી, તેમ તેમને બોલાવતો પણ નથી. તો પણ જે તેનો આશ્રય અંગીકાર કરે છે તે પોતાના ઈષ્ટને મેળવે છે. તેવી રીતે ત્રણે ભુવનના ભાવોને પ્રકાશિત કરનારા શ્રી તીર્થંકર ભગવંતોનો જે લોકો ભક્તિથી સારી રીતે આશ્રય સ્વીકારે છે, તેઓ સંસાર રૂપી ઠંડીને દૂર કરીને મોક્ષને પ્રાપ્ત કરે છે.

સારાંશ કે—જો તેઓ રાગાદિ રહિત હોવાથી પ્રસન્ન થતા નથી; તો પણ અચિન્ત્ય ચિન્તામણિ સમાન તેમને ઉદ્દેશીને અન્તઃકરણની શુદ્ધિ અને ભક્તિપૂર્વક કરેલી સ્તુતિના પ્રભાવે સ્તુતિકારોને જે અભિલષિત ફલની પ્રાપ્તિ થાય છે, તેમાં પ્રધાન નિમિત્ત તો તેઓ જ છે.

पसीयंतु પદનું વિવેચન કરતાં લ, વિ. જણાવે છે કે—આ पसीयंतु પદ પ્રાર્થના છે કે નહીં? જો પ્રાર્થના હોય તો આ ઠીક નથી, આશંસા સ્વરૂપ હોવાથી. હવે જો એમ કહો કે આ પ્રાર્થના નથી તો આનો ઉપન્યાસ નિષ્પ્રયોજન છે કે સપ્રયોજન? જો નિષ્પ્રયોજન કહેવામાં આવે તો વંદનસૂત્ર (લોગસ્સ-સૂત્ર) અચારુ ઠરે; કારણ કે તેમાં નિરર્થક પદનો ઉપન્યાસ થયેલો ગણાય. અને જો સપ્રયોજન કહેવામાં આવે તો અયથાર્થ હોવાથી પ્રયોજનની સિદ્ધિ કેમ થાય?

આનું સમાધાન કરતાં શ્રી ગ્રન્થકાર મહર્ષિ કહે છે કે—આ પ્રાર્થના નથી. કારણ કે અહીં પ્રાર્થનાનું લક્ષણ ઘટતું નથી.

તુષ્ટ થતા નથી, તો પણ ભક્તિપૂર્વકના આ વચન વડે કર્મોનો ક્ષયોપશમ થવાથી ભવ્ય આત્માઓનું સુંદર કલ્યાણ થાય છે. ૧

યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. જણાવે છે કે—

જો કે તે ભગવંતો વીતરાગ હોવાથી સ્તુતિ કરવામાં આવે તો તોષને ધારણ કરતા નથી અને નિન્દા કરવામાં આવે તો દ્વેષવાળા બનતા નથી. તો પણ જેમ ચિન્તામણિ, મન્ત્ર આદિના આરાધક તેનું ફળ મેળવે છે તેમ જે એમની સ્તુતિ કરે છે તે સ્તુતિનું ફળ અને નિંદક નિંદાનું ફળ મેળવે જ છે.

આ જ વાત શ્રી ગ્રંથકાર મહર્ષિએ વીતરાગ સ્તોત્રમાં જણાવી છે કે-જે અપ્રસન્ન હોય તેનાથી ફળ કેમ પ્રાપ્ત થાય? આ પ્રશ્ન સંગત નથી; કારણ કે શું અચેતન એવા પણ ચિન્તામણિ વગેરે ફળ નથી આપતા? આમ કહી ફરી પ્રશ્ન ઉઠાવ્યો છે કે-જો તે ભગવંતો પ્રસન્ન નથી થતા, તો શા માટે પ્રસન્ન થાવ એવો વ્યર્થ પ્રલાપ કરવો? તેનું સમાધાન આપતાં જણાવ્યું છે કે-(વસ્તુતઃ) એમ નથી. ભક્તિના અતિરેકથી એમ બોલવામાં પણ

---

१. तूसंति संथुया जे, नियमा रूसंति निंदिया ते उ।
कह वीयरागसद्दं, वहंति ? ते कह थोयव्वा ? ॥ ६२६ ॥

अह ते न पसीयंति हु, कज्जं भणिएण ता किमेएण।
सच्चं ते भगवंतो विरागदोसा न तूसंति ॥ ६२७ ॥

भत्तिभणिएण इमिणा, कम्मक्खउवसमभावओ तहवि।
भवियाण सुकल्लाणं, कसायफलभूयमल्लियइ ॥ ६२८ ॥

— ચે. વં. મ. ભા., પૃ. ૧૧૩

તેઓની સ્તુતિ કરવાથી ભાવોની વિશુદ્ધિ થાય છે અને પરિણામે કર્મોનો નાશ થાય છે. ૧

ચે. વ. મ. ભા. જણાવે છે કે—જે સ્તુતિ કરવાથી તુષ્ટ-પ્રસન્ન થાય તે નિંદા કરવાથી અવશ્ય રૂષ્ટ બને. તેઓ વીતરાગ શબ્દને કેવી રીતે ધારણ કરી શકે ? અને તેઓની સ્તુતિ પણ કેમ કરાય ? હવે જો વીતરાગ ભગવંતો પ્રસન્ન નથી થતા તો પસીયંતુ એવું બોલવાનું શું પ્રયોજન ? આ રીતનો પ્રશ્ન ઉઠાવી ત્યાં સમાધાન કરતાં કહ્યું છે કે—સાચી વાત છે કે રાગ-દ્વેષ વિનાના તે ભગવંતો

---

१. आह-किमेषा प्रार्थना अथ नेति, यदि प्रार्थना न सुन्दरैषा आशंसारूपत्वात्। अथ न, उपन्यासोऽस्या अप्रयोजन इतरो वा। अप्रयोजनश्चैदचारु वन्दनसूत्रं निरर्थकोपन्यासयुक्तत्वात्, अथ सप्रयोजनः, कथमयथार्थतया तत्सिद्धिरिति, अत्रोच्यते, न प्रार्थनैषा तल्लक्षणानुपपत्तेः तदप्रसादाक्षेपिकैषा, तथा लोक प्रसिद्धत्वात्, अप्रसन्नं प्रति प्रसाददर्शनात्, अन्यथा तदयोगात् भाव्यप्रसादविनिवृत्त्यर्थं च, उक्तादेव हेतोरिति, उभयथाऽपि तद्वीतरागता, अत एव स्तवधर्मव्यतिक्रमः, अर्थापत्त्याऽऽक्रोशात् ,अनिरूपिताभिधानद्वारेण, नखल्वयं वचनविधिरार्याणां तत्त्वबाधनात् वचनकौशलोपेतगम्योऽयं मार्गः, अप्रयोजन-सप्रयोजनचिन्तायां तु न्याय्य उपन्यासः, भगवत्स्तवरूपत्वात्। उक्तंच-

क्षीणक्लेशा एते, न हि प्रसीदन्ति न स्तवोऽपि वृथा।
तत्स्वभाव ( स्तवभाव ) विशुद्धेः, प्रयोजनं कर्मविगम इति ॥ १ ॥

—લ. વિ., પૃ. ૪૫-૪૬

રત્નથી ફળની પ્રાપ્તિ થાય છે તેમાં વસ્તુસ્વભાવ કારણ છે, તેમ શ્રી તીર્થંકર ભગવંતની સ્તુતિ આદિ દ્વારા જે ઇષ્ટ ફળની પ્રાપ્તિ આરાધકને થાય છે, તેમાં તે ભગવંતનું સ્વાભાવિક સામર્થ્ય કારણ છે. વળી, સ્તુતિ આદિમાં પ્રધાન આલંબન શ્રી તીર્થંકર ભગવંત હોવાથી આરાધકને થતી ઇષ્ટપ્રાપ્તિ સ્તોતવ્યનિમિત્તક કહેવાય છે. એટલે કે શ્રી તીર્થંકર ભગવંતને ઉદ્દેશીને અંતઃકરણના ભાવપૂર્વક કરાએલી સ્તુતિ આદિથી આરાધકને જે અભિલષિત ફળની પ્રાપ્તિ થાય છે, તેમાં પ્રધાન નિમિત્ત શ્રી તીર્થંકર ભગવંત છે, એથી એ ફળપ્રાપ્તિને એમની જ પ્રસન્નતા તરીકે ઓળખાવવામાં આવે છે. તદુપરાંત આરાધકને પ્રાપ્ત થતા ઇષ્ટિફળના કર્તા અને સ્વામી પણ નૈગમાદિ નયો શ્રી તીર્થંકર ભગવંતને જ માને છે.

આ પ્રમાણે **पसीयंतु** પદ–(**વાસ્તવિક રીતે જોતાં શ્રી તીર્થંકર ભગવંતો પ્રસન્ન બનતા ન હોવા છતાંય, તેમની સ્તુતિ આદિ દ્વારા પ્રાપ્ત થતી અભીષ્ટ ફળપ્રાપ્તિને તેમની જ પ્રસન્નતા માની) પ્રસન્ન થાવ–એ અર્થમાં સિદ્ધ થાય છે.**

**कित्तिय वंदिव महिआ–[कीर्तित वन्दित महिताः]**–કીર્તન કરાયેલા, વંદન કરાયેલા અને પૂજા કરાયેલા.

આ. હા. ટી. આ પદની વ્યાખ્યા કરતાં જણાવે છે કે–कीर्तित એટલે પોતાના નામોથી કહેવાયેલા, वन्दित એટલે ત્રિવિધ યોગ વડે (મન, વચન, કાયાના યોગ વડે) સારી રીતે સ્તુતિ કરાયેલા અને महिआ નું સંસ્કૃતમાં मया કરી, તેનો અર્થ મારા વડે અથવ

દોષ નથી. અર્થાત એમ બોલવાથી અતિશય ભક્તિ પ્રકટ કરાય છે. ૧

દે. ભા. તથા વં. વૃ. જણાવે છે કે-જો કે શ્રી તીર્થંકર ભગવંતો વીતરાગ આદિપણાથી પ્રસન્ન થતા નથી; તો પણ અચિન્ત્ય-પ્રભાવશાળી ચિંતામણિ રત્ન આદિની માફક મનની શુદ્ધિપૂર્વક તેમની આરાધના કરનાર ઇચ્છિત ફળને મેળવે છે.૨

સારાંશ એ છે કે—શ્રી તીર્થંકર ભગવંતો રાગ દ્વેષથી રહિત હોવાથી તેમની સ્તુતિ કરનાર કે નિંદા કરનાર ઉપર રાજા વગેરેની જેમ પ્રસન્ન કે અપ્રસન્ન થતા નથી. તો પણ જેમ ચિંતામણિ

---

१. ते च वीतरागत्वाद्यद्यपि स्तुताः तोषं निन्दिताश्च द्वेषं न यान्ति, तथापि स्तोता स्तुतिफलं निन्दकश्च निन्दाफलमाप्नोत्येव यथा चिन्तामणि-मन्त्राद्याराधकः, यदवोचाम वीतरागस्तवे ।

अप्रसन्नात् कथं प्राप्यं फलमेतदसंगतम् ।
चिन्तामण्यादयः किं न, फलन्त्यपि विचेतनाः ? ॥ १ ॥

इत्युक्तमेव, अथ यदि न प्रसीदन्ति, तत्किं प्रसीदन्त्विति वृथाप्रलापेन ? नैवं भक्त्यतिशयत एवमभिधानेऽपि न दोषः ।

— યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.
ધ. સં. પ. ૧૫૭ આ.

२. यद्यप्येते वीतरागादित्वान्न प्रसीदन्ति तथापि तानचिन्त्यमाहात्म्योपेतान् चिंतामण्यादीनिव मनः शुद्ध्याऽऽराधयन्नभीष्टफलमवाप्नोति ।

—દે. ભા., પૃ. ૩૨૫
—વં. વ. પૃ. ૪૩

દે. ભા. कीर्तित પદનો અર્થ આ. હા. ટી. પ્રમાણે જ કરે છે; પરંતુ वन्दित નો અર્થ, વાણી અને મન વડે સ્તવાયેલા અને महित નો અર્થ પુષ્પ આદિથી પૂજાયેલા કરીને જણાવે છે કે मइया એવો પણ પાઠ છે, ત્યાં મારા વડે એવો અર્થ કરવો. ૧ मइया એવો પાઠ માત્ર દે. ભા. જ ટાંકે છે, જે નોંધપાત્ર છે.

વં. વૃ. પણ कीर्तित નો અર્થ આ. હા. ટી. પ્રમાણે જ કરે છે; પણ वन्दित નો અર્થ કાયા, વાણી અને મન વડે સ્તવાયેલા કરે છે અને महिया પાઠને માન્ય કરી महित એટલે પુષ્પ આદિથી પૂજાયેલા કરીને કોઈજ પાઠાંતરનો ઉલ્લેખ કરતા નથી.૨

આ. દિ. कीर्तित એટલે સ્તવાયેલા, वन्दित એટલે નમસ્કાર કરાયેલા અન महित એટલે પૂજાયેલા એ પ્રમાણે જણાવે છે. ૩

આ પ્રમાણે **कित्तिय वन्दिय महिआ એ પદ-પોતપોતાના નામથી સ્તવાયેલા, મન, વચન, કાયા વડે નમસ્કાર કરાયેલા અને પુષ્પો આદિથી પૂજાયેલા-એ અર્થમાં સિદ્ધ થાય છે.**

---

૧. वन्दिता वाङ्मनोभिः स्तुताः महिताः पुष्पादिभिः पूजिता, मइय त्ति वा पाठः, अत्र मयका-मथा । — દે. ભા, પૃ. ૩૨૫

૨. वन्दिताः कायवाङ्मनोभिः स्तुताः, महिताः षुष्पादिभिः पूजिताः — વં. વૃ. પૃ. ૪૨

૩. कीर्तिताः स्तुताः वन्दिताः नमस्कृताः महिताः पूजिताः । — આ. દિ., પ. ૨૬૮ અ.

તો, महिया એ પાઠાંતર છે એટલે તેનું સંસ્કૃતમાં महिताः કરી તેનો અર્થ પુષ્પ આદિથી પૂજાયેલા,૧ કરવામાં આવે છે.

લ. વિ. कीर्तित અને वन्दित ની વ્યાખ્યા આ. હા. ટી. પ્રમાણે જ કરે છે, પરંતુ महिआ પાઠને સ્થાને महिया પાઠને માન્ય કરી, તેનો અર્થ પુષ્પઆદિથી પૂજાયેલા એ પ્રમાણે કરે છે.૨

ચે. વં. મ. ભા. જણાવે છે કે कीर्तित એટલે નામોથી ઉચ્ચાર કરાયેલા, वंदित એટલે મસ્તક નમાવવા વડે વંદાયેલા અને महित એટલે પુષ્પ આદિથી પૂજાયેલા અથવા તે મારા વડે. ૩

યો. શા. સ્વો. વિ. તથા ધ, સં. कीर्तित અને वन्दित નો અર્થ, આ. હા. ટી. કરે છે તે પ્રમાણે જ કરે છે, પરંતુ महिया ના અર્થમાં તે જુદા પડે છે. આ. હા. ટી. महिया ને સ્થાને मइआ પાઠને માન્ય રાખી તેનો અર્થ મારા વડે એમ કરીને મહિત-પૂજિત અર્થને ગૌણ બનાવે છે, જ્યારે યો, શા. સ્વો. વિ. તથા ધ. સં. मइआ પાઠને માન્ય કરવા છતાં પણ महित એટલે પુષ્પાદિથી પૂજિત એ અર્થને મુખ્ય માની મારા વડે એ અર્થને ગૌણ ગણે છે. ૪

---

૧. कीर्तिताः—स्वनामाभिः प्रोक्ताः, वन्दिताः त्रिविधयोगेन सम्यक् स्तुताः, मयेत्यात्मनिर्देशे, महिता इति वा पाठांतरमिदं च, महिताः पुष्पादिभिः पूजिताः। — આ. હા. ટી., પ. ૫૦૭ આ.

૨. महिताः पुष्पादिभिः पूजिताः। — લ. વિ., પૃ. ૪૬

૩. नामेहि समुच्चरिया, कित्तिया वंदिया सिरोनमणा।
पुप्फाइएहि महिया, मयत्ति वा वायणा सुगमा ॥ ६२९ ॥
— ચે. વં. મ. ભા., પૃ. ૧૧૩

૪. महिताः पुष्पादिभिः पूजिताः। मइआ इति पाठान्तरम्, तत्र मयका मया। — યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

આ પ્રમાણે जे ए પદ—જે આ નીચે દર્શાવેલા વિશેષણોથી વિશિષ્ટ છે તે—એ અર્થમાં સિદ્ધ થાય છે.

**[ लोगस्स-[ लोकस्य ]-લોકના.**

આ. હા. ટી. તથા લ. વિ. અહીં વપરાયેલ लोक શબ્દનો અર્થ પ્રાણીલોક કરે છે.૧ ચે. વં. મ. ભા. સુર અસુર આદિરૂપ લોક એ પ્રમાણે કરે છે. ૨

૧. लोकस्य प्राणिलोकस्य । — આ. હા. ટી., પ. ૫૦૭ આ.

૨. लोगस्स सुराऽसुराइरूवस्स ।—ચે. વં. મ. ભા., ગા. ૬૩૦, પૃ. ૧૧૩

| ગ્રન્થો | માન્યપાઠ | પાઠાન્તર |
|---|---|---|
| આ. હા. ટી. | महिआ | महिया |
| લ. વિ. | महिया | પાઠાન્તરનો ઉલ્લેખ નથી. |
| ચે. વં. મ. ભા. | महिया | ,, |
| યો. શા. સ્વો. વિ. | महिआ | मइआ |
| દે. ભા. | महिया | मइया |
| વં. વૃ. | महिया | પાઠાન્તરનો ઉલ્લેખ નથી. |
| ધ. સં. | महिआ | मइआ |
| આ. દિ. | महिआ | પાઠાન્તરનો ઉલ્લેખ નથી. |

**जे एए-जे एए-[ ये एते ]-જે આ.**

किसियवन्दियमहिआ પદ મૂકયા પછી સ્હેજે શંકા થાય છે કે આ કોને અંગે કહેવાય છે? તેથી તેના સમાધાનમાં સૂત્રકારે जे ए પદ મૂકીને જણાવ્યું છે કે, જે આ નીચે લખેલા વિશેષણોથી વિશિષ્ટ છે તે.

ચે. વં. મ. ભા. जे ए પદનો વિશિષ્ટ અર્થ કરે છે કે-જે આ પ્રત્યક્ષ છે તે. ૧

---

૧. जे पच्चक्खा एए लोगस्स सुरासुराइरूवस्स ।
— ચે. વં. મ. ભા., ગા. ૬૩૦, પૃ. ૧૧૩

---

પાદ નોંધ—૨૦૬ ની ચાલુ

कित्तिय वंदिय महिआ માં આવતા महिआ પદ અંગે ચાર પાઠો પ્રાપ્ત થાય છે. ( ૧ ) महिआ ( ૨ ) महिया ( ३ ) मइआ (૪) मइया. તે પૈકી પ્રથમ પાઠ महिआ આ. હા. ટી., યો. શા. સ્વો. વિ., ધ. સં, તથા આ. દિ. માં મળે છે. બીજો પાઠ महिया લ. વિ., ચે. વં. મ. ભા., વં. વૃ. તથા દે. ભા. માં મળે છે. ત્રીજો અને ચોથો પાઠ मइआ અને मइया પાઠાંતર તરીકે જ ટાંકવામાં આવેલ છે.

પાઠાંતરો પણ નીચે મુજબ પ્રાપ્ત થાય છે :

આ. હા. ટી. માં महिया પાઠાંતર છે.

યો. શા. સ્વો. વિ. માં मइआ પાઠાંતર છે.

દે. ભા. માં मइया પાઠાંતર છે.

અન્ય ગ્રંથકારો પાઠાંતર ટાંકતા નથી. એટલે આઠ ગ્રંથકારો પૈકી દરેકને માન્ય પાઠ તથા પાઠાંતરોનું કોષ્ટક આ સાથે દર્શાવ્યા અનુસાર છે.

યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. उत्तमा નો અર્થ પ્રકૃષ્ટ કરે છે. [1]

દે. ભા. उत्तमा નો અર્થ પ્રકૃષ્ટ યા તો જેમનું તમસ્ નાશ પામ્યું છે એવા એ પ્રમાણે કરે છે. [2]

વં. વૃ. તથા આ. દિ. આ અંગે કંઈ જ વિવેચન ન કરતાં માત્ર उत्तमाः એટલું જ જણાવે છે.

આ રીતે **उत्तमा પદ—પ્રધાન યા તો પ્રકૃષ્ટ અથવા ત્રિવિધ તમસ્થી ઉન્મુકત બનેલા.—એ અર્થમાં સિદ્ધ થાય છે.**

जे ए लोगस्स उत्तमा આ પદનો અર્થ ચે. વં. મ, ભા. जे ए ની સાથે लोगस्स પદનો સંબંધ જોડીને અને उत्तमा પદને એકલું રાખીને કરે છે. (એટલે જે આ સુર અસુર આદિરૂપ લોકને પ્રત્યક્ષ છે અને ઉત્તમ છે તે, એમ અર્થ કરે છે.) ત્યારે અન્ય સર્વ ગ્રંથકારો जे ए પદને અલગ રાખી लोगस्स પદની સાથે उत्तमा પદનો સંબંધ જોડીને અર્થ કરે છે. એટલે, જે આ (ભગવંતો) લોકમાં ઉત્તમ છે તે, એમ અર્થ કરે છે.

**सिद्धा–[सिद्धाः]–સિદ્ધ થયેલા.**

આ. હા. ટી., લ. વિ., યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. सिद्धा નો અર્થ કૃતકૃત્ય કરે છે. [3]

---

૧. उत्तमाः प्रकृष्टाः । — યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

૨. उत्तमा प्रकृष्टा उच्छिन्नतमसो वा ।— દે. ભા., પૃ. ૩૨૫

૩. सिद्धा कृतकृत्या इत्यर्थः । — આ. હા. ટી. પ. ૫૦૭ આ.

યો. શા. સ્વો. વિ., દે. ભા., વં વૃ. અને ધ. સં. लोक શબ્દનો અર્થ પ્રાણી વર્ગ (પ્રાણીસમૂહ) એ પ્રમાણે કરે છે. ૧ આ. હિ. કશું જ વિવેચન ન કરતાં માત્ર લોક શબ્દ જ વાપરે છે.

આ રીતે लोगस्स પ્રાણીસમૂહ, પ્રાણીલોક યા તો સુર અસુર આદિરૂપ લોક—એ અર્થમાં સિદ્ધ થાય છે.

उत्तमा–[ उत्तमाः ]–ઉત્તમ.

उत्तमा નો અર્થ આ. નિ., ત્રણ પ્રકારના તમસૂથી ઉન્મુકત થયેલા. એમ કરી, ત્રણ પ્રકારના તમસૂ કયા? તેનું વિવેચન કરતાં, મિથ્યાત્વ મોહનીય, જ્ઞાનાવરણીય અને ચારિત્રમોહનીયને ગણાવે છે. ૨ આ. હા. ટી. તથા લ. વિ. उत्तमा નો એક અર્થ પ્રધાન એ પ્રમાણે કરે છે અને શા માટે પ્રધાન? તેનું કારણ જણાવતાં મિથ્યાત્વ આદિ કર્મ અને મલ તે રૂપ કલંકનો અભાવ હોવાથી પ્રધાન—ઉત્તમ એમ દર્શાવે છે. અને બીજો અર્થ તમસૂથી ઉપર ચાલ્યા ગયેલા એ પ્રમાણે કરી, સંસ્કૃતમાં उत्तमसः ઉપરથી પ્રાકૃતમાં उत्तमा ને સિદ્ધ થયેલ માને છે. ૩

ચે. વં. મ. ભા. उत्तमा નો અર્થ જેમનું તમસૂ ઉચ્છિન્ન થયું છે એટલે કે નાશ પામ્યું છે તેઓ ઉત્તમ એ પ્રમાણે જણાવે છે. ૪

---

૧. लोकस्य प्राणिवर्गस्य । —યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

૨. मिच्छत्तमोहणिज्जा, नाणावरणा चरित्तमोहाओ ।
तिविहतमा उम्मुक्का, तम्हा ते उत्तमा हुंति ॥ —આ. નિ., ગા, ૧૦૯૩

૩. मिथ्यात्वादिकर्ममलकलङ्काभावेन उत्तमाः प्रधानाः, ऊर्ध्वं वा तमसः इत्युत्तमसः उत्प्राबल्योर्ध्वगमनोच्छेदमेष्विति वचनात् प्राकृतशैल्या पुनरुत्तमा उच्यन्ते । — આ. હા. ટી, પ. ૫૦૭ આ.

૪. उच्छन्नतमत्ता उत्तमत्ति । — ચે. વં. મ. ભા., ગા. ૬૩૦, પૃ. ૧૧૩

યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. उत्तमा નો અર્થ પ્રકૃષ્ટ કરે છે. ૧

દે. ભા. उत्तमा નો અર્થ પ્રકૃષ્ટ યા તો જેમનું તમસ્ નાશ પામ્યું છે એવા એ પ્રમાણે કરે છે. ૨

વં. વૃ. તથા આ. દિ. આ અંગે કંઈ જ વિવેચન ન કરતાં માત્ર उत्तमाः એટલું જ જણાવે છે.

આ રીતે **उत्तमा** પદ—પ્રધાન યા તો પ્રકૃષ્ટ અથવા ત્રિવિધ તમસ્‌થી ઉન્મુક્ત બનેલા.—એ અર્થમાં સિદ્ધ થાય છે.

जे ए लोगस्स उत्तमा આ પદનો અર્થ ચે. વં. મ, ભા. जे ए ની સાથે लोगस्स પદનો સંબંધ જોડીને અને उत्तमा પદને એકલું રાખીને કરે છે. (એટલે જે આ સુર અસુર આદિરૂપ લોકને પ્રત્યક્ષ છે અને ઉત્તમ છે તે, એમ અર્થ કરે છે.) ત્યારે અન્ય સર્વ ગ્રંથકારો जे ए પદને અલગ રાખી लोगस्स પદની સાથે उत्तमा પદનો સંબંધ જોડીને અર્થ કરે છે. એટલે, જે આ (ભગવંતો) લોકમાં ઉત્તમ છે તે, એમ અર્થ કરે છે.

**सिद्धा-[ सिद्धाः ]-સિદ્ધ થયેલા.**

આ. હા. ટી., લ. વિ., યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. सिद्धा નો અર્થ કૃતકૃત્ય કરે છે. ૩

---

૧. उत्तमाः प्रकृष्टाः । — યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

૨. उत्तमा प्रकृष्टा उच्छिन्नतमसो वा ।— દે. ભા., પૃ. ૩૨૫

૩. सिद्धा कृतकृत्या इत्यर्थः । — આ. હા. ટી. પ. ૫૦૭ આ.

ચે. વં. મ. ભા. सिद्धा નો અર્થ જેમણે શિવને પ્રાપ્ત કર્યું છે એવા એ પ્રમાણે કરે છે. ૧ અહીં શિવ શબ્દથી મોક્ષ અથવા કલ્યાણ અર્થ થઈ શકે.

દે. ભા. તથા વં. વૃ. सिद्धा પદનો અર્થ જેમના પ્રયોજનો સંપૂર્ણ થયાં છે તે એ પ્રમાણે કરે છે. ૨

આ. દિ. માં આ અંગે વિવેચન નથી.

આ રીતે **सिद्धा** પદ–કૃતકૃત્ય થયેલા (યાતો શિવને પામેલા)–એ અર્થમાં સિદ્ધ થાય છે.

**आरुग्गबोहिलाभं**–[ **आरोग्यबोधिलाभम्** ]–**આરોગ્ય માટે બોધિલાભને.**

એ પદનો અન્વય સર્વ ગ્રંથકારો નીચે મુજબ કરે છે:—

अरोगस्य भावः आरोग्यं, आरोग्याय बोधिलाभः आरोग्यबोधिलाभः तम् आरोग्यबोधिलाभम् ।

અર્થ—અરોગપણું તે આરોગ્ય. આરોગ્ય માટે બોધિલાભ તે આરોગ્યબોધિલાભ. તેને.

આ. હા. ટી. आरुग्गबोहिलाभं પદનો અર્થ આરોગ્ય એટલે સિદ્ધપણું તેને માટે બોધિલાભ. પરલોકમાં જિન ધર્મની પ્રાપ્તિ તે બોધિલાભ કહેવાય છે તેને. એ પ્રમાણે જણાવે છે. ૩

---

૧. ........................

...............सिद्धा सिवं पत्ता ॥ ६३० ॥

—ચે. વં. મ. ભા., ગા. ૬૩૦, પૃ. ૧૧૩

૨. सिद्धाः निष्ठितार्थाः । —દે. ભા., પૃ. ૩૨૫

૩. आरोग्यं सिद्धत्वं तदर्थं बोधिलाभः प्रेत्य जिनधर्मप्राप्तिर्बोधिलाभोऽभिधीयते तम । —આ. હા. ટી., પ. ૫૦૭ આ.

લ. વિ. આરોગ્ય એટલે સિદ્ધપણું તેને માટે બોધિલાભ એટલે જિન પ્રણીત ધર્મની પ્રાપ્તિ, એમ જણાવે છે. ૧

ચે. વં. મ. ભા. જણાવે છે કે રોગનો અભાવ તે આરોગ્ય કહેવાય છે, તેનો સાધક જે ભવાંતરગત બોધિલાભ એટલે કે ભવાંતરમાં જિનધર્મ રૂપ સંપત્તિ. ૨

યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. જણાવે છે. કે. આરોગ્ય એટલે સિદ્ધપણું તેને માટે બોધિલાભ એટલે અર્હત્ પ્રણીત ધર્મની પ્રાપ્તિ તે આરોગ્ય બોધિલાભ. તે નિદાન વગરનો હોય તો મોક્ષ માટે જ થાય છે. ૩ દે. ભા. તથા વં. વૃ., યો. શા. સ્વો. વિ. માં જણાવેલ વિગતનું જ સમર્થન કરે છે. માત્ર આ. દિ. જણાવે છે કે, આરોગ્યને તથા બોધિલાભને.૪

આ પ્રમાણે (આ. દિ. ના. અપવાદ સિવાય અન્ય સર્વ ગ્રન્થોના મતે) आरुग्गबोहिलाभं પદ-આરોગ્ય એટલે સિદ્ધત્વ અને તે માટે (ભવાંતરમાં) શ્રી જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિને-એ અર્થમાં સિદ્ધ થાય છે.

---

૧. आरोग्यं सिद्धत्वं तदर्थं बोधिलाभः आरोग्यबोधिलाभः जिनप्रणीत-धर्मप्राप्ति र्बोधिलाभोऽभिधीयते तम्। — લ. વિ., પૃ. ૪૬

૨. रोगाभावं आरोग्गमाहु, तस्साहु (ह) गो अ जो पेच्चा।
बोहीलाभो जिणधम्म-संपया तं महं दिंतु ॥ ६३१ ॥
— ચે. વં. મ. ભા., પૃ. ૧૧૩

૩. अरोगस्य भावः आरोग्यं सिद्धत्वं तदर्थं बोधिलाभः अर्हत्प्रणीतधर्म-प्राप्तिरारोग्यबोधिलाभः स ह्यनिदानो मोक्षायैव भवति तम्।
—યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

૪. आरोग्यं बोधिलाभं। — આ. દિ., પ. ૨૬૮ અ.

ચે. વં. મ. ભા. सिद्धा નો અર્થ જેમણે શિવને પ્રાપ્ત કર્યું છે એવા એ પ્રમાણે કરે છે. ૧ અહીં શિવ શબ્દથી મોક્ષ અથવા કલ્યાણ અર્થ થઈ શકે.

દે. ભા. તથા વં. વૃ. सिद्धा પદનો અર્થ જેમના પ્રયોજનો સંપૂર્ણ થયાં છે તે એ પ્રમાણે કરે છે. ૨

આ. હિ. માં આ અંગે વિવેચન નથી.

આ રીતે सिद्धा પદ-કૃતકૃત્ય થયેલા (યાતો શિવને પામેલા)-એ અર્થમાં સિદ્ધ થાય છે.

**आरुग्गबोहिलाभं-[आरोग्यबोधिलाभम्]-આરોગ્ય માટે બોધિલાભને.**

આ પદનો અન્વય સર્વ ગ્રંથકારો નીચે મુજબ કરે છે:—

अरोगस्य भावः आरोग्यं, आरोग्याय बोधिलाभः आरोग्यबोधिलाभः तम् आरोग्यबोधिलाभम् ।

અર્થ—અરોગપણું તે આરોગ્ય. આરોગ્ય માટે બોધિલાભ તે આરોગ્યબોધિલાભ. તેને.

આ. હા. ટી. आरुग्गबोहिलाभं પદનો અર્થ આરોગ્ય એટલે સિદ્ધપણું તેને માટે બોધિલાભ. પરલોકમાં જિન ધર્મની પ્રાપ્તિ તે બોધિલાભ કહેવાય છે તેને. એ પ્રમાણે જણાવે છે. ૩

---

૧. ......................

..............सिद्धा सिवं पत्ता ॥ ६३० ॥

—ચે. વં. મ. ભા., ગા. ૬૩૦, પૃ. ૧૧૩

૨. सिद्धाः निष्ठितार्थाः । —દે. ભા., પૃ. ૩૨૫

૩. आरोग्यं सिद्धत्वं तदर्थं बोधिलाभः प्रेत्य जिनधर्मप्राप्तिर्बोधिलाभोऽभिधीयते तम् । —આ. હા. ટી., પ. ૫૦૭ આ.

ભાવસમાધિ. ૧ આ समाहिवरं પદનો પૂર્વોક્ત आरुग्गबोहिलाभं પદ સાથે સંબંધ છે એટલે કે, આરોગ્ય માટે બોધિલાભને અને તે બોધિલાભ નિદાન વગરનો હોય તો મોક્ષ માટે જ થાય છે તેથી કરીને તેને માટે ભાવસમાધિને. એ પ્રમાણે અર્થ કરવામાં આવે છે.

ચે. વં. મ. ભા. જણાવે છે કે—મનની નિવૃત્તિ તે સમાધિ છે તેના દ્વારા શ્રેષ્ઠ એવો બોધિલાભ. આ રીતે શ્રેષ્ઠ ભાવસમાધિ એમ અર્થ ન કરતાં સમાધિ વડે શ્રેષ્ઠ એવો બોધિલાભ એવો અર્થ તેઓ કરે છે અને આ પ્રમાણે કરી समाहिवरं શબ્દનો आरुग्गबोहिलाभं પદમાં આવેલ बोहिलाभ શબ્દ સાથે સંબંધ જોડે છે. ૨

યો. શા. સ્વો. વિ., દે. ભા., વં વૃ. તથા ધ. સં જણાવે છે કે—બોધિલાભ માટે સમાધિવરને. એટલે કે વરસમાધિને. કે જે પરમ-સ્વાસ્થ્યરૂપ ભાવસમાધિ છે તેને. ૩

---

૧. स च (बोधिलाभः) अनिदानो मोक्षायैव प्रशस्यते इति, तदर्थमेव च तावत्किम् ? तत आह–समाधानं समाधिः स च द्रव्यभावभेदाद् द्विविधः, तत्र द्रव्यसमाधिर्यदुपयोगात् स्वास्थ्यं भवति येषां वाऽविरोध इति, भावसमाधिस्तु ज्ञानादिसमाधानमेव, तदुपयोगादेव परमस्वास्थ्य योगादिति, यतश्चायमित्थं द्विधाऽतो द्रव्यसमाधिंव्यच्छेदार्थमाह–वरं प्रधानं भावसमाधिमित्यर्थः —આ. હા. ટી., પ. ૫૦૭ આ.

૨. मणनिव्वुई समाही, तेण वरं दिंतु बोहिलाभं मे।
— ચે. વં. મ. ભા., ગા. ૬૩૧ પૃ. ૧૧૩

૩. तदर्थं च समाधिवरं वरसमाधिं परमस्वास्थ्यरूपं भावसमाधिमित्यर्थः।
— યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

અહીં આરોગ્ય શબ્દથી ભાવ આરોગ્ય જ ગ્રહણ કરવું જોઇએ; કારણ કે, આરોગ્ય શબ્દનો સંબંધ બોધિલાભ સાથે છે. જો દ્રવ્ય આરોગ્ય એટલે કે શારીરિક સ્વાસ્થ્ય ગ્રાહ્ય હોત તો આરોગ્ય માટે શ્રી જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિ એમ ન કહેતાં આરોગ્ય પદને અલગ જ રખાયું હોત. પણ તેમ ન કરતાં બન્ને પદનો સમાસ કરી એક પદ બનાવવાથી અને પાછળ શ્રી જિનપ્રણીત ધર્મપ્રાપ્તિ વાચક બોધિલાભ શબ્દ આવવાથી અહીં ભાવ-આરોગ્ય જ સંભવે છે.

**समाहिवरम्-[ समाधिवरम् ]**-શ્રેષ્ઠ સમાધિને.

અહીં વપરાયેલ સમાધિ શબ્દ પર વિવેચન કરતાં આ. હા. ટી. તથા લ. વિ. જણાવે છે કે:-समाधानं-समाधिः (અર્થ-સમાધાન તે સમાધિ.) તે દ્રવ્ય અને ભાવના ભેદથી બે] પ્રકારે છે. દ્રવ્ય સમાધિ તે છે કે જેના ઉપયોગથી સ્વસ્થપણું થાય યા તો જે વસ્તુઓને પરસ્પર વિરોધ ન હોય તે.

ભાવ સમાધિ તો જ્ઞાન આદિના સમાધાનને ( એટલે કે તે જ્ઞાનાદિ ગુણોની આત્મામાં સારી રીતે સત્તા હોવી તેને ) જ કહેવાય છે, કારણ કે તેની સત્તા હોય તો જ પરમ સ્વાસ્થ્યનો યોગ થાય છે.

આ રીતે સમાધિ બે પ્રકારની છે તેથી દ્રવ્ય સમાધિનો વ્યવચ્છેદ કરવા માટે અહીં સમાધિ શબ્દની આગળ વર શબ્દ મૂકેલ છે. વર એટલે પ્રધાન એટલે કે પ્રધાન સમાધિ અર્થાત્

આઠેય ગ્રંથકારો दिंतु નો અર્થ આપો એમ કરવામાં એકમત છે.

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શ્રી તીર્થંકર ભગવંત પાસે આપણે યાચના કરીએ છીએ કે—અમને ઉપર્યુક્ત વસ્તુઓ આપો. તો શું તેઓમાં તે વસ્તુઓ આપવાનું સામર્થ્ય છે? આ પ્રશ્નના ઉત્તર જુદા જુદા ગ્રંથકારોએ જે આપ્યા છે તે પૈકી આ. હા. ટી. જણાવે છે કે, તેમનામાં તે વસ્તુઓ આપવાનું સામર્થ્ય નથી. પરંતુ આ તો માત્ર ભક્તિથી જ કહેવામાં આવે છે અને આ અસત્યામૃષા નામનો ભાષાનો એક પ્રકાર છે. ખરી રીતે જોતાં તો તીર્થંકરો પ્રત્યેની ભક્તિથી સ્વયમેવ ઉપર્યુક્ત વસ્તુઓની પ્રાપ્તિ થાય છે, માટેજ કહેવાય છે કે તમે આપો. ૧

લ. વિ. જણાવે છે કે-જો કે તે વીતરાગ ભગવંતો રાગાદિ રહિત હોવાથી આરોગ્ય આદિ આપતા નથી, તો પણ આવા પ્રકારના વાક્યના પ્રયોગથી પ્રવચનની આરાધના થવા દ્વારા સન્માર્ગમાં રહેલા મહાસત્ત્વશાળી આત્માને તેમની સત્તાના કારણે જ તેની પ્રાપ્તિ થાય છે. ૨

---

૧. आह–किं तेषां प्रदानसामर्थ्यमस्ति ?, न, किमर्थमेवमभिधीयत इति ?, उच्यते भक्त्या, वक्ष्यति च भासा असच्चमोसा इत्यादि, नवरं तद्भक्त्या स्वयमेव तत्प्राप्तिरुपजायत इति ।

— આ. હા. ટી., પ. ૫૦૭ આ.

૨. यद्यपि ते भगवन्तो वीतरागत्वादारोग्यादि न प्रयच्छन्ति तथाप्येवं-विधवाक्यप्रयोगतः प्रवचनाराधनया सन्मार्गवर्तिनो महासत्त्वस्य तत्सत्तानिबन्धनमेव तदुपजायते । — લ. વિ., પૃ. ૪૭

આ. દિ. ગ્રંથમાં આ અંગે કંઈજ વિવેચન નથી.

આ રીતે **समाहिवरम्** પદ—શ્રેષ્ઠ એવી સમાધિને એટલે કે ભાવસમાધિને અને પૂર્વના आरूग्गवोहिलाभं પદ સાથે **समाहिवरं** નો સંબંધ જોડતાં બોધિલાભ માટે શ્રેષ્ઠ એવી ભાવ સમાધિને એ અર્થમાં સિદ્ધ થાય છે.

**उत्तमं**–[ उत्तमं ]-ઉત્તમ.

આ. હા. ટી., લ. વિ., યો. શા. સ્વો. વિ., દે. ભા., વં. વૃ. તથા ધ. સં. उत्तमं નો અર્થ સર્વોત્કૃષ્ટ કરે છે અને જણાવે છે કે—ઉપર્યુક્ત ભાવ સમાધિ પણ ઓછાવત્તા અંશે અનેક પ્રકારની હોવાથી અહીં સર્વોત્કૃષ્ટ ભાવસમાધિ ગ્રાહ્ય છે, માટે उत्तमं પદ મૂકવામાં આવેલ છે. ૧ ચે. વં. મ. ભા. જણાવે છે કે, તે બોધિલાભનું સર્વ પ્રધાનપણું સૂચવવા માટે उत्तमं પદ મૂકેલ છે. ૨

આ રીતે અહીં વપરાયેલ **उत्तमं** પદ-સર્વોત્કૃષ્ટ યા તો સર્વપ્રધાન એ અર્થમાં સિદ્ધ થાય છે.

**दिंतु**–[ ददतु ]–આપો.

આ પ્રમાણે છેલ્લા બે પદનો અર્થ આરોગ્ય એટલે જે સિદ્ધપણું તેને માટે બોધિલાભને અને તે બોધિલાભ માટે ઉત્તમ ભાવસમાધિને, યા તો આરોગ્ય સાધક બોધિલાભ કે જે સમાધિના યોગે શ્રેષ્ઠ છે અને સર્વપ્રધાન છે તેને આપો. એ પ્રમાણે થાય છે.

---

૧. असावपि तारतम्यभेदादनेकधैव अत आह उत्तमं–सर्वोत्कृष्टं ।

— આ. હા. ટી., પ. ૫૦૭ આ.

૨. तस्स वि सव्वपहाणत्तसाहगं उत्तमं भणियं ।

— ચે. વં મ. ભા., ગા. ૬૩૨, પૃ. ૧૧૪

આ વિષય પર અન્યાન્ય ગ્રંથકારોએ પણ વિશદતાથી વિવેચન કર્યું છે. જે પૈકી ધર્મસંગ્રહણીના કર્તાએ જે વિગત ટાંકી છે તે વિશિષ્ટ કોટિની હોવાથી પાદનોંધમાં આપેલ છે.

સવાલ એ ઉપસ્થિત થાય છે કે, આ રીતે યાચના કરવી એ શું નિદાન (કે જેને નિયાણું કહેવામાં આવે છે તે) નથી? તેનો જવાબ આવસ્સય નિજ્જુત્તિએ પોતે જ આ પ્રશ્ન ઉપસ્થિત કરીને નીચે પ્રમાણે આપ્યો છે.

જો એમ કહેવામાં આવે કે—આરોગ્ય આદિ આપો તો શું આ નિદાન છે? (તેના જવાબમાં નિજ્જુત્તિ જણાવે છે કે) અહીં વિભાષા એટલે કે વિષય વિભાગની વ્યવસ્થા વડે વ્યાખ્યા કરવી.૧

વિભાષા અહીં શી લેવી? તેનું સ્પષ્ટીકરણ કરતાં આ. હા. ટી. જણાવે છે કે—૨ આરોગ્ય આદિ આપો તે શું નિદાન છે? જો

---

૧. आरुग्गबोहिलाभं समाहिवरमुत्तमं च मे दिंतु ।
किं नु हु निआणमेअं ति?, विभासा इत्थ कायव्वा ॥
— આ. નિ., ગા. ૧૦૯૪

૨. — આ. હા. ટી., પ. ૫૦૮ આ.

---

પાદ નોંધ—

ધર્મસંગ્રહણીવૃત્તિમાં કહ્યું છે કે—आरुग्गबोहिलाभं એ વાક્ય નિષ્ફળ નથી. આરોગ્ય આદિ વસ્તુઓ તત્ત્વથી તો શ્રી તીર્થંકર ભગવંત વડે જ અપાય છે; કારણ કે તેઓ જ તથાવિધ વિશુદ્ધ અધ્યવસાયના હેતુ છે.

नैवैतदारोग्यादि वाक्यं स्वतो निष्फलं, आरोग्यादेस्तत्त्वतो भगवद्भिरेव दीयमानत्वात् अवन्ध्यतथाविध विशुद्धाध्यवसायहेतुत्वात् ।
— ધર્મ સંગ્રહણીવૃત્તિ પૃ. ૩૧૬

ચે. વં. મ. ભા. જણાવે છે કે આ અસત્યામૃષા નામની ભક્તિથી બોલાયેલી ભાષા છે. બાકી જેમના રાગ અને દ્વેષ ચાલ્યા ગયા છે એવા જિનવરો સમાધિ અને બોધિને આપતા નથી. પરંતુ રાગ-દ્વેષ રહિત જિનવરોની પરમ ભક્તિથી જીવો આરોગ્ય બોધિલાભ અને સમાધિ મરણને પ્રાપ્ત કરે છે.૧

ઉપર્યુક્ત અર્થ આવસ્સયનિજ્જુત્તિમાં નિદાનની ચર્ચાના પ્રસંગમાં દર્શાવેલ છે, તદ્વિષયક ગાથાઓ ચે. વં. મ. ભા. ના કર્તાએ અહીં ઉદ્ધૃત કરી છે. સમાધિનો અર્થ નિજ્જુત્તિકારે સમાધિમરણ કર્યો છે, જે નોંધપાત્ર છે.

યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. જણાવે છે કે આપો એવું ભક્તિથી કહેવાય છે. કહ્યું છે કે—અસત્યામૃષા નામની કેવળ ભક્તિથી બોલાયેલી આ ભાષા છે. અન્યથા, જેમના રાગાદિ દોષો ક્ષીણ થઈ ગયા છે તેઓ સમાધિ અને બોધિને આપતા નથી. ૨

---

१. भासा असच्चमोसा नवरं भत्तीए भासिया एसा ।
न हु खीणपेज्जदोसा दिंति समाहिं च बोहिं च ॥ ६३४ ॥
भत्तीए जिणवराणं परमाए खीणपेज्जदोसाणं ।
आरोग्गबोहिलाभं समाहिमरणं च पावेंति ॥ ६३५ ॥

—ચે. વં. મ. ભા., પૃ. ૧૧૪

२. एतच्च भक्त्योच्यते, यत उक्तम्—
भासा असच्चमोसा नवरं भत्तीइ भासिआ एसा
नहु खीणपिज्जदोसा, दिंति समाहिं च बोहिं च इति ॥ १ ॥

—યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

દિન્તુ પદ અંગે વિવેચના કરતાં લ. વિ. જણાવે છે કે [1] (શિષ્ય પૂછે છે કે)—

આ દિન્તુ એટલે આરોગ્યબોધિલાભ અને ઉત્તમભાવ સમાધિ આપો એમ જે કહીએ છીએ તે નિદાન છે કે નહિ? જો નિદાન હોય તો તેની જરૂર નથી; કારણ કે આગમમાં નિદાન (નિયાણું) કરવાનો નિષેધ કરવામાં આવ્યો છે. અને જો એમ કહેવામાં આવે કે, આ નિદાન નથી, તો આ દિન્તુ પદ સાર્થક છે કે નિરર્થક?. હવે જો પ્રથમ પક્ષને લઈને આને સાર્થક માનવામાં આવે તો ભગવંતો પ્રાર્થના કરવામાં કુશળ પ્રાણીઓને તેનું દાન કરનારા હોવાથી રાગાદિવાળા છે એમ માનવું પડશે. જો અન્ય પક્ષ અંગીકાર કરવામાં આવે, અર્થાત્ દિન્તુ પદને નિરર્થક માનવામાં આવે, તો શ્રી તીર્થંકર ભગવંતો આરોગ્યાદિ કરતા નથી એવું જાણવા છતાં પણ પ્રાર્થના કરવામાં મૃષાવાદનો દોષ લાગશે.

અહીં કહે છે કે—આ આપો એમ કહેવું તે નિદાન નથી; કારણ કે, નિદાનનાં (નિયાણાનાં) લક્ષણો એમાં ઘટિત થતાં નથી. નિયાણું દ્વેષવશ, અત્યંત રાગવશ કે મોહ—અજ્ઞાનના કારણે થાય છે. શાસ્ત્રોમાં પણ તે જ પ્રમાણે વર્ણન પ્રાપ્ત થાય છે.

ધર્મને માટે હીનકુલ વગેરેની પ્રાર્થના કરવી તે મોહ—અજ્ઞાન છે; કારણ કે, ધર્મ હીનકુલનું કારણ નથી. ઋદ્ધિ—વૈભવની ગાઢ અભિલાષાથી ધર્મની પ્રાર્થના કરવી એ પણ મોહ છે; કારણ કે, ધર્મ તેનું પણ કારણ નથી. શ્રી તીર્થંકરપણાની ઇચ્છામાં—(કે

---

૧. લ. વિ., પૃ. ૪૭

નિદાન હોય તો તેનાથી સર્યું; કારણ કે સૂત્રમાં તેનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. જો નિદાન ન હોય તો તેનું (દિંતુ પદનું) ઉચ્ચારણ જ વ્યર્થ છે. તેના પ્રત્યુત્તરમાં ગુરુ કહે છે કે—અહીં વિષય વિભાગની વ્યવસ્થા વડે વ્યાખ્યા કરવી, એટલે કે આ નિદાન નથી; કારણ કે તે કર્મબંધમાં હેતુ નથી. મિથ્યાદર્શન, અવિરતિ, પ્રમાદ, કષાયો અને યોગો (મન-વચન-કાયાના) એ બંધના હેતુ છે. જ્યારે મુક્તિની પ્રાર્થનામાં આ ઉપર ગણાવ્યા તે પૈકી એકનો પણ સંભવ નથી અને તેનું ઉચ્ચારણ (આરોગ્યાદિ આપો) પણ વ્યર્થ નથી; કારણકે તેનાથી (તે ઉચ્ચારણથી) અંતઃકરણની શુદ્ધિ થાય છે.

અહીં શિષ્ય પ્રશ્ન કરે છે કે—

આ પ્રકારે આ નિદાન નથી તે બરાબર છે તો પણ (આ યાચના) તે દુષ્ટ જ છે; કારણ કે સ્તુતિ દ્વારા ભગવંતો આરોગ્યાદિ આપનારા થાય છે કે નહિ? જો થાય છે એમ કહો તો તેમનામાં રાગાદિની સત્તાનો પ્રસંગ આવશે; જો નથી થતા એમ કહો તો તેઓ આરોગ્ય આદિના પ્રદાનથી રહિત છે એ જાણવા છતાં ય પ્રાર્થના કરવામાં મૃષાવાદનો દોષ આવશે. તેના પ્રત્યુત્તરમાં ગુરુ જણાવે છે કે આ રીતે પ્રાર્થનામાં મૃષાવાદનોસંભવ નથી; કારણ અસત્યામૃષા નામની ભાષા છે અને તે (ભાષા) આમન્ત્રણી આદિ ભેદથી અનેક પ્રકારની છે. કહ્યું છે કે-આમંત્રણી, આજ્ઞાપની, યાચની, પૃચ્છની, પ્રજ્ઞાપની, પ્રત્યાખ્યાની, ઇચ્છાનુલોમા, અનભિગૃહીતા, અભિગ્રહવિષયક, સંશયકરણી, વ્યાકૃતા તથા અવ્યાકૃતા આ બધી અસત્યામૃષા ભાષા છે. તે પૈકી અહીં યાચનીનો અધિકાર છે. એટલે કે અહીં યાચની ભાષા છે; કારણ કે આરોગ્યબોધિલાભ અને ભાવ સમાધિને આપો તે પદ યાચનાના અર્થમાં છે.

એમની પ્રાર્થના કરવાથી મૃષાવાદ લાગે છે એમ પણ ન સમજવું; કારણ કે તેમનું પ્રણિધાન કરવાથી જ તેના ગુણથી (પ્રણિધાનના ગુણથી) ફલની પ્રાપ્તિ જરૂર થાય છે.

જેમ ચિંતામણિ રત્નો આદિથી પ્રાણીઓ ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરે છે, તેમ જિનેશ્વરોમાં રાગાદિ ન હોવા છતાં પણ તેમનાથી ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય છે.

આ વસ્તુસ્વભાવ છે કે—અપૂર્વચિંતામણિ મહાભાગ શ્રી તીર્થંકરોને સ્તવવાથી બોધિલાભની પ્રાપ્તિ થાય છે.

શ્રી તીર્થંકર ભગવંતોની ભક્તિ કરવાથી પૂર્વસંચિત કર્મો નાશ પામે છે; કારણ કે ગુણોના પ્રકર્ષનું બહુમાન એ કર્મરૂપી વનને બાળવા માટે દાવાનલ સમાન છે.

સારાંશ એ છે કે, જો કે તે ભગવંતો વીતરાગપણાને લીધે આરોગ્યાદિ નથી આપતા તો પણ આવા પ્રકારની વાણીના (સ્તુતિની ભાષાના) પ્રયોગથી પ્રવચનની આરાધના થાય છે અને તે આરાધના દ્વારા સન્માર્ગવર્તી, મહાસત્ત્વશાળી જીવને શ્રી તીર્થંકર ભગવંતની સત્તાના બળે જ (વસ્તુસ્વભાવ સામર્થ્યથી) ઇષ્ટ ફળ પ્રાપ્ત થાય છે.

આ રીતે શ્રી તીર્થંકર ભગવંતો પાસે આરોગ્ય માટે બોધિલાભ તથા ઉત્તમભાવ સમાધિની યાચના કરવાથી તેઓ તે આપતા નથી; કારણ કે તેઓ વીતરાગ છે. છતાં ય, તેમની સ્તુતિ-ભકિત કરવાથી તે સ્તુતિ-ભકિતના યોગે સ્વયમેવ તે પ્રાપ્ત થાય છે અને તેથી તે તેમણે જ આપ્યું ગણાય.

આ રીતે અહીં વપરાયેલ દિંતુ પદ, ભકિતના યોગે તેમ જ આરોગ્યાદિ આપવામાં તેમની સ્તવના નિમિત્ત હોવાથી તે

તીર્થંકરો અષ્ટમહાપ્રાતિહાર્ય-સમવસરણ આદિ વિભૂતિને યોગ્ય બની દેવોથી પૂજાય છે, મને પણ તપથી આવું તીર્થંકરપણું પ્રાપ્ત થાઓ એવી ઇચ્છામાં ) પણ હોય છે. પ્રથમની માફક તેનો પણ શાસ્ત્રમાં પ્રતિષેધ કરાયેલો છે.

તે ઇષ્ટભાવ ( શુભ પરિણામ )ને બાધા કરનાર છે. નિદાનની ઇચ્છા જ ધર્મમાં વિઘ્નભૂત છે; કારણ કે તેમાં ઋદ્ધિ આદિના પ્રધાનપણાની અને ધર્મમાં ગૌણપણાની બુદ્ધિ આવે છે.

આ વાતને વધારે સ્પષ્ટતાથી વિચારીએ તો કહી શકાય કે-પૌદ્ગલિક આશંસાત્મક નિદાન તત્ત્વદર્શનના અભાવવાળું છે અને મહા અપાયનું કારણ છે; કારણ કે, આની પાછળ અવિવેષજ્ઞતા જ કાર્ય કરે છે. અવિશેષજ્ઞતા—સારાસારઅજ્ઞાનતા ખરેખર નિંદનીય છે એ વાત સામાન્ય માણસોને પણ પ્રતીત છે. ( બાકી તો ) આ બધી વસ્તુ ( સંસારથી ઉદ્વિગ્ન ) યોગી પુરુષોની બુદ્ધિથી જ ગમ્ય છે.

હવે કિંતુ પદ સાર્થક છે કે નિરર્થક ? એનો જો વિચાર કરીએ તો એમાં ભજના છે. શાસ્ત્રમાં એને અસત્યામૃષા ( વ્યવહાર ભાષા ) નામની ચતુર્થ ભાષા કહી છે અને તેથી તે સાર્થક છે તેમ નિરર્થક પણ છે. ( આશંસારૂપ આ ચતુર્થભાષા કંઈ સાધવાને કે નિષેધવાને સમર્થ નથી માટે તે નિરર્થક છે અને પ્રકૃષ્ટ શુભ અધ્યવસાય આનું ફળ હોવાથી સાર્થક પણ છે ) કહ્યું છે કે— ભક્તિપૂર્વક બોલાયેલી આ અસત્યામૃષા નામની ભાષા છે. પરંતુ જેમના રાગદ્વેષ ક્ષીણ થઈ ગયા છે એવા વીતરાગ જિનેશ્વરો સમાધિ કે બોધિ આપતા નથી.

ચે. વં. મ. ભા. જણાવે છે કે—અહીં સપ્તમીનું બહુવચન પંચમીના અર્થમાં છે. તેથી ચન્દ્રોથી પણ વધુ નિર્મલ એમ સમજવું. ૧

યો. શા. સ્વો. વિ. તથા ધ. સં, જણાવે છે કે—અહીં पञ्चम्यास्तृतीया च જો સૂત્રથી પંચમીના અર્થમાં સપ્તમી થયેલ છે. તેથી ચન્દ્રોથી પણ વધુ નિર્મળ છે. કારણ કે તેમના સમગ્ર કર્મરૂપી મળનો નાશ થયેલો છે. चंदेहिं निम्मलयरा એવું પાઠાંતર પણ છે. ૨

દે. ભા. તથા વં. વૃ. જણાવે છે કે—चंदेसु પદમાં પંચમીના અર્થમાં સપ્તમી વિભક્તિ આવેલ છે. તેઓ (શ્રી અરિહંત ભગવંતો) ચન્દ્રોથી વધુ નિર્મળ છે; કારણ કે તેમનું કર્મમલરૂપી કલંક ચાલ્યું ગયેલ છે. ૩

આ. દિ. જણાવે છે કે—सप्तमी निर्धारणे એ પ્રાકૃત સૂત્રથી પંચમીના સ્થાને સપ્તમી આવેલ છે. કેટલાક સપ્તમીની જ

---

૧. सत्तमिया बहुवयणं नेयं इह पञ्चमीए अत्थम्मि ।
चंदेहिंतो वि तओ, नायव्वा निम्मलतरा ते ॥ ६३६ ॥
— ચે. વં. મ. ભા., પૃ. ૧૧૫

૨. पञ्चम्यास्तृतीया च ॥ ८ । ३ । १३६ ॥ इति पञ्चम्यर्थे सप्तमी, अतश्चन्द्रेभ्योऽपि निर्मलतराः सकल कर्ममलापगमात्, पाठान्तरं वा चंदेहिं निम्मलयरा, — યો. શા. સ્વો. વિ., પ. ૨૨૮ અ.

૩. पञ्चम्यर्थे सप्तमी, यत् चन्द्रेभ्यो निर्मलतराः कर्ममलकलङ्कापगमात्,
—દે. ભા., પૃ. ૩૨૭

સ્વયં આપનારા જ ગણાય એ અપેક્ષાએ આપો એ અર્થમાં સિદ્ધ થાય છે.

चंदेसुनिम्मलयरा-[ चन्द्रेभ्यो निर्मलतराः ]-ચન્દ્રોથી વધુ નિર્મલ.

ચન્દ્રોથી વધુ નિર્મલ કહેવાનું કારણ આ. નિ. જણાવે છે કે-ચન્દ્રો, સૂર્યો અને ગ્રહોની પ્રભા પરિમિત ક્ષેત્રને પ્રકાશિત કરે છે, ત્યારે કેવલજ્ઞાનની પ્રાપ્તિ લોક અને અલોકને પ્રકાશિત કરે છે. ૧

આ. હા. ટી. તથા લ. વિ. જણાવે છે કે-અહીં પંચમીના સ્થાને સપ્તમીનો પ્રયોગ પ્રાકૃત શૈલીથી તથા આર્ષના યોગે થયેલ છે. ક્યાંક चंदेहिं निम्मलयरा એવો પણ પાઠ પ્રાપ્ત થાય છે. ચન્દ્રો કરતાં વધુ નિર્મલ કહેવાનું કારણ સકલ કર્મરૂપી મલ ચાલ્યો ગયો તે છે. ૨ નિર્યુક્તિકારે જે જણાવ્યું છે કે—ચન્દ્ર આદિની પ્રભા પરિમિત ક્ષેત્રને પ્રકાશિત કરે છે ત્યાં ક્ષેત્ર શબ્દથી ક્ષેત્રમાં રહેલી વસ્તુઓ સમજવી. કારણ કે, ક્ષેત્ર અમૂર્ત છે તેને મૂર્ત એવી પ્રભા પ્રકાશિત કરી શકે નહિ.

---

૧. चंदाइच्च गहाणं पहा पयासेइ परिमिअं खित्तं ।
केवलिअ नाणलंभो लोगालोगं पगासेइ ॥ — આ. નિ., ગા. ૧૧૦૨

૨. इह प्राकृतशैल्या आर्षत्वाच्च पञ्चम्यर्थे सप्तमी द्रष्टव्येति, चन्द्रेभ्यो निर्मलतराः, पाठान्तरं वा चंदेहिं निम्मलयर त्ति तत्र सकलकर्ममलापगमाच्चन्द्रेभ्यो निर्मलतरा इति, — આ. હા. ટી., પ. ૫૧૦ અ.

ચે. વં. મ. ભા. જણાવે છે કે લોક અને અલોકનો ઉદ્દ્યોત કરનાર કેવલજ્ઞાનના પ્રકાશ વડે આદિત્યો એટલે સૂર્યો તેમનાથી પણ અધિક પ્રકાશ કરનારા. ૧

યો. શા. સ્વો. વિ., દે. ભા., વં. વૃ. તથા ધ. સં. જણાવે છે કે કેવલજ્ઞાનના ઉદ્દ્યોત વડે લોકાલોકના પ્રકાશક હોવાથી સૂર્યોથી પણ અધિક પ્રકાશ કરનારા ૨ અને તે જણાવ્યા બાદ નિજ્જુત્તિની -चंदाइच्चगहाणं એ ગાથા उक्तं च કહીને ટાંકે છે.

આ રીતે आइच्चेसु अहियं पयासयरा એ પદ કેવલ-જ્ઞાનના ઉદ્દ્યોત વડે લોક તથા અલોકને પ્રકાશિત કરતા હોવાથી સૂર્યોથી પણ અધિક પ્રકાશ કરનારા એ અર્થમાં સિદ્ધ થાય છે.

**सागरवरगंभीरा-[ सागरवरगंभीराः ]—સાગરવરથી પણ ગંભીર.**

આ. હા. ટી. सागरवरगंभीरा પદની સંસ્કૃત છાયા सागरवरादपि गम्भीरतराः એ પ્રમાણે કરે છે. એટલે કે गंभीरा પદને સ્થાને તે गम्भीरतराः એવો પ્રયોગ કરે છે. તે જણાવે છે કે—સાગરવર એટલે

---

૧. आइच्चा दिव्वसयरा, तेहिं वि अहियं पयासयरा ।
लोआलोउज्जोअग केवलनाणप्पगासेण ॥ ६३७ ॥
— ચે. વં. મ. ભા., પૃ. ૧૧૫

૨. आदित्येभ्योप्यधिकं प्रकाशकराः, केवलोद्द्योतेन लोकालोक-प्रकाशकत्वात् । — યો. શા. સ્વો. વિ., પ. ૨૨૮ અ.

વ્યાખ્યા કરે છે. એમ કહી चंदेसु નો અર્થ ચંદ્રોથી પણ વધુ નિર્મળ એમ કરવામાં આવેલ છે. ૧

આ રીતે ચે. વં. મ. ભા., યો. શા. સ્વો. વિ. તથા આ. દિ. अपि શબ્દનો ઉપયોગ (અર્થ કરતાં) કરે છે કે જે મૂળમાં વપરાયેલ નથી.

આ રીતે चंदेसु निम्मलयरा એ પદ, ચન્દ્રોથી પણ વધારે નિર્મળ એ અર્થમાં સિદ્ધ થાય છે.

**आइच्चेसु अहियं पयासयरा—[आदित्येभ्योऽधिकं प्रकाशकराः]–સૂર્યોથી અધિક પ્રકાશ કરનારા.**

આ. હા. ટી. पयासयरा નું સંસ્કૃત प्रभासकराः અથવા प्रकाशकराः એમ કરી સમગ્ર પદનો અર્થ કરે છે કે—કેવલજ્ઞાનના ઉદ્દ્યોતથી વિશ્વને પ્રકાશિત કરતા હોવાથી સૂર્યોથી અધિક પ્રભાસ કરનારા યાતો પ્રકાશ કરનારા. ૨

લ. વિ. पयासयराનું સંસ્કૃત प्रकाशकराः એ પ્રમાણે કરે છે. બાકી આ. હા. ટી. સમગ્ર પદનો જે અર્થ કરે છે તેમાં અને લ. વિ. જે અર્થ કરે છે તેમાં કશો જ ફરક નથી.

---

૧. सप्तमी निर्धारणे इति प्राकृतसूत्रेण पञ्चमीस्थाने सप्तमी।
केचित् सप्तमीमेव व्याख्यान्ति। — આ. દિ., પ. ૨૬૮ અ.

,, चन्द्रेभ्योऽपि निर्मलतराः....... ,, ,,

૨. आदित्येभ्योऽधिकप्रभासकराः प्रकाशकरा वा केवलोद्द्योतेन विश्वप्रकाशनादिति, — આ. હા. ટી.; પ. ૫૧૦ અ.

**सिद्धा सिद्धिं मम दिसंतु**–[ **सिद्धाः सिद्धिं मम दिशन्तु** ]–
**કૃતકૃત્ય બનેલા તેઓ મને સિદ્ધિ આપો.**

सिद्धा પદનો અર્થ આ. હ્રા. ટી, લ. વિ., યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. કર્મો ચાલ્યા જવાંથી કૃતકૃત્ય થયેલા એ પ્રમાણે કરે છે. અને બાકીના પદોનો અર્થ–(તેઓ) મને સિદ્ધિ એટલે પરમપદની પ્રાપ્તિને આપો એ પ્રમાણે કરે છે. ૧

ચે. વં. મ. ભા. ઉપર્યુક્ત અર્થને જ માન્ય રાખે છે અને सिद्धाः ની વ્યાખ્યા निष्ठितार्थाः (જેમનાં પ્રયોજનો પૂર્ણ થયાં છે તે) એ પ્રમાણે કરે છે. ૨

દે. ભા. તથા વં. વૃ. सिद्धा પદનો અર્થ, જેમનાં સમગ્ર કર્મો ક્ષીણ થયાં છે તે. એ પ્રમાણે કરે છે. ૩

આ. દિ. જણાવે છે કે અહીં सिद्धा પદથી મોક્ષમાં રહેલા શ્રી જિનેશ્વર ભગવંતો લેવા. ૪

આ રીતે **सिद्धा सिद्धिं मम दिसंतु** એ પદ, ઉપર જે વિશેષણો જણાવ્યાં તે વિશેષણોથી વિશિષ્ટ શ્રી તીર્થંકર

---

૧. कर्मविगमात् कृतकृत्या इत्यर्थः, सिद्धिं परमपदप्राप्तिं मम दिसंतु-मम प्रयच्छन्तु इति सूत्रगाथार्थः ।
............................. । — આ. હા. ટી., પ. ૫૧૦ આ.

૨. सिद्ध त्ति निट्ठियट्ठा, ........... ॥ ६३८ ॥
— ચે. વં. મ. ભા., ગા. ૬૩૮, પૃ. ૧૧૫

૩. सिद्धाः क्षीणाशेषकर्माणः । — દે. ભા., પૃ. ૩૨૭

૪. सिद्धा इति जिनानां मुक्तिस्थानामेव नामकीर्तनम् ।
— આ. દિ., પ. ૨૬૮ અ.

સ્વયંભૂરમણ સમુદ્ર. પરીષહો અને ઉપસર્ગો આદિથી ક્ષોભ ન પામતા હોવાથી તેઓ સ્વયંભૂરમણથી પણ વધારે ગંભીર છે. ૧ લ. વિ. ઉપર્યુક્ત અર્થને માન્ય રાખે છે પણ તે गंभीरा પદનો અર્થ गम्भीरतराः ન કરતાં गम्भीराः એટલે કે ગંભીર એ પ્રમાણે જ કરે છે. ૨

ચે. વં. મ. ભા., यो. શા. સ્વો. વિ., તથા ધ. સં. લ. વિ. એ જણાવેલ અર્થ જ માન્ય રાખે છે. ૩

દે. ભા. તથા વં. વૃ. सागरवरगम्भीरा પદનો અર્થ સ્વયંભૂરમણ સમુદ્રથી પણ ગંભીર એમ ન કરતાં સ્વયંભૂરમણસમુદ્રની જેવા ગંભીર એમ કરે છે. અને તેથી सागरवरगंभीरा પદનો सागरवरादपि गम्भीराः એવો સમાસ ન કરતાં सागरवरः तद्वद् गम्भीराः इति सागरवरगम्भीराः એ પ્રમાણે કરે છે. ૪

**આ રીતે સાગરવરગંભીરા એ પદ, સ્વયમ્ભુરમણ સમુદ્રથી પણ વધારે ગંભીર યાતો સ્વમ્ભુરમણ સમુદ્ર જેવા ગંભીર એ અર્થમાં સિદ્ધ થાય છે.**

---

૧. तथा सागरवरादपि गम्भीरतराः, तत्र सागरवरः स्वयम्भूरमणोऽभिधीयते। परिषहोपसर्गाद्यक्षोभ्यत्वात् तस्मादपि गम्भीरतरा इति भावना। — આ. હા. ટી., પ. ૫૧૦ આ.

૨. तस्मादपि गम्भीरा इति भावना। — લ. વિ., પૃ. ૪૮

૩. सागरवरो समुद्दो, सयंभुरमणो तओविगम्भीरा।

— ચે. વં. મ. ભા., ગા. ૬૩૮, પૃ. ૧૧૫

૪. सागरवरः स्वयम्भूरमणाम्भोधिस्तद्वद् गम्भीराः।

—દે. ભા., પૃ. ૩૨૭

ચોવીસેય તેમજ અન્ય પણ કેવળજ્ઞાની શ્રી તીર્થંકર ભગવંતો મારા પર પ્રસન્ન થાઓ. ૫

પોતપોતાના નામથી સ્તવાયેલા, મન-વચન-કાયા વડે વંદાયેલા અને પુષ્પો આદિથી પૂજાયેલા, જે સુર અસુર આદિ રૂપ લોકને પ્રત્યક્ષ છે, લોકમાં ઉત્તમ છે અને કૃતકૃત્ય થયેલા છે તેઓ (શ્રી તીર્થંકર ભગવંતો) મને આરોગ્ય (સિદ્ધપણું) પ્રાપ્ત કરવા માટે બોધિલાભ અને શ્રેષ્ઠ ભાવસમાધિ આપો. ૬

ચન્દ્રો કરતાં પણ વધારે નિર્મળ, સૂર્યો કરતાં પણ વધારે પ્રકાશ કરનારા, સ્વયમ્ભૂરમણ સમુદ્ર કરતાં પણ ગમ્ભીર અને કૃતકૃત્ય થયેલા તેઓ (શ્રી તીર્થંકર ભગવંતો) મને સિદ્ધિ-મોક્ષ આપો. ૭

## (૬) સૂત્ર-પરિચય

## પ્રશ્નોત્તર

૧. પ્રશ્ન—લોગસ્સ સૂત્રની પ્રથમ ગાથામાં लोगस्स उज्जोअगरे પદ મૂકવાનું પ્રયોજન શું છે?

ઉત્તર—ઉદ્દ્યોત્ય એવો જે લોક અને ઉદ્દ્યોતકર એવા જે તીર્થંકરો એ બેની વચ્ચે ભિન્નતા દર્શાવવા માટે તે પદ મૂકવામાં આવ્યું છે. અને એ રીતે વિજ્ઞાનવાદી (બૌદ્ધો) ના મતનો નિરાસ થાય છે. ૧

---

१. ननु केवलिन इत्यनेनैव गतार्थमेतत्, लोकोद्द्योतकरणशीला एवं हि केवलिनः, सत्यं, विज्ञानाद्वैतनिरासेनोद्द्योतकरादुद्द्योत्यस्य भेद-दर्शनार्थम्। — યો. શા. સ્વો. વિ., પ. ૨૨૪ આ.

ભગવંતો કે જેઓ કૃતકૃત્ય થઈ ગયા છે તેઓ મને સિદ્ધિ પદને આપો. એ અર્થમાં સિદ્ધ થાય છે.

## (૫) અર્થ-સંકલના

પંચાસ્તિકાયનો કેવલજ્ઞાન રૂપી દીપકથી પ્રકાશ કરવાના સ્વભાવવાળા; સર્વ જીવોની પોતપોતાની ભાષામાં પરિણામ પામનારી અનુપમવાણીદ્વારા ધર્મતીર્થનું સ્થાપન કરવાના સ્વભાવવાળા; રાગ, દ્વેષ આદિ આન્તર શત્રુઓને જીતનારા અને જેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે એવા ચોવીસેય તેમજ બીજા પણ (અન્યક્ષેત્રમાં થયેલા) અર્હતોને હું નામોચ્ચારણપૂર્વક સ્તવીશ. ૧

ઋષભદેવને અને અજિતનાથને હું વંદું છું. સંભવનાથને અભિનન્દન સ્વામીને અને સુમતિનાથને અને પદ્મપ્રભ સ્વામીને, સુપાર્શ્વજિનને અને ચન્દ્રપ્રભ સ્વામીને હું વંદું છું. ૨

સુવિધિનાથ કે જેમનું બીજું નામ પુષ્પદંત છે તેમને, શીતલનાથને, શ્રેયાંસનાથને અને વાસુપૂજ્ય સ્વામીને, વિમલનાથને અને અનન્તજિનને, ધર્મનાથને અને શાન્તિનાથને હું વંદન કરું છું. ૩

કુન્થુનાથને, અરનાથને અને મલ્લિનાથને હું વંદું છું. મુનિસુવ્રત સ્વામીને અને નમિજિનને હું વંદું છું. અરિષ્ટનેમિને, પાર્શ્વનાથને અને વર્ધમાન સ્વામીને હું વંદન કરું છું. ૪

ઉપર્યુક્ત વિધિથી મારાવડે નામથી કીર્તન કરાયેલા, જેમણે વર્તમાનમાં બંધાતાં અને ભૂતકાળમાં બંધાયેલાં કર્મો દૂર કર્યાં છે, અને જેમનાં જરામરણ સંપૂર્ણ રીતે નષ્ટ થયેલાં છે એવા

તદુપરાંત કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરિ મહારાજ જણાવે છે કે—

મિથ્યાદૃષ્ટિઓ માટે પ્રલયકાલના સૂર્યસમાન, સમ્યગ્દૃષ્ટિ આત્માઓ માટે અમૃતના અંજન જેવું અને તીર્થંકરલક્ષ્મીના ભાલસ્થલમાં તિલક જેવું ધર્મચક્ર હે સ્વામી! આપની આગળ ચાલે છે. ૧

તેમજ શ્રી આશાધરકૃત જિનસહસ્રનામની શ્રુતસાગરી ટીકામાં उक्तं च धर्मचक्रलक्षणं देवनन्दिना કહીને ધર્મચક્રની વ્યાખ્યા નીચે પ્રમાણે આપેલ છે:—

સ્ફુરાયમાણ હજારો આરાઓથી મનોહર, નિર્મળ મહા-રત્નોના કિરણોના સમૂહથી વ્યાપ્ત, સૂર્યની કાન્તિના સમૂહનો તિરસ્કાર કરનારું અને શ્રી તીર્થંકર ભગવંતની આગળ ચાલનારું ધર્મચક્ર હોય છે. ૨

૪. પ્રશ્ન—શ્રી અરિહંતદેવોને લોક અથવા સમસ્ત વિશ્વના પ્રકાશક કહ્યા પછી ધર્મતીર્થંકર કહેવાની શી જરૂર છે?

ઉત્તર—લોક શબ્દથી લોકનો એક ભાગ એવો અર્થ પણ થાય અને તેવા લોકના (લોકના એક ભાગના) પ્રકાશક તો અવધિજ્ઞાની આદિ તેમજ સૂર્ય ચન્દ્ર પણ હોઈ શકે છે. તેવા

---

१. मिथ्यादृशां युगान्तार्कः सुदृशाममृताञ्जनम् ।
तिलकं तीर्थकृल्लक्ष्म्याः पुरश्चक्रं तवैधते ॥ १ ॥
— વીતરાગસ્તોત્ર, ચતુર્થ પ્રકાશ, શ્લોક ૧, પૃ. ૨૯

२. स्फुरदरसहस्ररुचिरं, विमलमहारत्नकिरणनिकरपरीतम्
प्रहसितसहस्रकिरणद्युतिमण्डलमग्रगामि धर्मसुचक्रम्
— જિનસહસ્રનામ, અધ્યાય ૨, શ્લો. ૨૭ ની ટીકા, પૃ. ૧૫

૨. પ્રશ્ન—શ્રી તીર્થંકર ભગવંતો લોકના ઉદ્દ્યોતકર છે તો તે ભાવોદ્દ્યોતથી લોકનો ઉદ્દ્યોત કરે છે કે દ્રવ્યોદ્દ્યોતથી લોકનો ઉદ્દ્યોત કરે છે?

ઉત્તર—શ્રી તીર્થંકર ભગવંતો પંચાસ્તિકાયાત્મક લોકનો પ્રકાશ ભાવોદ્દ્યોત વડે કરે છે. તેમ પોતાની આગળ ચાલતા ધર્મચક્ર દ્વારા દ્રવ્યોદ્દ્યોત વડે (બાહ્યઉદ્દ્યોત) પણ કરે છે. આ અપેક્ષાએ તેઓ ભાવોદ્દ્યોત તેમ દ્રવ્યોદ્દ્યોત બંને વડે લોકનો ઉદ્દ્યોત કરનારા છે.

૩. પ્રશ્ન—શ્રી તીર્થંકર ભગવંતની આગળ ચાલતા ધર્મચક્રની વિશેષતા શી છે?

ઉત્તર—શ્રી તીર્થંકર ભગવંત જ્યારે આ ભૂતળ ઉપર વિચરે છે, ત્યારે તેમની આગળ એક ધર્મચક્ર ચાલે છે. આ ધર્મચક્ર દેવકૃત અતિશય સ્વરૂપ હોય છે અને તે આકાશ તથા પૃથ્વીને પ્રકાશિત કરે છે.

અરિહાણાઈ થુત્તના કર્તા જણાવે છે કે—

**સૂર્યબિંબની જેમ દેદીપ્યમાન પ્રભાવાળું, તેજથી જાજવલ્યમાન એવું ધર્મચક્ર જિનેન્દ્રની આગળ ચાલે છે અને આકાશ, પાતાલ તથા સમગ્ર પૃથ્વીમંડલને પ્રકાશિત કરતું તે ચક્ર ત્રણે ય લોકના મિથ્યાત્વ મોહ સ્વરૂપ અંધકારને દૂર કરે છે. ૧**

---

१. जस्सवरधम्मचक्कं, दिणयरबिंबं व भासुरच्छायं ।
तेएण पज्जलंतं गच्छइ पुरओ जिणिंदस्स ॥ १९ ॥
आयासं पायालं सयलं महिमंडलं पयासंतं ।
मिच्छत्तं मोह तिमिरं हरेइ तिण्हंपि लोयाणं ॥ २० ॥
— અરિહાણાઈ થુત્ત, નમસ્કાર સ્વાધ્યાય (પ્રા. વિ.) પૃ. ૨૦૭

છે તેથી જિન–રાગાદિ શત્રુઓને જીતે તે જિન–એ વિશેષણ મૂકવામાં આવ્યું છે. ૧

જે તીર્થના રાગથી સંસારમાં પાછા આવે કે અવતાર ધારણ કરે તે જિન ન ગણાય. આ દૃષ્ટિએ જિન વિશેષણ આવશ્યક છે.

૭. પ્રશ્ન—જિન વિશેષણ મૂકયા પછી લોકોદ્દ્યોતકર તેમજ ધર્મતીર્થંકર વિશેષણની આવશ્યકતા કેવી રીતે?

ઉત્તર—શાસ્ત્રોમાં અવધિજ્ઞાની, મનઃપર્યાયજ્ઞાની, કેવલજ્ઞાની તેમજ ચૌદ પૂર્વધરો વગેરેને પણ જિન કહેવામાં આવ્યા છે, હવે જો માત્ર જિન વિશેષણ જ રાખવામાં આવે તો ઉપર્યુક્ત સર્વનો આમાં સમાવેશ થઈ જાય. તેમ ન થાય તે માટે લોકોદ્દ્યોતકર તેમજ ધર્મતીર્થંકર વિશેષણો આવશ્યક છે. ૨

૮. પ્રશ્ન—अरिहंते વિશેષણ શા માટે છે?

---

१. मासूत्कुनयमतानुसारिपरिकल्पितेषु यथोक्तप्रकारेषु सम्प्रत्यय इत्यतस्तदपोहाय–जिनान् इति, श्रूयते च कुनयदर्शने—

ज्ञानिनो धर्मतीर्थस्य, कर्तारः परमं पदम् ।
गत्वाऽऽगच्छन्ति भूयो भवं तीर्थनिकारतः ॥ १ ॥

इत्यादि तन्नूनं ते न रागादिजेतारः इति, अन्यथा कुतो निकारतः पुनरिह भवांकुरप्रभवो ? बीजाभावात् । — લ. વિ. પૃ. ૪૩

२. इह प्रवचने सामान्यतो विशिष्टश्रुतधरादयोऽपि जिना एवोच्यन्ते, तद्यथा–श्रुतजिनाः अवधिजिनाः मनःपर्यायजिनाः छद्मस्थवीतरागाश्च, तन्माभूत्तेष्वेव सम्प्रत्यय इति तद्व्युदासार्थं लोकस्योद्योतकरानित्याद्यप्यदुष्टमिति । — લ. વિ. પૃ. ૪૩

પ્રકાશક પ્રસ્તુતમાં ન લેવા તે માટે ધર્મતીર્થંકર—ધર્મતીર્થના કરનાર—એ વિશેષણ મૂકવામાં આવ્યું છે. ૧

૫. પ્રશ્ન—धर्मतीर्थकर એટલા વિશેષણથી જ કાર્ય ચાલી શકે છે તો પછી લોકોદ્દ્યોતકર એ વિશેષણની શી જરૂર છે? કારણ કે, જે ધર્મતીર્થ સ્થાપે તે લોકનો ઉદ્દ્યોત કરે જ છે.

ઉત્તર—લોકમાં નદી વગેરે વિષમ સ્થાનોમાં ઉતરવા માટે કેટલાક ભદ્રિક જીવો ધર્મના હેતુથી ઓવારા વગેરે બનાવેછે અને તેને તીર્થ કહેવામાં આવે છે. तीर्यतेऽनेन इति तीर्थम्—જેના દ્વારા તરાય તે તીર્થ. તો આવા જીવોને પણ ધર્મતીર્થંકર કહેવાય. માટે લોકોદ્દ્યોતકર એ વિશેષણ મૂકવું જરૂરી છે અને તે મૂકવાથી કેવલ શ્રી અરિહંત ભગવંતોનું જ ગ્રહણ થાય છે. ૨

૬. પ્રશ્ન—લોકોદ્દ્યોતકર અને ધર્મતીર્થંકર વિશેષણનો ઉપયોગ કર્યા પછી જિન વિશેષણ શા માટે?

ઉત્તર—જૈનેતર દર્શનો પોતે માનેલ પરમાત્માને લોકોદ્દ્યોતકર તેમજ ધર્મતીર્થંકર માને છે પરન્તુ સાથે સાથે એમ પણ માને છે કે પોતે સ્થાપેલ તીર્થને જ્યારે હાનિ પહોંચે છે ત્યારે તે પરમાત્મા પુનઃઅવતાર ધારણ કરી સંસારમાં પાછા આવે

---

१. इह लोकैकदेशोऽपि ग्रामैकदेशो ग्रामवत् लोकशब्दप्रवृत्तेः मा भूत् तदुद्द्योतकरेष्ववधि विभङ्गज्ञानिष्वर्कचन्द्रादिषु वा सम्प्रत्यय इत्यतस्तद्व्यवच्छेदार्थधर्मतीर्थकरानिति । — લ. વિ. પૃ. ૪૩

२. इह लोके येऽपि नद्यादिविषमस्थानेषु मुग्धिकया धर्मार्थमवतरणतीर्थकरणशीलास्तेऽपि धर्मतीर्थकरा एवोच्यन्ते, तन्माभूदतिमुग्धबुद्धीनां तेषु सम्प्रत्यय इति तदपनोदाय लोकस्योद्द्योतकरानप्याहेति । — લ. વિ., પૃ. ૪૩

આવા વિશેષણોથી વિશિષ્ટ પરમાત્મા તે શ્રી અરિહંત ભગવંત જ છે. ૧

**૧૧. પ્રશ્ન**—सुविहिं च पुप्फदंतं પદમાં सुविहिं च કહ્યા પછી पुप्फदंतं કહેવાનું પ્રયોજન શું ?

ઉત્તર—પુષ્પદન્ત એ સુવિધિનાથનું બીજું નામ છે. શ્રી ઠાણાંગ સૂત્રમાં બે તીર્થંકરોને ચન્દ્ર જેવા ગૌર ગણાવતાં ચન્દ્રપ્રભ અને પુષ્પદન્ત એમ બે નામ બતાવ્યાં છે, ત્યાં સુવિધિ નામનો ઉલ્લેખ નથી, ૨ એટલે સુવિધિ એ વિશેષણ હોવાનું પ્રતીત થાય છે. તે સિવાય આવસ્સય નિજ્જુત્તિમાં પણ કેવલ પુષ્પદન્ત નામ જ લેવામાં આવેલ છે. ૩ જ્યારે બીજી તરફ ચે. વં. મ. ભા. માં સુવિધિ એ નામ છે અને પુષ્પદંત એ વિશેષણ છે એમ કહેલ છે ૪ અને મતાન્તર તરીકે કેટલાક પુષ્પદંતને વિશેષ્ય માને છે અને સુવિધિને વિશેષણ માને છે એ વાત ટાંકવામાં આવી છે. ૫ ગમે તે એકને વિશેષણ બનાવી બીજાને

---

१. इह श्रुतकेवलिप्रभृतयो अन्येऽपि विद्यन्त एव केवलिनः तन्माभूत्तेष्वेव सम्प्रत्यय इति तत्प्रतिक्षेपार्थं लोकस्योद्द्योतकरानित्याद्यपि वाच्यमिति,
— લ. વિ. પૃ. ૪૪

૨. दो तित्थगरा चंदगोरा वण्णेणं पण्णत्ता, तंजहा चंदप्पमे चेव पुप्फदंते चेव ।
— ઠાણાંગ સૂત્ર, ઠાણ ૨, ઉદ્દેશ ૪, સૂત્ર ૧૦૮, પ. ૯૮ આ.

૩. ससि पुप्फदंत सीअल — આ. નિ., ગા. ૩૭૦
ससि पुप्फदंत ससिगोरा આ. નિ. ગા. ૩૭૬

૪. सुविही नामं विसेसणं वीयं — ચે. વં. મ. ભા., ગા. ૫૭૧. પૃ. ૧૦૩

૨. अन्ने एयं नामं सुविहिंच विसेसणं देंति ।
— ચે. વં. મ. ભા., ગા. ૫૭૩. પૃ. ૧૦૪

ઉત્તર—अरिहंते એ પદ વિશેષણ તરીકે નહીં, પરન્તુ વિશેષ્ય તરીકે મૂકવામાં આવેલ છે. ૧ (દે. ભા. માં. अरिहंते પદને વિશેષણ અને केवली પદને વિશેષ્ય કહેલ છે, જ્યારે અન્ય સર્વ ગ્રન્થકારો अरिहंते પદને વિશેષ્ય તરીકે સ્વીકારે છે.)

૯. પ્રશ્ન—अरिहंते એ વિશેષ્ય પદને જ માત્ર રાખવામાં આવે અને વિશેષણો ન લેવામાં આવે તો શો વાંધો?

ઉત્તર—અર્થવ્યવસ્થા (નિક્ષેપ)ની દૃષ્ટિએ અરિહંતના ચાર પ્રકાર છે. (૧) નામ–અરિહંત. (૨) સ્થાપના–અરિહંત. (૩) દ્રવ્ય–અરિહંત. (૪) ભાવ–અરિહંત. તે પૈકી માત્ર ભાવ અરિહંત જ અહીં ગ્રાહ્ય છે. જો अरिहंते એ વિશેષ પદને જ માત્ર રાખવામાં આવે તો નામ–અરિહંત આદિ કોઈ પણ પ્રકારના અરિહંતનું ગ્રહણ થઈ જાય. જ્યારે ઉપર્યુક્ત વિશેષણો મૂકયા બાદ માત્ર ભાવ–અરિહંતનું જ ગ્રહણ થાય છે, અન્યનું નહિ. ૨

૧૦. પ્રશ્ન—केवली પદને જ કાયમ રાખી બાકીના સર્વ પદોને દૂર કરવામાં આવે તો કાંઈ બાધ આવે ખરો?

ઉત્તર—હા, બાધ આવે; केवली પદથી શ્રુતકેવલી આદિ પણ આવી જાય, માટે બાકીના વિશેષણો મૂકવામાં આવ્યાં છે.

---

૧. अर्हतामेव विशेष्यत्वान्न दोष इति — લ. વિ. પૃ, ૪૩

૨. आह–यद्येवं हन्त तर्ह्यर्हत इत्येतावदेवास्तु, लोकस्योद्योतकरानित्यादि पुनरपार्थकं, न, तस्य नामाद्यनेक भेदत्वात् भावार्हत्सङ्ग्रहार्थत्वादिति, — લ. વિ. પૃ. ૪૪

લખ્યું છે કે:—श्रीमदृषभादि वर्धमानान्तेभ्यो नमो नमः આ મંત્રનું કર્મોના સમૂહની શાન્તિ માટે ચિંતન કરવું. આ મંત્રમાં પ્રથમ અને ચરમ તીર્થંકરના નામકરણથી आद्यन्तयोर्ग्रहणे मध्यस्यापि ग्रहणम् એ ન્યાયે ચોવીસેય તીર્થંકરોનો નિર્દેશ થઈ જાય છે.

૧૩. **પ્રશ્ન**—દરેક ઉત્સર્પિણી તથા અવસર્પિણીમાં ચોવીસ તીર્થંકરો જ હોય છે આનો હેતુ શો?

ઉત્તર—દરેક ઉત્સર્પિણી તથા અવસર્પિણીમાં શ્રી જિનેશ્વર ભગવંત જેવા ત્રણ લોકના નાથને જન્મવા લાયકનો સાત ગ્રહ ઉંચાવાળો સમય ચોવીસ જ વખત આવે છે. તેથી જ દરેક ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં ચોવીસ ચોવીસ જ તીર્થંકરો થાય છે.

સિદ્ધચક્ર પાક્ષિક, વર્ષ–૧, અંક ૯, પૃ. ૨૧૦

૧૪. **પ્રશ્ન**—ચતુર્વિંશતિસ્તવ અધ્યયનમાં શ્રી તીર્થંકર ભગવંતોનું જ ગુણોત્કીર્તન શા માટે?

ઉત્તર—શ્રી તીર્થંકર ભગવંતો

(૧) પ્રધાન રીતે કર્મક્ષયનું કારણ હોવાથી,
(૨) પ્રાપ્ત થયેલ બોધિની વિશુદ્ધિમાં હેતુ હોવાથી,
(૩) ભવાંતરમાં બોધિનો લાભ કરાવનાર હોવાથી અને
(૪) સાવદ્યયોગોની વિરતિના ઉપદેશકપણાને લીધે ઉપકારી હોવાથી શ્રી ચતુર્વિંશતિસ્તવમાં તે ભગવંતોના ગુણોનું ઉત્કીર્તન કરાયું છે. ૧

---

१. उक्कित्तणत्ति–द्वितीये चतुर्विंशतिस्तवाध्ययने प्रधानकर्मक्षयकारणत्वा-ल्लब्धबोधिविशुद्धिहेतुत्वात्, पुनर्बोधिलाभफलत्वात् सावद्ययोग विरत्युपदेशकत्वेनोपकारित्वाच्च तीर्थकराणां गुणोत्कीर्तनार्थाधिकारः।
— અણુઓગદાર સુત્ત, મલધારી હેમચંદ્રસૂરિ કૃત, વૃત્તિ, પ. ૪૮ આ.

વિશેષ્ય તરીકે લેવાય તેમાં વાંધો નથી. જે રીતે લોગસ્સ સૂત્રમાં શ્રી સુવિધિનાથ ભગવંત માટે બે નામનો એક સાથે પ્રયોગ કરવામાં આવ્યો છે, તેવી જ રીતે શ્રી સમવાયાંગ સૂત્રમાં પણ તેવો જ પ્રયોગ કરવામાં આવેલ છે. ૧

૧૨. પ્રશ્ન—લોગસ્સ સૂત્રમાં જે ચોવીસ અરિહંત ભગવંતોને નામ નિર્દેશપૂર્વક નમસ્કાર કરવામાં આવેલ છે, તે ચોવીસ જિનેન્દ્રોના નમસ્કારને સંક્ષિપ્ત તેમજ વિસ્તૃત રીતે મન્ત્ર તરીકે પણ પૂર્વાચાર્યોએ નિર્દેશેલ છે તે વાત સત્ય છે? અને તેનો ઉલ્લેખ ક્યાં પ્રાપ્ત થાય છે?

ઉત્તર—હા, તે વાત સત્ય છે. આચાર્ય શ્રી શાન્તિસૂરિકૃત બૃહત્શાન્તિમાં શ્રી અરિહંત ભગવંતોની પુણ્યાહ વાચના માટે.

ॐ पुण्याहं पुण्याहं प्रीयन्तां प्रीयन्तां भगवन्तोऽर्हन्तः सर्वज्ञाः सर्वदर्शिनस्त्रिलोकनाथास्त्रिलोकमहितास्त्रिलोकपूज्यास्त्रिलोकेश्वरास्त्रिलोकोद्योतकराः — આ વિશેષણોથી પીઠિકા બાંધીને ॐ ऋषभ अजित संभव......वर्धमानान्ताः जिनाः शान्ताः शान्तिकराः भवन्तु स्वाहा ને શાંતિપાઠ તરીકે આપવામાં આવ્યો છે, તેથી એ મંત્ર-પાઠ છે.

આ પાઠ તીર્થંકરોના નામગ્રહણપૂર્વક હોવાથી લોગસ્સ સૂત્રની બીજી, ત્રીજી અને ચોથી ગાથાની જેમ વિસ્તારપૂર્વક નામ નિર્દેશ કરે છે, તે મંત્રાત્મક છે. તદુપરાંત :—

કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિએ યોગશાસ્ત્રના આઠમા પ્રકાશના શ્લો. ૭૨ ના વિવરણમાં આ વાત જણાવતાં

---

૧. सुविहिस्स णं पुप्फदंतस्स अरहओ छलसीइ गणा

— સમવાયાંગ સૂત્ર, સૂત્ર ૮૬, પ. ૯૨ આ

લખ્યું છે કે:—श्रीमदृषभादि वर्धमानान्तेभ्यो नमो नमः આ મંત્રનું કર્મોના સમૂહની શાન્તિ માટે ચિંતન કરવું. આ મંત્રમાં પ્રથમ અને ચરમ તીર્થંકરના નામકરણથી आद्यन्तयोर्ग्रहणे मध्यस्यापि ग्रहणम् એ ન્યાયે ચોવીસેય તીર્થંકરોનો નિર્દેશ થઈ જાય છે.

૧૩. પ્રશ્ન—દરેક ઉત્સર્પિણી તથા અવસર્પિણીમાં ચોવીસ તીર્થંકરો જ હોય છે આનો હેતુ શો?

ઉત્તર—દરેક ઉત્સર્પિણી તથા અવસર્પિણીમાં શ્રી જિનેશ્વર ભગવંત જેવા ત્રણ લોકના નાથને જન્મવા લાયકનો સાત ગ્રહ ઉંચાવાળો સમય ચોવીસ જ વખત આવે છે. તેથી જ દરેક ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં ચોવીસ ચોવીસ જ તીર્થંકરો થાય છે.

સિદ્ધચક્ર પાક્ષિક, વર્ષ–૧, અંક ૯, પૃ. ૨૧૦

૧૪. પ્રશ્ન—ચતુર્વિંશતિસ્તવ અધ્યયનમાં શ્રી તીર્થંકર ભગવંતોનું જ ગુણોત્કીર્તન શા માટે?

ઉત્તર—શ્રી તીર્થંકર ભગવંતો

(૧) પ્રધાન રીતે કર્મક્ષયનું કારણ હોવાથી,

(૨) પ્રાપ્ત થયેલ બોધિની વિશુદ્ધિમાં હેતુ હોવાથી,

(૩) ભવાંતરમાં બોધિનો લાભ કરાવનાર હોવાથી અને

(૪) સાવદ્યયોગોની વિરતિના ઉપદેશકપણાને લીધે ઉપકારી હેવાથી શ્રી ચતુર્વિંશતિસ્તવમાં તે ભગવંતોના ગુણોનું ઉત્કીર્તન કરાયું છે. ૧

---

१. उक्कित्तणत्ति–द्वितीये चतुर्विंशतिस्तवाध्ययने प्रधानकर्मक्षयकारणत्वा-ल्लब्धबोधिविशुद्धिहेतुत्वात्, पुनर्बोधिलाभफलत्वात् सावद्ययोग विरत्युपदेशकत्वेनोपकारित्वाच्च तीर्थंकराणां गुणोत्कीर्तनार्थाधिकारः ।
— અણુઓગદાર સુત્ત, મલધારી હેમચંદ્રસૂરિ કૃત, વૃત્તિ, પ. ૪૮ આ.

૧૫. પ્રશ્ન—ચતુર્વિંશતિસ્તવનું ફલ શું ?

ઉત્તર—શ્રી ઉત્તરજ્ઝયણ સુત્તમાં ચતુર્વિંશતિ સ્તવનું ફલ શું ? એવા પ્રશ્નના ઉત્તરમાં સૂત્રકારે જણાવ્યું છે કે:—ચતુર્વિંશતિસ્તવથી જીવ સમ્યક્ત્વની શુદ્ધિને પ્રાપ્ત કરે છે. ૧

તદુપરાંત શ્રી ચઉસરણ પઇન્નિયમાં પણ જણાવ્યું છે કે-

શ્રી જિનવરેન્દ્રોના અતિ અદ્ભુત ગુણકીર્તન સ્વરુપ ચતુર્વિંશતિસ્તવથી દર્શનાચારની વિશુદ્ધિ થાય છે. ૨

## लोगस्स उज्जोअगरे—

લોક શબ્દથી અહીં પંચાસ્તિકાયાત્મક લોક સમજવાનો છે.૩ પંચાસ્તિકાય એટલે (૧) ધર્મ (ધર્માસ્તિકાય), (૨) અધર્મ (અધર્માસ્તિકાય), (૩) આકાશ (આકાશાસ્તિકાય), (૪) પુદ્ગલ (પુદ્ગલાસ્તિકાય) અને (૫) આત્મા (જીવાસ્તિકાય)—

(૧) ધર્મ (ધર્માસ્તિકાય) એટલે ગતિશીલ પુદ્ગલો અને જીવોને ગતિમાં નિમિત્ત થનારું અરૂપી દ્રવ્ય. પાણીમાં તરી

---

१. चउवीसत्थएणं भंते ? जीवे किं जणयइ ? चउवीसत्थएणं दंसणविसोहिं जणयइ ॥ ११ ॥ — ઉત્તરજ્ઝયણ સુત્ત, અધ્યયન ૨૮, સુત્ર-૧૧

२. दंसणयारविसोही, चउवीसायत्थएण किच्चइ य ।
अच्चब्भुअगुणकिंत्तण रूवेण जिणवरिंदाणं ॥ ३ ॥

— ચઉસરણપઇણ્ણય, ગા. ૩

३. अयं चेह तावत् पञ्चास्तिकायात्मको गृह्यते ।

— આ. હા. ટી., પ. ૪૯૪ અ.

રહેલી માછલીનું ઉદાહરણ વિચારવાથી તે વાત સ્પષ્ટ રીતે સમજાય છે. માછલીમાં તરવાની શક્તિ રહેલી છે અને પાણી તેને સહાયક બને છે, તે જ રીતે પુદ્ગલો અને જીવો ગતિ કરવામાં સમર્થ છે. તેઓને ધર્મરૂપી દ્રવ્ય ગતિમાં નિમિત્ત બને છે.

(૨) અધર્મ (અધર્માસ્તિકાય) એટલે પુદ્ગલો અને જીવોને સ્થિર રહેવામાં (સ્થિતિમાં) નિમિત્ત થનારું અરુપી દ્રવ્ય. સ્થિર રહેવાની ઇચ્છાવાળા મનુષ્યને સ્થિર રહેવામાં જે રીતે શય્યા તથા આસન સહાયભૂત થાય છે, તે રીતે આ દ્રવ્ય પુદ્ગલો તથા જીવોને સ્થિર રહેવામાં નિમિત્તભૂત થાય છે.

(૩) આકાશ (આકાશાસ્તિકાય) નું લક્ષણ અવગાહ-પ્રદાન મનાયું છે. બીજા દ્રવ્યોને પોતામાં સ્થાન આપવું એ આકાશનું કાર્ય છે. આકાશ દ્રવ્ય સ્વરૂપથી એક અને અખંડ છે, છતાં વ્યવહારથી તેના બે ભેદો ગણાય છે. (૧) લોકાકાશ અને (૨) અલોકાકાશ. જેટલા ભાગમાં ધર્મ (ધર્માસ્તિકાય) અને અધર્મ (અધર્માસ્તિકાય) છે અને તેને લીધે જ્યાં સુધી પુદ્ગલો અને જીવો ગતિ અને સ્થિતિ કરી શકે છે, તેટલા ભાગને લોક સંબંધી આકાશ અર્થાત્ લોકાકાશ કહેવાય છે; અને જેટલા ભાગમાં માત્ર આકાશ સિવાય બીજું એક પણ દ્રવ્ય નથી, તે અલોકાકાશ કહેવાય છે. આકાશ અનંત છે.

(૪) પુદ્ગલ (પુદ્ગલાસ્તિકાય) એટલે પૂરણ અને ગલન-સ્વભાવવાળું, અણુ અને સ્કંધરૂપ તેમ જ વર્ણાદિગુણવાળું દ્રવ્ય. પૂરણ એટલે ભેગા થવું અથવા એકબીજા સાથે જોડાવું અને ગલન એટલે છૂટા પડવું. વર્ણાદિ-ગુણમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને શબ્દનો સમાવેશ થાય છે.

૧૫. પ્રશ્ન—ચતુર્વિંશતિસ્તવનું ફલ શું ?

ઉત્તર—શ્રી ઉત્તરજ્ઝયણ સુત્તમાં ચતુર્વિંશતિ સ્તવનું ફલ શું ? એવા પ્રશ્નના ઉત્તરમાં સૂત્રકારે જણાવ્યું છે કે :— ચતુર્વિંશતિસ્તવથી જીવ સમ્યક્ત્વની શુદ્ધિને પ્રાપ્ત કરે છે. ૧

તદુપરાંત શ્રી ચઉસરણ પઈન્નયમાં પણ જણાવ્યું છે કે—

શ્રી જિનવરેન્દ્રોના અતિ અદ્ભુત ગુણકીર્તન સ્વરૂપ ચતુર્વિંશતિસ્તવથી દર્શનાચારની વિશુદ્ધિ થાય છે. ૨

## लोगस्स उज्जोअगरे—

લોક શબ્દથી અહીં પંચાસ્તિકાયાત્મક લોક સમજવાનો છે.૩ પંચાસ્તિકાય એટલે (૧) ધર્મ (ધર્માસ્તિકાય), (૨) અધર્મ (અધર્માસ્તિકાય), (૩) આકાશ (આકાશાસ્તિકાય), (૪) પુદ્ગલ (પુદ્ગલાસ્તિકાય) અને (૫) આત્મા (જીવાસ્તિકાય)—

(૧) ધર્મ (ધર્માસ્તિકાય) એટલે ગતિશીલ પુદ્ગલો અને જીવોને ગતિમાં નિમિત્ત થનારું અરૂપી દ્રવ્ય. પાણીમાં તરી

---

૧. चउवीसत्थएणं भंते ? जीवे किं जणयइ ? चउवीसत्थएणं दंसणविसोहिं जणयइ ॥ ११ ॥ — ઉત્તરજ્ઝયણ સુત્ત, અધ્યયન ૨૮, સુત્ર-૧૧

૨. दंसणयारविसोही, चउवीसायत्थएण किच्चइ य ।
अच्चब्भुअगुणकित्तण रूवेण जिणवरिंदाणं ॥ ३ ॥
— ચઉસરણપઈણ્ણય, ગા. ૩

૩. अयं चेह तावत् पञ्चास्तिकायात्मको गृह्यते ।
— આ. હા. ટી., પ. ૪૯૪ અ.

ઉપરથી જોરથી ફેંકવામાં આવે અને તે ગતિ કરતો કરતો છ માસમાં જેટલું અંતર કાપે તે રજ્જુ. આ માપ પણ બાલજીવોને સમજવા પૂરતું છે. કેમકે આ રીતે પણ સંખ્યાતા યોજન જ થાય, જ્યારે એક રજ્જુ અસંખ્યાતા યોજનનો છે. અવકાશમાં રહેલા પદાર્થોની ગણતરીમાં હાલના વૈજ્ઞાનિકો પણ આવા ઉપમાનોથી જ તેમની ગણતરી રજૂ કરે છે.

સાત રાજથી કંઈક વધારે ભાગમાં અધોલોક છે અને સાત રાજથી કંઈક ઓછા ભાગમાં ઊર્ધ્વલોક છે. વચ્ચેના નવસો યોજનનો ભાગ—જે નીચેથી રાજનો ક્રમ ગણતાં આઠમા રાજમાં આવે છે, તે તિર્યગ્-લોક કહેવાય છે.

ચૌદ રાજલોકમાં સૌથી ઉપર સિદ્ધશિલા છે. તેની નીચે પાંચ અનુત્તર વિમાનો, તેની નીચે નવ ગ્રૈવેયક, તેની નીચે બાર દેવલોકો, તેની નીચે જ્યોતિષ્-ચક્ર (ચંદ્ર-સૂર્યાદિ) અને તેની નીચે મનુષ્યલોક છે. આટલાં સ્થાનો સાત રાજલોકમાં સમાયેલાં છે. તેની નીચે અનુક્રમે વ્યંતર, વાણ વ્યંતર અને ભવનપતિ દેવોનાં સ્થાનો અને ઘર્મા પૃથ્વીના પ્રતરો એકબીજાને આંતરે છે અને તેની નીચે વંશા, શૈલા, અંજના, રિષ્ટા, મઘા અને માઘવતી નામના વિભાગો છે. જેમાં અનુક્રમે સાત નરકો સમાયેલાં છે. ઘર્મામાં પહેલું નરક છે યાવત્ માઘવતીમાં સાતમું નરક છે. આ રીતે લોક શબ્દષડ્ દ્રવ્યનો પ્રદર્શક હોવા સાથે પંચાસ્તિકાય ચૌદ રાજલોકનો પણ પ્રદર્શક છે.

(૫) જીવ (જીવાસ્તિકાય) એટલે શરીરથી ભિન્ન, ચૈતન્ય ગુણવાળો આત્મા. જીવનશક્તિ ધારણ કરવાના ગુણને લીધે તે જીવ કહેવાય છે. જીવતો હતો, જીવે છે અને જીવશે તે જીવ. ઉપયોગ, અનાદિ-નિધનતા, શરીર-પૃથક્ત્વ, કર્મ-કર્તૃત્વ, કર્મ-ભોક્તૃત્વ, અરૂપીપણું આદિ અનેક લક્ષણોથી તે યુક્ત છે. આ જીવનની ક્રિયા જેના વડે શક્ય બને છે, તેવા જીવંત શરીરને પણ ઉપચારથી જીવ કહેવામાં આવે છે.

આ પાંચ દ્રવ્યો અસ્તિકાય કહેવાય છે. આ દ્રવ્યો જેટલા ભાગમાં સાથે રહેલાં છે તેટલો ભાગ લોક કહેવાય છે. પાંચે અસ્તિકાયો લોકમાં સર્વત્ર વ્યાપ્ત છે. તેથી લોક પંચાસ્તિકાયાત્મક કહેવાય છે. તે લોકનો સામાન્ય પરિચય ત્રણ વિભાગથી અને વિશેષ પરિચય ચૌદ વિભાગથી થાય છે. ત્રણ વિભાગ તે ઊર્ધ્વ-લોક, તિર્યગ્ લોક અને અધોલોક. ચૌદ વિભાગ તે ચૌદ રાજ-લોકનો પરિચય નીચે મુજબ છે :—

ચૌદ રાજલોકનો આકાર કેડે બન્ને હાથ રાખીને બે પગ પહોળા કરી ટટ્ટાર ઉભેલા પુરુષ જેવો છે. તેમાં પગથી કેડ સુધીનો ભાગ તે અધોલોક છે. નાભિ પ્રદેશ તે તિર્યગ્લોક છે અને ઉપરનો ભાગ તે ઊર્ધ્વલોક છે. તે તમામ ઊંચાઈના ચૌદ સરખા ભાગ કલ્પવા તે ચૌદ રાજ અથવા ચૌદ રજ્જુ કહેવાય છે અને તેવા ચૌદ રાજપ્રમાણ જે લોક તે ચૌદ રાજલોક કહેવાય છે. એક રાજનું માપ ઘણું મોટું હોવાથી તે યોજનોની સંખ્યા વડે દર્શાવી શકાય તેવું નથી, એટલે તેને ઉપમા વડે દર્શાવવામાં આવ્યું છે. જેમ કે નિમિષ માત્રમાં લાખ યોજન જનારો દેવ છ માસમાં જેટલું અંતર વટાવે, તે રજ્જુ. અથવા ૩,૮૧,૨૭,૯૭૦ મણનો એક ભાર એવા એક હજાર ભારવાળા તપેલા ગોળાને

ઉપરથી જોરથી ફેંકવામાં આવે અને તે ગતિ કરતો કરતો છ માસમાં જેટલું અંતર કાપે તે રજ્જુ. આ માપ પણ બાલજીવોને સમજવા પૂરતું છે. કેમકે આ રીતે પણ સંખ્યાતા યોજન જ થાય, જ્યારે એક રજ્જુ અસંખ્યાતા યોજનનો છે. અવકાશમાં રહેલા પદાર્થોની ગણતરીમાં હાલના વૈજ્ઞાનિકો પણ આવા ઉપમાનોથી જ તેમની ગણતરી રજૂ કરે છે.

સાત રાજથી કંઈક વધારે ભાગમાં અધોલોક છે અને સાત રાજથી કંઈક ઓછા ભાગમાં ઊર્ધ્વલોક છે. વચ્ચેના નવસો યોજનનો ભાગ–જે નીચેથી રાજનો ક્રમ ગણતાં આઠમા રાજમાં આવે છે, તે તિર્યગ્‌–લોક કહેવાય છે.

ચૌદ રાજલોકમાં સૌથી ઉપર સિદ્ધશિલા છે. તેની નીચે પાંચ અનુત્તર વિમાનો, તેની નીચે નવ ગ્રૈવેયક, તેની નીચે બાર દેવલોકો, તેની નીચે જ્યોતિષ્‌–ચક્ર (ચંદ્ર–સૂર્યાદિ) અને તેની નીચે મનુષ્યલોક છે. આટલાં સ્થાનો સાત રાજલોકમાં સમાયેલાં છે. તેની નીચે અનુક્રમે વ્યંતર, વાણ વ્યંતર અને ભવનપતિ દેવોનાં સ્થાનો અને ઘર્મા પૃથ્વીનાં પ્રતરો એકબીજાને આંતરે છે અને તેની નીચે વંશા, શૈલા, અંજના, રિષ્ટા, મઘા અને માઘવતી નામના વિભાગો છે. જેમાં અનુક્રમે સાત નરકો સમાયેલાં છે. ઘર્મામાં પહેલું નરક છે યાવત્‌ માઘવતીમાં સાતમું નરક છે. આ રીતે લોક શબ્દષડ્‌ દ્રવ્યનો પ્રદર્શક હોવા સાથે પંચાસ્તિકાય કે ચૌદ રાજલોકનો પણ પ્રદર્શક છે.

**धम्मतित्थयरे :—**

**શ્રી** મહાનિસીહ સૂત્રમાં ધર્મતીર્થંકર અંગે નીચે પ્રમાણે ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. ૧

હે ગૌતમ! પૂર્વે જેનો શબ્દાર્થ વર્ણવવામાં આવ્યો છે એવા જે કોઈ ધર્મતીર્થંકર શ્રી અર્હત્ ભગવંતો હોય છે તેઓ પરમપૂજ્યોના પણ પૂજ્યતર હોય છે; કારણ કે, તે સઘળાય નીચે જણાવેલા લક્ષણોથી લક્ષિત હોય છે.

અચિંત્ય, માપી ન શકાય, જેને કોઈની સાથે સરખાવી પણ ન શકાય, જેના સમાન બીજા કોઈ નથી એવા શ્રેષ્ઠતર ગુણોના સમૂહોથી યુક્ત તે ભગવંતો હોવાથી ત્રણે લોકના જીવોને મહાન કરતાંય મહાન–અતિમહાન–આનંદને તેઓ ઉત્પન્ન કરનારા હોય છે. તેમજ જન્માંતરમાં એકઠો કરેલ જે વિશાલ પુણ્યનો સમૂહ તેનાથી ઉપાર્જિત કરેલ શ્રી તીર્થંકર નામકર્મના ઉદયથી, જેવી રીતે દીર્ઘ ગ્રીષ્મઋતુના તાપથી અતિશય ખિન્ન બની ગયેલા મયૂરોના સમૂહોને પ્રથમ મેઘ પોતાની શીતલ જલધારાથી શાંત કરે છે, તેવી રીતે ભવ્ય જીવોને પરમહિતોપદેશ આપવા વડે ગાઢ રાગ, દ્વેષ, મોહ, મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, દુષ્ટ અને ક્લિષ્ટ અધ્યવસાયો આદિથી પેદા કરેલ તેમના અશુભ એવા જે ઘોર પાંપકર્મો તે રૂપી તાપ અને સંતાપને શાંત કરે છે.

તેઓ સકલ પદાર્થોના જ્ઞાતા હોય છે.

અનેક જન્મોમાં એકઠો કરેલ જે મહાન પુણ્યનો સમૂહ તેનાથી ઉપાર્જિત કરેલ અતુલ બલ, અતુલ વીર્ય, અતુલ ઐશ્વર્ય, અતુલ સત્ત્વ અને અતુલ પરાક્રમથી તેમનો દેહ અધિષ્ઠિત હોય છે.

૧. महानिसीह सूत्र–[ નમસ્કાર સ્વાધ્યાય પ્રા. વિ. પૃ. ૪૫ થી ૫૦ ]

તેમના મનોહર દેદીપ્યમાન પગના અંગૂઠાના અગ્રભાગનું પણ રૂપ એટલું બધું હોય છે કે સૂર્ય જેમ દશે દિશામાં પ્રકાશથી સ્ફુરાયમાન પ્રકટ પ્રતાપી કિરણોના સમૂહથી સર્વગ્રહ નક્ષત્ર અને ચંદ્રની પંક્તિને નિસ્તેજ બનાવી દે છે તેમ તેઓ પોતાના તેજથી સર્વ વિદ્યાધરો, દેવીઓ, દેવેન્દ્ર તથા દાનવેન્દ્ર સહિત દેવગણોના સૌભાગ્ય, કાન્તિ, દીપ્તિ, લાવણ્ય અને રૂપની શોભાને ઢાંકી દે છે (નિસ્તેજ બનાવી દે છે). સ્વાભાવિક (૪) કર્મક્ષયજનિત (૧૧) તથા દેવકૃત (૧૯) એવા ચોત્રીશ અતિશયોના તે ધારક હોય છે અને તે ચોત્રીશ અતિશયો એવા શ્રેષ્ઠ નિરૂપમ અને અનન્યસદૃશ હોય છે કે તેનાં દર્શન કરવાથી ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ્ક, વૈમાનિક, અહમિંદ્ર, ઇંદ્ર, અપ્સરા, કિન્નર, નર, વિદ્યાધર અને સુર તથા અસુર સહિત જગતના જીવોને એટલું બધું આશ્ચર્ય થાય છે કે—

અહો અહો અહો આપણે કોઈ દિવસ નહીં જોયેલું આજે જોયું. એક જ વ્યક્તિમાં એક સાથે એકત્રિત થયેલો અતુલ, મહાન, અચિંત્ય પરમ આશ્ચર્યોનો સમૂહ આજે આપણે જોયો એવા વિચારથી આનંદિત થયેલા હર્ષ અને અનુરાગથી સ્ફુરાયમાન થતા નવા નવા પરિણામોથી પરસ્પર અત્યંત હર્ષના ઉદ્ગારો કાઢે છે અને વિહાર કરીને ભગવાન આગળ ચાલ્યા ગયા પછી પોતાના આત્માની નિંદા કરે છે કે અમને ધિક્કાર છે, અમે અધન્ય છીએ, અમે પુણ્યહીન છીએ. ભગવાન ચાલ્યા ગયા પછી તેમના હૃદયને ખૂબ ક્ષોભ થવાથી તેઓ મૂર્છિત થઈ જાય છે અને મહામુશીબતે તેમનામાં ચૈતન્ય આવે છે. તેમનાં ગાત્ર અત્યંત શિથિલ થઈ જાય છે. આકુંચન, પ્રસારણ, ઉન્મેષ, નિમેષ આદિ શારીરિક વ્યાપારો બંધ પડી જાય છે. નહીં ઓળખાતા અને સ્ખલના પામતા મંદ મંદ દીર્ઘ હુંકારોથી

**धम्मतित्थयरे :—**

**શ્રી** મહાનિસીહ સૂત્રમાં ધર્મતીર્થંકર અંગે નીચે પ્રમાણે ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. ૧

હે ગૌતમ! પૂર્વે જેનો શબ્દાર્થ વર્ણવવામાં આવ્યો છે એવા જે કોઈ ધર્મતીર્થંકર શ્રી અર્હત્ ભગવંતો હોય છે તેઓ પરમપૂજ્યોના પણ પૂજ્યતર હોય છે; કારણ કે, તે સઘળાય નીચે જણાવેલા લક્ષણોથી લક્ષિત હોય છે.

અચિંત્ય, માપી ન શકાય, જેને કોઈની સાથે સરખાવી પણ ન શકાય, જેના સમાન બીજા કોઈ નથી એવા શ્રેષ્ઠતર ગુણોના સમૂહોથી યુક્ત તે ભગવંતો હોવાથી ત્રણે લોકના જીવોને મહાન કરતાંય મહાન—અતિમહાન—આનંદને તેઓ ઉત્પન્ન કરનારા હોય છે. તેમજ જન્માંતરમાં એકઠો કરેલ જે વિશાલ પુણ્યનો સમૂહ તેનાથી ઉપાર્જિત કરેલ શ્રી તીર્થંકર નામકર્મના ઉદયથી, જેવી રીતે દીર્ઘ ગ્રીષ્મઋતુના તાપથી અતિશય ખિન્ન બની ગયેલા મયૂરોના સમૂહોને પ્રથમ મેઘ પોતાની શીતલ જલધારાથી શાંત કરે છે, તેવી રીતે ભવ્ય જીવોને પરમહિતોપદેશ આપવા વડે ગાઢ રાગ, દ્વેષ, મોહ, મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, દુષ્ટ અને ક્લિષ્ટ અધ્યવસાયો આદિથી પેદા કરેલ તેમના અશુભ એવા જે ઘોર પાપકર્મો તે રૂપી તાપ અને સંતાપને શાંત કરે છે.

તેઓ સકલ પદાર્થોના જ્ઞાતા હોય છે.

અનેક જન્મોમાં એકઠો કરેલ જે મહાન પુણ્યનો સમૂહ તેનાથી ઉપાર્જિત કરેલ અતુલ બલ, અતુલ વીર્ય, અતુલ ઐશ્વર્ય, અતુલ સત્ત્વ અને અતુલ પરાક્રમથી તેમનો દેહ અધિષ્ઠિત હોય છે.

---

૧. महानिसीह सूत्र—[ નમસ્કાર સ્વાધ્યાય પ્રા. વિ. પૃ. ૪૫ થી ૫૦ ]

નથી ત્યાં ચર્મ–ચક્ષુધારી અકેવલીઓ શું કહી શકે? તેથી હે ગૌતમ! આ પરમાર્થ છે કે—તીર્થંકરોના ગુણોના સમૂહોને માત્ર તીર્થંકરો જ વર્ણવવા સમર્થ છે, બીજા નહીં, કારણ કે તીર્થંકરોની જ તેવી અતિશયવાળી વાણી હોય છે, અથવા હે ગૌતમ અહીં ઘણું કહેવાથી શું? સારભૂત જ અર્થ કહું છું. સકલ આઠ કર્મો તે રૂપ મલના કલંકથી મુક્ત થયેલા, દેવતાઓના ઈન્દ્રોએ જેમના ચરણોની પૂજા કરી છે તે જિનેશ્વર દેવોના નામનું સ્મરણ, ત્રણ કરણથી ઉપયુક્ત બની, ક્ષણે ક્ષણે શીલ અને સંયમમાં ઉદ્યમશીલ બની, વ્રત અને નિયમોને વિરાધ્યા વિના, જે આત્મા કરે છે તે શીઘ્ર સિદ્ધિપદને પામે છે.

વળી જે આત્મા દુઃખથી ઉદ્વેગ પામેલ છે, ભ્રમર જેમ કમલના વનમાં તૃષ્ણાવાળો હોય તેમ જે સુખની તૃષ્ણાવાળો છે, તે પણ જો જિનેશ્વરોની ભક્તિમાં અત્યંત ગરકાવ બની, સ્તવ, સ્તુતિ અને મંગલકારી જય શબ્દના વ્યાપારમાં લીન બની જિનવરેન્દ્રોના પાદારવિંદની સમક્ષ, ભૂમિ પર મસ્તકને સ્થાપન કરી, અંજલિપુટ જોડી, શંકાદિ દોષો રહિત સમ્યક્ત્વથી હૃદયને વાસિત કરી અખંડિત વ્રત નિયમને ધારણ કરી તે ભગવંતોના એક પણ ગુણને હૃદયમાં ધારણ કરે તો તીર્થંકર બનીને સિદ્ધ થાય છે.

હે ગૌતમ! સુગૃહીત નામધેય શ્રી તીર્થંકરોનો જગતમાં પ્રકટ, મહાન આશ્ચર્યભૂત ત્રણે ભુવનમાં પ્રખ્યાત આ મહાન અતિશયનો વિસ્તાર છે કે—જેમણે કેવલજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન તથા ચરમ શરીર પ્રાપ્ત નથી કર્યું એવા જીવો પણ અરહંતોના અતિશયોને જોઈને, જેમના આઠેય કર્મો ક્ષીણપ્રાય થઈ ગયાં છે તેવા અને બહુ દુઃખદાયક ગર્ભાવાસથી મુક્ત, મહાયોગી, વિવિધ દુઃખમય ભવસાગરથી ઉદ્વિગ્ન બની ક્ષણમાં સંસારથી પાર પામી જાય છે.

મિશ્રિત દીર્ઘ, ઉષ્ણ, બહુ નિસાસાથી જ માત્ર બુદ્ધિશાળીઓ સમજી શકે છે કે તેમનામાં મન (ચૈતન્ય) છે. જગતના જીવો ભગવાનની ઋદ્ધિ જોઇને એક માત્ર વિચાર કરે છે કે—આપણે એવું કયું તપ કરીએ કે જેથી આપણને પણ આવી પ્રવર ઋદ્ધિ પ્રાપ્ત થાય. ભગવાનને જોતાં જ તેઓ પોતાના વક્ષસ્થલ પર હાથ મૂકે છે અને તેમના મનમાં મહાન આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

આથી હે ગૌતમ? અનંત ગુણોના સમૂહોથી અધિષ્ઠિત છે શરીર જેમનું એવા, સુગૃહીત નામધેય, ધર્મતીર્થંકર એવા તે અરિહંત ભગવંતોના વિદ્યમાન એવા ગુણસમૂહ રૂપી રત્નોના સમુદાયને દિવસ ને રાત, સમયે સમયે હજાર જીભથી બોલતો સુરેન્દ્ર પણ, અથવા તો કોઈ ચાર જ્ઞાનવાળા મહાત્મા અગર તો અતિશય સમ્પન્ન છદ્મસ્થ જે સ્વયમ્ભૂરમણ સમુદ્રનો ક્રોડો વર્ષે પણ પાર ન પામે તેમ તેમનાં ગુણોનો પાર પામી શકતો નથી, કારણ કે—ધર્મતીર્થંકર શ્રી અર્હંત ભગવંતોના ગુણરૂપી રત્નો અપરિમિત હોય છે. અહીં વિશેષ શું કહેવું? જ્યાં ત્રણ લોકના નાથ, જગતના ગુરુ, ત્રણ ભુવનના એકમાત્ર બંધુ, ત્રણ લોકના તે તે ગુણના સ્તંભરૂપ–આધારરૂપ–શ્રેષ્ઠ ધર્મતીર્થંકરોના પગના અંગૂઠાના ટેરવાનો અગ્ર ભાગ કે જે અનેક ગુણોના સમૂહથી અલંકૃત છે તેના અનંતમા ભાગનું સુરેન્દ્રો અથવા ભક્તિના જ અત્યંત રસિક સર્વ પુરુષો અનેક જન્માંતરોમાં સંચિત અનિષ્ટ દુષ્ટ કર્મરાશિજન્ય દુર્ગતિ દૌર્મનસ્ય આદિ સકલ દુઃખ દારિદ્રય, ક્લેશ, જન્મ, જરા, મરણ, રોગ, શોક, સન્તાપ, ઉદ્વેગ, વ્યાધિ, વેદના આદિના ક્ષયને માટે વર્ણન કરવા માંડે ત્યારે સૂર્યના કિરણોના સમૂહની જેમ ભગવાનના અનેક ગુણોનો સમૂહ એક સાથે તેમના જિહ્વાગ્રે સ્ફુરાયમાન થાય છે તેને ઈંદ્ર સહિત દેવગણો એકી સાથે બોલવા માંડે તો પણ જ્યાં વર્ણવવા સમર્થ

સમચતુરસ્ર સંસ્થાન તથા શ્રેષ્ઠ એવું જે વજ્રઋષભ નારાચસંઘયણ તેનાથી અધિષ્ઠિત હોવાથી પરમ પવિત્ર ઉત્તમ આકારને તેઓ ધારણ કરનારા હોય છે. મહાયશસ્વી, મહાસત્ત્વશાળી, મહાન આશયવાળા, પરમપદમાં રહેનાર, તે જ ભગવંતો સદ્ધર્મ તીર્થંકરો હોય છે. વળી કહ્યું છે કે—સમગ્ર મનુષ્યો, દેવો, ઇન્દ્રો અને સુંદરીઓનાં રૂપ, કાંતિ તેમ જ લાવણ્ય–આ બધાં એકઠાં કરીને કોઈ પણ રીતે તેનો એક પિંડ બનાવવામાં આવે અને જિનેશ્વર સામે તુલના માટે મૂકવામાં આવે તો તે પિંડ જિનેશ્વરના ચરણના અંગૂઠાના અગ્ર ભાગનો એક પ્રદેશ તેના લાખમા ભાગે પણ તે શોભતો નથી પણ સુવર્ણગિરિ–મેરૂ પર્વતની સામે રાખનો ઢગલો જેવો લાગે તેવો લાગે છે.

અથવા તો સર્વ સ્થાને જૂદી જૂદી વ્યક્તિઓમાં રહેલા જૂદા જૂદા ગુણોને જાણીને અને તે તે ગુણો શ્રી તીર્થંકર ભગવંતના ગુણોના અનંતમા ભાગે પણ ન આવતા હોઇને શ્રી તીર્થંકર ભગવંતના ગુણની તુલના કરવા માટે કદાચ ત્રણેય ભુવનોને એક કરવામાં આવે અને તેને એક દિશામાં ઉભું રાખી એક તરફ તેમના સર્વ ગુણો મૂકી બીજી તરફ શ્રી તીર્થંકર ભગવંતના ગુણોને મૂકવામાં આવે તો પણ પરમપૂજ્ય શ્રી તીર્થંકર ભગવાનના ગુણો આ સર્વ ગુણોથી અધિક હોય છે અને તેથી જ શ્રી તીર્થંકર ભગવંતો જ અર્ચના કરવા યોગ્ય છે, વંદનીય છે, પૂજનીય છે, અર્હત્ છે, ગતિ છે, મતિથી સમન્વિત છે. તેથી તે શ્રી ધર્મતીર્થંકર ભગવંતોને ભાવથી નમસ્કાર કરો.

અથવા બીજું વર્ણન બાજુ પર રાખીએ તો પણ હે ગૌતમ! શ્રેષ્ઠ અક્ષરોને વહન કરતું ધર્મતીર્થંકર એવું નામ તે સુગૃહીત નામધેય, ત્રણે ભુવનના એક માત્ર બંધુ, જિનવરોમાં ઇન્દ્ર સમાન, અર્હત્ ભગવંત શ્રી ધર્મતીર્થંકરોને જ છાજે છે બીજાને નહિં, કારણ કે અનેક જન્માંતરોથી પુષ્ટ થયેલ તથા મોહનો ઉપશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા તથા આસ્તિક્યના પ્રકટપણાથી લક્ષિત થતા પ્રવર સમ્યગ્દર્શન વડે તથા ઉલ્લાસ પામતા વીર્યને ન છૂપાવી, સહન કરેલ ઉગ્ર કષ્ટો અને આચરેલા ઘોર દુષ્કર તપો વડે નિરંતર ઉપાર્જિત કરેલા મહાન પુણ્યોના સ્કંધોનો જે મહાન રાશિ તેના વડે બાંધેલું તીર્થંકર નામ કર્મ ગોત્ર-કે જે ઉત્તમ છે, પ્રવર છે, પવિત્ર છે, વિશ્વના એક બંધુ સમાન છે, વિશ્વના નાથ સમાન છે, વિશ્વના સ્વામી સમું છે, વિશ્વમાં સારભૂત છે, અનંત કાલથી ચાલી આવતી ભવોની વાસના તથા પાપના બંધનો તેને છેદી નાખનાર છે, જે જગતમાં એક અને અદ્વિતીય છે તેને આધીન (તે તીર્થંકર નામકર્મ ગોત્રને આધીન) જે સુંદર, દીપ્ત, મનોહર રૂપ અને દશે દિશાઓમાં પ્રકાશમાન નિરુપમ એક હજાર અને આઠ લક્ષણો તેનાથી તે ભગવંતો મંડિત હોવાથી જગતમાં ઉત્તમોત્તમ જે લક્ષ્મી તેના નિવાસ માટે વાસવાપિકા જેવા છે. ઉપરાંત દેવતા અને મનુષ્યો તેમને જોવા માત્રથી તેજ ક્ષણે અંતઃકરણમાં ચમત્કાર પામે છે અને તેમના નેત્રો તથા મનમાં અતુલ વિસ્મય અને અપાર પ્રમોદ ઉત્પન્ન થાય છે; કારણ કે સંપૂર્ણ પાપકર્મો રૂપી મલના કલંકથી તેઓ રહિત હોય છે.

શ્રી અરિહંત ભગવંતોનું પ્રથમ વિશેષણ લોકના સ્વરૂપનો પ્રકાશ કરનારા એ મૂકવામાં આવેલ છે ત્યારે સ્હેજે એ અંગે જાણવાનું મન થાય છે કે તેઓ લોકના સ્વરૂપનો પ્રકાશ શી રીતે કરે છે? તેના સમાધાનમાં શાસ્ત્રકાર મહર્ષિઓ જણાવે છે કે શ્રી અરિહંતદેવો લોકના સ્વરૂપનો પ્રકાશ–उप्पन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा (એટલે ઉત્પન્ન પણ થાય છે, નાશ પણ પામે છે અને સ્થિર પણ રહે છે.) એ ત્રિપદી વડે કરે છે. એનો અર્થ એ છે કે લોક અને અલોકરૂપી આ વિશ્વ કેટલાક માને છે તેમ માત્ર કલ્પના નથી પણ સત્ છે અને તે ઉત્પન્ન થવાના, નાશ પામવાના અને કાયમ રહેવાના સ્વભાવથી યુક્ત છે. બીજી રીતે કહેતાં આ વિશ્વ દ્રવ્યરૂપે અનાદિ, અનંત, અચલ છે અને પર્યાયરૂપથી ઉત્પત્તિ અને વિનાશરૂપ પરિવર્તનોવાળું છે.

**एवं मए अभिथुआ :—**

આ પદોનો અર્થ મેં આપને મારી સન્મુખ સાક્ષાત્ રહેલા કલ્પીને નામ ગ્રહણપૂર્વક સ્તવ્યા એમ પણ થઈ શકે. ધ્યેય વસ્તુનું ધ્યાન તે જ શ્રેષ્ઠ કહેવામાં આવે છે કે જેમાં ધ્યેય ધ્યાતા સમક્ષ માનસ કલ્પનાદ્વારા જાણે સાક્ષાત્ સમુપસ્થિત થયું હોય તેમ ભાસે. આ રીતે સામે સાક્ષાત્ કલ્પવાથી ધ્યાનાવેશ તેમજ ભાવાવેશથી સિદ્ધિ શીઘ્ર થાય છે. ધ્યાનાવેશદ્વારા તન્મયીભાવને પામતું ધ્યાન જ સર્વશ્રેષ્ઠ ગણાય છે.

શાસ્ત્રોમાં કહ્યું છે કે:—ધ્યાન જ્યારે સ્થિરતાને ધારણ કરે છે ત્યારે ધ્યેય નજીક ન હોવા છતાં પણ જાણે (સામે) આલેખિત હોય એવું અત્યંત સ્પષ્ટ ભાસે છે. ૧

---

૧. ध्याने हि बिभ्रतिस्थैर्यं, ध्येयरुपं परिस्फुटम् ।
आलेखितमिवाभाति ध्येयस्याऽसन्निधावपि ॥
— તત્ત્વાનુશાસન, અધ્યાય ૪, શ્લો. નં. ૪૪, પૃ. ૩૫

**अरिहंते :—**

**શ્રી** મહાનિસીહ સૂત્રમાં અરિહંત વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ છે૧ :—

મનુષ્ય, દેવતા અને દાનવોવાળા આ સમગ્ર જગતમાં આઠ મહાપ્રાતિહાર્ય વગેરેના પૂજાતિશયથી ઉપલક્ષિત, અનન્યસદૃશ, અચિંત્ય માહાત્મ્યવાળી, કેવલાધિષ્ઠિત, પ્રવર ઉત્તમતાને જેઓ યોગ્ય છે તે अरहंत છે. સમગ્ર કર્મોના ક્ષય થવાથી, સંસારના અંકુરા બળી જવાથી ફરીવાર અહીં આવતા નથી, જન્મ લેતા નથી, ઉત્પન્ન થતા નથી, તે કારણે એ, अरुहंत પણ કહેવાય છે, વળી, તેમણે સુદુર્જય સમગ્ર આઠ પ્રકારના કર્મરૂપી શત્રુઓને મથી નાખ્યા છે, હણી નાખ્યા છે, દળી નાખ્યા છે, પીલી નાખ્યા છે, નસાડી મૂકયા છે અથવા પરાજિત કર્યા છે; તેથી તે अरिहंत પણ કહેવાય છે. આ રીતે તેઓ અનેક પ્રકારે કહેવાય છે, નિરુપણ કરાય છે, ઉપદેશ કરાય છે, સ્થાપન કરાય છે, દર્શાવાય છે અને બધી રીતે બતાવાય છે.

---

१. सनरामरासुरस्स णं सव्वस्सेव जगस्स अट्ठमहापाडिहेराइपूयाइसओवलक्खियं अणण्णसरिसमचिंतमाहप्पं केवलाहिट्ठियं पवरुत्तमत्तं अरहंति ति अरहंता। असेसकम्मक्खएणं निदड्ढभवंकुरत्ताओ न पुणेह भवंति जम्मंति उववज्जंति वा अरुहंता वा णिम्महियनिहयनिद्दलियविलीयनिट्ठवियअभिभूय सुदुज्जयासेस अट्ठपयारकम्मरिउत्ताओ वा अरिहंतेति वा, एवमेते अणेगहा पन्नविज्जंति परूविज्जंति आघविज्जंति पट्ठविज्जंति उवदंसिज्जंति।

— મહાનિસીહ સૂત્ર, [ નમસ્કાર સ્વાધ્યાય, (પ્રા. વિ.,) પૃ. ૪૨ ]

હવે અર્થાપત્તિ (આર્થ્ય વ્યાપાર) સમજાવે છે.

બધા જ મુમુક્ષુઓ ગુણપ્રકર્ષરૂપ કોઈક વિશિષ્ટ દેવતાને વંદનીય તથા સ્તવ વગેરેનું ફળ આપનાર માને છે. ૧ (એ માન્યતામાં અપેક્ષાએ યુક્તિ-યુક્તતા હોય અને ગુણ હોય, તો તેને આપણે પણ અપેક્ષાએ સ્વીકારવી જોઈએ.)

એ રીતે જિનેશ્વર ભગવંત સ્તવન, પૂજન, નમન, અનુધ્યાન વગેરે રૂપ ક્રિયાનું ફળ, જે સ્વર્ગ અને અપવર્ગ, તેને આપનારા

---

२. अथ कथंचित्परमतमप्यनुमन्यमान आह ।
आर्थ्यं व्यापारमाश्रित्य न च दोषोऽपि विद्यते ।
अत्रमाध्यस्थ्यमालम्ब्य यदि सम्यग्निरूप्यते ॥ २९७ ॥

आर्थ्यं सामर्थ्यप्राप्तम् । व्यापारमीश्वराद्यनुग्रहरूपम् । आश्रित्या· पेक्ष्य । न च नैव । दोषोऽप्यपराधः स्वमतपरिहाररूपः । विद्यते समस्ति युक्तियुक्तार्थाभ्युपगमे । पुनर्गुण एवेत्यपिशब्दार्थः । कथमित्याह अत्र ईश्वरानुग्रहादौ माध्यस्थं मध्यस्थभावं आलम्ब्य आश्रित्य यदि चेत् सम्यक् यथावत् निरुप्यते चिन्त्यते ॥

अथार्थ्यमेवव्यापारमाचष्टे ।
गुणप्रफर्षरूपो यत्सर्वैर्वन्द्यस्तथेष्यते ।
देवतातिशयः कश्चित्स्तवादेः फलदस्तथा ॥ २९८ ॥

गुणप्रकर्षरूपो ज्ञानादिप्रकृष्टगुणस्वभावः । यद्यस्मात् । सर्वैर्ममुक्षुभिः । वन्द्यो वन्दनीयः । तथा तत्प्रकारः । इष्यते मन्यते । देवतातिशयो विशिष्टदेवताख्य । कश्चिज्जिनादिः । स्तवादेः स्तवनपूजननमनानुध्यानादेः । क्रियायाः फलदः स्वर्गापवर्गादि-फलदायी । तथा इति समुच्चये । अत्र यद्यपि स्वकर्तृका स्तवादिक्रिया फलं प्रयच्छति, तथापि स्तवनीयालम्बनत्वेन तस्यास्तत्स्वामिकत्वमिति स्तोतव्यनिमित्त एव स्तोतुः फललाभ इति ॥

— યોગબિંદુ સટીક, પૃ. ૧૨૨-૧૨૩

નામગ્રહણપૂર્વક સ્તવનાના વિષયમાં નામ આદિનું માહાત્મ્ય શાસ્ત્રોમાં આ રીતે કહેવાયું છે :—

પરમાત્માનું નામ હૃદયમાં સ્થિર થતાં જ જાણે પરમાત્મા સામે સાક્ષાત્ દેખાતા હોય તેવું લાગે છે, જાણે હૃદયમાં પ્રવેશતા હોય તેવું લાગે છે, જાણે મધુર આલાપ કરતા હોય તેવું લાગે છે, જાણે સર્વ અંગોમાં અનુભવાતા હોય તેવું લાગે છે. અને તન્મયભાવને પામતા હોય તેવું લાગે છે. આવી જાતના અનુભવોથી સર્વ કલ્યાણોની સિદ્ધિ થાય છે. ૧

**पसीयंतु :—**

આ પદ પરમાત્માના અનુગ્રહને સૂચવે છે. અનુગ્રહનો વિષય યોગબિંદુમાં નીચે મુજબ સ્પષ્ટ કરવામાં આવ્યો છે :—

હવે કોઈક અપેક્ષાએ પરમતનો સ્વીકાર કરતાં કહે છે :—

અર્થાપત્તિથી જો ઈશ્વરનો ( તીર્થંકરનો ) અનુગ્રહ સ્વીકારીએ તો એમાં સ્વમત પરિહારરૂપ દોષ-અપરાધ નથી, એટલું જ નહીં પણ યુક્તિયુક્ત અર્થ સ્વીકારવામાં તો ગુણ જ છે. પ્રસ્તુત વિષય તો જ સમજાય કે જો આ ઈશ્વરાનુગ્રહ વિશે મધ્યસ્થભાવપૂર્વક વિચારવામાં આવે.

---

૧. नामादित्रये हृदयस्थिते सति भगवान् पुर इव परिस्फुरति, हृदयमिवानुप्रविशति, मधुरालापमिवानुवदति, सर्वांगीणमिवानुभवति, तन्मयीभावमिवापद्यते, तेन च सर्वकल्याणसिद्धिः ।

— પ્રતિમાશતક, શ્લો. નં. ૨ ની ટીકા, પૃ. ૪

હવે અર્થાપત્તિ (આર્થ્ય વ્યાપાર) સમજાવે છે.

બધા જ મુમુક્ષુઓ ગુણપ્રકર્ષરૂપ કોઈક વિશિષ્ટ દેવતાને વંદનીય તથા સ્તવ વગેરેનું ફળ આપનાર માને છે.૧ (એ માન્યતામાં અપેક્ષાએ યુક્તિ-યુકતતા હોય અને ગુણ હોય, તો તેને આપણે પણ અપેક્ષાએ સ્વીકારવી જોઈએ.)

એ રીતે જિનેશ્વર ભગવંત સ્તવન, પૂજન, નમન, અનુધ્યાન વગેરે રૂપ ક્રિયાનું ફળ, જે સ્વર્ગ અને અપવર્ગ, તેને આપનારા

---

२. अथ कथंचित्परमतमप्यनुमन्यमान आह ।
आर्थ्यं व्यापारमाश्रित्य न च दोषोऽपि विद्यते ।
अत्रमाध्यस्थ्यमालम्ब्य यदि सम्यग्निरूप्यते ॥ २९७ ॥

आर्थ्यं सामर्थ्यप्राप्तम् । व्यापारमीश्वराद्यनुग्रहरूपम् । आश्रित्या· पेक्ष्य । न च नैव । दोषोऽप्यपराधः स्वमतपरिहाररूपः । विद्यते समस्ति युक्तियुक्तार्थाभ्युपगमे । पुनर्गुण एवेत्यपिशब्दार्थः । कथमित्याह अत्र ईश्वरानुग्रहादौ माध्यस्थं मध्यस्थभावं आलम्ब्य आश्रित्य यदि चेत् सम्यक् यथावत् निरुप्यते चिन्त्यते ॥

अथार्थ्यमेवव्यापारमाचष्टे ।
गुणप्रफर्षरूपो यत्सर्वैर्वन्द्यस्तथेष्यते ।
देवतातिशयः कश्चित्स्तवादेः फलदस्तथा ॥ २९८ ॥

गुणप्रकर्षरूपो ज्ञानादिप्रकृष्टगुणस्वभावः । यद्यस्मात् । सर्वैर्मुमुक्षुभिः । वन्द्यो वन्दनीयः । तथा तत्प्रकारः । इष्यते मन्यते । देवतातिशयो विशिष्टदेवताख्य । कश्चिज्जिनादिः । स्तवादेः स्तवनपूजननमनानुध्यानादेः । क्रियायाः फलदः स्वर्गापवर्गादि- फलदायी । तथा इति समुच्चये । अत्र यद्यपि स्वकर्तृका स्तवादिक्रिया फलं प्रयच्छति, तथापि स्तवनीयालम्बनत्वेन तस्यास्तत्स्वामिकत्वमिति स्तोतव्यनिमित्त एव स्तोतुः फललाभ इति ॥

— યોગબિંદુ સટીક, પૃ. ૧૨૨-૧૨૩

ગણાય છે. અહીં જો કે પોતે કરેલ સ્તવાદિ ક્રિયા ફળ આપે છે, તો પણ સ્તવનીય-અવલંબનત્વ—સંબંધથી તે ક્રિયાના સ્વામી શ્રી જિનેશ્વર ભગવંત છે તેથી સ્તોતવ્ય એવા શ્રી જિનેશ્વર ભગવંતના નિમિત્તે જ સ્તવનાદિ કરનારને ફળનો લાભ થાય છે.

અર્થાપત્તિ પણ એક પ્રબળ પ્રમાણ છે. તેથી સ્તુતિક્રિયાનું જે ફળ મળે છે, તેમાં ફળ આપનાર સ્તોતવ્ય શ્રી જિનાદિ છે એમ માનવું, એ પણ પ્રમાણસિદ્ધ છે.

પૂ. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી ભગવંતે દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકામાં સોલમી ઈશાનુગ્રહ-વિચાર દ્વાત્રિંશિકાની ટીકામાં પ્રસ્તુત વિષયને સંક્ષિપ્ત રીતે સમજાવેલ છે. (એનો ભાવાર્થ ઉપર મુજબ છે) (અવતરણ નીચે આપેલ છે.) ૧

ઈશાનુગ્રહ વિચાર દ્વાત્રિંશિકાના અંતિમ શ્લોકમાં તેઓ કહે છે કે:—

તેથી અનુગ્રહને માનતા સાધકોએ સ્વામી (શ્રી તીર્થંકર) ના ગુણો ઉપરના અનુરાગપૂર્વક પરમાનંદ વડે અનુષ્ઠાન કરવું જોઈએ. ૨

---

૧. आर्थं व्यापारमाश्रित्य तदाज्ञापालनात्मकम् ।
युज्यते परमीशस्यानुग्रहस्तंत्रनीतितः ॥ ७ ॥

— ઈશાનુગ્રહ વિચાર દ્વાત્રિંશિકા, શ્લો. ૭, પ. ૯૭ આ.

देवतातिशयस्य च विशिष्टदेवताख्यस्य च सेवा स्तवनध्यान-पूजनादिरूपा । सर्वैर्बुधैरिष्टा तन्निमित्तकफलार्थत्वेनाऽभिमता । स्तवनादि क्रियायाः स्वकर्तृकायाः फलदान समर्थत्वेऽपि स्तवनीयाद्या-लंबनत्वेन तस्याः स्तोत्रादेः फललाभस्य स्तोतव्यादिनिमित्तकव्य-वहारात् ।

— ઈશાનુગ્રહવિચાર દ્વાત્રિંશિકા, શ્લો. ૧૬ ની ટીકા, પ. ૯૯ અ.

૨. अनुष्ठानं ततः स्वामी गुणरागपुरस्सरम् ।
परमानन्दतः कार्यं, मन्यमानैरनुग्रहम् ॥ ३२ ॥

— ઈશાનુગ્રહવિચાર દ્વાત્રિંશિકા, શ્લો. ૩૨, પૃ. ૧૦૧ આ.

શાસ્ત્રવાર્તાસમુચ્ચયમાં પરમાત્માને વ્રતસેવનાદિ અનુષ્ઠાનથી થતી મુક્તિના ઉપચારથી કર્તા કહ્યા છે. તે આ રીતે :—

આ રીતે અપેક્ષાએ ઈશ્વરકર્તૃત્વવાદ પણ સત્તર્કથી ઘટે છે, એમ શુદ્ધબુદ્ધિવાળા પરમાર્થિઓએ કહ્યું છે. તે આ રીતે :—

અનંતજ્ઞાનદર્શન સંપત્તિથી યુક્ત શ્રી વીતરાગ પરમાત્મા જ ઇશ્વર છે, કારણ કે તેમણે કહેલ વ્રતોનું પાલન કરવાથી મુકિત થાય છે, તેથી તે વીતરાગ પરમાત્મા ગુણભાવે મુકિતના કર્તા છે.[૧]

ગુણભાવથી કર્તા છે, એ વિષયને સમજાવતાં સ્યાદ્વાદ કલ્પલતા ટીકામાં કહ્યું છે કે —

રાજા વગેરેની જેમ શ્રી પરમાત્માનો પ્રસાદ અપ્રસાદથી નિયત નથી, તો પણ તેઓ અચિંત્ય ચિંતામણિની જેમ વસ્તુ-સ્વભાવસામર્થ્યથી ફલદોપાસનાકત્વ સંબંધ વડે ઉપચારથી કર્તા છે.[૨]

---

૧. ततश्चेश्वरकर्तृत्व वादोऽयं युज्यते परम् ।
सम्यग्न्यायाविरोधेन यथाहुः शुद्धबुद्धयः ॥ १० ॥
ईश्वरः परमात्मैव तदुक्तव्रतसेवनात् ।
यतो मुक्तिस्ततस्तस्याः कर्ता स्याद गुणभावतः ॥ ११ ॥
— શાસ્ત્રવાર્તા સમુચ્ચય, સ્તબક–૩, શ્લો. ૧૦–૧૧. પ. ૧૦૨ આ.

૨. तदुक्तव्रतसेवनात्—परमाप्तप्रणीतागमविहितसंयमपालनात्; यतो मुक्तिः कर्मक्षयरूपा, भवति; ततस्तस्या गुणभावतः—राजादिवदप्रसादनियत-प्रसादाभावेऽप्यचिन्त्यचिन्तामणिवद् वस्तुस्वभावबलात् फलदोपासना-कत्वेनोपचारात्, कर्ता स्यात् । अत एव भगवन्तमुद्दिश्याऽऽरोग्यादिप्रार्थना । — શાસ્ત્ર વાર્તા સમુચ્ચય, સ્યાદ્વાદ કલ્પલતા ટીકા, શ્લો. ૧૧ ની ટીકા. પ. ૧૦૩ અ.

ગણાય છે. અહીં જો કે પોતે કરેલ સ્તવાદિ ક્રિયા ફળ આપે છે, તો પણ સ્તવનીય-અવલંબનત્વ—સંબંધથી તે ક્રિયાના સ્વામી શ્રી જિનેશ્વર ભગવંત છે તેથી સ્તોતવ્ય એવા શ્રી જિનેશ્વર ભગવંતના નિમિત્તે જ સ્તવનાદિ કરનારને ફળનો લાભ થાય છે.

અર્થાપત્તિ પણ એક પ્રબળ પ્રમાણ છે. તેથી સ્તુતિક્રિયાનું જે ફળ મળે છે, તેમાં ફળ આપનાર સ્તોતવ્ય શ્રી જિનાદિ છે એમ માનવું, એ પણ પ્રમાણસિદ્ધ છે.

પૂ. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી ભગવંતે દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકામાં સોલમી ઈશાનુગ્રહ-વિચાર દ્વાત્રિંશિકાની ટીકામાં પ્રસ્તુત વિષયને સંક્ષિપ્ત રીતે સમજાવેલ છે. (એનો ભાવાર્થ ઉપર મુજબ છે) (અવતરણ નીચે આપેલ છે.) ૧

ઈશાનુગ્રહ વિચાર દ્વાત્રિંશિકાના અંતિમ શ્લોકમાં તેઓ કહે છે કે :—

તેથી અનુગ્રહને માનતા સાધકોએ સ્વામી (શ્રી તીર્થંકર) ના ગુણો ઉપરના અનુરાગપૂર્વક પરમાનંદ વડે અનુષ્ઠાન કરવું જોઈએ. ૨

---

૧. आर्थं व्यापारमाश्रित्य तदाज्ञापालनात्मकम् ।
युज्यते परमीशस्यानुग्रहस्तंत्रनीतितः ॥ ७ ॥
— ઈશાનુગ્રહ વિચાર દ્વાત્રિંશિકા, શ્લો. ૭, પ. ૯૭ આ.

देवतातिशयस्य च विशिष्टदेवताख्यस्य च सेवा स्तवनध्यान-पूजनादिरूपा । सर्वैर्बुधैरिष्टा तन्निमित्तकफलार्थत्वेनाऽभिमता । स्वनादि क्रियायाः स्वकर्तृकायाः फलदान समर्थत्वेऽपि स्तवनीयाद्या-लंबनत्वेन तस्याः स्तोत्रादेः फललाभस्य स्तोतव्यादिनिमित्तकव्य-वहारात् ।
— ઈશાનુગ્રહવિચાર દ્વાત્રિંશિકા, શ્લો. ૧૧ ની ટીકા, પ. ૯૯ અ.

૨. अनुष्ठानं ततः स्वामी गुणरागपुरस्सरम् ।
परमानन्दतः कार्यं, मन्यमानैरनुग्रहम् ॥ ३२ ॥
— ઈશાનુગ્રહવિચાર દ્વાત્રિંશિકા, શ્લો. ૩૨, પૃ. ૧૦૧ આ.

પામીને ઉત્પન્ન થાય છે. ઘટના નિમિત્તે ઉત્પન્ન થતું ઘટ-જ્ઞાન અને ઘટ-અભિધાન એ જેમ ઘટનું કહેવાય છે, તેમ નમસ્કાર્યના નિમિત્તે ઉત્પન્ન થનાર નમસ્કારનો પરિણામ પણ નમસ્કાર્યનો જ પર્યાય માનવો વાજબી છે. અથવા નમસ્કાર કરનાર નમસ્કાર્યનું દાસત્વ પામે છે, તેથી તે નમસ્કાર ઉપર નમસ્કાર કરનારનો અધિકાર નથી. મારા દાસે ખર ખરીદ્યો, એ વચનના અર્થમાં દાસ અને ખર ઉભય જેમ તેના સ્વામિના છે, તેમ ખરના સ્થાને નમસ્કાર અને દાસના સ્થાને તેનો કરનાર ઉભય નમસ્કાર્ય એવા પૂજ્ય અર્હદાદિકના જ છે. એ કારણે પણ નમસ્કાર, નમસ્કાર કરનારનો નથી, કિંતુ નમસ્કાર્યનો જ છે. પૂજ્ય વસ્તુ બે પ્રકારની છે:— એક જીવરૂપ અને બીજી અજીવરૂપ. જીવરૂપ પૂજ્ય વસ્તુ શ્રી જીનેશ્વરાદિ અને મુનિવરાદિ છે. અજીવરૂપ પૂજ્ય વસ્તુ શ્રી જિનપ્રતિમાદિ અને ચિત્રપટાદિ છે. *

**चंदेसु निम्मलयरा :—**

ચન્દ્ર કરતાં વધારે નિર્મળ એમ ન કહેતાં ચન્દ્રો કરતાં વધારે નિર્મળ એમ કહેવાનું કારણ એ છે કે આ વિશ્વમાં એક ચન્દ્ર કે એક સૂર્ય નથી પરંતુ અસંખ્યાત ચન્દ્રો તથા અસંખ્યાત સૂર્યો છે. જંબૂદ્વીપમાં બે સૂર્ય તથા બે ચન્દ્ર છે. લવણ સમુદ્રમાં ચાર ચન્દ્ર અને ચાર સૂર્ય છે, ધાતકીખંડમાં આઠ ચન્દ્ર અને આઠ સૂર્ય છે. કાલોદ સમુદ્રમાં સોળ ચન્દ્ર અને સોળ સૂર્ય છે. અર્ધપુષ્કરવર દ્વીપમાં સોળ ચન્દ્ર અને સોળ સૂર્ય છે અને ત્યાર બાદ મનુષ્ય લોકની બહાર દરેક દ્વીપ અને સમુદ્રમાં એક કરતાં બમણા ચન્દ્ર

---

* પૂ. પં. શ્રી ભદ્રંકરવિજયજી ગણિવર્યકૃત નમસ્કાર મહામંત્ર પૃ. ૧૫૧–૧૫૨.

આ. હા. ટી. (પૃ. ૫૦૭ આ) માં જે કહ્યું છે કે—

तत्पूर्विकैवाभिलषितफलावाप्तिर्भवति ।

તેનો સારાંશ એ છે કે અભિલષિત ફળની પ્રાપ્તિ શ્રી તીર્થંકર ભગવંતના કારણે જ છે. એ ક્રિયામાં બીજું બધું હોય પણ સ્તવના આલંબન તરીકે કેવળ શ્રી તીર્થંકર ન હોય તો અભિલષિત ફળની પ્રાપ્તિ કદાપિ થઈ શકે નહીં.

પૂ. ઉપા. શ્રી યશોવિજયજી મહારાજ શ્રી ચિંતામણિ-પાર્શ્વનાથ ભગવાનના સ્તવનમાં ફરમાવે છે કે—

કાળ, સ્વભાવ, ભવિતવ્યતા એ સઘળા તુજ દાસો રે!
મુખ્ય હેતુ તું મોક્ષનો એ મુજ સબળ વિશ્વાસો રે.

સ્તુતિ-આદિ અપેક્ષાએ નમસ્કારરૂપ છે. નૈગમ અને વ્યવહાર નયથી નમસ્કાર (સ્તુતિ-આદિ) ના સ્વામિત્વવિષે વિશેષાવશ્યક આદિ ગ્રંથોમાં વિસ્તારથી વર્ણન છે. તેનો સારાંશ નમસ્કાર મહામંત્ર ગ્રંથમાં નીચે મુજબ આપેલ છે:-

નૈગમ નય તથા વ્યવહાર નયના અભિપ્રાયે નમસ્કારનો સ્વામી નમસ્કાર્ય આત્મા છે, કિંતુ નમસ્કાર કરનાર જીવ તેનો સ્વામી નથી; કારણ કે—દાન કરાયા પછી વસ્તુ દાતારની કહેવાતી નથી કિંતુ ગ્રાહકની કહેવાય છે. તેમ નમસ્કારનું પણ પૂજ્ય એવા નમસ્કાર્યને દાન કરવામાં આવે છે. તેથી તે પૂજ્યનો જ ગણાય છે અથવા નમસ્કાર એ પૂજ્યની પ્રતીતિ કરાવનાર હોવાથી પૂજ્યનો ધર્મ છે. જે જેની પ્રતીતિ કરાવે, તે તેનો ધર્મ છે. ઘટનું રૂપ ઘટની પ્રતીતિ કરાવે છે, માટે તેનો ઘટનો ધર્મ કહેવામાં આવે છે. તેની જેમ નમસ્કાર પણ નમસ્કાર્યની પ્રતીતિ કરાવનાર હોવાથી, નમસ્કાર્યનો ધર્મ છે, નહિ કે નમસ્કાર કરનારનો. અથવા નમસ્કારનો પરિણામ નમસ્કાર્યનું નિમિત્ત

| નામ | આધાર સ્થાન |
|---|---|
| ૩ ચઉવીસત્થવ | .... નંદિસુત્ત, સૂત્ર ૪૪, પત્ર ૨૦૨ અ |
| ૪ ચઉવીસઇત્થિય | .... આવસ્સય નિજ્જુત્તિ, ગાથા ૧૦૫૬, પત્ર ૪૯૧ અ |
| ૫ ચઉવીસજિણત્થય | ... ચેઇયવંદણ મહાભાસ, ગાથા ૩૮૯, પૃ. ૭૦ |
| ૬ ઉજ્જોઅ | ... યોગશાસ્ત્ર સ્વોપજ્ઞ વિવરણ, પત્ર ૨૪૮ આ |
| ૭ ઉજ્જોઅગર | .... યોગશાસ્ત્ર સ્વોપજ્ઞ વિવરણ, પત્ર ૨૪૮ આ |
| ૮ ઉજ્જોયગર | .... પાક્ષિક સૂત્ર વૃત્તિ, પત્ર ૭૨ અ |
| ૯ નામથય .... | .... દેવવંદન ભાષ્ય, પૃષ્ઠ ૩૨૦ |
| ૧૦ નામજિણત્થય | .... ધર્મસંગ્રહ, પત્ર ૧૫૮ અ (સંસ્કૃત નામો) |
| ૧૧ ચતુર્વિંશતિસ્તવ | .... આચારંગ સુત્ત ટીકા, પત્ર ૭૫ આ<br>ઉત્તરજ્ઝયણ સુત્ત ટીકા પત્ર ૫૦૪ આ<br>અણુઓગદ્દાર વૃત્તિ પત્ર ૪૪ આ<br>લલિત વિસ્તરા, પૃષ્ઠ ૪૨<br>યોગશાસ્ત્ર સ્વોપજ્ઞ વિવરણ, પત્ર ૨૨૪ આ<br>વન્દારૂવૃત્તિ, પૃષ્ઠ ૪૦ આ<br>દેવવંદન ભાષ્ય પૃષ્ઠ ૩૨૦<br>ધર્મસંગ્રહ, પત્ર ૧૫૮ અ |
| ૧૨ ચતુર્વિંશતિ જિનસ્તવ | .... દેવવંદન ભાષ્ય, પૃષ્ઠ ૩૨૭ |
| ૧૩ નામસ્તવ | .... દેવવંદન ભાષ્ય, પૃષ્ઠ ૩૨૧ |

અને સૂર્ય છે. જે સર્વનો સરવાળો કરતાં અસંખ્યાત ચન્દ્રો અને અસંખ્યાત સૂર્યો થાય છે. આ સર્વ ચન્દ્રો કરતાં ય શ્રી જિનેશ્વર દેવો વધુ નિર્મળ છે અને આ સર્વ સૂર્યો કરતાં ય વધારે તેજસ્વી છે.

સ્વયંભૂરમણ સમુદ્ર એ લોકમાં અસંખ્યાત દ્વીપ સમુદ્રો બાદ સૌથી છેલ્લે આવેલો અસંખ્યાત યોજન પ્રમાણનો મહાસમુદ્ર છે કે જે મહાગંભીર છે, જેનો પાર પણ પામી ન શકાય તેવો છે. શ્રી જિનેશ્વરદેવ તે સર્વ સમુદ્રોથી વિશાલ અને ગંભીર હોવાથી અહીં તેની ઉપમા આપવામાં આવી છે.

*

## (૭) પ્રકીર્ણક

## લોગસ્સ સૂત્રનાં પર્યાયવાચક નામો

(પ્રાકૃત નામો)

| નામ | | આધાર સ્થાન |
|---|---|---|
| ૧ ચઉવીસત્થય | ... | સિરિ મહાનિસીહ સુત્ત<br>ઉત્તરજ્ઝયણ સુત્ત, પત્ર ૫૦૮ અ<br>અણુઓગદ્દાર સુત્ત, સૂત્ર ૫૯, પત્ર ૪૪ અ<br>ચેઇયિવંદણ મહાભાસ, ગાથા ૫૩૭.. પૃ. ૯૮<br>પાક્ષિક સૂત્રવૃત્તિ, પત્ર ૭૨ આ |
| ૨ ચઉવીસત્થય (દંડ) | ... | યોગશાસ્ત્ર સ્વોપજ્ઞવિવરણ, પત્ર ૨૪૮ આ |

## લોગસ્સ સૂત્રમાં પદો, સંપદા તથા અક્ષરો

લોગસ્સ સૂત્ર ૧ શ્લોક તથા ૬ ગાથાના માનવાળું છે. તેમાં ૨૮ પદોમાં, ૨૮ સંપદા છે[૧] અને અક્ષરો ૨૫૬ છે. તે નીચે મુજબ છે:—

| | | |
|---|---|---|
| પ્રથમ | શ્લોકમાં | ૩૨ |
| બીજી | ગાથામાં | ૩૯ |
| ત્રીજી | ગાથામાં | ૩૬ |
| ચોથી | ગાથામાં | ૩૫ |
| પાંચમી | ગાથામાં | ૪૧ |
| છઠ્ઠી | ગાથામાં | ૩૬ |
| સાતમી | ગાથામાં | ૩૭ |
| | | ૨૫૬ |

એક મત એવો છે કે જે લોગસ્સ સૂત્રના ૨૬૦ અક્ષરો છે એમ જણાવે છે.[૨] પરંતુ તે મત દેવવંદનની વિધિમાં પ્રથમ સ્તુતિ બાદ લોગસ્સ સૂત્ર બોલાયા પછી બોલાતા સવ્વલોએ અરિહંત ચેઇયાણં સૂત્રના સવ્વલોએ એ ચાર અક્ષરોની ગણત્રી લોગસ્સ સૂત્ર ભેગી કરે છે[૩] અને તેથી તે ગણત્રી મુજબ ૨૬૦ અક્ષરો વાજબી ઠરે છે.

---

૧. नामथयाइनु संपय, पयसम ....... — દે. ભા., પૃ. ૩૨૦

૨. तत्र द्वेशते षष्ठ्यधिके नामस्तवदंडके — દે. ભા., પૃ. ૩૨

૩. सव्वलोए इत्यक्षरचतुष्कप्रक्षेपात् — ,,

# ચૈત્યવંદનમાં તેમજ દેવવંદનના અધિકારોમાં લોગસ્સ સૂત્રની વ્યવસ્થા

ચૈત્યવંદનની વિધિ સૌ પ્રથમ આચાર્ય શ્રી હરિભદ્રસૂરીશ્વરજીના ગ્રંથોમાં મળે છે, એમ આગમોદ્ધારક આચાર્ય શ્રી આનન્દસાગરસૂરીશ્વરજીનું મન્તવ્ય છે. લલિતવિસ્તરામાં લોગસ્સ સૂત્રનો એ વિધિના એક ભાગ તરીકે ઉલ્લેખ છે.*

દેવવંદનમાં બાર અધિકારો છે. ૧ તેમાં ચોથો અધિકાર લોગસ્સ સૂત્રનો છે. તેમાં નામજિનને વંદના છે.

# પાંચ દંડક સૂત્રોમાં લોગસ્સ સૂત્રનું સ્થાન

નિમ્નોકત પાંચ દંડકસૂત્રો પૈકી લોગસ્સ સૂત્ર એ તૃતીય દંડક છે.

| | | |
|---|---|---|
| ૧. | શક્રસ્તવ | (નમોત્થુણં સૂત્ર) |
| ૨. | ચૈત્યસ્તવ | (અરિહંત ચેઇયાણં સૂત્ર) |
| ૩. | નામસ્તવ | (લોગસ્સ સૂત્ર) |
| ૪. | શ્રુતસ્તવ | (પુકખરવરદીવડ્ઢે સૂત્ર) |
| ૫. | સિદ્ધસ્તવ | (સિદ્ધાણં બુદ્ધાણં સૂત્ર) |

---

* કામ ભોગાદિ દુઃસ્વપ્ન આવેલા હોય તો ૧૦૮ ઉચ્છ્વાસ પ્રમાણ સમજવું; કારણ કે તેવી સ્થિતિમાં કાયોત્સર્ગ सागरवरगंभीरा સુધી કરવાનો હોય છે.

१. (१) नमोत्थुणं (२) जे अ अईया सिद्धा (३) अरिहंत चेइयाणं (४) लोगस्स उज्जोअगरे (५) सव्वलोए अरिहंत (६) पुक्खरवरदी (७) तमतिमिर पडल (८) सिद्धाणं बुद्धाणं (९) जो देवाण वि देवो (१०) उज्जितसेलसिहरे (११) चत्तारि अट्ठदस दोय (१२) वेयावच्चगराणं

માનસ જપ શ્રેષ્ઠ છે. આમ (ઉત્તરોત્તર) જપ વધારે વધારે પ્રશંસનીય છે. ૧

## પરિમાણ

જ્યારે એક અથવા તેથી વધારે લોગસ્સ સૂત્રનો કાયોત્સર્ગ કરવાનો પ્રસંગ આવે ત્યારે એક લોગસ્સ સૂત્રની બરાબર ચાર નવકાર (લોગસ્સ સૂત્ર ન આવડતું હોય તો) ગણવાની પદ્ધતિ વર્તમાન કાળમાં પ્રચલિત છે. શ્રી સાંવત્સરિક પ્રતિક્રમણમાં પણ ચાલીસ લોગસ્સ સૂત્ર (चंदेसु निम्मलयरा સુધી) અને તેના ઉપર એક નવકારનો કાયોત્સર્ગ કરતી વેળા, તે (લોગસ્સ સૂત્ર) ન આવડતું હોય તેને એકસો સાઠ નવકાર ગણવાના હોય છે.

એક લોગસ્સ સૂત્ર (चंदेसु निम्मलयरा) સુધી ગણવાથી પચ્ચીસ શ્વાસોચ્છ્વાસ થાય છે; જ્યારે નવકારના આઠ શ્વાસોચ્છ્વાસ ગણતાં ચાર નવકાર ગણવાથી બત્રીસ શ્વાસોચ્છ્વાસ થાય છે. આ પ્રથા ચાલુ છે. તેની અહીં નોંધ છે.

---

૧. कायोत्सर्गादावस्वाध्यायिकादौ च परावर्त्तनाया अयोगेऽनुप्रेक्षयैव श्रुतस्मृत्यादि स्यात्, परावर्त्तनातश्च स्मृतेरधिकफलत्वं, मुखेन परावर्त्तना हि मनसः शून्यत्वेऽप्यभ्यासवशात्, स्मृतिस्तु मनसोऽवहितवृत्तावेव, मन्त्राराधनादावपि स्मृत्यैव विशेषसिद्धिः, यदभ्यधायि–

संकुलाद्विजने भव्यः, सशब्दान्मौनवान् शुभः ।
मौनजान्मानसः श्रेष्ठो, जापः श्लाघ्यः परः परः ॥ १ ॥

— આચાર પ્રદીપ પ. ૮૯ આ.

## ચતુર્વિંશતિ જિનસ્તવ-ભાવ મંગલ

હે ભગવન્! સ્તવ અને સ્તુતિરૂપ ભાવ મંગલથી જીવ કયા લાભને પ્રાપ્ત કરે છે?[૧] એવા પ્રશ્નના ઉત્તરમાં ભગવાન જણાવે છે કે–હે ગૌતમ! સ્તવ અને સ્તુતિરૂપ ભાવ મંગલથી જીવ જ્ઞાનબોધિ, દર્શનબોધિ અને ચારિત્રબોધિના લાભને પ્રાપ્ત કરે છે અને તે રીતે જ્ઞાનબોધિ, દર્શનબોધિ અને ચારિત્રબોધિનો લાભ થતાં તે જીવ કલ્પ વિમાનમાં ઉત્પન્ન થવા પૂર્વક મોક્ષમાં જાય છે.

## કાયોત્સર્ગ આદિના સમયમાં (લોગસ્સસૂત્રનું) સ્મરણ

કાયોત્સર્ગ આદિના અને અસ્વાધ્યાયાદિના સમયમાં જ્યારે વાચિક પરાવર્ત્તના ન થઈ શકે ત્યારે અનુપ્રેક્ષાથી જ શ્રુતની સ્મૃતિ વગેરે થાય છે. પરાવર્ત્તનાથી સ્મૃતિનું વધારે ફળ છે. મન શૂન્ય હોય એટલે કે પરાવર્તનાના અર્થઆદિમાં ઉપયોગ રહિત હોય તો પણ પૂર્વઅભ્યાસના યોગે મુખ વડે પરાવર્ત્તના સંભવે છે; પણ સ્મરણ તો મનની અવહિત વૃત્તિમાં જ થઈ શકે. મંત્ર આરાધન વગેરેમાં પણ સ્મરણથી જ વિશેષ પ્રકારે સિદ્ધિ થાય છે. કહ્યું છે કે:—અવરજવરવાળા સ્થાન કરતાં એકાંતમાં જપ કરવો શ્રેષ્ઠ છે; શાબ્દિક જપ કરતાં મૌન જપ અને મૌન જપ કરતાં

---

૧. थयथुइमंगलेणं भंते! जीवे किं जणेइ?, नाणदंसणचरित्तबोहिलाभं संजणइ, नाणदंसणचरित्तबोहिलाभसंपन्नेणं जीवे अंतकिरियंकप्पविमाणोववत्तियं आराहणं आराहेइ ॥ १४ ॥

— ઉત્તરજ્ઝયણ સુત્ત બૃહદ્‌વૃત્તિ, ૨૯ મું અધ્યયન, પ. ૫૭૪ આ.

માનસ જપ શ્રેષ્ઠ છે. આમ (ઉત્તરોત્તર) જપ વધારે વધારે પ્રશંસનીય છે. ૧

## પરિમાણ

જ્યારે એક અથવા તેથી વધારે લોગસ્સ સૂત્રનો કાયોત્સર્ગ કરવાનો પ્રસંગ આવે ત્યારે એક લોગસ્સ સૂત્રની બરાબર ચાર નવકાર (લોગસ્સ સૂત્ર ન આવડતું હોય તો) ગણવાની પદ્ધતિ વર્તમાન કાળમાં પ્રચલિત છે. શ્રી સાંવત્સરિક પ્રતિક્રમણમાં પણ ચાલીસ લોગસ્સ સૂત્ર (चंदेसु निम्मलयरा સુધી) અને તેના ઉપર એક નવકારનો કાયોત્સર્ગ કરતી વેળા, તે (લોગસ્સ સૂત્ર) ન આવડતું હોય તેને એકસો સાઠ નવકાર ગણવાના હોય છે.

એક લોગસ્સ સૂત્ર (चंदेसु निम्मलयरा) સુધી ગણવાથી પચ્ચીસ શ્વાસોચ્છ્વાસ થાય છે; જ્યારે નવકારના આઠ શ્વાસોચ્છ્વાસ ગણતાં ચાર નવકાર ગણવાથી બત્રીસ શ્વાસોચ્છ્વાસ થાય છે. આ પ્રથા ચાલુ છે. તેની અહીં નોંધ છે.

---

૧. कायोत्सर्गादावस्वाध्यायिकादौ च परावर्त्तनाया अयोगेऽनुप्रेक्षयैव श्रुतस्मृत्यादि स्यात्, परावर्त्तनातश्च स्मृतेरधिकफलत्वं, मुखेन परावर्त्तना हि मनसः शून्यत्वेऽप्यभ्यासवशात्, स्मृतिस्तु मनसोऽवहितवृत्तावेव, मन्त्राराधनादावपि स्मृत्यैव विशेषसिद्धिः, यदभ्यधायि—

संकुलाद्विजने भव्यः, सशब्दान्मौनवान् शुभः ।
मौनजान्मानसः श्रेष्ठो, जापः श्लाघ्यः परः परः ॥ १ ॥

— આચાર પ્રદીપ પ. ૮૯ આ.

## તુલનાત્મક વિચારણા

(अ) લોગસ્સ સૂત્રમાં જે બોધિલાભ (आरुग्ग बोहि लाभं) અને શ્રેષ્ઠ ભાવ સમાધિ (समाहिवरमुत्तमं) ની યાચના કરવામાં આવી છે તે જ વાત શ્રી જયવીયરાય સૂત્રની ૪ ગાથામાં

..............................................

समाहिमरणं च बोहिलाभो अ।
संपज्जउ मह एअं।
तुह नाह पणामकरणेणं ॥ ४ ॥

એ શબ્દો દ્વારા જણાવીને યાચના કરવામાં આવી છે.

શ્રી વંદિત્તુ સૂત્રની ૪૭ મી ગાથામાં પણ

**दिंतु समाहिं च बोहिं च**

એ ચોથા પાદથી એ જ યાચના કરવામાં આવી છે.

શ્રી અજિત શાંતિસ્તવની આઠમી ગાથાના ચોથા ચરણમાં—

संति मुणी मम संतिसमाहिवरं दिसउ।

થી પણ એ જ યાચના છે

(आ) દિગમ્બર જૈન સંપ્રદાયના પ્રકાંડ વિદ્વાન શ્રી કુંદકુંદાચાર્યે જે ભક્તિ નામની કૃતિઓ રચ્યાનું મનાય છે તે પૈકી तित्थयर भत्ति માં શ્રી લોગસ્સ સૂત્રની આદ્ય ગાથા સિવાયની ગાથાઓનો ભાવ સમાવિષ્ટ થયેલો જણાય છે.

## અનુવાદ

લોગસ્સ સૂત્રનો અનુવાદ ગુજરાતી, મરાઠી તેમજ હિંદી ભાષામાં થયેલો જાણવામાં આવ્યો છે. તે ઉપરાંત જર્મન અને અંગ્રેજી ભાષામાં પણ તેનો અનુવાદ થયેલ છે.

## લોગસ્સ સૂત્ર અંગે સાહિત્ય

લોગસ્સ સૂત્ર અંગે ઉલ્લેખો તથા વિવેચન નીચે દર્શાવેલા પ્રાચીન ગ્રંથોમાં પ્રાપ્ત થાય છે:—

| ગ્રંથનું નામ | ગ્રંથકાર |
|---|---|
| ૧. મહાનિસીહ સુત્ત | શ્રી સુધર્માસ્વામી ગણધર |
| ૨. ઉત્તરજ્ઝયણ સુત્ત | ” ” |
| ૩. ચઉસરણ પઇન્નય | શ્રુત સ્થવિર |
| ૪. આવસ્સય નિજ્જુત્તિ | શ્રી ભદ્રબાહુ સ્વામી |
| ૫. નંદિ સુત્ત | શ્રી દેવવાચક |
| ૬. અણુઓગદ્દાર | શ્રુત સ્થવિર |
| ૭. આવસ્સય ચુણ્ણિ | શ્રી જિનદાસગણિ મહત્તર |
| ૮. આવસ્સય ભાસ | શ્રી ચિરંતનાચાર્ય |
| ૯. આવસ્સયની હારિભદ્રીય ટીકા | શ્રી હરિભદ્રસૂરિ |
| ૧૦. લલિત–વિસ્તરા | શ્રી હરિભદ્રસૂરિ |
| ૧૧. ચેઇયવંદણ મહાભાસ | શ્રી શાન્તિસૂરિ |
| ૧૨. યોગશાસ્ત્ર વિવરણ | શ્રી હેમચન્દ્રસૂરિ |
| ૧૩. દેવવંદન ભાષ્ય | શ્રી દેવેન્દ્રસૂરિ |
| ૧૪. વંદારુ વૃત્તિ | ” |
| ૧૫. આચાર દિનકર | શ્રી વર્ધમાનસૂરિ |
| ૧૬. ધર્મસંગ્રહ | શ્રી માનવિજય ઉપાધ્યાય |

## તુલનાત્મક વિચારણા

(अ) લોગસ્સ સૂત્રમાં જે બોધિલાભ (आरुग्ग बोहि लाभं) અને શ્રેષ્ઠ ભાવ સમાધિ (समाहिवरमुत्तमं) ની યાચના કરવામાં આવી છે તે જ વાત શ્રી જયવીયરાય સૂત્રની ૪ ગાથામાં

..............................................

**समाहिमरणं च बोहिलाभो अ ।**
**संपज्जउ मह एअं ।**
**तुह नाह पणामकरणेणं ॥ ४ ॥**

એ શબ્દો દ્વારા જણાવીને યાચના કરવામાં આવી છે.

શ્રી વંદિત્તુ સૂત્રની ૪૭ મી ગાથામાં પણ

**दिंतु समाहिं च बोहिं च**

એ ચોથા પાદથી એ જ યાચના કરવામાં આવી છે.

શ્રી અજિત શાંતિસ્તવની આઠમી ગાથાના ચોથા ચરણમાં—

**संति मुणी मम संतिसमाहिवरं दिसउ ।**

થી પણ એ જ યાચના છે

(आ) દિગમ્બર જૈન સંપ્રદાયના પ્રકાંડ વિદ્વાન શ્રી કુંદકુંદાચાર્યે જે ભક્તિ નામની કૃતિઓ રચ્યાનું મનાય છે તે પૈકી तित्थयर भत्ति માં શ્રી લોગસ્સ સૂત્રની આદ્ય ગાથા સિવાયની ગાથાઓનો ભાવ સમાવિષ્ટ થયેલો જણાય છે.

જેટલો તપ કરવા દ્વારા કરવું જોઇએ. એટલે કે મોટા વિસ્તારથી અત્યંત સ્ફુટ, નિપુણ અને શંકા રહિત પણે સૂત્ર તેમજ અર્થોને અનેક પ્રકારે સાંભળીને અવધારણ કરવા જોઇએ.

ત્યાર બાદ બીજી, ત્રીજી અને ચોથી ગાથાનું છ ઉપવાસ જેટલો તપ કરવા દ્વારા કરવું જોઇએ.

તેજ પ્રમાણે પાંચમી, છઠ્ઠી તથા સાતમી ગાથાનું અધ્યયન સાડા છ ઉપવાસ જેટલો તપ કરવા દ્વારા કરવું જોઇએ.

આ રીતે વિધિપૂર્વક લોગસ્સ સૂત્ર રૂપ શ્રુતજ્ઞાનના અધ્યયનની અનુજ્ઞા પ્રાપ્ત કરવાનો નિર્દેશ કરતો પાઠ सिरी महानिसीह सुत्तमां નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે :—

चउवीसत्थयं एगेणं छट्ठेणं,
एगेणं चउत्थेणं पणवीसाए आयंबिलेहिं ।

— सिरिमहानिसीहसुत्त

જે કોઈ આ રીતે અન્ય સર્વ કહેલી વિધિઓનું અતિક્રમણ કર્યા વિના ઉપધાન તપને કરે છે. તે પ્રિયધર્મી, દૃઢધર્મી, એકાંત ભક્તિયુક્ત, સૂત્ર અને અર્થની અંદર અનુરાગી મનવાળો, શ્રદ્ધા તથા સંવેગથી યુક્ત બનેલો, ભવરૂપી કારાવાસમાં ગર્ભવાસની અનેકવિધ પીડાઓને વારંવાર પામતો નથી.

# પ્રતિક્રમણની પીઠ અને તેનું દઢીકરણ

પ્રતિક્રમણના છ આવશ્યક અંગે ન્યાય-વિશારદ ન્યાયાચાર્ય ઉપાધ્યાય ભગવંત શ્રીમદ્ યશોવિજયજી મહારાજ નીચે મુજબ જણાવે છે :—

પડિક્કમણાનાં છ આવશ્યક કર્મનાં નામ લિખીઈ છઈ.

૧) દોષ સંગ્રહ, ૨) આલોચના, ૩) પ્રતિક્રમણ, ૪) ક્ષામણ વિધિ, ૫) વ્રણ ચિકિત્સા, ૬) ગુણ-ધારણા.

**तेन प्रथमकर्मणि आत्मसाक्षिकदोपालोचनया दोपसंग्रहः कार्यः। यतीनां सयणासण गाथया दोषसंग्रहः कार्यः।.... श्राद्धेन तु अष्टगाथया। एतेन-प्रतिक्रमणपीठं दर्शितम्। पीठदार्ढ्यार्थचतुर्विंशतिस्तवः पठनीयः ॥ १ ॥**

અર્થ :—

તેથી પ્રથમ આવશ્યક કર્મમાં આત્મસાક્ષીએ દોષોની આલોચના કરવા પૂર્વક દોષ સંગ્રહ કરવો જોઇએ. સાધુઓએ सयणासण એ ગાથા વડે દોષ સંગ્રહ કરવો જોઈએ. જ્યારે શ્રાવકે તો (नाणंमि दंसणंमि अ વગેરે) આઠ ગાથા વડે. આ રીતે પ્રતિક્રમણનું પીઠ બતાવ્યું પીઠની દઢતા માટે ચતુર્વિંશતિસ્તવ બોલવો જોઇએ.

જેટલો તપ કરવા દ્વારા કરવું જોઇએ. એટલે કે મોટા વિસ્તારથી અત્યંત સ્ફુટ, નિપુણ અને શંકા રહિત પણે સૂત્ર તેમજ અર્થોને અનેક પ્રકારે સાંભળીને અવધારણ કરવા જોઇએ.

ત્યાર બાદ બીજી, ત્રીજી અને ચોથી ગાથાનું છ ઉપવાસ જેટલો તપ કરવા દ્વારા કરવું જોઇએ.

તેજ પ્રમાણે પાંચમી, છઠ્ઠી તથા સાતમી ગાથાનું અધ્યયન સાડા છ ઉપવાસ જેટલો તપ કરવા દ્વારા કરવું જોઇએ.

આ રીતે વિધિપૂર્વક લોગસ્સ સૂત્ર રૂપ શ્રુતજ્ઞાનના અધ્યયનની અનુજ્ઞા પ્રાપ્ત કરવાનો નિર્દેશ કરતો પાઠ सिरी महानिसीह सुत्तમાં નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે :—

**चउवीसत्थयं एगेणं छट्टेणं,**

**एगेणं चउत्थेणं पणवीसाए आयंबिलेहिं ।**

— सिरिमहानिसीहसुत्त

જે કોઈ આ રીતે અન્ય સર્વ કહેલી વિધિઓનું અતિક્રમણ કર્યા વિના ઉપધાન તપને કરે છે. તે પ્રિયધર્મી, દૃઢધર્મી, એકાંત ભક્તિયુકત, સૂત્ર અને અર્થની અંદર અનુરાગી મનવાળો, શ્રદ્ધા તથા સંવેગથી યુકત બનેલો, ભવરૂપી કારાવાસમાં ગર્ભવાસની અનેકવિધ પીડાઓને વારંવાર પામતો નથી.

જપમાલિકા :—

લોગસ્સ-સૂત્રના ઉપધાન દરમ્યાન દરરોજ સંપૂર્ણ લોગસ્સ સૂત્રનો જપ, માળાના ત્રણ આવર્ત્તન દ્વારા કરવાનો હોય છે. તેથી દરરોજ ૩૨૪ વાર લોગસ્સ સૂત્રનું સ્મરણ થાય છે; અને ઉપધાનના ૨૮ દિવસોમાં એકંદર ૯૦૭૨ વાર સ્મરણ થાય છે.

પાદનોંધ—

જગદ્‌ગુરૂ આચાર્ય શ્રીમદ્‌ વિજય હીરસૂરીશ્વરજી મહારાજ દરરોજ લોગસ્સસૂત્રની નવકારવાળી ગણતા હતા. એવો ઉલ્લેખ હીરવિજયસૂરિ રાસમાં ઉપલબ્ધ થાય છે.

## ૨૪ તીર્થંકરોના માતા

| તીર્થંકરનું નામ | પિતાનું નામ | માતાનું નામ | જન્મ-સ્થાન |
|---|---|---|---|
| ૧ શ્રી ઋષભદેવ | નાભિ | મરુદેવ | અયોધ્યા |
| ૨ શ્રી અજિતનાથ | જિતશત્રુ | વિજયા | ,, |
| ૩ શ્રી સંભવનાથ | જિતારિ | સેના | શ્રાવસ્તી] |
| ૪ શ્રી અભિનંદનસ્વામી | સંવર | સિદ્ધાર્થા | અયોધ્યા |
| ૫ શ્રી સુમતિનાથ | મેઘરથ | સુમંગલા | ,, |
| ૬ શ્રી પદ્માપ્રભ | શ્રીધર | સુસીમા | કૌશાંબી |
| ૭ શ્રી સુપાર્શ્વનાથ | સુપ્રતિષ્ઠ | પૃથ્વી | કાશી |
| ૮ શ્રી ચંદ્રપ્રભ | મહાસેન | લક્ષ્મણા | ચંદ્રપુરી |
| ૯ શ્રી સુવિધિનાથ | સુગ્રીવ | રામા | કાકંદી |
| ૧૦ શ્રી શીતલનાથ | દૃઢરથ | નંદા | ભદ્દિલપુર |
| ૧૧ શ્રી શ્રેયાંસનાથ | વિષ્ણુરાજ | વિષ્ણુ | સિંહપુર |
| ૧૨ શ્રી વાસુપૂજ્જસ્વામી | વસુપૂજ્ય | જયા | ચંપા |
| ૧૩ શ્રી વિમલનાથ | કૃતકર્મા | શ્યામા | કાંપિલ્યપુર |
| ૧૪ શ્રી અનંતનાથ | સિંહસેન | સુયશા | અયોધ્યા |
| ૧૫ શ્રી ધર્મનાથ | ભાનુ | સુવ્રતા | રત્નપુર |
| ૧૬ શ્રી શાંતિનાથ | વિશ્વસેન | અચિરા | હસ્તિનાપુર |
| ૧૭ શ્રી કુંથુનાથ | સૂર | શ્રી | ,, |
| ૧૮ શ્રી અરનાથ | સુદર્શન | દેવી | ,, |
| ૧૯ શ્રી મલ્લિનાથ | કુંભ | પ્રભાવતી | મિથિલા |
| ૨૦ શ્રી મુનિસુવ્રત | સુમિત્ર | પદ્મા | રાજગૃહ |
| ૨૧ શ્રી નમિનાથ | વિજય | વપ્રા | મિથિલા |
| ૨૨ શ્રી નેમિનાથ | સમુદ્રવિજય | શિવાદેવી | શૌરિપુર |
| ૨૩ શ્રી પાર્શ્વનાથ | અશ્વસેન | વામા | કાશી |
| ૨૪ શ્રી વર્દ્ધમાનસ્વામી | સિદ્ધાર્થ | ત્રિશલા | ક્ષત્રિયકુંડ |

## પિતાદિનો કોઠો.

| લાંછન. | શરીર-પ્રમાણ | વર્ણ | આયુષ્ય |
|---|---|---|---|
| વૃષભ | ૫૦૦ ધનુષ્ય | સુવર્ણ | ૮૪ લાખ પૂર્વ |
| હસ્તી | ૪૫૦ ,, | ,, | ૭૨ ,, ,, |
| અશ્વ | ૪૦૦ ,, | ,, | ૬૦ ,, ,, |
| વાનર | ૩૫૦ ,, | ,, | ૫૦ ,, ,, |
| ક્રૌંચ | ૩૦૦ ,, | ,, | ૪૦ ,, ,, |
| પદ્મ | ૨૫૦ ,, | રક્ત | ૩૦ ,, ,, |
| સ્વસ્તિક | ૨૦૦ ,, | સુવર્ણ | ૨૦ ,, ,, |
| ચંદ્ર | ૧૫૦ ,, | શ્વેત | ૧૦ ,, ,, |
| મગર | ૧૦૦ ,, | ,, | ૨ ,, ,, |
| શ્રીવત્સ | ૯૦ ,, | સુવર્ણ | ૧ ,, ,, |
| ગેંડો | ૮૦ ,, | ,, | ૮૪ ,, વર્ષ |
| પાડો | ૭૦ ,, | રક્ત | ૭૨ ,, ,, |
| વરાહ | ૬૦ ,, | સુવર્ણ | ૬૦ ,, ,, |
| સિંચાણો | ૫૦ ,, | ,, | ૩૦ ,, ,, |
| વજ્ર | ૪૫ ,, | ,, | ૧૦ ,, ,, |
| મૃગ | ૪૦ ,, | ,, | ૧ ,, ,, |
| બકરો | ૩૫ ,, | ,, | ૯૫ હજાર વર્ષ |
| નંદ્યાવર્ત | ૩૦ ,, | ,, | ૮૪ ,, ,, |
| કુંભ | ૨૫ ,, | નીલ | ૫૫ ,, ,, |
| કાચબો | ૨૦ ,, | શ્યામ | ૩૦ ,, ,, |
| નીલકમલ | ૧૫ ,, | સુવર્ણ | ૧૦ ,, ,, |
| શંખ | ૧૦ ,, | શ્યામ | ૧ ,, ,, |
| સર્પ | ૯ હાથ | નીલ | ૧૦૦ વર્ષ |
| સિંહ | ૭ ,, | સુવર્ણ | ૭૨ ,, |




# १० सामाइय-सुत्तं

## [ सामायिक-सूत्रम् ]

## ‘કરેમિ ભંતે’-સૂત્ર

*

### (૧) મૂલ પાઠ

करेमि भंते! सामाइयं, सावज्जं जोगं पच्चक्खामि। जाव नियमं पज्जुवासामि, दुविहं तिविहेणं, मणेणं वायाए काएणं, न करेमि, न कारवेमि।

तस्स भंते! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि ॥

### (૨) સંસ્કૃત છાયા

करोमि भदन्त! सामायिकं, सावद्यं योगं प्रत्याख्यामि। यावत् नियमं पर्युपासे, द्विविधं त्रिविधेन, मनसा वाचा कायेन, न करोमि, न कारयामि।

## પિતાદિનો કોઠો.

| લાંછન. | શરીર-પ્રમાણ | | વર્ણ | આયુષ્ય | | |
|---|---|---|---|---|---|---|
| વૃષભ | ૫૦૦ | ધનુષ્ય | સુવર્ણ | ૮૪ | લાખ | પૂર્વ |
| હસ્તી | ૪૫૦ | ,, | ,, | ૭૨ | ,, | ,, |
| અશ્વ | ૪૦૦ | ,, | ,, | ૬૦ | ,, | ,, |
| વાનર | ૩૫૦ | ,, | ,, | ૫૦ | ,, | ,, |
| ક્રૌંચ | ૩૦૦ | ,, | ,, | ૪૦ | ,, | ,, |
| પદ્મ | ૨૫૦ | ,, | રક્ત | ૩૦ | ,, | ,, |
| સ્વસ્તિક | ૨૦૦ | ,, | સુવર્ણ | ૨૦ | ,, | ,, |
| ચંદ્ર | ૧૫૦ | ,, | શ્વેત | ૧૦ | ,, | ,, |
| મગર | ૧૦૦ | ,, | ,, | ૨ | ,, | ,, |
| શ્રીવત્સ | ૯૦ | ,, | સુવર્ણ | ૧ | ,, | ,, |
| ગેંડો | ૮૦ | ,, | ,, | ૮૪ | ,, | વર્ષ |
| પાડો | ૭૦ | ,, | રક્ત | ૭૨ | ,, | ,, |
| વરાહ | ૬૦ | ,, | સુવર્ણ | ૬૦ | ,, | ,, |
| સિંચાણો | ૫૦ | ,, | ,, | ૩૦ | ,, | ,, |
| વજ્ર | ૪૫ | ,, | ,, | ૧૦ | ,, | ,, |
| મૃગ | ૪૦ | ,, | ,, | ૧ | ,, | ,, |
| બકરો | ૩૫ | ,, | ,, | ૯૫ | હજાર | વર્ષ |
| નંદ્યાવર્ત | ૩૦ | ,, | ,, | ૮૪ | ,, | ,, |
| કુંભ | ૨૫ | ,, | નીલ | ૫૫ | ,, | ,, |
| કાચબો | ૨૦ | ,, | શ્યામ | ૩૦ | ,, | ,, |
| નીલકમલ | ૧૫ | ,, | સુવર્ણ | ૧૦ | ,, | ,, |
| શંખ | ૧૦ | ,, | શ્યામ | ૧ | ,, | ,, |
| સર્પ | ૯ | હાથ | નીલ | ૧૦૦ | વર્ષ | |
| સિંહ | ૭ | ,, | સુવર્ણ | ૭૨ | ,, | |

नेरयाइ-भवस्स व अंतो जं तेण सो भवंतो त्ति ।
अहवा भयस्स अंतो, होइ भयंतो भयं तासो ॥
(ગા. ૩૪૪૯)

જે નરકાદિ-ભવનો અંત કરે છે, તે ભવાંત કહેવાય છે અથવા જે ભયનો અંત કરે છે, તે ભયાંત કહેવાય છે. ભય એટલે ત્રાસ.

**भगवन्!**-હે પૂજ્ય! (વિશેષ માટે જુઓ સૂત્ર-૫.)

**सामाइयं**-[ सामायिकम् ]-સામાયિકને.

सामायिक શબ્દ समाय કે सामाय પદનું તદ્ધિત રૂપ છે; અર્થાત્ समाय કે सामाय પદને સ્વાર્થમાં इकण् પ્રત્યય લાગવાથી એ સિદ્ધ થાય છે.

समाय એટલે સમનો લાભ-સમની પ્રાપ્તિ. समस्य आयः समायः સમ-શબ્દ નીચે જણાવેલા જુદા જુદા અર્થોમાં વપરાય છે:—

[૧] **सम** એટલે સમસ્થિતિ, વિષમતાનો અભાવ, સ્વરૂપ-લીનતા કે સ્વરૂપમાં મગ્નતા. અનાદિ કાળથી આત્માની સ્થિતિ વિષમ છે, તે મટાડીને સમ કરવી. [૨] सम એટલે સમભાવ મિત્રતા કે બંધુત્વ., અન્ય સર્વ જીવોને આત્મ સદૃશ માની તેમની સાથે સમાન રીતે વર્તવું. [૩] सम એટલે રાગ-દ્વેષરહિત અવસ્થા મધ્યસ્થતા કે વીતરાગતા. આસક્તિના કારણે પદાર્થોમાં કરેલી મનોજ્ઞ અને અમનોજ્ઞ, અથવા ઇષ્ટ અને અનિષ્ટ કે પ્રિય અને અપ્રિયની કલ્પના દૂર કરવી. [૪] सम એટલે દર્શન, જ્ઞાન અને ચારિત્રનો સમન્વય. શ્રદ્ધા અને જ્ઞાનપૂર્વક ચારિત્રની સુધારણા કરવી-એ તેનું રહસ્ય છે.

આ પ્રકારના સમનો જે લાભ, તે સામાયિક. અથવા આ પ્રકારના સમનો લાભ જેનાથી, જેના વડે કે જેમાં મળે, તે સામાયિક.

**तस्य भदन्त! प्रतिक्रामामि निन्दामि गर्हे आत्मानं व्युत्सृजामि ॥**

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**करेमि**-[करोमि]—હું કરું છું, હું ગ્રહણ કરું છું, હું સ્વીકાર કરું છું.

**करेमि-अभ्युपगच्छामि**-(યો. સ્વો. પ્ર. ૩) કરું છું એટલે સ્વીકાર કરું છું.

**भंते!** [भदन्त!]-હે ભદંત! હે ભવાંત! હે ભયાંત! હે ભગવન્!

આ પદ ગુરુને આમંત્રણરૂપ છે, કારણ કે આવશ્યકાદિ સર્વ ધર્માનુષ્ઠાનોમાં તેમની આજ્ઞા જરૂરી છે.

**भंते इति गुरोरामन्त्रणम्**—(યો. સ્વો. પ્ર. ૩).

**भदन्त**—એટલે કલ્યાણવાન્ અથવા સુખવાન્. તે માટે શ્રી વિશેષાવશ્યક-ભાષ્યમાં કહ્યું છે કે:—

> **भदि कल्लाण-सुहत्थो, धाऊ तस्स य भदंतसद्दोऽयं ।**
> **स भदंतो कल्लाणो, सुहो य कल्लं किलारुग्गं ॥**
>
> (ગા. ૩૪૩૯)

**भद्** ધાતુ કલ્યાણ અને સુખના અર્થમાં છે, તેના પરથી **भदन्त** શબ્દ બનેલો છે, એટલે તેનો અર્થ કલ્યાણવાન્ અથવા સુખવાન્ થાય છે. કલ્યનો અર્થ આરોગ્ય પણ છે.

**भवांत**-એટલે ભવનો અંત કરનાર અને **भयांत** એટલે ભયનો અંત કરનાર કે ત્રાસનો અંત કરનાર. તે માટે શ્રી વિશેષાવશ્યક-ભાષ્યમાં કહ્યું છે કે:—

જે ગર્હિત એટલે નિંદ્ય હોય, તે અવદ્ય કહેવાય છે. અવદ્ય એટલે પાપ, તેનાથી જે યુક્ત હોય, તે સાવદ્ય.

**जोगं–[ योगम् ]**–યોગને, વ્યાપારને, પ્રવૃત્તિને.

योग–શબ્દ युज् ધાતુ પરથી બનેલો છે. युज्यते इति योगः । તે જોડવાના, ભેગા કરવાના કે મેળવવાના અર્થમાં વપરાય છે, તેથી તેનો સામાન્ય અર્થ મેળાપ, મિલન, સંગમ કે પરમાત્મ-દશા સાથે સંબંધ કરાવનારી ક્રિયા આદિ થાય છે. પરંતુ જૈન શાસ્ત્રોમાં તે વિશિષ્ટ રીતે વપરાય છે. जोगा मणमाइआ–યોગ એટલે મન આદિની પ્રવૃત્તિ. તેનો ખરો અર્થ વીર્યનું સ્ફુરણ, વીર્યનું સ્પંદન કે વીર્યનો વ્યાપાર છે. योजनं योगो जीवस्य वीर्यपरिस्पन्द इति यावत् (કર્મ. વ્યા. ૩) યોગ એટલે યોજના; અર્થાત્ આત્માના વીર્ય-ગુણનું સ્ફુરણ. આ વ્યાખ્યાની સ્પષ્ટ મતલબ એ છે કે આત્મામાં સત્તારૂપે રહેલો અનંતવીર્યરૂપી ગુણ એ યોગ નથી; પણ જ્યારે તે વ્યવહારમાં આવે છે અથવા સ્ફુરાયમાન થાય છે ત્યારે તે યોગ-ની સંજ્ઞા પામે છે. આ સ્ફુરણ મન, વચન અને કાયા એ ત્રણ વડે જ થાય છે, એટલે ઉપચારથી તે ત્રણને અથવા તે ત્રણની પ્રવૃત્તિને યોગ કહેવામાં આવે છે. વ્યવહારની સરલતા ખાતર યોગના બે વિભાગો નીચે મુજબ કરવામાં આવે છે:–૧) દ્રવ્યયોગ અને ૨) ભાવયોગ. તેમાં મન, વચન અને કાયાની પ્રવૃત્તિ એ દ્રવ્યયોગ છે. અને વીર્યની વિશેષ પ્રકારે સ્ફુરણા તે ભાવયોગ છે. આ ભાવયોગના પણ બે વિભાગો છે:—(૧) પ્રશસ્ત ભાવયોગ એટલે સમ્યક્ત્વ આદિ ઇષ્ટગુણોની પ્રાપ્તિ અર્થે થયેલું વીર્ય–સ્ફુરણ અને (૨) અપ્રશસ્ત ભાવયોગ એટલે મિથ્યાત્વ આદિ અનિષ્ટ ભાવોની પ્રાપ્તિ માટે થયેલું વીર્ય–સ્ફુરણ. આ જાતનો અપ્રશસ્ત યોગ એ સાવદ્ય યોગ છે.

सामाय એટલે સામનો લાભ, સામની પ્રાપ્તિ. सामस्य आयः सामायः સામ-શબ્દ નીચે જણાવેલા જુદા જુદા અર્થોમાં વપરાય છે—

साम એટલે શાંતિ અથવા નમ્રતા. साम એટલે અહિંસા અથવા અન્યને દુઃખ નહિ ઉપજાવવાનો આત્મપરિણામ. परदुःखाकरणपरिणामो भावसामः (આ. ટી. મ. ગા. ૧૦૪૫). साम એટલે મૈત્રી કે મિત્રભાવના. अहवा सामं मित्ती (વિ. ભા. ગા. ૩૪૮૧).

સામાયિકના ત્રણ પર્યાયો છે :—

૧) સામ પરિણામ—મધુર પરિણામ, મૈત્રીભાવ.

૨) સમ પરિણામ—તુલા પરિણામ, સુખ અને દુઃખમાં તુલ્ય. પરિણામ, સમાનતા.

૩) સમ્મ પરિણામ—ખીર ખંડ યુક્ત મિશ્ર પરિણામ, રાગ દ્વેષમાં સમાનતા.

—વિશેષ આવશ્યક ભાષ્ય, સામાયિક નિર્યુક્તિ અને હારિભદ્રિય આવશ્યક વૃત્તિ.

આ પ્રકારના સામનો જે લાભ, તે સામાયિક અથવા આ પ્રકારના સામનો જેનાથી, જેના વડે કે જેમાં લાભ થાય, તે સામાયિક.

**सावज्जं-[ सावद्यम् ]**-સાવદ્ય, પાપ-સહિત, પાપવાળો.

આ પદ जोगं નું વિશેષણ છે. सावद्य એટલે અવદ્યથી સહિતઃ सहावद्येन सावद्यम् (યો. સ્વો. પ્ર. ૩) અને अवद्यं पापम् તે માટે શ્રી વિશેષાવશ્યક-ભાષ્યમાં કહ્યું છે કે :—

**गरहियमवज्जमुत्तं, पावं सह तेण सावज्जं ॥**

(ગા. ૩૪૯૬)

न करेमि न कारवेमि माणेणं वायाए काएणं એવો પાઠ રાખવો જોઇએ, કારણ કે—વ્યાખ્યા यथोद्देशं-निर्देशः અર્થાત્ પ્રતિજ્ઞાત ક્રમથી કરવી જોઇએ. તેને છોડીને અહીં ઉલટો ક્રમ કેમ રાખ્યો? તેનું સમાધાન એમ છે કે—પાપમાં સાધનોની પ્રાધાન્યતા જણાવવા તે પહેલાં કહ્યાં અને વ્યાપારની ગૌણતા જણાવવા તે પછી કહ્યાં છે; વસ્તુતઃ વ્યાપાર સાધનોને આધીન છે, કારણ કે—સાધન હોય તો વ્યાપાર થાય અને સાધન ન હોય તો વ્યાપાર થઈ શકે નહીં. અહીં मणेणं वायाए काएणं એમ કહી મન, વચન અને કાયાની પાપ વ્યાપારમાં મુખ્યતા છે, તેથી પાપ વ્યાપારો તે તે યોગને આધીન છે—એમ જણાવવા આ ઉત્ક્રમ રાખેલો છે,

— ( ધર્મસંગ્રહ પૃ. ૨૪૩ )

**तिविहेणं**-[ **त्रिविधेन** ]-ત્રણ પ્રકારે, મન, વચન અને કાયા એ ત્રણ પ્રકારે.

**मणेणं**-[ **मनसा** ]-મન વડે.

આ પદ मण-मनस्नुं તૃતીયાનું એકવચન છે. આત્માથી ભિન્ન, દેહવ્યાપી અને પુદ્ગલનિર્મિત જે વસ્તુવડે આત્મા મનન વિચાર કરી શકે છે, તે મન કહેવાય છે.

મન એ આત્માથી ભિન્ન છે, તે માટે ભગવતીસૂત્રના ૧૩ મા શતકના ૭ મા ઉદ્દેશમાં કહ્યું છે કે :—

**गोयमा ! नो आया मणे, अन्ने मणे ।** હે ગૌતમ ! આત્મા એ મન નથી, પણ મન અન્ય છે.

મન એ દેહવ્યાપી છે, તે માટે વિશેષાવશ્યક ભાષ્યમાં કહ્યું છે કે :—देह वावित्तणओ न देह-बाहिं તે દેહ-વ્યાપી હોવાથી દેહની બહાર નથી. ( ગા. ૨૧૫ ).

**पच्चक्खामि**-( **प्रत्याख्यामि** )-પ્રત્યાખ્યાન કરું છું, છોડી દઉં છું, ત્યાગ કરું છું, નિષેધ કરું છું.

**प्रत्याख्यामि-प्रति** અને આ ઉપસર્ગવાળા ख्या ધાતુનું ઉત્તમ પુરુષનું એકવચન છે. તેમાં प्रति એ પ્રતિષેધના-દૂર કરવાના અર્થમાં છે અને आ+ख्या એ અભિમુખતાથી ખ્યાપન કરવાના અર્થમાં છે, એટલે प्रत्याख्यामिનો અર્થ નિષેધ-પૂર્વકની જાહેરાત કરું છું; અર્થાત્ નિષેધ કરું છું. એવો થાય છે.

**जाव**-[ **यावत्** ]-જ્યાં સુધી.

આ શબ્દ પરિમાણ કે મર્યાદા અને અવધારણા ( निश्चय )ને સૂચવનારો છે, તેનો સંબંધ નિયમ સાથે છે.

**नियमं**-[ **नियमम्** ]-નિયમને, લીધેલી પ્રતિજ્ઞાને.

નિયમ એટલે પ્રતિજ્ઞા, વ્રત, નિશ્ચય કે ઠરાવ. અહીં करेमि भंते! सामाइयं, सावज्जं जोगं पच्चक्खामि એ બે વાક્યો પ્રતિજ્ઞારૂપ છે; તેને ઓળખાવવા માટે આ શબ્દ વપરાયેલો છે.

**पज्जुवासामि**-[ **पर्युपासे** ]-પર્યુપાસના કરું, સેવું.

पर्युपासे-શબ્દ पर्युपास्-ઉપાસના કરવી, સેવા કરવી તેનું ઉત્તમ પુરુષનું એકવચન છે. તે पर्युप ( परि+उप )+आस्‌નો બનેલો છે. पर्युप વિશેષતા કે વધારો બતાવે છે અને आस् ધાતુ બેસવાના અર્થમાં છે. એટલે વધારે વાર પાસે બેસી રહેવું, વળગી રહેવું, નિશ્ચલ રહેવું, સેવા કરવી, ઉપાસના કરવી આદિ અર્થમાં તે વપરાય છે.

**दुविहं**-[ **द्विविधम्** ]-બે પ્રકારે, કરવા અને કરાવવારૂપ બે પ્રકારે.

સૂત્રમાં તો પહેલા दुविहं શબ્દથી પાપના બે પ્રકારો કહીને પછી तिविहेणं શબ્દથી ત્રણ સાધનો કહ્યાં છે. એ અનુક્રમથી તો

વચન તે વાણી અથવા જેના વડે બોલાય, તે વાણી. તેમાં દ્રવ્યવાણી એ ભાષા-વર્ગણામાંથી ગ્રહણ કરેલાં પુદ્ગલો છે અને ભાવવાણી એ ભાષાપણે પરિણામ પામેલાં પુદ્ગલો છે.

તેનો વિશેષ પરિચય શ્રી ભગવતીસૂત્રના ૧૩ મા શતકના ૭ મા ઉદ્દેશમાં નીચે મુજબ અપાયો છે :—

(૧) રાજગૃહનગરમાં ભગવાન્ ગૌતમ યાવત્-આ પ્રમાણે બોલ્યા કે—હે ભગવન્! ભાષા એ આત્મા(જીવ)સ્વરૂપ છે કે તેથી અન્ય છે? ઉત્તર—હે ગૌતમ! ભાષા એ આત્મા નથી, પણ તેથી અન્ય ( પુદ્ગલ-સ્વરૂપ ) છે.

(૨) હે ભગવન્! ભાષારૂપી-રૂપવાળી છે કે અરૂપી? ઉત્તર-હે ગૌતમ! ભાષા ( પુદ્ગલમય હોવાથી ) રૂપી છે, પણ રૂપ-વિનાની નથી.

(૩) હે ભગવન્! ભાષા સચિત્ત (સજીવ) છે કે અચિત્ત (અજીવ) છે? ઉત્તર-હે ગૌતમ! ભાષા સચિત્ત નથી પણ અચિત્ત છે.

(૪) હે ભગવન્! જીવોને ભાષા હોય છે કે અજીવોને ભાષા હોય છે? ઉત્તર—હે ગૌતમ! ભાષા જીવોને હોય છે, પણ અજીવોને હોતી નથી.

(૫) હે ભગવન્! શું (બોલાયા) પૂર્વે ભાષા કહેવાય?, બોલાતી હોય ત્યારે ભાષા કહેવાય, કે બોલાયા પછી ભાષા કયેવાય? ઉત્તર—હે ગૌતમ! બોલાય પહેલાં ભાષા ન કહેવાય, તેમજ બોલાયા પછી પણ ભાષા ન કહેવાય; પણ બોલાતી હોય ત્યારે જ ભાષા કહેવાય.

*(૬) હે ભગવન્! ભાષા કેટલા પ્રકારની કહી છે? ઉત્તર—હે ગૌતમ! ભાષા ચાર પ્રકારની કહી છે, તે આ પ્રમાણે: (૧) સત્ય,

મન એ પુદ્ગલના સ્કંધોથી રચના છે. તે માટે વિશેષાવશ્યક-ભાષ્યમાં કહ્યું છે કે :—

**मणणं व मन्नए वा,ऽणेण मणो तेण दव्वओ तं च ।**
**तज्जोग्गपोग्गलमयं, भावमणो भण्णए मंता ॥**

(ગા. ૩૫૨૫)

મનન કરવું તે મન અથવા જેના વડે મનન કરાય, તે મન. દ્રવ્યથી તે તદ્યોગ્ય-પુદ્ગલરૂપ એટલે પુદ્ગલની અનંત વર્ગણાઓમાંથી તેને યોગ્ય ગ્રહણ કરાયેલી મનોવર્ગણા રૂપ છે. અમુક વર્ગણાઓથી જ શરીર બની શકે છે, અમુક વર્ગણાઓથી જ વાણી બની શકે છે અને અમુક વર્ગણાઓથી જ મન બની શકે છે. વર્ગણા એટલે સમૂહ, વર્ગ કે રાશિ. મનન કરનારને ભાવમન કહેવાય છે.

મનને ચિત્ત, અંતઃકરણ કે સંકલ્પ-વિકલ્પ કરનારી ઇંદ્રિય પણ કહેવામાં આવે છે. જૈન-પરિભાષામાં તે નોઇંદ્રિય સંજ્ઞાથી ઓળખાય છે. વ્યાવહારિક ભાષામાં તર્ક, વિકલ્પ, સંકલ્પ, કલ્પના, આશા, અભિલાષા આદિ ભાવો દર્શાવવા માટે પણ તેનો ઉપયોગ થાયછે.

वायाए-[**वाचा**]-વાણીવડે.

વાચા પદ, વાચ્નું તૃતીયાનું એકવચન છે. વાચ્ વાણી.

આત્મા જે પુદ્ગલની વર્ગણાઓ વડે બોલી શકે છે અથવા જે બોલાય છે, તે વચન, વાણી કે ભાષા કહેવાય છે. તે માટે શ્રી વિશેષાવશ્યક-ભાષ્યમાં કહ્યું છે કે :—

**वयणं वागुच्चये वाऽणएत्ति वाय त्ति दव्वओ सा य ।**
**तज्जोग-पोग्गला जे, महिया तप्परिणया भावो ॥**

(ગા. ૩૫૨૬)

વચન તે વાણી અથવા જેના વડે બોલાય, તે વાણી. તેમાં દ્રવ્યવાણી એ ભાષા-વર્ગણામાંથી ગ્રહણ કરેલાં પુદ્ગલો છે અને ભાવવાણી એ ભાષાપણે પરિણામ પામેલાં પુદ્ગલો છે.

તેનો વિશેષ પરિચય શ્રી ભગવતીસૂત્રના ૧૩ મા શતકના ૭ મા ઉદ્દેશમાં નીચે મુજબ અપાયો છે :—

(૧) રાજગૃહનગરમાં ભગવાન્ ગૌતમ યાવત્-આ પ્રમાણે બોલ્યા કે—હે ભગવન્! ભાષા એ આત્મા(જીવ)સ્વરૂપ છે કે તેથી અન્ય છે? ઉત્તર—હે ગૌતમ! ભાષા એ આત્મા નથી, પણ તેથી અન્ય ( પુદ્ગલ-સ્વરૂપ ) છે.

(૨) હે ભગવન્! ભાષારૂપી-રૂપવાળી છે કે અરૂપી? ઉત્તર-હે ગૌતમ! ભાષા ( પુદ્ગલમય હોવાથી ) રૂપી છે, પણ રૂપ-વિનાની નથી.

(૩) હે ભગવન્! ભાષા સચિત્ત ( સજીવ ) છે કે અચિત્ત ( અજીવ ) છે? ઉત્તર-હે ગૌતમ! ભાષા સચિત્ત નથી પણ અચિત્ત છે.

(૪) હે ભગવન્! જીવોને ભાષા હોય છે કે અજીવોને ભાષા હોય છે? ઉત્તર—હે ગૌતમ! ભાષા જીવોને હોય છે, પણ અજીવોને હોતી નથી.

(૫) હે ભગવન્! શું (બોલાયા) પૂર્વે ભાષા કહેવાય?, બોલાતી હોય ત્યારે ભાષા કહેવાય, કે બોલાયા પછી ભાષા કયેવાય? ઉત્તર—હે ગૌતમ! બોલાય પહેલાં ભાષા ન કહેવાય, તેમજ બોલાયા પછી પણ ભાષા ન કહેવાય; પણ બોલાતી હોય ત્યારે જ ભાષા કહેવાય.

(૬) હે ભગવન્! ભાષા કેટલા પ્રકારની કહી છે? ઉત્તર—હે ગૌતમ! ભાષા ચાર પ્રકારની કહી છે, તે આ પ્રમાણે: (૧) સત્ય,

(૨) મૃષા (અસત્ય), (૩) સત્યમૃષા (સત્ય અને અસત્યનું મિશ્રણ) અને (૪) અસત્યામૃષા (સત્ય પણ નહિ અને અસત્ય પણ નહિ).

ભાષાનું આ સ્વરૂપ મનને પણ તે જ રીતે લાગુ પડે છે.

**कायेणं**-[ **कायेन** ]-કાયાથી, શરીરથી, દેહથી.

**न करेमि**-[ **न करोमि** ]-ન કરું.

**न कारवेमि**-[ **न कारयामि** ]-ન કરાવું.

**तस्स**-[ **तस्य** ]-તે સાવદ્ય યોગનું.

તે શબ્દ ઉપર જણાવેલા સાવદ્ય યોગને દર્શાવવા માટે વપરાયેલો છે. तस्य अत्राधिकृतो योगः सम्बध्यते (યો. સ્વો. પ્ર. ૩)

**भंते**-[ **भदन्त** ]=હે ભગવન્!

**पडिक्कमामि**-[ **प्रतिक्रामामि** ]-પ્રતિક્રમણ કરું છું, પાછો ફરું છું, નિવર્તું છું.

[ વિશેષ અર્થ માટે જુઓ સૂત્ર ૭ છઠ્ઠું. ]

**निंदामि**-[ **निन्दामि** ]-નિંદું છું, મનથી ખોટું માનું છું. પશ્ચાત્તાપ કરું છું.

निंदा-શબ્દ निन्द् ધાતુ પરથી બનેલો છે. તેનો અર્થ ઠપકો દેવો, વખોડવું, ખોટું ગણવું કે ભૂલ કાઢવી થાય છે. અહીં મનને કે આત્માને ઠપકો દેવો અથવા તેની ખોટી પ્રવૃત્તિઓને ખરેખર ખોટી ગણવી, તેને નિંદા ગણેલી છે, કે જેને સામાન્ય રીતે પશ્ચાતાપના નામથી ઓળખવામાંઆવે છે. તે માટે શ્રી આ. નિ. માં કહ્યું છે કે:-सचरित्तपच्छायावो निंदा પોતાનાં ચરિત્રનો પશ્ચાતાપ, તે નિંદા છે; અર્થાત્ જેઓ એક કામને અંતરથી ખોટું માની તેના માટે ખેદ કરે છે તથા ફરી તે ન કરવાની બુદ્ધિ ધારણ કરે

(૨) મૃષા (અસત્ય), (૩) સત્યમૃષા (સત્ય અને અસત્યનું મિશ્રણ) અને (૪) અસત્યામૃષા (સત્ય પણ નહિ અને અસત્ય પણ નહિ).

ભાષાનું આ સ્વરૂપ મનને પણ તે જ રીતે લાગુ પડે છે.

**कायेणं**–[ **कायेन** ]–કાયાથી, શરીરથી, દેહથી.

**न करेमि**–[ **न करोमि** ]–ન કરું.

**न कारवेमि**–[ **न कारयामि** ]–ન કરાવું.

**तस्स**–[ **तस्य** ]–તે સાવદ્ય યોગનું.

તે શબ્દ ઉપર જણાવેલા સાવદ્ય યોગને દર્શાવવા માટે વપરાયેલો છે. तस्य अत्राधिकृतो योगः सम्बध्यते (યો. સ્વો. પ્ર. ૩)

**भंते**–[ **भदन्त** ]=હે ભગવન્!

**पडिक्कमामि**–[ **प्रतिक्रामामि** ]–પ્રતિક્રમણ કરું છું, પાછો ફરું છું, નિવર્તું છું.

[ વિશેષ અર્થ માટે જુઓ સૂત્ર ૭ છઠ્ઠું. ]

**निंदामि**–[ **निन्दामि** ]–નિંદું છું, મનથી ખોટું માનું છું. પશ્ચાત્તાપ કરું છું.

निंदा–શબ્દ निन्द् ધાતુ પરથી બનેલો છે. તેનો અર્થ ઠપકો દેવો, વખોડવું, ખોટું ગણવું કે ભૂલ કાઢવી થાય છે. અહીં મનને કે આત્માને ઠપકો દેવો અથવા તેની ખોટી પ્રવૃત્તિઓને ખરેખર ખોટી ગણવી, તેને નિંદા ગણેલી છે, કે જેને સામાન્ય રીતે પશ્ચાતાપના નામથી ઓળખવામાંઆવે છે. તે માટે શ્રી આ. નિ. માં કહ્યું છે કે:–सचरित्तपच्छायावो निंदा પોતાનાં ચરિત્રનો પશ્ચાતાપ, તે નિંદા છે; અર્થાત્ જેઓ એક કામને અંતરથી ખોટું માની તેના માટે ખેદ કરે છે તથા ફરી તે ન કરવાની બુદ્ધિ ધારણ કરે

## (૪) તાત્પર્યાર્થ

**सामाइय-सुत्तं**—સામાયિકને લગતું સૂત્ર, સામાયિકને પ્રતિપાદન કરનારું સૂત્ર, સામાયિકની પ્રતિજ્ઞારૂપ સૂત્ર.

આ સૂત્રનો પ્રારંભ કરેમિ ભંતે શબ્દોથી થતો હોવાથી તે કરેમિ ભંતે સૂત્ર તરીકે પ્રસિદ્ધ છે. વળી સામાયિકની ક્રિયામાં તે મુખ્ય અને મહાપાઠરૂપ હોવાથી તેને સામાયિક-દંડકના નામથી પણ ઓળખવામાં આવે છે.

**करेमि**—કરવાને ઇચ્છું છું.

જૈન સૂત્ર-સિદ્ધાંતોમાં એ વાતનું વિધાન અતિસ્પષ્ટરીતે કરવામાં આવ્યું છે કે શિષ્યે એટલે મુમુક્ષુએ પોતાના અંતરમાં કોઈ પણ કાર્ય કરવા અંગે ઉદ્ભવેલી ઇચ્છાને પ્રથમ ગુરુ આગળ જાહેર કરવી અને તેમની આજ્ઞા યોગ્ય રીતે મળ્યા પછી જ તેના અંગેની આવશ્યક પ્રવૃત્તિ શરુ કરવી. આ પ્રકારની વિનય-સામાચારી આધ્યાત્મિક જીવનની આરાધનાનું એક આવશ્યક અંગ છે. એટલે કોઈ પણ ધાર્મિક ક્રિયા એમ ને એમ શરૂ ન કરતાં તેના અંગે વિનય પ્રદર્શિત કરવો જરૂરી છે, તેથી करेमि પદનો અર્થ કરું છું એટલો જ નહિ કરતાં કરવાને ઇચ્છું છું એમ કરવો વધારે ઉચિત છે. પ્રથમ પદના આ અર્થમાં વિનય-ગુણનો યોગ્ય ઉપચાર છે.

**भंते**—હે પૂજ્ય!

**भंते**—શબ્દ પૂજ્યભાવનો બોધક છે, કારણ કે તે ભદંત, ભવાંત અને ભયાંત એ ત્રણ અર્થોમાં સિદ્ધ થાય છે. તેમણે આપેલું યોગ્ય માર્ગ-દર્શન અને ધર્મનો ઉપદેશ કલ્યાણ કે સાચા સુખને અપાવવામાં સંપૂર્ણ રીતે સમર્થ છે, તેથી તેઓ ભદંત છે. વળી તેમની સતત સહાય ભવ અને ભયનો અંત લાવવામાં એકસરખી

ઉપયોગી છે, તેથી તેઓ ભવાંત અને ભયાંત પણ છે. વળી તેઓ સિદ્ધપદના સાધક હોવાથી પરમેષ્ઠીની પંક્તિમાં છે અને તેથી પૂરેપૂરા પૂજ્ય છે. એટલે **भंते** પદનો સ્પષ્ટ ભાવ હે પૂજ્ય! એ શબ્દોમાં યથાર્થ રીતે ઊતરે છે.

જેઓ વ્યવહારની સપાટીથી ઊંચે વિરાજે છે અને તેથી દરેક વસ્તુની તુલના તત્ત્વથી જ કરે છે, તેમના અભિપ્રાયથી આત્મા એ જ સામાયિક છે. ( **आया खलु सामाइयं**,-આચારાંગ સૂત્ર )

**भंते** એ ભગવાનનું અર્થાત્ તીર્થંકરદેવનું સંબોધન છે. તે અર્થમાં પણ ઉપરનો અર્થ ઉપયુક્ત છે, કારણ કે તીર્થંકરો એ ગુરુના ગુરુ એટલે પરમગુરુ કે પરંપરા-ગુરુ છે અને તેથી તેમનો સમાવેશ પણ પૂજ્ય એ શબ્દમાં થઈ જાય છે.

**सामाइयं**—સમભાવની સાધનાને.

સામાયિક-શબ્દ સમય, સમાય કે સામાય પદ પરથી બનેલો છે, તેથી તે નીચેના અર્થો દર્શાવે છે :—

(૧) સામાયિક એટલે સદ્વર્તન.

(૨) સામાયિક એટલે શાસ્ત્રાનુસારી શુદ્ધ જીવન ગાળવાનો પ્રયત્ન.

(૩) સામાયિક એટલે સમસ્થિતિ અર્થાત્ વિષમતાનો અભાવ ઉત્પન્ન કરનારી ક્રિયા.

(૪) સામાયિક એટલે સર્વ જીવો પ્રત્યે મિત્રતા કે બંધુત્વની લાગણી કેળવવાનો પ્રયાસ.

(૫) સામાયિક એટલે સમભાવની સાધના અર્થાત્ રાગ અને દ્વેષને જિતવાનો પરમ પુરુષાર્થ.

(૬) સામાયિક એટલે સમ્યક્ વસ્તુની પ્રાપ્તિ અર્થાત્ સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્ચારિત્રની સ્પર્શના.

(૭) સામાયિક એટલે શાંતિની આરાધના.

(૮) સામાયિક એટલે અહિંસાની ઉપાસના અથવા અન્યને દુઃખ નહિ ઉપજાવવાનો નિશ્ચય.

સામાયિકના આ આઠ અર્થો વ્યાવહારિક દૃષ્ટિએ ભિન્ન હોવા છતાં તાત્ત્વિક દૃષ્ટિએ એક જ છે અને તેથી તે સઘળાનો સમાવેશ **સમભાવની સાધનામાં** થઈ જાય છે; કેમ કે સદ્વર્તન એ સમભાવ વિના શક્ય નથી; શાસ્ત્રાનુસારી શુદ્ધ જીવન પણ સમભાવથી જ સિદ્ધ થાય છે; આત્માની અનાદિ કાળથી ચાલી આવેલી વિષમ સ્થિતિનો અંત પણ સમભાવની સાધનાથી જ આવે છે, વળી સર્વ જીવો પ્રત્યેની મિત્રતા કે બંધુત્વની લાગણી એ સમભાવનું જ સ્પષ્ટ સ્વરૂપ છે, તથા સમ્યગ્દર્શન, સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ રત્નત્રયીની યોજના સમભાવની સિદ્ધિ માટે જ થયેલી છે; તેમ શાંતિની આરાધના ક્લેશ-રહિત અવસ્થામાં જ સંભવે છે કે જેની પ્રાપ્તિમાં સમભાવ એ મુખ્ય કારણ છે; જ્યારે અહિંસા તો સમભાવની જ સંતતિ છે અર્થાત્ તેનો ઉદ્ભવ સમભાવમાંથી જ થાય છે. આમ **સમભાવની સાધના** એ બે શબ્દો ઉપર્યુક્ત આઠે અર્થોને પોતાની અંદર સમાવી લેતા હોવાથી સામાયિકનો અર્થ સમભાવની સાધના કરવો યુક્તિયુક્ત છે અને પરંપરામાં પણ તે જ સ્વીકારાયેલો છે.

શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણે વિશેષાવશ્યકભાષ્યની ૩૪૭૭ મી ગાથામાં સામાયિકનો અર્થ નીચે મુજબ કરેલો છે:—

**राग-दोष-विरहिओ, समो त्ति अयणं अयो त्ति गमणं ति ।**
**समगमणं ( अयणं ) ति समाओ, स एव सामाइयं नाम ॥**

ઉપયોગી છે, તેથી તેઓ ભવાંત અને ભયાંત પણ છે. વળી તેઓ સિદ્ધપદના સાધક હોવાથી પરમેષ્ઠીની પંક્તિમાં છે અને તેથી પૂરેપૂરા પૂજ્ય છે. એટલે **भंते** પદનો સ્પષ્ટ ભાવ હે પૂજ્ય! એ શબ્દોમાં યથાર્થ રીતે ઊતરે છે.

જેઓ વ્યવહારની સપાટીથી ઊંચે વિરાજે છે અને તેથી દરેક વસ્તુની તુલના તત્ત્વથી જ કરે છે, તેમના અભિપ્રાયથી આત્મા એ જ સામાયિક છે. ( **आया खलु सामाइयं**,–આચારાંગ સૂત્ર )

**भंते** એ ભગવાનનું અર્થાત્ તીર્થંકરદેવનું સંબોધન છે. તે અર્થમાં પણ ઉપરનો અર્થ ઉપયુક્ત છે, કારણ કે તીર્થંકરો એ ગુરુના ગુરુ એટલે પરમગુરુ કે પરંપરા–ગુરુ છે અને તેથી તેમનો સમાવેશ પણ પૂજ્ય એ શબ્દમાં થઈ જાય છે.

**सामाइयं**—સમભાવની સાધનાને.

સામાયિક–શબ્દ સમય, સમાય કે સામાય પદ પરથી બનેલો છે, તેથી તે નીચેના અર્થો દર્શાવે છે :—

(૧) સામાયિક એટલે સદ્‌વર્તન.

(૨) સામાયિક એટલે શાસ્ત્રાનુસારી શુદ્ધ જીવન ગાળવાનો પ્રયત્ન.

(૩) સામાયિક એટલે સમસ્થિતિ અર્થાત્ વિષમતાનો અભાવ ઉત્પન્ન કરનારી ક્રિયા.

(૪) સામાયિક એટલે સર્વ જીવો પ્રત્યે મિત્રતા કે બંધુત્વની લાગણી કેળવવાનો પ્રયાસ.

(૫) સામાયિક એટલે સમભાવની સાધના અર્થાત્ રાગ અને દ્વેષને જિતવાનો પરમ પુરુષાર્થ.

**करेमि भंते! सामाइयं**–હે પૂજ્ય ગુરુદેવ! હું સમભાવની સાધના કરવાને ઇચ્છું છું.

**सावज्जं जोगं**–પાપવાળી અશુભ પ્રવૃત્તિને.

યોગ એટલે મન, વચન અને કાયાની પ્રવૃત્તિ. તે કર્મને (કાર્મણ-વર્ગણાને) આત્મા ભણી ખેંચી લાવવામાં કારણભૂત હોવાથી આસ્રવ કહેવાય છે. તે માટે શ્રી તત્ત્વાર્થસૂત્રના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે :–काय-वाङ्-मनः कर्मयोगः । १ । आस्रवः । २ । કાયા, વાણી અને મનની જે ક્રિયા–પ્રવૃત્તિ, તે યોગ છે અને તે જ આસ્રવ છે. તેમાં કર્મનો જે આસ્રવ પુણ્યના બંધ માટે થાય છે, તે શુભ કહેવાય છે અને પાપના બંધ માટે થાય તે અશુભ કહેવાય છે* शुभः पुण्यस्य । ३ । अशुभः पापस्य । ४ । (ત. અ. ૬) મતલબ કે પુણ્યવાળો કર્મનો આસ્રવ શુભ છે અને પાપવાળો કર્મનો આસ્રવ અશુભ છે. અહીં સાવદ્ય–શબ્દ પાપાસ્રવનું સૂચન કરે છે, તથા યોગનો સામાન્ય અર્થ પ્રવૃત્તિ હોઇને सावज्जं जोगंનો અર્થ અશુભ પ્રવૃત્તિ તરીકે સિદ્ધ છે.

**पच्चक्खामि**—છોડવાની પ્રતિજ્ઞા કરું છું.

આ શબ્દથી ભવિષ્યકાળના પાપ વ્યાપારોનો ત્યાગ થાય છે.

**सावज्जं जोगं पच्चक्खामि**–અશુભ પ્રવૃત્તિને છોડવાની પ્રતિજ્ઞા કરું છું.

**जाव नियमं**—જ્યાં સુધી નિયમને.

**जाव**–શબ્દ પરિમાણ કે મર્યાદાને સૂચવે છે અને **नियम**–શબ્દ અહીં પ્રતિજ્ઞાની અપેક્ષાએ વપરાયેલો છે, એટલે जाव नियमंનો અર્થ જ્યાં સુધી પ્રતિજ્ઞા ચાલુ છે ત્યાં સુધી એવો થાય

* વિગત માટે જૂઓ નવતત્ત્વપ્રકરણ કર્મગ્રંથ વગેરે.

રાગ-દ્વેષથી વિરહિત થયેલો આત્મા, તે સમ. અય એટલે અયન કે ગમન. તે ગમન સમ પ્રત્યે થાય માટે સમાય કહેવાય અને તેવા સમાયનો જે ભાવ, તે સામાયિક છે.

શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના સ્વોપજ્ઞ-વિવરણમાં સામાયિકનો અર્થ નીચે મુજબ આપ્યો છે :—

**राग-द्वेष-विनिर्मुक्तस्य सतः आयो ज्ञानादीनां लाभः प्रशमसुखरूपः समायः, समाय एव सामायिकम् ॥**

રાગ અને દ્વેષથી મુક્ત થયેલા આત્માને જ્ઞાન વગેરેનો પ્રશમસુખરૂપ જે લાભ થાય, તે સમાય અને તેવો જે સમાય એ જ સામાયિક.

ઉત્તરાધ્યયનસૂત્રના ટીકાકાર શ્રીમદ્ ભાવવિજયગણિવરે પણ ૨૮ મા અધ્યયનની ૩૨ મી ગાથા પર ટીકા કરતાં સામાયિકનો અર્થ આવો જ કર્યો છે :—

**समो राग-द्वेष-रहितः, स चेह प्रक्रमाच्चित्तपरिणाम-स्तत्राऽऽयो गमनं समायः, स एव सामायिकम् ॥**

સમ એટલે રાગ દ્વેષ રહિત. તે અહીં ચાલુ પ્રકરણથી ચિત્તનો પરિણામ જાણવો. તેના તરફ આય એટલે ગમન થવું, તે સમાય, તે જ સામાયિક.

આ રીતે બીજા પણ અનેક પ્રામાણિક પુરુષોએ સામાયિકનો અર્થ આ મુજબ કર્યો છે, તેથી સામાયિક એટલે સમભાવની સાધના એ અર્થ ગ્રહણ કરવો ઇષ્ટ છે.

આ વાક્યની યોજના જુદે જુદે સ્થળે જુદી જુદી રીતે થાય છે, તેથી તેનો સ્પષ્ટ તફાવત જાણી લેવાની જરૂર છે. જ્યારે કોઈ પણ મુમુક્ષુ સંવેગ પામીને, સંસારનાં સ્વરૂપથી તથા કામ-ભોગો પ્રત્યે નિર્વેદ અનુભવીને સાધુ-જીવનની પવિત્ર દીક્ષા ગ્રહણ કરે છે, ત્યારે તે સામાયિક નામનું પ્રથમ પ્રકારનું ચારિત્ર ગ્રહણ કરે છે. મતલબ કે સમ્યક્ચારિત્ર પાંચ પ્રકારનું હોય છે, તેમાંથી તે પ્રથમ પ્રકારના ચારિત્રનો સ્વીકાર કરે છે. સમ્યક્ચારિત્રના આ પાંચ પ્રકારો અંગે ઉત્તરાધ્યયનસૂત્રના ૨૮ મા અધ્યયનમાં કહ્યું છે કે:—

सामाइअत्थ पढमं, छेओवट्ठावणं भवे बितियं ।
परिहारविसुद्धीयं, सुहुमं तह संपरायं च ॥ ३२ ॥

अकसायमहक्खायं, छउमत्थस्स जिणस्स वा ।
एअं चय-रित्तकरं, चारित्तं होइ आहिअं ॥ ३३ ॥

પ્રથમ સામાયિક ચારિત્ર, બીજું છેદોપસ્થાપનીય, ત્રીજું પરિહાર વિશુદ્ધિ ચારિત્ર, ચોથું સૂક્ષ્મ-સંપરાય ચારિત્ર અને પાંચમું કષાય-રહિત યથાખ્યાત ચારિત્ર (તે અગિયારમા કે બારમા ગુણસ્થાનકે રહેલા) છદ્મસ્થને તથા જિન(કેવળી)ને હોય છે. આ પ્રમાણે કર્મને ખપાવનારું ચારિત્ર પાંચ પ્રકારનું કહ્યું છે.

ચારિત્રના ગ્રહણ-પ્રસંગે નીચેનો પાઠ બોલાય છે:—

करेमि भंते ! सामाइयं, सव्वं सावज्जं जोगं पच्चक्खामि, जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं, वायाए, काएणं, न

છે. સામાયિક એ સમભાવને સાધવાની ક્રિયા છે, જે રાગ અને દ્વેષનો જય કરવાથી સધાય છે, એટલે તેનો સંબંધ મુખ્યત્વે ચિત્ત-શુદ્ધિ સાથે છે. તેમાં ચિત્તની શુદ્ધિ આર્ત્તધ્યાનને રૌદ્રધ્યાન છોડવાથી તથા ધર્મધ્યાન અને શુક્લધ્યાન ધારણ કરવાથી થાય છે. તેવું ધ્યાન એક જ વિષય પર અંતર્મુહૂર્ત કે બે ઘડીથી વધારે વાર ટકી શકતું નથી; તેથી એક સામાયિકનો કાલ એક મુહૂર્ત કે બે ઘડીનો ઠરેલો છે. શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રમાં સામાયિકની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે :—

**त्यक्तार्त-रौद्रध्यानस्य, त्यक्तसावद्यकर्मणः ।**
**मुहूर्तं समता या तां, विदुः सामायिकव्रतम् ॥**

(પ્ર. ૩, શ્લો. ૮૨)

આર્ત્ત અને રૌદ્ર ધ્યાનનો તથા સાવદ્ય કર્મોનો ત્યાગ કરવાની એક મુહૂર્ત-પર્યંત જે સમતા, તેને સાધુપુરુષો સામાયિકવ્રત તરીકે ઓળખે છે.

શ્રી પાર્શ્વદેવે શ્રાદ્ધ-પ્રતિક્રમણસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે :- **व्रतावस्थानकालश्च जघन्येनापि किल मुहूर्तः ।** વ્રતનો અવસ્થાન-કાલ ઓછામાં ઓછો મુહૂર્ત જેટલો હોય છે.

મુહૂર્ત અને ઘડી એ પ્રાચીન કાલનાં સમયદર્શક માપો છે. અહોરાત્રનું પ્રમાણ ૩૦ મુહૂર્ત એટલે ૨૪ કલાક છે, તેથી એક મુહૂર્તની ૪૮ મિનિટ અને એક ઘડીની ૨૪ મિનિટ થાય છે.

**पज्जुवासामि**—સેવું, સેવા કરું.

**जाव नियमं पज्जुवासामि**—જ્યાં સુધી હું નિયમને (બે ઘડી સુધી અથવા મનમાં જેટલો સમય ધાર્યો હોય ત્યાં સુધી) સેવું.

સમીપે જઇને સામાયિક કરે છે, ત્યારે जाव साहू पज्जुवासामि એ શબ્દો બોલે છે. તેનો અર્થ એ થાય છે કે જ્યાં સુધી હું સાધુની પર્યુપાસના કરું (ત્યાં સુધી બે પ્રકારે અને ત્રણ પ્રકારે મનવડે, વચનવડે અને કાયાવડે સાવદ્ય યોગને કરું નહિ અને કરાવું પણ નહિ).

**दुविहं तिविहेणं–બે પ્રકારે અને ત્રણ પ્રકારે. છ કોટિથી.**

બે પ્રકારને ત્રણ પ્રકારે ગુણવાથી તેની સંખ્યા છની આવે છે. આ છ પ્રકારોને પ્રત્યાખ્યાનની પરિભાષામાં કોટિ કહેવામાં આવે છે. મતલબ કે મેં અહીં જે પ્રત્યાખ્યાન લીધું છે, તે છ કોટિથી લીધું છે. તે કોટિઓ આગળના પદોથી દર્શાવી છે—

**मणेणं वायाए कायेणं, न करेमि न कारवेमि–મન, વચન અને કાયાથી અશુભ પ્રવૃત્તિ કરું નહિ અને કરાવું નહિ.**

અશુભ પ્રવૃત્તિનો ત્યાગ છ કોટિથી નીચે મુજબ થાય છે :—

(૧) મનથી અશુભ પ્રવૃત્તિ કરું નહિ, (૨) કરાવું નહિ, (૩) વચનથી અશુભ પ્રવૃત્તિ કરું નહિ, (૪) કરાવું નહિ, (૫) કાયાથી અશુભ પ્રવૃત્તિ કરું નહિ, (૬) કરાવું નહિ.

જે વસ્તુ કે ક્રિયાને આપણે પાપકારી, અનિષ્ટ કે અશુભ માની હોય તે બીજાની પાસે કરાવવી ઉચિત નથી. એથી તો અશુભ વસ્તુ કે ક્રિયા પ્રત્યેની આપણી મમતા જરાયે ઘટી નથી એમ જ સિદ્ધ થાય. આ કારણે કરવું અને કરાવવું એ બંનેને તાત્ત્વિક દૃષ્ટિએ—કર્મ-બંધનની દૃષ્ટિએ સરખાં જ ગણવામાં આવ્યાં છે.

## મનની શુભાશુભ પ્રવૃત્તિ

શુભ અને અશુભની મતલબ અહીં કર્મના શુભાશુભ આસ્રવથી છે મતલબ કે મનની જે પ્રવૃત્તિથી શુભ કર્મનો આસ્રવ

**करेमि, न कारवेमि, करंतं पि अन्नं न समणुजाणामि,* तस्स भंते ! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि ॥**

મતલબ કે આ સૂત્રમાં જે સ્થળે जाव नियमं पज्जुवासामि એવા શબ્દો છે, ત્યાં ચારિત્ર અંગીકાર કરનાર जावज्जीवाए બોલે છે, એટલે તેનું સામાયિક જીવનભરનું બની જાય છે. વળી તે સામાયિક ત્રિવિધ-ત્રિવિધ ઉચ્ચારવામાં આવે છે, એટલે કે તેમાં સાવદ્ય-યોગનું પ્રત્યાખ્યાન મન, વચન અને કાયાથી કરવું નહિ, કરાવવું નહિ અને અનુમોદવું નહિ, એ રીતે નવકોટિથી થાય છે, તેથી તેને સર્વવિરતિ-સામાયિકના નામથી ઓળખવામાં આવે છે.

શ્રાવક-શ્રાવિકાઓ જે સામાયિક કરે છે, તે આ સર્વવિરતિ-સામાયિકની વાનગીરૂપ હોઈ દેશવિરતિ-સામાયિક કહેવાય છે. મતલબ કે તે સર્વવિરતિ : કરતાં ન્યૂન હોય છે. આવું સામાયિક જ્યારે ઋદ્ધિવંત શ્રાવક કરે છે, ત્યારે તે પૂરા ઠાઠથી ગુરુ-સમીપે જાય છે અને તેમને વંદન કરીને વિધિસર સામાયિક કરતાં जाव नियमं पज्जुवासामि એવો પાઠ બોલે છે. તેનો અર્થ એ છે કે, હે પૂજ્ય! જ્યાં સુધી હું સામાયિકના નિયમને સેવું (ત્યાં સુધી હું બે પ્રકારે અને ત્રણ પ્રકારે મનવડે, વચનવડે અને કાયાવડે સાવદ્ય યોગને કરું નહિ અને કરાવું પણ નહિ). આજ સામાયિક સામાન્ય શ્રાવકો ચાર સ્થલે કરે છે :—જિનગૃહમાં,+ સાધુસમીપે, પૌષધશાળામાં અને પોતાના ઘરમાં તેમાંથી જ્યારે તે સાધુની

---

* મોટા અક્ષરોવાળાં પદો શ્રાવકે ઉચ્ચારવાના ચાલુ સૂત્રના પાઠમાં તફાવત બતાવે છે.

\+ આ વિધિ હાલ પ્રચલિત નથી.

જનની છે, શીલવૃક્ષને છેદનારી કુહાડી છે, મિથ્યાત્વ અને અજ્ઞાનની જન્મભૂમિ છે તથા પારકાનો તેમ જ પોતાનો દ્રોહ કરનારી છે, તેથી ત્યાજ્ય છે. તેનો પ્રત્યુપાય સરલતા છે. લોભ એ અનેક દોષોની ખાણ છે, ગુણોનો નાશ કરનારો રાક્ષસ છે, અને દુઃખરૂપી વેલના મૂળ-સમાન છે, તેથી ત્યાજ્ય છે. તેનો પ્રત્યુપાય સંતોષ છે. એકંદરે આ ચારે કષાયો સમ્યક્ચારિત્રના ઘાતક છે અને સમભાવની પ્રાપ્તિમાં મહાન અંતરાયરૂપ છે; તેથી બને તેટલા જલદી તે દૂર કરવા જોઇએ. પરંતુ પ્રજ્વલિત અગ્નિ વિના જેમ સોનાની કઠોરતા દૂર થઈ શકતી નથી, તેમ ઇંદ્રિયો પર વિજય મેળવ્યા વિના કષાયો જિતી શકાતા નથી, તેથી ઇંદ્રિયોની લાલસા પર જય મેળવવો અત્યંત આવશ્યક છે.

હાથણીના સ્પર્શ-સુખનો સ્વાદ ચાખવા સૂંઢ લંબાવનાર હાથી તુરત જ ખીલા સાથે બંધાવાનું દુઃખ અનુભવે છે. અગાધ પાણીમાં વિચરનારું માછલું કાંટા ઉપરના ખાદ્ય પદાર્થને ગળતાં જ મચ્છીમારના હાથમાં જઈ પડે છે. ગંધ-લોલુપ ભમરો મદ-ઝરતા હાથીના ગંડ-સ્થળ ઉપર જઈ બેસતાં જ તેના સૂપડા જેવા કાનના સપાટાથી મરણ પામે છે. પ્રકાશિત જ્વાલાના તેજથી મોહિત થયેલો પતંગ દીવામાં પડતાં જ મરણ પામે છે, અને મનોહર ગીત સાંભળવાને ઊંચી ડોક કરીને ઊભું રહેલું હરણ ધનુષ્ય ખેંચીને ઊભેલા પારધીના બાણથી વીંધાઈ જાય છે. આવી રીતે એક-એક ઇંદ્રિયની લાલસા પણ દુઃખ યા મરણ નિપજાવે છે, તો પાંચે ઇંદ્રિયોની લાલસાવાળાના શા હાલ થાય? તે વિચારવું જરા પણ મુશ્કેલ નથી.*

* શ્રી હેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર પ્ર. ૪ ના આધારે.

થાય, તે શુભ છે અને જે પ્રવૃત્તિથી અશુભ કર્મનો આસ્રવ થાય તે અશુભ છે. શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના ચતુર્થ પ્રકાશમાં તે સંબંધી સ્પષ્ટીકરણ કરતાં જણાવ્યું છે કે:—

मैत्र्यादिवासितं चेतः, कर्म सूते शुभात्मकम् ।
कषाय–विषयाक्रान्तं, वितनोत्यशुभं पुनः ॥ ७५ ॥

(૧) મૈત્રી, (૨) મુદિતા, (૩) કરુણા અને (૪) ઉપેક્ષા એ ચાર ભાવનાઓ દ્વારા સુવાસિત થયેલું મન શુભકર્મને પેદા કરે છે; જ્યારે ક્રોધ, માન, માયા અને લોભરૂપી કષાય તથા સ્પર્શ–લાલસા રસ–લાલસા, ગંધ–લાલસા, રૂપ–લાલસા અને શબ્દ–લાલસા એ પાંચ વિષયોથી પરાધીન થયેલું મન અશુભ કર્મને એકત્ર કરે છે.

સર્વે જીવો મિત્ર છે, કોઈ પણ દુશ્મન નથી, તેમ માનવું એ મૈત્રી–ભાવના છે. ગુણવંતોને જોઈ આનંદ પામવો, તેમના પ્રત્યે દ્વેષ ન કરવો, તે મુદિતા–ભાવના છે. દુઃખી પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવી, તેનો તિરસ્કાર કરવો નહિ, તે કરુણા–ભાવના છે અને જેઓ વિપરીત–વૃત્તિવાળા હોય, એટલે જાણી–જોઇને ખોટું કરી રહ્યા હોય; તથા યોગ્ય પ્રયત્નથી ઉચિત માર્ગેવાળી શકાય નહિ તેવા હોય, તેમના પ્રત્યે ઉદાસીન ભાવ ધારણ કરવો, પણ તેમને ધિક્કારવા નહિ, તે ઉપેક્ષા–ભાવના છે.

ક્રોધ એ શરીર તથા મનમાં સંતાપ પેદા કરે છે, વેરનું કારણ છે અને શાંતિરૂપ સુખનો અનુભવ થવા દેતો નથી, તેથી ત્યાજ્ય છે. તેનો પ્રતિકાર કે પ્રત્યુપાય ક્ષમા છે. માન એ વિનય, વિદ્યા, શીલ તથા પુરુષાર્થનો ઘાતક છે, તે વિવેકરૂપી ચક્ષુને ફોડી નાખે છે, તેથી ત્યાજ્ય છે. તેનો પ્રત્યુપાય નમ્રતા છે. માયા એ અસત્યની

**तदेव वचो विपरीतं मिथ्या श्रुतज्ञानविरोधि चाशुभस्य कर्मणोऽर्जनाय ॥ ७६ ॥**

શ્રુતજ્ઞાન એટલે દ્વાદશાંગ, બાર અંગો કે ગણિપિટક. તેને અનુસરીને એટલે તેનાથી અવિરુદ્ધ રીતે વર્તતું વચન, તે વાગ્-યોગ, તે શુભકર્મ ઉપાર્જન કરવા માટે થાય છે. પરંતુ તે જ વચન વિપરીત હોય, શ્રુતજ્ઞાનથી વિરોધી હોય, તો અશુભ કર્મનું ઉપાર્જન કરે છે. મતલબ કે દ્વાદશાંગીને વફાદાર રહીને ભાષા બોલવી, તે વચનની શુભ પ્રવૃત્તિ છે, અને તેનાથી વિરુદ્ધ બોલવું, તે વચનની અશુભ પ્રવૃત્તિ છે.

ભગવતીસૂત્ર, જે દ્વાદશાંગીનું પાંચમું અંગ છે, તેના ૧૩ મા શતકના ૭ મા ઉદ્દેશમાં જણાવ્યા મુજબ ભાષા ચાર પ્રકારની છે:—(૧) સત્ય, (૨) મૃષા (અસત્ય), (૩) સત્યમૃષા (સત્યાસત્ય), અને (૪) અસત્યામૃષા (ન-સત્ય કે ન-અસત્ય). (આ ચોથા પ્રકારની ભાષા સંબોધન, આમંત્રણ કે આજ્ઞામાં વપરાય છે.) આ ચાર પ્રકારની ભાષાઓ પૈકી બે પ્રકારની મૃષા (અસત્ય) અને સત્યમૃષા (સત્યાસત્ય) તો ન બોલવી; જ્યારે બાકીની એટલે સત્ય અને અસત્યામૃષા (ન સત્ય—ન-અસત્ય) ભાષા વિવેકપૂર્વક બોલવી. તે માટે દશવૈકાલિકસૂત્રના ૭ મા અધ્યયનમાં (ગા. ૨) કહ્યું છે કે :—

**चउण्हं खलु भासाणं, परिसंखाय पन्नवं ।**
**दुण्हं तु विणयं सिक्खे, दो न भासिज्ज सव्वसो ॥**

પ્રાજ્ઞ મનુષ્યે ચાર પ્રકારની ભાષાને જાણીને તેમાંથી બે પ્રકારની ભાષા સર્વથા ન બોલવી જોઈએ અને બે પ્રકારની

સુખની કલ્પનાથી વિષયો ભોગવવાની લાલસા પેદા થાય છે, તે લોભ છે. પછી તે માટે જીવ અનેક પ્રકારના ઉપાયોનું ચિંતન કરે છે, તે માયા છે. તે ઉપાયો સફળ થવામાં અંતરાય ઉભો થતાં ગુસ્સો પેદા થાય છે, તે ક્રોધ છે. કદાચ સરલતાથી તે ઉપાય પાર પડે તે પોતાની બુદ્ધિનો કે પોતાના સાધન અને સ્થાનનો મદ કરે છે, તે અભિમાન છે. આ કારણે કષાયો પર જય મેળવનારે વિષય-લાલસાને જિતવી જોઇએ. પરંતુ વિષય-લાલસાનો મુખ્ય આધાર સુખની મિથ્યા કલ્પના છે, અને તે કલ્પના જડ અને ચૈતન્યનો ભેદ મનમાં યથાર્થ રીતે સ્થિર નહિ થવાથી જ ઉત્પન્ન થાય છે, એટલે તેનું યોગ્ય જ્ઞાન જરૂરી છે. આવું જ્ઞાન સમ્યગ્-દર્શન વિના ઉદ્ભવતું નથી, તેથી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણેની પ્રાપ્તિ સામાયિકની સિદ્ધિ માટે જરૂરી છે.

મન એ મર્કટ જેવું ચંચળ છે, ધ્વજાના છેડા જેવું અસ્થિર છે અને નિરંતર વાતા પવનની માફક વિષયોમાં સ્વચ્છંદી રીતે ભટકનારું છે. તેમ છતાં તેને ધ્યાનમાં જોડવાથી અને તેની અંદર રહેલા રાગ અને દ્વેષરૂપી બે કાંટા કાઢી નાખવાથી તે મોક્ષ-પ્રાપ્તિમાં મદદગાર થાય છે. તેથી જ અનુભવીઓનું કથન છે કે :—**मन एव मनुष्याणां, कारणं बन्धमोक्षयोः ।** મન એ જ મનુષ્યને બંધનું અને મોક્ષનું કારણ છે.

## વચનની શુભાશુભ પ્રવૃત્તિ

વચનની શુભાશુભ પ્રવૃત્તિ માટે શ્રી હેમચંદ્રાચાર્યે યોગ-શાસ્ત્રના ચતુર્થ પ્રકાશમાં જણાવ્યું છે કે :—

श्रुतज्ञानं द्वादशाङ्गं गणि-पिटकं, तदाश्रितं तदविरोधेन वर्तमानं वचो वाग्योगः, स शुभस्य कर्मणोऽर्जनाय ।

શેતરંજના મહોરાંને હાથી, ઊંટ, ઘોડા આદિ પણ તે જ રીતે કહેવાય છે.

(૪) 'નામ–સત્ય' ગુણ–વિહીન હોવા છતાં કોઈ પણ વ્યક્તિ કે વસ્તુ-વિશેષનું અમુક નામ રાખવું, તે નામ-સત્ય છે. જેમ કે એક છોકરો ગરીબના ઘરમાં જન્મ્યો હોવા છતાં તેનું નામ રાખેલું હોય લક્ષ્મીચંદ્ર.

(૫) 'રૂપ–સત્ય' કોઈ ખાસ રૂપ ધારણ કરનારને તે નામથી જ બોલાવવા. જેમ કે સાધુનો વેષ પહેરેલો જોઇને તેને સાધુ કહેવા.

(૬) 'પ્રતીત–સત્ય (અપેક્ષા–સત્ય)' એક વસ્તુની અપેક્ષાએ બીજીને મોટી, હલકી, ભારે આદિ કહેવી, તે પ્રતીત–સત્ય છે. જેમ કે અનામિકા આંગળી મોટી છે. આ કથન કનિષ્ઠાની અપેક્ષાથી સત્ય છે, પરંતુ મધ્યમા આંગળી કરતાં તે નાની છે.

(૭) 'વ્યવહાર–સત્ય (લોક–સત્ય).' જે વાત વ્યવહારમાં બોલાય, તે વ્યવહાર–સત્ય છે. જેમ કે પહોંચે છે તો ગાડી, પણ કહેવાય છે ત્યારે જામનગર આવી ગયું. રસ્તો કે માર્ગ સ્થિર છે, તે કાંઈ ચાલી શકતો નથી, તો પણ કહેવાય છે કે આ માર્ગ આબૂ જાય છે. તે જ રીતે સળગે છે ડુંગર ઉપરનું ઘાસ, છતાં કહેવાય છે કે ડુંગર સળગી ઊઠ્યો છે.

(૮) 'ભાવ–સત્ય' જે વસ્તુમાં જે ભાવ પ્રધાનપણે દેખાતો હોય, તેને લક્ષ્યમાં લઇને તે વસ્તુનું પ્રતિપાદન કરવું તે ભાવ–સત્ય છે. જેમ કે કેટલાક પદાર્થોમાં પાંચે રંગો ઓછા–વત્તા પ્રમાણમાં હોવા છતાં તે તે રંગની પ્રધાનતાને લઇને કાળો, લાલ, પીળો વગેરે કહેવાય છે. દૃષ્ટાંત તરીકે પોપટમાં અનેક રંગ હોવા છતાં, તેને લીલો કહેવાય છે. તે ભાવ–સત્ય છે.

ભાષાનો વિનય શીખવો. મતલબ કે ભાષા સત્ય હોય, પણ સાવદ્ય હોવાના કારણે બોલવા જેવી ન હોય અથવા ન સત્ય ન અસત્ય હોય, પણ શિષ્ટાચાર વિનાની એટલે તોછડી હોય, તો તે પણ ન બોલવી જોઈએ. વળી જે ભાષા કર્કશ હોય, સંદિગ્ધ હોય તથા શાશ્વત પદાર્થની સિદ્ધિમાં પ્રતિકૂળ હોય તેવી પણ ન બોલવી જોઇએ. આવા દોષોથી રહિત જે ભાષા સત્ય હોય અથવા ન સત્ય-ન અસત્ય હોય અને બીજાને ઉપકારક હોય, તે બોલવી જોઈએ.

દશવૈકાલિકસૂત્રના ૭ મા અધ્યયનની નિર્યુક્તિમાં જણાવ્યા પ્રમાણે [૧] સત્ય ભાષા અથવા સત્ય વચનયોગ દસ પ્રકારનો છે, તે નીચે મુજબ :—

(૧) 'જનપદ-સત્ય' જે દેશમાં જેવી ભાષા બોલાતી હોય, તે દેશમાં તે પ્રમાણે બોલવું, તે જનપદ-સત્ય છે. જેમ કે બિલ શબ્દથી ગુજરાતી ભાષામાં દર કે ગુફા સમજાય છે, જ્યારે અંગ્રેજી ભાષામાં તે જ શબ્દથી ભરતિયું, કરેલી સેવાની કિંમતનો આંકડો કે કાયદાનો ખરડો સમજાય છે.

(૨) 'સમ્મત-સત્ય' પ્રથમના વિદ્વાનોએ જે શબ્દને જે અર્થમાં માન્ય રાખવો, તે સમ્મત-સત્ય છે. જેમ કે કમલ અને દેડકો બંને પંક(કાદવ)માં જન્મે છે, છતાં પંકજ શબ્દ કમલ માટે વપરાય છે; નહિ કે દેડકા માટે.

(૩) 'સ્થાપના-સત્ય' કોઈ પણ વસ્તુની સ્થાપના કરી તેને એ નામથી ઓળખવી, તે સ્થાપના-સત્ય છે. જેમ કે અમુક આકૃતિવાળા અક્ષરને જ क કહેવો. એકડાની પાછળ બે શૂન્ય ઉમેરીએ તેને સો અને ત્રણ શૂન્ય ઉમેરીએ હજાર કહેવા વગેરે.

(૨) વિગત-મિશ્રિત—ઉપર મુજબ મરણસંબંધી ભળતું કથન.

(૩) ઉત્પન્ન-વિગત-મિશ્રિત-જન્મ અને મરણ બંનેસંબંધી ભળતું કથન.

(૪) જીવ-મિશ્રિત—જીવિત અને મરેલા જીવો સાથે પડ્યા હોય, છતાં કહેવું કે જીવ-રાશિ.

(૫) અજીવમિશ્રિત—કચરાનો ઢગલો જોઇને કહેવું કે આ અજીવ છે. જ્યારે તેમાં ઘણા ય કીડા ખદબદતા હો.ય

(૬) જીવાજીવ-મિશ્રિત—જીવો અને અજીવો બંને સાથે હોય, તેમાં એકને વધારે બતાવવા ને બીજાને ઓછા બતાવવા.

(૭) અનન્ત-મિશ્રિત-અનન્તકાય અને પ્રત્યેક વનસ્પતિકાય સાથે હોય, છતાં કહેવું કે તે અનન્તકાય છે.જેમ કે મૂળો* એ અનન્તકાય છે અને તેની સાથે રહેલા પાંચ અંગો જેમકે ડાંડલી વગેરે પ્રત્યેક વનસ્પતિકાય છે.

(૮) પ્રત્યેક-મિશ્રિત—એ જ મુજબ પ્રત્યેક વનસ્પતિકાય અને અનન્તકાય સાથે હોવા છતાં માત્ર પ્રત્યેક વનસ્પતિકાય રહેવું તે પ્રત્યેક-મિશ્રિત વચન-યોગ છે.

(૯) અદ્ધા-મિશ્રિત—દિવસ, રાત આદિ કાલના સંબંધમાં મિશ્ર-વચન બોલવું. જેમ કે દિવસ ઊગવાની તૈયારી હોય છતાં સૂતેલો માણસ બોલે કે હજી તો ઘણી રાત બાકી છે.

---

* મૂળા કંદ-પ્રસિદ્ધ છે. મૂળાનાં કંદ સિવાયનાં—(૧) ડાંડલી, (૨) ફૂલ, (૩) પત્ર (૪) મોગરા અને (૫) દાણા—એ બધાંય અંગો પ્રત્યેક છતાં અભક્ષ્ય ગણાય છે. તથા કંદ તો ધોળો અને રાતો, જે દેશી અને પરદેશી કહેવાય છે તે બન્ને પ્રકારનો પણ અનંતકાયજ છે.

— ધર્મસંગ્રહ ગુજ. ભાષા. ભાગ ૧, પૃ. ૨૧૩

(૯) 'યોગ–સત્ય' યોગ અર્થાત્ સંબંધથી કોઈ વ્યક્તિ કે વસ્તુને તે નામથી ઓળખવી, તે યોગ–સત્ય છે. જેમ કે અધ્યાપકને અધ્યાપન-કાલ સિવાય પણ અધ્યાપક કહેવામાં આવે છે.

(૧૦) 'ઉપમા–સત્ય' કોઈ એક જાતની સમાનતા હોય, તેના પરથી તે વસ્તુની બીજાની સાથે તુલના કરવી અને તેને તે નામથી ઓળખવી, તે ઉપમા–સત્ય છે. જેમ કે ચરણ-કમલ, મુખ–ચંદ્ર, વાણી–સુધા વગેરે.

[૨] મૃષાભાષા અથવા અસત્ય વચનયોગ દસ પ્રકારનો છેઃ-

(૧) ક્રોધ–મિશ્રિત–જે વચન ક્રોધમાં બોલાય.

(૨) માન–મિશ્રિત–જે વચન માનમાં બોલાય.

(૩) માયા–મિશ્રિત–જે વચન બીજાને ઠગવા માટે બોલાય.

(૪) લોભ–મિશ્રિત–જે વચન લોભમાં પડવાથી બોલાય.

(૫) રાગ–મિશ્રિત–જે વચન પ્રેમને વશ થવાથી બોલાય.

(૬) દ્વેષ–મિશ્રિત–જે વચન દ્વેષને વશ થવાથી બોલાય.

(૭) હાસ્ય–મિશ્રિત–જે વચન હાંસીમાં બોલાય.

(૮) ભય–મિશ્રિત–જે વચન ભયવશાત્ બોલાય.

(૯) આખ્યાયિકા–મિશ્રિત–જે વચન અસંભવિત હોય; છતાં વાર્તાનો રંગ જમાવવા માટે બોલાય રાગ–દ્વેષ–યુક્ત બોલાય.

(૧૦) ઉપઘાત–મિશ્રિત–જે વચન પ્રાણીઓની હિંસા કરાવે.

[૩] સત્ય–મૃષા અથવા મિશ્ર વચનયોગ દસ પ્રકારનો છેઃ—

(૧) ઉત્પન્ન–મિશ્રિત—ઉત્પત્તિની બાબતમાં ભળતું જ કથન. જેમ કે આ નગરમાં દસ બાળકો જન્મ્યા છે, જ્યારે તે સંખ્યાની ચોક્કસ માહિતી ન હોય.

(૧૧) વ્યાકૃત—વિસ્તારથી બોલવું, જેથી સ્પષ્ટ રીતે સમજી શકાય.

(૧૨) અવ્યાકૃત—અતિગંભીરતાથી બોલવું કે જે બીજાને સમજવું કઠણ પડે.

સામાયિકના સમય દરમિયાન મૌન ધારી શકાય, તો તે ઇચ્છવા યોગ્ય છે. તે ન બને તેમ હોય તો ઓછામાં ઓછું બોલવું અને જે કાંઈ બોલાય તે સંપૂર્ણ નિરવદ્ય હોવું જોઈએ.

## કાયાની શુભાશુભ પ્રવૃત્તિ

કાયાની શુભાશુભ પ્રવૃત્તિ માટે શ્રી હેમચંદ્રાચાર્યે યોગ-શાસ્ત્રના ચતુર્થ પ્રકાશ (શ્લો. ૭૭)માં જણાવ્યું છે કે:—

**शरीरेण सुगुप्तेन, शरीरी चिनुते शुभम् ।**
**सततारम्भिणा जन्तु-घातकेनाशुभं पुनः ॥**

ચેષ્ટા રહિત શરીરવડે એટલે કાયોત્સર્ગાદિ-ક્રિયાવાળા શરીરથી આત્મા શુભ કર્મનો સંચય કરે છે, તથા સતત આરંભવાળા અને પરિણામે જીવ-હિંસાદિ-પ્રવૃત્તિવાળા શરીરથી અશુભ કર્મને ભેગું કરે છે. મતલબ કે સાવદ્ય પ્રવૃત્તિને છોડવી તે કાયાની શુભ પ્રવૃત્તિ છે અને દેહાધ્યાસપૂર્વક પ્રવૃત્તિ કરવી, તે અશુભ પ્રવૃત્તિ છે. આ દૃષ્ટિએ દેવ તથા ગુરુને થતું વંદન કે પુસ્તક વાંચવા માટે થતું હાથનું હલન-ચલન શુભ છે અને માખી કે મચ્છરને ઉડાડવા માટે થતું કાયાનું હલન-ચલન અશુભ છે.

સામાયિકના સમય દરમિયાન કાયોત્સર્ગ અને ધર્મધ્યાનનો જેટલો આશ્રય લેવાય તેટલો ઉત્તમ છે, કારણ કે તેનાથી જ્યાં

(૧૦) અદ્ધાદ્ધા-મિશ્રિત—દિવસ અને રાતના એક ભાગને અદ્ધાદ્ધા કહેવાય છે. તે સંબંધમાં મિશ્રવચન બોલવું, તે અદ્ધાદ્ધા-મિશ્રિત છે. જેમ કે એક શેઠ સવાર પડતાં નોકરને કહે છે કે બપોર થયો પણ દીવા કેમ બળે છે?

[૪] અસત્યામૃષા-ભાષા—(વ્યવહાર-વચનયોગ)ના બાર પ્રકારો છે:—

(૧) આમંત્રણી—સંબોધન કરવું, જેમ કે હે પ્રભો!

(૨) આજ્ઞાપની—આજ્ઞા આપવી, જેમ કે આ કામ કરો.

(૩) યાચની—યાચના કરવી, જેમ કે આ ચીજ મને આપો.

(૪) પૃચ્છની—કોઈ પણ વિષય પરનો સંદેહ દૂર કરવા પ્રશ્ન પૂછવો, જેમ કે જીવનું સ્વરૂપ શું?

(૫) પ્રજ્ઞાપની—પ્રરૂપણા કરવી, જેમ કે જીવ છે, અજીવ છે વગેરે.

(૬) પ્રત્યાખ્યાની—ત્યાગ માટે બોલવું, જેમ કે હું અમુક વસ્તુનો ત્યાગ કરૂં છું.

(૭) ઈચ્છાનુલોમા—ઇચ્છાનુસાર અનુમોદન કરવું, જેમ કે કોઇએ પૂછયું કે હું સાધુ પાસે જાઉં? તો કહેવું કે વાત બહુ સારી છે.

(૮) અનભિગૃહીતા—પોતાની સંમતિ પ્રકટ ન કરવી, જેમ કે તમારી મરજી હોય તેમ કરો.

(૯) અભિગૃહીતા—સંમતિ આપવી, જેમ કે આ કામ કરવું જોઇએ.

(૧૦) સંશયકારિણી—જે શબ્દના અનેક અર્થ થતા હોય, તેનો પ્રયોગ કરવો, જેમ કે સૈંધવ લાવો. અહીં સૈંધવ શબ્દથી સંદેહ ઉત્પન્ન થાય છે કે આ તે ઘોડો મંગાવે છે કે મીઠું?

આ ભાવ–શુદ્ધિ કરવા માટે જૈન શાસ્ત્રકારોએ ચતુષ્પદીની સુંદર યોજના કરેલી છે. તેમાં પ્રથમ પદ પદ 'પાછા ફરો' અથવા પ્રતિક્રમણ કરો નું છે. જો કોઈ પ્રવૃત્તિ ખરેખર ખોટી જ લાગતી હોય તો તે માર્ગે આગળ વધતાં અટકવું જ જોઈએ; અર્થાત્ ભવિષ્યમાં તે પ્રવૃત્તિ ન કરવાની વૃત્તિ કેળવવી જોઇએ. તે માટે તેની અનિષ્ટતા પૂરેપૂરી સમજી લેવાની જરૂર છે. તેથી બીજું પદ તેને ખોટી સમજવાનું–તેની 'નિંદા કરવાનું' રાખેલું છે, પરંતુ મનમાં થોડીવાર નિંદા કરવાથી તેના વિષેનો મોહ પૂરેપૂરો છૂટે તે સંભવિત નથી, એટલે તે બાબત પૂરેપૂરી દિલગીરી અને શરમની લાગણી સાથે ગુરુ–સમક્ષ જાહેર કરવાની છે, અને તેમ કરીને હૃદયનો ભાર હળવો કરવાની સાથે ફરી તેવી પ્રવૃત્તિમાં ન પડાય તેની સાવચેતી રાખવાની છે. તેથી ત્રીજું પદ 'ગુરુ–સમક્ષ એકરાર' કરવાનું રાખેલું છે. આ વિધિ થઈ રહેતાં આત્માના જે અધ્યવસાયોદ્વારા અશુભ કાર્યમાં પ્રવૃત્તિ થઈ હતી તેને છોડી દેવાનો દૃઢ નિર્ણય કરવાનો છે, તેથી ચોથું પદ 'આત્મ–વ્યુત્સર્જન'નું રાખેલું છે. આ ચતુષ્પદીને બરાબર અનુસરનાર ભાવ–શુદ્ધિ કરીને આત્મ–વિકાસના માર્ગે ઝડપથી આગળ વધી શકે છે. બીજી રીતે કહીએ તો આ પ્રકારની શુદ્ધિ વિના આત્મહિતના માર્ગમાં આગળ વધવું શક્ય નથી.

## (૫) અર્થ–સંકલના

હે પૂજ્ય! હું સમભાવની સાધના કરવાને ઇચ્છું છું. તે માટે અશુભ પ્રવૃત્તિઓનું પ્રત્યાખ્યાન કરું છું. જ્યાં સુધી હું નિયમને સેવું, ત્યાં સુધી મન, વચન અને કાયાવડે અશુભ પ્રવૃત્તિ કરીશ નહિ, કે કરાવીશ નહિ. અને હે ભગવંત! અત્યાર સુધી તે પ્રકારની જે કાંઈ અશુભ પ્રવૃત્તિ થઈ હોય, તેમાંથી હું નિવૃત્ત

ત્યાં ભટકતું મન ખીલે બંધાય છે અને ભાવનાઓવડે શુદ્ધિ પામીને રાગ, દ્વેષ તથા મોહથી વિરક્ત થાય છે; અને પરિણામે સમભાવ શમ-રસ યા પ્રશમ-રસનો અપૂર્વ આનંદ માણી શકાય છે.

**तस्स भंते! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि**—અત્યાર સુધી કરેલી તે અશુભ પ્રવૃત્તિમાંથી હે *ભગવંત! હવે હું નિવૃત્ત થાઉં છું, તેને ખોટી ગણું છું, તેનો આપની સાક્ષીએ એકરાર કરું છું અને તે અશુભ પ્રવૃત્તિ કરનાર કષાયાત્માનો ત્યાગ કરું છું.

**पडिक्कमामि** શબ્દથી ભૂતકાળમાં કરેલા પાપવ્યાપારોનો ત્યાગ થાય છે.

કહ્યું છે કે:—

**अइयं निन्दामि-पडुप्पनं संवरेमि अणागयं पच्चक्खामि इति** અર્થાત્ ભૂતકાલીન (પાપ વ્યાપારો)ને નિંદું છું. વર્ત્તમાન કાળના (પાપ વ્યાપારોને) રોકું છું. અને ભવિષ્યકાળના તજું છું.

— ધર્મસંગ્રહ ભાગ ૧. પૃ. ૨૪૪

આત્મ-વિકાસ માટે શરૂ કરેલું કોઈ પણ અનુષ્ઠાન ત્યારે જ પૂરેપૂરું ફલ આપે છે કે જ્યારે તે ભાવ-શુદ્ધિપૂર્વક થયેલું હોય.

* ભંતે શબ્દનો પ્રયોગ અહીં બીજી વખત થાય છે. તેનું સમાધાન એ કે ગુરુ પ્રત્યે પોતાની ભક્તિનો અતિશય બતાવવા, અથવા તો પ્રત્યર્પણ એટલે સામાયિક રૂપ કાર્યને મેં આપની કૃપાથી કર્યું તેનો યશ આપને ઘટે છે.

स पुनर्भिद्यते द्वेधा, द्रव्य-भाव-विभेदतः ॥
यः कर्मपुद्गलादान-च्छेदः स द्रव्यसंवरः ।
भवहेतुक्रियात्यागः स पुनर्भावसंवरः ॥

(પ્ર. ૪. શ્લો. ૭૯–૮૦)

તેના દ્રવ્ય–સંવર અને ભાવ–સંવર એમ બે ભેદો છે. તેમાં કર્મપુદ્ગલના ગ્રહણનો છેદ (રોધ) તે દ્રવ્ય–સંવર છે અને સંસાર–વૃદ્ધિમાં કારણભૂત ક્રિયાઓનો ત્યાગ એ ભાવ–સંવર છે.

સ્થાનાંગસૂત્રના પાંચમા સ્થાનના બીજા ઉદ્દેશમાં ભાવસંવરના પાંચ દ્વારો (ભેદો) નીચે મુજબ વર્ણવેલા છે:—

पंच संवरदारा पण्णत्ता; तं जहा—१ सम्मत्तं, २ विरई, ३ अप्पमाए, ४ अकसाया, ५ अजोगया ।

સંવર–દ્વારો પાંચ પ્રકારનાં છે, તે આ રીતે:—

૧ સમ્યક્ત્વ, ૨ વિરતિ, ૩ અપ્રમાદ, ૪ અકષાય ને, ૫ અયોગતા. તેમાં સમ્યક્ત્વ એ મિથ્યાત્વના (ખોટી માન્યતાના–ખોટા માર્ગના) ત્યાગરૂપ છે; વિરતિ એ હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહના ત્યાગરૂપ છે; અપ્રમાદ એ આત્મઉપયોગમાં અસાવધાની–અનુત્સાહ કે બેદરકારીના ત્યાગરૂપ છે; અકષાય એ ક્રોધ, માન, માયા અને લોભના ત્યાગરૂપ છે; તથા અયોગતા એ મન, વચન અને કાયાના સર્વ પ્રકારના યોગના ત્યાગરૂપ છે.

પ્રશ્નવ્યાકરણસૂત્રમાં પણ સંવર-દ્વારની સંખ્યા પાંચની ગણાવી છે. જેમકે:—

થાઉં છુ. તે અશુભ પ્રવૃત્તિને હું ખોટી ગણું છું અને તે બાબતનો આપની સમક્ષ સ્પષ્ટ એકરાર કરું છું. હવે હું અશુભ પ્રવૃત્તિ કરનાર તે કષાયાત્માનો ત્યાગ કરું છું.

## (૬) સૂત્ર-પરિચય

સામાયિકની ગણના 'શિક્ષાવ્રત' અથવા 'શિક્ષાપદ'માં થાય છે. તે માટે શ્રી હરિભદ્રસૂરિએ ધર્મબિંદુના ૩ જા અધ્યાયમાં જણાવ્યું છે કે—**सामायिक-देशावकाशिक-पोषधोपवासातिथि-संविभागाश्चत्वारि शिक्षापदानीत्ति** (સૂ. ૧૮) (૧) સામાયિક (૨) દેશાવકાશિક, (૩) પોષધોપવાસ અને (૪) અતિથિ-સંવિભાગ; એ ચાર 'શિક્ષાપદો' છે. 'શિક્ષાપદ'નો અર્થ સાધુ-ધર્મનો અભ્યાસ થાય છે.* **शिक्षा साधुधर्माभ्यासः ।** એટલે સામાયિક એ બે ઘડીનું-૪૮ મિનિટનું સાધુ-જીવન છે. તે સમય દરમિયાન સાધકે સમસ્ત વર્તન સાધુની માફક રાખવું જોઈએ. સાધુ-શબ્દથી અહીં ભાવસાધુ સમજવાના છે કે જેઓ નિર્વાણ-સાધક યોગોવડે મોક્ષનું સાધન કરે છે અને સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ ધારણ કરે છે.+ સામાયિકમાં નિર્વાણ-સાધક મુખ્ય યોગ ચારિત્ર છે, જે સંવરના સિદ્ધાંતોને અનુસરવાથી સિદ્ધ થાય છે. મતલબ કે સંવરની કરણી એ સામાયિકનો સાર છે.

સંવર એટલે આસ્રવનો નિરોધ. **आस्रवनिरोधः संवरः** (ત. અ. ૯-૧) તે આત્માનો શુદ્ધ પરિણામ છે, તેથી નિશ્ચયનયની દૃષ્ટિએ તેના ભેદો નથી, તો પણ વ્યવહારની અપેક્ષાએ તેના ભેદો પડી શકે છે. શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રમાં તેના બે પ્રકારો નીચે મુજબ વર્ણવ્યા છે :—

---

* જુઓ એ સૂત્ર પરની શ્રી મુનિચંદ્રસૂરિની વૃત્તિ.

+ જુઓ સૂત્ર ૧ લું, અંગ ૪ निव्वाणसाहए जोगे.

અને કાયાનો નિગ્રહ છે, જે મનોગુપ્તિ આદિ ત્રણ પ્રકારનો છે;* પરીષહ એ સુખ-દુઃખની તિતિક્ષા છે, જે ક્ષુધા, તૃષા આદિ બાવીસ પ્રકારની છે;+ યતિ-ધર્મ એ સાધુએ કેળવવાયોગ્ય ખાસ ગુણો છે, જે ક્ષમાદિ દસ પ્રકારના છે;× ભાવના એ તત્ત્વ-ચિંતન-સ્વરૂપ છે, જે અનિત્યતા વગેરે બાર પ્રકારની છે; અને ચારિત્ર એ સાવદ્ય યોગની વિરતિ છે, જે સામાયિકાદિ પાંચ પ્રકારનું છે.

સંવરનું આ વિવરણ ખૂબ વ્યાપક છે અને સાધકને કર્ત્તવ્યનો સંપૂર્ણ અને સ્પષ્ટ ખ્યાલ આપવાને પૂરતું છે. જો યૌગિક દૃષ્ટિએ જોઈએ તો તેમાં યમ છે, નિયમ છે, આસન છે, પ્રાણાયામ છે, પ્રત્યાહાર છે, ધારણા છે, ધ્યાન છે અને સમાધિ પણ છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ એ પાંચ યમો કહેવાય છે, જે સામાયિકરૂપી પ્રથમ પ્રકારના ચારિત્રમાં અંતર્ગત થાય છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર-પ્રણિધાન એ પાંચ નિયમો કહેવાય છે, જે બહુધા દસ પ્રકારના યતિધર્મમાં સમાઈ જાય છે. હાથ, પગ વગેરેનું વિશેષ સંસ્થાન એ આસન છે, જે બાહ્ય-તપના કાય-ક્લેશ અને સંલીનતા નામના વિભાગમાં તથા નિષદ્યાદિ-પરીષહમાં અંતર્ભૂત થાય છે. પ્રાણનો આયામ એટલે નિગ્રહ કરવો, તે પ્રાણાયામ છે; જે મનો-ગુપ્તિ, વચન-ગુપ્તિ અને કાય-ગુપ્તિદ્વારા સિદ્ધ થાય છે; મનો-ગુપ્તિ એ મનઃ-પ્રાણનો નિગ્રહ છે, વચન-ગુપ્તિ એ

---

* જુઓ સૂત્ર ૨જું.

+ જુઓ તત્ત્વાર્થસૂત્ર અ. ૯ અથવા ભગવતીસૂત્ર શતક ૮, ઉ. ૮ અથવા ઉત્તરાધ્યયનસૂત્ર અ. ૨.

× જુઓ સૂત્ર ૩.

पढमं होइ अहिंसा, बितियं सच्चवयणं ति पन्नत्तं ।
दत्तमणुन्नाय संवरो य बंभचेरऽपरिग्गहत्तं च ॥

(અ. ૬, ગા. ૨)

પ્રથમ સંવરદ્વાર અહિંસા છે, બીજું સંવરદ્વાર સત્ય વચન છે, ત્રીજું સંવરદ્વાર દત્તાનુજ્ઞાત-ગ્રહણ છે, ચોથું સંવર-દ્વાર બ્રહ્મચર્ય છે અને પાંચમું સંવર-દ્વાર અપરિગ્રહ છે. પરંતુ આ ભેદો ઉપર્યુક્ત વિરતિના જ પેટા-વિભાગો છે, એટલે ભિન્ન પરંપરાના સૂચક નથી.

વાચક-મુખ્ય શ્રી ઉમાસ્વાતિજીએ તત્ત્વાર્થસૂત્ર (અ. ૯, સૂત્ર ૨) માં સંવર-સંબંધમાં સૂચવ્યું છે કે—स गुप्तिसमिति-धर्मानुप्रेक्षा-परिषहजय-चारित्रैः । અર્થાત્ તે (સંવર) ગુપ્તિ, સમિતિ, ધર્મ (શ્રમણ-ધર્મ), અનુપ્રેક્ષા (ભાવના), પરીષહ-જય અને ચારિત્રવડે થાય છે.

નવતત્ત્વપ્રકરણમાં સંવરના આ ભેદોની સ્પષ્ટતા નીચે મુજબ કરેલી છે :—

समिई गुत्ती परिसह, जइधम्मो भावणा चरित्ताणि ।
पण-ति-दुवीस-दस-बार-पंचभेएहिं सगवन्ना ॥

(ગા. ૨૧)

સમિતિ, ગુપ્તિ, પરીષહ, યતિધર્મ, ભાવના અને ચારિત્ર એ અનુક્રમે પાંચ, ત્રણ, બાવીસ, દસ, બાર અને પાંચ પ્રકારે છે; જેની કુલ સંખ્યા સત્તાવન થાય છે. અર્થાત્ સંવરના ભેદો ૫૭ છે. તેમાં સમિતિ એ મન, વચન અને કાયાની સમ્યક્ પ્રવૃત્તિ છે, જે ઈર્યા-સમિતિઆદિ પાંચ પ્રકારની છે; ગુપ્તિ એ મન, વચન

અને કાયાનો નિગ્રહ છે, જે મનોગુપ્તિ આદિ ત્રણ પ્રકારનો છે;* પરીષહ એ સુખ-દુઃખની તિતિક્ષા છે, જે ક્ષુધા, તૃષા આદિ બાવીસ પ્રકારની છે;+ યતિ-ધર્મ એ સાધુએ કેળવવાયોગ્ય ખાસ ગુણો છે, જે ક્ષમાદિ દસ પ્રકારના છે;× ભાવના એ તત્ત્વ-ચિંતન-સ્વરૂપ છે, જે અનિત્યતા વગેરે બાર પ્રકારની છે; અને ચારિત્ર એ સાવદ્ય યોગની વિરતિ છે, જે સામાયિકાદિ પાંચ પ્રકારનું છે.

સંવરનું આ વિવરણ ખૂબ વ્યાપક છે અને સાધકને કર્ત્તવ્યનો સંપૂર્ણ અને સ્પષ્ટ ખ્યાલ આપવાને પૂરતું છે. જો યૌગિક દૃષ્ટિએ જોઈએ તો તેમાં યમ છે, નિયમ છે, આસન છે, પ્રાણાયામ છે, પ્રત્યાહાર છે, ધારણા છે, ધ્યાન છે અને સમાધિ પણ છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ એ પાંચ યમો કહેવાય છે, જે સામાયિકરૂપી પ્રથમ પ્રકારના ચારિત્રમાં અંતર્ગત થાય છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વર-પ્રણિધાન એ પાંચ નિયમો કહેવાય છે, જે બહુધા દસ પ્રકારના યતિધર્મમાં સમાઈ જાય છે. હાથ, પગ વગેરેનું વિશેષ સંસ્થાન એ આસન છે, જે બાહ્ય-તપના કાય-ક્લેશ અને સંલીનતા નામના વિભાગમાં તથા નિષદ્યાદિ-પરીષહમાં અંતર્ભૂત થાય છે. પ્રાણનો આયામ એટલે નિગ્રહ કરવો, તે પ્રાણાયામ છે; જે મનો-ગુપ્તિ, વચન-ગુપ્તિ અને કાય-ગુપ્તિદ્વારા સિદ્ધ થાય છે; મનો-ગુપ્તિ એ મનઃ-પ્રાણનો નિગ્રહ છે, વચન-ગુપ્તિ એ

---

* જુઓ સૂત્ર ૨જું.

+ જુઓ તત્ત્વાર્થસૂત્ર અ. ૯ અથવા ભગવતીસૂત્ર શતક ૮, ઉ. ૮ અથવા ઉત્તરાધ્યયનસૂત્ર અ. ૨.

× જુઓ સૂત્ર ૩.

વચન-પ્રાણનો નિગ્રહ છે અને કાય-ગુપ્તિ એ પાંચ ઇંદ્રિયોરૂપી પાંચ પ્રાણનો નિગ્રહ છે. દસ પૈકી આઠ પ્રાણનો નિગ્રહ આ રીતે ગુપ્તિદ્વારા થાય છે, જ્યારે અન્ય લોકોમાં પ્રચલિત માત્ર શ્વાસોચ્છ્વાસરૂપ પ્રાણનો નિગ્રહ કલેશકારી ગણીને કરવામાં આવતો નથી. શબ્દાદિ વિષયોમાંથી શ્રવણાદિ પાંચે ઇંદ્રિયોને પાછી ખેંચી લેવી તે પ્રત્યાહાર છે, જે દસવિધ યતિધર્મના તપ અને ત્યાગમાં સમાવિષ્ટ છે. તપનો અર્થ જૈન-પરિભાષામાં ખૂબ વિશાળ છે, તે લક્ષ્યમાં રાખવું ઘટે છે. આત્મ-સ્વરૂપમાં મનનો પ્રવેશ, તે ધારણા છે, આત્મ-સ્વરૂપમાં મનનું પ્રવાહરૂપે જવું તે ધ્યાન છે; અને આત્મ-સ્વરૂપમાં તદાકાર થવું તે સમાધિ છે. આ ત્રણે વસ્તુ કાયોત્સર્ગ તથા ભાવના-દ્વારા સિદ્ધ થાય છે, કે જેનું વિધાન અભ્યંતર તપના છઠ્ઠા પ્રકારમાં તથા સ્વતંત્ર રીતે કરેલું છે.

આધ્યાત્મિક દૃષ્ટિએ તો સંવરની આ ક્રિયાઓ વિચાર, વાણી અને વર્તનને સુધારનારી છે, મનુષ્યના હૃદયમાં રહેલી પાશવી વૃત્તિઓને દૂર કરનારી છે અને સમતા, શાંતિ તથા પવિત્રતાના સિંચનવડે કાલ્પનિક દુઃખોને દૂર કરીને પ્રશમ-રસનો અનુભવ કરાવનારી છે. ટૂંકમાં ચિદાનંદઘનની મહામોજ માણી શકાય તેવી સામગ્રી સંવરના ૫૭-સત્તાવન ભેદોમાં રહેલી છે, તેનું યથાર્થ આરાધન એ જ સામાયિક છે.

પ્રભુ શ્રી મહાવીરે ગ્રહણ કરેલા સામાયિકને અંગે તત્ત્વાર્થ-સૂત્રની ભાષ્ય-કારિકા (ગા. ૧૫, ૧૬) માં જણાવ્યું છે કે :—

**जन्म-जरा-मरणार्तं, जगदशरणमभिसमीक्ष्य निःसारम् ।**
**स्फीतमपहाय राज्यं, शमाय धीमान् प्रवव्राज ॥**

અને કાયાનો નિગ્રહ છે, જે મનોગુપ્તિ આદિ ત્રણ પ્રકારનો છે;* પરીષહ એ સુખ-દુઃખની તિતિક્ષા છે, જે ક્ષુધા, તૃષા આદિ બાવીસ પ્રકારની છે;+ યતિ-ધર્મ એ સાધુએ કેળવવાયોગ્ય ખાસ ગુણો છે, જે ક્ષમાદિ દસ પ્રકારના છે;× ભાવના એ તત્ત્વ-ચિંતન-સ્વરૂપ છે, જે અનિત્યતા વગેરે બાર પ્રકારની છે; અને ચારિત્ર એ સાવદ્ય યોગની વિરતિ છે, જે સામાયિકાદિ પાંચ પ્રકારનું છે.

સંવરનું આ વિવરણ ખૂબ વ્યાપક છે અને સાધકને કર્ત્તવ્યનો સંપૂર્ણ અને સ્પષ્ટ ખ્યાલ આપવાને પૂરતું છે. જો યૌગિક દૃષ્ટિએ જોઈએ તો તેમાં યમ છે, નિયમ છે, આસન છે, પ્રાણાયામ છે, પ્રત્યાહાર છે, ધારણા છે, ધ્યાન છે અને સમાધિ પણ છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ એ પાંચ યમો કહેવાય છે, જે સામાયિકરૂપી પ્રથમ પ્રકારના ચારિત્રમાં અંતર્ગત થાય છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર-પ્રણિધાન એ પાંચ નિયમો કહેવાય છે, જે બહુધા દસ પ્રકારના યતિધર્મમાં સમાઈ જાય છે. હાથ, પગ વગેરેનું વિશેષ સંસ્થાન એ આસન છે, જે બાહ્ય-તપના કાય-કુલેશ અને સંલીનતા નામના વિભાગમાં તથા નિષદ્યાદિ-પરીષહમાં અંતર્ભૂત થાય છે. પ્રાણનો આયામ એટલે નિગ્રહ કરવો, તે પ્રાણાયામ છે; જે મનો-ગુપ્તિ, વચન-ગુપ્તિ અને કાય-ગુપ્તિદ્વારા સિદ્ધ થાય છે; મનો-ગુપ્તિ એ મનઃ-પ્રાણનો નિગ્રહ છે, વચન-ગુપ્તિ એ

* જુઓ સૂત્ર ૨જું.

+ જુઓ તત્ત્વાર્થસૂત્ર અ. ૯ અથવા ભગવતીસૂત્ર શતક ૮, ઉ. ૮ અથવા. ઉત્તરાધ્યયનસૂત્ર અ. ૨.

× જુઓ સૂત્ર ૩.

વચન-પ્રાણનો નિગ્રહ છે અને કાય-ગુપ્તિ એ પાંચ ઇંદ્રિયોરૂપી પાંચ પ્રાણનો નિગ્રહ છે. દસ પૈકી આઠ પ્રાણનો નિગ્રહ આ રીતે ગુપ્તિદ્વારા થાય છે, જ્યારે અન્ય લોકોમાં પ્રચલિત માત્ર શ્વાસોચ્છ્વાસરૂપ પ્રાણનો નિગ્રહ કલેશકારી ગણીને કરવામાં આવતો નથી. શબ્દાદિ વિષયોમાંથી શ્રવણાદિ પાંચે ઇંદ્રિયોને પાછી ખેંચી લેવી તે પ્રત્યાહાર છે, જે દસવિધ યતિધર્મના તપ અને ત્યાગમાં સમાવિષ્ટ છે. તપનો અર્થ જૈન-પરિભાષામાં ખૂબ વિશાળ છે, તે લક્ષ્યમાં રાખવું ઘટે છે. આત્મ-સ્વરૂપમાં મનનો પ્રવેશ, તે ધારણા છે, આત્મ-સ્વરૂપમાં મનનું પ્રવાહરૂપે જવું તે ધ્યાન છે; અને આત્મ-સ્વરૂપમાં તદાકાર થવું તે સમાધિ છે. આ ત્રણે વસ્તુ કાયોત્સર્ગ તથા ભાવના-દ્વારા સિદ્ધ થાય છે, કે જેનું વિધાન અભ્યંતર તપના છઠ્ઠા પ્રકારમાં તથા સ્વતંત્ર રીતે કરેલું છે.

આધ્યાત્મિક દૃષ્ટિએ તો સંવરની આ ક્રિયાઓ વિચાર, વાણી અને વર્તનને સુધારનારી છે, મનુષ્યના હૃદયમાં રહેલી પાશવી વૃત્તિઓને દૂર કરનારી છે અને સમતા, શાંતિ તથા પવિત્રતાના સિંચનવડે કાલ્પનિક દુઃખોને દૂર કરીને પ્રશમ-રસનો અનુભવ કરાવનારી છે. ટૂંકમાં ચિદાનંદઘનની મહામોજ માણી શકાય તેવી સામગ્રી સંવરના ૫૭-સત્તાવન ભેદોમાં રહેલી છે, તેનું યથાર્થ આરાધન એ જ સામાયિક છે.

પ્રભુ શ્રી મહાવીરે ગ્રહણ કરેલા સામાયિકને અંગે તત્ત્વાર્થ-સૂત્રની ભાષ્ય-કારિકા (ગા. ૧૫, ૧૬) માં જણાવ્યું છે કે :—

**जन्म-जरा-मरणार्तं, जगदशरणमभिसमीक्ष्य निःसारम् ।**
**स्फीतमपहाय राज्यं, शमाय धीमान् प्रवव्राज ॥**

प्रतिपद्याशुभशमनं, निःश्रेयस्साधकं श्रमणलिङ्गम् ।
कृतसामायिककर्मा, व्रतानि विधिवत् समारोप्य ॥

જન્મ, જરા અને મરણથી પીડાતા જગતને અશરણ અને નિઃસાર જોઇને એ મેધાવી પુરુષે વિશાળ રાજ્ય-સુખનો ત્યાગ કરીને શાંતિને માટે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. તે વખતે તેમણે અશુભને શમાવનારો અને કલ્યાણમાર્ગનો સાધક એવો શ્રમણનો વેષ ધારણ કર્યો, તથા સામાયિક-કર્મનો સ્વીકાર કરીને વ્રતોને વિધિ-પુરઃસર સ્વીકાર્યાં. તાત્પર્ય કે પ્રભુ શ્રી મહાવીરે સંસારનો ત્યાગ કરીને આત્મ-કલ્યાણ સાધવા માટે જે ક્રિયાનો આશ્રય લીધો હતો, તે સામાયિકની ક્રિયા હતી અને તેની સિદ્ધિવડે જ તેમને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું હતું.

સામાયિકની સિદ્ધિ કરવા માટે કઇ ભૂમિકાએ પહોંચવું આવશ્યક છે? તેનો યત્કિંચિત્ ખ્યાલ વિશેષાવશ્યકભાષ્ય (ગા. ૨૬૭૯, ૨૬૮૦) ની નિમ્ન પંક્તિઓમાં આપવામાં આવ્યો છેઃ-

जस्स सामाणिओ अप्पा, संजमे नियमे तवे ।
तस्स सामाइयं होइ, इइ केवलि-भासियं ॥

જેનો સમભાવવાળો આત્મા સંયમ, નિયમ અને તપમાં સારી રીતે આવેલો હોય, તેને સામાયિક થાય છે; એમ કેવલી ભગવંતે કહેલું છે.

जो समो सव्वभूएसु तसेसु थावरेसु य ।
तस्स सामाइयं होइ, इइ केवलि-भासियं ॥

વચન-પ્રાણનો નિગ્રહ છે અને કાય-ગુપ્તિ એ પાંચ ઇંદ્રિયોરૂપી પાંચ પ્રાણનો નિગ્રહ છે. દસ પૈકી આઠ પ્રાણનો નિગ્રહ આ રીતે ગુપ્તિદ્વારા થાય છે, જ્યારે અન્ય લોકોમાં પ્રચલિત માત્ર શ્વાસોચ્છ્વાસરૂપ પ્રાણનો નિગ્રહ ક્લેશકારી ગણીને કરવામાં આવતો નથી. શબ્દાદિ વિષયોમાંથી શ્રવણાદિ પાંચે ઇંદ્રિયોને પાછી ખેંચી લેવી તે પ્રત્યાહાર છે, જે દસવિધ યતિધર્મના તપ અને ત્યાગમાં સમાવિષ્ટ છે. તપનો અર્થ જૈન-પરિભાષામાં ખૂબ વિશાળ છે, તે લક્ષ્યમાં રાખવું ઘટે છે. આત્મ-સ્વરૂપમાં મનનો પ્રવેશ, તે ધારણા છે, આત્મ-સ્વરૂપમાં મનનું પ્રવાહરૂપે જવું તે ધ્યાન છે; અને આત્મ-સ્વરૂપમાં તદાકાર થવું તે સમાધિ છે. આ ત્રણે વસ્તુ કાયોત્સર્ગ તથા ભાવના-દ્વારા સિદ્ધ થાય છે, કે જેનું વિધાન અભ્યંતર તપના છઠ્ઠા પ્રકારમાં તથા સ્વતંત્ર રીતે કરેલું છે.

આધ્યાત્મિક દૃષ્ટિએ તો સંવરની આ ક્રિયાઓ વિચાર, વાણી અને વર્તનને સુધારનારી છે, મનુષ્યના હૃદયમાં રહેલી પાશવી વૃત્તિઓને દૂર કરનારી છે અને સમતા, શાંતિ તથા પવિત્રતાના સિંચનવડે કાલ્પનિક દુઃખોને દૂર કરીને પ્રશમ-રસનો અનુભવ કરાવનારી છે. ટૂંકમાં ચિદાનંદઘનની મહામોજ માણી શકાય તેવી સામગ્રી સંવરના ૫૭-સત્તાવન ભેદોમાં રહેલી છે, તેનું યથાર્થ આરાધન એ જ સામાયિક છે.

પ્રભુ શ્રી મહાવીરે ગ્રહણ કરેલા સામાયિકને અંગે તત્ત્વાર્થ-સૂત્રની ભાષ્ય-કારિકા (ગા. ૧૫, ૧૬) માં જણાવ્યું છે કે :—

**जन्म-जरा-मरणार्त्तं, जगदशरणमभिसमीक्ष्य निःसारम् ।**
**स्फीतमपहाय राज्यं, शमाय धीमान् प्रवव्राज ॥**

**जाव नियमं पज्जुवासामित्ति–जइवि सामान्न वयणमेअं, तहावि जहन्नओवि अंतोमुहुत्तं नियमेण ठायव्वं, परओऽवि (जहा) समाहिए ठायव्वमिति**

અર્થાત્:—જાવ નિયમં પજ્જુવાસામિ પાઠ જો કે સામાન્ય વચનરૂપ છે, તો પણ ઓછામાં ઓછું અંતર્મુહૂર્ત નિશ્ચયથી સામાયિકમાં રહેવું, તે પછી પણ ચિત્તની સમાધિ રહે ત્યાં સુધી સામાયિકમાં વધારે રહેવું.

— (ધર્મસંગ્રહ ભાગ ૧. પૃ. ૨૪૪)

આ પછીના નવ પદો **दुविहं तिविहेणं, मणेणं वायाए, काएणं, न करेमि न कारवेमि**–યોગ અને કરણની સ્પષ્ટતા કરવા અંગે યોજાયેલાં છે, જે સાવદ્ય ત્યાગની મૂળ પ્રતિજ્ઞાનાં પોષક છે, એટલે હેયના પ્રત્યાખ્યાનને જ વધારે સ્ફુટ કરે છે; અને ત્યાર પછી આવતાં **तस्स भंते! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि**–એ સાત પદો ભૂતકાલની અયોગ્ય પ્રવૃત્તિનાં સમાલોચક, વર્તમાનની અયોગ્ય પ્રવૃત્તિના નિંદક અને ભવિષ્યકાલની અયોગ્ય પ્રવૃત્તિનાં પ્રતિબંધક હોઈને જીવન પ્રત્યેની દૃષ્ટિનું સુયોગ્ય ઘડતર કરનારાં છે. ટૂંકમાં કરેમિ ભંતે સૂત્ર એ જીવનમાં ઉચ્ચ ગુણો ખીલવવાનો અપૂર્વ આદર્શ રજૂ કરે છે.

કરેમિ ભંતે સૂત્ર એ સામાયિક નામના પ્રથમ આવશ્યકનું મૂળસૂત્ર છે, તેથી તેના પર નિર્યુક્તિ, ચૂર્ણિ, ભાષ્ય અને ટીકાઓ થયેલી છે. આ સાહિત્ય ખૂબ જ વિશાળ અને વિદ્વત્તા–પૂર્ણ હોઈને ખાસ અધ્યયન માગી લે છે. તેમાં ય શ્રી જિનભદ્રગણિ

ત્રસ અને સ્થાવર એવા સર્વ જીવો પ્રત્યે જે રાગ-દ્વેષ-રહિત ચિત્ત-વૃત્તિથી વર્તે છે, તેને સામાયિક થાય છે; એમ કેવલી ભગવંતે કહેલું છે.

એટલે મૂળગુણરૂપ સંયમ, ઉત્તરગુણરૂપ નિયમ, અનશનાદિ તપ અને સર્વ જીવો પ્રત્યે રાગ-દ્વેષ-રહિત ચિત્ત-વૃત્તિ એ સામાયિકની સિદ્ધિનાં મુખ્ય અંગો છે. અહીં મૂળગુણથી મહાવ્રતો અને ઉત્તરગુણથી સમિતિઓ તથા ગુપ્તિઓ સમજવાની છે. મતલબ કે મહાવ્રતો, સમિતિઓ, ગુપ્તિઓ, તપ અને ભાવનાની પાછળ જે આદર્શ રહેલો છે, તે જ આદર્શ સામાયિકની ક્રિયા કરતી વખતે નજરની સમક્ષ રાખવો જોઇએ.

**सामाइय-सुत्त** અથવા કરેમિ ભંતે સૂત્ર આવી એક અપૂર્વ ક્રિયા માટે યોજાયેલું છે, તેથી તે અર્થ-ગંભીર અને પ્રાસાદિક હોય એ સ્વાભાવિક છે. તેમાં વિનયનો વિકાસ છે, સંકલ્પની શુદ્ધિ છે, હેયનું પ્રત્યાખ્યાન છે, સદ્ગુણની ઉપાસના છે અને જીવન પ્રત્યેની દૃષ્ટિનું યોગ્ય ઘડતર પણ છે.

સૂત્રના પ્રારંભમાં આવેલાં **करेमि भंते**-એ બે પદો ગુરુ પ્રત્યેનો અપૂર્વ આદર બતાવે છે; એટલે તેમાં વિનયનો વિકાસ રહેલો છે. ત્યાર પછી રજૂ થતો **सामाइयं** શબ્દ સમભાવનો આદર્શ રજૂ કરે છે, એટલે તેમાં સંકલ્પની શુદ્ધિ રહેલી છે. ત્યાર પછી **सावज्जं जोगं पच्चक्खामि** એ ત્રણ પદો વ્યવસ્થિત થયેલાં છે, જે સાવદ્ય યોગનો ત્યાગ સૂચવે છે; એટલે તેમાં હેયનું પ્રત્યાખ્યાન રહેલું છે. ત્યાર પછી **जाव नियमं पज्जुवासामि** એ પદો આવે છે, જે કાલની મર્યાદા અને પ્રતિજ્ઞાનું સૂચન કરે છે.

સામાયિકનો ઓછામાં ઓછો કાળ પણ એક મુહુર્ત્ત (૪૮ મીનીટ) નો સમજવો; આ માટે વંદિત્તાસૂત્રની ચૂર્ણિમાં કહ્યું છે કે :—

**जाव नियमं पज्जुवासामित्ति–जइवि सामान्न वयणमेअं, तहावि जहन्नओवि अंतोमुहुत्तं नियमेण ठायव्वं, परओऽवि (जहा) समाहिए ठायव्वमिति**

અર્થાત્:—જાવ નિયમં પજ્જુવાસામિ પાઠ જો કે સામાન્ય વચનરૂપ છે, તો પણ ઓછામાં ઓછું અંતર્મુહૂર્ત્ત નિશ્ચયથી સામાયિકમાં રહેવું, તે પછી પણ ચિત્તની સમાધિ રહે ત્યાં સુધી સામાયિકમાં વધારે રહેવું.

— (ધર્મસંગ્રહ ભાગ ૧. પૃ. ૨૪૪)

આ પછીના નવ પદો **दुविहं तिविहेणं, मणेणं वायाए, काएणं, न करेमि न कारवेमि**–યોગ અને કરણની સ્પષ્ટતા કરવા અંગે યોજાયેલાં છે, જે સાવદ્ય ત્યાગની મૂળ પ્રતિજ્ઞાનાં પોષક છે, એટલે હેયના પ્રત્યાખ્યાનને જ વધારે સ્ફુટ કરે છે; અને ત્યાર પછી આવતાં **तस्स भंते! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि**–એ સાત પદો ભૂતકાલની અયોગ્ય પ્રવૃત્તિનાં સમાલોચક, વર્તમાનની અયોગ્ય પ્રવૃત્તિના નિંદક અને ભવિષ્યકાલની અયોગ્ય પ્રવૃત્તિનાં પ્રતિબંધક હોઇને જીવન પ્રત્યેની દૃષ્ટિનું સુયોગ્ય ઘડતર કરનારાં છે. ટૂંકમાં કરેમિ ભંતે સૂત્ર એ જીવનમાં ઉચ્ચ ગુણો ખીલવવાનો અપૂર્વ આદર્શ રજૂ કરે છે.

કરેમિ ભંતે સૂત્ર એ સામાયિક નામના પ્રથમ આવશ્યકનું મૂળસૂત્ર છે, તેથી તેના પર નિર્યુક્તિ, ચૂર્ણિ, ભાષ્ય અને ટીકાઓ થયેલી છે. આ સાહિત્ય ખૂબ જ વિશાળ અને વિદ્વત્તા–પૂર્ણ હોઇને ખાસ અધ્યયન માગી લે છે. તેમાં ય શ્રી જિનભદ્રગણિ

ક્ષમાક્ષમણે રચેલું વિશેષાવશ્યક-ભાષ્ય જેની ગાથાઓ ૩૬૦૩ છે, તે જૈનતત્ત્વજ્ઞાનના મુકુટમણિ-સમું હોઇને ખાસ અભ્યાસ કરવા લાયક છે. તે સિવાય બીજા અનેક જાણીતા જૈનાચાર્યોએ તેના પર જુદે જુદે સ્થાને વિવેચન કરેલું છે, જે સૂત્રની મહુત્તા અને ગંભીરતાનો પૂરો ખ્યાલ આપે છે.

આ સૂત્રમાં સર્વ વર્ણ ૭૬ અને તેમાં ગુરુ ૭ તથા લઘુ ૬૮ છે.

## (૭) પ્રકીર્ણક

કરેમિ ભંતે સૂત્રનો ચાલુ પાઠ પ્રતિક્રમણસૂત્ર-ચૂર્ણિમાં છે.





# ११ सामाइयपारण–सुत्तं

## [ सामायिकपारण–सूत्रम् ]

## સામાયિક પારવાનું સૂત્ર

*

### (૧) મૂલ પાઠ

सामाइयवय-जुत्तो, जाव मणे होइ नियम-संजुत्तो ।
छिन्नइ असुहं कम्मं, सामाइय जत्तिया वारा ॥ १ ॥
सामाइयम्मि उ कए, समणो इव सावओ हवइ जम्हा ।
एएण कारणेणं, बहुसो सामाइयं कुज्जा ॥ २ ॥*

सामायिक विधिइं (ए), लीधउं (धुं), विधिइं (ए), पालिउं (र्युं), विधि करतां जि (जे) कां (को) इ, अविधि हुओ हुइ (होय) तेह सविहुं (हु) मनि (न) वचनि (न) कायाइं (ए) करी मिच्छा मि दुक्कडं+

---

* આ સૂત્રની બંને ગાથાઓ ગાહા છંદમાં છે.

+ આ પાઠ ક્રમાંક ૧૧ વાળી પોથી ઉપરથી લીધેલો છે.

ક્ષમાક્ષમણે રચેલું વિશેષાવશ્યક-ભાષ્ય જેની ગાથાઓ ૩૬૦૩ છે, તે જૈનતત્ત્વજ્ઞાનના મુકુટમણિ-સમું હોઇને ખાસ અભ્યાસ કરવા લાયક છે. તે સિવાય બીજા અનેક જાણીતા જૈનાચાર્યોએ તેના પર જુદે જુદે સ્થાને વિવેચન કરેલું છે, જે સૂત્રની મહત્તા અને ગંભીરતાનો પૂરો ખ્યાલ આપે છે.

આ સૂત્રમાં સર્વ વર્ણ ૭૬ અને તેમાં ગુરુ ૭ તથા લઘુ ૬૮ છે.

## (૭) પ્રકીર્ણક

કરેમિ ભંતે સૂત્રનો ચાલુ પાઠ પ્રતિક્રમણસૂત્ર-ચૂર્ણિમાં છે.



(પાદ નોંધ ચાલુ)

सामाइय-पोसह·संठियस्य जीवस्स जाइ जो कालो ।
सो सफलो बोधव्वो, सेसो संसारफलहेऊ ॥ ५ ॥

૨. વિ. સં. ૧૪૬૮ માં રુદ્રપલ્લીયગચ્છના શ્રી વર્ધમાનસૂરિએ રચેલા આચારદિનકરમાં (પૃષ્ઠ ૩૧૯ પર) સામાયિક પારવાની વિધિ દર્શાવતાં નીચે જણાવ્યા પ્રમાણે ૭ ગાથાઓ દર્શાવી છે:—

जं जं मणेण बद्धं, जं जं वायाइ भासियं किंचि ।
जं जं काएण कयं, मिच्छा मे दुक्कडं तस्स ॥ ४ ॥

सव्वे जीवा कम्म-वसि, महियलि जे य भमंति ।
ते मए सव्वे खमाविया, मज्झ वि ते य खमंति(तु) ॥ ५ ॥

खमिउ खमाविउ मइं, खमिउ सव्वह जीव-निकाओ ।
सिद्धह दिन्न आलोयण, न म्म (म) ह वइरु न पाओ ॥ ६ ॥

सामाइयवयजुत्तो, जाव मणो होइ नियम-संजुत्तो ।
छिंदइ असुहं कम्मं, सामाइय जत्तिया वारा ॥ ७ ॥

सामायिक विधि लीधउं, विधि पारियउं, विधिमांहि जि कां (को)इ अविधि आसातना की, तस्स मिच्छा मि दुक्कडं ॥

૩. વિધિપક્ષ અપરનામ અંચલગચ્છના શ્રી જયકેસરિસૂરિના શિષ્ય ઉપાધ્યાય મહિમાસાગરે [વિ. સં. ૧૪૯૮ માં] રચેલા ષડાવશ્યક વિવરણમાં સામાયિક પારવાની વિધિમાં ૮ ગાથાઓ નીચે પ્રમાણે જોવામાં આવે છે, તેમાં **सामाइय-वय-जुत्तो** ગાથા ત્રીજી છે:—

**દસ મનના, દસ વચનના, બાર કાયાના એ બત્રીસ દોષમાંથી જે કોઈ દોષ લાગ્યો હોય તે મન, વચન, કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં×**

× આ પાઠ ઓગણીસમી સદીની પોથીઓ સિવાય ભાગ્યે જ જોવામાં આવે છે. જો કે સામાયિકના ૩૨ દોષ સંબંધી સ્વાધ્યાય અને કુલકો સોળમી સદીમાં પણ રચાયેલાં જણાય છે:—

૧. વિ. સં. ૧૩૬૩ માં ખરતરગચ્છીય શ્રી જિનપ્રભસૂરિએ રચેલી વિધિપ્રપામાં નિર્દેશ તરીકે તથા વિ. સં. ૧૪૧૧ માં ખરતરગચ્છીય શ્રી તરુણપ્રભાચાર્યે રચેલા ષડાવશ્યક-બાલાવબોધમાં સામાઇયિ-પારણ-ગાહા તરીકે નીચેની ગાથાઓ જોવામાં આવે છે:—

भयवं दसण्णभद्दो, सुदंसणो थूलभद्द वयरो य ।
सफलीकय-गिह-चाया, साहू एवंविहा हुंति ॥ १ ॥

साहूण वंदणेणं, नासइ पावं असंकिया भावा ।
फासुअ-दाणे निज्जर, अभिग्गहो नाणमाईणं ॥ २ ॥

छउमत्थो मूढमणो, कित्तियमित्तं पि संभरइ जीवो ।
जं च न संभरामि अहं, मिच्छा मि दुक्कडं तस्स ॥ ३ ॥

जं जं मणेण चिंतियमसुहं वायाइ भासियं किंचि ।
असुहं काएण कयं, मिच्छा मि दुक्कडं तस्स ॥ ४ ॥

(પાદ નોંધ ચાલુ)

गाथा सुगमार्थ(र्थां) ॥

इति श्री विधिपक्ष-सुश्रावकसामाचारी समायात(ता)।

૪. વિ. સં૰ ૧૫૦૧ માં તપાગચ્છના શ્રી હેમહંસગણિએ રચેલા ષડાવશ્યક-બાલાવબોધમાં (પોથી ૭ પૃ. ૬૬ ઉપર) સામાયિક પારવાની ગાથાઓ નીચે મુજબ આપેલી છે:—

"હવે પ્રસંગિઈં સામાયિક પારવાની ગાહા વષાણઈ છઈ—

सामाइयवय-जुत्तो, जाव मणे होइ नियम-संजुत्तो ।
छिन्नइ असुहं कम्मं, सामाइयअ जत्तिया वारा ॥ १ ॥
सामाइयम्मि उ कए..............कुज्जा ॥ २ ॥
सामाइअ-पोसह-[सं]ठिअस्स जीवस्स जाइ जो कालो ।
सो सफलो बोधव्वो, सेसो संसारफल-हेउ(ऊ) ॥ ३ ॥
सामायिक विधइं लीधउं०..............."

૫. ક્રમાંક ૧૧ વાળી પોથી જે સં. ૧૬૭૮ માં લખાયેલી છે, તેના પૃ. ૧૦ અ ઉપર આ ગાથાઓ નીચેના ક્રમે લખાયેલી છે:—

सामाइयवयजुत्तो० ॥ १ ॥
सामाइयम्मि उ कए० ॥ २ ॥
सामाइक विधिइं लीधउं ..
सामाइअ-पोसह-संठिअस्स० ॥ ३ ॥

(પાદ નોંધ ચાલુ)

ખમાસમણ દેઈ, નઉકાર ત્રિણિ ગણીઈ, પછઈ, સામાયિક ફાસિઉં, પાલિઉં, સોહિઉં, તીરિઉં, કીરતિઉં, આરાધિઉં, વિધિ કીધઉ, વિધિ પાલિઉં, વિધિ કરતાં જિ કો અવિધિ આશાતના હુઈ, તેહું સવિહું મનિ, વચનિ, કાયાં કરી મિચ્છા મિ દુક્કડં ॥

जं जं मणेण बद्धं, जं जं वायाइ भासियं पावं ।
काएण वि दुट्ठ कयं, मिच्छा मे दुक्कडं तस्स ॥ १ ॥
छमउत्थो मूढमणो, कित्ती(त्ति) यमित्त पि संभरइ जीवो ।
जं च न संभरामि अहं, मिच्छा मे दुक्कडं तस्स ॥ २ ॥
सामाइयवय-जुत्तो, जाव मणे होइ नियम-संजुत्तो ।
छिंदइ असुहं कम्मं, सामाइय जत्तिया वारा ॥ ३ ॥
सामाइय-पोसह-संठियस्स, जीवस्स जाइ जो कालो ।
सो सफलो बोधव्वो, सेसो पुण जाण विफल त्ति ॥ ४ ॥
सागरचंदो कामो चंदविउं(वडिं)सो सुसंदणो धन्नो ।
जेसिं पोसहपडिमा, न खंडियं(या)जीविदं(यं)ते वि ॥ ५ ॥
सव्वे जीवा कम्म-वसि, चउदह रज्ज भमंति ।
ते सवि मइं खमाविया, मज्झ वि ते उ खमंतु ॥ ६ ॥
खमिय खमाविय मइं, खमिय छव्विह जीव-निकाय ।
सिद्धहं दिन्नं आलोयणं, मज्झ [न] वि वइर न पाउ ॥ ७ ॥
दिवसे दिवसे लक्खं, देइ सुवन्नस्स खंडियं एगो ।
इयरो पुण सामाइयं, करेइ न पहुप्पए तस्स ॥ ८ ॥

**वारा** એ **वार** શબ્દનું બહુવચન છે; તેનો અર્થ વાર, વખત કે ફેરો થાય છે.

**सामाइयम्मि**–[ **सामायिके** ]–સામાયિકમાં.

**उ**–[ **तु** ]–તો.

**कए**–[ **कृते** ]–કર્યે છતે, કરતાં, કરવાથી.

**कृते सति** ( આ. ટી. મ. ગા. ૮૦૧ ).

**समणो**–[ **श्रमण** ]–સમણ, શ્રમણ, સાધુ.

( વિશેષ અર્થ માટે જુઓ સૂત્ર ત્રીજું. )

**इव**–[ **इव** ]–જેવો.

આ પદ ઉપમા, સાદૃશ્ય કે ઉત્પ્રેક્ષા દર્શાવનારું અવ્યય છે. અહીં તે ઉપમા કે સાદૃશ્યના અર્થમાં વપરાયેલું છે.

**सावओ**–[ **श्रावकः** ]–શ્રાવક, ગૃહસ્થ.

**श्रु**–[ **शृणोति** ]–સાંભળવું એ ધાતુ પરથી આ શબ્દ બનેલો છે, જેનો અર્થ સાંભળનાર થાય છે. સ્થાનાંગ–સૂત્રની અભયદેવ-સૂરિએ કરેલી વૃત્તિમાં તેનો અર્થ–**शृणोति जिनवचनमिति श्रावकः** જે જિનવચનને સાંભળે, તે શ્રાવક એ રીતે ઘટાવવામાં આવ્યો છે. અન્ય પૂર્વાચાર્યોએ **शृणोति साधुसमीपे साधु-सामाचारीमिति श्रावकः**–જે સાધુસમીપે જઇને સાધુ–સામાચારી–સાધુ જીવનને લગતા આચારોનું શ્રવણ કરે છે, તે શ્રાવક એવો અર્થ પણ ઘટાવ્યો છે.

**हवइ**–[ **भवति** ]–થાય છે.

**जम्हा**–[ **यस्मात्** ]–જેથી, જે કારણથી.

**एएण**–[ **एतेन** ]–એ.

(પાદ નોંધ ચાલુ)

૬. ક્રમાંક ૨૬ વાળી પોથીના પત્ર ૧૪ મા ઉપર આ ગાથાઓ નીચેના ક્રમે આપી છે:—

सामाइअ-वय-जुत्तो १.

सामाइअंमि उ कए २.

सामाइअ-पोसह-संठिअस्स जीवस्स जाइ जो कालो ।
सो सफलो बोधव्वो, सेसो संसारफल-हेउ(ऊ) ॥ ३ ॥

छउमत्थो मूढमणो, कित्तिअमित्तं पि संभरे जीवो ।
जं किंचि न संभरामि, मिच्छा मि दुक्कडं तस्स ॥ ४ ॥

ત્યાર પછી નીચેનો પાઠ આપવામાં આવ્યો છે:—

सामामक विधिं लीधुं, विधिं पार्युं, जि कांइ अविथि हुओ हुइ; ते सविहु मनें वचनें कायाइं करी तस्स मिच्छा मि दुक्कडं ॥ छ ॥

૭. ક્રમાંક ૩૦ વાળી પોથીમાં सामाइयवय-जुत्तो અને सामाइयंमि उ कए એ બે ગાથાઓ આપી છે. ત્યાર પછી सामायिक विधिं लिधउं, विधइं पालिउं, विधि करतां जे कोइ अविधि हुइ होइ, ते सविहुं मन्ने वचन्ने कायाइं करी मिच्छा मि दुक्कडं। दस मनना, दस वचनना, बार कायाना, बत्रीस दोषमांहे जे कोई दोप लागो होइ, ते सविहं मने वचने कायाइं करी तस्स मिच्छा मि दुक्कडं ॥ પાઠ આપેલો છે.

પ્રકારનાં ધ્યાનથી બદ્ધ કરવામાં ન આવે, ત્યાં સુધી તે વિવિધ ભાવોમાં રમ્યા જ કરે છે.

જૈનશાસ્ત્રકારોએ આ ભાવોના ત્રણ વિભાગો પાડેલા છે:—(૧) અપ્રશસ્ત, (૨) પ્રશસ્ત અને (૩) વિશુદ્ધ. તેમાં ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ (પ્રીતિ), અરતિ (અપ્રીતિ), ભય, શોક, જુગુપ્સા (ઘૃણા) અને વેદ (મૈથુનાભિલાષ) એ અપ્રશસ્ત ભાવો છે, જ્યારે મૈત્રીભાવ, પ્રમોદભાવ અને કારુણ્યભાવ એ પ્રશસ્ત ભાવો છે; અને સંપૂર્ણ મધ્યસ્થભાવ કે સમભાવ એ વિશુદ્ધ ભાવ છે. તે પ્રશમ–રસ, શાંત–રસ કે સુધા–રસ પણ કહેવાય છે.

આ ભાવો પૈકી અપ્રશસ્ત ભાવોને મન ઝીલે નહિ, તો તે સામાયિકના નિયમથી યુક્ત ગણાય. તાત્પર્ય કે મનમાં નિયમ–સંયુક્ત હોવાનો અર્થ મનને અપ્રશસ્ત ભાવના ત્યાગરૂપ નિયમમાં રાખવાનો છે.

**छिन्नइ असुहं कम्मं**–અશુભ કર્મનો નાશ કરે છે.

તત્ત્વથી કર્મમાત્ર અશુભ છે, કારણ કે આત્માનું શુદ્ધ સ્વરુપ પ્રકટ થવામાં તે અંતરાયભૂત છે. તો પણ વ્યવહારથી પાપાસ્રવને જ અશુભ કર્મ કહેવામાં આવે છે, કારણ કે તેનો વિપાક અતિકટુ હોય છે; અને તેના ઉદયને લીધે સત્સંગ કે સારાં સાધનોની પ્રાપ્તિ જલદી થતી નથી. આવાં અશુભ કર્મો સામાયિકના સમય દરમિયાન ઉત્પન્ન થતી ભાવ–શુદ્ધિવડે નાશ પામે છે. ભાવ–શુદ્ધિ એ એક પ્રકારનું અભ્યંતર તપ છે, તેથી તેના વડે કર્મનો નાશ કરી શકાય છે.

**सामाइय जत्तिया वारा**–જેટલી વાર સામાયિક.

**सामाइअम्मि उ कए**–સામાયિક તો કર્યે છતે.

**कारणेणं**-[ **कारणेन** ]-કારણથી, કારણવડે.

**बहुसो**-[ **बहुशः** ]-બહુ વાર, વારંવાર, ઘણી વાર.

**सामाइयं**-[ **सामायिकम्** ]-સામાયિક.

**कुज्जा**-[ **कुर्यात्** ]-કરે, કરવું જોઇએ.

**विधि**-નિયત ક્રમ, નક્કી કરેલી પદ્ધતિ.

## (૪) તાત્પર્યાર્થ

**सामायिकपारण-सूत्रम्**-સામાયિકને પારવાનું સૂત્ર.

પારવું એટલે પાર ઉતારવું, વિધિસર પૂર્ણ કરવું. આ સૂત્રનો ઉપયોગ સામાયિકની ક્રિયાને વિધિસર પૂર્ણ કરવામાં થાય છે, તેથી તેને **सामायिकपारण-सूत्रम्** કહ્યું છે. વળી તેનો પ્રારંભ **सामाइयवय-जुत्तो** શબ્દથી થતો હોઇને એ નામે પણ ઓળખાય છે.

**सामाइयवय-जुत्तो**—સામાયિકવ્રતથી યુક્ત.

સામાયિકવ્રતને વિધિ-પુરઃસર ગ્રહણ કરીને, તેનું યથાશક્તિ આરાધન કરનાર સામાયિકવ્રતથી યુકત કહેવાય છે.

**जाव**-જ્યાં સુધી.

**मणे होइ नियम-संजुत्तो**-મનમાં નિયમથી યુકત હોય છે.

સામાયિકનો કરનાર સાવદ્યયોગના ત્યાગરૂપી નિયમમાં ત્રણ પ્રકારે જોડાયેલો હોય છે:—(૧) મનથી, (૨) વચનથી અને (૩) કાયાથી. તેમાં મનનું જોડાણ અતિમહત્ત્વનું છે, કારણ કે તે ભાવોનું વાહન છે, અને ભાવો તો નિરંતર અંતરમાંથી-આંતરિક સૃષ્ટિમાંથી ઉઠ્યા જ કરે છે. મતલબ કે તેનું ક્ષેત્ર અતિ વિશાળ અને અપરિમિત છે, તેથી જ્યાં સુધી તેને કોઈ પણ

(૫) ભય દોષ—હું સામાયિક નહિ કરું તો અન્ય લોકો શું કહેશે ? એવા ભયથી સામાયિક કરવું, તે ભય દોષ છે.

(૬) નિદાન દોષ—સામાયિક કરીને તેના ફલ તરીકે સાંસારિક સુખની ઇચ્છા કરવી, તે નિદાન દોષ છે.

(૭) સંશય દોષ—સામાયિકનું ફલ મળશે કે કેમ? એવો વિચાર કરવો, તે સંશય દોષ છે.

(૮) રોષ દોષ—કોઈ પણ કારણથી ઉત્પન્ન થયેલા રોષમાં ને રોષમાં સામાયિક કરવા બેસી જવું, તે રોષ દોષ છે.

(૯) અવિનય દોષ—જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તેના ધારક સાધુ પ્રત્યે શ્રદ્ધા અને વિનય વગર સામાયિક કરવું, તે અવિનય દોષ છે.

(૧૦) અબહુમાન દોષ—ભક્તિભાવ, બહુમાન અને ઉમંગ સિવાય સામાયિક કરવું, તે અબહુમાન દોષ છે.

## વચનના દસ દોષો

कुवयणं सहसाकारे,

सछंद-संखेय-कलहं च ।

विगहा-विहासोऽसुद्धं,

निरवेक्खो मुणमुणा दोसा दस ॥

(૧૧) કુવચન દોષ—કડવું, અપ્રિય કે અસત્ય વચન બોલવું, તે કુવચન દોષ છે.

(૧૨) સહસાકાર દોષ—વગર-વિચાર્યે એકાએક વચન કહેવું, તે સહસાકાર દોષ છે.

**समणो इव सावओ हवइ**–શ્રાવક શ્રમણના જેવો થાય છે.

**जम्हा**–જેથી.

**एएण कारणेणं**–એ કારણથી, તેથી.

**बहुसो सामाइयं कुज्जा**–સામાયિક ઘણી વાર કરવું જોઇએ.

**બત્રીશ દોષ**— સામાયિકના સમય દરમિયાન તજવા યોગ્ય ૩૨ બાબતો.

સામાયિકમાં મન, વચન અને કાયાદ્વારા થતા નીચેના બત્રીસ દોષો છોડવા જોઈએ :—

## મનના દસ દોષો

अविवेक जसो–कित्ती,
लाभत्थी गव्व–भय–नियाणत्थी ।
संसय–रोस–अविणओ,
अबहुमाणए दोसा भाणियव्वा ॥

(૧) અવિવેક દોષ—સામાયિકના સમય દરમિયાન આત્મ-હિત સિવાય અન્ય વિચારો કરવા, તે અવિવેક દોષ છે.

યશ:કીર્તિ દોષ—લોકો વાહવાહ બોલે એવી ઇચ્છાથી સામાયિક કરવું, તે યશ:કીર્તિ દોષ છે.

(૩) લાભ-વાંછા દોષ—સામાયિકદ્વારા કોઈ પણ જાતના ધન-લાભની ઇચ્છા રાખવી, તે લાભ-વાંછા દોષ છે.

(૪) ગર્વ દોષ—અન્ય લોકો કરતાં હું સારું સામાયિક કરું છું અને તેથી હું બધા કરતાં ચડિયાતો છું, એવો વિચાર કરવો, તે ગર્વ દોષ છે.

(૨૦) મુણમુણ દોષ—સામાયિકના સમય દરમિયાન ગણગણ્યા કરવું અથવા સૂત્ર-પાઠમાં ગરબડ ગોટા વાળવા, તે મુણમુણ દોષ છે.

## કાયાના બાર દોષો

कुआसणं चलासणं चला दिट्ठी,
सावज्जकिरियाऽऽलंबणाऽऽकुञ्चण-पसारणं ।
आलस-मोडण-मल-विमासणं,
निद्दा वेयावच्चत्ति बारस कायदोसा ॥

(૨૧) અયોગ્યાસન દોષ—સામાયિકમાં પગ પર પગ ચડાવીને બેસવું, તે અયોગ્યાસન દોષ છે.

(૨૨) અસ્થિરાસન દોષ—ડગમગતા આસને અથવા જ્યાંથી ઊઠવું પડે તેવા આસને બેસીને સામાયિક કરવું, તે અસ્થિરાસન દોષ છે.

(૨૩) ચલદૃષ્ટિ દોષ—સામાયિકમાં બેઠા છતાં ચારે બાજુ નજર ફેરવ્યા કરવી, તે ચલદૃષ્ટિ દોષ છે.

(૨૪) સાવદ્યક્રિયા દોષ—સામાયિકમાં બેઠા છતાં કોઈ પણ ઘર-કામની કે વેપાર-વણજને લગતી વાતનો સંજ્ઞાથી ઇશારો કરવો, તે સાવદ્યક્રિયા દોષ છે.

(૨૫) આલંબન દોષ—સામાયિક વખતે કોઈ ભીંત કે થાંભલાનું આલંબન લઇને બેસવું, તે આલંબન દોષ છે.

(૨૬) આકુંચન-પ્રસારણ દોષ—સામાયિક ચાલુ છતાં હાથ-પગને લાંબા-ટૂંકા કરવા, તે આકુંચન-પ્રસારણ દોષ છે.

(૧૩) સ્વચ્છંદ દોષ—શાસ્ત્રની દરકાર રાખ્યા વિના કોઈ પણ વચન બોલવું, તે સ્વચ્છંદ દોષ છે.

(૧૪) સંક્ષેપ દોષ—સામાયિક લેતી વખતે તેની વિધિના પાઠ તથા સ્વાધ્યાય દરમિયાન અન્ય કોઈ સૂત્રસિદ્ધાંતના પાઠ ટુંકાણમાં બોલી જવા તે સંક્ષેપ દોષ છે; મતલબ કે તે સ્ફુટ અને સ્પષ્ટાક્ષરે બોલવા જોઇએ.

(૧૫) કલહ દોષ—સામાયિક દરમિયાન કોઇની સાથે કલહકારી વચન બોલવું, તે કલહ દોષ છે.

(૧૬) વિકથા દોષ—સામાયિક દરમિયાન સ્ત્રીનાં રૂપ-લાવણ્ય-સંબંધી, ખાન-પાનના સ્વાદ-સંબંધી, લોકાચાર-સંબંધી કે કોઇની શોભા યા સૌન્દર્ય-સંબંધી વાતચીત કરવી, તે વિકથા દોષ છે [ચાર પ્રકારની વિકથા માટે જુઓ-શ્રી હરિભદ્રસૂરિએ રચેલી દશવૈકાલિક સૂત્રની ટીકા, અધ્યયન ત્રીજું.]

(૧૭) હાસ્ય દોષ—સામાયિકમાં કોઇની હાંસી કરવી કે હસવું એ હાસ્ય દોષ છે.

(૧૮) અશુદ્ધ દોષ—સામાયિકના સૂત્ર-પાઠમાં કાનો માત્રા કે મીંડું ન્યૂનાધિક બોલવાં અથવા હ્રસ્વનો દીર્ઘ ને દીર્ઘનો હ્રસ્વ ઉચ્ચાર કરવો, અથવા તો સંયુકતાક્ષરોને તોડીને બોલવા અને છૂટા અક્ષરોને સંયુકત બોલવા, તે અશુદ્ધ દોષ છે.

(૧૯) નિરપેક્ષ દોષ—અપેક્ષા-રહિત વચન બોલવું એટલે કે નિશ્ચયકારી ભાષાનો ઉપયોગ કરવો, તે નિરપેક્ષ દોષ છે. આ કાર્ય હું જરૂર કરીશ, તમારું કામ થશે જ, વગેરે વાકય-પ્રયોગો નિરપેક્ષ છે; જ્યારે આ કાર્ય માટે હું બનતો પ્રયત્ન કરીશ. તમારૂં કામ થવાનો સંભવ છે વગેરે વાકય-પ્રયોગો સાપેક્ષ છે. આ જાતની ભાષામાં જૂઠા પડવાનો સંભવ રહેતો નથી.

વાચક શ્રી ઉમાસ્વાતિ-પ્રણીત તત્ત્વાર્થ સૂત્રના અધ્યાય ૭ ના સૂત્ર ૨૮ માં સામાયિક વ્રતના અતિચારો ટૂંકામાં નીચે પ્રમાણે દર્શાવ્યા છે:—

**योगदुष्प्रणिधानानादरस्मृत्यनुपस्थापनानि**

**ભાવાર્થ:**—(૧) કાયદુષ્પ્રણિધાન, (૨) વચનદુષ્પ્રણિધાન, (૩) મનોદુષ્પ્રણિધાન, (૪) અનાદર અને (૫) સ્મૃતિનું અનુપસ્થાપન એ પાંચ અતિચારો સામાયિકવ્રતના છે.

## (૫) અર્થ-સંકલના

સામાયિક-વ્રતધારી જ્યાં સુધી અને જેટલી વાર મનમાં નિયમ રાખીને સામાયિક કરે છે, ત્યાં સુધી અને તેટલી વાર તે અશુભ કર્મનો નાશ કરે છે.

સામાયિક કર્યે છતે તો શ્રાવક શ્રમણ (સાધુ) જેવો થાય છે; તેથી તેણે સામાયિક વારંવાર કરવું જોઇએ. ૨.

---

કરે વિકથા ને હાસ્ય અપાર, એ **દશ દોષ વચનના** વાર;
**કાયા-કેરાં દૂષણ બાર,** ચપલાસન જોવે દિશિ ચાર. ૫
સાવદ્ય કામ કરે સંઘાત, આળસ મોડે ઊંચે હાથ;
પગ લંબે બેસે અવિનીત, ઓસીંગણ લે થાંભો૰ ભીંત. ૬
મેલ ઉતારે ખણજ ખણાય, પગ ઉપર ચડાવે પાય;
અતિ ઉઘાડું મેલે અંગ, ઢાંકી વળે તેમ અંગ ઉપાંગ. ૭
નિદ્રાએ રસ ફલ નિગમે, કરહા કંટકતરુએ ભમે;
એ બત્રીસે દોષ નિવાર, સામાયિક કરજો નર નાર. ૮
સમતા-ધ્યાન-ઘટા ઊજળી, **કેસરી ચોર** હુવો કેવળી;
**શ્રી શુભવીર**-વચન પામતી, સ્વર્ગે ગઈ **સુલસા રેવતી.** ૯

(૨૭) **આલસ** દોષ—સામાયિકના સમયમાં આલસ મરડવું તે આલસ દોષ છે.

(૨૮) **મોટન** દોષ—સામાયિકના સમય દરમિયાન હાથ-પગની આંગળીના ટાચકા ફોડવા-ટચાકા વગાડવા [ શરીર મરડવું ], તે મોટન દોષ છે.

(૨૯) **મલ** દોષ—સામાયિક વખતે શરીરનો મેલ ઉતારવો, તે મલ દોષ છે.

(૩૦) **વિમાસણ** દોષ—સામાયિકના સમયમાં એદીની માફક બેસી રહેવું, તે વિમાસણ દોષ છે.

(૩૧) **નિદ્રા** દોષ—સામાયિકમાં ઊંઘવું, તે નિદ્રા દોષ છે.

(૩૨) **વસ્ત્ર-સંકોચન**—દોષ-સામાયિકમાં ટાઢ વગેરેના કારણથી [ કે વિના-કારણે ] વસ્ત્રને સંકોરવાં, તે વસ્ત્ર-સંકોચન દોષ છે.*

---

* આ સંબંધમાં વિક્રમની ૧૯ મી સદીના કવિ પં. શ્રી વીરવિજયજીએ રચેલી સજઝાય નીચે મુજબ છે :—

[ ચોપાઈ ]

**શુભ**-ગુરુ-ચરણે નામી શીસ, **સામાયિકના દોષ બત્રીશ;**
કહીશું ત્યાં **મનના દસ દોષ,** દુશ્મન દેખી ધરતો રોષ. ૧

સામાયિક અવિવેકે કરે, અર્થ-વિચાર ન હૈડે ધરે;
મન ઉદ્વેગે ઇચ્છે યશ ઘણો, ન કરે વિનય વડેરા તણો. ૨

ભય આણે ચિંતે વ્યાપાર, ફળ-સંશય નિયાણાં સાર;
હવે વચનના દોષ નિવાર, કુવચન બોલે કરે હુંકાર. ૩

લે કુંચી, જા, ઘર ઉઘાડ, મુખ લવરી કરતો વઢવાડ;
આવો, જાવો બોલે ગાળ, મોહ કરી હુલરાવે બાળ. ૪

## (૭) પ્રકીર્ણક

આ સૂત્રની પ્રથમ ગાથા આચારદિનકરમાં તથા મહિમાસાગર ઉપાધ્યાયે રચેલા ષડાવશ્યક-વિવરણમાં નજરે પડે છે. તથા બીજી ગાથા શ્રી ભદ્રબાહુસ્વામી–કૃત આવશ્યકસૂત્ર–નિર્યુક્તિમાં નજરે પડે છે. તેનો ગાથાક્રમ શ્રી હરિભદ્રસૂરિએ રચેલી ટીકામાં ૮૦૧ નો જણાવ્યો છે.

ત્યાર પછી પરિશિષ્ટ તરીકે બોલાતો ગુજરાતી પાઠ આચારદિનકરમાં, શ્રી હેમહંસગણિએ રચેલા ષડાવશ્યક-બાલાવબોધમાં તથા ત્યાર પછીની પોથીઓમાં નજરે પડે છે.



આ સામાયિક મેં વિધિ-પૂર્વક ગ્રહણ કર્યું છે અને વિધિ-પૂર્વક પૂર્ણ કર્યું છે. તે બંને પ્રકારની ક્રિયામાં જો કોઈ પણ અવિધિ કે ભૂલ સરતચૂકથી થઈ ગઈ હોય તો તે સંબંધી મારું પાપ નિષ્ફળ થાઓ. વળી આ સામાયિકના સમય દરમિયાન દસ મનના, દસ વચનના અને બાર કાયાના એમ કુલ બત્રીસ દોષોમાંથી જો કોઈ પણ દોષનું સેવન સરતચૂકથી થઈ ગયું હોય, તો તે સંબંધી મારું પાપ નિષ્ફળ થાઓ.

## (૬) સૂત્ર-પરિચય

સામાયિકમાં વ્યતીત થયેલો કાળ સફલ છે અને બાકીનો બધો કાલ સંસાર-વૃદ્ધિનું કારણ છે. * એટલે સામાયિકની ક્રિયા જીવનભર થાય તેવો આદર્શ રાખવો જોઇએ. જો તેમ ન બને તો દેશવિરતિ-ચરિત્રનો સ્વીકાર કરીને હમેશાં બને તેટલો વખત સામાયિકમાં પસાર કરવો જોઇએ. તે પણ ન બને તો પ્રતિદિન અમુક સામાયિક કરવાનો નિર્ણય કરવો જોઇએ, અને તે પણ ન બને તો છેવટે પર્વ દિવસે તો જરૂર સામાયિક કરવું જોઇએ.

સામાયિકની ક્રિયાનો અભ્યાસ જેમ જેમ વધતો જાય છે, તેમ તેમ મન શાંત અને સ્વસ્થ થતું જાય છે; તથા તેની એકાગ્રતા, મનનશક્તિ અને ધારણાશકિત ખીલતી જાય છે. જો કે માનસિક શકિતઓની ખીલવણી એ સામાયિકનું મુખ્ય ધ્યેય નથી, તો પણ તે એક પ્રબલ સાધન છે અને તેનો ઉપયોગ

---

* सामाइय-पोसह-संठियस्स जीवस्स जाइ जो कालो।
सो सफलो बोधव्वो, सेसो संसारफल-हेऊ ॥

જીવનો જે સમય સામાયિક અને પોષધમાં રહેતાં વ્યતીત થાય છે, તે સફલ છે જ્યારે બાકીનો બધો સમય સંસાર-વૃદ્ધિનું કારણ છે.



आदिमं पृथिवीनाथम्
मादिमं निष्परिग्रहम्।

आदिमं तीर्थनाथं च
ऋषभस्वामिनंस्तुमः॥

संपइ जिणवर वीस मुणि, विहुं(हिं) कोडिहिं वरनाणि,
समणह कोडि-सहस्स दुइ, थुणिज्जइं निच्च विहाणि ॥ २ ॥×

जयउ सामिय ! जयउ सामिय[११] ! रिसह ![१२] सत्तुंजि;
उज्जिंति पहु-नेमिजिण ! जयउ वीर[१३] ! सच्चउर-मंडण !;
भरुअच्छहिं[१४] मुणिसुव्वय ! महुरि पास ! दुह-दुरिअ-खंडण ! ।
अवर विदेहिं तित्थयरा, चिहुं दिसि विदिसि जिं के वि,
तीआणागय-संपइय[१५], वंदउं जिण सव्वे वि[१६] ॥ ३ ॥

सत्ताणवइ-सहस्सा, लक्खा छप्पन्न अट्ठकोडीओ ।
बत्तीस-सय बासीयाइं, तिअलोए चेइए वंदे ॥ ४ ॥*

पन्नरस-कोडि-सयाइं, कोडी बायाल लक्ख-अडवन्ना ।
छत्तीस सहस असीइं, सासय-बिंबाइं पणमामि[१७] ॥ ५ ॥

[પાદનોંધ—ચૈત્યવંદન કરનારે આમાંના પ્રથમ વાક્યદ્વારા ગુરુનો આદેશ માગવાનો હોય છે. તે આદેશ મળતાં અથવા મળેલો માનીને इच्छं પદ–દ્વારા તેનો સ્વીકાર સૂચવવાનો હોય છે. આ આદેશ-વાક્યમાં સંસ્કૃત भगवन्! પદ કેટલેક સ્થળે વપરાય છે. તથા ચૈત્યવંદન કરું. એવી ભાષા પાછળની કેટલીક પોથીઓમાં જોવામાં આવે છે.

---

× ગાથા—૨–૩ 'વસ્તુછંદ' માં છે.

* ગાથા—૪–૫ 'ગાહા' છંદમાં છે.




# १२ जगचिंतामणि-सुत्तं

[प्रभात-चैत्यवन्दनम्]

## જગચિંતામણિ ચૈત્યવંદન

*

इच्छाकारेण संदिसह भगवन्! चैत्यवंदन करुं। इच्छं।

(१) મૂલ પાઠ

जगचिंतामणि! जगह नाह[1]+! जग-गुरू! जग रक्खण!
जग-बंधव! जग-सत्थवाह! जग-भाव-विअक्खण!।
अट्ठावय-संठविअ-रूव! कम्मट्ठ-विणासण!,
चउवीसं[2] वि जिणवर! जयंतु[3] अप्पडिहय-सासणं! ॥ १ ॥×

कम्मभूमिहिं कम्मभूमिहिं पढमसंघयणि;
उक्कोसयं[6] सत्तरिसय, जिणवराण विहरंत लब्भइ;
नवकोडिहिं केवलीण, कोडिसहस्स नव साहु गम्मइ।

+ પાદનોંધ માટે જુઓ પૃ. ૩૩૬ તથા આગળ
× गाथा—१ 'રોલાછંદ' માં છે.

૪. આ પ્રથમ પદ્ય ખરતરગચ્છના અને વિધિપક્ષના પ્રતિક્રમણસૂત્રમાં જોવામાં આવતું નથી. જો કે શ્રી તરુણપ્રભાચાર્યે નિર્દિષ્ટ કરેલા 'કર્મભૂમિ નમસ્કાર'ની બીજી ગાથા તરીકે તે પ્રાચીન પોથીઓમાં જોઈ શકાય છે. પોથી ૬ જે અંચલગચ્છની છે, તેમાં પણ ૩ પદ્યવાળું 'નમસ્કારસૂત્ર' આપેલું છે. આ ગાથા તેમાં નજરે પડે છે.

૫. કેટલીક પોથીઓમાં '**कम्मभूमिहिं**' એક જ વાર લખેલું જણાય છે, પણ છંદની દૃષ્ટિએ તે બરાબર નથી, એટલે નકલ કરવામાં સ્ખલના થઈ હોય તેમ સંભવે છે.

૬. અહીં કેટલીક પોથીઓમાં '**उक्कोसउ**,' '**उक्कोसइ**' એવા પાઠો પણ જોવામાં આવે છે.

૭. કેટલીક પોથીઓમાં—ક્રમાંક ૫, ૬, ૧૬, ૨૩ વગેરેમાં '**सत्तरिसउ**' પાઠ નજરે પડે છે.

૮. કેટલીક પોથીઓમાં '**दु कोडि वरनाण**' એવો પાઠ પણ જોવામાં આવે છે, તો કેટલીક પોથીઓમાં **विहूं कोडिहिं वरनाण** પાઠ જણાય છે, પરંતુ વસ્તુછંદના અનુપ્રાસનો ખ્યાલ કરતાં અહીં આ પાઠ સ્વીકારેલો છે.

૯. '**सहस्स दुअ**' પાઠાંતર.

૧૦. કેટલીક પોથીઓમાં '**थुणिजिअ**' એવો પાઠ પણ મળે છે.

૧૧. '**सामी**', '**सामीय**' પાઠાંતર.

૧૨. '**सित्तजि**', '**सेत्तजि**' પાઠાંતર.

૧૩. '**सच्चउरि-मंड ण**' પાઠાંતર.

૧૪. '**भरूअच्छिहिं**' પાઠાંતર.

૧૫. '**संपइ**', '**संपय**' પાઠાંતર.

+ अ ક્રમાંક ૩ વાળી પોથીમાં માત્ર જં કિંચિનો જ ઉલ્લેખ છે કે જેને અન્ય પોથીઓમાં છઠ્ઠી ગાથા ગણેલી છે.

आ ક્રમાંક ૪ વાળી પોથીમાં માત્ર પહેલી અને જં કિંચિ વાળી ગાથા જ નજરે પડે છે.

इ ક્રમાંક ૨, ૫ અને ૬ વાળી પોથીઓમાં આ સૂત્રની બીજી, પહેલી અને છઠ્ઠી ગાથા નમસ્કાર નામના સૂત્ર તરીકે ક્રમબદ્ધ આવેલી છે, જેનો ઉલ્લેખ ક્રમાંક ૨ વાળી પોથીમાં શ્રી તરુણપ્રભસૂરિએ પત્ર ૪૮ ઉપર કરેલો છે.

ई ક્રમાંક ૧૨, ૧૬ વાળી પોથીઓમાં ૪ થી તથા ૫ મી ગાથાઓ નજરે પડતી નથી.

उ ક્રમાંક ૧૧, ૧૯, ૨૩, ૨૫ વાળી પોથીઓમાં તથા ઓગણીસમી સદીમાં લખાયેલી પોથીઓમાં ૬ ગાથાવાળો પાઠ મળે છે.

૧. આ સ્થળે '**जग नाह**' પાઠ પ્રચારમાં છે, પરંતુ પ્રાચીન પોથીઓમાં—ક્રમાંક ૪, ૫, ૬, ૧૧, ૧૬, ૧૯, ૨૩, ૨૫ વગેરેમાં '**जगह–नाह**' એવો પાઠ જોવાય છે. આ પાઠ છંદ તથા માત્રા-મેળની નજરે પણ વધારે યોગ્ય લાગે છે.

૨. આ સ્થળે '**चउवीसं पि**' એવો પાઠ પ્રચારમાં છે, પરંતુ પ્રાચીન પોથીઓમાં—ક્રમાંક ૪, ૬, ૧૧, ૧૬, ૧૯, ૨૩ વગેરેમાં '**चउवीस वि**' પાઠ જોવામાં આવે છે, જે ભાષા તથા છંદના માત્રામેળની દૃષ્ટિએ પણ અધિક યોગ્ય છે.

૩. આ સ્થળે કેટલીક પોથીઓમાં '**जयंति**' અને '**जयंत**' એવા પાઠો જોવામાં આવે છે, પરંતુ જિનવરોના સંબોધનની સાથે '**जयंतु**' ક્રિયાપદ વિશેષ બંધબેસતું હોવાથી તથા પ્રાચીન પોથીઓમાં તેવો પાઠ મળી આવતો હોવાથી તે પાઠ રાખવામાં આવ્યો છે.

૪. આ પ્રથમ પદ્ય ખરતરગચ્છના અને વિધિપક્ષના પ્રતિક્રમણસૂત્રમાં જોવામાં આવતું નથી. જો કે શ્રી તરુણપ્રભાચાર્યે નિર્દિષ્ટ કરેલા 'કર્મભૂમિ નમસ્કાર'ની બીજી ગાથા તરીકે તે પ્રાચીન પોથીઓમાં જોઈ શકાય છે. પોથી ૬ જે અંચલગચ્છની છે, તેમાં પણ ૩ પદ્યવાળું 'નમસ્કારસૂત્ર' આપેલું છે. આ ગાથા તેમાં નજરે પડે છે.

૫. કેટલીક પોથીઓમાં '**कम्मभूमिहिं**' એક જ વાર લખેલું જણાય છે, પણ છંદની દૃષ્ટિએ તે બરાબર નથી, એટલે નકલ કરવામાં સ્ખલના થઈ હોય તેમ સંભવે છે.

૬. અહીં કેટલીક પોથીઓમાં '**उक्कोसउ,**' '**उक्कोसई**' એવા પાઠો પણ જોવામાં આવે છે.

૭. કેટલીક પોથીઓમાં—ક્રમાંક ૫, ૬, ૧૬, ૨૩ વગેરેમાં '**सत्तरिसउ**' પાઠ નજરે પડે છે.

૮. કેટલીક પોથીઓમાં '**दु कोडि वरनाण**' એવો પાઠ પણ જોવામાં આવે છે, તો કેટલીક પોથીઓમાં **विहू कोडिहिं वरनाण** પાઠ જણાય છે, પરંતુ વસ્તુછંદના અનુપ્રાસનો ખ્યાલ કરતાં અહીં આ પાઠ સ્વીકારેલો છે.

૯. '**सहस्स दुअ**' પાઠાંતર.

૧૦. કેટલીક પોથીઓમાં '**थुणिजिअ**' એવો પાઠ પણ મળે છે.

૧૧. '**सामी**', '**सामीय**' પાઠાંતર.

૧૨. '**सित्तजि**', '**सेत्तजि**' પાઠાંતર.

૧૩. '**सच्चउरि-मंड ण**' પાઠાંતર.

૧૪. '**मरुअच्छिहिं**' પાઠાંતર.

૧૫. '**संपइ**', '**संपय**' પાઠાંતર.

### (૨) સંસ્કૃત છાયા

जगच्चिन्तामणयः ! जगतां नाथाः ! जगद्गुरवः। जगद्रक्षणाः !
जगद्बन्धवः ! जगत्-सार्थवाहाः ! जगद्भाव-विचक्षणाः ! ।
अष्टापद-संस्थापितरूपाः ! कर्माष्टकविनाशनाः !
चतुर्विंशतिर् अपि जिनवराः ! जयन्तु अप्रतिहतशासनाः ! ॥१॥

कर्मभूमिषु कर्मभूमिषु प्रथमसंहननिनाम् ;
उत्कृष्टतः सप्ततिशतं जिनवराणां विहरतां लभ्यते;
नवकोटयः केवलिनां कोटिसहस्राणि नव साधवः गम्यते।
सम्प्रति जिनवराः विंशतिः, मुनयः द्वे कोटी वरज्ञानिनः,
श्रमणानां कोटिसहस्रद्विकं स्तूयते नित्यं विभाते ॥ २ ॥

जयतु स्वामिन् ! जयतु स्वामिन् ! ऋषभ ! शत्रुञ्जये;
उज्जयन्ते प्रभुनेमिजिन ! जयतु वीर ! सत्यपुरमण्डन !
भृगुकच्छे मुनिसुव्रत ! मथुरायां पार्श्व ! दुःखदुरितखण्डण ! ।
अपरे विदेहे तीर्थकराः चतसृषु दिक्षु विदिक्षु ये केऽपि,
अतीतानागतसाम्प्रतिकान् वन्दे जिनान् सर्वान् अपि ॥ ३ ॥

सप्तनवतिं सहस्राणि लक्षाणि षट्पञ्चाशतम् अष्टकोटीः ।
द्वात्रिंशत्शतं द्व्यशीतिं त्रैलोक्ये चैत्यानि वन्दे ॥ ४ ॥

पञ्चदशकोटिशतानि कोटीः द्विचत्वारिंशतं लक्षाणि अष्टपञ्चाशतम् ।
षट्त्रिंशतं सहस्राणि अशीतिं शाश्वतबिम्बानि प्रणमामि ॥ ५ ॥

૧૬. ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટયૂટ પૂનાની પ્રતિ નં. ૭૪૮ $\frac{૧૨૭૦\ (૨)}{૧૮૮૭-૯૧}$ માં (ડી. સી. જે. એમ. વૉલ્યુમ) આ પદ્ય પાઠાંતર સાથે નીચે જણાવ્યા પ્રમાણે જોવામાં આવે છે :—

“ जयउ सामिउ रिसहु सेत्त(त्तुं)जि,
उज्जिंत पहु–नेमिजिणु, जयउ वीरु मोहेर–मंडणु;
भरवच्छि मुणिसुव्वउ, महुर पासु दुह–दंड–षंडणु ।
अवर विदेह वि तित्थ य सुव(रुच)हु दिसि विदिसि जि के वि
ति(ती)य अणागय संपयइ वंदिउ जिण सव्वे वि ॥१॥”

૧૭. અહીં ઉપર દર્શાવેલી ચોથી ગાથાનું ઉત્તરાર્ધ અને પાંચમી ગાથા ખરતરગચ્છના પ્રતિક્રમણસૂત્રોમાં સહજ ફેર-ફારવાળા પાઠાંતર સાથે આ પ્રમાણે જોવામાં આવે છે :—

“ चउसइ-छायासि(सी)या, तिलुक्के चेइए वंदे ॥
वंदे नवकोडि-सए, पणवीसं कोडि लक्ख तेवन्ना ।
अट्ठावीस सहस्सा, चउसयं अट्ठासिया पडिमा ॥ ”

(જુઓ ડી. સી. જે. એમ. વૉલ્યુમ ૧૭, નં. ૭૪૬–૭)

તપાગચ્છની સામાચારી પ્રમાણે લખાયેલી ક્રમાંક ૧૧ વાળી પોથીમાં પાંચમી ગાથા નીચે મુજબ છે :—

“ पनरस कोडी सयाइं, दुचत्तकोडी अडवन्न लक्खा य ।
छत्तीस सहस्स असीयाइं, तिहुअण बिंबाइं पणमामि ॥५॥”

## (૨) સંસ્કૃત છાયા

जगच्चिन्तामणयः ! जगतां नाथाः ! जगद्गुरवः । जगद्रक्षणाः !
जगद्बन्धवः ! जगत्-सार्थवाहाः ! जगद्भाव-विचक्षणाः ! ।
अष्टापद-संस्थापितरूपाः ! कर्माष्टकविनाशनाः !
चतुर्विंशतिर् अपि जिनवराः ! जयन्तु अप्रतिहतशासनाः ! ॥१॥

कर्मभूमिषु कर्मभूमिषु प्रथमसंहननिनाम्;
उत्कृष्टतः सप्ततिशतं जिनवराणां विहरतां लभ्यते;
नवकोटयः केवलिनां कोटिसहस्राणि नव साधवः गम्यते ।
सम्प्रति जिनवराः विंशतिः, मुनयः द्वे कोटी वरज्ञानिनः,
श्रमणानां कोटिसहस्रद्विकं स्तूयते नित्यं विभाते ॥ २ ॥

जयतु स्वामिन् ! जयतु स्वामिन् ! ऋषभ ! शत्रुञ्जये;
उज्जयन्ते प्रभुनेमिजिन ! जयतु वीर ! सत्यपुरमण्डन !
भृगुकच्छे मुनिसुव्रत ! मथुरायां पार्श्व ! दुःखदुरितखण्डण ! ।
अपरे विदेहे तीर्थकराः चतसृषु दिक्षु विदिक्षु ये केऽपि,
अतीतानागतसाम्प्रतिकान् वन्दे जिनान् सर्वान् अपि ॥ ३ ॥

सप्तनवतिं सहस्राणि लक्षाणि षट्पञ्चाशतम् अष्टकोटीः ।
द्वात्रिंशत्शतं द्व्यशीतिं त्रैलोक्ये चैत्यानि वन्दे ॥ ४ ॥

पञ्चदशकोटिशतानि कोटीः द्विचत्वारिंशतं लक्षाणि अष्टपञ्चाशतम् ।
षट्त्रिंशतं सहस्राणि अशीतिं शाश्वतबिम्बानि प्रणमामि ॥ ५ ॥

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**जग चिंतामणि !**-[जगच्चिन्तामणयः ! ]-જગતમાં ચિંતામણિરત્ન-સમાન !

**जिणवर**ના વિશેષણ તરીકે વપરાયેલું આ પદ સંબોધનનું બહુવચન છે, તે **जग** અને **चिंतामणि** એ બે પદોથી બનેલું છે. તેમાં જગતનો અર્થ જગત્, દુનિયા, વિશ્વ, લોક, સંસાર કે પ્રાણીસમૂહ થાય છે અને **चिंतामणि**નો અર્થ ચિંતનમાત્રથી ઇષ્ટ ફલને આપનારું એક જાતનું રત્ન થાય છે. અહીં શ્રી જિનેશ્વર દેવોને ચિંતામણિરત્ન-સમાન કહેવાનું કારણ એ છે કે, જેમના હૃદયમાં તે વિરાજમાન હોય છે, તેઓ પુણ્યાનુબંધી પુણ્ય બાંધે છે અને તેના લીધે તેમનાં સર્વ મનો-વાંછિત કાર્યો પૂર્ણ થાય છે; તથા પરંપરાએ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

**जगह नाह !**-[ जगतां नाथाः ! ]—જગતના નાથ, જગતના સ્વામી !

**नाह**—નાથ, સ્વામી, ધણી, રક્ષણ કરનાર, આશ્રય આપનાર કે યોગ-ક્ષેમ કરનાર (ન મળેલી વસ્તુ મળે, તે યોગ કહેવાય છે અને મળેલી વસ્તુનું રક્ષણ થાય, તે ક્ષેમ કહેવાય છે). શ્રી જિનેશ્વરદેવો સાચા અર્થમાં જગતના નાથ છે, કારણ કે જે જીવો હજી ધર્મ-માર્ગમાં જોડાયેલા નથી, તેમને તેઓ ધર્મ-માર્ગમાં જોડે છે અને જેઓ ધર્મ-માર્ગમાં જોડાયેલા છે, તેમનું તેઓ ઉપદેશ આદિ દ્વારા રક્ષણ કરે છે.

**नाथ**—શબ્દની હૃદયંગમ ચર્ચા માટે જુઓ શ્રી ઉત્તરાધ્યયન-સૂત્રનું મહાનિર્ગ્રંથીય નામનું ૨૦ મું અધ્યયન.

**जग-गुरू !**-[ जगद्-गुरवः ! ]-સમસ્ત જગતના ગુરુ ! જગતને આત્મ-હિતનો ઉપદેશ કરનારા !

**गुरु**—શબ્દના સામાન્ય અને વિશેષ અર્થ માટે જુઓ સૂત્ર રજું.

શ્રી જિનેશ્વરદેવ સકળ જીવોને ઉદ્દેશી સર્વ કોઇનું કલ્યાણ થાય એવો એકસરખો હિતોપદેશ કરે છે, એટલે તેઓને જગ-ગુરુ જેવા વાસ્તવિક વિશેષણથી સંબોધવામાં આવે છે.

**जग-रक्खण** !–[ जगद्-रक्षणाः ! ]–હે જગતના રક્ષક ! જગતનું રક્ષણ કરનારા !

હિંસા અને પ્રતિહિંસાવડે જગતનો–જગતની શાંતિનો નાશ થાય છે, જ્યારે અહિંસા અને અભયદાનવડે જગતનું–જગત-શાંતિનું રક્ષણ થાય છે. શ્રી જિનેશ્વરદેવો પોતાની અતિશયવાળી વાણીમાં અહિંસા અને અભયદાનની પ્રચંડ ઉદ્‌ઘોષણા કરતા હોવાથી તેઓ જગદ્‌–રક્ષક કહેવાય છે અથવા તો જગત્‌ના જીવોને તેઓ કર્મ–બંધનમાંથી છોડાવે છે, એટલે પણ તેઓ જગદ્‌–રક્ષક તરીકે સંબોધાય છે.

**जग-बंधव** !–[ जगद्–बन्धवः ! ]–જગતના બંધુ ! જગતના હિતૈષી !

**बंधु**—બાન્ધવ. અર્થાત્ ભાઈ, નિકટવર્તી સ્વજન, પિતરાઈ કે સગાં–વહાલાં. સામાન્ય રીતે જે કોઈ હિતૈષી હોય તે માટે પણ એ જ શબ્દ વપરાય છે. શ્રી જિનેશ્વરદેવ જગતના પરમહિતૈષી છે, કારણ કે તેઓ કોઈ પણ જાતનો સ્વાર્થ રાખ્યા વિના પરમહિતનું રહસ્ય પ્રકાશે છે અને તેથી જગતના જીવોનું કલ્યાણ થાય છે.

**जग-सत्थवाह** !–[ जगत्-सार्थवाहाः ! ]–જગતના સાર્થવાહ ! જગતના નેતા ! જગતને ઇષ્ટ સ્થળે ( મોક્ષે ) પહોંચાડનાર !

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**जग चिंतामणि**!-[जगच्चिन्तामणयः ! ]-જગતમાં ચિંતામણિરત્ન-સમાન !

**जिणवर**ના વિશેષણ તરીકે વપરાયેલું આ પદ સંબોધનનું બહુવચન છે, તે **जग** અને **चिंतामणि** એ બે પદોથી બનેલું છે. તેમાં જગતનો અર્થ જગત્, દુનિયા, વિશ્વ, લોક, સંસાર કે પ્રાણીસમૂહ થાય છે અને **चिंतामणि**નો અર્થ ચિંતનમાત્રથી ઇષ્ટ ફલને આપનારું એક જાતનું રત્ન થાય છે. અહીં શ્રી જિનેશ્વર દેવોને ચિંતામણિરત્ન-સમાન કહેવાનું કારણ એ છે કે, જેમના હૃદયમાં તે વિરાજમાન હોય છે, તેઓ પુણ્યાનુબંધી પુણ્ય બાંધે છે અને તેના લીધે તેમનાં સર્વ મનો-વાંછિત કાર્યો પૂર્ણ થાય છે; તથા પરંપરાએ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

**जगह नाह**!-[ जगतां नाथाः ! ]-જગતના નાથ, જગતના સ્વામી !

**नाह**—નાથ, સ્વામી, ધણી, રક્ષણ કરનાર, આશ્રય આપનાર કે યોગ-ક્ષેમ કરનાર (ન મળેલી વસ્તુ મળે, તે યોગ કહેવાય છે અને મળેલી વસ્તુનું રક્ષણ થાય, તે ક્ષેમ કહેવાય છે). શ્રી જિનેશ્વરદેવો સાચા અર્થમાં જગતના નાથ છે, કારણ કે જે જીવો હજી ધર્મ-માર્ગમાં જોડાયેલા નથી, તેમને તેઓ ધર્મ-માર્ગમાં જોડે છે અને જેઓ ધર્મ-માર્ગમાં જોડાયેલા છે, તેમનું તેઓ ઉપદેશ આદિ દ્વારા રક્ષણ કરે છે.

**नाथ**—શબ્દની હૃદયંગમ ચર્ચા માટે જુઓ શ્રી ઉત્તરાધ્યયન-સૂત્રનું મહાનિર્ગ્રંથીય નામનું ૨૦ મું અધ્યયન.

**जग-गुरू**!-[ जगद्-गुरुवः ! ]-સમસ્ત જગતના ગુરુ ! જગતને આત્મ-હિતનો ઉપદેશ કરનારા !

તપશ્ચર્યા-પૂર્વક પાદપોપગમન અનશન કરીને નિર્વાણપદને પ્રાપ્ત થયા હતા. આ સ્થળે દેવોએ રત્નના ત્રણ સ્તૂપ કર્યા હતા.*

અષ્ટાપદ પર્વત કૈલાસ હોવાનો અભિપ્રાય કલિકાલ-સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે અભિધાનચિંતામણિના ચોથા ભૂમિકાંડમાં કર્યો છે:—

**रजताद्रिस्तु कैलासोऽष्टापदः स्फटिकाचलः ॥ ९४ ॥**

શ્રી જિનપ્રભસૂરિએ અષ્ટાપદગિરિ-કલ્પમાં તે જ અભિપ્રાયનું સમર્થન કરેલું છે. **तीसे अ उत्तरदिसाभाए बारस-जोअणेसुं अट्ठावओ नाम केलासापराभिहाणो रम्मो नगवरो अट्ठ जोअणुच्चो** × તે (અયોધ્યા નગરી)ની ઉત્તરદિશાએ બાર યોજન દૂર અષ્ટાપદ નામનો રમ્ય પર્વતરાજ આવેલો છે, જેની ઊંચાઈ આઠ યોજન છે અને જેનું અપરનામ કૈલાસ છે; આ જ અભિપ્રાયનું વિશેષ સમર્થન ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજીએ જૈનતત્ત્વાદર્શના ઉત્તરાર્ધમાં કરેલું છે. તેના એકાદશ પરિચ્છેદમાં જણાવ્યું છે કે:—

श्री ऋषभदेवजीका कैलास पर्वतके उपर निर्वाण हुआ.... जब भरतने कैलास पर्वतके उपर सिंहनिषद्या नामा मंदिर बनाया, उसमें आगे होनेवाले तेईस तीर्थंकरोंकी और श्री ऋषभदेवजीकी अर्थात् चौवीस प्रतिमाकी स्थापना करी। और दंडरत्नसे पर्वतको ऐसा छीला कि जिस पर कोई पुरुष पगोंसे न चढ सके। उसमें

* જુઓ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ-સૂત્ર ૩૩.

× વિવિધ તીર્થકલ્પ સિં. જૈ. ગ્રં પૃ. ૯૧.

**सार्थ**—એટલે ઇષ્ટ સ્થળે પહોંચવા ઇચ્છતો મુસાફરોનો સમૂહ કે કાફલો; તેને વહન કરનાર, તેની સર્વ પ્રકારે સારસંભાળ કરનાર જે અગ્રણી, આગેવાન કે નાયક હોય, તે સાર્થવાહ કહેવાય છે. મતલબ કે જે સાર્થ-નાયક સાર્થને યોગ્ય રસ્તે લઈ જાય-છે, ઇષ્ટ સ્થળે પહોંચાડે છે, તે સાર્થવાહ કહેવાય છે. શ્રી જિનેશ્વરદેવ જગતના જીવોને પોતાના સમર્થ નેતૃત્વ નીચે ધારેલા સ્થળે એટલે કે મોક્ષપુરીએ લઈ જાય છે, તેથી તેઓ **जग-सत्थवाह** કહેવાય છે.

**जग-भाव-विअक्खण !**-[ जगद्-भाव-विचक्षणाः ! ]-જગતના સર્વ ભાવોને જાણવામાં તથા પ્રકાશવામાં નિપુણ! **भाव** શબ્દ જુદા જુદા અર્થોમાં વપરાય છે, જેમ કે અસ્તિત્વ, પ્રકૃતિ, સ્વભાવ, પદાર્થ, પર્યાય, ઇરાદો, વૃત્તિ, લાગણી, તાત્પર્ય, અભિપ્રાય, ચેષ્ટા, અભિનય, હેત, પ્રીતિ, આસ્થા, કિંમત, દર, સ્થિતિ, સ્વરૂપ, વગેરે. તેમાંથી પદાર્થ અને પર્યાય અર્થો અહીં ઉપયુક્ત છે. પદાર્થ એટલે દ્રવ્ય. પર્યાય એટલે પદાર્થની નિરંતર પલટાતી અવસ્થા. સમય, શક્તિ વગેરેની અપેક્ષાએ તે અનંત પ્રકારની હોય છે.

શ્રી જિનેશ્વરદેવ સર્વજ્ઞ હોવાથી જગતના તમામ પદાર્થોના સર્વ ભાવો-પર્યાયો બરાબર જાણે છે અને યોગ્યની આગળ પ્રકાશિત કરે છે, તેથી તેઓ **जग-भाव-विअक्खण** કહેવાય છે.

**अट्ठावय-संठविअ-रूव !**-[ अष्टापद-संस्थापित-रूपाः ! ]—અષ્ટાપદ પર્વત ઉપર જેમની પ્રતિમાઓ સ્થાપન થયેલી છે તેવા!

પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાન પોતાનો મોક્ષ-કાલ નજીક આવેલો જાણીને દસ હજાર મુનિવરો સાથે અષ્ટાપદ પર્વત ઉપર ગયા હતા અને ત્યાં ચતુર્દશભક્ત એટલે છ ઉપવાસની

સ્વામીએ ચરણલબ્ધિવડે આ તીર્થની યાત્રા કરીને તથા ત્યાં એક રાત્રિ પસાર કરીને પોતાના ચરમ-શરીરીપણાની ખાતરી કરી હતી એવો વૃદ્ધવાદ છે.

વસુદેવહિંડીના ૨૧ મા લંભકમાં અષ્ટાપદ સંબંધી બે ઉલ્લેખો આવે છે. તેમાં જણાવ્યું છે કે આ પર્વત વૈતાઢ્ય પર્વત સાથે જોડાયેલો છે અને ઊંચાઇમાં આઠ યોજન ઊંચો છે, તથા તેની તળેટીમાં નિયડી નામની નદી વહે છે.

અષ્ટાપદ પર્વત કોસલદેશની સીમા પર કે તેની નજીક આવેલો હોવો જોઇએ, તેમ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના નીચેના ઉલ્લેખ પરથી સમજાય છે:—

दसहिं रायवरसहस्सेहिं सद्धिं संपरिवुडे विणीअं रायहाणिं मज्झेण णिग्गच्छइ, [ णिग्गच्छिं ] त्ता मज्झदेसे सुहंसुहेण विहरइ, [ विहरि ] त्ता जेणेव अट्ठावयपव्वते तेणेव उवागच्छइ ।

ભરત ચક્રવર્તીનો આ અધિકાર છે. ભરત ચક્રવર્તી દસ હજાર રાજાઓથી પરિવૃત્ત થઇને વિનીતા નામની રાજધાનીની મધ્યમાંથી નીકળીને મધ્યદેશમાં કોશલદેશની મધ્યમાં (**मध्यदेशे-कोशलदेशस्य मध्ये टी०**) વિચરે છે અને ત્યાંથી જ્યાં અષ્ટાપદ પર્વત આવેલો છે, ત્યાં જાય છે.

વળી સગરચક્રવર્તીના જન્હુકુમાર આદિ સાઠ હજાર પુત્રો, એ પર્વતની ખાઈ ખોદાવીને તેમાં ગંગાનદીનું જલ લઈ જાય છે અને તેમ કરતાં મરણ પામે છે તથા પાછળથી સગરચક્રવર્તીનો પૌત્ર ભગીરથ ત્યાં જઇને ગંગાનદીને દંડ વડે આકર્ષે છે અને તેથી તે (ગંગાનદી) કુરૂદેશના મધ્યભાગથી, હસ્તિનાપુરની, દક્ષિણથી, કોશલદેશની પશ્ચિમથી, પ્રયાગની ઉત્તરમાં, કાશીના

आठ पद (पगथिये) रक्खे। इसी वास्ते कैलास पर्वतका दूसरा नाम 'अष्टापद' कहते है। तबसे हीं कैलास महादेवका पर्वत कहलाया। महादेव अर्थात् बडे देव, सो ऋषभदेव। तिसका स्थान कैलास पर्वत जानना (पृ. ४०९-१०).

હાલની ભૂગોળ પ્રમાણે કૈલાસ પર્વત હિમાલયના તિબેટ દેશમાં માનસરોવરની ઉત્તરે ૨૫ માઇલ પર આવેલો છે, જેને ત્યાંના લોકો કુંગરીપો કહે છે. આ પર્વતનું શિખર બારે માસ બરફથી છવાયેલું રહે છે; એટલે તે રજતાદ્રિ કે સ્ફટિકાચલનું નામ સાર્થક કરે છે. ત્યાંનું હવામાન ઘણું જ ઠંડું અને તોફાની હોવાથી તેના પર આરોહણ કરવું એ ઘણું જ કઠિન ગણાય છે. આજ સુધીમાં અનેક સાહસિક પ્રવાસીઓએ તેના પર અમુક ઊંચાઈ સુધી આરોહણ કર્યું છે અને તે સંબંધી બને તેટલી પ્રામાણિક હકીકત મેળવવાની કોશિશ કરેલી છે. જૈન શાસ્ત્રોમાં એવા ઉલ્લેખો મળે છે કે જે ચરમ-શરીરી હોય અર્થાત્ તે જ ભવમાં મોક્ષે જનાર હોય, તે જ તેની યાત્રા કરી શકે છે. તે માટે ઉત્તરાધ્યયનસૂત્રની નિર્યુક્તિમાં કહ્યું છે કે-**चरम-सरीरो साहू आरूहइ नगवरं, न अन्नो त्ति** (અ. ૧૦, ગાથા ૨૯૦) અર્થાત્ જે સાધુ ચરમ-શરીરી હોય તે જ નગવર એટલે અષ્ટાપદ-પર્વત પર ચડી શકે છે, અન્ય નહિ. આ બાબતનો ઉલ્લેખ શ્રી હેમચંદ્રાચાર્યે ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્રના દસમા પર્વના નવમા સર્ગમાં આ પ્રમાણે કરેલો છે:—

**योऽष्टापदे जिनान् नत्वा, वसेद् रात्रिं स सिध्यति ।**

જે અષ્ટાપદ પર્વત પર રહેલી જિન-પ્રતિમાઓને વંદન કરીને ત્યાં એક રાત્રિ ગાળે છે, તે સિદ્ધ થાય છે. શ્રી ગૌતમ-

**वि**–[ अपि ]—પણ.

**जिणवर !**–[ जिनवराः ! ]—હે જિનવરો ! હે જિનેંદ્રો !

**जयंतु**–[ जयन्तु ]—જય પામો.

**अप्पडिहय – सासण !**–[ अप्रतिहत – शासनाः ! ]—અખંડિત શાસનવાળા ! અબાધિત ઉપદેશ કરનારા !

**अप्रतिहत** છે શાસન જેમનું તે **अप्रतिहत–शासन.** તેમાં **अप्रतिहत**નો અર્થ અસ્ખલિત, અખંડિત, અબાધિત અવિસંવાદી કે વિરોધ-રહિત થાય છે અને **शासन**નો અર્થ આજ્ઞા, પ્રવચન કે ઉપદેશ થાય છે, એટલે **अप्रतिहत–शासन**નો અર્થ અબાધિત ઉપદેશ કરનારા યોગ્ય છે.

**कम्मभूमिहिं**–[ कर्मभूमिषु ]—કર્મભૂમિઓમાં.

જે ભૂમિમાં કૃષિ, વાણિજ્ય, તપ, સંયમ અને અનુષ્ઠાન આદિ કર્મો પ્રધાન હોય, તે કર્મભૂમિ કહેવાય છે; અથવા તીર્થંકરો મોક્ષ-માર્ગને જાણનારા અને તેનો ઉપદેશ કરનારા જ્યાં જન્મે છે, તે 'કર્મભૂમિ' કહેવાય છે. તેનો પરિચય શ્રી ભગવતીસૂત્રના ૨૦મા શતકના ૮મા ઉદ્દેશમાં આ પ્રમાણે આપવામાં આવ્યો છેઃ–

**[प्र०] कइ णं भंते ! कम्मभूमीओ पन्नत्ताओ ?**

**[उ०] गोयमा ! पन्नरस कम्मभूमीओ पन्नत्ताओ, तं जहा–पंच भरहाइं, पंच एरवयाइं, पंच महाविदेहाइं ।**

(પ્ર૦) હે ભગવન્ ! 'કર્મભૂમિ' ઓ* કેટલી કહી છે ?

(ઉ૦) હે ગૌતમ ! 'કર્મભૂમિ' ઓ પંદર કહી છે. તે આ પ્રમાણે–પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ.

---

* કર્મભૂમિના વિસ્તૃત વર્ણન માટે જુઓ સૂત્રસુયધમ્મ-થુઇ (પુક્ખરવર) સૂત્રમાં

દક્ષિણમાં અને અંગ તથા મગધદેશની ઉત્તર તરફ થઈને પૂર્વ-સાગરમાં ભળી જાય છે, જ્યાં તે ગંગા-સાગર તરીકે ઓળખાય છે અને ભગીરથના નામ પરથી તેનું નામ ભાગીરથી પડે છે. તે આખી વાત અષ્ટાપદને ગંગાનદીના મૂળ સાથે સંબંધ હોય તેમ જણાવે છે. પૂર્વકાલે કોશલદેશનો વિસ્તાર મોટો હતો અને તેની ઉત્તર-સરહદ હિમગિરિ સુધી વિસ્તરેલી હતી, એટલે આ સ્થળ હિમાલયમાં જ કોઈક સ્થળે આવેલું હશે તેમ જણાય છે.

**कम्मट्ठ-विणासण !**-[ कर्माष्टक-विनाशनाः ! ]-આઠ કર્મનો નાશ કરનારા !

કર્મની પ્રકૃતિ આઠ જાતની છે. તે માટે ઉત્તરાધ્યયનસૂત્રના ૩૩ મા અધ્યયનમાં કહ્યું છે કે :—

अट्ठ कम्माइं वोच्छामि, आणुपुव्विं जहक्कमं ।
जेहिं बद्धो अयं जीवो, संसारे परिवत्तइ ॥

नाणावरणं चेव, दंसणावरणं तहा ।
वेयणिज्जं तहा मोहं, आउकम्मं तहेव य ॥

नामकम्मं च गोयं च अंतरायं तहेव य ।
एवमेयाइ कम्माइं, अट्ठेव उ समासओ ॥

જેના બંધાવાથી જીવ આ સંસારમાં પરિભ્રમણ કરે છે, તે આઠ પ્રકારનાં કર્મોને હું યથાક્રમે કહીશ, તે નીચે મુજબ :—

(૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) વેદનીય, (૪) મોહનીય, (૫) આયુ, (૬) નામ, (૭) ગોત્ર અને (૮) અંતરાય.

**चउवीस**-[ चतुर्विंशतिः ]—ચોવીસ.

**लब्भइ**–[ लभ्यते ]—પમાય છે.

**नवकोडिहिं**–[ नवकोटयः ]—નવ કોટી, નવ ક્રોડ.

**केवलीण**–[ केवलिनाम् ]—કેવલીઓની.

**कोडीसहस्स**–[ कोटि-सहस्राणि ]—હજાર ક્રોડ, દસ અબજ

**नव**–[ नव ]— નવ (૯).

**साहू**–[ साधवः ]—સાધુઓ.

**गम्मइ**–[ गम्यते ]—જણાય છે.

**संपइ**–[ सम्प्रति ]—સંપ્રતિ, વર્તમાનકાળમાં.

**जिणवर**–[ जिनवराः ]—જિનેશ્વરો.

**वीस**–[ विंशतिः ]—વીસ (૨૦).

**मुणि**–[ मुनयः ]—મુનિઓ. સાધુઓ.

**विहुं(हिं)**–[ द्वे ]—બે.

**कोडिहिं**–[ कोटी ]—કોટિ, કરોડ.

**वरनाणि**–[ वरज्ञानिनः ]—વરજ્ઞાનીઓ, કેવળજ્ઞાનીઓ.

**समणह**–[ श्रमणानाम् ]—શ્રમણોની.

**कोडिसहस्सदुइ**–[ कोटिसहस्रद्विकम् ]—બે હજાર ક્રોડ, વીસ અબજ.

**थुणिज्जइ**–[ स्तूयते ]—સ્તવાય છે, સ્તવના કરાય છે.

**निच्च**– [ नित्यम् ]—નિત્ય, રોજ.

**विहाणि**–[ विभाते ]—વહાણામાં, પ્રાતઃકાળમાં.

**जयउ**–[ जयतु ]—જય પામો.

**सामिय !**–[ स्वामिन् ! ]—હે સ્વામી !

તે જ સ્થાનના બીજા પ્રશ્નમાં 'અકર્મભૂમિઓ'ની સંખ્યા ૩૦ ની કહી છે; તે નીચે મુજબ :—

પાંચ હૈમવત, પાંચ હૈરણ્યવત, પાંચ હરિવર્ષ, પાંચ રમ્યકવર્ષ, પાંચ દેવકુરુ અને પાંચ ઉત્તરકુરુ. આ ભૂમિઓમાં તીર્થંકરદેવો જન્મતા નથી; કારણ કે ત્યાં યુગલિયાઓનો ધર્મ પ્રવર્તે છે.

**पढमसंघयणि**–[ प्रथमसंहननिनाम् ]–પ્રથમ-સંઘયણવાળા.

સંઘયણ એટલે હાડકાંની વિશિષ્ટ રચના. તે છ પ્રકારની હોય છે.–(૧) વજ્ર–ઋષભ નારાચ સંઘયણ, (૨) ઋષભ–નારાચ સંઘયણ, (૩) નારાચ સંઘયણ, (૪) અર્ધનારાચ સંઘયણ, (૫) કીલક સંઘયણ અને (૬) સેવાર્ત (છેવટ્ઠ) સંઘયણ. તેમાં–(૧) જે સાંધામાં મર્કટ–બંધ (એક પ્રકારનું બંધન), તેને ફરતો પાટો અને તેની વચ્ચે વજ્ર જેવી ખીલી મારેલી હોય, તે વજ્ર–ઋષભ–નારાચ સંઘયણ કહેવાય છે. (૨) જેમાં ખીલી ન હોય પણ મર્કટ–બંધ અને પાટો હોય, તે ઋષભ–નારાચ સંઘયણ કહેવાય છે. (૩) જેમાં કેવળ મર્કટ–બંધ હોય, તે નારાચ–સંઘયણ કહેવાય છે. (૪) જેમાં અર્ધમર્કટબંધ હોય, તે અર્ધનારાચ સંઘયણ કહેવાય છે. (૫) જેમાં મર્કટ–બંધ બિલકુલ ન હોય પણ બે સાંધા એક ખીલીથી જડેલ હોય, તે કીલક સંઘયણ કહેવાય છે અને (૬) જે સાંધા વાંકાચૂંકા એકબીજાને અડેલ હોય, તે છેવટ્ઠ સંઘયણ કહેવાય છે. આ સંઘયણો પૈકી વજ્ર–ઋષભ–નારાચ સંઘયણ પ્રથમ પંક્તિનું છે અને શ્રી તીર્થંકરદેવો તે સંઘયણવાળા જ હોય છે.

**उक्कोसय**–[ उत्कृष्टतः ]....ઉત્કૃષ્ટ, વધારેમાં વધારે.

**सत्तरिसय**–[ सप्ततिशतम् ]—એકસો ને સિત્તેર (૧૭૦).

**जिणवराण**–[ जिनवराणाम् ]—જિનેશ્વરોની, જિનેંદ્રોની.

**विहरंत**–[ विहरताम् ]—વિહરમાણ, વિચરતા.

શ્રી જિનપ્રભસૂરિએ વિવિધ તીર્થકલ્પમાં આ તીર્થસંબંધી ખાસ કલ્પ રચેલો છે, જેમાં શત્રુંજયના ૨૧ નામો નીચે મુજબ જણાવેલાં છેઃ—

सिद्धिक्षेत्रं तीर्थराजो, मरुदेवो भगीरथः ।
विमलाद्रिर्बाहुबली, सहस्रकमलस्तथा ॥
तालध्वजः कदम्बश्च, शतपत्रो नगाधिराट् ।
अष्टोत्तरशतकूटः, सहस्रपत्र इत्यपि ॥
ढंको लौहित्यः कपर्दि-निवासः सिद्धिशेखरः ।
शत्रुञ्जयस्तथा मुक्तिनिलयः सिद्धिपर्वतः ॥
पुण्डरीकश्चेति नामधेयानामेकविंशतिः ।
गीयते तस्य तीर्थस्य, कृता सुर-नरर्षिभिः ॥

દેવતાઓ, મનુષ્યો અને ઋષિઓવડે કરાયેલાં આ તીર્થનાં એકવીસ નામો ગવાય છે; તે નીચે મુજબ:—

૧ સિદ્ધિક્ષેત્ર, ૨ તીર્થરાજ, ૩ મરુદેવ, ૪ ભગીરથ, ૫ વિમલાદ્રિ, ૬ બાહુબલી, ૭ સહસ્રકમલ, ૮ તાલધ્વજ, ૯ કદમ્બ, ૧૦ શતપત્ર, ૧૧ નગાધિરાજ, ૧૨ અષ્ટોત્તર શતકૂટ, ૧૩ સહસ્રપત્ર, ૧૪ ઢંક, ૧૫ લૌહિત્ય, ૧૬ કપર્દિનિવાસ, ૧૭ સિદ્ધિશેખર, ૧૮ શત્રુંજય, ૧૯ મુક્તિનિલય, ૨૦ સિદ્ધિ-પર્વત અને ૨૧ પુંડરીક.

આ તીર્થમાં આજે નાનાં-મોટાં સેંકડો મંદિરો આવેલાં છે, જે નીચેની નવ ટૂંકોમાં વહેંચાયેલાં છેઃ-(૧) આદીશ્વર ભગવાનની ટૂંક, (૨) મોતીશાની ટૂંક, (૩) બાલાભાઇની ટૂંક, (૪) પ્રેમચંદ મોદીની ટૂંક, (૫) હેમાભાઇની ટૂંક, (૬) ઉજમબાઇની ટૂંક,

**रिसह !**-[ ऋषभ ! ]—શ્રી ઋષભદેવ !

**सत्तुंजि**-[ शत्रुंजये ]—શત્રુંજયગિરી ઉપર.

સૌરાષ્ટ્રમાં પાલીતાણાની નજીક આવેલો શત્રુંજય પર્વત જૈન-સમાજમાં શત્રુંજય ગિરિરાજ તરીકે પ્રસિદ્ધ છે. તેના પર અનેક સાધુ-સંતો અને મુનિ-મહાત્માઓએ અનશન કરીને સિદ્ધિગતિ સાધેલી છે, તેથી તે પરમપવિત્ર ગણાય છે. જ્ઞાતાધર્મ-કથાંગના પાંચમા જ્ઞાતમાં થાવચ્ચા-પુત્રના અધિકારમાં આ પર્વતનો ઉલ્લેખ પુંડરીક નામથી કરવામાં આવ્યો છે—

तते णं से थावच्चापुत्ते अणगार-सहस्सेणं सद्धिं संपरिवुडे जेणेव पुंडरीए पव्वए, तेणेव उवागच्छइ (सू. ५५) ॥

પછી તે થાવચ્ચા-પુત્ર એક હજાર અનગારોથી પરિવૃત થઇને જ્યાં પુંડરીક (શત્રુંજય) પર્વત છે, ત્યાં જાય છે.

એ જ સૂત્રના ૧૬ મા જ્ઞાતમાં પાંચ પાંડવોનો અધિકાર વર્ણવેલો છે. તેમાં આ તીર્થનો ઉલ્લેખ શત્રુંજય તરીકે આવે છે-

जेणेव सत्तुञ्जे पव्वए, तेणेव उवागच्छित्ता सेत्तुज्जं पव्वयं दुरूहति ।

જ્યાં શત્રુંજય નામનો પર્વત છે, ત્યાં જાય છે અને જઇને તે શત્રુંજય પર્વત પર ચડે છે.

આ જ રીતે શ્રી અન્તકૃદ્દશાંગસૂત્રના ૩ જા વર્ગના ૩ જા અધ્યયનમાં પણ તેનો ઉલ્લેખ આવે છે:—

सत्तुञ्जे पव्वते मासियाए संलेहणाए जाव सिद्धे ।

શત્રુંજય પર્વત પર એક માસની સંલેખના કરીને સિદ્ધિ પામ્યા.

विशेषेण ईरयति-प्रेरयति कर्माणि इति वीरः—જે વિશેષતઃ કર્મોને પ્રેરે છે, દૂર કરે છે અથવા આત્માથી છૂટાં પાડે છે, તે વીર છે. તેનું નિરુક્ત પૂર્વાચાર્યે નીચે મુજબ કર્યું છે:—

विदारयति यत् कर्म, तपसा च विराजते ।

तपोवीर्येण युक्तश्च, तस्माद् वीर इति स्मृतः ॥

જે કર્મનું વિદારણ કરે છે, તપથી વિરાજમાન છે અને તપોવીર્યથી યુક્ત છે, તે વીર કહેવાય છે.

सच्चउर-मंडण-[सत्यपुर-मण्डण!]-સત્યપુરના આભૂષણ-રૂપ! સાચોરના શણગારરૂપ! (એવા હે વીર!)

રાજસ્થાનના જોધપુર-વિભાગમાં ભિન્નમાલની પાસે સાચોર નામનું ગામ છે, જે પ્રાચીન કાળમાં સચ્ચઉર-સત્યપુરના નામથી પ્રસિદ્ધ હતું. આ સમૃદ્ધ નગરમાં નાહડ નામના રાજાએ શ્રી મહાવીરસ્વામીનો ભવ્ય પ્રાસાદ બંધાવ્યો હતો. તે સંબંધી તપાગચ્છ પટ્ટાવલિમાં નીચેનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે:—

श्री जज्जिगसूरिणा च सप्तत्यधिकषट्शतवर्षे (६७०) सत्यपुरे नाहडनिर्मितप्रासादे श्रीमहावीरः प्रतिष्ठितः ।

શ્રી જજ્જિગસૂરિએ [વીર નિર્વાણ પછી] ૬૭૦ મા વર્ષે સત્યપુરમાં નાહડે બંધાવેલ પ્રાસાદમાં શ્રી મહાવીરસ્વામીને પ્રતિષ્ઠિત કર્યા હતા.

માળવાના મહારાજા મુંજ અને ભોજના માનનીય કવિ ધનપાલે સત્યપુર-મંડણ મહાવીરના મહિમાને વર્ણવતું ઐતિહાસિક ઉત્સાહકાવ્ય વિક્રમની ૧૧ મી સદીમાં અપભ્રંશભાષામાં રચેલું છે.

(૭) સાકરવશીની ટૂંક, (૮) છીપાવશીની ટૂંક, (૯) ચૌમુખજીની ટૂંક. તે ઉપરાંત ત્યાં નાના-મોટાં અનેક દર્શનીય પવિત્ર સ્થાનો પણ આવેલાં છે.

**उज्जिंति**-[ **उज्जयन्ते** ]-ગિરનાર ઉપર.

સૌરાષ્ટ્રમાં જૂનાગઢ-નજીક આવેલો ગિરનાર પર્વત પ્રાચીન સાહિત્યમાં ઉજ્જયંતગિરી અથવા રૈવતગિરિના નામથી પ્રસિદ્ધ છે. તેના ઉપર બાવીસમા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિ ( નેમિનાથ ) નાં દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણ એ ત્રણ કલ્યાણકો થયેલાં હોવાથી તે અતિપવિત્ર ગણાય છે. જ્ઞાતાધર્મકથાંગસૂત્રના પાંચમા જ્ઞાતમાં, શ્રી અન્તકૃદ્દશાંગસૂત્રના પ્રથમ વર્ગના પ્રથમ અધ્યયનમાં, શ્રી કલ્પસૂત્રમાં શ્રી નેમિજિનના ચરિત્ર-પ્રસંગમાં તથા પંચાશક વગેરે અનેક ગ્રંથોમાં તેનો ઉલ્લેખ નજરે પડે છે. આ તીર્થ-અંગે કેટલાક સ્વતંત્ર કલ્પો પણ રચાયેલા છે. તીર્થના મુખ્ય દર્શનીય પવિત્ર સ્થાનો નીચે મુજબ છેઃ—

નેમિનાથનું મંદિર, શત્રુંજયાવતાર, સમ્મેતશિખરાવતાર, અષ્ટાપદની સ્થાપના, કપર્દિયક્ષરાજ, મરુદેવી માતા, તિલકપ્રાસાદ, રાજિમતીનું સ્થાન, કંચન-વિહાર, ગંગાવતાર કુંડ, અંબિકા માતા, સહસ્રામ્રવન ( સહસાવન ), લાખાવન, ચંદ્રગુફા વગેરે.

**पहु-नेमिजिण** !-[ **प्रभु-नेमिजिन** ! ]-હે પ્રભુ **નેમિજિન** ! હે અરિષ્ટનેમિ ભગવાન !

**जयउ**-[ **जयतु** ]-*આપ જયવંતા વર્તો.

**वीर** !-[ **वीर** ! ]-હે વીર પ્રભુ ! હે મહાવીરસ્વામી !

* અહીં દરેક તીર્થંકરોને ઉદ્દેશી સંબોધન કરેલાં હોવાથી जयतु ક્રિયાપદ સાથે અધ્યાહારથી भवान् પદ સમજવું જોઇએ.

विहरित्ता, गोवालगिरिंमि जो भुंजेइ, तेण आमराय-सेविअ-कमकमलेण सिरिबप्पहट्टि-सूरिणा अट्ठसयछव्वीसे (८२६) विक्कमसंवच्छरे सिरिवीरबिंबं महुराए ठाविअं।

શત્રુંજય પર શ્રી ઋષભદેવને, ગિરનારમાં શ્રી નેમિનાથને, ભરુચમાં શ્રી મુનિસુવ્રત સ્વામીને, મોઢેરામાં શ્રી વીરભગવાનને અને મથુરામાં શ્રી સુપાર્શ્વનાથ તથા પાર્શ્વનાથને બે ઘડીમાં નમસ્કાર કરીને [એવી રીતે] સોરઠમાં ઢુંઢણ તરફ વિચરીને જે ગોપાલગિરિમાં (ગ્વાલિયરમાં) જઈને ભોજન કરતા હતા, આમરાજાએ જેમનાં ચરણ-કમલોની સેવા કરી હતી, એ શ્રી બપ્પભટ્ટિસૂરિએ વિક્રમસંવત ૮૨૬ માં મથુરામાં શ્રી વીર-જિનેશ્વરનું બિંબ સ્થાપિત કર્યું હતું.

વળી શ્રી જિનપ્રભસૂરિએ चतुरशीतिमहातीर्थ-नामसंग्रह-कल्पમાં જૈનોનાં ૮૪ મહાન તીર્થોની ગણના કરી છે, તેમાં પણ મોઢેરાને ખાસ સ્થાન આપ્યું છે.* એટલે એ તીર્થ એક સમયે ઘણું પ્રભાવક ગણાતું હતું અને તેની ગણના પાંચ મહાન્ તીર્થોમાં થતી હતી. +

**भरुअच्छहिं मुणिसुव्वय!**-[**भृगुकच्छे मुनिसुव्रत!**]—ભરુચમાં રહેલા મુનિસુવ્રતસ્વામી!

ભરુચમાં ઘણા પ્રાચીન કાળથી વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રત-સ્વામીનું તીર્થરૂપ ચૈત્ય હતું, જે પ્રથમ અશ્વાવબોધ એ નામથી

---

* જુઓ વિવિધતીર્થકલ્પ પૃષ્ઠ ૮૬.

+ મોઢેરાના વિશેષ વર્ણન માટે જુઓ મુનિ શ્રી ન્યાયવિજયજીનો મનનીય લેખ, જૈ. સ. પ્ર. વર્ષ ૧ લું, પૃષ્ઠ ૨૫૪.

બ્રહ્મશાંતિ યક્ષના સાન્નિધ્યને લીધે આ તીર્થનો મહિમા ઘણો જ પ્રસર્યો હતો અને તેની ગણના મોટાં તીર્થોમાં થતી હતી; પરંતુ વિ. સં. ૧૩૬૭ માં ધર્મઝનૂનથી પ્રેરાયલા અલ્લાઉદ્દીન ખીલજીએ તેનો ભંગ કર્યો હતો અને ત્યારથી તેની ભવ્ય જાહોજલાલીનો અંત આવ્યો હતો. આજે પણ તે ગામમાં એક સુંદર જિનાલય છે અને તેમાં પ્રભુ શ્રી મહાવીરની મૂર્તિ વિરાજે છે, પણ તે પાછળથી પ્રતિષ્ઠિત થયેલી છે, કારણ કે પ્રથમનું અલૌકિક બિંબ અલ્લાઉદ્દીન ખીલજી પોતાની સાથે દિલ્લી લઈ ગયો હતો અને તેની આશાતના કરી હતી.*

એક પોથીમાં આ સ્થળે **मोहेर-मंडणु** એવો પાઠભેદ પણ નજરે પડે છે, જેનો અર્થ મોઢેરાના મંડનરૂપ થાય છે. આ નામનું ગામ ઉત્તર-ગુજરાતના કડી-પ્રાંતના ચાણસ્મા તાલુકામાં ચાણસ્માથી ૭ ગાઉ દૂર આવેલું છે, કે જ્યાંથી મોઢ જ્ઞાતિની ઉત્પત્તિ થયેલી મનાય છે. એક કાલે એટલે પાટણની સ્થાપના થયા પહેલાં તેની જાહોજલાલી ઘણી જ હતી અને તે વીર પ્રભુના એક ભવ્ય અને ચમત્કારિક તીર્થની ખ્યાતિ ભોગવતું હતું, જેથી આમરાજ-પ્રતિબોધક તપોલબ્ધિ-સંપન્ન આચાર્ય શ્રી બપ્પભટ્ટિ-સૂરિજી પોતાની વિદ્યાના બળે ગોપગિરિથી (ગ્વાલિયરથી) અહીં રોજ દર્શન કરવા આવતા હતા. તે સંબંધમાં શ્રી જિનપ્રભસૂરિએ મથુરાકલ્પમાં નીચેનો ઉલ્લેખ કરેલો છે :—+

सित्तुंजे रिसहं, गिरिनारे नेमिं, भरुअच्छे मुणिसुव्वयं, मोढेरए वीरं, महुराए सुपास—पासे घडिआदुग-ब्भंतरे नमित्ता, सोरट्ठे ढुंढणं

* વિવિધતીર્થકલ્પ—સત્યપુરતીર્થ-કલ્પ.

+ વિવિધતીર્થકલ્પ પૃ. ૧૯.

विहरित्ता, गोवालगिरिंमि जो भुंजेइ, तेण आमराय-सेविअ-कमकमलेण सिरिबप्पहट्टि-सूरिणा अट्ठसयछव्वीसे (८२६) विक्कमसंवच्छरे सिरिवीरबिंबं महुराए ठाविअं ।

શત્રુંજય પર શ્રી ઋષભદેવને, ગિરનારમાં શ્રી નેમિનાથને, ભરુચમાં શ્રી મુનિસુવ્રત સ્વામીને, મોઢેરામાં શ્રી વીરભગવાનને અને મથુરામાં શ્રી સુપાર્શ્વનાથ તથા પાર્શ્વનાથને બે ઘડીમાં નમસ્કાર કરીને [એવી રીતે] સોરઠમાં ઢુંઢણ તરફ વિચરીને જે ગોપાલગિરિમાં (ગ્વાલિયરમાં) જઇને ભોજન કરતા હતા, આમરાજાએ જેમનાં ચરણ-કમલોની સેવા કરી હતી, એ શ્રી બપ્પભટ્ટિસૂરિએ વિક્રમસંવત ૮૨૬ માં મથુરામાં શ્રી વીર-જિનેશ્વરનું બિંબ સ્થાપિત કર્યું હતું.

વળી શ્રી જિનપ્રભસૂરિએ **चतुरशीतिमहातीर्थ-नामसंग्रह-कल्प**માં જૈનોનાં ૮૪ મહાન તીર્થોની ગણના કરી છે, તેમાં પણ મોઢેરાને ખાસ સ્થાન આપ્યું છે.* એટલે એ તીર્થ એક સમયે ઘણું પ્રભાવક ગણાતું હતું અને તેની ગણના પાંચ મહાન્ તીર્થોમાં થતી હતી. +

**भरुअच्छहिं मुणिसुव्वय !**-[**भृगुकच्छे मुनिसुव्रत !**]—ભરુચમાં રહેલા મુનિસુવ્રતસ્વામી !

ભરુચમાં ઘણા પ્રાચીન કાળથી વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રત-સ્વામીનું તીર્થરૂપ ચૈત્ય હતું, જે પ્રથમ અશ્વાવબોધ એ નામથી

---

* જુઓ વિવિધતીર્થકલ્પ પૃષ્ઠ ૮૬.

\+ મોઢેરાના વિશેષ વર્ણન માટે જુઓ મુનિ શ્રી ન્યાયવિજયજીનો મનનીય લેખ, જૈ. સ. પ્ર. વર્ષ ૧ લું, પૃષ્ઠ ૨૫૪.

ઓળખાતું હતું, પરંતુ સમય જતાં સિંહલરાજાની પુત્રી સુદર્શનાએ તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, ત્યારથી તે શકુનિકા-વિહારના નામથી પ્રસિદ્ધ થયું હતું. મૌર્યરાજા સંપ્રતિએ અને તેના પછી સિદ્ધસેનદિવાકરસૂરિના ઉપદેશથી વિક્રમાદિત્યે પણ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. વીરસંવત ૪૮૪ એટલે વિક્રમ-સંવત ૧૪ માં (ઈ. સ. પૂર્વના પહેલા શતકમાં) ભરુચનાં રાજા બલમિત્ર અને ભાનુમિત્રના શાસન-કાલમાં આર્ય ખપુટાચાર્યે બૌદ્ધો પાસેથી આ તીર્થ છોડાવ્યું હતું. ત્યારબાદ આન્ધ્રદેશના રાજા સાતવાહને આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, જેના ધ્વજદંડની પ્રતિષ્ઠા શ્રી પાદલિપ્તાચાર્યે કરી હતી. મહારાજા કુમારપાલના સમય સુધી આ વિહાર કાષ્ઠનો હતો, પરંતુ ઉદયન મંત્રીની ઇચ્છાનુસાર તેના પુત્ર આમ્રભટે તેને પાષાણનો બનાવ્યો હતો અને તેની પ્રતિષ્ઠા કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે કરી હતી. આ વિહાર વાઘેલા-વંશના છેલ્લા રાજા કર્ણદેવ સુધી અસ્તિત્વમાં હતો, પરંતુ ત્યારબાદ ગ્યાસુદ્દીન તઘલખના સમયમાં તે મસ્જીદમાં પરિવર્તન પામ્યો હતો. આ સ્થાન તે ભરુચની હાલની જુમ્મા મસ્જીદ છે, એવું અનુમાન ઈતિહાસ-સંશોધક વિદ્વાનો કરે છે.*

**महुरि-पास !**-[ **मथुरायां पार्श्व !** )—મથુરામાં વિરાજતા હે પાર્શ્વનાથ !

મથુરા એ જૈનોનું અતિપ્રાચીન તીર્થ છે. પ્રથમ ત્યાં દિવ્ય મહાસ્તૂપો, તથા સુપાર્શ્વનાથ અને પાર્શ્વનાથનાં મંદિરો હતાં. બાદમાં અંતિમ કેવલી શ્રી જંબૂસ્વામી અને આદ્ય શ્રુતકેવલી શ્રી પ્રભવસ્વામી આદિ ૫૨૭ જનોએ એકી સાથે દીક્ષા લીધી હતી, તેની સ્મૃતિમાં ત્યાં ૫૨૭ સ્તૂપો બનાવવામાં આવ્યા હતા,

* જુઓ, જૈ. સ. પ્ર. વર્ષ ૨જું, પૃ. ૧૮૭ ભરુચનો શકુનિકાવિહાર લે. ધ. ચં. મુનશી.

विहरित्ता, गोवालगिरिंमि जो भुंजेइ, तेण आमराय-सेविअ-कमकमलेण सिरिबप्पहट्टि-सूरिणा अट्ठसयछव्वीसे (८२६) विक्कमसंवच्छरे सिरिवीरबिंबं महुराए ठाविअं।

શત્રુંજય પર શ્રી ઋષભદેવને, ગિરનારમાં શ્રી નેમિનાથને, ભરુચમાં શ્રી મુનિસુવ્રત સ્વામીને, મોઢેરામાં શ્રી વીરભગવાનને અને મથુરામાં શ્રી સુપાર્શ્વનાથ તથા પાર્શ્વનાથને બે ઘડીમાં નમસ્કાર કરીને [એવી રીતે] સોરઠમાં ઢુંઢણ તરફ વિચરીને જે ગોપાલગિરિમાં (ગ્વાલિયરમાં) જઇને ભોજન કરતા હતા, આમરાજાએ જેમનાં ચરણ-કમલોની સેવા કરી હતી, એ શ્રી બપ્પભટ્ટિસૂરિએ વિક્રમસંવત ૮૨૬ માં મથુરામાં શ્રી વીર-જિનેશ્વરનું બિંબ સ્થાપિત કર્યું હતું.

વળી શ્રી જિનપ્રભસૂરિએ **चतुरशीतिमहातीर्थ-नामसंग्रह-कल्प**માં જૈનોનાં ૮૪ મહાન તીર્થોની ગણના કરી છે, તેમાં પણ મોઢેરાને ખાસ સ્થાન આપ્યું છે.* એટલે એ તીર્થ એક સમયે ઘણું પ્રભાવક ગણાતું હતું અને તેની ગણના પાંચ મહાન્ તીર્થોમાં થતી હતી. +

**भरुअच्छहिं मुणिसुव्वय!**–[**भृगुकच्छे मुनिसुव्रत!**]—ભરુચમાં રહેલા મુનિસુવ્રતસ્વામી!

ભરુચમાં ઘણા પ્રાચીન કાળથી વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રત-સ્વામીનું તીર્થરૂપ ચૈત્ય હતું, જે પ્રથમ અશ્વાવબોધ એ નામથી

---

* જુઓ વિવિધતીર્થકલ્પ પૃષ્ઠ ૮૬.

+ મોઢેરાના વિશેષ વર્ણન માટે જુઓ મુનિ શ્રી ન્યાયવિજયજીનો મનનીય લેખ, જૈ. સ. પ્ર. વર્ષ ૧ લું, પૃષ્ઠ ૨૫૪.

ઓળખાતું હતું, પરંતુ સમય જતાં સિંહલરાજાની પુત્રી સુદર્શનાએ તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, ત્યારથી તે શકુનિકા-વિહારના નામથી પ્રસિદ્ધ થયું હતું. મૌર્યરાજા સંપ્રતિએ અને તેના પછી સિદ્ધસેનદિવાકરસૂરિના ઉપદેશથી વિક્રમાદિત્યે પણ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. વીરસંવત ૪૮૪ એટલે વિક્રમ-સંવત ૧૪ માં (ઈ. સ. પૂર્વના પહેલા શતકમાં) ભરુચનાં રાજા બલમિત્ર અને ભાનુમિત્રના શાસન-કાલમાં આર્ય ખપુટાચાર્યે બૌદ્ધો પાસેથી આ તીર્થ છોડાવ્યું હતું. ત્યારબાદ આન્ધ્રદેશના રાજા સાતવાહને આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, જેના ધ્વજદંડની પ્રતિષ્ઠા શ્રી પાદલિપ્તાચાર્યે કરી હતી. મહારાજા કુમારપાલના સમય સુધી આ વિહાર કાષ્ઠનો હતો, પરંતુ ઉદયન મંત્રીની ઇચ્છાનુસાર તેના પુત્ર આમ્રભટે તેને પાષાણનો બનાવ્યો હતો અને તેની પ્રતિષ્ઠા કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે કરી હતી. આ વિહાર વાઘેલા-વંશના છેલ્લા રાજા કર્ણદેવ સુધી અસ્તિત્વમાં હતો, પરંતુ ત્યારબાદ ગ્યાસુદ્દીન તઘલખના સમયમાં તે મસ્જીદમાં પરિવર્તન પામ્યો હતો. આ સ્થાન તે ભરુચની હાલની જુમ્મા મસ્જીદ છે, એવું અનુમાન ઈતિહાસ-સંશોધક વિદ્વાનો કરે છે.*

**महुरि-पास !**-[ **मथुरायां पार्श्व !** )—મથુરામાં વિરાજતા હે પાર્શ્વનાથ !

મથુરા એ જૈનોનું અતિપ્રાચીન તીર્થ છે. પ્રથમ ત્યાં દિવ્ય મહાસ્તૂપો, તથા સુપાર્શ્વનાથ અને પાર્શ્વનાથનાં મંદિરો હતાં. બાદમાં અંતિમ કેવલી શ્રી જંબૂસ્વામી અને આદ્ય શ્રુતકેવલી શ્રી પ્રભવસ્વામી આદિ ૫૨૭ જનોએ એકી સાથે દીક્ષા લીધી હતી, તેની સ્મૃતિમાં ત્યાં ૫૨૭ સ્તૂપો બનાવવામાં આવ્યા હતા,

* જુઓ, જૈ. સ. પ્ર. વર્ષ રજું, પૃ. ૧૮૭ ભરુચનો શકુનિકાવિહાર લે. ધ. ચં. મુનશી.

જે સત્તરમી સદી સુધી વિદ્યમાન હતા, તેવું અનુમાન હીરસૌભાગ્યના સર્ગ ૧૪, શ્લોક ૨૪૯ અને ૨૫૦ પરથી થાય છે. આર્ય સ્કંદિલાચાર્યે આ જ સ્થળે આગમનો અનુયોગ પ્રવર્ત્તાવ્યો હતો. વીરનિર્વાણ સં. ૧૩૦૦ પછી આચાર્ય શ્રી બપ્પભટ્ટિસૂરિએ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, શ્રી પાર્શ્વનાથને પૂજાવ્યા હતા અને શ્રી વીરબિંબની પ્રતિષ્ઠા કરી હતી.

મથુરા એક કાળે કલ્પદ્રુમ-પાર્શ્વનાથના ભવ્ય તીર્થ તરીકે પ્રસિદ્ધ હતું. તેના કંકાલીટીલા તરીકે ઓળખાતા વિભાગમાં ઘણાં જિનમંદિરો હતાં, જેમાંની કેટલીક મૂર્તિઓ લખનૌ અને મથુરાના સંગ્રહ-સ્થાનમાં નજરે પડે છે. ખાસ કરીને કનિષ્ક અને હવિષ્કના સમય પર તે મહત્ત્વનો પ્રકાશ પાડે છે.*

---

* લગભગ બધી જ પ્રાચીન પોથીઓમાં **महुरि पास** એવો પાઠ જોવામાં આવે છે. આમાં લેખનાદિ દોષથી 'ह्' ની નીચેનો 'उ'કાર 'म'ની નીચે ચડી જવાથી ભ્રાંતિથી **मुहरिपास** એવો પાઠ કેટલાક વખતથી પ્રચલિત થયેલો જણાય છે, અને તેનો અર્થ મુહરિપાર્શ્વ કરીને તેનો નિર્દેશ ઇડરના ટીંટોઇગામના મુહરી-પાર્શ્વ તરીકે કરવામાં આવે છે, પરંતુ તે યોગ્ય જણાતું નથી. કલ્પેલા નામવાળા તીર્થની તેવી પ્રાચીન પ્રસિદ્ધિ જણાતી નથી. વળી કોઇ પણ ઐતિહાસિક ગ્રંથ કે પ્રાચીન તીર્થમાળા આદિમાંથી પણ તેવો આધાર પ્રાપ્ત થતો નથી. જ્યારે સં. ૯૧૫ માં રચાયેલા જયસિંહસૂરિના ધર્મોપદેશમાલા-વિવરણમાં અને અન્યત્ર પણ મથુરાના પાર્શ્વસંબંધમાં ઉલ્લેખો મળી આવે છે. શ્રી જિનપ્રભસૂરિએ વિવિધતીર્થકલ્પમાં મથુરા-કલ્પ-પ્રસંગે તેનો ઉલ્લેખ કરેલો છે. પોથી ૧૬, ૧૯ તથા ૨૩ માં **महुरि पास**નો અર્થ સ્તબકકારોએ પણ સ્પષ્ટ રીતે મથુરામાં બિરાજતા પાર્શ્વનાથ એવો કરેલો છે, એટલે તે બાબતમાં પ્રચલિત થયેલો ભ્રમવાળો ખ્યાલ દૂર થવાની જરૂર છે.

ઓળખાતું હતું, પરંતુ સમય જતાં સિંહલરાજાની પુત્રી સુદર્શનાએ તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, ત્યારથી તે શકુનિકા-વિહારના નામથી પ્રસિદ્ધ થયું હતું. મૌર્યરાજા સંપ્રતિએ અને તેના પછી સિદ્ધસેનદિવાકરસૂરિના ઉપદેશથી વિક્રમાદિત્યે પણ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. વીરસંવત ૪૮૪ એટલે વિક્રમ-સંવત ૧૪ માં (ઈ. સ. પૂર્વના પહેલા શતકમાં) ભરુચનાં રાજા બલમિત્ર અને ભાનુમિત્રના શાસન-કાલમાં આર્ય ખપુટાચાર્યે બૌદ્ધો પાસેથી આ તીર્થ છોડાવ્યું હતું. ત્યારબાદ આન્ધ્રદેશના રાજા સાતવાહને આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, જેના ધ્વજદંડની પ્રતિષ્ઠા શ્રી પાદલિપ્તાચાર્યે કરી હતી. મહારાજા કુમારપાલના સમય સુધી આ વિહાર કાષ્ઠનો હતો, પરંતુ ઉદયન મંત્રીની ઇચ્છાનુસાર તેના પુત્ર આમ્રભટે તેને પાષાણનો બનાવ્યો હતો અને તેની પ્રતિષ્ઠા કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે કરી હતી. આ વિહાર વાઘેલા-વંશના છેલ્લા રાજા કર્ણદેવ સુધી અસ્તિત્વમાં હતો, પરંતુ ત્યારબાદ ગ્યાસુદ્દીન તઘલખના સમયમાં તે મસ્જીદમાં પરિવર્તન પામ્યો હતો. આ સ્થાન તે ભરુચની હાલની જુમ્મા મસ્જીદ છે, એવું અનુમાન ઇતિહાસ-સંશોધક વિદ્વાનો કરે છે.*

**महुरि-पास !**-[ **मथुरायां पार्श्व !** )—મથુરામાં વિરાજતા હે પાર્શ્વનાથ !

મથુરા એ જૈનોનું અતિપ્રાચીન તીર્થ છે. પ્રથમ ત્યાં દિવ્ય મહાસ્તૂપો, તથા સુપાર્શ્વનાથ અને પાર્શ્વનાથનાં મંદિરો હતાં. બાદમાં અંતિમ કેવલી શ્રી જંબૂસ્વામી અને આદ્ય શ્રુતકેવલી શ્રી પ્રભવસ્વામી આદિ ૫૨૭ જનોએ એકી સાથે દીક્ષા લીધી હતી, તેની સ્મૃતિમાં ત્યાં ૫૨૭ સ્તૂપો બનાવવામાં આવ્યા હતા,

* જુઓ, જૈ. સ. પ્ર. વર્ષ ૨જું, પૃ. ૧૮૭ ભરુચનો શકુનિકાવિહાર લે. ધ. ચં. મુનશી.

सत्ताणवइ-सहस्सा-[ सप्तनवति-सहस्राणि ]—સત્તાણું હજાર (૯૭૦૦૦૦)

लक्खा छप्पन्न-[ लक्षाणि षट्पञ्चाशतम् ]—છપ્પન લાખ (૫૬૦૦૦૦૦)

अट्ठ कोडीओ-[ अष्टकोटिः ]—આઠ કોટિ, આઠ ક્રોડ (૮૦૦૦૦૦૦૦)

बत्तीस-सय-[ द्वात्रिंशत्शतम् ]—બત્રીસ સો (૩૨૦૦)

बासीयाइं-[ द्व्यशीतिम् ]—બ્યાશી (૮૨)

तियलोए-[ त्रैलोक्ये ]—ત્રણે લોકમાં. (સ્વર્ગ મર્ત્ય અને પાતાળમાં)

चेइए-[ चैत्यानि ]—ચૈત્યોને, જિન-પ્રાસાદોને, જિનબિંબોને

वंदे-[ वन्दे ]—હું વંદું છું.

पन्नरस-कोडि-सयाइं-[ पञ्चदश-कोटि-शतानि ]—પંદર સો ક્રોડ (૧૫૦૦૦૦૦૦૦૦૦)

कोडि-बायाल-[ कोटीः-द्विचत्वारिंशतम् ]—બેંતાળીસ ક્રોડ (૪૨૦૦૦૦૦૦૦)

लक्ख-अडवन्ना-[ लक्षाण्यष्टपञ्चाशतम् ]—અઠાવન લાખ (૫૮૦૦૦૦૦)

छत्तीस सहस्स-[ षट्त्रिंशतं सहस्राणि ]—છત્રીસ હજાર (૩૬૦૦૦)

असीइं-[ अशीतिम् ]—એંશી (૮૦)

सासय-बिंबाइं-[ शाश्वत-बिम्बानि ]—શાશ્વત બિંબોને, શાશ્વત પ્રતિમાઓને

पणमामि-[ प्रणमामि ]—પ્રણામ કરું છું,

શત્રુંજય, ગિરનાર, સત્યપુર (કે મોઢેરા), ભરુચ અને મથુરા એ પાંચ સ્થાનો એક કાલે જૈનોની પંચતીર્થી તરીકે સુવિખ્યાત હતાં. તેથી તેનું સ્મરણ આ ચૈત્યવંદનમાં કરાયેલું છે.

**दुह-दुरिअ-खंडण !**-[ **दुःख-दुरित-खण्डन !** ]—દુઃખ અને પાપને નાશ કરનાર. ( મથુરામાં વિરાજતા હે પાર્શ્વ ! )

**अवर**-[ **अपरे** ]—બીજા ( તીર્થંકરો ).

**विदेहि**-[ **विदेहे** ]—વિદેહમાં-મહાવિદેહક્ષેત્રમાં.

**तित्थयरा**-[ **तीर्थकराः** ]—તીર્થંકરો.

**चिहुं**-[ **चतसृषु** ]—ચારે.

**दिसि - विदिसि**-[ **दिक्षु - विदिक्षु** ] — દિશાઓમાં અને વિદિશાઓમાં.

૪ દિશાઓ અને ૪ વિદિશાઓ નીચે મુજબ છે :—

દિશાઓ—ઉત્તર, પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ.

વિદિશાઓ—ઇશાન, અગ્નિ, નૈર્ઋત્ય અને વાયવ્ય.

**जि**-[ **ये** ]—જે.

**के वि**-[ **केऽपि** ]—કોઈ પણ.

**तीआणागय - संपइअ** - [ **अतीतानागत - सांप्रतिकान्** ]—અતીત, અનાગત અને સાંપ્રતિક. ભૂતકાળ, ભવિષ્યકાળ અને વર્તમાનકાળમાં થયેલા.

**वंदउं**-[ **वन्दे** ]—હું વંદું છું.

**जिण**-[ **जिनान्** ]—જિનોને.

**सव्वे वि**-[ **सर्वानपि** ]—સર્વેને પણ.

ભાવજિન આદિ સર્વે જિનેશ્વરોને વંદન કરવું, તે વંદના છે, પરંતુ જિન-ચૈત્યોની સમક્ષ જે વંદના કરાય છે, તે ચૈત્યવંદના કહેવાય છે.

તેની મહત્તા જ્ઞાની પુરુષોએ નીચે મુજબ પ્રકાશી છે—

चैत्यवन्दनतः सम्यक्, शुभो भावः प्रजायते ।
तस्मात् कर्म्मक्षयं सर्वं, ततः कल्याणमश्नुते ॥*

ચૈત્યવંદન સમ્યક્ પ્રકારે (વિધિયુક્ત) કરવાથી શુભ ભાવ ઉત્પન્ન થાય છે, શુભ ભાવથી કર્મોનો ક્ષય થાય છે અને કર્મોનો ક્ષય થવાથી સર્વ પ્રકારનું કલ્યાણ (મોક્ષ) પ્રાપ્ત થાય છે.

रूव—રૂપ, સમાન આકૃતિ, પ્રતિકૃતિ, પ્રતિમા, બિંબ, મૂર્તિ.

મનને વશ કરવા માટે, કલ્પનાને સ્થિર કરવા માટે અને અધ્યવસાયોને શુદ્ધ કરવા માટે જ્ઞાની પુરુષોએ જે જે ઉપાયો બતાવ્યા છે, તેમાં મૂર્તિ એક પ્રબલ સાધન છે. તેને સ્મરણમાં લાવવાથી, તેનાં દર્શન કરવાથી તથા તેનું અર્ચન કરવાથી મૂલ પુરુષનું સન્માન થાય છે અને તેનું જીવન તથા કથન આપણી નજર-સમક્ષ તરવરવા લાગે છે. બીજી રીતે કહીએ તો મૂર્તિ એ મનને સ્થિર કરવાનું અને પવિત્ર કરવાનું પ્રબલ નિમિત્ત છે, તેથી પુષ્ટ આલંબન સિવાય ધ્યાનમાં પ્રગતિ સંભવતી નથી. વળી જે પ્રકારની મૂર્તિ હોય, તે જ પ્રકારના ભાવોથી મન વાસિત થાય છે, એટલે મૂર્તિના સ્વરૂપનો વિચાર કરવો અનિવાર્ય છે. જિન-મૂર્તિનું સામાન્ય સ્વરૂપ નીચેના શ્લોકમાં બરાબર વ્યક્ત થાય છે:—

* લ. વિ. પૃ. ૧.

## (૪) તાત્પર્યાર્થ

**चेइय-वंदण**-[ **चिइ-वंदणा** ]-ચૈત્યવંદન, ચૈત્યવંદના.

ચૈત્યને કરવામાં આવેલું વંદન, તે ચૈત્યવંદન અથવા ચૈત્યદ્વારા કરાતું વંદન, તે ચૈત્યવંદન. અથવા જેના વડે ચૈત્યને વંદન થાય, તે ચૈત્યવંદન.

ચૈત્યનો અર્થ સ્થાનાંગસૂત્રના ત્રીજા સ્થાનના પ્રથમ ઉદ્દેશમાં ટીકાકાર શ્રી અભયદેવસૂરિએ **चैत्यमिव जिनादिप्रतिमेव** એવો અર્થ કરેલો છે. વળી આચારાંગ, સૂત્રકૃતાંગ, ભગવતીસૂત્ર, જ્ઞાતાધર્મકથા અને પ્રશ્નવ્યાકરણ આદિ જૈનાગમોમાં નીચેનું વાક્ય ઘણી વાર વપરાયેલું જોવામાં આવે છે—

कल्लाणं मंगलं देवयं पज्जुवासामि ।

આ વાક્યનો સ્પષ્ટ અર્થ કલ્યાણરૂપ, મંગલરૂપ, દેવરૂપ ચૈત્યરૂપ એવા આપની પર્યુપાસના-ભક્તિ કરું છું. એવો થાય છે.

શ્રી હેમચંદ્રાચાર્યે અભિધાનચિંતામણિમાં—**चैत्यं जिनौकः तद्बिम्बम्** ચૈત્ય એટલે જિન-મંદિર અને જિન-બિંબ એવો અર્થ જણાવેલ છે. શ્રી હરિભદ્રસૂરિએ સંબોધ-પ્રકરણના દેવસ્વરૂપમાં જણાવ્યું છે કે—**चेइयसद्दो रूढो, जिणिंद-पडिम त्ति अत्थओ दिट्ठो।** મતલબ કે ચૈત્ય શબ્દ જિનેંદ્રપ્રતિમાના અર્થમાં રૂઢ છે.

**चेइयवंदण-महाभास**માં ચૈત્યવંદનનો અર્થ નીચે મુજબ કરેલો છે :—

भावजिण-प्पमुहाणं, सव्वेसिं चेव वंदणा जइ वि ।
जिण-चेइयाण पुरओ, कीरइ चिइ-वंदणा तेण ॥ १२ ॥

દરેક તીર્થંકરની મૂર્તિ આકારમાં સમાન હોય છે, પરંતુ તે દરેકની નીચે લાંછન (ચિહ્ન) જુદું જુદું હોય છે. તેથી તે મૂર્તિ કયા તીર્થંકરની છે, તે જાણી શકાય છે. મૂર્તિ-પૂજા એ માનવ-સ્વભાવમાં જડાયેલી વસ્તુ છે, એટલે બાલકથી માંડીને વૃદ્ધ સુધી સહુ કોઈ તેની એક કે બીજા પ્રકારે ઉપાસના કરે છે. ચિત્રો ગમવાં, માતા-પિતાની કે ધર્મગુરુઓની છબીઓ જોઈ તેને વંદન કરવું, સન્માન કરવું, પુસ્તકોને સન્માનવાં, માલા આદિ ધાર્મિક ઉપકરણોને સન્માનવાં, અને મૃત્યુ પામેલાઓનું એક યા બીજા પ્રકારે સન્માન કરવું; તે બધા પણ મૂર્તિ-પૂજાના જ પ્રકારો છે.

**जिणवराण सत्तरिसय**—એકસો ને સિત્તેર જિનેશ્વરો.

તીર્થંકરદેવો કર્મભૂમિમાં જ ઉત્પન્ન થાય છે, જેના જુદા જુદા વિભાગોને વિજય કહેવામાં આવે છે. આવા એક વિજયમાં એક કાલે એક જ તીર્થંકર હોઈ શકે છે. જંબૂદ્વીપમાં મહાવિદેહક્ષેત્રમાં ૩૨ વિજયો છે, ભરત અને ઐરવત પણ એકેક વિજય છે એટલે બધા મળીને ૩૪ વિજયો છે. જંબૂદ્વીપ કરતાં ધાતકી ખંડમાં ક્ષેત્રાદિ બમણાં હોવાથી તેમાં ૬૮ વિજયો છે; અને અર્ધપુષ્કરાવર્તખંડ ધાતકીખંડ જેટલો હોઇને તેમાં પણ ૬૮ વિજયો છે; પુષ્કરાવર્તનો બાકીનો અર્ધો ખંડ મનુષ્યક્ષેત્રની બહાર હોઇને તેમાં વિજયાદિ ક્ષેત્રવિભાગો નથી. આ રીતે જંબૂદ્વીપના ૩૪, ધાતકીખંડના ૬૮ અને અર્ધપુષ્કરાવર્તખંડના ૬૮ મળીને ૧૭૦ વિજયો થાય છે. જે કાલે દરેક ક્ષેત્રમાં તીર્થંકર વિદ્યમાન હોય છે, તે કાલે તેમની ઉત્કૃષ્ટ સંખ્યા ૧૭૦ ની હોય છે. આવી ઘટના શ્રી અજિતનાથ પ્રભુના વારામાં બની હતી.

**संपइ जिणवर वीस**—વર્તમાનકાલમાં ૨૦ જિનેશ્વરો છે. આ સંખ્યા જઘન્યકાલની છે. તે નીચે મુજબ:—

प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं,
वदनकमलमङ्कः कामिनीसङ्गशून्यः
करयुगमपि यत् ते शस्त्रसम्बन्धवन्ध्यं,
तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥

**ભાવાર્થ:**—હે પ્રભો! તમારું દષ્ટિ-યુગલ પ્રશમ-રસમાં નિમગ્ન છે, તમારું મુખ-કમલ પ્રસન્ન છે, તમારો ખોળો સ્ત્રીના સંગથી રહિત છે, તમારા બંને હાથ શસ્ત્રના સંબંધ વિનાના છે, તેથી જગત્માં વીતરાગ દેવ તમે જ છો.

અર્હત્ અને સિદ્ધ આરાધ્ય હોઈ તેમનાં બિંબો પૂજાને યોગ્ય ગણાય છે. તેમાં અર્હત્નાં બિંબ બે પ્રકારનાં હોય છે:-એક તો પરિકર-સહિત અને બીજા પરિકર-રહિત. તેમાં જે બિંબ પરિકર-સહિત હોય છે, તેની આસપાસ અશોકવૃક્ષ, દિવ્યફૂલોનો વરસાદ આદિ આઠ પ્રાતિહાર્યો કોરેલાં હોય છે, જ્યારે પરિકર-રહિત મૂર્તિ તદ્દન સાદી હોય છે.

આ બિંબોની મુદ્રા બે પ્રકારની હોય છે: એક પર્યંકાસનમુદ્રા અને બીજી કાયોત્સર્ગ-મુદ્રા; તેમાં જે મૂર્તિ પલાંઠી વાળીને એટલે ડાબા પગ ઉપર જમણો પગ અને જમણા પગ ઉપર ડાબો પગ ચઢાવેલી સ્થિતિમાં હોય અને ડાબા હાથની હથેલી ઉપર જમણા હાથની હથેલી મૂકેલી હોય, તે પર્યંકાસન-મુદ્રા કહેવાય છે; તથા જે મૂર્તિ બંને હાથને સીધા ઇક્ષુદંડ જેવા રાખીને કાયોત્સર્ગમાં ઊભેલી હોય, તે કાયોત્સર્ગ-મુદ્રા વાળી કહેવાય છે. આ મૂર્તિઓની પ્રતિષ્ઠા અને પૂજા કેવી રીતે કરવી? તેનું વિધાન શ્રી હરિભદ્રસૂરિએ પંચાશકમાં આપેલું છે.

ક્ષેત્રમાં ઋષભ, ચંદ્રાનન, વારિષેણ અને વર્ધમાન આ ચારમાંથી કોઈ ને કોઈ નામના તીર્થંકર અવશ્ય હોય છે. જેથી એ ચારે નામો પ્રવાહરૂપે શાશ્વત છે. તેમજ જ્યાં જ્યાં શાશ્વત ચૈત્યો છે, ત્યાં પણ શ્રી ઋષભ, ચંદ્રાનન, વારિષેણ અને વર્ધમાન એ ચાર નામનાં બિંબો હોય છે. સ્થાનાંગસૂત્રના ચોથા સ્થાનના બીજા ઉદ્દેશમાં સૂત્ર ૩૦૭ માં આ ચાર તીર્થંકરોની પ્રતિમાઓ નંદીશ્વર દ્વીપના શાશ્વત ચૈત્યમાં હોવાનું જણાવેલ છે, તે નીચે મુજબ:-

तासिं णं मणिपेढियाणं उवरि चत्तारि जिण–पडिमाओ सव्वरयणमईओ संपलियंक--णिसन्नाओ थूभाभिमुहाओ चिट्ठंति, तं० रिसभा वद्धमाणा चंदाणणा वारिसेणा ।

તે મણિપીઠિકાઓની ઉપર સર્વરત્નમય, પર્યંકાસને વિરાજમાન અને સ્તૂપની અભિમુખ ચાર જિનપ્રતિમાઓ રહેલી છે; તેનાં નામો–ઋષભ, વર્દ્ધમાન, ચંદ્રાનન અને વારિષેણ છે.

એવી રીતે ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક દેવતાઓનાં ભવન તથા વિમાનોમાં તથા તિરછા લોકમાં રુચકદ્વીપ, કુંડલદ્વીપ તથા મેરુપર્વતાદિનાં શિખરો ઉપર પણ જ્યાં જ્યાં શાશ્વત ચૈત્યો છે, ત્યાં ત્યાં તે તે ચૈત્યોમાં પણ આ ચાર નામનાં બિંબો છે, તેથી આ નામો પણ શાશ્વત છે.

ભરત ક્ષેત્રમાં ૨૪ તીર્થંકરો થઈ ગયા, તેમાંના પ્રથમ તીર્થંકરનું નામ શ્રી ઋષભ અને છેલ્લા તીર્થંકરનું નામ શ્રી વર્ધમાન હતું. તથા ઐરવતક્ષેત્રમાં જે ૨૪ તીર્થંકરો થઈ ગયા, તેમાંના પ્રથમ તીર્થંકરનું નામ ચંદ્રાનન અને ૨૪ મા તીર્થંકરનું નામ વારિષેણ હતું.*

* આ ચોવીસીનાં નામો સમવાયાંગસૂત્રના ૧૫૮ મા સૂત્રમાં આપેલાં છે.

હાલમાં મહાવિદેહના ૮, ૯, ૨૪ અને ૨૫-એ ચાર વિજયમાં એક એક તીર્થંકર વિચરી રહ્યા છે, એટલે જંબૂદ્વીપમાં ચાર તીર્થંકરો છે. ધાતકીખંડમાં તેની સંખ્યા બમણી છે, એટલે ત્યાં આઠ તીર્થંકરો વિચરી રહ્યા છે અને બાકીના અર્ધપુષ્કરાવર્તમાં પણ આઠ તીર્થંકરો વિચરે છે, એટલે વર્તમાનકાલે કુલ ૨૦ તીર્થંકરો વિચરી રહ્યા છે, જે વિહરમાણ જિન તરીકે ઓળખાય છે.

તેમનાં નામો ક્ષેત્રવાર નીચે મુજબ છેઃ—

## જંબૂદ્વીપમાં

| | |
|---|---|
| ૧ શ્રી સીમંધરસ્વામી | ૩ શ્રી બાહુસ્વામી |
| ૨ શ્રી યુગમંધરસ્વામી | ૪ શ્રી સુબાહુસ્વામી |

## ધાતકીખંડમાં

| | |
|---|---|
| ૫ શ્રી સુજાતસ્વામી | ૯ શ્રી સુરપ્રભસ્વામી |
| ૬ શ્રી સ્વયંપ્રભસ્વામી | ૧૦ શ્રી વિશાલસ્વામી |
| ૭ શ્રી ઋષભાનનસ્વામી | ૧૧ શ્રી વજ્રધરસ્વામી |
| ૮ શ્રી અનંતવીર્યસ્વામી | ૧૨ શ્રી ચંદ્રાનનસ્વામી |

## અર્ધપુષ્કરાવર્તમાં

| | |
|---|---|
| ૧૩ શ્રી ચંદ્રબાહુસ્વામી | ૧૭ શ્રી વીરસેનસ્વામી |
| ૧૪ શ્રી ભુજંગસ્વામી | ૧૮ શ્રી મહાભદ્રસ્વામી |
| ૧૫ શ્રી ઈશ્વરદેવસ્વામી | ૧૯ શ્રી દેવયશાસ્વામી |
| ૧૬ શ્રી નમિપ્રભસ્વામી | ૨૦ શ્રી અજિતવીર્યસ્વામી |

**સાસય-વિંબાઇં**—શાશ્વત બિંબો, શાશ્વત પ્રતિમાઓ, સદાકાલ રહેનારી મૂર્તિઓ.

દરેક અવસર્પિણી તથા ઉત્સર્પિણીના કાલમાં પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ એમ ૧૫ ક્ષેત્રોમાંના કોઈને કોઈ

ત્રણ લોકમાં રહેલા પંદર અબજ, બેંતાળી ક્રોડ, અઠ્ઠાવન લાખ, છત્રીસ હજાર ને એંશી. (૧૫,૪૨,૫૮,૩૬,૦૮૦) શાશ્વત-બિંબોને હું પ્રણામ કરું છું. ૫.

## (૬) સૂત્ર-પરિચય

અગ્નિનું વિરોધી તત્ત્વ જલ છે, કૃપણતાનો પ્રતિપક્ષી ગુણ ઉદારતા છે અને દુષ્ટતાને ડારવા માટે સજ્જનતા અતિ ઉપયોગી છે; તે જ રીતે વિષય અને કષાય પર વિજય મેળવવા માટે શ્રી જિનેશ્વર દેવની ભક્તિ અપૂર્વ સાધન છે. શ્રી હરિભદ્રસૂરિએ ધર્મબિંદુનાં છઠ્ઠા અધ્યાયમાં જણાવ્યું છે કે:—

हृदि स्थिते च भगवति क्लिष्टकर्मविगम इति ।

હૃદયમાં ભગવાન વિરાજમાન થતાં સંસારમાં બાંધી રાખનાર ક્લિષ્ટ કર્મોનો નાશ થાય છે. મતલબ કે શ્રી જિનેશ્વર દેવનું સતત સ્મરણ, તેમના પ્રત્યેનું બહુમાન, તેમની અર્ચના અને તેમનું સ્તવન, મનુષ્યના હૃદયની મલિનતાને હાંકી કાઢી તેના સ્થાને શુભ ભાવના અને શુભ અધ્યવસાયોનાં પૂર વહાવે છે. શ્રી જિનેશ્વર દેવના વિરહસમયે તેમનું ચૈત્ય એટલે પ્રતિમા, બિંબ કે મૂર્તિનું સ્થાપન કરીને જાણે તે સાક્ષાત્ હોય તે રીતે આ સઘળી ક્રિયાઓ કરી શકાય છે કે જેનું અંતિમ પરિણામ અધ્યવસાયોની શુદ્ધિમાં આવે છે.

જિન-પ્રતિમા જિન-સારીખી એ ઉક્તિનું તાત્પર્ય એ છે કે—જે મુમુક્ષુ શ્રી જિનેશ્વર દેવની પ્રતિમાને સાક્ષાત્ જિનેશ્વર માનીને તેમના જીવન અને કથનનું સ્મરણ કરે છે, તથા તેમના ઉપદેશ માટે ઊંડો આદર ધરાવે છે, તેના હૃદયમાં અહિંસા અને વીતરાગતાનાં ઝરણાં પ્રબલ વેગથી વહેવા લાગે છે; પરિણામે તેનું

## (૫) અર્થ-સંકલના

જગતમાં ચિંતામણિરત્ન સમાન! જગતના નાથ! જગતના રક્ષક! જગતના નિષ્કારણ બંધુ! જગતના ઉત્તમ સાર્થવાહ! જગતના સકલ પદાર્થોના સ્વરૂપને જાણવામાં વિચક્ષણ! અષ્ટાપદ-પર્વત પર (ભરતચક્રવર્તી દ્વારા) સ્થપાયેલી પ્રતિમાવાળા! આઠે કર્મોનો નાશ કરનારા! તથા અબાધિત ઉપદેશ દેનારા! હે ઋષભાદિ ચોવીસે તીર્થંકરો! [આપ] જયવંતા વર્તો. ૧

કર્મભૂમિઓમાં ઉત્કૃષ્ટકાળે વજ્રઋષભનારાચ સંઘયણવાળા જિનોની સંખ્યા વધારેમાં વધારે ૧૭૦ ની હોય છે, સામાન્ય કેવલીઓની સંખ્યા વધારેમાં વધારે ૯ ક્રોડની હોય છે અને સાધુઓની સંખ્યા વધારેમાં વધારે નવ-હજાર ક્રોડ એટલે ૯૦ અબજની હોય છે. વર્તમાનકાલમાં તીર્થંકરો ૨૦ છે, કેવલજ્ઞાની મુનિઓ ૨ ક્રોડ છે, અને શ્રમણો ૨૦૦૦ ક્રોડ એટલે ૨૦ અબજ છે કે જેમનું નિત્ય પ્રાતઃકાળમાં સ્તવન કરાય છે. ૨.

હે સ્વામી! જય પામો! જય પામો! શત્રુંજય પર રહેલા હે ઋષભદેવ!, ઉજ્જયંત (ગિરનાર) પર વિરાજમાન હે પ્રભુ નેમિજિન!, સાચોરના શણગારરૂપ હે વીર!, ભરૂચમાં વિરાજતા હે મુનિસુવ્રત!, મથુરામાં વિરાજમાન, દુઃખ અને પાપનો નાશ કરનાર હે પાર્શ્વ! આપ જયવંતા વર્તો; તથા મહાવિદેહ અને ઐરવત આદિ ક્ષેત્રોમાં તથા ચાર દિશાઓ ને ચાર વિદિશાઓમાં જે કોઈ તીર્થંકરો ભૂતકાળમાં થઈ ગયા હોય, વર્તમાનકાલમાં વિચરતા હોય અને ભવિષ્યમાં હવે પછી થનારા હોય, તે સર્વેને પણ હું વંદું છું. ૩

ત્રણ લોકમાં રહેલા આઠ ક્રોડ, સત્તાવન લાખ, બસોને બ્યાશી (૮,૫૭,૦૦,૨૮૨) શાશ્વત ચૈત્યોને હું વંદન કરું છુ. ૪.

ત્રણ લોકમાં રહેલા પંદર અબજ, બેંતાળી ક્રોડ, અઠ્ઠાવન લાખ, છત્રીસ હજાર ને એંશી. (૧૫,૪૨,૫૮,૩૬,૦૮૦) શાશ્વત-બિંબોને હું પ્રણામ કરું છું. ૫.

## (૬) સૂત્ર-પરિચય

અગ્નિનું વિરોધી તત્ત્વ જલ છે, કૃપણતાનો પ્રતિપક્ષી ગુણ ઉદારતા છે અને દુષ્ટતાને ડારવા માટે સજ્જનતા અતિ ઉપયોગી છે; તેજ રીતે વિષય અને કષાય પર વિજય મેળવવા માટે શ્રી જિનેશ્વર દેવની ભક્તિ અપૂર્વ સાધન છે. શ્રી હરિભદ્રસૂરિએ ધર્મબિંદુનાં છઠ્ઠા અધ્યાયમાં જણાવ્યું છે કે :—

हृदि स्थिते च भगवति क्लिष्टकर्मविगम इति ।

હૃદયમાં ભગવાન વિરાજમાન થતાં સંસારમાં બાંધી રાખનાર ક્લિષ્ટ કર્મોનો નાશ થાય છે. મતલબ કે શ્રી જિનેશ્વર દેવનું સતત સ્મરણ, તેમના પ્રત્યેનું બહુમાન, તેમની અર્ચના અને તેમનું સ્તવન, મનુષ્યના હૃદયની મલિનતાને હાંકી કાઢી તેના સ્થાને શુભ ભાવના અને શુભ અધ્યવસાયોનાં પૂર વહાવે છે. શ્રી જિનેશ્વર દેવના વિરહસમયે તેમનું ચૈત્ય એટલે પ્રતિમા, બિંબ કે મૂર્તિનું સ્થાપન કરીને જાણે તે સાક્ષાત્ હોય તે રીતે આ સઘળી ક્રિયાઓ કરી શકાય છે કે જેનું અંતિમ પરિણામ અધ્યવસાયોની શુદ્ધિમાં આવે છે.

જિન-પ્રતિમા જિન-સારીખી એ ઉક્તિનું તાત્પર્ય એ છે કે-જે મુમુક્ષુ શ્રી જિનેશ્વર દેવની પ્રતિમાને સાક્ષાત્ જિનેશ્વર માનીને તેમના જીવન અને કથનનું સ્મરણ કરે છે, તથા તેમના ઉપદેશ માટે ઊંડો આદર ધરાવે છે, તેના હૃદયમાં અહિંસા અને વીતરાગતાનાં ઝરણાં પ્રબલ વેગથી વહેવા લાગે છે; પરિણામે તેનું

ત્રણ લોકમાં રહેલા પંદર અબજ, બેંતાળી ક્રોડ, અઠ્ઠાવન લાખ, છત્રીસ હજાર ને એંશી. (૧૫,૪૨,૫૮,૩૬,૦૮૦) શાશ્વત-બિંબોને હું પ્રણામ કરું છું. ૫.

## (૬) સૂત્ર-પરિચય

અગ્નિનું વિરોધી તત્ત્વ જલ છે, કૃપણતાનો પ્રતિપક્ષી ગુણ ઉદારતા છે અને દુષ્ટતાને ડારવા માટે સજ્જનતા અતિ ઉપયોગી છે; તે જ રીતે વિષય અને કષાય પર વિજય મેળવવા માટે શ્રી જિનેશ્વર દેવની ભક્તિ અપૂર્વ સાધન છે. શ્રી હરિભદ્રસૂરિએ ધર્મબિંદુનાં છઠ્ઠા અધ્યાયમાં જણાવ્યું છે કે:—

हृदि स्थिते च भगवति क्लिष्टकर्मविगम इति ।

હૃદયમાં ભગવાન વિરાજમાન થતાં સંસારમાં બાંધી રાખનાર ક્લિષ્ટ કર્મોનો નાશ થાય છે. મતલબ કે શ્રી જિનેશ્વર દેવનું સતત સ્મરણ, તેમના પ્રત્યેનું બહુમાન, તેમની અર્ચના અને તેમનું સ્તવન, મનુષ્યના હૃદયની મલિનતાને હાંકી કાઢી તેના સ્થાને શુભ ભાવના અને શુભ અધ્યવસાયોનાં પૂર વહાવે છે. શ્રી જિનેશ્વર દેવના વિરહસમયે તેમનું ચૈત્ય એટલે પ્રતિમા, બિંબ કે મૂર્તિનું સ્થાપન કરીને જાણે તે સાક્ષાત્ હોય તે રીતે આ સઘળી ક્રિયાઓ કરી શકાય છે કે જેનું અંતિમ પરિણામ અધ્યવસાયોની શુદ્ધિમાં આવે છે.

જિન-પ્રતિમા જિન-સારીખી એ ઉક્તિનું તાત્પર્ય એ છે કે—જે મુમુક્ષુ શ્રી જિનેશ્વર દેવની પ્રતિમાને સાક્ષાત્ જિનેશ્વર માનીને તેમના જીવન અને કથનનું સ્મરણ કરે છે, તથા તેમના ઉપદેશ માટે ઊંડો આદર ધરાવે છે, તેના હૃદયમાં અહિંસા અને વીતરાગતાનાં ઝરણાં પ્રબલ વેગથી વહેવા લાગે છે; પરિણામે તેનું

…રિત્ર ઉત્તરોત્તર નિર્મળતાને પ્રાપ્ત થતું જાય છે. બીજી રીતે કહીએ તો જિન-પ્રતિમા એ જૈનત્વની ભાવનાનું કેંદ્ર છે અને તેનાથી શોભતાં જિન-મંદિરો એ જૈન-સંસ્કૃતિનાં ઉત્તમ પ્રતીકો છે. તેથી વૈયક્તિક અને સામુદાયિક જીવનમાં ધર્મ-ભાવનાનું બીજારોપણ કરવા માટે તથા તેનો નિયમિત વિકાસ કરવા માટે મૂર્તિઓ અને મંદિરો એ સરલ, સરસ અને સચોટ ઉપાય છે.

જે ભૂમિમાં તીર્થંકર, ગણધર આદિ મહાપુરુષો જન્મ્યા હોય છે, પ્રવ્રજિત થયા હોય છે, વિચર્યા હોય છે, કેવલજ્ઞાન પામ્યા હોય છે કે નિર્વાણને પ્રાપ્ત થયા હોય છે; તે ભૂમિ અતિ પવિત્ર ગણાય છે. તેથી તેની સ્પર્શના સમ્યક્ત્વને નિર્મળ બનાવે છે. આ કારણે તીર્થોનું મહત્ત્વ પણ ઘણું મોટું છે. વળી મૂર્તિની ભવ્યતા, પ્રાચીનતા અને દેવાધિષ્ઠિતતાના કારણે પણ તીર્થોની મહત્તા અધિક ગણાય છે.

આ ચૈત્યવંદનનો પ્રારંભ ચોવીસે તીર્થંકરોની સામાન્ય સ્તુતિવડે કરવામાં આવ્યો છે,× જેમાં અષ્ટાપદ અને તેના પર બંધાયેલાં મંદિરો તથા તેની અંદર રહેલી મૂર્તિઓનો ઉલ્લેખ ખાસ ધ્યાન ખેંચે છે. સમસ્ત જૈન-તીર્થોમાં આ તીર્થની મહત્તા ઘણી જ છે. તેનું સ્થાન સહુથી પહેલું આવે છે, કારણ કે ત્યાં યુગાદિદેવ શ્રી ઋષભદેવ ભગવાનનું નિર્વાણ થયેલું છે અને ત્યાં જ ભરતખંડના પ્રથમ-ચક્રવર્તી ભરતમહારાજાએ એક માસનું અનશન કરીને સિદ્ધિ-ગતિને સાધેલી છે.*

ચોવીસ તીર્થંકરોની સામાન્ય સ્તુતિ કર્યા પછી ચૈત્યવંદનની બીજી ગાથામાં તીર્થંકરો કઈ ભૂમિમાં જન્મે છે, તેમનું સંઘયણ કેવું હોય છે, તેમની ઉત્કૃષ્ટ અને જઘન્ય સંખ્યા કેટલી હોય છે તથા તે સમયે કેવલજ્ઞાની તથા સામાન્ય સાધુ કેટલા હોય છે, તેનું વર્ણન કરેલું છે. ચૈત્યવંદનકાર જણાવે છે કે શ્રી તીર્થંકરદેવો કર્મભૂમિમાં જ જન્મે છે કે જ્યાં અસિ એટલે તલવારનો વ્યવહાર, મસિ એટલે શાહીનો ઉપયોગ અને કૃષિ એટલે ખેતીવાડી આદિ

---

× વિક્રમ સંવત ૧૧૪૧ માં કર્ણદેવના રાજ્યમાં અણહિલવાડ પાટણમાં વડ્ (બૃહદ્) ગચ્છીય શ્રી નેમિચંદ્રસૂરિએ પ્રાકૃત ભાષામાં મહાવીર-ચરિયંની રચના કરી છે. તેની ગાથા ૨૦-૬૩ માં જણાવ્યું છે કે શ્રેણિક રાજાએ દેવાલયમાં જિનને નમન કરીને સ્તુતિ કરી હતી. આ સ્તુતિનો પ્રારંભ નીચે પ્રમાણે છે :—

जगचिंतामणि ! जगह नाह ! जगगुरु ! जगरक्खण !<br>
जगबंधव ! जगसत्थवाह ! जगभाववियक्खण ! ॥<br>
जय जय जिणवर वद्धमाण ! सरणागयवच्छल !<br>
जय करुणारस-सुहनिहाण ! भवतारणपच्चल ! ॥

* જુઓ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્ર.

ચરિત્ર ઉત્તરોત્તર નિર્મળતાને પ્રાપ્ત થતું જાય છે. બીજી રીતે કહીએ તો જિન-પ્રતિમા એ જૈનત્વની ભાવનાનું કેંદ્ર છે અને તેનાથી શોભતાં જિન-મંદિરો એ જૈન-સંસ્કૃતિનાં ઉત્તમ પ્રતીકો છે. તેથી વૈયક્તિક અને સામુદાયિક જીવનમાં ધર્મ-ભાવનાનું બીજારોપણ કરવા માટે તથા તેનો નિયમિત વિકાસ કરવા માટે મૂર્તિઓ અને મંદિરો એ સરલ, સરસ અને સચોટ ઉપાય છે.

જે ભૂમિમાં તીર્થંકર, ગણધર આદિ મહાપુરુષો જન્મ્યા હોય છે, પ્રવ્રજિત થયા હોય છે, વિચર્યા હોય છે, કેવલજ્ઞાન પામ્યા હોય છે કે નિર્વાણને પ્રાપ્ત થયા હોય છે; તે ભૂમિ અતિ પવિત્ર ગણાય છે. તેથી તેની સ્પર્શના સમ્યક્ત્વને નિર્મળ બનાવે છે. આ કારણે તીર્થોનું મહત્ત્વ પણ ઘણું મોટું છે. વળી મૂર્તિની ભવ્યતા, પ્રાચીનતા અને દેવાધિષ્ઠિતતાના કારણે પણ તીર્થોની મહત્તા અધિક ગણાય છે.

આ રીતે જિન-પ્રતિમા, જિન-મંદિર અને જૈન-તીર્થો એ ત્રણે સંસાર તરવાનાં અપૂર્વ સાધનો છે કે જેનો સામાન્ય નિર્દેશ ચૈત્ય વડે જ થાય છે. આવાં ચૈત્યોને વંદન કરવું, તે ચૈત્યવંદના કહેવાય છે, પ્રસ્તુત સૂત્રની યોજના તે માટે થયેલી છે.

શ્રી નેમિનાથનાં દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ—એ ત્રણ કલ્યાણકો થયેલાં છે.

[૩] ત્રીજું નામ સત્યપુર એટલે સાચોરના મહાવીરનું આવે છે કે જેનો પ્રભાવ વીરનિર્વાણ સંવત્ ૬૭૦ થી લઈને વી. નિ. સં. ૧૮૩૭ (વિક્રમસંવત્ ૧૩૬૭) સુધી એટલે લગભગ ૧૧૬૭ વર્ષ–પર્યંત અસ્ખલિત રીતે ચાલેલો છે. ખાસ કરીને બ્રહ્મશાંતિ યક્ષના સાન્નિધ્યને લીધે તે એક મહાન્ ચમત્કારિક તીર્થ ગણાતું હતું. કેટલીક પોથીઓમાં આ સ્થળે મોઢેરાનો ઉલ્લેખ આવે છે કે જે એક કાળે વીરપ્રભુના મહાન્ તીર્થ તરીકે વિખ્યાત હતું, અને જ્યાં બપ્પભટ્ટિસૂરિ જેવા મહાન પ્રભાવક આચાર્ય વિદ્યાબળે નિત્ય દર્શન કરવાને માટે આવતા હતા. શ્રી જિનપ્રભસૂરિએ આ વાતની ખાસ નોંધ મથુરા–કલ્પમાં કરેલી છે.

[૪] ચોથું નામ ભરુચ્ચનું આવે છે કે જે મુનિસુવ્રત-સ્વામીના તીર્થ તરીકે લાંબા સમય સુધી વિખ્યાત હતું. અહીંનો શકુનિકા–વિહાર દેશ–વિદેશમાં પ્રખ્યાતિ પામ્યો હતો. તેણે જૈનધર્મની યશોગાથા લાંબા સમય સુધી અસ્ખલિત રીતે ગાઈ હતી.

[૫] પાંચમું નામ મથુરાનું આવે છે કે જે એક કાળે નિર્ગ્રંથ–સંસ્કૃતિનું મહાન્ કેન્દ્ર હતું. દેવોએ ત્યાં સુપાર્શ્વનાથ અને પાર્શ્વનાથ પ્રભુના દિવ્ય સ્તૂપો ઉભા કર્યા હતા તથા માનવ-ભક્તોએ પણ અનેક સ્તૂપો અને ગગનચુંબી ભવ્ય જિન-પ્રાસાદોની રચના કરી હતી. વીર–નિર્વાણની ચૌદમી સદીમાં (વિક્રમની નવમી સદીમાં) યુગ–પ્રભાવક આચાર્ય શ્રી બપ્પભટ્ટિસૂરિએ આ તીર્થનો ઉદ્ધાર કરીને શ્રી વીરભગવાનના બિંબની પ્રતિષ્ઠા કરી હતી તથા શ્રી પાર્શ્વનાથ ભગવાનની પૂજા પ્રવર્ત્તાવી હતી.

કર્મો પ્રચલિત છે. આવી ભૂમિઓ મનુષ્યક્ષેત્રમાં એટલે અઢી-દ્વીપમાં કુલ પંદર છે; પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ. આ સિવાય અન્ય ભૂમિઓ ત્રીસ છે કે જ્યાં માત્ર યુગલિક-ધર્મ પ્રવર્તી રહ્યો છે, અર્થાત્ ત્યાં મોક્ષ-માર્ગની સાધના નથી, તેથી તે ભૂમિઓ અકર્મભૂમિ કહેવાય છે.

કર્મભૂમિઓના નાના નાના ભાગો વિજય કહેવાય છે. આવા એક વિજયમાં એક વખતે એક તીર્થંકરથી વધારે હોતા નથી, એટલે તેમની ઉત્કૃષ્ટ સંખ્યા ૧૭૦ ની ગણાય છે કે જે સંખ્યા શ્રી અજિતનાથ ભગવાનના સમયમાં હતી. આજે અઢીદ્વીપની, અંદર બધા મળીને ૨૦ જિનો વિહરમાણ છે, જેમાં ૪ જંબૂ-દ્વીપમાં, ૮ ધાતકીખંડમાં અને ૮ અર્ધપુષ્કરવરદ્વીપમાં છે. આ તીર્થંકરોનાં નામો તથા તે અંગેની વિશેષ માહિતી જો કે ઉપલબ્ધ આગમોમાં મળતી નથી, પરંતુ તે હકીકત આચાર્યોની શુદ્ધ પરંપરાથી એકસરખી ચાલી આવે છે, અને તેનો ઉલ્લેખ પાછળના માન્ય ગ્રંથોમાં જણાય છે. દાખલા તરીકે સીમંધરસ્વામીનું નામ કાલક-કથામાં તથા આર્યરક્ષિતસૂરિની જીવન-કથામાં નિગોદ-વ્યાખ્યાન પ્રસંગે આવે છે અને બીજાં નામો આવશ્યક-ચૂર્ણિ વગેરે ગ્રંથોમાં જણાય છે. તીર્થંકરોની આ ગણના સાથે ચૈત્યવંદનકારે કેવલજ્ઞાનીઓ તથા મુનિઓની ઉત્કૃષ્ટ અને જઘન્ય સંખ્યા પણ જણાવી તેની સ્તુતિ કરેલી છે.

ચૈત્યવંદનના ત્રીજા પદ્યમાં પ્રસિદ્ધ તીર્થોનો ઉલ્લેખ કરી ત્યાં વિરાજતા મૂળનાયકોને વંદના કરવામાં આવી છે. આ નામાવલિમાં [૧] પ્રથમ નામ શ્રી શત્રુંજયનું છે કે જેના પર વિરાજી રહેલા યુગાદિદેવનો મહિમા આજે પણ દિગંતમાં ગાજી રહ્યો છે.

[૨] બીજું નામ ઉજ્જયંતગિરિ એટલે રૈવતાચળ કે ગિરનારનું છે કે જ્યાં બાલબ્રહ્મચારી યદુકુલતિલક ભગવાન્

છેવટે જગણ હોય છે, ત્યારે આ છંદમાં છેવટે ભગણ છે, એટલે તેનું સ્વરૂપ જુદું છે.

બીજું અને ત્રીજું પદ્ય વસ્તુ છંદમાં છે. આ છંદમાં પ્રથમ પંક્તિ ૨૨ માત્રાની હોય છે અને તેમાં ૭, ૭ અને ૮ માત્રાએ યતિ હોય છે. પછી એક ઉપગીતિ અને એક દોહરો છે. વિ. સં ૧૨૪૧ માં કવીશ્વર શ્રી શાલિભદ્રસૂરિએ રચેલા ભરત–બાહુબલિ–રાસમાં આ છંદ આવી રીતે જ વપરાયેલો છે.

## (૭) પ્રકીર્ણક

શ્રી તરુણપ્રભસૂરિએ વિ. સં. ૧૪૧૧ માં રચેલા ષડાવશ્યક–બાલાવબોધમાં આ સૂત્રનો ઉલ્લેખ પ્રભાતમાં માંગલિક તરીકે બોલવાના નમસ્કાર તરીકે મળે છે—**एतलइ रात्रिप्रतिक्रमण हुअउं. तउ पाछइ कम्मभूमिहिं, पढम–संघयणि**–ઇત્યાદિ નમસ્કાર, શ્રી ઋષભ–વર્દ્ધમાનક ઇત્યાદિ સ્તવન, પ્રતિલેખનાદિક–કુલક (અટ્ઠાવયંમિ ઉસહો ઇત્યાદિ પ્રભાત માંગલિક ભાવના–કુલક પૃષ્ઠ ૪૮). આ નમસ્કાર, પોથી ૨, ૫ અને ૬ માં **कम्मभूमिहिं कम्मभूमिहिं, जग–चिंतामणि जगह नाह** અને **जं किंचि नामतित्थं** એ ત્રણ ગાથાઓવાળો આપેલો છે. વિ. સં ૧૬૭૮ માં લખાયેલી પોથી ૧૧ માં આ પાઠ છ ગાથાવાળો નજરે પડે છે. વિ. સં. ૧૭૫૧ માં શ્રી જિનવિજયજીએ રચેલા ષડાવશ્યક–બાલાવબોધમાં સિદ્ધસ્તવની **चत्तारि अट्ठ दस दो अ** ગાથાના વિવરણ–પ્રસંગે જણાવ્યું છે કે : શ્રી ગૌતમસ્વામી જ્યારે અષ્ટાપદ–

જૈન ધર્મના અનેક નામાંકિત નર-નારીઓનાં નામો આ નગરી સાથે જોડાયેલાં છે તથા નિર્ગ્રંથ-સમુદાયને એકઠો કરીને જૈનાગમોને સંકલિત તથા વ્યવસ્થિત કરવાનો પ્રયાસ આર્ય-સ્કંદિલાચાર્યે આ જ નગરીમાં કર્યો હતો, તેથી પણ આ મથુરાતીર્થનું નામ ચિરંજીવ થયેલું છે. ત્યાં રહેલા સ્તૂપો અને મંદિરોના ભવ્ય અવશેષો એ પુરાણકાળની પવિત્ર યાદ આપે છે અને પ્રત્યેક જૈનને પુનઃ એક વાર સમસ્ત જગતમાં આર્હત-ધર્મની ઉદ્ઘોષણા કરવાનું મૂક ઉદ્બોધન કરે છે.

આ રીતે પંચતીર્થીના અધિનાયકોને વંદન કર્યા પછી મહાવિદેહક્ષેત્રમાં વિચરતા જિનોને તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળને આશ્રીને ચાર દિશા અને ચાર વિદિશામાં જે કોઈ તીર્થંકરો થયા હોય, થવાના હોય કે વર્તમાનમાં વિદ્યમાન હોય, તેમને વંદના કરવામાં આવી છે.

ચૈત્યવંદનના ચોથા પદ્યમાં શાશ્વત-ચૈત્યોની સંખ્યા ગણાવીને તેને વંદના કરવામાં આવી છે તથા પાંચમા પદ્યમાં તે જ મુજબ શાશ્વત-બિંબોની સંખ્યા ગણાવીને તેને ભક્તિભાવથી પ્રણામ કરવામાં આવ્યા છે.

આ ચૈત્યવંદનમાં પ્રાતઃસ્મરણીય તીર્થંકર દેવોના ગુણગાન કરીને તેમનાં બિંબો, ચૈત્યો તથા તીર્થોને ભક્તિભાવથી વંદન કરવામાં આવ્યું છે.

આ સૂત્રના છંદો સંબંધી જણાવવાનું કે-વાગ્વલ્લભ, છંદશાસ્ત્ર અને વૃત્તમૌક્તિક આદિ ગ્રંથોના અભિપ્રાયથી કશા નિયમ વિના માત્ર ૨૪ માત્રા લાગવાથી રોલા કે રોડા છંદ બને છે, એટલે પ્રથમ પદ્યનો છંદ રોલા જણાવેલો છે. ગુપ્ત અને શોભના છંદની માફક આ છંદમાં ૧૪ માત્રા તથા ૧૦ માત્રાએ યતિ આવે છે, પણ ગુપ્ત છંદમાં છેવટે નગણ હોય છે અને શોભના છંદમાં



# १३ तित्थवंदण-सुत्तं

## [तीर्थवन्दन-सूत्रम्]

## જં કિંચિ-સૂત્ર

*

(ગાથા)

जं किंचि नाम तित्थं, सग्गे पायालि माणुसे लोए ।
जाइं जिणबिंबाइं, ताइं सव्वाइं वंदामि ॥ १ ॥*

(૨) સંસ્કૃત છાયા

यत् किंचित् नाम तीर्थं, स्वर्गे पाताले मानुषे लोके ।
यानि जिनबिम्बानि, तानि सर्वाणि वन्दे ॥ १ ॥

---

* આ ગાથાને હાલ જુદા સૂત્ર તરીકે ગણવામાં આવે છે, પરંતુ પ્રાચીન પોથીઓ—ક્રમાંક ૧૧, ૧૯, ૨૩, ૨૫ વગેરેમાં જગચિંતામણિ ચૈત્ય-વંદનની છઠ્ઠી ગાથા તરીકે જોવાય છે.

પર્વત પર વંદન કરવા ગયા, ત્યારે તેમણે આ ગાથામાં જણાવેલા ક્રમ પ્રમાણે જિન-બિંબોને જગચ્ચિંતામણિની બે ગાથા વડે ચૈત્યવંદન કર્યું હતું. કવિરાજ શ્રી પદ્મવિજયજી મહારાજ, જેઓ વિ. ની ઓગણીસમી સદીના પ્રારંભમાં વિદ્યમાન હતા, તેમણે અષ્ટાપદના સ્તવનમાં જગચ્ચિંતામણિ તિહાં કર્યું, મારા વહાલાજી રે એવો નિર્દેશ કરેલો છે.



ભવનવાસી, વાનવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક. તેમાં ભવનવાસીના દસ પ્રકારો છે, વાનવ્યંતરના આઠ પ્રકારો છે, જ્યોતિષીના પાંચ પ્રકારો છે અને વૈમાનિકના બે પ્રકારે છે.

આ દેવો પૈકી વૈમાનિક દેવોનું નિવાસ-સ્થાન જે ઊર્ધ્વ-લોકમાં આવેલું છે, તે સ્વર્ગ કહેવાય છે.*

**पायालि**-[ **पाताले** ]—પાતાલમાં, ભવનપતિના આવાસોમાં.

પાતાલ શબ્દનો અર્થ વૈદિક-પરંપરા મુજબ પૃથ્વીની નીચેનું સાતમું તલ થાય છે, પણ અન્ય સાહિત્યમાં પૃથ્વી નીચેનો કોઈ પણ ભાગ દર્શાવવા માટે તે વપરાય છે. અહીં પાતાલ શબ્દ તે જ રીતે વપરાયેલો છે. એનો અર્થ પૃથ્વીની નીચે વ્યંતર અને વાનવ્યંતરના આવાસોની પછી તથા ઘમ્મા, વંસા વગેરે સાત નરકોની ઉપર આવેલા ભવનપતિના આવાસો થાય છે, કારણ કે શાશ્વત બિંબો ત્યાં જ હોય છે.

**पायाल** શબ્દનું અપભ્રંશ ભાષામાં સપ્તમીનું એકવચન **पायालि** થાય છે.

**माणुसे लोए**-[ **मानुषे लोके** ]-મનુષ્યલોકમાં, તિર્યગ્ લોકમાં.

મનુષ્યલોકનો અર્થ અહીં કેવળ અઢીદ્વીપ જ નહિ, પણ સામાન્ય રીતે તિર્યગ્-લોક સમજવાનો છે, કારણ કે નંદીશ્વર વગેરે દ્વીપો કે જ્યાં શાશ્વતી પ્રતિમાઓ આવેલી છે, તેને પણ અહીં ગ્રહણ કરવાની છે.

**जाइं**-[ **यानि** ]—જેટલાં.

**जिणबिंबाइं**-[ **जिनबिम्बानि** ]—જિન-બિંબો, જિનેશ્વરની પ્રતિમાઓ, જિનેશ્વરની મૂર્તિઓ.

---

* વિશેષ વિગત માટે જુઓ તત્ત્વાર્થસૂત્ર અ. ૪.

### (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**जं**-[ यत् ]—જે.

**किं-चि**-[ किञ्चित् ]—કોઈ.

**नाम**-[ नाम ]—વાક્યાલંકાર.

આ શબ્દ જ્યારે અવ્યય તરીકે વપરાય છે, ત્યારે વાક્યાલંકાર, સંભાવના કે સંબોધન સૂચવે છે, તેમાંથી અહીં વાક્યાલંકારમાં વપરાયેલ છે.

**तित्थं**-[ तीर्थम् ]—તીર્થ.

**તીર્થ**—શબ્દના વિશેષ અર્થ માટે જુઓ સૂત્ર.

**सग्गे**-[ स्वर्गे ]—સ્વર્ગમાં, દેવલોકમાં.

સ્વર્ગ—સૌધર્માદિ દેવોનાં નિવાસ-સ્થાન દેવલોક.

*દેવલોક સંબંધમાં ભગવતીસૂત્રના ૫મા શતકના ૯ મા ઉદ્દેશામાં કહ્યું છે કે:—

कइविहा णं भंते ! देवलोगा पणत्ता ? गोयमा ! चउव्विहा देवलोगा पण्णत्ता । तं जहा-भवणवासी, वाणमंतरा, जोइसिया, वेमाणिया । भेएणं भवणवासी दसविहा, वाणमंतरा अट्ठविहा, जोइसिया पंचविहा, वेमाणिया दुविहा ।

હે ભગવન્! દેવલોક કેટલા પ્રકારના કહેલા છે? હે ગૌતમ! દેવલોક ચાર પ્રકારના કહેલા છે, આ મુજબ:—

---

* જુઓ—જ્ઞાત૦ ૫-૮; ભગ૦ ૧-૭; ૫-૪; ઔપ૦ ૩૮.

अट्ठावयमुज्जिंते, गयग्गपय—धम्मचक्के य ।
पास—रहावत्तं चिय, चमरुप्पायं च वंदामि ॥

ભાવાર્થ:–અષ્ટાપદ, ઉજ્જયંત ( ગિરનાર–ગિરિ ), ગજાગ્રપદ ( દશાર્ણકૂટ–જે બુંદેલખંડમાં આવેલું છે ), ધર્મચક્ર ( તક્ષશિલા ), પાર્શ્વતીર્થ ( અહિચ્છત્રા–તીર્થ ), રથાવર્ત ( વિદિશામાં આવેલું કુંજરાવર્ત–પર્વત–પ્રદેશ ) અને ચમરોત્પાત સ્થળ ( ચમરેન્દ્રે ઉત્પાત કરતાં સૌધર્મેન્દ્રના ભયથી બચવા તેણે જે સ્થળમાં રહેલા શ્રી વર્ધમાનસ્વામીનું શરણ સ્વીકાર્યું હતું તેનું સ્મારક–સ્થાન ) ને હું વંદન કરું છું.

જિનદાસગણિ મહત્તરે શક સંવત્ ૫૯૮ વિક્રમ સંવત્ ૭૩૩ લગભગમાં રચેલી નિશીથ–ચૂર્ણિ ( પત્ર ૨૪૩ ) માં પણ કેટલાંક પ્રાચીન તીર્થોનો પ્રાસંગિક ઉલ્લેખ જોવામાં આવે છે:—

उत्तरावहे धम्मचक्कं, मथु(हु)राए देव णिम्मिओ थूभो।
कोसलाए जियंतसामि-पडिमा, तित्थकराणं वा जम्मभूमीओ ॥

ઉત્તરાપથમાં ધર્મચક્ર, મથુરામાં દેવે રચેલ સ્તૂપ, કોશલા ( અયોધ્યા ) માં જીવંતસ્વામીની પ્રતિમા, તથા તીર્થંકરોની જન્મભૂમિઓ.

ઉપર્યુક્ત ઉલ્લેખો પરથી પ્રાચીન સમયનાં કેટલાંક તીર્થોની નામાવલી આ રીતે થાય છે:—

(૧) અષ્ટાપદ, (૨) ઉજ્જયંતગિરિ (ગિરનાર), (૩) ગજાગ્રપદ ( દશાર્ણકૂટ પર્વત બુંદેલખંડ ), (૪) ધર્મચક્ર ( તક્ષશિલા ), (૫) પાર્શ્વતીર્થ ( અહિચ્છત્રા નગરી ), ( ૬) રથાવર્ત ( વિદિશામાં આવેલા કુંજરાવર્ત પર્વતની પાસેનો એક પહાડ ), (૭) મથુરા,

બિંબ શબ્દનો સામાન્ય અર્થ પ્રતિછાયા કે પ્રતિબિંબ થાય છે. તેના પરથી પ્રતિકૃતિ અથવા પ્રતિમાને પણ બિંબ શબ્દથી ઓળખવામાં આવે છે. તે સંબંધમાં શ્રી હરિભદ્રસૂરિએ પંચાશકમાં કહ્યું છે કે:—

गुण-पगरिसो जिणा खलु, तेसिं बिंबस्स दंसणं पि सुहं ।
कारावणेण तस्स उ, अणुग्गहो अत्तणो परमो ॥

શ્રી જિનેશ્વરદેવો ગુણોના પ્રકર્ષરૂપ છે, એટલે તેમનાં બિંબનું (પ્રતિમાનું) દર્શન પણ શુભ છે, સુખ કરનારું છે, તે (જિનબિંબ) નું નિર્માણ કરાવવાથી આપણા આત્મા ઉપર મોટો ઉપકાર થાય છે.

**ताइं**–[ **तानि** ]—તે.

**सव्वाइं**–[ **सर्वाणि** ]—સર્વેને

**वंदामि**–[ **वन्दे** ]—હું વંદું છું.

## (૪) તાત્પર્યાર્થ

**तित्थवंदण-सुत्तं**—આ સૂત્રમાં સર્વે તીર્થોને વંદન કરેલું હોવાથી તે તિત્થ-વંદણ-સુત્ત કહેવાય છે. પ્રથમનાં બે પદો પરથી તેનો વ્યવહાર જં કિંચિ સૂત્ર તરીકે પણ થાય છે.

**तित्थं**—તીર્થ.

(જિનાગમોમાં દેવલોકમાં રહેલી જિનપ્રતિમાઓ, તીર્થંકરોની નિર્વાણભૂમિ પર બંધાયેલા સ્તૂપો અને નંદીશ્વરદ્વીપમાં રહેલાં શાશ્વત-બિંબોની ભક્તિપૂજાના ઉલ્લેખો મળે છે.

આચારાંગ-(સૂત્ર-૨. અ. ૩) ની નિર્યુક્તિની નીચે જણાવેલી ગાથા કેટલાંક પ્રાચીન તીર્થોનું સૂચન કરે છે:—

આ સિવાય નાનાં નાનાં તીર્થો ઘણાં છે, જેનો પરિચય વિવિધ-તીર્થમાળા વગેરેમાં આપેલો છે.

## (૫) અર્થ-સંકલના

સ્વર્ગ, પાતાળ અને મનુષ્યલોકમાં જે કોઈ તીર્થો હોય અને જે જે જિનબિંબો હોય, તે સર્વેને હું વંદન કરું છું.

## (૬) સૂત્ર-પરિચય

આ સૂત્રમાં ત્રણ લોકમાં રહેલાં સઘળાં તીર્થો અને સઘળાં બિંબોને અભિવાદન કરવામાં આવ્યું છે.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્ર પોથી ૨, ૩, ૪, ૫, ૬ વગેરેમાં ચૈત્યવંદનના અધિકારમાં જોવાય છે.

(૮) કોશલા (અયોધ્યા) અને (૯) તીર્થંકરોની જન્મભૂમિઓ એટલે નીચેની નગરીઓ :—

અયોધ્યા, શ્રાવસ્તી, કૌશાંબી, કાશી, ચંદ્રપુરી, કાકંદી, ભદ્દિલપુર, સિંહપુર, ચંપાનગરી, કાંપિલ્યપુર, રત્નપુર, હસ્તિનાપુર, મિથિલા, રાજગૃહ, શૌર્ય(રિ)પુર અને ક્ષત્રિયકુંડ.

(કેટલાક તીર્થંકરો એક જ નગરમાં જન્મેલા હોવાથી નગરીઓની સંખ્યા ૧૬ ની છે.)

આજનાં પ્રસિદ્ધ જૈનતીર્થો નીચે મુજબ ગણાય છે :—

**સૌરાષ્ટ્રમાં**—શત્રુંજય, ગિરનાર, તાલધ્વજ (તલાજા), કદંબગિરિ, અજાહરા પાર્શ્વનાથ (ઊના-દેલવાડા) વગેરે.

**કચ્છમાં**—ભદ્રેશ્વર વગેરે.

**ગુજરાતમાં**—(ઉત્તરમાં) શંખેશ્વર, સેરીસા, પાનસર, ભોયણી, તારંગા, (દક્ષિણમાં) કાવી, ગાંધાર, સ્તંભન-પાર્શ્વનાથ (ખંભાત), ઝઘડિયાજી (નર્મદા-તટે) વગેરે.

**રાજસ્થાનમાં**—(મારવાડ, મેવાડ) માં—આબૂ, કુંભારિયા, બામણવાડા, રાણકપુર, ફલોધિ, કેસરિયાજી, સાચોર વગેરે.

**મધ્યપ્રદેશમાં**-(માલવા, બુંદેલખંડ)માં-માંડવગઢ, અંતરિક્ષજી, મક્ષીજી, ઉજ્જૈન, ભોપાવર વગેરે.

**ઉત્તર પ્રદેશમાં**—હસ્તિનાપુર, મથુરા, પ્રયાગ (અલ્લાહાબાદ), બનારસ, અયોધ્યા, સેટમેટકા કિલ્લા (શ્રાવસ્તી) વગેરે.

**બિહારમાં**—રાજગૃહ, પાવાપુરી, ક્ષત્રિયકુંડ, કાકંદી, ચંપાપુરી, સંમેતશિખર વગેરે.

**આંધ્ર-રાજ્યમાં**—(તેલંગણ)માં કુલપાકજી (માણિક્યપ્રભુ), ભાંડકજી વગેરે.

अभय-दयाणं चक्खु-दयाणं मग्ग-दयाणं सरण-दयाणं
बोहि-दयाणं ॥ ५ ॥

धम्म-दयाणं धम्म-देसयाणं धम्म-नायगाणं धम्म-
सारहीणं धम्म-वर-चाउरंत-चक्कवट्टीणं[६] ॥ ६ ॥

अप्पडिहय वर-नाण-दंसण-धराणं वियट्ट-छउमाणं ॥ ७ ॥

जिणाणं जावयाणं तिन्नाणं तारयाणं बुद्धाणं बोहयाणं
मुत्ताणं मोअगाणं ॥ ८ ॥

सव्वन्नूणं सव्व-दरिसीणं सिवमयलमरुयमणंतमक्खय-
मव्वाबाहमपुणरावित्ति[७], सिद्धिगइनामधेयं ठाणं संपत्ताणं,
नमो जिणाणं जिअ-भयाणं ॥ ९ ॥

जे अ अईआ सिद्धा, जे अ भविस्संति णागए काले ।×
संपइ अ वट्टमाणा, सव्वे तिविहेण वंदामि ॥ १ ॥

---

૬ આ પદ પછી કલ્પસૂત્રમાં નીચે જણાવેલાં પદોઆવે છે:—
दीवो ताणं सरणं गई पइट्ठा ।

૭ अपुणरावत्तियं પાઠ-ભેદ.

૮-૯ સમવાયાંગસૂત્ર, જીવાભિગમસૂત્ર અને રાજપ્રશ્નીયસૂત્રમાં આ બે પદો જણાતાં નથી.

૧૦ કલ્પસૂત્ર, જીવાજીવાભિગમસૂત્ર, રાજપ્રશ્નીયયસૂત્ર વગેરે સૂત્રોમાં, તથા ચૈત્યવંદનસૂત્રની હરિભદ્રસૂરિએ રચેલી વૃત્તિ વગેરેમાં જ્યાં આ શક્રસ્તવ (નમો ત્થુ ણં) પાઠ દર્શાવ્યો છે, ત્યાં આ ગાથા જોવામાં આવતી નથી.

× આ ગાથા 'ગાહા' છંદમાં છે.



# १४ सक्कत्थओ

## [ प्रणिपातदण्डक-सूत्रम् ]

## નમો ત્થુ ણં-સૂત્ર

*

### (૧) મૂલ પાઠ*

नमोऽत्थु[1] णं अरिहंताणं[2] भगवंताणं ॥ १ ॥
आइगराणं[3] तित्थयराणं[4] सयं-संबुद्धाणं ॥ २ ॥
पुरिसुत्तमाणं पुरिस-सीहाणं पुरिस-वर-पुंडरीआणं
पुरिस-वरगन्धहत्थीणं ॥ ३ ॥
लोगुत्तमाणं लोग-नाहाणं लोग-हिआणं लोग-पईवाणं
लोग-पज्जोअगराणं ॥ ४ ॥

---

* મૂલ પાઠને નવ સંપદા અને એક ગાથામાં વ્યવસ્થિત કરવામાં આવ્યો છે.

૧ પાઠાંતર-१ नमुत्थु, २ अरहंताणं, ३ आदिगराणं, ४ तित्थगराणं, ५ तित्थयराणं. પછી કલ્પસૂત્રમાં તથા સમવાયાંગસૂત્રમાં जीवदयाणं પદ આવે છે.

अभयदेभ्यः चक्षुर्देभ्यः मार्गदेभ्यः शरणदेभ्यः
बोधिदेभ्यः ॥ ५ ॥

धर्मदेभ्यः धर्म–देशकेभ्यः धर्म–नायकेभ्यः धर्म-सारथिभ्यः
धर्म–वर–चतुरन्तचक्रवर्तिभ्यः ॥ ६ ॥

अप्रतिहत-वर–ज्ञान-दर्शन–धरेभ्यः व्यावृत्त-च्छद्मभ्यः ॥ ७ ॥
जिनेभ्यः जापकेभ्यः तीर्णेभ्यः तारकेभ्यः बुद्धेभ्यः
बोधकेभ्यः मुक्तेभ्यः मोचकेभ्यः ॥ ८ ॥

सर्वज्ञेभ्यः सर्वदर्शिभ्यः शिवम् अचलम् अरुजम् अनन्तम्
अक्षयम् अव्याबाधम् अपुनरावृत्ति सिद्धिगतिनामधेयं स्थानं
संप्राप्तेभ्यः नमः जिनेभ्यः जित–भयेभ्यः ॥ ९ ॥

ये च अतीताः सिद्धाः, ये च भविष्यन्ति अनागते काले ।
सम्प्रति च वर्तमानाः, सर्वान् त्रिविधेन वन्दे ॥ १० ॥

---

શ્રી જિનચંદ્રસૂરિના શિષ્ય તરુણપ્રભસૂરિએ વિ. સં. ૧૪૧૧ માં રચેલી ષડાવશ્યક-વૃત્તિ(બાલાવબોધ)માં આ ગાથાના કર્તૃત્વ-સંબંધમાં મહત્ત્વની નોંધ કરી, તેને ઉમાસ્વાતિએ રચેલી જણાવી છે:—

अथानंतरु त्रिकालवर्ति-जिन-वंदना-निमित्त उमास्वाति-विरचित ए गाह कहइ जे [अ] ईआ सिद्धा. ( પોથી ૨, પત્ર ૧૧ )

સંવત ૧૪૬૮ માં શ્રી વર્દ્ધમાનસૂરિએ રચેલા આચારદિનકર ગ્રંથમાં આ ગાથાને ગીતાર્થ મુનિઓએ કહેલી જણાવી છે:—

**अग्रतो गाथा च गीतार्थमुनिभिः प्रोक्ता कथ्यते ।**

(૨) સંસ્કૃત છાયા

नमोऽस्तु अर्हद्भ्यः भगवद्भ्यः ॥ १ ॥

आदिकरेभ्यः तीर्थकरेभ्यः स्वयं-सम्बुद्धेभ्यः ॥ २ ॥

पुरुषोत्तमेभ्यः पुरुष-सिंहेभ्यः पुरुष-वरपुण्डरीकेभ्यः
पुरुष वरगन्धहस्तिभ्यः ॥ ३ ॥

लोकोत्तमेभ्यः लोक-नाथेभ्यः लोक-हितेभ्यः
लोक-प्रदीपेभ्यः लोक-प्रद्योतकरेभ्यः ॥ ४ ॥

---

શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના ત્રીજા પ્રકાશના સ્વોપજ્ઞ વિવરણમાં (પૃ. ૨૨૩ માં) આ સંબંધમાં જણાવ્યું છે કે-પ્રણિપાત-દંડક પછી અતીત, અનાગત અને વર્તમાન જિનોને વંદન કરવા માટે કેટલાક આ ગાથાને બોલે છે :—

प्रणिपातदण्डकानन्तरं चातीतानागत-वर्तमान-जिनवन्दनार्थं केचिदेतां गाथां पठन्ति ॥

શ્રી જિનદત્તસૂરિએ રચેલ ચૈત્યવંદનકુલકની વૃત્તિ, જે શ્રી જિનકુશલ-સૂરિએ સં. ૧૩૮૩ માં વાગ્ભટમેરુ (બાહડમેર) પુરમાં રચેલી છે, તેના પૃ. ૬૩ માં આ ગાથાના સંબંધમાં જણાવ્યું છે કે:—

**ततो 'जे अईया सिद्धा' इति गाथामनागमिकीमपि पूर्वश्रुतधर-विरचितामिति पदे पदे व्यवतिष्ठन् पठेत् ।**

**ભાવાર્થ:**—[શક્રસ્તવ પછી] જે અઇયા સિદ્ધા એ ગાથા આગમ-સંબંધિની ન હોવા છતાં પણ પૂર્વશ્રુતધરે રચેલી હોઇને પદે પદે વ્યવસ્થા કરતો તે ગાથાને બોલે.

**तित्थं पुण चाउवण्णे समणसंघे पढम-गणहरे वा**

**सयं संबुद्धाणं-[ स्वयं-सम्बुद्धेभ्यः ]**—સ્વયંજ્ઞાન પામેલા-ઓને. પોતાની મેળે બોધ પામેલાઓને.

**स्वयं**—પોતે. પોતાની મેળે. **संबुद्ध**—સમ્યક્ રીતે બોધ પામેલા. જેઓ પોતાની મેળે સમ્યક્ પ્રકારે બોધ પામેલા છે, તે સ્વયં-સંબુદ્ધ.

બોધ બે પ્રકારે થાય છે:-નિસર્ગથી અને અધિગમથી. તેમાં શ્રી તીર્થંકર દેવો નિસર્ગથી એટલે પોતાની મેળે જ બોધ પામનાર હોય છે. જો કે પૂર્વભવની અપેક્ષાએ ગુરુ આદિનો સંયોગ તેમને પણ નિમિત્તભૂત હોય છે, પરંતુ તીર્થંકરના ભવમાં તેઓને અન્યના ઉપદેશની અપેક્ષા હોતી નથી. **यद्यपि भवान्तरेषु तथाविधगुरुसन्निधानायत्तवुद्धास्तेऽभूवन्, तथापि तीर्थङ्कर-जन्मनि परोपदेशनिरपेक्षा एव बुद्धा :**-( યો. સ્વો. વૃ. પૃ. ૩૧૮.) અને તીર્થંકરના ભવમાં લોકાંતિક દેવો જે **भयवं! तित्थं पवत्तेह**-હે ભગવન્! તીર્થ પ્રવર્તાવો, એવા શબ્દો બોલે છે, તે કેવળ વૈતાલિક-વચનરૂપ છે, પણ ઉપદેશરૂપ નથી.

શ્રી તીર્થંકર દેવો તથા-ભવ્યત્વ આદિ સામગ્રીના પરિપાકથી આ મોહનિદ્રાથી પ્રસુપ્ત જગતમાં પારકાના ઉપદેશ વિના જીવાદિરૂપ તત્ત્વને અવિપરીતપણે જાણે છે.

**पुरिसुत्तमाणं-[ पुरुषोत्तमेभ्यः ]**—પુરુષોત્તમોને, પુરુષોમાં જેઓ ઉત્તમ છે, તેઓને.

**पुरि शेते पुरुषः**-શરીરમાં વાસ કરે, તે પુરુષ. તેમાં સહજ-તથાભવ્યત્વઆદિ ભાવથી પરોપકારઆદિ સદ્ગુણમાં અન્ય પુરુષો કરતાં શ્રેષ્ઠ, તે પુરુષોત્તમ. તે સંબંધી લલિતવિસ્તરામાં કહ્યું છે કે :—

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**नमो त्थु**–[ **नमः अस्तु** ]—નમસ્કાર હો.

**नमः** એ પૂજાને અર્થે વપરાતું નૈપાતિક પદ છે. તેની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૧.

**अस्तु**—હો.

**णं**—વાક્યાલંકાર તરીકે વપરાતો શબ્દ.

**अरिहंताणं**–[ **अर्हद्भ्यः** ]—અરિહંતોને.

અરિહંત–પદની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૧.

**भगवंताणं**–[ **भगवद्भ्यः** ]—ભગવંતોને.

ભગવંત શબ્દની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૬.

**आइगराणं**–[ **आदिकरेभ्यः** ]—આદિ કરનારાઓને, આદિ કરવામાં હેતુભૂત થનારાઓને. શ્રુતધર્મ કે દ્વાદશાંગીની આદિ કરનારાઓને.

આદિ કરનાર તે આદિકર. આદિ પદ અહીં શ્રુતધર્મ કે દ્વાદશાંગીની આદિનું સૂચન કરે છે. જો કે દ્વાદશાંગી કોઈ પણ કાલે ન હતી કે નથી કે નહિ હોય તેવું નથી, કારણ કે અર્થથી તે નિત્ય છે અને પ્રવાહથી તે અનાદિ છે; પરંતુ દરેક તીર્થંકરના સમયમાં તેની શબ્દ-રચના નવીન પ્રકારે થતી હોવાથી વ્યવહારનયની દૃષ્ટિએ તેની આદિ મનાય છે.

દ્વાદશાંગીની પ્રરૂપણા અર્થથી શ્રી તીર્થંકર દેવો કરે છે, જેને શ્રી ગણધર-ભગવંતો સૂત્રરૂપે ગૂંથે છે.

**तित्थयराणं**–[ **तीर्थकरेभ्यः** ]—તીર્થંકરોને, તીર્થંકરોને.

તીર્થને સ્થાપે, તીર્થને કરે, તે તીર્થંકર કે તીર્થકર. તીર્થ શબ્દ અહીં ચતુર્વિધ શ્રમણસંઘ કે પ્રથમ ગણધરના વિશિષ્ટ અર્થમાં ગ્રહણ કરવાનો છે. વિવાહ પણ્ણત્તિમાં કહ્યું છે કે :—

तित्थं पुण चाउवण्णे समणसंघे पढम-गणहरे वा

**सयं संबुद्धाणं**-[ **स्वयं-सम्बुद्धेभ्यः** ]—સ્વયંજ્ઞાન પામેલાઓને. પોતાની મેળે બોધ પામેલાઓને.

**स्वयं**—પોતે, પોતાની મેળે. **संबुद्ध**-સમ્યક્ રીતે બોધ પામેલા. જેઓ પોતાની મેળે સમ્યક્ પ્રકારે બોધ પામેલા છે, તે સ્વયં-સંબુદ્ધ.

બોધ બે પ્રકારે થાય છેઃ-નિસર્ગથી અને અધિગમથી. તેમાં શ્રી તીર્થંકર દેવો નિસર્ગથી એટલે પોતાની મેળે જ બોધ પામનાર હોય છે. જો કે પૂર્વભવની અપેક્ષાએ ગુરુ આદિનો સંયોગ તેમને પણ નિમિત્તભૂત હોય છે, પરંતુ તીર્થંકરના ભવમાં તેઓને અન્યના ઉપદેશની અપેક્ષા હોતી નથી. **यद्यपि भवान्तरेषु तथाविधगुरुसन्निधानायत्तबुद्धास्तेऽभूवन्, तथापि तीर्थङ्कर-जन्मनि परोपदेशनिरपेक्षा एव बुद्धा** :-( યો. સ્વો. વૃ. પૃ. ૩૧૮.) અને તીર્થંકરના ભવમાં લોકાંતિક દેવો જે **भयवं! तित्थं पवत्तेह**-હે ભગવન્! તીર્થ પ્રવર્તાવો, એવા શબ્દો બોલે છે, તે કેવળ વૈતાલિક-વચનરૂપ છે, પણ ઉપદેશરૂપ નથી.

શ્રી તીર્થંકર દેવો તથા-ભવ્યત્વ આદિ સામગ્રીના પરિપાકથી આ મોહનિદ્રાથી પ્રસુપ્ત જગતમાં પારકાના ઉપદેશ વિના જીવાદિરૂપ તત્ત્વને અવિપરીતપણે જાણે છે.

**पुरिसुत्तमाणं**-[ **पुरुषोत्तमेभ्यः** ]—પુરુષોત્તમોને, પુરુષોમાં જેઓ ઉત્તમ છે, તેઓને.

**पुरि शेते पुरुषः**-શરીરમાં વાસ કરે, તે પુરુષ. તેમાં સહજ-તથાભવ્યત્વઆદિ ભાવથી પરોપકારઆદિ સદ્ગુણમાં અન્ય પુરુષો કરતાં શ્રેષ્ઠ, તે પુરુષોત્તમ. તે સંબંધી લલિતવિસ્તરામાં કહ્યું છે કે :—

आकालमेते परार्थ-व्यसनिनः उपसर्जनीकृत-स्वार्थाः, उचित-क्रियावन्तः, अदीनभावाः, सफलारम्भिणः, अदृढानुशयाः, कृतज्ञता-पतयः, अनुपहत-चित्ताः, देव-गुरु-बहुमानिनः तथा गंभीरागशया इति।

શ્રી જિનેશ્વરદેવના આત્માઓ અનાદિકાળથી *આ સંસારમાં–

परार्थ-व्यसनिनः—પરોપકાર વ્યસનવાળા હોય છે.

उपसर्जनीकृत-स्वार्थाः—સ્વાર્થને ગૌણ કરનારા હોય છે.

उचितक्रियावन्तः—સર્વત્ર ઉચિત ક્રિયાને આચરનારા હોય છે.

अदीनभावाः—દીનતા વિનાના હોય છે.

सफलारम्भिणः—સફલ કાર્યનો જ આરંભ કરનારા હોય છે.

अदृढानुशयाः—અપકારીજન ઉપર પણ અત્યંત ક્રોધને ધારણ કરનારા હોતા નથી.

कृतज्ञता-पतयः—કૃતજ્ઞતા ગુણના સ્વામી હોય છે.

अनुपहत-चित्ताः—દુષ્ટ વૃત્તિઓથી નહિ હણાયેલા ચિત્તવાળા હોય છે.

देव-गुरु-बहुमानिनः—દેવ અને ગુરુનું બહુમાન કરનારા હોય છે.

गम्भीराशयाः—ગંભીર આશયને–ચિત્તના ભાવને ધારણ કરનારા હોય છે.

* સ્વરૂપ-યોગ્યતા રૂપે પણ ફલોપધાયકતા–રૂપે નહિ. સ્વરૂપ–યોગ્યતા એટલે કારણ–સત્તા અને ફલોપધાયકતા એટલે કાર્ય–સત્તા. કારણરૂપે અસ્તિત્વ અનાદિ–કાળથી હોય છે, અને કાર્યરૂપે અસ્તિત્વ જ્યારે સહકારિસામગ્રી મળે, ત્યારે આવે છે.

**लोग-नाहाणं**-[ **लोक-नाथेभ्यः** ]—લોક-નાથોને.

લોકના નાથ તે લોકનાથ. લોક-શબ્દથી અહીં રાગાદિ ઉપદ્રવોથી રક્ષણીય વિશિષ્ટ ભવ્ય લોક સમજવાનો છે. તેમનો યોગ અને ક્ષેમ કરવા વડે શ્રી તીર્થંકર દેવો લોકનાથ કહેવાય છે. બીજાધાન,* બીજોદ્ભેદ અને બીજનું પોષણ વગેરે યોગ છે અને ઉપદ્રવોથી રક્ષણ, તે ક્ષેમ છે નાથ શબ્દની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૧૨, **जगह नाह.**

**लोग-हियाणं**-[ **लोक-हितेभ्यः** ]—લોકના પ્રત્યે હિત કરનારા-ઓને લોકના પ્રત્યે કલ્યાણ કરનારાઓને.

લોકની પ્રત્યે હિત કરનારા, તે લોક-હિતકર. અહીં લોક શબ્દથી વ્યવહારરાશિમાં આવેલો સર્વ પ્રાણીવર્ગ સમજવાનો છે. હિત એટલે આત્મ-હિત કે કલ્યાણ. શ્રી તીર્થંકરદેવો સમ્ક્ પ્રરૂપણા વડે વ્યવહાર-રાશિમાં આવેલા સર્વ પ્રાણી-વર્ગનું કલ્યાણ કરે છે.

**लोग-पईवाणं**-[ **लोक-प्रदीपेभ्यः** ]-લોક-પ્રદીપોને, લોકને વિષે પ્રકાશ કરનારા મહાદીપકોને.

લોક એટલે સંજ્ઞિ-લોક કે સંજ્ઞી પ્રાણીઓનો સમૂહ. પ્રદીપ એટલે વિશેષ પ્રકાશ આપનારો દીવો, મહાન દીપક. શ્રી તીર્થંકર દેવોની દેશના સમસ્ત જ્ઞેય ભાવોને પ્રકાશનારી હોવાથી તથા હેય અને ઉપાદેયનો બોધ કરાવનારી હોવાથી સંજ્ઞી પ્રાણીઓનાં હૃદયમાં રહેલો મિથ્યાત્વરૂપ ગાઢ અંધકાર ભેદી નાખે છે, તેથી તેમને માટે તેઓ પ્રદીપ-સમાન બને છે.

---

* બીજ એટલે સમ્યક્ત્વ, તેનું આધાન એટલે સ્થાપન, ...

आकालमेते परार्थ-व्यसनिनः उपसर्जनीकृत-स्वार्थाः, उचित-क्रियावन्तः, अदीनभावाः, सफलारम्भिणः, अदृढानुशयाः, कृतज्ञता-पतयः, अनुपहत-चित्ताः, देव-गुरु-बहुमानिनः तथा गंभीराशया इति।

શ્રી જિનેશ્વરદેવના આત્માઓ અનાદિકાળથી *આ સંસારમાં–

**परार्थ-व्यसनिनः**—પરોપકાર વ્યસનવાળા હોય છે.

**उपसर्जनीकृत-स्वार्थाः**—સ્વાર્થને ગૌણ કરનારા હોય છે.

**उचितक्रियावन्तः**—સર્વત્ર ઉચિત ક્રિયાને આચરનારા હોય છે.

**अदीनभावाः**—દીનતા વિનાના હોય છે.

**सफलारम्भिणः**—સફલ કાર્યનો જ આરંભ કરનારા હોય છે.

**अदृढानुशयाः**—અપકારીજન ઉપર પણ અત્યંત ક્રોધને ધારણ કરનારા હોતા નથી.

**कृतज्ञता-पतयः**—કૃતજ્ઞતા ગુણના સ્વામી હોય છે.

**अनुपहत-चित्ताः**—દુષ્ટ વૃત્તિઓથી નહિ હણાયેલા ચિત્તવાળા હોય છે.

**देव-गुरु-बहुमानिनः**—દેવ અને ગુરુનું બહુમાન કરનારા હોય છે.

**गम्भीराशयाः**—ગંભીર આશયને–ચિત્તના ભાવને ધારણ કરનારા હોય છે.

* સ્વરૂપ-યોગ્યતા રૂપે પણ ફલોપધાયકતા–રૂપે નહિ. સ્વરૂપ–યોગ્યતા એટલે કારણ–સત્તા અને ફલોપધાયકતા એટલે કાર્ય–સત્તા. કારણરૂપે અસ્તિત્વ અનાદિ–કાળથી હોય છે, અને કાર્યરૂપે અસ્તિત્વ જ્યારે સહકારિસામગ્રી મળે, ત્યારે આવે છે.

બચાવવાને માટે દોડાદોડ કરે છે અને પશુ-પક્ષીઓમાં પણ તે અતિ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. મનુષ્યજાતિમાં આ ભય વિવિધ કારણો અને વિવિધ હેતુઓને લઈને ઉત્પન્ન થાય છે. તેનાં નામો સ્થાનાંગસૂત્રના સાતમા સ્થાનના ત્રીજા ઉદ્દેશમાં નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે:—

**सत्त भयट्ठाणा पण्णत्ता, तं जहा—[ १ ] इहलोग-भए, [ २ ] परलोग-भए, [ ३ ] आयाण-भए, [ ४ ] अकम्हा-भए, [ ५ ] वेयण-भए, [ ६ ] मरण-भए, [ ७ ] असिलोग-भए.** ( સૂત્ર ૫૪૮ ).

ભય-સ્થાનો સાત પ્રકારનાં છે, તે આ પ્રમાણે:—(૧) ઇહલોક-ભય, (૨) પરલોક-ભય, (૩) આદાન-ભય, (૪) અકસ્માત્-ભય, (૫) વેદના-ભય, (૬) મરણ-ભય અને (૭) અશ્લોક-ભય.

(૧) ઇહલોક-ભય—મનુષ્યને મનુષ્યથી ભય.

(૨) પરલોક-ભય—પરલોકનો ( બીજા જન્મનો ).

(૩) આદાન-ભય—ધન-માલ ચોરો વડે લુંટાઈ જવાનો ભય.

(૪) અકસ્માત્-ભય—આગ, જલ-પ્રલય આદિનો ભય.

(૫) વેદના-ભય—રોગાદિ-પીડાનો ભય. કોઈ અહીં અજીવ-ભય અથવા આજીવિકાભય જણાવે છે.

(૬) મરણ-ભય—મરવાનો ભય.

(૭) અશ્લોક-ભય—અપકીર્તિ થવાનો ભય.

વેદના-ભયના સ્થાને કોઈ ગ્રંથકારો આજીવિકા-ભયને પણ ગણાવે છે. તેનો અર્થ નિર્વાહના સાધનો તૂટી જવાનો કે ચાલ્યા જવાનો ભય સમજવાનો છે.

*लोग-पज्जोअगराणं-[ लोक-प्रद्योतकरेभ्यः ]—લોક-પ્રદ્યોત-કરોને, લોકના પ્રત્યે પ્રદ્યોત કરનારાઓને.

લોકમાં પ્રદ્યોત કરનાર તે લોક-પ્રદ્યોતકર. લોક શબ્દથી અહીં વિશિષ્ટ ભવ્યલોક-ગણધરો સમજવાના છે. તેમના હૃદયમાં રહેલા જીવાદિતત્ત્વ-વિષયક સૂક્ષ્મતમ સંદેહોનું નિરાકરણ તથા વિશિષ્ટ બોધ શ્રી તીર્થંકર દેવો દ્વારા ત્રિપદી વડે થાય છે, એટલે તેમને માટે તેઓ પ્રદ્યોતકર બને છે.

શ્રી દેવેન્દ્રસૂરિનિર્મિત શ્રી વન્દારુવૃત્તિમાં (પૃષ્ઠ ૩૧ ઉપર) **लोकप्रद्योतकरेभ्यः लोकस्य-गणधरादेः** આ પ્રમાણે જણાવેલ હોવાથી આદિથી ચૌદ પૂર્વધરો પણ સમજવામાં આવે છે.

પૂર્વધરોમાં પણ તત્ત્વસંવેદનની વિશિષ્ટતાને લીધે તારતમ્ય હોય છે, તેથી અહીં જીવાદિ તત્ત્વોનું જેમાં યથાર્થ પ્રદ્યોતીકરણ થાય, તેવા વિશિષ્ટ પૂર્વધરોનું જ સૂચન છે.

**अभय-दयाणं-[ अभय-देभ्यः ]**—અભય દેનારાઓને. સર્વ જીવોને અભય આપનારાઓને.

અભયને આપનારા તે અભયદ. ભયનો અભાવ તે અભય. ભય એટલે ભીતિ, બીક કે ડર. તે મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થતો આત્માનો એક પ્રકારનો અધ્યવસાય છે. જીવનની અત્યંત અવિકસિત સ્થિતિમાં પણ તે સંજ્ઞારૂપે દૃષ્ટિ-ગોચર થાય છે. દાખલા તરીકે રીસામણી (લજ્જામણી) નાં પાનને સ્પર્શ થતાં જ તે એટલી બધી ભય પામે છે કે તેની પાંદડીઓ ઝડપથી બીડાઈ જાય છે. એ જ રીતે ક્ષુદ્ર જંતુઓ પણ ભયના માર્યા જીવ

* એવંભૂત નયથી ગણધરો લઈ શકાય છે.

—(લલિત વિ. ભા. ૧ પૃ. ૩૧૨).

**सरण-दयाणं-[ शरण-देभ्यः ]**—શરણ આપનારાઓને, આશ્રય આપનારાઓને.

પીડિતને રક્ષણ આપવું તે શરણ, તેને આપનાર તે શરણદ. અતિ પ્રબળ રાગાદિ દોષો વડે જેઓ સતત પીડાનો અનુભવ કરી રહ્યા છે. તેવા પ્રાણીઓને તત્ત્વચિન્તન એ સાચું આશ્વાસન છે, સાચું શરણ છે; કારણ કે તેના વડે જ શુશ્રૂષા, ગ્રહણ, ધારણ, વિજ્ઞાન, ઊહાપોહ અને તત્ત્વાભિનિવેશ આદિ પ્રજ્ઞાના (બુદ્ધિના) ગુણો પ્રાપ્ત થાય છે. આ ગુણો તત્ત્વ-ચિન્તનરૂપ અધ્યવસાય વિના યથાર્થ રીતે પ્રકટી શકતા નથી, પરંતુ માત્ર આભાસરૂપે જ વ્યક્ત થાય છે અને તેનાથી સાચું આત્મ-હિત સાધી શકાતું નથી.

તત્ત્વ-ચિન્તનરૂપ સાચું શરણ જેને અન્ય લોકો વિવિદિષા કહે છે, તે શ્રી તીર્થંકર દેવો દ્વારા જ પ્રાપ્ત થાય છે, તેથી તેઓ શરણદ કહેવાય છે.

**बोहिदयाणं-[ बोधि-देभ्यः ]**—બોધિ આપનારાઓને.

બોધિને આપનાર તે બોધિદ. જિન-પ્રણીત ધર્મની પ્રાપ્તિને બોધિ કહેવામાં આવે છે. તેનો પર્યાય શબ્દ સમ્યગ્દર્શન છે, જે રાગ દ્વેષની નિબિડ ગાંઠનો અપૂર્વકરણરૂપી અધ્યવસાયદ્વારા છેદ થવાથી પ્રાપ્ત થાય છે. ૧ પ્રશમ, ૨ સંવેગ, ૩ નિર્વેદ, ૪ અનુકંપા અને ૫ આસ્તિક્ય એ તેનાં લક્ષણો છે. આવું સમ્યગ્દર્શન જેને બીજાઓ વિજ્ઞપ્તિ કહે છે, તે શ્રી તીર્થંકર દેવો દ્વારા પ્રાપ્ત થતું હોવાથી તેમને બોધિદ કહેવામાં આવે છે.

આ પાંચ પ્રકારના લાભો જે ઉત્તરોત્તર પૂર્વના ફલરૂપ છે, તે અપુનર્બન્ધક આત્માઓને એટલે કે તીવ્રભાવે પાપ નહિ

શ્રી તીર્થંકર દેવો જગતના જીવોને આ સાતે ય પ્રકારના ભયમાંથી છોડાવે છે, તેથી તેઓ અભયદ કહેવાય છે.

સામાન્ય રીતે ધૃતિ તરીકે ઓળખાતું ધર્મ-ભૂમિકાના કારણભૂત આત્માનું વિશિષ્ટ સ્વાસ્થ્ય, જેને જ્ઞાની પુરુષો અભય કહે છે, તેની પ્રાપ્તિ પણ શ્રી તીર્થંકર દેવો દ્વારા જ થાય છે, કારણ કે તેઓ ગુણના પ્રકર્ષને પ્રાપ્ત થયેલા હોય છે તથા અચિન્ત્ય શક્તિથી યુક્ત હોય છે.

**चक्खु-दयाणं-[ चक्षुर्देभ्यः ]**—ચક્ષુ દેનારાઓને, શ્રદ્ધારૂપી નેત્રો આપનારાઓને.

ચક્ષુને આપે તે ચક્ષુર્દ. ચક્ષુઃ-શબ્દથી અહીં ભાવચક્ષુઃ કે શ્રદ્ધારૂપી નેત્રો સમજવાનાં છે, કારણ કે તેની પ્રાપ્તિ વિના કલ્યાણકર વસ્તુ-તત્ત્વનું દર્શન થતું નથી. ધર્મરૂપી કલ્પવૃક્ષના અવન્ધ્ય બીજ જેવી ઉત્તમ પ્રકારની શ્રદ્ધા શ્રી તીર્થંકર દેવો વડે જ પ્રાપ્ત થાય છે, તેથી તેઓ ચક્ષુર્દ કહેવાય છે.

**मग्ग-दयाणं-[ मार्ग-देभ्यः ]**—માર્ગ આપનારાઓને, માર્ગ દેખાડનારાઓને.

માર્ગ દેનારા તે માર્ગદ. માર્ગ-શબ્દથી અહીં વિશિષ્ટ ગુણ-સ્થાનકની પ્રાપ્તિ કરાવનારો કર્મનો સ્વાભાવિક ક્ષયોપશમ સમજવાનો છે, જેને અન્ય લોકો* સુખા કહે છે. આવી ગુણ-સ્થાનકની પ્રાપ્તિ કરાવનારી ક્ષયોપશમ-વિશેષરૂપ સુખા શ્રી તીર્થંકર દેવો દ્વારા જ પ્રાપ્ત થાય છે, તેથી તેઓ માર્ગદ કહેવાય છે.

---

* સાંખ્ય દર્શનાના પરિવ્રાજક ગોપેન્દ્ર.

૩ उपचार-परीतता—અગ્રામ્ય.

૪ मेघ-गम्भीरघोषत्व—મેઘની જેમ ગંભીર શબ્દવાળી.

૫ प्रतिनाद-विधायिता—પડઘો પાડનારી.

૬ दक्षिणत्व—સરલતાવાળી.

૭ उपनीत-रागत्व—માલકોશ વગેરે રાગોથી યુક્ત.

એ ૭ અતિશયો શબ્દની અપેક્ષાએ હોય છે. બીજા અતિશયો અર્થની અપેક્ષાએ હોય છે, તે આ રીતેઃ—

૮ महार्थता—મોટા અર્થવાળી.

૯ अव्याहतत्व—પૂર્વાપર વાક્યના અને અર્થના વિરોધ-વિનાની.

૧૦ शिष्टत्व—ઇષ્ટ સિદ્ધાંતના અર્થને કથન કરનાર અને વક્તાની શિષ્ટતાની સૂચક.

૧૧ संशयासम्भव—સંદેહથી રહિત.

૧૨ निराकृतान्योत्तरत्व—બીજાનાં દૂષણોથી રહિત.

૧૩ हृदयङ्गमता—હૃદય-ગ્રાહ્ય, હૃદયંગમ, અંતઃકરણને પ્રસન્ન કરનારી.

૧૪ मिथः-साकाङ्क्षता—પદો અને વાક્યોની પરસ્પર સાપેક્ષતાવાળી.

૧૫ प्रस्तावौचित्य—દેશ અને કાલને અનુસરનારી, અવસરને ઉચિત.

૧૬ तत्त्व-निष्ठता—વસ્તુ-સ્વરૂપને અનુસરનારી.

૧૭ अप्रकीर्ण-प्रसृतत्व—સુસંબદ્ધ અથવા વિષયાન્તરથી રહિત અને અતિવિસ્તારના અભાવવાળી.

કરનારા જીવોને યથોચિત હોય છે, જ્યારે પુનર્બન્ધકને તેની ભજના હોય છે. અભય-(ધૃતિ*) નું ફળ ચક્ષુઃ-(શ્રદ્ધા) છે. ચક્ષુઃ-(શ્રદ્ધા) નું ફળ માર્ગ-(સુખા) છે. માર્ગ-(સુખા) નું ફળ શરણ-(વિવિદિષા) છે. શરણ-(વિવિદિષા) નું ફળ બોધિ-(વિજ્ઞપ્તિ) છે. આ પાંચે લાભ શ્રી તીર્થંકર દેવો દ્વારા પ્રાપ્ત થાય છે, કારણ કે તેઓ અચિંત્ય-શક્તિમાન અને સર્વથા પરાર્થ-રસિક (પરોપકાર કરવામાં રક્ત) હોય છે.

**धम्म-दयाणं**-[ **धर्म-देभ्यः** ]—ધર્મ દેનારાઓને, ધર્મ આપનારાઓને, ધર્મ પમાડનારાઓને.

ધર્મ-શબ્દથી અહીં ચારિત્રધર્મ સમજવાનો છે. તે સાધુ-ધર્મ અને શ્રાવક-ધર્મના ભેદથી બે પ્રકારનો છે. તેમાં સાધુ-ધર્મ સર્વ-સાવદ્યયોગની વિરતિરૂપ છે અને શ્રાવક-ધર્મ દેશવિરતિરૂપ છે. આ બંને પ્રકારનો ધર્મ શ્રી તીર્થંકર દેવો દ્વારા જ પ્રવર્તે છે, એટલે તેમને ધર્મદ-ધર્મના દેનારા કહ્યા છે.

**धम्म-देसयाणं**-[ **धर्म-देशकेभ्यः** ]—ધર્મની દેશના આપનારાઓને, ધર્મના ઉપદેશકોને.

શ્રી તીર્થંકર દેવો મહાન્ ધર્મોપદેશક હોય છે, કારણ કે ધર્મની દેશના વિના ધર્મનું પ્રવર્તન થતું નથી. તેમની વાણી અભિધાન-ચિન્તામણિમાં નિર્દિષ્ટ કરેલા નીચે મુજબ ૩૫ ગુણોવાળી હોય છેઃ—

૧ **संस्कारवत्त्व**—વ્યાકરણના નિયમોથી યુક્ત હોવાપણું.

૨ **औदात्त्य**—ઉચ્ચ સ્વરે બોલાતી.

---

* ધૃતિ, શ્રદ્ધા, સુખા, વિવિદિષા અને વિજ્ઞપ્તિ એ સાંખ્ય દર્શનના પારિભાષિક શબ્દો છે.

૩૩ **वर्ण-पद-वाक्य-विविक्तता**—વર્ણ, પદ, વાક્યના વિવેક-વાળી–પૃથક્કરણ–વિભાગવાળી.

૩૪ **अव्युच्छित्ति**—વક્તવ્ય અર્થની–કહેવાને ઇચ્છેલા વિષયની સારી રીતે સિદ્ધિ થતાં સુધીમાં ન અટકનારી. અખંડિત વચન-પ્રવાહવાળી.

૩૫ **अखेदित्व**—અનાયાસે ઉત્પન્ન થનારી.

**धम्म-नायगाणं**–[ **धर्मनायकेभ्यः** ]—ધર્મનાયકોને ધર્મના સ્વામીઓને.

ધર્મના નાયક તે ધર્મ-નાયક, તેઓને. નાયક-શબ્દ અહીં સ્વામીના અર્થમાં વપરાયેલો છે. **नायकाः स्वामिनः** (યો.સ્વો.વૃ.) ધર્મને વશ કરવાથી, તેના ઉત્કર્ષને પામવાથી, તેનાં ઉત્કૃષ્ટ ફલને ભોગવવાથી તથા તેને વ્યાઘાત-રહિતપણે અનુભવવાથી શ્રી તીર્થંકર દેવો ધર્મના સ્વામી–ધર્મના નાયક કહેવાય છે. ચારિત્રને વિધિ-પૂર્વક પામવું, તેનું નિરતિચારપણે પાલન કરવું અને તેનું યોગ્યને ઉચિત દાન કરવું, તે ધર્મને વશ કરવાની ક્રિયા છે. સર્વોત્કૃષ્ટ ક્ષાયિક ભાવે ચારિત્રમાં સ્થિર થવું, તે ધર્મના ઉત્કર્ષને પામવાનું રહસ્ય છે. તીર્થંકર પદ એ ધર્મનું ઉત્કૃષ્ટ ફલ છે અને અવન્ધ્ય પુણ્યબીજના યોગે તેઓ વ્યાઘાત-રહિતપણે ધર્મને પ્રાપ્ત થયેલા છે.

**धम्म-सारहीणं**–[ **धर्म-सारथिभ्यः** ]—ધર્મ-સારથિઓને.

ધર્મના સારથિ તે ધર્મ-સારથિ. ઉપર જણાવેલા ધર્મ-રથનું સમ્યક્ પ્રકારે પ્રવર્ત્તન, પાલન અને દમન કરવાથી શ્રી તીર્થંકર દેવો ધર્મના સારથિ ગણાય છે. સારથિ જેમ ઉન્માર્ગે જતા રથ વાળીને માર્ગે લાવે છે, તેમ તીર્થંકરો પણ કોઇનો ધર્મ-ર

૧૮ अस्वश्लाघाऽन्यनिन्दता—પોતાની પ્રશંસા અને પરની નિન્દાથી રહિત.

૧૯ आभिजात्य—વક્તાની અથવા પ્રતિપાદ્ય વિષયની ભૂમિકાને અનુસરનારી.

૨૦ अतिस्निग्ध-मधुरत्व—ઘીની જેમ સ્નિગ્ધ અને ગોળની જેમ મધુર.

૨૧ प्रशस्यता—પ્રશંસાને યોગ્ય.

૨૨ अमर्मवेधिता—બીજાનાં મર્મને ન ઉઘાડવાના સ્વરૂપવાળી.

૨૩ औदार्य—કથન કરવા યોગ્ય ઉદારતાવાળી.

૨૪ धर्मार्थ-प्रतिबद्धता—ધર્મ અને અર્થથી યુક્ત.

૨૫ कारकाद्यविपर्यास—કારક, કાલ, વચન, લિંગ વગેરેના વિપર્યાસવાળા વચનના દોષોથી રહિત.

૨૬ विभ्रमादि-वियुक्तता—વિભ્રમ, વિક્ષેપ વગેરે મનના દોષોથી રહિત.

૨૭ चित्रकृत्त्व—શ્રોતાઓનાં ચિત્તને અવિચ્છિન્નપણે આશ્ચર્ય ઉત્પન્ન કરનારી.

૨૮ अद्भुतत्व—અદ્ભુત.

૨૯ अनतिविलम्बिता—અત્યંત વિલંબ-રહિત.

૩૦ अनेकजाति-वैचित्र्य—અનેક જાતની વિચિત્રતાવાળી, વસ્તુઓને વિવિધ રીતે વર્ણવનારી.

૩૧ आरोपित-विशेषता—બીજા વચનોની અપેક્ષાએ વિશેષતા સ્થાપિત કરનારી.

૩૨ सत्त्व-प्रधानता—સત્ત્વ-પ્રધાન, સાહસવાળી.

અસ્ખલિત રહેવાથી તે અપ્રતિહત ગણાય છે. આવાં અપ્રતિહત વર જ્ઞાન* અને વર દર્શનને ધારણ કરનારાઓને.

આત્માનો સ્વભાવ સર્વ વસ્તુઓને જોવા જાણવાનો છે. તે તેના પર આવેલાં સર્વ પ્રકારનાં આવરણો દૂર થવાથી પ્રકટ થાય છે. અહીં પ્રથમ જ્ઞાન અને પછી દર્શનને ગ્રહણ કરવાનું કારણ એ છે કે કેવલજ્ઞાનાદિ સર્વ લબ્ધિઓ સાકારોપયોગ એટલે જ્ઞાનોપયોગથી યુક્ત આત્માને પ્રકટ થાય છે, પણ દર્શનોપયોગથી યુક્ત આત્માને પ્રકટ થતી નથી.

**वियट्ट-छउमाणं-[व्यावृत्त-छद्मभ्यः]**—છદ્મરહિતોને, જેમનું છદ્મસ્થપણું ચાલ્યું ગયું છે, તેઓને.

**व्यावृत्तम्-अपगतम्**—વ્યાવૃત્ત એટલે ચાલ્યું ગયેલું. છદ્મ એટલે આવરણ—ઘાતીકર્મોરૂપી આવરણ. તાત્પર્ય કે જેમનું છદ્મસ્થપણું ચાલ્યું ગયું છે. તેઓને. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતીકર્મો જ્યાં સુધી પૂરેપૂરાં ક્ષય ન પામે ત્યાં સુધીની અવસ્થા છદ્મસ્થાવસ્થા કહેવાય છે.

કેટલાક એમ માને છે કે ધર્મની ગ્લાનિ થતી જોઈને, ધર્મનો વિનાશ થતો જોઈને પરમપદ પામેલા એવા જ્ઞાનીઓ તે સ્થિતિ દૂર કરવાને માટે ફરી વાર જન્મ ધારણ કરે છે, પણ આ માન્યતા યુક્તિ-સંગત નથી. જે સર્વથા વીતરાગ છે-મોહરહિત છે, તેમને જન્મ લેવાનું પ્રયોજન નથી અને જે મોહસહિત છે, તે ખરેખર પરમપદને પ્રાપ્ત થયેલા હોતા જ નથી. એટલે છદ્મસ્થ-પણું એક વાર પૂરેપૂરું ચાલી ગયા પછી પુનઃ તે આવતું નથી.

---

* કેવલીને પ્રથમ સમયે જ્ઞાનનો ઉપયોગ અને અન્ય સમયે દર્શનનો ઉપયોગ—આ ક્રમ છે. જ્યારે છદ્મસ્થ માટે વિપરીત ક્રમ છે.

ઉન્માર્ગે જતો હોય તો તેને માર્ગે ચડાવીને સ્થિર કરે છે; માટે તેઓ ધર્મ-સારથિ કહેવાય છે.

**धम्म-वर-चाउरंत-चक्कवट्टीणं-[धर्म-वर-चतुरन्त-चक्र-वर्तिभ्यः]**—ધર્મરૂપી શ્રેષ્ઠ ચતુરંત-ચક્રને ધારણ કરનારાઓને, ધર્મરાજ્યના શ્રેષ્ઠ ચતુરંત-ચક્રવર્તીઓને.

શત્રુ-સૈન્યનો નાશ કરનારા ચક્રની અપેક્ષાએ, નરક, તિર્યંચ મનુષ્ય અને દેવ એ ચાર ગતિનો નાશ કરનારું ધર્મ-ચક્ર અત્યંત શ્રેષ્ઠ છે, કારણ કે તેનાથી અવિનાશી અનુપમ સુખના અક્ષય ભંડાર-સમી સિદ્ધિગતિની પ્રાપ્તિ થાય છે. અથવા ષટ્ખંડની સાધના કરનારા રાજ્ય-ચક્રવર્તીઓ કરતાં ચાર ગતિનો નાશ કરનારા ધર્મ-ચક્રવર્તીઓ એટલે કે શ્રી તીર્થંકર દેવો દરેક રીતે શ્રેષ્ઠ છે, કારણ કે રૂપ, સામર્થ્ય, ઉદારતા અને મહાનુભાવતામાં કોઈ પણ ચક્રવર્તી તેમની બરોબરી કરી શકતો નથી. અથવા ચારિત્રધર્મ એ ઉભય લોકમાં ઉપકારક હોવાથી અત્યંત શ્રેષ્ઠ છે અને તે દાન, શીલ, તપ અને ભાવ વડે ભવનો અંત કરે છે, તેથી ચતુરંત છે. અથવા કપિલાદિ-પ્રણીત અન્ય ધર્મચક્રોની અપેક્ષાએ જે ધર્મચક્ર શ્રેષ્ઠ છે અને જે ચાર ગતિઓનો અવશ્ય નાશ કરનાર છે, તેને ધારણ કરનારાઓને.

**अप्पडिहय-वर-नाण-दंसण-धराणं-[अप्रतिहत-वर-ज्ञान-दर्शन-धरेभ्यः]**—અપ્રતિહત ઉત્તમ જ્ઞાન અને ઉત્તમ દર્શનને ધારણ કરનારાઓને, અપ્રતિહત કેવલજ્ઞાન અને કેવલદર્શન ધારણ કરનારાઓને.

વસ્તુનો વિશેષ અવબોધ તે જ્ઞાન. વસ્તુનો સામાન્ય અવબોધ તે દર્શન. કૈવલ્યને પામવાથી તે વર કહેવાય છે અને સર્વત્ર

વિચિત્ર પ્રકારના વિપાકોને આપનાર વિવિધ કર્મોના બન્ધનથી શ્રી તીર્થંકર દેવો મુક્ત થયેલા છે, એટલે તેઓ કૃતકૃત્ય કે નિષ્ઠિતાર્થ છે. અન્યને પણ તેઓ કર્મના બન્ધનમાંથી મુક્તિ અપાવે છે–મૂકાવે છે. જે જગતને કરે છે, તે વાસ્તવિક રીતે કૃતકૃત્ય નથી. હીનાધિકતા કરે તો રાગ–દ્વેષનો પ્રસંગ આવે છે અને જેઓ જગત્કર્ત્તામાં લીન થઇ જવું એને નિષ્ઠિતાર્થતા માને છે, તેમને એકનો બીજામાં લય થવાથી બેમાંથી એકના અભાવનો પ્રસંગ આવે છે.

**सव्वन्नूणं सव्वदरिसीणं**–[ **सर्वज्ञेभ्यः सर्वदर्शिभ्यः** ]—સર્વજ્ઞોને, સર્વદર્શીઓને.

સર્વને જાણે, તે સર્વજ્ઞ. સર્વનું દર્શન કરે, તે સર્વદર્શી. અહીં સર્વ–શબ્દથી લોકાલોક–વ્યાપી સર્વ દ્રવ્યો અને તેના સર્વ પર્યાયો સમજવાના છે. શ્રી તીર્થંકર દેવોનાં જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મનો સંપૂર્ણ રીતે ક્ષય થયેલો હોવાથી તેઓ સર્વ દ્રવ્યોને તથા તેના સર્વ પર્યાયોને જાણી શકે છે, જોઈ શકે છે.

સર્વજ્ઞનો બીજો અર્થ પણ આ પ્રમાણે મળે છે.

પ્રત્યક્ષ અને આગમથી અવિરુદ્ધ અર્થને કહેનાર સર્વ પ્રાણીઓને સુખ કરનાર, મિત, ગંભીર અને આહ્લાદક એવું વાક્ય જેનું હોય તે સર્વજ્ઞ કહેવાય છે.

—(લ. વિ. ભા. ૧. પૃ. ૫૬૧ પા. નોં.)

યોગ અને અધ્યાત્મનો ઊંડો અનુભવ ધરાવનાર સ્વાનુભવથી સમજી શકે છે કે સ્વ–સંવિદિત જ્ઞાનવાળો આત્મા જેમ જેમ (જ્ઞાનાવરણીય) કર્મના બંધનમાંથી મુક્તિ પામે છે, તેમ તેમ તે વસ્તુઓના વિશેષ ને વિશેષ પર્યાયો જાણી શકે છે. તેથી એક સમય એવો જરૂર આવવો જોઇએ કે જ્યારે તે આત્મા કર્મ–

શ્રી તીર્થંકર દેવો ઘાતીકર્મનો નાશ કરનારા હોવાથી તેમનું છદ્મસ્થ-પણું પૂરેપૂરું ચાલ્યું ગયું હોય છે.

**जिणाणं जावयाणं**–[ **जिनेभ्यः जापकेभ्यः** ]–જીતનારાઓને તથા જીતાવનારાઓને.

રાગાદિ–દોષો જે સ્વાનુભવ–સિદ્ધ છે, અને જે સંસારપરિ-ભ્રમણનું મુખ્ય કારણ છે, તેને શ્રી તીર્થંકર દેવો બરાબર જીતી લે છે; એટલું જ નહિ પણ તેઓ સદુપદેશાદિવડે અન્યને એવું બળ સમર્પે છે કે જેથી તેઓ પણ રાગાદિ–દોષોને જીતી લેવામાં સમર્થ થાય છે.

**तिन्नाणं–तारयाणं**–[**तीर्णेभ्यः तारकेभ्यः**]–તીર્ણોને, તારકોને. જેઓ સ્વયં સંસાર–સમુદ્ર તરી ગયા છે તેઓને, તથા જેઓ અન્યને સંસાર–સમુદ્રથી તારે છે, તેઓને.

શ્રી તીર્થંકર દેવો સમ્યગ્દર્શન, સમ્યક્ચારિત્રરૂપી પ્રવહણવડે સંસાર–સમુદ્રને તરી ગયેલા છે તથા બીજાઓને પણ પોતાના અચિંત્ય પ્રભાવ અને અતિશયવાળી દેશના વડે તારે છે.

**बुद्धाणं बोहयाणं**–[ **बुद्धेभ्यः बोधकेभ्यः** ]—બુદ્ધોને, બોધ પમાડનારાઓને.

અજ્ઞાન–નિદ્રામાં પોઢેલા આ જગતમાં શ્રી તીર્થંકર દેવો અન્ય કોઈના ઉપદેશ વિના જ સ્વ–સંવિદિત જ્ઞાન વડે જીવાજીવાદિ તત્ત્વને જાણે છે તથા બીજાઓને તેનો બોધ કરે છે, તેથી તેઓ બુદ્ધ અને બોધક કહેવાય છે.

જ્ઞાન સ્વ–સંવિદિત છે, એટલે કે તે પોતે પોતાને જાણે છે અને બીજાને પણ જણાવે છે. દીવાની જેમ.

**मुत्ताणं मोअगाणं**–[ **मुक्तेभ्यः मोचकेभ्यः** ]—મુક્તોને, મૂકાવનારાઓને.

સ્વાભાવિક કે પ્રાયોગિક કોઈ પણ પ્રકારની ચલનક્રિયાનો સંભવ નથી, તે અચલ.

अरुअं-વ્યાધિ અને વેદનાથી રહિત. अरुजं व्याधिवेदना-रहितम्; तन्निबन्धनयोः शरीर-मनसोरभावात्-અરુજ એટલે વ્યાધિ અને વેદનાથી રહિત, કારણ કે શરીર અને મનનો ત્યાં અભાવ છે. વ્યાધિનું મૂળ શરીર છે, વેદનાનું મૂળ મન છે.

अनन्तम्-અનંત, અંતરહિત. કોઈ પણ કાળે જેનો અંત નથી, તે અનંત.

अक्षयम्-અક્ષય. જેનો કદાપિ ક્ષય થતો નથી, જેમાં કદાપિ ઘટાડો થતો નથી, તે અક્ષય.

अव्याबाधम्—અવ્યાબાધ, પીડા-રહિત. કર્મજન્ય પીડાઓથી રહિત.

अपुनरावृत्ति—જ્યાં ગયા પછી પાછું ફરવાનું હોતું નથી તેવું.

सिद्धिगइ-नामधेयं-[ सिद्धिगति-नामधेयम् ]—સિદ્ધિગતિ-નામવાળા.

सिध्यन्ति निष्ठितार्था भवन्त्यस्यां जन्तव इति सिद्धिः—જ્યાં ગયા પછી જીવોને કાંઈ કરવાનું પ્રયોજન બાકી રહેતું નથી, તે સિદ્ધિ. તે સ્થાન જવા યોગ્ય હોવાથી પંચમગતિ કે સિદ્ધિ ગતિ તરીકે ગણના પામે છે, એટલે સિદ્ધ થયેલા જીવોની જ્યાં ગતિ થાય છે, તે સિદ્ધગતિ.

ठाणं-[ स्थानम् ]—સ્થાનને.

संपत्ताणं-[ संप्राप्तेभ्यः ]—પ્રાપ્ત થયેલાઓને.

नमो-[ नमः ]—નમસ્કાર હો.

બંધનમાંથી સંપૂર્ણ રીતે મુક્ત થતાં સર્વ વસ્તુઓના સર્વ પર્યાયોને બરાબર જાણી શકે.

સર્વજ્ઞતાની સિદ્ધિ કરનારા અનેક પ્રમાણિક ગ્રંથો અને ગ્રંથાધિકારો આજે ઉપલબ્ધ છે, શ્રી હરિભદ્રસૂરિની સર્વજ્ઞસિદ્ધિ, નંદીસૂત્રની વ્યાખ્યામાં શ્રી મલયગિરિ મહારાજે કરેલું સર્વજ્ઞ-સિદ્ધિનું નિરૂપણ, સન્મતિતર્કની વિવૃતિમાં શ્રી અભયદેવસૂરિએ ચર્ચેલો સર્વજ્ઞતાવાદ, કલિકાલ-સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિએ પ્રમાણ-મીમાંસામાં કરેલી સર્વજ્ઞ-સિદ્ધિ અને અન્ય સમર્થ તાર્કિકોએ કરેલી તાત્ત્વિક ચર્ચાઓ આ વિષય પર પુષ્કળ પ્રકાશ પાડે છે, તેથી સર્વજ્ઞતાને સમજવા ઇચ્છનારે આ ગ્રંથો અને ગ્રંથાધિકારોનું તટસ્થ-ભાવે મનન-પરિશીલન કરવું અત્યંત આવશ્યક છે.

**सिवमयलमरुअमणंतमक्खयमव्वाबाहमपुणरावित्ति**-[शिवम्-अचलम्-अरुजम्-अनन्तम्-अक्षयम्-अव्याबाधम्-अपुनरावृत्ति]-શિવ, અચલ, અરૂજ, અનંત, અક્ષય, અવ્યાબાધ અને અપુનરાવૃત્તિ.

આ પદોનો સંબંધ **सिद्धिगइनामधेयं ठाणं संपत्ताणं** એ પદો સાથે છે. એટલે કે તે મોક્ષસ્થાનનાં વિશેષણો છે. કેટલાક એમ માને છે કે આત્મા સર્વવ્યાપી છે અને અજ્ઞાનનો નાશ થતાં તે મુક્ત બને છે, તેનું નિરસન કરવા માટે આ સાત વિશેષણો યોજેલાં છે.

**शिवम्**-વિઘ્નો-ઉપદ્રવોથી રહિત. सर्वोपायापगमात् शिवम्-જેમાંથી સર્વ અપાયો-ઉપદ્રવો દૂર થયા છે, તે શિવ.

**अचलम्**-અચલ-સ્થિર. चलन-रहितत्वादचलम्-જે ચલિત થવાના ગુણથી રહિત હોય તે અચલ કહેવાય. અથવા જેમાં

**भविस्संति**–[ **भविष्यन्ति** ]—થશે.

**अणागए कालो**–[ **अनागते काले** ]—અનાગત કાલમાં, ભવિષ્યકાલમાં.

**संपइ**–[ **सम्प्रति** ]—વર્તમાનકાલમાં.

**अ**–[ **च** ]—અને.

**वट्टमाणा**–[ **वर्तमानाः** ]—વર્તમાન છે, વિદ્યમાન છે તે.

**सव्वे**–[ **सर्वान्** ]—સર્વેને.

**तिविहेण**–[ **त्रिविधेन** ]—મન, વચન અને કાયા એ ત્રણે પ્રકારે.

**वंदामि**–[ **वन्दे** ]—હું નમન કરું છું.

દ્રવ્ય અરિહંતો કે જે કોઈ પણ ગતિમાં હોય તેમને ભાવ અરિહંતોની જેમ વંદન કરવાનું કારણ એ છે કે—સર્વ નામ-જિનને, સ્થાપનાજિનને અને (થનારા કે થઈ ગયેલા) સર્વ દ્રવ્યજિનને તેઓની ભાવજિન અવસ્થાને હૃદયમાં ધારીને નમસ્કાર કરવા યોગ્ય જ છે.

—(ધર્મસંગ્રહ ભાગ ૧. પૃ. ૪૨૬)

## (૪) તાત્પર્યાર્થ

**सक्कत्थयो**—શક્ર-સ્તવ, શક્રે કરેલું સ્તવન, ઇંદ્રે કરેલ સ્તવન.

શક્ર શબ્દનો સામાન્ય અર્થ ઇંદ્ર થાય છે, પરંતુ અહીં તે સૌધર્મ-દેવલોકના અધિપતિ ઇંદ્રને માટે વપરાયેલો છે. જ્યારે પ્રભુ શ્રી મહાવીર પ્રાણત નામના દસમા દેવલોકમાંથી ચ્યવીને માહણકુંડગામ નગરના ઋષભદત્ત બ્રાહ્મણની પત્ની દેવાનંદાની કુક્ષિમાં અવતર્યા ત્યારે અવધિજ્ઞાન વડે તે પ્રસંગને જાણીને અત્યંત રાજી થયેલા શક્રે ખૂબ ભક્તિભાવથી જે સ્તોત્ર વડે

નમો ત્થુણં નો મૂળપાઠ **नमो** શબ્દથી શરુ થાય છે. છતાં તેની નવમી સંપદામાં **नमो जिणाणं** નો પાઠ મળે છે. આ પ્રમાણે **नमो** શબ્દનો આદિ અને અંતમાં પ્રયોગ થયો છે. આવો આદ્યંત સંગત નમસ્કાર એ મધ્યવ્યાપિ **सयं संबुद्धाणं** થી શરુ કરી **सव्वदरिसिणं** સુધીના તમામ મધ્યવર્તી સંપદા કે પદોની સાથે વ્યાપક છે. અને તેવી ભાવના કરવી જોઇએ.

(લ. વિ. ભા. ૧. પૃ. ૫૫૨)

**जिणाणं**–[ **जिनेभ्यः** ]—જિનોને.

**नमो जिणाणं** ઇત્યાદિ પદોથી અહીં શાસ્ત્રયોગનું પ્રદિપાદન કરાયું છે.*

**जिअ-भयाणं**–[ **जित-भयेभ्यः** ]—સાતે પ્રકારના ભયો જિત નારાઓને.

સાધારણ જિનો કે જેમને ભય સત્તારૂપે હોય, પણ ઉપશાંત અવસ્થામાં હોય તેવાને 'ક્ષપિત મોહ' થયા કહેવાય તેમને અહી 'જિતભય' સમજવા. —(લ. વિ. ભા. ૧ પૃ. ૫૫૨ પા. નોં.)

**जे**–[ **ये** ]—જે.

**अ**–[ **च** ]—વળી.

**अईआ सिद्धा**–[ **अतीताः सिद्धाः** ]—જેઓ ભૂતકાળમાં સિદ્ધ થયા છે.

---

* **नमो त्थु णं अरिहंताणं**—એ પદથી ઇચ્છાયોગ દર્શાવાયો છે. અહીં **नमो जिणाणं**થી શાસ્ત્રયોગનું અને **सिद्धाणं बुद्धाणं** સૂત્રમાં **इक्कोवि नमुक्कारो** શબ્દથી સામર્થ્યયોગનું પ્રતિપાદન થયું છે.

—(લ. વિ. ભા. ૧. પૃ. ૧૩૬)

અંજલિ કરીને બે હાથ જોડીને આ પ્રમાણે બોલે છેઃ-નમસ્કાર હો અરિહંત ભગવંતોને-ઇત્યાદિ.

આ સૂત્રને પ્રણિપાત-દંડકસૂત્ર પણ કહેવામાં આવે છે; કારણ કે તેની યોજના શ્રી અરિહંત દેવોને વિશિષ્ટ રીતે પ્રણિપાત-વંદના કરવા માટે જ થયેલી છે. શ્રી હરિભદ્રસૂરિએ લલિતવિસ્તરા નામની ચૈત્યવંદનસૂત્ર-વૃત્તિમાં અને શ્રી હેમચંદ્રાચાર્યે યો. સ્વો. વૃત્તિમાં આ નામનો ઉલ્લેખ કરેલો છે. તે ઉપરાંત પ્રથમ પદ **નમોત્થુણં** એ સૂત્રનું આદિપદ હોવાથી આદાન નામથી પણ ઓળખાય છે.

—(લ. વિ. પ્ર. ભાગ. પૃ. ૬૪)

આ સૂત્રના અર્થની સ્પષ્ટતા સામાન્ય અને વિશેષ અર્થમાં થઇ ગયેલી છે, તેથી અર્થ-નિર્ણય જુદો આપેલો નથી.

## (૫) અર્થ-સંકલના

નમસ્કાર હો અરિહંત ભગવંતોને. ૧.

જેઓ શ્રુતધર્મની આદિ કરનારા છે, ચતુર્વિધ શ્રમણસંઘરૂપી તીર્થની સ્થાપના કરનારા છે, અને સ્વયંજ્ઞાની છે. ૨.

જેઓ પુરુષોમાં પરોપકારાદિ ગુણોવડે ઉત્તમ છે, શૌર્યાદિ ગુણોવડે સિંહ-સમાન છે, નિર્લેપતામાં ઉત્તમ પુંડરીક-કમલ-સમાન છે, અને સ્વચક્ર-પરચક્રાદિ સાત પ્રકારની ઇતિઓને દૂર કરવામાં ગંધહસ્તી-સમાન છે. ૩.

જેઓ ભવ્ય પ્રાણીરૂપ લોકમાં વિશિષ્ટ તથાભવ્યત્વાદિ વડે ઉત્તમ છે, રાગાદિ ઉપદ્રવથી રક્ષણીય વિશિષ્ટ ભવ્યલોકના યોગ અને ક્ષેમને કરવા વડે નાથ છે, વ્યવહારરાશિમાં આવેલા જીવ-લોકનું સમ્યક્ પ્રરૂપણા વડે હિત કરનારા છે, સંજ્ઞી પ્રાણીઓના

તેમની સ્તુતિ કરી હતી, તે શક્રસ્તવના નામે ઓળખાય છે. શ્રી કલ્પસૂત્રમાં તે સંબંધી જણાવ્યું છે કે:—

ते णं काले णं ते णं समए णं सक्के देविंदे देवराया वज्जपाणी पुरंदरे सयक्कऊ सहसक्खे मघवे पागसासणे दाहिणड्ढलोगाहिवई एरावणवाहणे सुरिंदे-दिव्वाइं भोगभोगाइं भुंजमाणे विहरइ। इमं च णं केवलकप्पं जंबुद्दीवं दीवं विउलेणं ओहिणा आभोएमाणे २ विहरइ। तत्थ णं समणं भगवं महावीरं जंबुद्दीवे दीवे भारहे वासे दाहिणड्ढभरहे माहणकुंडग्गामे नयरे उसभदत्तस्स माहणस्स कोडालस-गुत्तस्स भारियाए देवाणंदामाहणीए, जालंधरसगुत्ताए कुच्छिंसि गब्भत्ताए वक्कंतं पासइ। पासित्ता-सिरसावत्तं मत्थए अंजलिं कट्टु एवं वयासी नमो त्थु णं

તે કાલ અને તે સમયને વિષે શક્ર એટલે દેવેંદ્ર, દેવરાજા, વજ્રપાણિ, પુરંદર, શતક્રતુ. સહસ્રાક્ષ, મઘવા, પાકશાસન, દક્ષિણાર્ધ-લોકાધિપતિ ઐરાવણ-વાહન અને સુરેંદ્ર એવાં અન્ય નામોથી ઓળખાતો ઈંદ્ર દેવલોકના દિવ્ય ભોગો ભોગવતો વિચરે છે. વિપુલ અવધિજ્ઞાન વડે તે જંબૂદ્વીપનું અવલોકન કરી રહ્યો છે, તે વખતે તેને જણાય છે કે શ્રમણભગવાન શ્રી મહાવીર જંબૂ-દ્વીપના ભરતક્ષેત્રના દક્ષિણાર્ધમાં માહણકુંડગામ નગરને વિષે કોડાલગોત્રના ઋષભદત્ત નામના બ્રાહ્મણની જાલંધરગોત્રીય દેવાનંદા નામની ભાર્યાની કૂખમાં અવતર્યા છે. તે જોઈને (અત્યંત રાજી થાય છે તથા હૃષ્ટ તુષ્ટ મનવડે) શિરસાવર્ત-પૂર્વક મસ્તકે

તે જિનોને, જિત-ભયોને નમસ્કાર હો. ૯.

જેઓ અતીત કાલમાં સિદ્ધ થયા છે, જેઓ ભવિષ્યકાલમાં સિદ્ધ થનારા છે અને જેઓ વર્તમાનકાલમાં અરિહંતરૂપે વિદ્યમાન છે, તે સર્વને મન, વચન અને કાયાવડે ત્રિવિધ વંદના કરું છું.

## (૬) સૂત્ર-પરિચય

શક્ર ઇન્દ્ર જ્યારે જ્યારે તીર્થંકર દેવની સ્તુતિ કરે છે ત્યારે ત્યારે ડાબો ઢીંચણ ઊભો કરી પેટ ઉપર હાથની કોણી ટેકવી, બે હાથની કમલના ડોડાને આકારે અંજલિ કરી આ સૂત્ર બોલે છે. એથી શક્રસ્તવ એ નામ ગૌણનામ-ગુણનિષ્પન્ન નામ સમજવું.

— (લ. વિ. પ્ર. ભાગ. પૃ. ૬૪ પા. નો.)

ઇષ્ટસિદ્ધિનું મૂળ ઉપાસના છે, ઉપાસનાનું મૂળ શ્રદ્ધા છે અને શ્રદ્ધાનો વિકાસ કરનારું સાધન ચૈત્ય-વંદન છે; એટલે ઇષ્ટસિદ્ધિ માટે ચૈત્ય-વંદનનું આલંબન અત્યંત અગત્યનું છે. મહાનિશીથસૂત્રમાં કહ્યું છે કે—દરેક શ્રાવકે પ્રતિદિન ત્રણ વાર ચૈત્યવંદન કરવું જોઇએ. એક તો પ્રાતઃકાલમાં, બીજું મધ્યાહ્ન-ભોજન કરતાં પહેલાં અને ત્રીજું નિદ્રાધીન થતાં પહેલાં. આ રીતે ત્રણ વાર ચૈત્યવંદન કરવાથી આત્માના અધ્યવસાયો ઘણા જ નિર્મલ થાય છે, અને તેનું અંતિમ પરિણામ ભવ-બંધનના છૂટકારામાં આવે છે.

ઉત્તરાધ્યયનસૂત્રના અઠ્ઠાવીશમા અધ્યયનમાં સ્તવ-સ્તુતિ-મંગલને સ્પષ્ટ રીતે સમ્યગ્દર્શનની શુદ્ધિ કરનારાં કહ્યાં છે, એટલે તેની ઉપયોગિતા નિર્વિવાદ સિદ્ધ છે.

સામાયિકની ક્રિયામાં જેમ 'કરેમિ ભંતે' પ્રધાન સૂત્ર છે, તેમ ચૈત્યવંદનની ક્રિયામાં શક્ર-સ્તવ અથવા 'નમો ત્થુ ણં'

હૃદયમાં રહેલા મિથ્યાત્વરૂપી ગાઢ અંધકાર દૂર કરનાર હોઈ લોક-પ્રદીપો છે, અને વિશિષ્ટ ચૌદ પૂર્વધરોના સૂક્ષ્મતમ સંદેહ દૂર કરવા વગેરે વડે લોક-પ્રદ્યોતકર છે. ૪.

જેઓ અભયને આપનારા છે, શ્રદ્ધારૂપી નેત્રોનું દાન કરનારા છે, કર્મના વિશિષ્ટ ક્ષયોપશમરૂપ માર્ગને દેખાડનારા છે, રાગ અને દ્વેષથી પરાભવ પામેલા પ્રાણીઓને શરણ આપનારા છે અને મોક્ષ-વૃક્ષના મૂલરૂપ બોધિ-બીજનો લાભ આપનારા છે. ૫

જેઓ ચારિત્રધર્મને સમજાવનારા છે, પાંત્રીશ ગુણોથી યુક્ત વાણી વડે ધર્મ-દેશના આપનારા છે, ધર્મના સાચા સ્વામી છે, ધર્મરૂપી રથને ચલાવવામાં નિષ્ણાત સારથિ છે અને ધર્મરૂપી શ્રેષ્ઠચતુરંત (ચતુર્ગતિ વિનાશક) ચક્રને ધારણ કરનારા ચક્રવર્તી છે. ૬.

જેઓ સર્વત્ર અસ્ખલિત કેવલજ્ઞાન અને કેવલદર્શનને ધારણ કરનારા છે તથા સર્વ પ્રકારનાં ઘાતીકર્મોથી મુક્ત છે. ૭.

જેઓ રાગ અને દ્વેષનો જય કરવાથી સ્વયં જિન બનેલા છે, તથા ઉપદેશવડે બીજાઓને પણ જિન બનાવનારા છે; જેઓ સમ્યગ્દર્શનાદિ પ્રવહણવડે સંસાર-સમુદ્રનો પાર પામી ગયેલા છે અને બીજાઓને પણ તેનો પાર પમાડે છે; જેઓ પોતે બુદ્ધ છે અને બીજાઓને પણ બોધ પમાડે છે; જેઓ સર્વ પ્રકારના કર્મ-બંધનોથી મુક્ત થયેલા છે તથા બીજાઓને મુક્તિ અપાવનારા છે. ૮.

જેઓ સર્વજ્ઞ અને સર્વદર્શી છે તથા શિવ, સ્થિર, વ્યાધિ અને વેદનાથી રહિત, અનંત, અક્ષય, અવ્યાબાધ અને અપુનરાવૃત્તિ એટલે જ્યાં ગયા પછી સંસારમાં પાછું આવવાનું રહેતું નથી, એવા સિદ્ધિગતિ નામના સ્થાનને પ્રાપ્ત થયેલા છે.

સંગત રીતે અર્થ જુદો પડાય, તે સંપદ—સંપદા કહેવાય છે. સંબંધ ધરાવતા શબ્દો-વાળો પાઠ આલાપક કહેવાય છે. સંપદા અને આલાપકની દૃષ્ટિએ '**नमो त्थु णं**' નો પાઠ નીચે મુજબ રચાયેલો છેઃ—

૧ સ્તોતવ્ય-સંપદા

**नमोऽत्थु णं अरिहंताणं १, भगवंताणं २ ॥ १ ॥**

૨ હેતુ-સંપદા

**आइगराणं ३, तित्थयराणं ४, सयं-संबुद्धाणं ५ ॥ २ ॥**

૩ ઇતરહેતુ-સંપદા

**पुरिसुत्तमाणं ६, पुरिस-सीहाणं ७, पुरिस-वरपुंडरीयाणं ८, पुरिस-वरगंधहत्थीणं ९ ॥ ३ ॥**

૪ ઉપયોગ-સંપદા

**लोगुत्तमाणं १०, लोग-नाहाणं ११, लोग-हियाणं १२, लोग-पईवाणं १३, लोग-पज्जोअगराणं १४ ॥ ४ ॥**

૫ તદ્ધેતુ-સંપદા

**अभय-दयाणं १५, चक्खु-दयाणं १६, मग्ग-दयाणं १७, सरण-दयाणं १८, बोहि-दयाणं १९ ॥ ५ ॥**

૬ સવિશેષોપયોગ-સંપદા

**धम्म-दयाणं २०, धम्म-देसयाणं २१, धम्म-नायगाणं २२, धम्म-सारहीणं २३, धम्म-वर-चाउरंत-चक्कवट्टीणं २४ ॥ ६ ॥**

પ્રધાન સૂત્ર છે, તેથી જ નિર્ગ્રંથ-પ્રવચનમાં કહેવાયું છે કે — **सक्कत्थयाइयं चेइयवंदणं**—ચૈત્યવંદન શક્રસ્તવાદિવાળું હોય છે. શ્રી હરિભદ્રસૂરિએ ચૈત્યવંદનસૂત્ર-વૃત્તિ લલિતવિસ્તરામાં આ સૂત્ર પર ન્યાય-પૂર્ણ વિશદ વ્યાખ્યા રચેલી છે કે જેનું વાચન કરવાથી બૌદ્ધમત તરફ ઢળેલા કવિ-કુંજર શ્રી સિદ્ધર્ષિગણિ પુનઃ જૈન-માન્યતામાં સ્થિર થયા હતા. એ વૃત્તિ પોતાને માટે રચી હોવાનું કથન શ્રી સિદ્ધર્ષિએ ઉપમિતિભવપ્રપંચા-કથાના પ્રસ્તાવમાં આ પ્રમાણે કરેલું છે:—

नमोऽस्तु हरिभद्राय, तस्मै प्रवरसूरये ।
मदर्थं निर्मिता येन, वृत्तिर्ललितविस्तरा ॥

—(સિદ્ધર્ષિ)

તે શ્રેષ્ઠ સૂરિ શ્રી હરિભદ્રને નમસ્કાર હો કે જેમણે મારા માટે લલિતવિસ્તરા નામની 'નમો ત્થુ ણં' આદિ સૂત્રની વૃત્તિ-ટીકા બનાવી.

આ સૂત્ર નવ સંપદા અને તેત્રીસ આલાપોમાં વહેંચાયેલું છે. તે માટે શ્રી હેમચંદ્રાચાર્યે સ્વોપજ્ઞ યોગશાસ્ત્રની વૃત્તિમાં (પૃ. ૨૧૬ માં નીચેનું પ્રમાણ આપ્યું છે:—

दो तिअ चउर ति-पंचा, दोन्नि अ चउरो य हुन्ति तिन्नि य ।
सक्कथये नव संपय, तित्तिसे होन्ति आलावा ॥

શક્ર-સ્તવમાં બે, ત્રણ, ચાર, ત્રણ પાંચ (૫, ૫, ૫,) બે ચાર ત્રણ એ પ્રમાણે તેત્રીશ આલાપો-વાળી નવ સંપદાઓ છે.

સંપદા એટલે અર્થનું વિશ્રામ-સ્થાન અથવા અર્થાધિકાર. साङ्गत्येन पद्यते-परिच्छिद्यतेऽर्थो याभिरिति संपदः જેનાથી

સંગત રીતે અર્થ જુદો પડાય, તે સંપદ—સંપદા કહેવાય છે. સંબંધ ધરાવતા શબ્દો-વાળો પાઠ આલાપક કહેવાય છે. સંપદા અને આલાપકની દૃષ્ટિએ 'नमो त्थु णं' નો પાઠ નીચે મુજબ રચાયેલો છે:—

૧ સ્તોતવ્ય-સંપદા

नमोऽत्थु णं अरिहंताणं १, भगवंताणं २ ॥ १ ॥

૨ હેતુ-સંપદા

आइगराणं ३, तित्थयराणं ४, सयं-संबुद्धाणं ५ ॥ २ ॥

૩ ઇતરહેતુ-સંપદા

पुरिसुत्तमाणं ६, पुरिस-सीहाणं ७, पुरिस-वरपुंडरीयाणं ८, पुरिस-वरगंधहत्थीणं ९ ॥ ३ ॥

૪ ઉપયોગ-સંપદા

लोगुत्तमाणं १०, लोग-नाहाणं ११, लोग-हियाणं १२, लोग-पईवाणं १३, लोग-पज्जोअगराणं १४ ॥ ४ ॥

૫ તદ્ધેતુ-સંપદા

अभय-दयाणं १५, चक्खु-दयाणं १६, मग्ग-दयाणं १७, सरण-दयाणं १८, बोहि-दयाणं १९ ॥ ५ ॥

૬ સવિશેષોપયોગ-સંપદા

धम्म-दयाणं २०, धम्म-देसयाणं २१, धम्म-नायगाणं २२, धम्म-सारहीणं २३, धम्म-वर-चाउरंत-चक्कवट्टीणं २४ ॥ ६ ॥

૭ સ્વરૂપ-સંપદા

अप्पडिय-वरनाण-दंसण-धराणं २५, वियट्ट-छउमाणं २६ ॥ ७ ॥

૮ નિજ-સમ-ફલદ-સંપદા

जिणाणं जावयाणं २७, तिन्नाणं तारयाणं २८, बुद्धाणं बोहयाणं २९, मुत्ताणं मोअगाणं ३० ॥ ८ ॥

૯ મોક્ષ સંપદા

सव्वन्नूणं सव्वदरिसीणं ३१, सिवं अयलं अरुअं अणंतं अक्खयं अव्वाबाहं अपुणराविति्त सिद्धिगइ-नामधेयं ठाणं संपत्ताणं ३२ नमो जिणाणं जिअ-भयाणं ३३ ॥ ९ ॥*

૧. સ્તુતિ કરવાને યોગ્ય તે સ્તોતવ્ય. તેને જણાવનારો અર્થાધિકાર તે સ્તોતવ્ય-સંપદા. સ્તોતવ્યને જાણ્યા વિના સ્તુતિ કરવાની પ્રવૃત્તિ થઈ શકતી નથી, માટે પ્રથમ પ્રસ્તાવ તેનો કરવામાં આવ્યો છે. **नमोऽत्थु णं अरिहंताणं भगवंताणं**—એ પદો વડે શ્રી અરિહંત ભગવંતોનું સ્તોતવ્યપણું પ્રગટ થાય છે. સ્તુતિ કરવા યોગ્ય સર્વ પાત્રોમાં અરિહંતો મુખ્ય છે કે જેઓ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ વડે ચાર પ્રકારના હોય છે. તે માટે પ્રવચનસારોદ્ધારનાં ૪૨ મા દ્વારમાં કહ્યું છે કે :—

* આલાપકોનો આ ક્રમ લલિતવિસ્તરા મુજબનો છે, તેમાં જણાવ્યા પ્રમાણે કેટલાક विअट्ट छउमाणंના પદને સ્વતંત્ર આલાપક ન ગણતાં તેનો સમાવેશ ૨૫ મા આલાપકમાં જ કરે છે, એટલે આલાપકોની સંખ્યા ૩૨ ની માને છે.

जिणनामा नाम-जिणा, केवलिणो सिवगया य भावजिणा ।
ठवण-जिणा पडिमाउ, द्व्य-जिणा भाविजिण-जीवा ॥
(ગા. ૪૫૩)

ઋષભ, અજિત આદિ જિનનાં નામો તે નામ-જિનો. કેવલી અને શિવગતિને પ્રાપ્ત થયેલા તે ભાવ-જિનો. સુવર્ણ, રત્ન કે પાષાણ આદિની પ્રતિમાઓ તે સ્થાપના-જિનો અને ભવિષ્યમાં જિન-તીર્થંકર થનારા શ્રેણિક પ્રમુખના જીવો તે દ્રવ્ય-જિનો.

આ ચાર પ્રકારના જિનોમાંથી અહીં ભાવ-જિનો કે ભાવ-અરિહંતોની સ્તુતિ કરવામાં આવે છે.

૨-૩. શ્રી અરિહંત ભગવંતોની સ્તુતિ કયા હેતુથી કરવામાં આવે છે? તે જાણવાની ઇચ્છા પ્રત્યેક મુમુક્ષુને હોય છે; તેથી હવે પછીની બે સંપદાઓમાં સામાન્ય હેતુ કે ઓઘ-હેતુ અને વિશેષ-હેતુ કે ઇતર-હેતુઓનું નિરૂપણ કરવામાં આવ્યું છે. શ્રી અરિહંત ભગવંતો આદિકર, તીર્થંકર, સ્વયં-સંબુદ્ધ હોય છે, તે એમની સ્તોતવ્યતાનો (સ્તુતિ કરવા યોગ્ય હોવાનો) સામાન્ય હેતુ છે અને તેઓ પુરુષોત્તમ, પુરુષ-સિંહ, પુરુષ-વરપુંડરીક તથા પુરુષ-વરગંધહસ્તી હોય છે, તે એમની સ્તોતવ્યતાનો વિશેષ હેતુ છે.

૪. અર્હંતોનું આદિકરપણું, તીર્થંકરપણું, સ્વયં-સંબુદ્ધપણું કે પુરુષોત્તમાદિપણું મુમુક્ષુઓને કઈ રીતિએ ઉપયોગી છે, તે જણાવવા માટે ઉપયોગ-સંપદાને રજૂ કરવામાં આવી છે. જેઓ સ્વયં ઉત્તમ હોય તેઓ જ બીજાને ઉત્તમ બનાવી શકે છે, ઉત્તમ બનવાનો રાહ દર્શાવી શકે છે; એટલે પ્રથમ સહજ-તથાભવ્યત્વ આદિ ગુણો વડે તેમનું લોકોત્તમપણું દર્શાવવામાં આવ્યું છે.

### ૭ સ્વરૂપ-સંપદા

अप्पडिय-वरनाण-दंसण-धराणं २५, वियट्ट-छउमाणं २६ ॥ ७ ॥

### ૮ નિજ-સમ-ફલદ-સંપદા

जिणाणं जावयाणं २७, तिन्नाणं तारयाणं २८, बुद्धाणं बोहयाणं २९, मुत्ताणं मोअगाणं ३० ॥ ८ ॥

### ૯ મોક્ષ સંપદા

सव्वन्नूणं सव्वदरिसीणं ३१, सिवं अयलं अरुअं अणंतं अक्खयं अव्वाबाहं अपुणरावित्ति सिद्धिगइ-नामधेयं ठाणं संपत्ताणं ३२ नमो जिणाणं जिअ-भयाणं ३३ ॥ ९ ॥*

૧. સ્તુતિ કરવાને યોગ્ય તે સ્તોતવ્ય. તેને જણાવનારો અર્થાધિકાર તે સ્તોતવ્ય-સંપદા. સ્તોતવ્યને જાણ્યા વિના સ્તુતિ કરવાની પ્રવૃત્તિ થઈ શકતી નથી, માટે પ્રથમ પ્રસ્તાવ તેનો કરવામાં આવ્યો છે. **नमोऽत्थु णं अरिहंताणं भगवंताणं**—એ પદો વડે શ્રી અરિહંત ભગવંતોનું સ્તોતવ્યપણું પ્રગટ થાય છે. સ્તુતિ કરવા યોગ્ય સર્વ પાત્રોમાં અરિહંતો મુખ્ય છે કે જેઓ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ વડે ચાર પ્રકારના હોય છે. તે માટે પ્રવચનસારોદ્ધારનાં ૪૨ મા દ્વારમાં કહ્યું છે કે :—

* આલાપકોનો આ ક્રમ લલિતવિસ્તરા મુજબનો છે, તેમાં જણાવ્યા પ્રમાણે કેટલાક वियट्ट छउमाणं ના પદને સ્વતંત્ર આલાપક ન ગણતાં તેનો સમાવેશ ૨૫ મા આલાપકમાં જ કરે છે, એટલે આલાપકોની સંખ્યા ૩૨ ની માને છે.

૭. શ્રી અરિહંત ભગવંતોનું સ્વરૂપ કેવું છે? તે જણાવવા માટે સ્વરૂપ–હેતુ–સંપદા કહેવામાં આવી છે. તેઓ સદા અસ્ખલિત એવા કેવલજ્ઞાન અને કેવલદર્શનને ધારણ કરનારા છે, કારણ કે છદ્મસ્થાવસ્થાને સંપૂર્ણ રીતે દૂર કરી ચૂકેલા છે.

૮. આવા પૂર્ણજ્ઞાની પરમકૃપાળુ પુરુષોત્તમ પરમાત્મા શ્રી અરિહંત દેવો અચિંત્ય પ્રભાવ, પરાર્થ–રસિકતા અને સમ્યક્–પ્રરૂપણા વડે મુમુક્ષુઓને પોતાના જેવા જ બનાવી શકે છે–બનાવે છે, તે વાત નિજસમફલ–સંપદા વડે દર્શાવવામાં આવી છે. જેમ કે તેઓ સ્વયં જિન બનેલા છે અને બીજાઓને જિન બનાવે છે; તેઓ સ્વયં સંસાર–સમુદ્રને તરી ગયેલા છે અને બીજાઓને સંસાર–સમુદ્રથી તારે છે; તેઓ સ્વયં બોધ પામેલા છે અને બીજાઓને બોધ પમાડે છે તથા પોતે સકલ કર્મ–કલેશમાંથી મુક્ત થયા છે અને બીજાઓને કર્મ-કલેશમાંથી મુક્ત કરે છે.

૯. સર્વજ્ઞ અને સર્વદર્શી એવા અરિહંત દેવોએ કેવું સ્થાન પ્રાપ્ત કરેલું છે? તે દર્શાવવા માટે મોક્ષ–સંપદા આપવામાં આવી છે. શ્રી અરિહંત દેવો ચરમ–શરીરનો ત્યાગ કર્યા પછી શિવ, અચલ, અરુજ, અનંત, અક્ષય, અવ્યાબાધ અને અપુનરાવૃત્તિ એવા સિદ્ધિગતિ નામના સ્થાનને પ્રાપ્ત થાય છે કે જેનું વર્ણન વૈખરી વાણીથી થઈ શકતું નથી. આ કારણોએ જિન અને જિત–ભય એવા શ્રી અરિહંત ભગવંતોને ભાવોલ્લાસ–પૂર્વક નમન કરવાનું છે, હૃદયના પ્રત્યેક તાર ઝણઝણાવીને તેમના ઉત્તમોત્તમ ગુણોનું ગાન કરવાનુ છે.

અધ્યાત્મના સર્વોત્કૃષ્ટ આદર્શને રજૂ કરતા શ્રી અરિહંત દેવોની સ્તુતિ જેઓ સાચા ભાવે કરે છે, તેઓ આ ત્રિવિધતાપમય સંસારને નિશ્ચય–પૂર્વક તરી જાય છે.

આવા લોકોત્તમ અરિહંતો રાગાદિદોષોથી રક્ષણીય સમસ્ત પ્રાણીઓના યોગ અને ક્ષેમ કરવા વડે તેમના નાથ બને છે, સમ્યક્ પ્રરૂપણા વડે વ્યવહારરાશિમાં આવેલા સર્વ જીવોનું હિત કરે છે, સકલ સંજ્ઞી પ્રાણીઓનાં હૃદયમાંથી મોહનો ગાઢ અંધકાર દૂર કરી તેમને સમ્યક્ત્વ પમાડે છે અને વિશિષ્ટ ચૌદ પૂર્વધરો જેવા ઉત્તમ કોટીના શ્રુતધરોના પણ સૂક્ષ્મતમ સંદેહો દૂર કરી તથા તેમને વિશેષ બોધ પમાડી તેમનામાં જ્ઞાનનો પ્રદ્યોત કરે છે, એટલે જુદી જુદી કક્ષામાં રહેલા સકલ ભવ્યજીવોને તેઓ એક યા બીજા પ્રકારે ઉપયોગી થાય છે, અને તે જ એમની સ્તોતવ્યતાનું પ્રધાન કારણ છે.

૫. શ્રી અરિહંત દેવોની આ ઉપયોગિતા જે હેતુઓ વડે સિદ્ધ થાય છે, તેનો નિર્દેશ ઉપયોગ, હેતુ કે તદ્ધેતુ-સંપદાદ્વારા કરવામાં આવ્યો છે. સાત પ્રકારના ભયમાંથી મુક્તિ આપવી, શ્રદ્ધારૂપી નેત્રોનું દાન કરવું, કર્મનો વિશિષ્ટ ક્ષયોપશમ થાય તેવો માર્ગ દર્શાવવો, તત્ત્વ-ચિંતનરૂપ શરણ આપવું અને જિનધર્મની પ્રાપ્તિરૂપ બોધિનો લાભ પમાડવો, એ હેતુઓવડે તેમની ઉપયોગિતા પ્રકટ સિદ્ધ છે.

૬. વળી અરિહંત દેવોની ઉપયોગિતા જે વિશિષ્ટ કારણોને લઇને માનવામાં આવે છે, તેનું દર્શન સવિશેષોપયોગ-સંપદા દ્વારા કરાવવામાં આવ્યું છે. તેઓ સર્વવિરતિ અને દેશવિરતિરૂપ ચારિત્રધર્મના દાતા છે, ધર્મના અતિસમર્થ ઉપદેશક છે, ધર્મના સાચા અર્થમાં સ્વામી છે, ધર્મનું કુશળ રીતે સંચાલન કરવાવડે ધર્મ-રથના સારથિ છે અને ચારે ગતિનો નાશ કરનાર અનુપમ ધર્મ-ચક્રનું પ્રવર્ત્તન કરવા વડે શ્રેષ્ઠ ધર્મ-ચક્રવર્તી છે. તેમની આ વિશિષ્ટ પ્રકારની ઉપયોગિતા સકલ મુમુક્ષુ જીવોનું આત્યંતિક કલ્યાણ કરનારી હોઇને સહુની સ્તુતિને પાત્ર છે.

એક જીર્ણ પત્રમાં એવો ઉલ્લેખ મળે છે કે આ. ધર્મશેખર-સૂરિએ કર્ણાટકની રાજસભામાં 'નમુ ત્થુણં કલ્પ'નો પ્રભાવ બતાવ્યો હતો. એમ લાગે છે કે આ ઘટના શંકરગણ કે બુદ્ધરાજના સમયમાં કલ્યાણીમાં બની હશે.

(જૈન પ. ઇતિ. ભા. ૧, પૃ. ૪૫૪).

આ સૂત્રમાં પદ ૩૩, સંપદા ૯, ગાથા ૧, સર્વવર્ણ ૨૯૭ અને તેમાં ગુરુ ૩૩, તથા લઘુ ૨૬૪ છે.

## (૭) પ્રકીર્ણક

શક્રસ્તવનો મૂલપાઠ ઔપપાતિકસૂત્રના ૨૦ મા સૂત્રમાં, રાજપ્રશ્નીયસૂત્રના ૧૩ મા સૂત્રમાં તથા કલ્પસૂત્રના ૧૫ મા સૂત્રમાં જોવાય છે તથા સમવાયાંગસૂત્રના પ્રારંભમાં અને ભગવતીસૂત્રના પ્રારંભમાં પણ આ સૂત્રના ભાવને મળતાં વિશેષણો દ્વારા ભગવંત મહાવીરનો પરિચય કરાવેલો છે. વળી જીવાજીવાભિગસૂત્રના ૧૪૨ મા સૂત્રમાં, તથા જ્ઞાત-ધર્મકથાંગના ૧૩ મા તથા ૧૬ મા અધ્યયનમાં પણ તેના સંક્ષિપ્ત નિર્દેશો છે.



ભાવ-જિનોની સ્તુતિ કર્યા પછી અતીત, અનાગત અને વર્તમાનકાલ-વિષયક સર્વ દ્રવ્ય-જિનોને વંદના કરવાના હેતુથી છેલ્લી ગાથા યોજાયેલી છે.

ઉત્કૃષ્ટ ચૈત્યવંદનમાં પાંચ 'દંડક'નો ઉપયોગ થાય છે, તેમાં આ સૂત્ર પહેલા 'દંડક' તરીકે સ્થાન પામેલું છે. **पण दंडा १ सक्कत्थय, २ चेइअ, ३ नाम, ४ सुअ, ५ सिद्धत्थय।**

—( **चेइयवंदण** ગાથા ૪૧ છે. )

પાંચ દંડકની* ગણતરી આ પ્રમાણે છે:—

શક્રસ્તવ એટલે **नमो त्थुणं** સૂત્ર. ચૈત્યસ્તવ એટલે **अरिहंत-चेइयाणं** સૂત્ર, નામસ્તવ એટલે **लोगस्स** સૂત્ર, શ્રુતસ્તવ એટલે **पुक्खरवर** સૂત્ર અને સિદ્ધસ્તવ એટલે **सिद्धाणं बुद्धाणं** સૂત્ર.

આ સૂત્ર પર લલિતવિસ્તરા નામની ચૈત્યવંદનસૂત્રવૃત્તિમાં, યોગશાસ્ત્રની સ્વોપજ્ઞવૃત્તિમાં, ધર્મસંગ્રહમાં તથા કલ્પસૂત્રની વ્યાખ્યાઓ વગેરેમાં યોગ્ય વિવરણ થયેલું છે, તેમજ તેનો સ્વતંત્ર કલ્પ રચાયેલો છે.

---

* દંડક સૂત્રના અર્થ માટે શ્રી સોમસુંદરસૂરિ મહારાજે રચેલ ભાષ્યની અવચૂર્ણિમાં કહ્યું છે કે:—

**यथोक्तमुद्राभिरस्खलितं भण्यमानत्वाद् दण्डा इव दण्डाः सरला इत्यर्थः।**

શાસ્ત્રમાં કહેલ મુદ્રાવડે અસ્ખલિત રીતે જે બોલવામાં આવે તે સૂત્રોને દંડક સૂત્રો કહેવામાં આવે છે.

**चैत्यानि जिनेन्द्र-प्रतिमाः** ( અ. દી. )

**उड्ढे**-[ **ऊर्ध्वे** ]—ઊર્ધ્વલોકે, દેવલોકમાં.

**अ**-[ **च** ]—અને.

**अहे**-[ **अधः** ]—અધોલોકમાં, ભવનપતિના આવાસોમાં.

**तिरिअलोए**-[ **तिर्यग्लोके** ]—તિર્યગ્લોકમાં, મનુષ્યલોકમાં.

तिर्यच्નો મૂલ અર્થ વચમાં રહેલું, મધ્યમાં રહેલું એવો થાય છે. ઉપર સ્વર્ગ, નીચે પાતાલ અને વચમાં મનુષ્યલોક હોવાથી તે તિર્યગ્લોક કહેવાય છે, તેમાં.

**सव्वाइं ताइं**-[ **सर्वाणि तानि** ]—તે સર્વને.

**वंदे**-[ **वन्दे** ]—હું વાંદું છું.

**इह**-[ **इह** ]—અહીં.

**संतो**-[ **सन्** ]—રહ્યો છતો.

**तत्थ**-[ **तत्र** ]—ત્યાં.

**संताइं**-[ **सन्ति** ]—રહેલાંને.

## (૪) તાત્પર્યાર્થ

આ સૂત્રમાં સર્વ ચૈત્યોને વંદન કરેલું હોવાથી તે **सव्व-चेइय-वंदण-सुत्त** સર્વચૈત્ય-વંદન સૂત્ર કહેવાય છે. પ્રથમ શબ્દો પરથી 'જાવંતિ ચેઇયાઇં' નામથી પણ તે પ્રસિદ્ધ છે.

## (૫) અર્થ-સંકલના

ઊર્ધ્વલોક, અધોલોક અને મનુષ્યલોકમાં જેટલાં પણ ચૈત્યો-જિનબિંબો હોય, તે સર્વને અહીં રહ્યો છતો ત્યાં રહેલાંને હું વંદન કરું છું.



# १५ सव्व-चेइयवंदण-सुत्तं

## [ सर्व-चैत्यवन्दन-सूत्रम् ]

## જાવંતિ ચેઇયાઇં-સૂત્ર

*

### (૧) મૂલપાઠ

जावंति चेइयाइं, उड्ढे अ अहे अ तिरिअलोए अ ।
सव्वाइँ ताइँ वंदे, इह संतो तत्थ संताइं ॥ १ ॥*

### (૨) સંસ્કૃત છાયા

यावन्ति चैत्यानि, ऊर्ध्वे चाधश्च तिर्यग्लोके च ।
सर्वाणि तानि वन्दे, इह सन् तत्र सन्ति ॥ १ ॥

### (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**जावंति**-[ यावन्ति ]—જેટલાં.

**चेइयाइं**-[ चैत्यानि ]—ચૈત્યો, જિન-પ્રતિમાઓ.

---

* આ ગાથા 'ગાહા' છંદમાં છે.




# १६ सव्व-साहु-वंदण-सुत्तं

## [ सर्व-साधु-वन्दन-सूत्रम् ]

## 'જાવંત કે વિ સાહૂ' સૂત્ર

*

### (૧) મૂલપાઠ

जावंत के वि साहू, भरहेरवय-महाविदेहे अ ।
सव्वेसिं तेसिं पणओ, तिविहेण तिदंड-विरयाणं ॥ १ ॥*

### (૨) સંસ્કૃત છાયા

यावन्तः के अपि साधवः, भरत-ऐरवत-महाविदेहे च ।
सर्वेभ्यः तेभ्यः प्रणतः, त्रिविधेन त्रिदण्ड-विरतेभ्यः ॥ १ ॥

### (૩) સામાન્ય અને વિશેષ અર્થ

जावंत-[ यावन्तः ]—જેટલા.

के वि-[ के अपि ]—જે કોઈ.

साहू-[ साधवः ]—સાધુઓ.

---

* આ ગાથા 'ગાહા' છંદમાં છે.

## (૬) સૂત્ર-પરિચય

જિન-પ્રતિમા આત્મ-બોધ માટેનું એક અગમ્યનું સાધન છે. તેના પ્રત્યેની નિ:સીમ ભક્તિ આ ગાથા વડે પ્રદર્શિત કરાય છે.

આ સૂત્રમાં સર્વવર્ણ ૩૫, અને તેમાં ગુરુ ૩, તથા લઘુ ૩૨ છે.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્રનું આધાર-સ્થાન શ્રાવકપ્રતિક્રમણસૂત્રની ૪૪ મી ગાથા હોય, તેમ જણાય છે.



अ-[ च ]—પણ.

**सव्वेसिं तेसिं**-[ **सर्वेभ्यः तेभ्यः** ]—તે સર્વેને.

**पणओ**-[ **प्रणतः** ]...પ્રણત, નમેલો, (હું)

**तिविहेण**-[ **त्रिविधेन** ]—ત્રણ પ્રકારે, ત્રણ કરણથી.

**तिदंड-विरयाणं**-[ **त्रिदण्ड-विरतेभ्यः** ]—'ત્રણ દંડ'થી જેઓ વિરામ પામેલા છે, તેઓને.

જેનાથી આત્મા દંડાય, તે દંડ; આ કાર્ય ત્રણ પ્રકારે થાય છે : મનથી, વચનથી અને કાયાથી. એટલે દંડ પણ ત્રણ પ્રકારના ગણાય છે : મનોદંડ, વચનદંડ અને કાયદંડ. આ ત્રણે પ્રકારના દંડથી વિરમવું એ સાધુ-જીવનનું મુખ્ય લક્ષણ છે; અર્થાત્ સાધુ કોઈને પણ મનથી દંડે નહિ, વચનથી દંડે નહિ અને કાયાથી પણ દંડે નહિ. આવી રીતે જેઓ ત્રણ દંડથી વિરામ પામેલા છે, તેઓ ભાવસાધુ છે અને તેમને જ અહીં વંદન કરવામાં આવ્યું છે.

## (૪) તાત્પર્યાર્થ

આ સૂત્રમાં સર્વ પ્રકારના સાધુઓને વંદન કરવામાં આવ્યું છે, એટલે તે સવ્વ-સાહુ-વંદણ-સુત્ત કહેવાય છે. આદિનાં પદો પરથી એનું પ્રચલિત નામ 'જાવંત કે વિ સાહૂ' સૂત્ર છે.

## (૫) અર્થ-સંકલના

ભરત, ઐરવત અને મહાવિદેહ ક્ષેત્રોમાં રહેલા જે કોઈ સાધુ મન, વચન અને કાયાથી સપાપ પ્રવૃત્તિ કરતા નથી, કરાવતા નથી, તેમ જ કરનાને અનુમોદન આપતા નથી, તેમને હું વાંદું છું.

વિશિષ્ટ ગુણો તથા ભિન્ન ભિન્ન અવસ્થાઓને લીધે સાધુઓ અનેક પ્રકારના ગણાય છે. જેમ કે કેવલી, ઋજુમતિ, વિપુલમતિ, પરમાવધિ, અવધિજ્ઞાની, ચૌદપૂર્વધર, દશપૂર્વી, સાડાનવપૂર્વી, દ્વાદશાંગ-ધર, એકાદશાંગ-ધર, જિનકલ્પી, સ્થવિરકલ્પી, યથાલન્દિક, પરિહાર-વિશુદ્ધિ, વિદ્યાચારણ, જંઘાચારણ, પદાનુસારિ-લબ્ધિવંત, વૈક્રિય-લબ્ધિવંત, આશીવિષ-લબ્ધિવંત, પુલાક, નિર્ગ્રંથ, સ્નાતક, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્ત્તક વગેરે.

**भरहेरवय-महाविदेहे**-[**भरत-ऐरवत-महाविदेहे**]ભરત,-ઐરવત અને મહાવિદેહક્ષેત્રમાં.

મનુષ્યક્ષેત્ર અઢીદ્વીપ અને બે સમુદ્ર-પ્રમાણ એટલે ૪૫૦૦૦૦૦ યોજન-પ્રમાણ છે. તેની બહાર કોઈ પણ મનુષ્યનો જન્મ થતો નથી. આ અઢીદ્વીપમાં સહુની મધ્યમાં જંબૂદ્વીપ છે, તેને ફરતો લવણસમુદ્ર છે, તેને ફરતો ધાતકીખંડ છે, તેને ફરતો કાલોદધિ સમુદ્ર છે અને તેને ફરતો પુષ્કરાવર્ત્ત નામનો દ્વીપ છે કે જેની બરાબર મધ્યમાં આવેલા માનુષોત્તર પર્વત સુધી મનુષ્ય-લોકની હદ છે, એટલે તે દ્વીપ અર્ધો ગણાય છે. આ અઢીદ્વીપમાં ૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મભૂમિ અને ૫૬ અંતરદ્વીપ મળી કુલ ૧૦૧ ક્ષેત્રો મનુષ્યને ઉત્પન્ન થવાનાં સ્થાનો છે. તેમાં અકર્મભૂમિ અને અંતરદ્વીપમાં જન્મેલાઓ યુગલિકધર્મમાં હોવાથી તેમને સાધુપણું-વિરતિભાવ સ્પર્શી શકતો નથી. મતલબ કે ૧૫ કર્મ-ભૂમિઓમાં જ સાધુપણું પ્રાપ્ત થઈ શકે છે. આ ૧૫ કર્મભૂમિની

# १७ पंचपरमेष्ठि–नमस्कारसूत्रम्

## 'નમોऽर्हत्' સૂત્ર

*

### (૧) મૂલપાઠ

नमोऽर्हत्-सिद्धाचार्योपाध्याय-सर्वसाधुभ्यः ॥ १ ॥

### (૨) સંસ્કૃત છાયા

આ સૂત્ર સંસ્કૃત ભાષામાં છે.

### (૩) સામાન્ય અને વિશેષ અર્થ

પાંચ પરમેષ્ઠિના અર્થની વિગત માટે જુઓ સૂત્ર ૧ લું.

### (૪) તાત્પર્યાર્થ

સૂત્ર ૧ લા મુજબ.

### (૫) અર્થ–સંકલના

અરહંતોને નમસ્કાર થાઓ, સિદ્ધોને નમસ્કાર થાઓ, આચાર્યોને નમસ્કાર થાઓ, ઉપાધ્યાયોને નમસ્કાર થાઓ, સર્વ સાધુઓને નમસ્કાર થાઓ.

## (૬) સૂત્ર-પરિચય

જિનેશ્વરો અને જિન-પ્રતિમાઓની જેમ સાધુઓ પણ આત્મ-પ્રબોધ થવામાં અતિ ઉપકારક છે. તેમના પ્રત્યેનું સન્માન, તેમના પ્રત્યેની પૂજ્યબુદ્ધિ અને તેમના પ્રત્યેની અંતરંગ ભક્તિ મનુષ્યમાં રહેલા કુસંસ્કારોને દૂર કરવામાં અને ચારિત્રની ખિલવણી કરવામાં પ્રબલ નિમિત્ત છે, તેથી તેમને વંદન કરવામાં આવ્યું છે. આ સૂત્ર નમસ્કારમંત્રના પાંચમા પદના ગાથાત્મક વિવરણરૂપ છે.

સદ્દેવ, સદ્ગુરુ અને સદ્ધર્મ—એ ત્રણેની ઉપાસના મોક્ષ-માર્ગમાં એકસરખી જરૂરી છે.

આ સૂત્રમાં સર્વ વર્ણ ૩૮ અને તેમાં ગુરુ ૧ તથા લઘુ ૩૭ છે.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્રનું આધાર-સ્થાન શ્રાવકપ્રતિક્રમણસૂત્રની ૪૫ મી ગાથા હોય તેમ જણાય છે.



પ્રમાણે; ચૌદ પૂર્વમાં કહેલું સંસ્કૃત વાક્ય કહ્યું તથા એકદા તે સિદ્ધસેન સૂરિએ પોતાના ગુરુને કહ્યું કે—આ સર્વ આગમ પ્રાકૃતમાં છે તેને હું સંસ્કૃતમાં બનાવું. ત્યા ગુરુએ તેને કહ્યું કે—બાળ, સ્ત્રી, મંદ બુદ્ધિવાળા અને મૂર્ખ જનો કે જેઓ ચારિત્ર લેવાની ઇચ્છાવાળા હોય તેમના હિતને માટે તત્ત્વજ્ઞાનીઓએ સિદ્ધાંતના ગ્રંથો પ્રાકૃતમાં રચ્યા છે, તે યોગ્ય છે. છતાં તમે આવો વિચાર કર્યો તેથી તમને મોટી આશાતના લાગી. તેનું પ્રાયશ્ચિત્ત પણ ઘણું મોટું લાગ્યું છે.



## (૬) સૂત્ર-પરિચય

'જાવંત કે વિ સાહૂ' સૂત્ર બોલ્યા પછી ઉવસગ્ગહરં સ્તોત્ર અથવા કોઈપણ પૂર્વાચાર્ય-રચિત સ્તવન બોલાય છે. તે વખતે પ્રારંભના મંગલાચરણ તરીકે આ સૂત્ર બોલવામાં આવે છે. પ્રાચીન પોથીઓમાં સંસારદાવાનલ સ્તુતિ બોલતાં પહેલાં આ સૂત્ર બોલવાનું સૂચન છે. એ સિવાય સ્તુતિ, સ્તવન, સ્તોત્રો કે પૂજાની ઢાળો આદિ ભણાવતાં પણ એનો ઉપયોગ થાય છે.

સાધ્વીઓ અને શ્રાવિકાઓને આ સૂત્ર બોલવાનું નથી.

(ધર્મસંગ્રહ ભાગ ૧. પૃ. ૫૮૫)

## (૭) પ્રકીર્ણક

ખરતરગચ્છના આચાર્ય શ્રી જિનપ્રભસૂરિએ સં. ૧૩૬૪ માં રચેલ વિધિપ્રપા (દેવ-પૂજાવિધિ) માં તથા શ્રી જિનકુશલસૂરિએ સં. ૧૩૮૩ માં રચેલી ચૈત્યવંદનકુલક-વૃત્તિમાં, તથા સં. ૧૪૬૮ માં રુદ્રપલ્લીયગચ્છના શ્રી વર્ધમાનસૂરિએ રચેલા આચારદિનકર વગેરે ગ્રંથોમાં અને ચૈત્યવંદન-વિધિ-વિધાનાદિમાં આ **नमोऽर्हत्** પાઠ જોવામાં આવે છે.

શ્રી સિદ્ધસેન દિવાકર સૂરિની કૃતિ કલ્યાણમંદિર સ્તોત્ર હોવાથી તેની રચના વિષેના લખાણમાં નીચે પ્રમાણે ઉલ્લેખ પ્રાપ્ત થાય છે, જેમાં આ **नमोऽर्हत्०** પદ સંબંધી વિવેચન છે:-

એકદા તેણે વાદ કરવા આવેલા ભટ્ટને સંભળાવવા માટે નવકારને બદલે **नमोऽर्हत्सिद्धाचार्योपाध्याय सर्व साधुभ्यः** એ

इअ[3] संथुओ महायस! भत्ति-भर-निब्भरेण हियएण[4] ।
ता देव! दिज्ज[5] बोहिं, भवे भवे पास! जिणचंद! ॥५॥ *

(२) સંસ્કૃત-છાયા

उपसर्गहरपार्श्वम् पार्श्वं वन्दे कर्मघनमुक्तम् ।
विषधरविषनिर्नाशम् + मंगलकल्याणावासम् ॥ १ ॥
'विसहरफुलिंग' मन्त्रम् कण्ठे धारयति यः सदा मनुजः ।
तस्य ग्रहरोगमारी-दुष्टज्वरा यान्ति उपशमम् ॥ २ ॥
तिष्ठतु दूरे मन्त्रस्तव प्रणामोऽपि बहुफलो भवति ।
नरतिर्यक्ष्वपि जीवाः, प्राप्नुवन्ति न दुःखदौर्गत्यम् ॥ ३ ॥
तव सम्यक्त्वे लब्धे, चिन्तामणिकल्पपादपाभ्यधिके ।
प्राप्नुवन्त्यविघ्नेन, जीवा अजरामरं स्थानम् ॥ ४ ॥
इति संस्तुतो महायशः! भक्तिभरनिर्भरेण हृदयेन ।
तस्मात् देव! देहि बोधिं, भवे भवे पार्श्व! जिनचन्द्र! ॥५॥

---

३ ×इय । ४ ×हिअयेण । ५ देसु जि. प्र. वृ. ।

+ पाठान्तरं वा 'दुक्खदोहग्गं' इति जिनप्रभसूरिकृतवृत्तौ ।

× 'इय' इति ग पाठः इति अनेकार्थरत्नमंजूषायां पृ. २१

◆ 'हिअयेण' इति क्वचित् इति अनेकार्थरत्नमंजूषायां पृ. २१

* આ સૂત્ર 'ગાહા' છંદમાં છે.

+ 'नशः शः' (सिद्धहेम सूत्र २-३-७३) सूत्रेण 'निर्णाशम्' इति प्रयोगो भवेत् परन्तु सर्वासु व्याख्यासु 'निर्नाशम्' इति लिखितम् ।




# १८ उवसग्गहरं-थोत्तं

## [ उपसर्गहर-स्तोत्रम् ]

## ઉવસગ્ગહરં સ્તોત્ર

*

### (૧) મૂલપાઠ

उवसग्गहरं पासं, पासं वंदामि कम्म-घण-मुक्कं ।
विसहर-विस-निन्नासं, मंगल-कल्लाण-आवासं ॥ १ ॥
विसहर-फुलिंग-मंतं, कंठे धारेइ जो सया मणुओ ।
तस्स गह-रोग-मारी-दुट्ठजरा जंति उवसामं ॥ २ ॥
चिट्ठउ दूरे मंतो, तुज्झ पणामो वि बहुफलो होइ ।
नर-तिरिएसु वि जीवा, पावंति न दुक्ख-दोगच्चं[1] ॥ ३ ॥
तुह सम्मत्ते लद्धे[2], चिंतामणि-कप्पपायवब्भहिए ।
पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं ॥ ४ ॥

---

પાઠાંતર—

१ दोहग्गं* । २ पत्ते जि.प्र.टू. ।

## (૩-૪) સામાન્ય, વિશેષ અર્થ તથા તાત્પર્યાર્થ

૧ **उवसग्गहरंपासं (उपसर्गहरपार्श्वम्)** ઉપસર્ગોને-ઉપદ્રવોને, વિઘ્નોને દૂર કરનાર છે પાર્શ્વ (આ નામનો યક્ષ) જેમને એવાને.

ઉપસર્ગો એટલે દેવ આદિ દ્વારા કરાયેલા ઉપદ્રવો.૧ આદિ શબ્દથી અહીં મનુષ્યો તથા તિર્યંચો સમજવાના છે. ૨

ઉપસર્ગો ચાર પ્રકારના પણ છે. અને તે ઉપર્યુક્ત ત્રણ પ્રકારોમાં આત્મસંવેદનીય નામનો ચોથો પ્રકાર ઉમેરવાથી થાય છે. ૩

આ બધા ઉપદ્રવોને દૂર કરે તે **उवसग्गहर;** એટલે કે શાસનનો અધિષ્ઠાયક હોવાથી વિઘ્નોનો નાશ કરનાર. ૪

ઉવસગ્ગહર એવો જે પાર્શ્વ (યક્ષ) તે ઉવસગ્ગહરપાસ.

**उवसग्गहर** પદ એ **पास** પદનું વિશેષણ છે.

અહીં એ સવાલ ઉઠવો સ્વાભાવિક છે કે **उवसग्गहर** એ વિશેષણ શ્રી પાર્શ્વનાથ ભગવંત માટે ન વાપરતાં પાર્શ્વયક્ષ માટે કેમ વાપરવામાં આવ્યું ?

તેનું સમાધાન એ છે કે શ્રી પાર્શ્વનાથ ભગવંત પોતે તો ઉપસર્ગ હરવા સમર્થ છે જ, પરંતુ એમના ભક્ત દેવ પાર્શ્વયક્ષ

---

પાદનોંધ —

૧. उपसर्गान्-देवादिकृतान् उपद्रवान् । સિ. ચ. વ્યા.

૨. उपसर्गाणां देवमनुष्यतिर्यक्कृतोपद्रवाणां હ. કી. વ્યા.

૩. उपसर्गाः दिव्य-मानुष-तैरश्चात्मसंवेदनीयभेदाच्चतुर्विधाः । उपद्रवाः અ. ક. લ.

૪. शासनाधिष्ठायकत्वात् प्रत्यूहनिवारयिता । અ. ક. લ.

## (२-अ) અન્વય

१ २
उपसर्गहरंपार्श्वम् कर्मघनमुक्तम् [घनकर्ममुक्तम्] विषधर-
३ ४ ५ ६
विषनिर्नाशम् मङ्गलकल्याणआवासम् पार्श्वम् वन्दे ॥ १ ॥

७ ८ ९ १०
यो मनुजः 'विसहरफुलिंग' मन्त्रम् सदा कण्ठे धारयति
११ १२ १३ १४
तस्य ग्रहरोगमारिदुष्टज्वरा उपशमं यान्ति ॥ २ ॥

१५ १६ १७ १८ १९ २० २१ २२ २३
मन्त्रः दूरे तिष्ठतु, तव प्रणामोऽपि बहुफलो भवति । जीवा
२४ २५ २६ २७
नरतिर्यक्ष्वपि दुःखदौर्गत्यम् न प्राप्नुवन्ति ॥ ३ ॥

२८ २९ ३० ३१
जीवाः चिन्तामणिकल्पपादपाभ्यधिके तव सम्यक्त्वे लब्धे
३२ ३३ ३४ ३५
[सति] अविघ्नेन अजरामरं स्थानं प्राप्नुवन्ति ॥ ४ ॥

३६ ३७ ३८ ३९
[हे] महायशः! भक्तिभरनिर्भरेण हृदयेन इति [मया]
४० ४१ ४२ ४३ ४४ ४५
संस्तुतः तस्मात् [हे] देव! जिनचन्द्र! पार्श्व! भवे भवे
४६ ४७
बोधिं देहि ॥ ५ ॥

બીજી વ્યુત્પત્તિમાં **घन**નો અર્થ દીર્ઘકાલ પર્યંત રહેનારાં અથવા બહુપ્રદેશવાળાં એ પ્રમાણે કરી ઘાતકીકર્મોને ઘન શબ્દથી અભિપ્રેત કરાયાં છે. ૧

આ વ્યુત્પત્તિમાં **घनकर्म**ને બદલે **कर्मघन** પ્રયોગ એ આર્ષના કારણે વિશેષણનો પરનિપાત માનીને કરાયેલો છે. ૨–૧

બીજી વ્યુત્પત્તિ અનુસાર **कम्मघणमुक्कं**નો અર્થ ગાઢ સ્થિતિવાળાં અથવા તો બહુપ્રદેશવાળાં કર્મો એટલે કે ઘાતીકર્મો.* તેનાથી મુક્ત થયેલાને એટલે કે જેમને કેવલજ્ઞાન પ્રકટ થયું છે ૩ તેમને. એ પ્રમાણે છે.

૩ **विसहरविसनिन्नासं (विषधरविषनिर्नाशनम्)** વિષધરોના વિષનો નિશ્ચિતપણે નાશ કરનારાને.

આ પદ **विषधराणां विषं निर्नाशयति इति विषधरविष-निर्नाशः+ तम्** એ પ્રમાણે વ્યુત્પત્તિ કરવા દ્વારા તત્પુરૂષ સમાસથી નિષ્પન્ન થાય છે.

---

૧. घनानि दीर्घकालस्थितिकानि बहुप्रदेशाग्राणि वा यानि घातिकर्माणि तैर्मुक्तं त्यक्तम् અ. ક. લ.

૨-૧. आर्षत्वात् घनशब्दस्य विशेषणत्वेऽपि परनिपातात्। અ. ક. લ.

૨-૧. आर्षत्वाद् घनशब्दस्य परनिपाते। સિ. ચ. વ્યા.

* જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય તથા અંતરાય એ ચાર ઘાતીકર્મો છે. તે કર્મો આત્માના ગુણોનો ઘાત કરે છે માટે તેને ઘાતી એવી સંજ્ઞા આપવામાં આવી છે.

૩. उत्पन्नकेवलज्ञानमित्यर्थः। અ. ક. લ.

\+ વાસ્તવિક રીતે निर्णाशः પ્રયોગ થવો જોઇએ. પણ સર્વ ટીકાકારોએ निर्नाशः પ્રયોગ કર્યો છે જે વિચારણીય છે.

પણ ઉપસર્ગો હરવા સમર્થ છે. એ અહીં સૂચવવું છે. તેથી **उवसग्गहर** વિશેષણ પાર્શ્વયક્ષ માટે ઉપયુક્ત કરી જણાવાયું છે કે શ્રી પાર્શ્વનાથ ભગવંતની સ્તવનાથી સંતુષ્ટ થયેલ પાર્શ્વયક્ષ સ્તવના કરનારના ઉપસર્ગો દૂર કરે છે.

**उवसग्गहरं** માં 'ર' ઉપર આવેલો અનુસ્વાર એ દ્વિતીયાના એકવચનનો સૂચક નથી પરંતુ આર્ષના નિયમાનુસાર અલાક્ષણિક છે. ૧

**उपसर्गहरपार्श्वम्** એ, બહુવ્રીહિ સમાસથી નિષ્પન્ન થયેલ સામાસિક પદ છે, તેનો વિગ્રહ **उपसर्गान् हरति इति उपसर्गहरः। उपसर्गहरः पार्श्वः यस्य सः उपसर्गहरपार्श्वः तम् उपसर्गहर-पार्श्वम्** એ પ્રમાણે થાય છે.

**उवसग्गहरंपासं**-એ પદ બીજા ચરણમાં આવતા **पासं** પદનું વિશેષણ છે.

૨ **कम्मघणमुक्कं** (**कर्मघनमुक्तम्**) કર્મોરૂપી મેઘોથી મુક્તને અથવા ઘન (ગાઢ) કર્મોથી રહિતને.

આ પદની વ્યુત્પત્તિ **कर्माणि घना इव कर्मघनाः। तेभ्यो मुक्तः कर्मघनमुक्तः तम्** એ રીતે અથવા **घनानि च तानि कर्माणि च कर्मघनानि। तेभ्यो मुक्तः कर्मघनमुक्तः तम्** એ પ્રમાણે થાય છે.

પહેલી વ્યુત્પત્તિમાં કર્મોને મેઘની ઉપમા આપવામાં આવી છે અને આત્માને (અહીં પાર્શ્વનાથ ભગવંતના આત્માને) ચન્દ્રની ઉપમા આપી, આ કર્મો તેમને ઢાંકતાં હતાં તેમાંથી ભગવંત મુક્ત થયા છે તે જણાવાયું છે. ૨

---

૧. अनुस्वारस्त्वार्षत्वादलाक्षणिकः। અ. ક. લ.

૨. कर्माणि ज्ञानावरणीयाद्यष्ट तानि जीवचन्द्रमसो ज्ञानांशुमण्डलाच्छादकत्वात् घना इव जलदा इव कर्मघनाः। અ. ક. લ.

બીજી વ્યુત્પત્તિમાં **घन**નો અર્થ દીર્ઘકાલ પર્યંત રહેનારાં અથવા બહુપ્રદેશવાળાં એ પ્રમાણે કરી ઘાતકીકર્મોને ઘન શબ્દથી અભિપ્રેત કરાયાં છે. ૧

આ વ્યુત્પત્તિમાં **घनकर्म**ને બદલે **कर्मघन** પ્રયોગ એ આર્ષના કારણે વિશેષણનો પરનિપાત માનીને કરાયેલો છે. ૨-૧

બીજી વ્યુત્પત્તિ અનુસાર **कम्मघणमुक्क**નો અર્થ ગાઢ સ્થિતિવાળાં અથવા તો બહુપ્રદેશવાળાં કર્મો એટલે કે ઘાતીકર્મો.* તેનાથી મુક્ત થયેલાને એટલે કે જેમને કેવલજ્ઞાન પ્રકટ થયું છે ૩ તેમને. એ પ્રમાણે છે.

३ **विसहरविसनिन्नासं** (**विषधरविषनिर्नाशनम्**) વિષધરોના વિષનો નિશ્ચિતપણે નાશ કરનારાને.

આ પદ **विषधराणां विषं निर्नाशयति इति विषधरविष-निर्नाशः+ तम्** એ પ્રમાણે વ્યુત્પત્તિ કરવા દ્વારા તત્પુરૂષ સમાસથી નિષ્પન્ન થાય છે.

---

१. घनानि दीर्घकालस्थितिकानि बहुप्रदेशाग्राणि वा यानि घातिकर्माणि तैर्मुक्तं त्यक्तम् અ. ક. લ.

२-१. आर्षत्वात् घनशब्दस्य विशेषणत्वेऽपि परनिपातात् । અ. ક. લ.

२-१. आर्षत्वाद् घनशब्दस्य परनिपाते । સિ. ચ. બા.

* જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય તથા અંતરાય એ ચાર ઘાતીકર્મો છે. તે કર્મો આત્માના ગુણોનો ઘાત કરે છે માટે તેને ઘાતી એવી સંજ્ઞા આપવામાં આવી છે.

३. उत्पन्नकेवलज्ञानमित्यर्थः । અ. ક. લ.

\+ વાસ્તવિક રીતે निर्णाशः પ્રયોગ થવો જોઇએ. પણ સર્વ ટીકાકારોએ निर्नाशः પ્રયોગ કર્યો છે જે વિચારણીય છે.

વિષધરો એટલે ઝેરી સર્પો. જેવા કે અનન્ત, વાસુકી, તક્ષક, કર્કોટ, પદ્મ, મહાપદ્મ શંખપાલ, કુલિક, જય, વિજય વગેરે દશ નાગકુલો પૈકી નાગકુલોમાં ઉત્પન્ન થયેલા નાગો.૧ તેમનું જે વિષ એટલે ઝેર. તેનું નિશ્ચિતરીતે અપહરણ કરનારા ૨ તે **विषधर-विषनिर्नाश** તેમને.

અહીં સર્પ શબ્દ ન મૂકતાં વિષધર શબ્દ એટલા માટે મૂકયો છે કે સર્પ નિર્વિષ પણ હોઈ શકે છે.૩ જ્યારે અહીં તો સવિષ સર્પો જ અભિપ્રેત છે.

આ પદ દ્વારા સ્તોત્રકાર સૂચવે છે કે ભગવંતના નામથી પવિત્ર થયેલા મંત્રના જાપથી સર્વ વિષધરોના વિષનો નાશ થાય છે. અને આ વાત માન્ત્રિકોને સુપ્રતીત જ છે.૪

૪ **मंगलकल्लाणआवासं ( मङ्गलकल्याणआवासम् )** મંગલો અને કલ્યાણોના આવાસ (ક્રીડાસ્થાન) જેવાને.

આ પદની વ્યુત્પત્તિ **मङ्गलानि च कल्याणानि च मङ्गल-कल्याणानि तेषां आवास इव आवासः तम् मङ्गलकल्याण-आवासम्** એ પ્રમાણે થાય છે. **मंगलकल्लाणावासम्** એ રીતે પ્રયોગ કરવાને બદલે **कल्याण** અને **आवास** વચ્ચે સંધિ ન કરીને

---

१. विषधरा अनन्त–वासुकि–तक्षक–कर्कोट–पद्म–महापद्म–शंखपाल–कुलिक–जय–विजय–लक्षण–दशनाग–कुलजाता नागाः। અ. ક. લ.

२. निर्नाशयति निश्चितमपहरति (इति) विषधरविषनिर्नाशः तम्। અ. ક. લ.

३. सविषाः निर्विषाश्च ते। અ. ચિં., કાં. ૪, શ્લો. ૩૭૮

४. भगवन्नामपूतमन्त्रजापाद् हि सर्वविषधरविषनाशः सुप्रतीत एव मान्त्रिकाणाम्। અ. ક. લ.

**कल्लाणआवासं** એ પ્રયોગ સંધિના યાદચ્છિક (ઇચ્છાનુસાર અવલંબનના) નિયમને અનુસારે છે. અન્યત્ર પણ તેવાં દૃષ્ટાન્તો ઉપલબ્ધ થાય છે. જેવાં કેઃ—**श्री आदिनाथं** (**सुमतिकल्लोलकृत स्तवनम्**) **श्री इन्द्रभूतिं** (**गौतमस्वामि–अष्टक**) વગેરે. અહીં **श्री** અને **आदिनाथं** વચ્ચે તથા **श्री** અને **इन्द्रभूतिं** વચ્ચે સંધિ કરવામાં આવી નથી.

મંગલ એટલે વિપત્તિઓનું ઉપશમન,૧ શ્રેયસ્ ૨

દુરિતનું ઉપશમન કરનાર વસ્તુને પણ મંગલ કહેવામાં આવે છે.૩

કલ્યાણ એટલે સંપત્તિઓનો ઉત્કર્ષ,૪ અથવા નીરોગપણું.૫

સુખને લાવે તે કલ્યાણ એવો ઉલ્લેખ ચેઇયવંદણમહાભાસમાં મળે છે.૬

મંગલો અને કલ્યાણોને રહેવાનું સ્થળ કોઇ હોય તો તે શ્રી પાર્શ્વનાથ ભગવંત છે. એટલે તેમનાં દર્શન અને તેમની સેવા કરનાર આત્માઓ પણ મંગલ અને કલ્યાણના પાત્ર બને છે. તે હકીકત આ પદ દ્વારા સૂચવાય છે.૭ વિપત્તિઓનુ ઉપશમન

---

૧. मंगलानि विपदुपशमरूपाणि । અ. ક. લ.

૨. मंगलानि च श्रेयांसि । સિ. ચ. વ્યા.

૩. मंगलं दुरितोपशामकं । હ. કી. વ્યા.

૪. कल्याणानि च सम्पदुत्कर्षरूपाणि । અ. ક. લ.

૫. कल्याणं नीरोगत्वं सम्पदुत्कर्षरूपं वा । હ. કી. વ્યા.

૬. कल्लं सायं जम्हा अणेण वा हरइ तेण कल्लाणं । ચે૦ વં. મ. ભા. ગા. ૬૭૪

૭. अत एव हि भगवन्तं मङ्गलकल्याणावासं पर्युपासीना अपि तदुभयभाजनं भवेयुः । અ. ક. લ.

વિષધરો એટલે ઝેરી સર્પો. જેવા કે અનન્ત, વાસુકી, તક્ષક, કર્કોટ, પદ્મ, મહાપદ્મ શંખપાલ, કુલિક, જય, વિજય વગેરે દશ નાગકુલો પૈકી નાગકુલોમાં ઉત્પન્ન થયેલા નાગો.૧ તેમનું જે વિષ એટલે ઝેર. તેનું નિશ્ચિતરીતે અપહરણ કરનારા ૨ તે **विषधर-विषनिर्नाश** તેમને.

અહીં સર્પ શબ્દ ન મૂકતાં વિષધર શબ્દ એટલા માટે મૂકયો છે કે સર્પ નિર્વિષ પણ હોઈ શકે છે.૩ જ્યારે અહીં તો સવિષ સર્પો જ અભિપ્રેત છે.

આ પદ દ્વારા સ્તોત્રકાર સૂચવે છે કે ભગવંતના નામથી પવિત્ર થયેલા મંત્રના જાપથી સર્વ વિષધરોના વિષનો નાશ થાય છે. અને આ વાત માન્ત્રિકોને સુપ્રતીત જ છે.૪

૪ **मंगलकल्लाणआवासं** ( **मङ्गलकल्याणआवासम्** ) મંગલો અને કલ્યાણોના આવાસ ( ક્રીડાસ્થાન ) જેવાને.

આ પદની વ્યુત્પત્તિ **मङ्गलानि च कल्याणानि च मङ्गल-कल्याणानि तेषां आवास इव आवासः तम् मङ्गलकल्याण-आवासम्** એ પ્રમાણે થાય છે. **मंगलकल्लाणावासम्** એ રીતે પ્રયોગ કરવાને બદલે **कल्याण** અને **आवास** વચ્ચે સંધિ ન કરીને

---

૧. विषधरा अनन्त–वासुकि–तक्षक–कर्कोट–पद्म–महापद्म–शंखपाल–कुलिक–जय–विजय–लक्षण–दशनाग–कुलजाता नागाः। અ. ક. લ.

૨. निर्नाशयति निश्चितमपहरति (इति) विषधरविषनिर्नाशः तम्। અ. ક. લ.

૩. सविषाः निर्विषाश्च ते। અ. ચિં., કાં. ૪, શ્લો. ૩૭૮

૪. भगवन्नामपूतमन्त्रजापाद् हि सर्वविषधरविषनाशः सुप्रतीत एव मान्त्रिकाणाम्। અ. ક. લ.

૮ विसहरफुलिंगमंतं (विसहरफुलिंग मन्त्रं) વિસહરફુલિંગ નામક મન્ત્રને, વિસહર અને ફુલિંગ શબ્દો જેમાં છે તેવા મન્ત્રને.

વિસહર અને ફુલિંગ એ પ્રસ્તુત મન્ત્રનો સંકેત છે. આ સંકેત દ્વારા અઢાર અક્ષરનો **नमिऊण पास विसहरवसह जिण फुलिंग** મન્ત્ર અભિપ્રેત છે.૧

'ઉવસગ્ગહરસ્તોત્ર એ સૂત્રાત્મક છે. માત્ર સૂચન કરે તે સૂત્ર કહેવાય, તેથી અહીં તે સંપૂર્ણ મંત્ર ન લખતાં માત્ર તે મંત્રમાં આવતા વિસહર અને ફુલિંગ શબ્દને જ સાંકેતિક રીતે દર્શાવીને સંપૂર્ણ મંત્ર સૂચવાયો છે.૨

મંત્ર તેને કહેવાય કે જે મનનું રક્ષણ કરે, અથવા તો જે ગુપ્ત રીતે કહેવાય.૩

ઉપર્યુક્ત બંને લક્ષણો અહીં ઘટિત થાય છે. કારણ કે **नमिऊण पास विसहरवसह जिण फुलिंग** મંત્ર મનનું, તનનું, સર્વનું રક્ષણ કરે છે તથા ગુરુદ્વારા ગુપ્ત રીતે મેળવાય પણ છે.

આ મંત્ર **विसहरफुलिंग** મંત્ર એટલા માટે કહેવાય છે કે તે વિષધરો એટલે સર્પો તથા સ્ફુલિંગો એટલે અગ્નિકણો તેના ઉપલક્ષણથી બીજા પણ ક્ષુદ્ર ઉપદ્રવો, તેનો નિવારક છે.૪

---

૧. भगवन्नामगर्भितमष्टादशाक्षरात्मकम् । અ. ક. લ.

૨. विसहर त्ति फुलिंग त्ति शब्दानां मन्त्रगर्भितत्वात् विसहरफुलिंग इति मन्त्रः । હ. કી. વ્યા.

૩. मन्त्रश्च मनसस्त्राणयोगान्मन्त्रणाद् वा । અ. ક. લ.
मनसस्त्रणान्मन्त्रः मन्त्रणाद् गुप्तभाषणाद् वा मन्त्रः । હ. કી. વ્યા.

૪. विषधराः-सर्पाः स्फुलिङ्गाः-अग्निकणाः तेषां उपलक्षणत्वादन्येषामपि क्षुद्रोपद्रवाणां मन्त्रः प्रतिहन्ता निवारकस्तम् । હ. કી. વ્યા.

અને સર્વ સંપત્તિઓનો ઉત્કર્ષ આ બેમાં સર્વ સુખો સમાઇ જાય છે. ભગવંત **શ્રી પાર્શ્વનાથ** આ બંનેના કારણ છે.

૫ **पासं**–(**पार्श्वम्**) પાર્શ્વને, પાર્શ્વનાથ નામના તેવીસમા અર્હત્ ભગવંતને.

આ અભિધાન યથાર્થ છે. તેની પાછળનો ઇતિહાસ ટિપ્પણ વિભાગમાં દર્શાવાશે.

૬ **वंदामि**–(**वन्दे**) નમસ્કાર કરું છું,૨ સ્તવું છું.૩

ઉપર્યુક્ત બંને અર્થો (નમસ્કાર અને સ્તવના) અહીં ઘટિત થાય છે.

**जो मणुओ**–[**यो मनुजः**]—જે મનુષ્ય.

અહીં મનુષ્યનું ગ્રહણ એટલા માટે કરાયું છે કે મનુષ્યજન્મ સિવાય અન્ય કોઈ જ યોનિમાં મંત્રની સાધના યા મંત્રનો પાઠ સંભવિત નથી.

**मणुओ** નો બીજો અર્થ માન્ત્રિક પણ કરાયો છે. આ અર્થ કરતી વેળા **मनु+गम्**થી **मणुओ** સિદ્ધ કરવું પડે છે.

**'मनुः मन्त्रः तं गच्छति' सर्वे गत्यर्थाः ज्ञानार्थाः इति वचनात् जानाति इति मनुगो मान्त्रिकः** એ તેની વ્યુત્પત્તિ છે. મન્ત્રને જાણનારો એટલે કે તેના આમ્નાય, વિધિ વગેરેને જાણનારો **मणुओ** પદથી અભિપ્રેત છે.

---

૨. वन्दे–नमस्करोमि। અ. ક. લ.

૩. वन्दामि–अभिष्टौमि। સિ. ચ. વ્યા.

અહીં વિસહરફુલિંગ મંત્રને આદિમાં ॐ ह्रीं श्रीं अर्हं આ ચાર બીજોથી અને પ્રાન્તે ह्रीं नमः એમ બે બીજોથી સમૃદ્ધ કરવામાં આવ્યો છે.

જો કે જિનપ્રભસૂરિએ આ મંત્રને ઉપર્યુક્ત બીજોથી સમૃદ્ધ કરવાથી તે અઠ્ઠાવીસ અક્ષરનો થતો હોવાનું જણાવ્યું છે પણ તે તેમણે કયા આશયથી જણાવ્યું છે તે સમજાતું નથી.

હર્ષકીર્તિસૂરિએ પણ પોતાની વ્યાખ્યામાં જિનપ્રભસૂરિએ કહેલી વાતનું જ સમર્થન કર્યું છે અને મંત્રોદ્ધાર કરતાં અઢાર અક્ષરના **विसहर फुलिंग** મંત્રને પ્રાન્તે **ह्रीं नमः** નો વિન્યાસ કરવાને બદલે પ્રણવ-ॐકાર અને બીજાક્ષરો **ह्रीं श्रीं अर्हं**નો સંપુટ કરી **नमः** નો પલ્લવ તરીકે વિન્યાસ કર્યો છે. અને એમ થતાં મંત્ર અઠ્ઠાવીસ અક્ષરનો થાયછે .૧ તેમણે अर्हं કારને એક અક્ષરરૂપે ગ્રહણ કરેલ છે.

શ્રી માનતુંગસૂરિ આ મંત્રનો **ॐ ह्रीं श्रीं अर्हं नमिऊण पास विसहर वसह जिण फुलिंग ह्रीं नमः ।** એ પ્રમાણે ઉલ્લેખ કરી તેને અઢાર અક્ષરના મંત્ર તરીકે ઓળખાવે છે,૨ આથી સમજાય છે કે તે કેવલ મૂલ મંત્રની જ સંખ્યા દર્શાવે છે. ચિંતામણિ

---

१ २ ३ ४ (१८)

૧. यथा–"ॐ ह्रीं श्रीं अर्हं नमिऊण पास विसहर वसह जिण फुलिंग
२३ २४ २५ २६ २७ २८
ॐ ह्रीं श्रीं अर्हं नमः" इति । હ. કી. વ્યા. પૃ., ૧૩

૨. જુઓ ન. સ્વા. પ્રા. વિ., પૃ., ૨૭૪

આ અઢાર અક્ષરના મંત્રના જાપની વિધિ ગુરુગમથી જાણવાની છે. ટીકાકારોએ તો માત્ર તે મંત્રની આગળ તારબીજ (ॐ), ત્રૈલોક્યબીજ (ह्रीँ), કમલાબીજ (श्रीँ) અને અર્હદ્ બીજ (अर्हँ) તથા અન્તે તત્ત્વબીજ (ह्रीँ) અને પ્રણિપાતબીજ (नमः) થી તેને વિશિષ્ટ કરવાનું જણાવેલ છે.૧

તત્ત્વબીજથી શું સમજવું તે ટીકાકારોએ જણાવેલ નથી પણ એટલું જ જણાવ્યું છે કે આ બીજોથી મંત્રને સમૃદ્ધ કરવાથી મંત્ર અઠ્ઠાવીસ અક્ષરનો બને છે.૨

મંત્રશાસ્ત્રોમાં તત્ત્વબીજ શબ્દથી 'હ્રીં' કાર જ ઇષ્ટ છે અને તેથી નીચે મુજબ મંત્રોદ્ધાર પ્રાપ્ત થાય છે.

**ॐ ह्रीँ श्रीँ अर्हँ नमिऊण पास विसहर वसह जिण फुलिंग ह्रीँ नमः ।**

અહીં એ વિચારવાનું છે કે આ રીતના મંત્રોદ્ધારમાં કોઈ પણ રીતે અઠ્ઠાવીસ અક્ષર થતા નથી પણ માત્ર છવ્વીસ અક્ષરો જ થાય છે, જે નીચેના કોષ્ટકથી સમજાશેઃ—

| પૂર્વખંડ | મૂલમંત્ર | ઉત્તરખંડ |
|---|---|---|
| (પ્રણવ તથા બીજાક્ષરો) | **न मि ऊ ण पा स वि स ह र**<br>૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ | (બીજાક્ષર તથા પલ્લવ) |
| ૧ ૨ ૩ ૪ ૫<br>**ॐ ह्रीँ श्रीँ अर्हँ** | ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩<br>**व स ह जि ण फु लिं ग** | ૨૪ ૨૫ ૨૬<br>**ह्रीँ न मः ।** |

---

૧. तारत्रैलोक्यकमलार्हद्बीजैरन्ते च तत्त्वप्रणिपातबीजाभ्याम् । અ. ક. લ.

૨. अष्टाविंशतिवर्णात्मकं मन्त्रविशेषं । અ. ક. લ.

ઉવસગ્ગહર સ્તોત્રની બીજી ગાથામાં **विसहरफुलिंगमंतं** પદ દ્વારા જે મંત્ર સૂત્રકારને અભિપ્રેત છે તે **नमिऊण पास विसहर वसह जिण फुलिंग** મંત્ર અઢાર અક્ષરનો છે. તેને જુદા જુદા મંત્રબીજોથી સમન્વિત કરવામાં આવે છે. અન્યાન્ય ગ્રંથકારો આ મંત્રને જુદા જુદા બીજોથી સમન્વિત કરવા જણાવે છે અને તે દ્વારા નિષ્પન્ન થયેલ મંત્રનો **विसहरफुलिंग** મંત્રના નામથી નિર્દેશ કરે છે. કયા ગ્રંથકારો તેને કયા કયા બીજોથી સમન્વિત કરે છે અને તે પછી મંત્ર કેવા સ્વરૂપે રહે છે આ નીચેના કોષ્ટકમાં દર્શાવ્યું છે.

વિભિન્ન વિભિન્ન મતાનુસાર **नमिऊण** મંત્ર સાથે સંયોજિત કરાતા ભિન્ન ભિન્ન બીજાક્ષરો અને પલ્લવોને દર્શાવતું કોષ્ટક:–

| ક્ર. | ગ્રંથકાર | ગ્રંથનું નામ | મંત્રનું સ્વરૂપ |
|---|---|---|---|
| ૧ | માનતુંગસૂરિ | નમસ્કાર વ્યાખ્યાન ટીકા | **ॐ ह्रीँ श्रीँ अर्हँ नमिऊण ....फुलिंग ह्रीँ नमः ।** |
| ૨ | અજ્ઞાત | ભયહર સ્તોત્ર વિવરણ | ,, |
| ૩ | ,, | ભયહર સ્તોત્ર વૃત્તિ | ,, |
| ૪ | ,, | ચિન્તામણિ સંપ્રદાય | **ॐ ह्रीँ श्रीँ अर्हँ नमि॰ फुलिंग ह्रीँ श्रीँ नमः** |
| ૫ | પૂર્ણચન્દ્રસૂરિ | ઉવસગ્ગહર લઘુવૃત્તિ | * |
| ૬ | દ્વિજપાર્શ્વ દેવગણિ | ,, | + |

* મન્ત્ર અંગે કશું જ સ્પષ્ટીકરણ નથી.

\+ મંત્ર અંગે કશું જ સ્પષ્ટીકરણ નથી.

સંપ્રદાયમાં આ મંત્રને છ બીજાક્ષરવાળો, આઠ સંપદાવાળો અને સત્તાવીસ અક્ષરના પરિમાણવાળો દર્શાવાયો છે.૧

અજ્ઞાતકર્તૃક ભયહરસ્તોત્રવૃત્તિમાં આ મંત્રને નમસ્કાર વ્યાખ્યાન ટીકામાં દર્શાવ્યાનુસાર જ દર્શાવાયો છે. ૨

અજ્ઞાતકર્તૃક ભયહરસ્તોત્ર વિવરણમાં પણ આ મંત્રને **નમસ્કાર વ્યાખ્યાન ટીકામાં** દર્શાવ્યાનુસાર જ દર્શાવાયો છે.૩

જો કે **શ્રી જિનસૂરમુનિ, શ્રી** સમયસુંદરવાચક વગેરે, ઉપર્યુક્ત વિગતથી જુદી વિગત દર્શાવે છે અને **ह्रीँ नमः** ઉપરાંત બીજા પણ મંત્રબીજો જોડે છે જે આ સાથેના કોષ્ટકથી સમજાશે.

અઢાર અક્ષરના **नमिऊण** મંત્ર અંગે ભિન્ન ભિન્ન ગ્રંથકારોના વિભિન્ન મંતવ્યો :—

---

*१ २ ३ ४ ५ ६ ७

૧. ॐ ह्रीँ श्रीँ अर्हं। नमिऊण। पास विसहर। वसह। जिण। फुलिंग। ८ ह्रीँ श्रीँ नमः। एवं मंत्रे बीजाक्षराणि षट् ६। संपदो अष्टौ। सर्वाक्षराणि सप्तविंशतिः। ચિં. સં. પત્ર ૧૪ અ —(હ. લિ. પ્રત)

* આ અંકો સંપદાના સૂચક છે.

૨. तथाहि अनलशब्देन अग्निबीजमोङ्कारः त्रिभुवनशब्देन त्रैलोक्यबीजं ह्रीँ। नमिऊण पास विसहरत्ति त्रीणि पदानि स्पष्टमेव। वसहत्ति। द्वितीयगाथायां जिण फुलिंगत्ति द्वे पदे स्पष्टे एव स्तः। अन्त्यगाथायां सकलभुवनपदेन ह्रीँकारः अग्रेतनपदानि प्रकटानि एव सन्ति। ચિન્તામણિમંત્ર આમ્નાય –(જૈ. સા. વિ. મં. હ. લિ. પ્ર. પૃ. ૭૭)

૩. ॐ ह्रीँ श्रीँ (अर्हँ) नमिऊण पास० फूलिंग ह्रीँ नमः इति मूलमंत्रेण। ચિન્તામણિ મંત્ર આમ્નાય, પૃ. ૨૫

| ક્ર. | ગ્રંથકાર | ગ્રંથનું નામ | મંત્રનું સ્વરૂપ |
|---|---|---|---|
| ૧૨ | * સમયસુંદરવાચક | સપ્તસ્મરણ સ્તવ | ॐ ह्रीँ श्रीँ अर्हँ नमि० फुलिंग ॐ ह्रीं नमः स्वाहा। |
| ૧૩ | + અજ્ઞાત | ભૈરવપદ્માવતી કલ્પપરિશિષ્ટ ૭ | ॐ ह्रीँ श्रीँ अर्हँ नमिऊण पास विसहर वसह जिण फुलिंग श्रीँ ह्रीँ अर्हँ नमः |

પ્રસ્તુત મંત્ર શ્રી ધરણેન્દ્ર, પદ્માવતી તથા પાર્શ્વયક્ષથી અધિષ્ઠિત છે.[૧]

૯ सया-[ सदा ]—સદાકાળ હંમેશાં.

આ પદ દ્વારા મંત્રનો નિરંતર જાપ કરવાનું સૂચવાયું છે.

૧૦ कंठे धारेइ-[ कण्ठे धारयति]—કંઠમાં ધારણ કરે છે.

---

० તેઓ પોતાની ટીકામાં અઢાર અક્ષરના મંત્રને આદિમાં ત્રૈલોક્ય, કમલા અને અર્હ્ બીજોથી અને પ્રાન્તે તત્ત્વ તથા પ્રણિપાત બીજોથી સમન્વિત કરવા જણાવી તત્ત્વબીજોથી ॐ ह्रीं स्वाहा શબ્દો લેવા જણાવે છે, પરંતુ મંત્રોદ્ધાર દર્શાવતા નથી. તેમના કથનાનુસાર ઉપર દર્શાવ્યા મુજબ મંત્ર થાય છે. પરંતુ ટીકામાં તેઓ नमः स्वाहा ને સ્થાને ॐ ह्रीँ ह्रीँ मम ( नमः ) स्वाहा લખે છે તે શા કારણથી તે સમજાતું નથી.

+ આ મંત્ર કેવી રીતે નિષ્પન્ન કરવો તે અંગે કશું જણાવેલ નથી.

૧ अयं च मन्त्रः श्रीधरणेन्द्रपद्मावतीभ्यां श्रीपार्श्वयक्षेण चाधिष्ठितः। હ. કી. વ્યા.

| ક્ર. | ગ્રંથકાર | ગ્રંથનું નામ | મંત્રનું સ્વરૂપ |
|---|---|---|---|
| ૭ | *જિનપ્રભસૂરિ | અર્થકલ્પલતાવૃત્તિ | ॐ ह्रीँ श्रीँ अर्हं नमि० .... ह्रीँ नमः । |
| ૮ | +અજિતપ્રભસૂરિ | ઉવસગ્ગહર અવચૂર્ણિ | ,, |
| ૯ | ×સિદ્ધિચન્દ્રગણિ | ,, વ્યાખ્યા | ,, |
| ૧૦ | ०જિનસૂરમુનિ | ,, પદાર્થ | ॐ ह्रीँ श्रीँ अर्हँ नमि० फुलिंग ॐ ह्रीँ श्रीँ अर्हं नमः |
| ૧૧ | હર્ષકીર્તિસૂરિ | ઉવસગ્ગહર વ્યાખ્યા | ક્રમાંક ૯ પ્રમાણે |

---

* (તેઓ આ મંત્રને) આદિમાં ॐ ह्रीँ श्री अर्हं અને પ્રાન્તે તત્ત્વ તથા પ્રણિપાત બીજોથી સમન્વિત કરવા (અને તેમ કરવાથી મંત્ર અઠ્ઠાવીસ અક્ષરનો થવાનું) જણાવે છે. (પણ મંત્રોદ્ધાર દર્શાવતા નથી તેમની) આ સૂચના અનુસાર મંત્રોદ્ધાર કરીએ તો મંત્ર અઠ્ઠાવીસને બદલે છવ્વીસ અક્ષરનો થાય છે.

+ તેઓ પોતાની ટીકામાં આ મંત્રને આદિમાં ॐ ह्रीँ श्रीँ अर्हँ બીજોથી અને પ્રાન્તે તત્ત્વ અને પ્રણિપાત બીજોથી અઠ્ઠાવીસ અક્ષરનો કરવા જણાવે છે પણ મંત્રોદ્ધાર દર્શાવતા નથી.

× તેઓ પોતાની ટીકામાં આ મંત્રને આદિમાં ॐ ह्रीँ श्रीँ अर्हं બીજોથી અને પ્રાન્તે તત્ત્વ અને પ્રણિપાત બીજોથી સમન્વિત કરવા જણાવે છે પણ મંત્રોદ્ધાર સાથે દર્શાવ્યા અનુસાર કરી બતાવે છે.

| ક્ર. | ગ્રંથકાર | ગ્રંથનું નામ | મંત્રનું સ્વરૂપ |
|---|---|---|---|
| ૧૨ | * સમયસુંદરવાચક | સપ્તસ્મરણ સ્તવ | ॐ ह्रीँ श्रीं अर्हँ नमि॰ फुलिंग ॐ ह्रीं नमः स्वाहा । |
| ૧૩ | + અજ્ઞાત | ભૈરવપદ્માવતી કલ્પપરિશિષ્ટ ૭ | ॐ ह्रीँ श्रीँ अर्हँ नमिऊण पास विसहर वसह जिण फुलिंग श्रीं ह्रीं अर्हँ नमः |

પ્રસ્તુત મંત્ર શ્રી ધરણેન્દ્ર, પદ્માવતી તથા પાર્શ્વયક્ષથી અધિષ્ઠિત છે.૧

૯ **सया–[ सदा ]**—સદાકાળ હંમેશાં.

આ પદ દ્વારા મંત્રનો નિરંતર જાપ કરવાનું સૂચવાયું છે.

૧૦ **कंठे धारेइ–[ कण्ठे धारयति ]**—કંઠમાં ધારણ કરે છે.

---

० તેઓ પોતાની ટીકામાં અઢાર અક્ષરના મંત્રને આદિમાં ત્રૈલોક્ય, કમલા અને અર્હ્ બીજોથી અને પ્રાન્તે તત્ત્વ તથા પ્રણિપાત બીજોથી સમન્વિત કરવા જણાવી તત્ત્વબીજોથી ॐ ह्रीं स्वाहा શબ્દો લેવા જણાવે છે, પરંતુ મંત્રોદ્ધાર દર્શાવતા નથી. તેમના કથનાનુસાર ઉપર દર્શાવ્યા મુજબ મંત્ર થાય છે. પરંતુ ટીકામાં તેઓ नमः स्वाहा ને સ્થાને ॐ ह्रीँ ह्रीँ मम ( नमः ) स्वाहा લખે છે તે શા કારણથી તે સમજાતું નથી.

\+ આ મંત્ર કેવી રીતે નિષ્પન્ન કરવો તે અંગે કશું જણાવેલ નથી.

૧ अयं च मन्त्रः श्रीधरणेन्द्रपद्मावतीभ्यां श्रीपार्श्वयक्षेण चाधिष्ठितः । હ. કી. વ્યા.

આનો અર્થ કંઠસ્થ કરે છે એ પ્રમાણે છે. કંઠસ્થ કરવાનું જણાવી દિવસને રાત તેનો જાપ કરવાની વિધિ સ્તોત્રકારે સૂચવી છે.૧ અ

**कंठे धारेइ**નો બીજો પણ અર્થ થાય છે અને એ કે તે મંત્રને યંત્ર સ્વરૂપે લખી તેને માદળિયામાં નાખી જે પોતાના કંઠમાં ધારણ કરે છે.૧ આ

**धारेइ** નો અર્થ ધારણ કરે છે તેમ થાય છે તેવી રીતે ધારણ કરાવે છે એમ પણ થાય છે.૧ ઇ

૨૧ **तस्स**-[ **तस्य** ]—તેના, તેને કંઠમાં ધારણ કરનારના.

૨૨ **गहरोमारीदुट्ठजरा**-[ **ग्रहरोगमारीदुष्टज्वराः** ]—ગ્રહો, રોગો, મરકી અને દુષ્ટજ્વરો અથવા તો દુષ્ટો અને જ્વરો.

ગ્રહોથી અહીં ગોચરથી અશુભ તેવા સૂર્યાદિ ગ્રહો અથવા તો ભૂત-પ્રેત-પિશાચ-બ્રહ્મરાક્ષસ વગેરેના આવેશો-તેમના વળગાડો સમજવાના છે.૨

સૂર્યાદિ ગ્રહોથી કયા અને કેટલા ગ્રહો સમજવા તે અંગે દ્વિજપાર્શ્વદેવગણિ સૂર્યાદિ ૮૮ ગ્રહો લેવાનું જણાવે છે.૩ જ્યારે બાકીના ટીકાકારો કશું સ્પષ્ટીકરણ કરતા નથી.

---

૧અ कण्ठस्थकरणेन चाहर्निशं तज्जापविधिर्व्यज्यते । અ. ક. લ.
कण्ठाधीनं करोति–अहर्निशं पठति । હ. કી. વ્યા.

૧આ अथवा कण्ठे धारयतीति विषधर–स्फुलिंग–यन्त्ररूपं त्वां विद्यामणीकृत्य स्वकण्ठे परिदधातीति । અ. ક. લ.

૧ઇ परस्य च कण्ठे परिधापयतीति । અ. ક. લ.

૨. ग्रहाश्च भूतप्रेतब्रह्मराक्षसादयः सूर्यादयो वाऽशुभगोचरवर्तिनः । અ. ક. લ.

૩. आदित्यप्रभृतयोऽष्टाशीतिग्रहपीडा । દ્વિ. પા. વૃ.

રોગ શબ્દથી વાત, પિત્ત, શ્લેષ્મ તથા સન્નિપાતજન્ય વ્યાધિના ભેદો સમજવાના છે.[1]

સિદ્ધિચંદ્રગણિ રોગ શબ્દથી ખાંસી, શ્વાસ, ભગંદર, કોઢ વગેરે મહારોગો જણાવે છે.[2]

**मारी** શબ્દથી ક્ષુદ્ર (તુચ્છ) યન્ત્ર, મન્ત્ર તથા યોગિની દ્વારા કરાયેલ મહાભયંકર ઉપસર્ગ, તાવ, રોગ, વગેરે[3] તથા સર્વવ્યાપી મૃત્યુ સ્વરૂપ અશિવ સમજવાનું છે.[4]

**दुट्ठजरा** પદથી દુષ્ટ જ્વરો જેવાકે:—દાહજ્વર, વાતજ્વર, પિત્તજ્વર, વિષમજ્વર, નિત્યજ્વર, વેલાજ્વર (એટલે કે અમુક સમયે જ આવનાર જ્વર જેવાકે એકાંતરો, તરિયો, ચોથિયો વગેરે) મુહૂર્ત્તજ્વર (નિયત થયેલા દિવસ કે રાત્રિના અમુક સમયે જ આવનારો જ્વર) વગેરે સમજવાના છે.[5] અને આદિ શબ્દથી શીતજ્વર વગેરે સમજવાના છે.[6]

---

१. रोगाश्च वात–पित्त–श्लेष्म–सन्निपातजा व्याधिप्रभेदा । અ. ક. લ.

२. रोगाश्च कासश्वासभगन्दरकुष्ठादयः । સિ. ચં વ્યા.

३. मारि क्षुद्रयन्त्रमन्त्रयोगिनीकृतं (त) महाघोरोपसर्गज्वररुक्प्रभृतयः । દ્વિ. પા. વૃ.

४. मारिश्च सर्वगमृत्युलक्षणमशिवं । અ. ક. લ.

५. दुष्टज्वरा अनेकप्रकाराः–दाघ(ह)ज्वर–वातज्वर–पित्तज्वर–विषमज्वर,–नित्यज्वर–वेलाज्वर–मुहूर्त्तज्वरादयः । દ્વિ. પા. વૃ.

६. शीतज्वरादिलक्षणाः । હ. કી. વ્યા.

આનો અર્થ કંઠસ્થ કરે છે એ પ્રમાણે છે. કંઠસ્થ કરવાનું જણાવી દિવસ ને રાત તેનો જાપ કરવાની વિધિ સ્તોત્રકારે સૂચવી છે.૧ અ

**कंठे धारेइ**નો બીજો પણ અર્થ થાય છે અને એ કે તે મંત્રને યંત્ર સ્વરૂપે લખી તેને માદળિયામાં નાખી જે પોતાના કંઠમાં ધારણ કરે છે.૧ આ

**धारेइ** નો અર્થ ધારણ કરે છે તેમ થાય છે તેવી રીતે ધારણ કરાવે છે એમ પણ થાય છે.૧ ઇ

૨૧ **तस्स**-[ **तस्य** ]—તેના, તેને કંઠમાં ધારણ કરનારના.

૨૨ **गहरोगमारीदुट्ठजरा**-[ **ग्रहरोगमारीदुष्टज्वराः** ]—ગ્રહો, રોગો, મરકી અને દુષ્ટજ્વરો અથવા તો દુષ્ટો અને જ્વરો.

ગ્રહોથી અહીં ગોચરથી અશુભ તેવા સૂર્યાદિ ગ્રહો અથવા તો ભૂત-પ્રેત-પિશાચ-બ્રહ્મરાક્ષસ વગેરેના આવેશો-તેમના વળગાડો સમજવાના છે.૨

સૂર્યાદિ ગ્રહોથી કયા અને કેટલા ગ્રહો સમજવા તે અંગે દ્વિજપાર્શ્વદેવગણિ સૂર્યાદિ ૮૮ ગ્રહો લેવાનું જણાવે છે.૩ જ્યારે બાકીના ટીકાકારો કશું સ્પષ્ટીકરણ કરતા નથી.

---

૧અ कण्ठस्थकरणेन चाहर्निशं तज्जापविधिर्व्यज्यते । અ. ક. લ.

कण्ठाधीनं करोति-अहर्निशं पठति । હ. કી. વ્યા.

૧આ अथवा कण्ठे धारयतीति विषधर-स्फुलिंग-यन्त्ररूपं त्वां विद्यामणीकृत्य स्वकण्ठे परिदधातीति । અ. ક. લ.

૧ઇ परस्य च कण्ठे परिधापयतीति । અ. ક. લ.

૨. ग्रहाश्च भूतप्रेतब्रह्मराक्षसादयः सूर्यादयो वाऽशुभगोचरवर्तिनः । અ. ક. લ.

૩. आदित्यप्रभृतयोऽष्टाशीतिग्रहपीडा । દ્વિ. પા. વૃ.

કરવા સમર્થ થતા નથી.' એમ સમજવાનો છે. અર્થાત્ રોગાદિ વિનાશ પામે છે[૧] અને ગ્રહો વગેરે શાન્ત થઈ જાય છે.[૨]

૧૪ जंति-[ यान्ति ]—પામે છે.

૧૫ **मंतो**-[ मंत्रः ] મંત્ર, તે મંત્ર કે જેનું વર્ણન બીજી ગાથામાં કરાયું છે તે **नमिऊण पासविसहर वसह जिण फुलिंग** મંત્ર

એટલે કે તે **नमिऊण** મંત્ર દૂર રહો કારણ કે તે પુરશ્ચરણ, ઉત્તરચરણ, હોમ, તપ અને જપ આદિ પ્રક્રિયાથી સિદ્ધ કરાતો હોવાથી કષ્ટદાયી છે[૩] અથવા તો—

તમારા નામથી ગર્ભિત તે **नमिऊण पासविसहरवसहजिण-फुलिंग** મંત્ર માટે શું કહેવાનું? (તે મંત્રથી નિર્દિષ્ટ ફલો પ્રાપ્ત થાય તેમાં કશી નવીનતા નથી.)[૪]

૧૬ दूरे-[ दूरे ] દૂર.

૧૭ चिट्ठउ-[ तिष्ठतु ]—રહો.

૧૮ तुज्झ-[ तव ]—તમારો, તમારા સંબંધી.

૧૯ **पणामो**-[ प्रणाम ]—પ્રણામ, નમસ્કાર.

ઉપર્યુક્ત બન્ને પદનો સંયુક્ત અર્થ તમને કરાયેલો પ્રણામ એ પ્રમાણે થાય છે.

---

૧. उपशामं विनाशं यान्तीत्यर्थः । દ્વિ. પા. વૃ.

૨. उपशाम्यन्ति निवृत्तिं यान्ति तं न पीडयन्तीत्यर्थः । હ. કી. વ્યા.

૩. योऽयं मन्त्रः प्राग्व्यावर्णितसृष्टिः स तावद् दूरेऽपि तिष्ठतु पुरश्चरणोत्तर-चरणहोमतपोजपादिप्रक्रियासाध्यत्वेन कष्टावहत्वाद् दूरापास्त एवास्तां । અ. ક. લ.

૪. मन्त्रस्तवस्तुतिरूपः प्रागुक्तोऽष्टादशाक्षरात्मकः स तु दूरे तिष्ठतु आस्तां तस्य किं कथनीयमिति । હ. કી. વ્યા.

જ્યારે दुट्ठ અને ज्वराः એ બે પદોને છૂટા પાડીયે ત્યારે દુષ્ટનો અર્થ દુષ્ટજનો-ખરાબ માણસો, શત્રુઓ યા તો કોપાયમાન થયેલા રાજા વગેરે સમજવાના છે.૧

અને જ્વરનો અર્થ સર્વ પ્રકારના જ્વર-તાવ સમજવાના છે.૨

૧૩ उवसामं—એ આર્ષના નિયમાનુસાર છે અન્યથા उवसमं થવું જોઇએ.૩

આવી રીતનો પ્રયોગ આવસ્સયની નિજુત્તિમાં પણ આ સ્તોત્રના કર્તાએ કરેલ છે.

**उवसामं उवणीया गुणमहया जिणचरित्तसरिसंपि।**
(**उपशमम् उपनीता गुणमहता जिनचरित्रसदृशमपि**) ગા. ૧૧૮

અહીં **उवसमं** ને સ્થાને **उवसामं** પ્રયોગ કરાયો છે.

**उवसामं** નો અર્થ શાન્તિને.

**जंति उवसामं** એટલે શાન્તિ પામે છે, શાન્ત થાય છે.

જો રોગાદિ 'શાન્ત થાય છે' નો અર્થ તેમનું શમન થાય છે એ પ્રમાણે કરાય તો એ સવાલ ઉઠે છે કે શમાવેલા રોગો ક્યારે ને ક્યારે પાછા ઉભા થાય જ એટલે 'શાન્ત થાય છે.'નો 'અર્થ પીડા

---

૧. दुट्ठा दुष्टजना कुपितनृपा वा। અ. ક. લ.
दुट्ठा दुर्जना शत्रवश्च। હ. કી. વ્યા.

૨. ज्वराश्च शीतज्वराद्या वा तापज्वराद्याः। અ. ક. લ.
ज्वरः तापः હ. કી. વ્યા.

૩. उवसमं ति वक्तव्ये आर्षत्वात् ह्रस्वाभावः। અ. ક. લ., સિ. ચં. વ્યા.

ઉપર્યુક્ત બે પદોનો અર્થ એ છે કે ભગવંતને પ્રણામ કરનારા આત્માઓ કદાચ આગળના ભવોમાં મનુષ્ય કે તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થાય તો પણ ત્યાં શારીરિક કે માનસિક દુઃખ તથા દારિદ્ર્યને પામતા નથી.

એટલે કે તેવા આત્માઓ મનુષ્યપણામાં ઉત્પન્ન થાય તો ત્યાં પણ તેઓ નીરોગી, મન ચિંતવ્યા પદાર્થો જેમને પ્રાપ્ત થાય તેવા થાય છે. અને ઋદ્ધિથી સમૃદ્ધ હોય છે.[1] કદાચ તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થાય તો ત્યાં પણ મનોહર સુવર્ણ, રત્ન, ચિંતામણિ, કલ્પવૃક્ષ, પટ્ટઅશ્વ અને જયકુંજર આદિપણાને પામે છે. તેથી ત્યાં પણ પૂજાય છે.[2]

**दोगच्चं** ને સ્થાને **दोहग्गं** પાઠ છે ત્યાં દૌર્ભાગ્ય અર્થ સમજવો.

**दौर्भाग्य** એટલે ખરાબ ભાગ્યવાળાપણું અથવા તો દુર્ભાગ્ય-પણું એટલે કે કોઈને ન ગમવાપણું.

**नरतिरिएसु** પદનો બીજો અર્થ છે મનુષ્ય રૂપી તિર્યંચો. ત્યાં **नरा एव तिर्यञ्चः नरतिर्यञ्चः तेषु नरतिर्यक्षु** આ રીતે કર્મધારય સમાસ દ્વારા તેની નિષ્પત્તિ કરાય છે. એટલે મનુષ્ય હોવા છતાં પશુ જેવા તે નરતિર્યંચ–નૃપશુ. જેવા કે બાલક, ગોવાળિયા,

---

१. अयमभिप्रायः यदि किल कथञ्चिन्नरेषूत्पद्यन्ते ते नमस्कारकर्तारः तदापि रोगरहितत्वेन सद्यः सम्पद्यमानसमीहितार्थतया न च शारीर-मानसदुःखभाजो भवेयुः, ऋद्धिसमृद्धतया च न जातु दारिद्र्ये-णोपद्रूयन्ते । અ. ક. લ.

२. तिर्यक्षु चोत्पद्यमानाः कमनीयकनक–रत्न–चिन्तामणि–कल्पद्रुम–पट्टतुरंगम–जयकुञ्जरादि–भावमासाद्य तांस्तान् पूजाप्रकारान् प्राप्नु-वन्तीति । અ. ક. લ.

૨૦ **वि**-[ **अपि** ]—પણ

૨૧ **वहुफलो**-[ **वहुफलः** ]—ઘણાં ફળ છે જેનાં એવો.

અહીં બહુફલોથી સૌભાગ્ય, આરોગ્ય, ધન, ધાન્ય, સ્ત્રી, પુત્ર, દ્વિપદ, ચતુષ્પદ, રાજ્ય, સ્વર્ગ આદિ ફલો સમજવાનાં છે.૧

૨૨ **होइ**-[ **भवति** ]—થાય છે.

અહીં જે નમસ્કાર કરવાનું સૂચવાયું છે, તે પ્રકૃષ્ટ કોટિનો એટલે કે વિશુદ્ધ શ્રદ્ધાપૂર્વકનો નમસ્કાર હોવો જોઈએ.૨ આવો એક જ નમસ્કાર કરવામાં આવે તો પણ તે બહુ ફલને આપનારો થાય છે.૩

૨૩ **जीवा**-[ **जीवाः** ]—જીવો, આત્માઓ.

૨૪ **नरतिरिएसु**-[ **नरतिर्यक्षु** ]—મનુષ્યો અને તિર્યંચોમાં.

૨૫ **वि**-[ **अपि** ]—પણ.

૨૬ **दुक्खदोगच्चं**-[ **दुःखदौर्गत्यं** ]—દુઃખ અને દારિદ્રને.

દુઃખ થી અહીં શારીરિક અને માનસિક એમ બન્ને પ્રકારનાં દુઃખો સમજવાનાં છે. અને દારિદ્ર નો અર્થ છે નિર્ધનતા.

૨૭ **न पावंति**-[ **न प्राप्नुवन्ति** ]—પામતા નથી.

---

૧. बहूनि-प्रचुराणि सौभाग्यारोग्य-धन-धान्य-कलत्र-पुत्र-द्विपद-चतुष्पद-राज्य-स्वर्गादीनि फलानि यस्मात् सः। હ. કી. વ્યા.

૨. प्रशब्दस्य प्रकर्षार्थद्योतकत्वात् विशुद्धश्रद्धापूर्वं, कृतो नमस्कारोऽपि प्रणिपातमात्रमपि बहुफलो बहूनि फलानि कारणानि यस्य कारणभूतस्य स तथा भवति-सम्पद्यते। અ. ક. લ.

૩. प्रणाम इत्येकवचनं च ज्ञापयति यदेकोऽपि नमस्कारो बहुफलो भवति। અ. ક. લ.

ઉપર્યુક્ત બે પદોનો અર્થ એ છે કે ભગવંતને પ્રણામ કરનારા આત્માઓ કદાચ આગળના ભવોમાં મનુષ્ય કે તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થાય તો પણ ત્યાં શારીરિક કે માનસિક દુઃખ તથા દારિદ્રને પામતા નથી.

એટલે કે તેવા આત્માઓ મનુષ્યપણામાં ઉત્પન્ન થાય તો ત્યાં પણ તેઓ નીરોગી, મન ચિંતવ્યા પદાર્થો જેમને પ્રાપ્ત થાય તેવા થાય છે. અને ઋદ્ધિથી સમૃદ્ધ હોય છે.૧ કદાચ તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થાય તો ત્યાં પણ મનોહર સુવર્ણ, રત્ન, ચિંતામણિ, કલ્પવૃક્ષ, પટ્ટઅશ્વ અને જયકુંજર આદિપણાને પામે છે. તેથી ત્યાં પણ પૂજાય છે.૨

**दोगच्चं** ને સ્થાને **दोहग्गं** પાઠ છે ત્યાં દૌર્ભાગ્ય અર્થ સમજવો.

**दौर्भाग्य** એટલે ખરાબ ભાગ્યવાળાપણું અથવા તો દુર્ભાગ્ય-પણું એટલે કે કોઈને ન ગમવાપણું.

**नरतिरिएसु** પદનો બીજો અર્થ છે મનુષ્ય રૂપી તિર્યંચો. ત્યાં **नरा एव तिर्यञ्चः नरतिर्यञ्चः तेषु नरतिर्यक्षु** આ રીતે કર્મધારય સમાસ દ્વારા તેની નિષ્પત્તિ કરાય છે. એટલે મનુષ્ય હોવા છતાં પશુ જેવા તે નરતિર્યંચ–નૃપશુ. જેવા કે બાલક, ગોવાળિયા,

---

૧. अयमभिप्रायः यदि किल कथञ्चिन्नरेषूत्पद्यन्ते ते नमस्कारकर्तारः तदापि रोगरहितत्वेन सद्यः सम्पद्यमानसमीहितार्थया न च शारीर-मानसदुःखभाजो भवेयुः, ऋद्धिसमृद्धतया च न जातु दारिद्र्ये-णोपद्रूयन्ते । અ. ક. લ.

૨. तिर्यक्षु चोत्पद्यमानाः कमनीयकनक–रत्न–चिन्तामणि–कल्पद्रुम–पट्टतुरंगम–जयकुञ्जरादि–भावमासाद्य तांस्तान् पूजाप्रकारान् प्राप्नु-वन्तीति । અ. ક. લ.

ખેડૂતો વગેરે. તેમાં ગયેલા પણ જીવો દુઃખ કે દારિદ્રને પામતા નથી, અર્થાત્ તમને કરેલા પ્રણામથી તેઓ પણ સદા સુખી જ થાય છે.૧

૨૮ **जीवाः**-[ **जीवाः** ]—જીવો, પ્રાણીઓ, અહીં જીવ શબ્દથી ભવ્ય પ્રાણીઓ સમજવાના છે.૨

૨૯ **चिन्तामणिकप्पपायवब्भहिए** – [ **चिन्तामणिकल्पपादपाभ्यधिके** ]–ચિન્તામણિરત્ન અને કલ્પવૃક્ષ કરતાં અત્યંત અધિક, અત્યંત ઉત્કૃષ્ટ. આ પદની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે.

**चिन्तामणिश्च कल्पपादपश्च चिन्तामणिकल्पपादपौ ताभ्यां अभ्यधिकम् चिन्तामणिकल्पपादपाभ्यधिकम् तस्मिन्.**

એટલે જે સમ્યક્ત્વનો નિર્દેશ કરાયો છે તે ચિન્તામણિરત્ન (કે જે મન ચિંતવ્યા અર્થને આપનાર દેવાધિષ્ઠિત રત્ન છે) અને કલ્પવૃક્ષ (કે જે ઉત્કૃષ્ટ કાલમાં થનાર અને મન ચિંતવ્યા ફળને આપનાર વૃક્ષ છે) તે બન્ને કરતાં ય અધિક છે.

કારણ કે ઉપર્યુક્ત બે ચીજો ઐહિક ફળ આપે છે, અને ચિંતવેલું ફળ જ આપે છે જ્યારે સમ્યક્ત્વ* પારલૌકિક ફળ આપે

---

૧. अथवा नरा तिर्यञ्चो नरतिर्यञ्चः–नृपशवो नृषु पशुतुल्या बालगोपाल-कृषीवलादयस्तेष्वपि दुःखदौर्भाग्यं न प्राप्नुवन्ति त्वत्प्रसादात् तेऽपि सदा सुखिन एव स्युरिति । હ. કી. વ્યા.

૨. जीवाः भव्यप्राणिनः સિ. ચ. વ્યા.

* અર્થકલ્પલતા, સિ. ચ. વ્યા. તથા હ. કી. વ્યા. માં चिंतामणिकप्प-पायवब्भहिए એ પદને સમ્યક્ત્વનું વિશેષણ બનાવવાને બદલ ભગવાનને કરાયેલા પ્રણામનું વિશેષણ બનાવવામાં આવેલ છે જે વિચારણીય છે. તમારું સમ્યક્ત્વ ચિંતામણિ અને કલ્પવૃક્ષથી અધિક છે એમ કહેવાને બદલે તમને કરાયેલો પ્રણામ ચિંતામણિ અને કલ્પવૃક્ષથી અધિક છે એમ ત્યાં કહેવાયું છે.

છે અને તે પણ ચિંતવ્યાથી વિશેષ ફળ આપે છે.[1]

૩૦ तुह-[ तव ]—ત્હારું તમારું.

૩૧ **सम्मत्ते लद्धे-[ सम्यक्त्वे लब्धे ]**—સમ્યક્ત્વ પ્રાપ્ત થવાથી.

સમ્યક્ત્વ એ આત્માનો વિશિષ્ટ કોટિનો મોહનીય કર્મની પ્રકૃતિ–મિથ્યાત્વ મોહનીયના ક્ષયોપશમ, ક્ષય યા ઉપશમથી પેદા થનારો ગુણ છે તે જે વિશિષ્ટ જ્ઞાન સ્વરૂપ છે, અથવા તો દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વના નિશ્ચયરૂપ છે તે.[2]

સમ્યક્ત્વની વ્યાખ્યા શાસ્ત્રકારોએ આ પ્રમાણે જણાવી છે. દેવમાં દેવપણાની, ગુરુમાં ગુરુપણાની અને ધર્મમાં ધર્મપણાની જે શુદ્ધ બુદ્ધિ તે સમ્યક્ત્વ છે.[3]

૩૨ अविग्घेणं-[ अविघ्नेन ]—નિર્વિઘ્નપણે.

૩૩ अयरामरं-[ अजरामरं ]—અજર અને અમર સ્થાન.

એટલે કે જ્યાં વૃદ્ધાવસ્થા નથી તથા જ્યાં મૃત્યુ નથી એવું સ્થાન, મુક્તિરૂપી સ્થાન.

---

૧. तौ हि॰ प्रसन्नावप्यैहिकं फलं दातुमीशौ त्वत्प्रणामस्तु चिन्तातीत-मोक्षलक्षणपारलौकिकफलप्रदानसमर्थ इति युक्तमेव तयोरप्यधि-कत्वमिति भावः । સિ. ચ, વ્યા.

૨. विशिष्टप्रमाणात्मके देवतत्त्व–गुरुतत्त्व–धर्मतत्त्वनिश्चयरूपे वा । અ. ક. લ.

૩. या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः । धर्मे च धर्मधीः शुद्धा, सम्यक्त्वमिदमुच्यते ॥ २ ॥ —યો. શા. પ્ર. ૨, શ્લો. ૨

* સ્તુતિમાં એકવચન પ્રશસ્ય ગણાય છે માટે અહીં એકવચન વપરાયેલ છે.
वाल्ये सुतानाम् सुरतेऽङ्गनानाम् । स्तुतौ कवीनाम् समरे भटानाम्
त्वंकारयुक्ता हि गिरः प्रशस्ताः । —ભોજપ્રબંધ

ખેડૂતો વગેરે. તેમાં ગયેલા પણ જીવો દુઃખ કે દારિદ્રને પામતા નથી, અર્થાત્ તમને કરેલા પ્રણામથી તેઓ પણ સદા સુખી જ થાય છે.૧

૨૮ जीवाः-[ जीवाः ]—જીવો, પ્રાણીઓ, અહીં જીવ શબ્દથી ભવ્ય પ્રાણીઓ સમજવાના છે.૨

૨૯ चिन्तामणिकप्पपायवब्भहिए – [ चिन्तामणिकल्पपादपाभ्यधिके ]–ચિન્તામણિરત્ન અને કલ્પવૃક્ષ કરતાં અત્યંત અધિક, અત્યંત ઉત્કૃષ્ટ. આ પદની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે.

**चिन्तामणिश्च कल्पपादपश्च चिन्तामणिकल्पपादपौ ताभ्यां अभ्यधिकम् चिन्तामणिकल्पपादपाभ्यधिकम् तस्मिन्.**

એટલે જે સમ્યક્ત્વનો નિર્દેશ કરાયો છે તે ચિન્તામણિરત્ન (કે જે મન ચિંતવ્યા અર્થને આપનાર દેવાધિષ્ઠિત રત્ન છે) અને કલ્પવૃક્ષ (કે જે ઉત્કૃષ્ટ કાલમાં થનાર અને મન ચિંતવ્યા ફળને આપનાર વૃક્ષ છે) તે બન્ને કરતાં ય અધિક છે.

કારણ કે ઉપર્યુક્ત બે ચીજો ઐહિક ફળ આપે છે, અને ચિંતવેલું ફળ જ આપે છે જ્યારે સમ્યક્ત્વ* પારલૌકિક ફળ આપે

---

૧. अथवा नरा तिर्यञ्चो नरतिर्यञ्चः–नृपशवो नृषु पशुतुल्या बालगोपालकृषीवलादयस्तेष्वपि दुःखदौर्भाग्यं न प्राप्नुवन्ति त्वत्प्रसादात् तेऽपि सदा सुखिन एव स्युरिति। હ. કી. વ્યા.

૨. जीवाः भव्यप्राणिनः સિ. ચ. વ્યા.

* અર્થકલ્પલતા, સિ. ચ. વ્યા. તથા હ. કી. વ્યા. માં चिंतामणिकप्पपायवब्भहिए એ પદને સમ્યક્ત્વનું વિશેષણ બનાવવાને બદલ ભગવાનને કરાયેલા પ્રણામનું વિશેષણ બનાવવામાં આવેલ છે જે વિચારણીય છે. તમારું સમ્યક્ત્વ ચિંતામણિ અને કલ્પવૃક્ષથી અધિક છે એમ કહેવાને બદલે તમને કરાયેલો પ્રણામ ચિંતામણિ અને કલ્પવૃક્ષથી અધિક છે એમ ત્યાં કહેવાયું છે.

ગુણોના બહુમાનથી અંતઃકરણમાં ઉત્પન્ન થતા પ્રીતિરસને ભક્તિ શબ્દથી દર્શાવવામાં આવે છે કે જે ગુણજન્ય પ્રીતિ હોય છે. તેમાં કોઈ જ સ્વાર્થ યા અન્ય કારણ હોતું નથી.

૩૮ **हियएण**-[ **हृदयेन** ]—હૃદયવડે. અંતઃકરણ વડે, મનવડે.

૩૯ **इअ**-[ **इति** ]—આ પ્રમાણે, પૂર્વોક્ત પ્રકારે.

૪૦ **संथुओ**-[ **संस्तुत:** ]—સારી રીતે સ્તવ્યા, વર્ણવ્યા.

૪૧ **ता**-[ **तस्मात्** ]—તેથી.

૪૨ **देव** !-[ **देव** ! ] આરાધ્ય દેવ. અથવા તો ત્રણે જગતના લોકોથી સ્તુતિ કરાતા હે પ્રભુ![1] અથવા તો સકલ રાગાદિ મલરૂપ કલંકથી રહિત, સર્વે જીવોના યોગ અને ક્ષેમને વહન કરનારા, શસ્ત્રાદિ ઉપાધિથી રહિત હોવાથી પ્રસન્નતાના પાત્ર, જ્યોતિરૂપ, દેવાધિદેવ, સર્વજ્ઞ એવા વિશિષ્ટ આત્મા![2]

૪૩ **जिणचंद** !-[ **जिनचन्द्र** ! ]—જિનોમાં ચન્દ્ર સમાન.

જિનો એટલે સામાન્ય કેવલીઓ.[3] રાગ આદિને જીતે તે જિન કહેવાય છે.[4]

૪૪ **पास** !-[ **पार्श्व** ! ]—હે પાર્શ્વનાથ ભગવંત! હે તેવીસમા અર્હત્ ભગવન્ત!

---

૧. दीव्यते स्तूयते त्रिजगज्जनैरिति देवः आराध्यस्तस्यामन्त्रणम्। અ.ક.લ.

૨. सकलरागादिमलकलंकविकलो योगक्षेमविधायी शस्त्राद्युपाधिरहितत्वात् प्रसत्तिपात्रं ज्योतीरूपं देवाधिदेवः सर्वज्ञः पुरुषविशेषः। सिद्धहेम श. नु. शब्दमहा. न्यास. ( नम. स्वा. सं. वि. पृ. २९ )

૩. जिनाः सामान्यकेवलिनः। અ. ક. લ.

૪. रागादिजेतृत्वाज्जिनाः ऽऽ. ક. લ.

૩૪ ठाणं-[ स्थानं ]—સ્થાનને, પૂર્વોક્ત ગુણોવાળા મોક્ષરૂપી સ્થાનને.

૩૫ पावंति-[ प्राप्नुवन्ति ]—પ્રાપ્ત કરે છે.

૩૬ महायस !-[ महायशः ! ]—હે મહાયશસ્વી !, ત્રૈલોક્યમાં ફેલાઈ ચૂકેલા યશવાળા !.

આ પદની વ્યુત્પત્તિ महान् त्रैलोक्यव्यापि यशः कीर्तिर्यस्य सः महायशः तत्सम्बोधनम् हे महायशः એ રીતે થાય છે.

આ પાંચમી ગાથાના પ્રથમ પદનો બીજી રીતે પણ અર્થ કરાયો છે. તે અર્થ કરતી વેળા इति संस्तुतः अमहागसः એ રીતે સંસ્કૃત રૂપાન્તર કરાય છે. अम એટલે રોગ તેને હણે તે अमहा અને आगः એટલે પાપ તેને स्यति એટલે તેનો અંત કરે તે आगस 'अमहा चासौ आगसश्च अमहागसः तत्सम्बोधनम् हे अमहागस !' તેનું પ્રાકૃતમાં अमहायस થાય अमहायस ના अ નો संथुओ ના ओ માં લોપ થવાથી संथुओ महायस એ પ્રમાણે થાય.[1]

૩૭ भत्तिभरनिब्भरेण-[ भक्तिभरनिर्भरेण ] ભક્તિના સમૂહથી સંપૂર્ણ.

આ પદ, પછી આવનારં हियएण પદનું વિશેષણ છે. આ પદની વ્યુત્પત્તિ भक्तेः भरः भक्तिभरः तेन निर्भरं भक्तिभर-निर्भरम् तेन भक्तिभरनिर्भरेण આ પ્રમાણે થાય છે.

ભક્તિનો અર્થ આન્તરપ્રીતિ છે.[2]

---

૧. अथवा अमा रोगास्तान् हन्तीत्यमहा आगः पापं नयतीत्यागसः ततो विशेषणकर्मधारये अमहागसः तस्यामन्त्रणम् । અ. ક. વ.

૨. भक्तेः आन्तरप्रीतेः અ. ક.. વ.

ઝેરી સર્પોના વિષનો સંપૂર્ણપણે નાશ કરનાર અને વિપત્તિઓનું ઉપશમન તથા સંપત્તિઓનો ઉત્કર્ષ કરનાર શ્રી પાર્શ્વનાથ ભગવંતને હું વંદન કરું છું. ૧

જે મનુષ્ય **विसहरफुलिंग** મંત્રને સદાકાલ કંઠમાં ધારણ કરે છે તેના કુપિત ગ્રહો, રોગો, મરકી આદિ ઉપદ્રવો તથા દુષ્ટ એવા જ્વરો અથવા દુર્જનો અને જ્વરો ઉપશાંત થાય છે. ૨

મંત્રનો મહિમા તો એક બાજુ રહો પરંતુ તમને કરેલો પ્રણામ પણ બહુફલદાયક થાય છે. (તેનાથી) મનુષ્ય કે તિર્યંચ યોનિમાં પણ જીવો દુઃખ કે દારિદ્ર્યને પામતા નથી. ૩

ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષથી પણ અધિક એવું તમારૂં સમ્યક્ત્વ પ્રાપ્ત થવાથી જીવો અજરામર સ્થાનને નિર્વિઘ્ને મેળવે છે. ૪

હે મહાયશસ્વી! ભક્તિના સમૂહથી સંપૂર્ણ હૃદયવડે આ પ્રમાણે મેં તમને સ્તવ્યા, તેથી હે દેવ! જિનચંદ્ર! શ્રી પાર્શ્વનાથ ભગવંત! ભવોભવ મને બોધિ (જિનધર્મ-પ્રાપ્તિ) આપો. ૫

## (૬) સૂત્ર-પરિચય

### પ્રશ્નોત્તર

(૧)

**પ્રશ્ન :** વિસહર ફુલિંગ એ મંત્ર છે તો મંત્રોનું નિર્માણ કોણ કરે?

**ઉત્તર :** જેઓ ખરેખર સત્યસંકલ્પવાળા હોય છે તેઓ જ મંત્રોનું નિર્માણ કરી શકે છે. એટલે કે 'આ મંત્રથી આ કાર્ય થાવ'

૪૫ **भवे भवे**-[ **भवे भवे** ]—પ્રત્યેક જન્મમાં, એક એક જન્મમાં, અર્થાત્ જ્યાં સુધી મુક્તિ ન થાય ત્યાં સુધી.૧

૪૬ **वोहिं**-[ **वोधिम्** ]—બોધિને.

ત્રણ રત્નોની પ્રાપ્તિ* અથવા ભવાંતરમાં જિનધર્મની પ્રાપ્તિ તે બોધિનો અર્થ છે.૨

૪૭ **दिज्ज**-[ **देहि** ]—આપો.

શ્રી પાર્શ્વનાથ ભગવંત રાગાદિના વિજેતા છે માટે તે જિન તો છે જ પરંતુ જિનોમાં પણ ઉત્કૃષ્ટ હોવાથી તેમને જિનોરૂપી તારકોમાં ચન્દ્રની ઉપમા આપી તે વડે અલંકૃત કરાયા છે.૩

તેઓ ચોત્રીસ અતિશયોરૂપી સમૃદ્ધિથી સહિત હોવાથી ભવ્ય જીવોને આહ્લાદ પેદા કરનારા છે માટે ચન્દ્ર સમાન છે.૪

## (૫) અર્થ-સંકલના

ઉપસર્ગોને દૂર કરનાર પાર્શ્વ યક્ષ છે જેને (જેની સેવા કરી રહ્યો છે) એવા, કર્મરૂપી મેઘોથી અથવા ઘાતીકર્મોથી રહિત,

---

૧. जन्मनि जन्मनि यावन्मोक्षं न प्राप्नोमीति भावः । અ. ક. લ.

* ત્રણ રત્નો તે સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર છે.

૨. बोधिं रत्नत्रयप्राप्तिं प्रेत्य जिनधर्मावाप्तिं वा । અ. ક. લ.

૩. पार्श्वश्चासौ जिनचन्द्रश्च पार्श्वजिनचन्द्रः तत्संबोधनम् हे पार्श्वजिनचन्द्र! હ. કી. વ્યા.

૪. चतुस्त्रिंशदतिशयसम्पत्समन्वितेनाह्लादकत्वाज्जिनचन्द्रस्तस्यामन्त्रणम् । અ. ક. લ.

जिनेषु चन्द्र इव चन्द्रः भव्यानामतीवाह्लादकत्वात् । હ. કી. વ્યા.

+ હર્ષકીર્તિસૂરિ पार्श्वजिनचन्द्र ને બે પદો ન ગણતાં સમસ્તને એક જ પદ ગણે છે.

નિષ્ફળ બની જાય અને તે કરવાની આવશ્યકતા ન રહે. ઉપરાંત વિધિ અને અભિસંધિના વિશેષની અપેક્ષા ન રહે. ૧

(૪)

પ્રશ્ન : અભિસંધિ એટલે શું ?

ઉત્તર : અભિસંધિ એટલે ફળ વગેરેનો ઉદ્દેશ.૨

(૫)

પ્રશ્ન : મંત્રજાપ કરવાથી ફલસિદ્ધિ કેવી રીતે થાય ?

ઉત્તર : મંત્રના રચયિતા દ્વારા જ્યાં જે પ્રકારનો સિદ્ધાંત નક્કી કરાય ત્યાં તે પ્રકારના સિદ્ધાતનું પરિપાલન કરવાથી ફલસિદ્ધિ થાય છે.૩

(૬)

પ્રશ્ન : જે દેવતાનો મંત્ર હોય તે જ દેવતા મંત્રના સાધકને ફળ આપે છે કે બીજા કોઈ દેવ પણ ફળ આપે છે ?

ઉત્તર : જે દેવતાને આશ્રયીને મંત્ર રચાયો હોય તે જ દેવતા તે મંત્રના વિધિપૂર્વકના પ્રયોગના સામર્થ્યથી સિદ્ધાંતને અનુસરતા પુરુષને અનુગૃહીત કરે છે. બીજા દેવતા નહિ.૪

---

૧. न च वाच्यं शब्दशक्तित एव निर्विघ्नीकरणादिफलनिष्पत्तिर्न पुनः पुरुषशक्तेरिति मुद्रामण्डलादीनां नैष्फल्येनाकरणप्रसंगात्, पुरुषाणां विध्यभिसन्धिविशेषानपेक्षित्वप्रसंगच्च ।

स्या. २. परि. ४ सू० ७ पृ. ६३२–६३३

२. જુઓ શબ્દચિંતામણિકોષ.

३. येन हि यत्र यथा समयः कृतस्तत्र तथा समयानुपालनात् फलं निष्पद्यते । स्या. २. परि. ४ सू. ७ पृ. ६३२–३३

४. यां वा देवतामाश्रित्य मन्त्रः सैव तत्समभिव्यापारसामर्थ्यात् समयमनुपालयन्तमनुगृह्णाति । स्या. परि, ४. सू० ७ पृ. ६३२–३३

એવો સંકલ્પ જે વિકૃષ્ટતપવાળા મુનિઓ દ્વારા કરાયેલો હોય, તે વિકૃષ્ટતપવાળા મુનિઓ જ સત્યસંકલ્પવાળા કહેવાય. ૧

[ પોતાની ઇચ્છાને સિદ્ધ કરવાની જેમનામાં શક્તિ હોય અથવા પોતે જે ઇચ્છા કરે તે સિદ્ધ થાય તેવી શક્તિવાળા સત્યસંકલ્પ કહેવાય છે ]

(૨)

પ્રશ્ન : સત્યસંકલ્પતાનો પ્રભાવ કોનામાં હોય ?

ઉત્તર : સત્યસંકલ્પતાનો પ્રભાવ વિકૃષ્ટતપવાળા મુનિઓમાં જ હોય છે અને તે પણ પ્રાણાતિપાત વિરમણ આદિ મહાવ્રતો તથા છઠ્ઠ અઠ્ઠમાદિ તપના પ્રભાવથી જ હોય છે. ૨

(૩)

પ્રશ્ન : શબ્દશક્તિથી અર્થક્રિયા કરવાનું સામર્થ્ય સંભવે ? કે પુરુષશક્તિથી પણ સંભવે ?

ઉત્તર : અર્થક્રિયા કરવાનું સામર્થ્ય શબ્દશક્તિ તેમજ પુરુષ-શક્તિથી સંભવે છે. જો માત્ર શબ્દશક્તિથી જ અર્થક્રિયા કરવાનું સામર્થ્ય માનવામાં આવે તો મુદ્રા મંડલ વગેરે

---

૧. ये हि सत्यसंकल्पास्त एव मन्त्रान्कर्तुं शक्नुवन्ति ।

—સ્યા, ૨. પરિ. ૪ સૂ૦ ૭ પૃ. ૬૩૨–૬૩૩

૨. सत्यसंकल्पता च सुमुनीनां प्राणातिपातविरमणादिपञ्चमहाव्रत–षष्ठाष्ट-मादितपःकरणप्रभावात्सुप्रतीतैव सचेतसाम् ।

સ્યા. ૨ પરિ. ૪ સૂ૦ ૭ પૃ. ૬૩૨–૬૩૩

ઉત્તર ; ઉવસગ્ગહર સ્તોત્રનો વિધિપૂર્વક તેના અર્થના ચિંતનમાં ઉપયોગવાન બનવાપૂર્વક જો માત્ર જાપ જ કરવામાં આવે તો પણ તે ફળદાયક થાય છે. કારણ કે શ્રી પાર્શ્વનાથ ભગવંતના નામરૂપી મંત્રથી આ સ્તોત્ર અધિષ્ઠિત છે અને ભગવંતનું નામ એ જ સિદ્ધ મંત્ર છે.૧ તેથી તેનો જાપ પણ ઇષ્ટ ફળદાયક થાય છે.

(૧૦)

પ્રશ્ન : ઉવસગ્ગહરં સ્તોત્રના જાપદ્વારા તે સ્તોત્રના અધિષ્ઠાયક દેવો સાધક ઉપર પ્રસન્ન થાય છે અને તેનાં વિઘ્નો દૂર કરે છે તે શું સત્ય છે?

ઉત્તર : હા. તે વાત સત્ય છે અને તેથી જ 'ઉપસર્ગોને દૂર કરનાર પાર્શ્વયક્ષ છે જેમને' એ વિશેષણ મૂકાયેલ છે.

(૧૧)

પ્રશ્ન : ઉવસગ્ગહરં સ્તોત્ર સર્વજ્ઞભાષિત છે માટે દેવાધિષ્ઠિત છે તે વાત સત્ય છે?

ઉત્તર : હા. તે વાત સત્ય છે. કારણ કે જે જે વસ્તુ લક્ષણોપેત હોય તે દેવાધિષ્ઠિત હોય છે. સૂત્ર લક્ષણોપેત હોય છે કારણ કે તે સર્વજ્ઞભાષિત હોય છે.૨

---

૧. तुहनामक्खरफुडसिद्ध–मंतगुरुआ नरा लोए ।

—નમિઉણસ્તોત્ર ગા ૯

૨. सव्वं च लक्खणोवेयं समहिट्ठंति देवता । सुत्तं च लक्खणोवेयं जेण सव्वण्णुभासियं ॥ પા. સૂ૦ વૃ; પત્ર ૭૧

આ વિધિમાં કેવળ પૂર્વ સેવાનો પ્રકાર પ્રાપ્ત થાય છે અને તે અઘમર્ષણરૂપે છે. ઉત્તર સેવા માટે ઉપર પહેલી બે વિધિ દર્શાવ્યા પ્રમાણે સમજવી.

## ૩૦. नमिऊण મંત્રના આમ્નાયનું વિશ્લેષણ.

ઇતર મંત્રશાસ્ત્રોમાં પ્રત્યેક મંત્રના ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ તથા કીલકનો નિર્દેશ કરી વિશ્લેષણ કરવાની પ્રથા છે તથા કયા કૃત્ય માટે તે મંત્રનો વિનિયોગ કરાય તે પણ દર્શાવવામાં આવે છે.

જૈન મંત્રશાસ્ત્રમાં આવા વિશ્લેષણનો માર્ગ દર્શાવવાની પ્રથા જણાતી નથી છતાં ક્યારેક કોઈ કોઈ ગ્રંથકાર પરસમય માર્ગની પદ્ધતિ અનુસરતા જોવાય છે. ૧

પ્રસ્તુત સ્તોત્રના **नमिऊण पास** મંત્ર કે જેને '(પાર્શ્વ) ચિંતામણિ મંત્ર' તરીકે ઉલ્લિખિત કરાયો છે તેના ઋષિ, છંદ, દેવતા વગેરેનો ઉલ્લેખ **ભૈરવ પદ્માવતી** કલ્પ ગ્રંથમાં (ગ્રંથ સમાપ્ત થતાં જે ૩૧ પરિશિષ્ટો આપવામાં આવેલ છે તે પૈકી સાતમું પરિશિષ્ટ કે જેનું શીર્ષક **પદ્માવતી** મંત્રામ્નાય વિધિ આપવામાં આવેલ છે અને જેના કર્તા તરીકે ત્યાં કોઇનો ઉલ્લેખ નથી તેમાં) પૃ. ૪૩ ઉપર કરાયો છે.

ત્યાં દર્શાવાયું છે કે :—

**ॐ ह्रीं श्रीं अँर्हं नमिऊण पास विसहर वसह जिण फुलिंग श्रीं ह्रीं अँर्हं नमः । ॐ । अस्य—श्री पार्श्वचिन्तामणिमन्त्र-**

---

૧. જુઓ અર્હદ્ગીતા પૃ. ૨

૩. દેવતા—ધરણેન્દ્ર-પદ્માવતી. અધિષ્ઠાયક દેવતા તરીકે શ્રી ધરણેન્દ્ર દેવ તથા પદ્માવતી દેવી-બંનેના નામો અહીં દર્શાવાયાં છે.

૪. બીજ—માયાબીજ, ત્રિલોકબીજ, અતિશયપ્રદ બીજ. માયા-બીજ-હ્રીઁકારને મંત્રના બીજ તરીકે દર્શાવાયું છે. પ્રસ્તુત સ્તોત્રના ઉદ્‌ભવના મુખ્ય પ્રયોજન રૂપે કોઈ બીજાક્ષર હોય અથવા તો તે સમગ્ર સ્તોત્રને એક અક્ષરમાં સમાવિષ્ટ કરનાર કોઈ બીજાક્ષર હોય તો તે હ્રીઁકાર છે, તેમ અર્થ સમજાય છે.

હ્રીઁકારનો વાચ્યાર્થ 'ધરણેન્દ્ર પદ્માવતી સહિત પાર્શ્વનાથ છે તેવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે.* તે કારણે આ નિર્દેશ કરાયો હશે.

બીજની સાથે સાધર્મ્ય હોવાથી આને બીજ કહેવામાં આવે છે. જેવી રીતે બીજ ફણગા, અંકુર તથા ફ્લોને પેદા કરે છે તેમ

---

અર્હંકારને એકાક્ષરી બીજાક્ષર સમજવામાં આવે છે. તે પ્રકારે ગણત્રી કરતાં પ્રથમ પાદના આઠ અક્ષર થાય છે. જે અર્હંકારને એકાક્ષરી ન સ્વીકારે તે ૐકારને અનુશ્રુતિ સમજી તેને સંખ્યાની ગણત્રીમાં લેતા નથી. તેનો વિન્યાસ શીર્ષકરૂપે નિશ્ચિત હોવાથી પણ ઘણી વખત તેને ગણત્રીમાં લેવાતો નથી.

બીજા પાદમાં નવ અક્ષરો છે અને ત્રીજા પાદમાં આઠ અક્ષરો છે. આ પ્રકારે પ્રસ્તુત ચિન્તામણિ મંત્ર પચીસ અક્ષરના પરિમાણવાળો થાય છે.

* वर्णान्तः पार्श्वजिनो यो रेफस्तलगतः स धरणेन्द्रः । तुर्यस्वरः सबिंदुः स भवेत् पद्मावतीसंज्ञः ॥ — भैरव पद्मावती कल्प पृ. १६

૨. છંદ—આ 'પાર્શ્વ ચિંતામણિ મંત્ર'નો છંદ 'ગાયત્રી'* દર્શાવાયો છે.

---

* અહીં ચિંતામણિ મંત્રનો છંદ ગાયત્રી* છે તેમ નિર્દેશ થયો છે. અનુષ્ટુપ છંદને ગાયત્રી છંદનો જ એક પ્રકાર માનવામાં આવે છે.

અનુષ્ટુપ્ છંદનું સ્વરૂપ કાલક્રમે પરિવર્તન પામતું આવ્યું છે× આ છંદના શ્લોકને ચાર પાદ હોય છે અને દરેક પાદમાં આઠ આઠ અક્ષરો હોય છે.

ક્ષેમેન્દ્રે સુવૃત્તતિલકમાં જણાવ્યું છે કે ભેદ–પ્રભેદ ગણતાં અનુષ્ટુપ્ છંદોનો સમુદાય અસંખ્ય છે તેમાં લક્ષ્ય અનુસારે ખાસ કરીને શ્રવ્યતાની પ્રધાનતા હોવી જોઈએ.+

પ્રસ્તુત ચિંતામણિ મંત્રને (नमिऊण मंत्र ने) છંદની દ્રષ્ટિએ વ્યવસ્થિત કરવામાં આવે તો તેના ત્રણ પાદો નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે:—

| પાદ | ચિંતામણિ મંત્ર |
|---|---|
| ૧. | ॐ ह्रीँ श्रीँ अर्हं नमिऊण=૮ અક્ષર. |
| ૨. | पास विसहर वसह=૯ અક્ષર. |
| ૩. | जिण फुलिंग ह्रीँ नमः=૯ અક્ષર. |

---

* પ્રખ્યાત ગાયત્રી મંત્ર વસ્તુતઃ '**સાવિત્રી મંત્ર**' છે. પરંતુ તેનો છંદ ગાયત્રી હોવાથી ગાયત્રી મંત્રરૂપે તેનું નામ પ્રચલિત થયું છે. તેના ત્રણ પાદ એટલે ૨૪ અક્ષરો પ્રકટ છે અને એકપાદના આઠ અક્ષરો ગુહ્ય રાખવામાં આવે છે.

× જુઓ પ્ર. ટી. ભા. ૩ પૃ. ૪૮૩.

+ असंख्यो भेदसंसर्गादनुष्टुप् छन्दसां गणः तत्र लक्ष्यानुसारेण श्रव्यतायाः प्रधानता । — સુવૃત્ત તિલક પ્રથમ વિન્યાસ શ્લો. ૧૫

## ૩૧. ચિન્તામણિ મંત્રનો વર્ણવિશ્લેષણ અથવા વિપ્રકીર્ણ પદ્ધતિએ વિન્યાસ—

ઉવસગ્ગહરં સ્તોત્રમાં 'ચિંતામણિ મંત્ર' (**नमिऊण पास विसहर** મંત્ર) ના અક્ષરો અથવા શબ્દો વર્ણવિશ્લેષણ પદ્ધતિ દ્વારા વિન્યસ્ત કરેલા છે. તેવો એક ઉલ્લેખ પ્રાપ્ત થાય છે.

ચિંતામણિ મંત્રામ્નાય ગ્રંથમાં જણાવાયું છે કે જેવી રીતે ભયહર સ્તવમાં (**नमिऊण** સ્તવમાં) ચિંતામણિ મંત્ર તિરોહિત કરાયો છે તેવી જ રીતે ઉવસગ્ગહરં સ્તવમાં પણ ચિંતામણિ મંત્ર તિરોહિત કરાયો છે.[૧]

ભયહરસ્તવમાં **नमिऊण** મંત્રનો કેવી રીતે વિપ્રકીર્ણાક્ષરી પદ્ધતિથી વિન્યાસ કરાયેલ છે તેનો વિચાર કરીએ તો ખ્યાલ આવે કે કલ્પનાતીત રીતે મંત્ર પદોને તથા કોઈ પદના અક્ષરોને સ્તોત્રમાં અસ્તવ્યસ્ત પ્રકારે વિન્યસ્ત કરવામાં આવેલ છે.

દાખલા તરીકે **नमिऊण** મંત્ર અંતર્ગત વસહ પદનો નમિઊણ સ્તોત્રની ગાથામાં વિપ્રકીર્ણાક્ષરી પદ્ધતિથી વિન્યાસ કરવામાં આવેલ છે. ૨

**नमिऊण** સ્તોત્રની બીજી ગાથાના ચાર પાદો આ પ્રમાણે છેઃ-

सडियकरचरणनहमुह, निब्बुड्डनासा विवन्नलायन्ना ।
कुट्ठमहारोगानल-फुलिंग निदड्ढसव्वंगा ॥ २ ॥

---

१. उपसर्गहरस्तवेऽपि चिन्तामणिमंत्रो भयहरस्तववदेव
— चि. म. आ. (ह. प्र.)

२. वसहत्ति द्वितीयगाथायाम् — भयहरस्तोत्रवृत्ति.

આ પણ પુણ્ય વગેરે ફણગાને તથા ભુક્તિ અને મુક્તિ રૂપી ફલો પેદા કરે છે.*

બીજ એટલે તત્ત્વભૂત અક્ષર એવો પણ અર્થ પ્રાપ્ત થાય છે.+

૫. શક્તિ–સ્તોત્રના લક્ષ્ય સુધી પહોંચાડનાર સાધન. આ સાધન શ્રીઁકાર છે. તેમ દર્શાવાયું છે.×

૬. કીલક—દૃઢમૂલ કરનાર સિદ્ધાંત. આવા સિદ્ધાંતરૂપે અક્ષર જો કોઈ હોય તો તે अर्हँकार છે તેમ દર્શાવાયું છે.

૭. વિનિયોગ—**मम सकलसिद्धिप्राप्त्यर्थं जपे विनियोगः—**
મંત્ર શાને માટે કૃત્યકારી છે તે દર્શાવતાં સકલ સિદ્ધિની પ્રાપ્તિનો નિર્દેશ થયો છે. સ્તોત્રોમાં જે જે કૃત્યોનો નિર્દેશ થયો છે, તે સઘળા માટે આ મંત્ર કૃત્યકારી છે.

---

* बीजसाधर्म्याद् बीजम् यथाहि बीजं प्रसवप्ररोहफलानि प्रसूते तथेदमपि पुण्यादिप्ररोहभुक्तिमुक्तिफलजनकत्वाद् बीजमुच्यते ।
— सि. हे. श. म. न्यास. (ન. સ્વા. સં. વિ., પૃ. ૩૦)

\+ बीजं तत्त्वाक्षरम् । सं. द्वया० काव्य अभयतिलकवृत्ति
—(ન. સ્વા. સં. વિ., પૃ. ૩૯)

× શક્તિ કે જેને વૈદિકો ગાયત્રી કહે છે તેને જૈનો 'શ્રી' કહે છે તેમ શ્રી નર્મદાશંકર મહેતાએ તેમના '**શાક્તસંપ્રદાય**' નામના ગ્રંથમાં દર્શાવેલ છે. તેમણે આધાર દર્શાવ્યો નથી. એટલે આ અભિપ્રાયનું કારણ શોધી શકાયું નથી.

— મંત્રશાસ્ત્ર પૃ. ૯૦

## ૩૨. મંત્ર એટલે શું ?

મંત્ર એટલે કોઈ અગમ્ય શબ્દોથી ભરેલી ગૂઢ ભાષા યા તો બીજાક્ષરોથી સમન્વિત વર્ણોનો સમૂહ જ હોય છે એવું નથી. વિવિધ મંત્રોનું અધ્યયન કરતાં જાણવા મળે છે કે કેટલીક વાર વિગતોનું વર્ણન માત્ર દર્શાવ્યું હોય તેવા પણ મંત્રો હોય છે.

દા. ત. પ્રભાવકચરિત્રમાં પાદલિપ્તસૂરિના જીવનચરિત્રમાં તેમના જીવનમાં એક પ્રસંગને આલેખતી ગાથાને મંત્ર તરીકે ગણાવાઈ છે.

जह जह पएसिणिं जाणुयंमि पालित्तउ भमाडेइ ।
तह तह से सिरवियणा पणस्सइ मुरंडरायस्स ॥

અર્થ:-જેમ જેમ પ્રદેશિનીને જાનુ * ઉપર પાદલિપ્ત ભમાડે છે તેમ તેમ મુરંડ રાજાની શિરોવેદના નાશ પામે છે.

આ ગાથા લખ્યા બાદ ત્યાં જણાવ્યું છે કે—

मन्त्ररूपामिमां गाथां पठन् यस्य शिरः स्पृशेत् ।
शाम्येत वेदना तस्याद्यापि मूर्ध्नोऽतिदुर्धरा ॥

અર્થ:—મંત્ર સ્વરૂપ આ ગાથાનો પાઠ કરતો (મનુષ્ય) જેના મસ્તકને સ્પર્શ કરે તેની અતિદુર્ધર એવી પણ મસ્તક વેદના આજે પણ શાંત થાય છે.

અહીં આ ગાથાને જ મંત્ર માનવામાં આવેલ છે.

---

* પ્રદેશિની એટલે તર્જની આંગળી.

પ્રસ્તુત ગાથાના બીજા ચરણના વિવજ્ઞ પદમાંથી 'व'નો ઉદ્ધાર કરવાનો છે. પછી પ્રથમ ચરણના સડિય પદમાંથી 'स'નો ઉદ્ધાર કરવાનો છે અને નહ પદમાંથી 'ह' નો ઉદ્ધાર કરવાનો છે. આ રીતે અસ્તવ્યસ્ત પદ્ધતિથી સ્તોત્રમાં વિન્યસ્ત અથવા ગ્રથિત કરાયેલા અક્ષરો અથવા પદોને વિપ્રકીર્ણ કહેવામાં આવે છે.

ઉવસગ્ગહરં સ્તોત્રમાં વિપ્રકીર્ણાક્ષરી પદ્ધતિથી તિરોહિત કરાયેલ ચિંતામણિ (વિસહર ફુલિંગ) મંત્રનો સમુદ્ધાર નીચે પ્રમાણે કરી શકાયઃ—

| ચિંતામણિ મંત્રનાં ૬ પદો | અક્ષર અથવા પદના વિન્યાસનો પ્રકાર | સ્તોત્રમાં વિન્યાસનું સ્થળ | | નોંધ |
|---|---|---|---|---|
| | | ગાથા | ચરણ | |
| नमिऊण | न, मि, ऊ (उ), ण * | त्रीजी | ४ | **'न'**दुक्खदोगच्चं |
| | | | तथा | |
| | | पहेली | १–२ | वंदा**मि** उवसग्गहरं कम्मघ**ण** |
| पास | पास | पांचमी | ४ | **पास** जिणचंद ! । |
| विसहर | विसहर | पहेली | ३ | **विसहर** विसनिन्नासं । |
| वसह | व, स, ह१ | पहेली | १ | **उवसग्गहरं** |
| जिण | जिण | पांचमी | ३ | **जिण**चंद ! । |
| फुलिंग | फुलिंग | बीजी | २ | विसहर **फुलिंग**मंतं |

* नमिऊण પદના ચારેય અક્ષરો વિપ્રકીર્ણ રીતે બે ગાથામાં ઉપલબ્ધ થાય છે અને દીર્ઘ ऊ ને હ્રસ્વ उ તરીકે સ્વીકારવો પડે છે.

१ वसह પદના ત્રણેય અક્ષરો એક જ પદમાં વિપ્રકીર્ણ રીતે ઉપલબ્ધ થાય છે. બાકીનાં બધાં પદો સ્તોત્રમાં વિપ્રકીર્ણ પદ્ધતિથી વિન્યસ્ત થયેલાં માલુમ પડે છે.

શિલાલેખ છે.* ત્યાં પૂર્વ દિશામાં મંગલકર પાર્શ્વનાથ (દક્ષિણ દિશાના પાર્શ્વનાથની મૂર્તિમાં નામ વંચાતું નથી) પશ્ચિમ દિશામાં મનોરથ કલ્પદ્રુમ પાર્શ્વનાથ અને ઉત્તર દિશામાં ચિંતામણિ પાર્શ્વનાથ છે. દક્ષિણ દિશાના પાર્શ્વનાથની મૂર્તિનું નામ વંચાતું નથી પરંતુ લાગે છે કે તે કલ્યાણકર પાર્શ્વનાથ હોવા જોઇએ. જો આમ હોય તો આ ચારે પાર્શ્વનાથની મૂર્તિઓ અને 'ઉવસગ્ગહરં' સ્તોત્ર વચ્ચે કંઈ સંબંધ છે કે નહિં ? તે વિચારવું જોઇએ.

## ૩૪. 'ઉવસગ્ગહરં' સ્તોત્રમાં સમાસો, ક્રિયાપદો અને વિભક્તિઓ.

'ઉવસગ્ગહરં' સ્તોત્રમાં નીચે મુજબના પંદર સામાસિક પદોનો ઉપયોગ થયેલ છે.

**उवसग्गहरंपासं, कम्मघणमुक्कं, विसहरविसनिन्नासं, मंगलकल्लाणआवासं, विसहरफुलिंगमंतं, गहरोगमारीदुट्ठजरा, बहुफलो, नरतिरिएसु, दुक्खदोगच्चं, चिंतामणिकप्पपाय-वब्भहिए, अविग्घेणं, अयरामरं, महायस !, भत्तिभर-निब्भरेण, जिणचंद.**

---

* (१) श्री खरतरगच्छे, श्री मनोरथकल्पद्रुम श्री पार्श्वनाथः ।
सं. मंडलिककारितः ॥

(२) श्री खरतरगच्छे, श्री जिनचन्द्रसूरिभिः प्रतिष्ठितः श्री चिंतामणि-पार्श्वनाथः । सं. मंडलिककारितः ॥

(३) श्री खरतरगच्छे श्री मङ्गलाकर श्री पार्श्वनाथः ।
सं. मंडलिककारितः ।

(४) श्री खरतरगच्छे श्री....पार्श्वनाथः । सं. मंडलिककारितः श्री खरतरगच्छे ॥ આબૂ ભા. ૨, પૃ. ૧૭૪–૧૭૫

તદુપરાંત—

'ॐ संति कुंथु अ अरो अरिट्ठनेमी जिणिंद पासो य। समरंताणं चक्खू निम्मला ॐ ह्रीँ नमः'॥ આ મંત્રમાં પણ માત્ર વિગત જ છે છતાંય 'આ મંત્રના પ્રયોગથી આંખ દુઃખતી મટે છે' તેમ કહેવાયું છે એટલે નિશ્ચિત થાય છે કે મંત્ર એ એવો શબ્દસમૂહ હોવો જોઈએ કે જેથી તેના અધિષ્ઠાયક દેવનું આકર્ષણ થાય યા તો એવો શબ્દસમૂહ હોવો જોઈએ કે જેમાં વપરાયેલા અક્ષરોનો સંયોગ જ એવા પ્રકારનો હોય કે જે અમુક ફળ આપે જ.

## ૩૩. ઉવસગ્ગહરં સ્તોત્રમાં વપરાયેલ ભગવાન શ્રી પાર્શ્વનાથનાં ચાર નામો

ઉવસગ્ગહરંની પ્રથમ ગાથામાં **मंगल** તથા **कल्लाण** અને ચોથી ગાથામાં **चिंतामणि** તથા **कप्पपायव** (કલ્પપાદપ) એમ ચાર શબ્દો વપરાયા છે તે ચારે નામના પાર્શ્વનાથ સ્વામીની મૂર્તિઓ સાંપડે જ છે પરંતુ તે ચારેય નામના શ્રી પાર્શ્વનાથ-સ્વામીની મૂર્તિઓ એક જ સ્થળે સાંપડતી હોય તેવું પણ જાણવા મળ્યું છે.

આબૂગિરિ ઉપર 'ખરતરવસહી' નામક મંદિરમાં નીચેના માળમાં ચારે બાજુ મૂલનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાન છે. તેમની મૂર્તિઓ ભવ્ય અને નવફેણયુક્ત પરિકરવાળી છે. તે દરેકની નીચે

પુત્રની જન્મકુંડલી વરાહમિહિરે બનાવી આપી અને તેમાં લખ્યું કે પુત્ર સો વર્ષનો થશે. રાજાને એ સાંભળી અત્યંત હર્ષ થયો અને વરાહમિહિરનું બહુમાન કર્યું. આ પ્રસંગનો લાભ લઈ વરાહમિહિરે રાજાના કાન ભંભેર્યા કે–મહારાજ! આપને ત્યાં કુંવરનો જન્મ થવાથી બધા રાજી થઇ આપને મળવા આવી ગયા પણ જૈનોના આચાર્ય ભદ્રબાહુ નથી આવ્યા, તેનું કારણ તો જાણો! રાજાએ તે સંબંધમાં તપાસ કરી તો શ્રી ભદ્રબાહુ-સ્વામીએ જવાબ આપ્યો કે–નકામું બે વખત શું કામ જવું આવવું? એ પુત્ર તો સાતમે દિવસે બિલાડીથી મરણ પામવાનો છે. રાજાએ એ સાંભળી પુત્ર–રક્ષા માટે ચોકી–પહેરા મૂકયા અને ગામની બધી બિલાડીઓને દૂર મોકલાવી દીધી, પરંતુ બન્યું એમ કે સાતમા દિવસે ધાવમાતા બારણામાં બેઠી બેઠી પુત્રને ધવરાવતી હતી, તેવામાં બાળક પર અકસ્માત્ લાકડાનો આગળિયો પડ્યો ને તે મરણ પામ્યો. વરાહમિહિર તો એથી ખૂબ જ શરમાઈ ગયો. ભદ્રબાહુ એ વખતે રાજાને મળવા ગયા અને સંસારનું સ્વરૂપ સમજાવી ધીરજ આપી. રાજાએ તેમના જ્યોતિષજ્ઞાનની પ્રશંસા કરી અને સાથે એ પણ પૂછ્યું કે બિલાડીથી મરણ થશે એ વાત બરાબર સાચી કેમ ન પડી? તે વખતે સૂરિજીએ લાકડાનો આગળિયો મંગાવ્યો તો તેના છેડા પર બિલાડીનું મોઢું કોરેલું હતું.

આ પ્રસંગથી વરાહમિહિરનો દ્વેષ વધ્યો અને મરીને વ્યંતર-દેવ થતાં જૈનસંઘમાં મહામારી (પ્લેગ જેવો રોગચાળો) ફેલાવવા લાગ્યો; પરંતુ શ્રી ભદ્રબાહુસ્વામીએ ઉવસગ્ગહરં સ્તોત્ર બનાવીને સંઘને મુખ–પાઠ કરવા કહ્યું અને તેથી તે ઉપદ્રવ દૂર થયો. ત્યારથી આ સ્તોત્ર પ્રચલિત થયું છે.

આ રીતના ૧૫ સામાસિક પદો છે. જેમાં બહુવ્રીહિ, કર્મ-ધારય, તત્પુરુષ, દ્વંદ્વ, અવ્યયીભાવ, ઉપમાનોપમેય કર્મધારય વગેરે સર્વ સમાસોનો ઉપયોગ કરાયો છે.

## ક્રિયાપદો.

वंदामि, धारेइ, जंति, चिट्ठउ, होइ, पावंति (બે વખત) दिज्ज આ આઠ ક્રિયાપદો છે જે પૈકી એક આજ્ઞાર્થ, એક વિધ્યર્થ અને બાકીનાં છ વર્તમાનકાળનાં છે.

## વિભક્તિઓ.

ઉવસગ્ગહરં સ્તોત્રમાં જુદી જુદી જે વિભક્તિઓ વપરાઇ છે તેનો વિચાર કરીએ તો માત્ર ચતુર્થી વિભક્તિ સિવાયની સર્વ વિભક્તિઓનો આ સ્તોત્રમાં ઉપયોગ કરાયો છે, જે નીચે મુજબ છે:—

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | मणुओ | ષષ્ઠી | तस्स |
| દ્વિતીયા | पासं | સપ્તમી | नरतिरिएसु |
| તૃતીયા | अविग्घेणं | સંબોધન | महायस ! |
| પંચમી | ता | | |

## ૩૫. 'ઉવસગ્ગહરં' સ્તોત્રની રચના પાછળનો ઇતિહાસ.

આ સ્તોત્રની રચના વિષે નીચેની કથા પ્રચલિત છે:—

ભદ્રબાહુસ્વામીને વરાહમિહિર નામને એક ભાઈ હતો. તેણે પણ જૈન-દીક્ષા લીધી હતી, પરંતુ કોઈ કારણવશાત્ પાછળથી તે છોડી દીધી હતી અને જ્યોતિષશાસ્ત્ર દ્વારા પોતાની મહત્તા બતાવી જૈનસાધુઓની નિંદા કરતો હતો. એક વાર રાજાના

૬. ઉવસગ્ગહર ટીકા. કર્તાઃ સિદ્ધિચંદ્રગણિ (મુદ્રિત)
આનો રચનાકાળ સત્તરમી શતાબ્દિ છે.

૭. ઉવસગ્ગહર વૃત્તિ, કર્તાઃ હર્ષકીર્તિસૂરિ (મુદ્રિત)
આનો રચનાકાળ પણ સત્તરમી શતાબ્દી છે.

૮. ઉવસગ્ગહર વૃત્તિ. કર્તાઃ સમયસુંદર વાચક (મુદ્રિત)
આનો રચનાકાળ વિ. સં. ૧૬૯૫ છે.

ઉપર્યુક્ત આઠ વૃત્તિ ઉપરાંત બૃહદ્વૃત્તિ કે જે અજ્ઞાતકર્તૃક તથા વિક્રમની બારમી સદીથી ય પહેલાંની છે તે આજે ઉપલબ્ધ નથી. પૂર્ણચંદ્રસૂરિએ પોતાની વૃત્તિમાં તેનો ઉલ્લેખ કર્યો છે.

તદુપરાંત એક અજ્ઞાતકર્તૃક લઘુવૃત્તિ, અજ્ઞાતકર્તૃક ટીકા તથા અજ્ઞાતકર્તૃક વૃત્તિની જૈન ગ્રંથાવલી, જિનરત્નકોષ વગેરેમાં નોંધ છે પરંતુ તે ગ્રંથો જોવા મળેલ નથી.

આ ઉપરાંત જુના ગ્રંથાગારોમાં આ સિવાયની જે વૃત્તિઓ હોય તે જુદી. હાલ તો ઉવસગ્ગહરંનું પ્રસ્તુત વર્ણન લખવામાં જે ઉપર દર્શાવેલ આઠ ગ્રંથો આંખ સામે રખાયા છે તેની પોતપોતાની શી વિશેષતા છે તે તપાસીએ.

## ૧. પૂર્ણચન્દ્રસૂરિકૃત લઘુવૃત્તિ

આ લઘુવૃત્તિ વિ. સં. ૧૯૭૭ માં શારદાવિજય જૈન ગ્રંથમાલા ભાવનગરના પ્રથમ પુષ્પ તરીકે મુદ્રિત થયેલ છે. તેમાં આ વૃત્તિના કર્ત્તાનું નામ 'પૂર્ણચન્દ્રસૂરિ દર્શાવાયું છે. વૃત્તિકારે ક્યાંય પોતાનું નામ જણાવેલ નથી.

આ વૃત્તિ તેમાં દર્શાવેલ યંત્રો, મંત્રો તથા આમ્નાયોની દૃષ્ટિએ વિશેષતા ધરાવે છે. બૃહદ્વૃત્તિ પછીની પ્રાસ રચનાઓમાં

## ૩૬. 'ઉવસગ્ગહર' સ્તોત્ર પર રચાયેલી વૃત્તિઓ અને તેની વિશેષતા.

'ઉવસગ્ગહરં' સ્તોત્ર પર નાની મોટી ટીકાઓ તથા વૃત્તિઓ રચાઇ છે. જે પોતપોતાની વિશેષતાઓથી અલંકૃત છે.

વર્તમાનકાલમાં કેટલીક ટીકાઓ પ્રાપ્ત થતી નથી. પરંતુ જે ટીકાઓ પ્રાપ્ત થાય છે તે નીચે મુજબ છે.

૧. ઉવસગ્ગહર લઘુવૃત્તિ. કર્તાઃ પૂર્ણચંદ્રસૂરિ (મુદ્રિત)
આ વૃત્તિનો રચનાકાલ બારમી શતાબ્દી મનાય છે.

૨. ઉવસગ્ગહર લઘુવૃત્તિ. કર્તાઃ દ્વિજપાર્શ્વદેવ ગણિ (મુદ્રિત)
આ વૃત્તિનો રચનાકાલ પણ બારમી શતાબ્દી મનાય છે.

૩. અર્થકલ્પલતા વૃત્તિ. કર્તાઃ જિનપ્રભસૂરિ (મુદ્રિત)
આ વૃત્તિ વિ. સં. ૧૩૬૫ માં સાકેતપુરમાં રચાઇ છે.

૩ (અ) શ્રી જયસાગર ગણિકૃત વૃત્તિ. વિક્રમની પંદરમી સદીમાં રચાઇ છે.

૪. ઉવસગ્ગહર અવચૂર્ણિ. કર્તાઃ અજિતપ્રભસૂરિ (અમુદ્રિત)
આ જિનપ્રભસૂરિકૃત અર્થકલ્પલતા ઉપરની અવચૂરિ છે. રચના સંવત્ ઉપલબ્ધ નથી. તેની હસ્તપ્રત લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના મુનિશ્રી પુણ્યવિજયજીના સંગ્રહમાં છે.

૫. ઉવસગ્ગહર પદાર્થ. કર્તાઃ જિનસૂરમુનિ (અમુદ્રિત)
આ વૃત્તિનો રચનાકાળ સોળમી શતાબ્દી છે.
આની હસ્તપ્રત લાલભાઈ દલપતભાઇ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના મુનિશ્રી પુણ્યવિજયજીના સંગ્રહમાં છે.

૬. ઉવસગ્ગહર ટીકા. કર્તાઃ સિદ્ધિચંદ્રગણિ (મુદ્રિત)
આનો રચનાકાળ સત્તરમી શતાબ્દિ છે.

૭. ઉવસગ્ગહર વૃત્તિ, કર્તાઃ હર્ષકીર્તિસૂરિ (મુદ્રિત)
આનો રચનાકાળ પણ સત્તરમી શતાબ્દી છે.

૮. ઉવસગ્ગહર વૃત્તિ. કર્તાઃ સમયસુંદર વાચક (મુદ્રિત)
આનો રચનાકાળ વિ. સં. ૧૬૯૫ છે.

ઉપર્યુક્ત આઠ વૃત્તિ ઉપરાંત બૃહદ્‌વૃત્તિ કે જે અજ્ઞાતકર્તૃક તથા વિક્રમની બારમી સદીથી ય પહેલાંની છે તે આજે ઉપલબ્ધ નથી. પૂર્ણચંદ્રસૂરિએ પોતાની વૃત્તિમાં તેનો ઉલ્લેખ કર્યો છે.

તદુપરાંત એક અજ્ઞાતકર્તૃક લઘુવૃત્તિ, અજ્ઞાતકર્તૃક ટીકા તથા અજ્ઞાતકર્તૃક વૃત્તિની જૈન ગ્રંથાવલી, જિનરત્નકોષ વગેરેમાં નોંધ છે પરંતુ તે ગ્રંથો જોવા મળેલ નથી.

આ ઉપરાંત જુના ગ્રંથાગારોમાં આ સિવાયની જે વૃત્તિઓ હોય તે જુદી. હાલ તો ઉવસગ્ગહરંનું પ્રસ્તુત વર્ણન લખવામાં જે ઉપર દર્શાવેલ આઠ ગ્રંથો આંખ સામે રખાયા છે તેની પોત-પોતાની શી વિશેષતા છે તે તપાસીએ.

## ૧. પૂર્ણચન્દ્રસૂરિકૃત લઘુવૃત્તિ

આ લઘુવૃત્તિ વિ. સં. ૧૯૭૭ માં શારદાવિજય જૈન ગ્રંથમાલા ભાવનગરના પ્રથમ પુષ્પ તરીકે મુદ્રિત થયેલ છે. તેમાં આ વૃત્તિના કર્તાનું નામ 'પૂર્ણચન્દ્રસૂરિ દર્શાવાયું છે. વૃત્તિકારે ક્યાંય પોતાનું નામ જણાવેલ નથી.

આ વૃત્તિ તેમાં દર્શાવેલ યંત્રો, મંત્રો તથા આમ્નાયોની દૃષ્ટિએ વિશેષતા ધરાવે છે. બૃહદ્‌વૃત્તિ પછીની પ્રાસ રચનાઓમાં

આનું સ્થાન પ્રથમ હોવાથી આમાં દર્શાવેલાં યંત્રો વધુ વિશ્વસનીય ગણાવાં જોઇએ.

## ૨. દ્વિજપાર્શ્વદેવગણિ રચિત લઘુવૃત્તિ

આ વૃત્તિ વિ. સં. ૧૯૮૮ માં દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા તરફથી તેના ગ્રંથાંક ૮૦ તરીકે મુદ્રિત થયેલ છે. તેમાં આ વૃત્તિને લઘુવૃત્તિ તરીકે કહેલ છે. પરંતુ ગ્રંથકારે કયાંય આને લઘુવૃત્તિ કહી નથી. જેથી સંપાદકે આને લઘુવૃત્તિ કેમ કહી હશે તે વિચારણીય છે.

આ વૃત્તિ તેના અર્થઘટનથી સિદ્ધિથી તથા પૂર્ણચંદ્રગણિ કૃત લઘુવૃત્તિમાં નહીં દર્શાવાયેલ યંત્રો દર્શાવવા વગેરેથી વિશેષતા ધરાવે છે.

## ૩. અર્થકલ્પલતાવૃત્તિ

આ વૃત્તિ વિ. સ. ૧૩૬૫ માં સાકેતપુરમાં જિનપ્રભસૂરિએ રચી છે. જે દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા તરફથી તેના ગ્રંથાંક ૮૧ તરીકે 'અનેકાર્થ રત્નમંજૂષા' નામક ગ્રંથમાં વિ. સં. ૧૯૮૯ માં મુદ્રિત થયેલ છે.

આ વૃત્તિ અર્થોના વૈવિધ્ય, 'ઉવસગ્ગહરં'ની ગાથાઓનું પાર્શ્વયક્ષ, પદ્માવતી તથા ધરણેન્દ્ર પક્ષમાં અર્થઘટન તથા અર્થોની વિશદ છણાવટની દૃષ્ટિએ અતિશય મહત્ત્વ ધરાવનારી છે.

## ૪. અજિતપ્રભસૂરિકૃત ઉવસગ્ગહરં અવચૂર્ણિ

આ અવચૂર્ણિ કયી સાલમાં રચાઇ તેનો ઉલ્લેખ ગ્રંથમાં નથી. પ્રતિના અંતે માત્ર 'श्री जिनप्रभसूरिकृतवृत्तेरुपरि अवचूर्णिः' એટલો જ ઉલ્લેખ છે. પ્રતિના છેડાનો ભાગ ઘસાઇને નષ્ટ થયેલ

છે તેથી ગ્રંથકર્તાનું નામ વંચાતું નથી. પણ આ પ્રતિ લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના પુણ્યવિજયજી સંગ્રહની નં. ૧૨૭૨ ની પ્રતિ તરીકે તેના સૂચિપત્રમાં જ્યાં નોંધાઈ છે ત્યાં આ અવચૂર્ણિના કર્તા તરીકે અજિતપ્રભસૂરિનું નામ નોંધાયેલ છે. એટલે લાગે છે કે પ્રતિનો પ્રાંતભાગ નષ્ટ નહીં થયો હોય ત્યારે ત્યાં અજિતપ્રભસૂરિ નામ લખેલ હશે. અમે પણ તેથી અહીં તેના કર્તા તરીકે અજિતપ્રભસૂરિનું નામ લખેલ છે.

આ અવચૂર્ણિ ૧૫૦ અનુષ્ટુપ શ્લોક પ્રમાણ અને અદ્યાવધિ અમુદ્રિત છે. આ અવચૂર્ણિ જિનપ્રભસૂરિકૃત અર્થકલ્પલતાનું સંક્ષિપ્તીકરણ છે જે તેની વિશેષતા છે.

## ૫. ઉવસગ્ગહર પદાર્થ

આ પદાર્થ જિનસૂરમુનિકૃત પ્રિયંકર નૃપકથાના પ્રાંત ભાગ સાથે જોડી દેવાયેલ છે. લા. દ. ભા. સં. વિદ્યામંદિરની પુણ્યવિજય સંગ્રહની પ્રતિ નં. ૪૦૩૬ કે જે 'ઉપસર્ગહરસ્તોત્ર સટીક પત્ર ૧૦ થી ૨૬ (અપૂર્ણ)' નામની છે તેના પત્ર ૨૫ ની ૯ મી લીટીથી આ પદાર્થ શરૂ થાય છે ત્યાં '**अथेति स्मरणं पदार्थो लिखितानिः**' થી આનો પ્રારંભ કરાયો છે જે ૨૭ મા પત્ર ઉપર પ્રાયઃ સમાપ્ત થતો હોય તેમ દેખાય છે પણ પ્રતમાં ૨૬ થી આગળના પત્ર નથી તેથી પ્રાંતે ગ્રંથકારનું નામ જોવા મળતું નથી. પ્રિયંકરનૃપ કથાની સાથે જ આ 'પદાર્થ જોડી દેવાયેલ છે. તેથી આના પણ કર્તા જિનસૂરમુનિ હશે તેમ લાગે છે જો તેમ હોય તો આ પદાર્થની રચના ૧૬ મી શતાબ્દિની ગણાય.

હર્ષકીર્તિસૂરિની વૃત્તિ અને આ પદાર્થનું સંપૂર્ણ વાક્યોમાં પણ લગભગ સામ્ય છે. જે આશ્ચર્યજનક છે.

## ૬. સિદ્ધિચંદ્રગણિકૃત ઉવસગ્ગહરં ટીકા

આ ટીકા વિ. સં. ૧૯૮૯ માં દે. લા. જૈ. પુ. સંસ્થા તરફથી તેના ૮૧ મા ગ્રંથાંક તરીકે પ્રસિદ્ધ થયેલ અનેકાર્થરત્નમંજૂષા નામક ગ્રંથમાં પ્રકાશિત થયેલ છે.

આ વ્યાખ્યામાં પાર્શ્વયક્ષ, પદ્માવતી તથા ધરણેન્દ્ર પક્ષે થતા અર્થો દર્શાવાયા નથી. પરંતુ તે અર્થો બૃહદ્વૃત્તિથી જાણી લેવા ભલામણ કરાઈ છે બૃહદ્વૃત્તિથી તેમને જિનપ્રભસૂરિકૃત વૃત્તિ અભિપ્રેત છે? કે જિનપ્રભસૂરિ પોતાની વૃત્તિમાં જે બૃહદ્વૃત્તિને નોંધે છે તે બૃહદ્વૃત્તિ અભિપ્રેત છે તે સમજાતું નથી. જો તેમને શ્રી જિનપ્રભસૂરિ જે બૃહદ્વૃત્તિને નોંધે છે તે બૃહદ્વૃત્તિ અભિપ્રેત હોય તો તેમાં પણ ઉવસગ્ગહરંની ગાથાઓના ધરણેન્દ્ર પાર્શ્વયક્ષ અને પદ્માવતી પક્ષે થતા અર્થો કરાયા છે તે સિદ્ધ થાય છે. અને જો આમ હોય તો જિનપ્રભસૂરિકૃત વૃત્તિમાં જે આ રીતના અર્થોની વિશેષતા દેખાય છે તે તેમની પોતાની ન માનતાં બૃહદ્-વૃત્તિકારની માનવી પડે, ગમે તે હોય પણ આ બૃહદ્વૃત્તિની પ્રાચીન ગ્રંથભંડારોમાં શોધ થવી આવશ્યક છે.

આ વ્યાખ્યા પદોના સમાસોના વિગ્રહોની દૃષ્ટિએ મહત્ત્વની છે.

## ૭. હર્ષકીર્તિસૂરિકૃત ઉવસગ્ગહરં વ્યાખ્યા

આ વૃત્તિ પણ વિ. સં ૧૯૮૯ માં દે. લા. જૈ. પુ. સંસ્થા તરફથી તેના ૮૧ મા ગ્રંથાંક તરીકે પ્રસિદ્ધ થયેલ 'અનેકાર્થ-રત્નમંજૂષા' નામક ગ્રંથમાં પ્રકાશિત થયેલ છે.

ક્યાંક ક્યાંક ગૂઢાર્થોનું સ્પષ્ટીકરણ એ આ ટીકાની વિશેષતા છે.

## ૮. સમયસુંદરવાચકકૃત ઉવસગ્ગહરં વૃત્તિ

આ વૃત્તિ વિ. સં. ૧૯૯૯ માં જિનદત્તસૂરિ પ્રાચીન જૈન પુસ્તકોદ્ધાર ફંડ, સુરત તરફથી મુદ્રિત કરાયેલ 'સપ્તસ્મરણસ્તવ' નામક ગ્રંથના પૃ. ૪૬ થી પૃ. ૫૧ ઉપર પ્રકાશિત કરાયેલ છે.

આ વૃત્તિ જિનપ્રભસૂરિકૃત અર્થકલ્પલતાના અનુસારે રચી હોવાનું ગ્રંથકર્તાએ પોતે જ જણાવેલ છે.

આ વૃત્તિની વિશેષતા અઢાર અક્ષરના મંત્રને અઠ્ઠાવીસ અક્ષરનો કેવી કરવો તેનું સ્પષ્ટીકરણ કરાયું છે તે છે.

તેમાં તત્ત્વ બીજોથી અગ્નિ, વાયુ અને આકાશ એ ત્રણ તત્ત્વો ગણી તેના બીજો અગ્નિબીજ 'ૐકાર' વાયુબીજ 'સ્વા' અને આકાશબીજ 'હા' ગણાવાયાં છે અને પ્રારંભમાં ત્રૈલોકયબીજ, કમલાબીજ અને અર્હદ્‌બીજ મૂકવાનું કહેવાયું છે (ૐકાર મૂકવાનું કેમ સૂચવાયું નથી તે વિચારણીય છે કદાચ તે લખવો આવશ્યક નથી તેમ માની તેને લખાયો નહીં હોય,) એટલે નીચે મુજબ મંત્ર થાય છે.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| (ॐ) ह्रीँ | श्रीँ | अ | र्हँ | न | मि | ऊ | ण | पा | स | वि | स | ह | र | |

| ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| व | स | ह | जि | ण | फु | लिं | ग | ॐ | न | मः | स्वा | हा। |

જો કે આમાં જે 'स्वाहा' બીજ ગણાવાયું છે. તે બાકીના સાત ટીકાકારોમાંથી કોઇ જ ટીકાકારે જણાવેલ નથી.

'नमिऊण' સ્તોત્રની ચિરંતનમુનિરત્ન રચિત અવચૂરિમાં ૧૮ મી ગાથાની અવચૂરિમાં જ્યાં સંપૂર્ણ 'नमिऊण' મંત્ર ગણવાયો છે ત્યાં 'स्वाहा' બીજ મૂકાયેલ છે અને કહેવાયું છે કે

ॐ ह्रीँ नमिऊण पास विसहर वसह जिण फुलिंग ह्रीँ रोग जल जलण विसहर चोरारिमइंदगयरणभयाइं पसमंति सव्वाइं मम स्वाहा। આ મહામંત્ર આ સ્તવમાં છૂટા છૂટા અક્ષરે કરીને કવિએ સ્થાપન કરેલો છે.' ઉપરાંત ભયહરસ્તોત્રના વિવરણમાં મૂલ મંત્ર તરીકે ॐ ह्रीँ श्रीँ अर्हँ नमिऊण पास विसहर वसह जिण फुलिंग ह्रीँ श्रीँ नमः स्वाहा* દર્શાવાયો છે જ્યારે ચિંતામણિ સંપ્રદાયમાં ॐ ह्रीँ श्रीँ अर्हँ नमिऊण पास विसहर वसह जिण फुलिंग ह्रीँ नमः एष मूलमन्त्रः' એ રીતે દર્શાવાયો છે. અહીં સ્વાહા પલ્લવ મૂકાયેલ નથી તેમજ પાછળ अर्हँ બીજ પણ મૂકાયું નથી.

આ બધું જોતાં જિનપ્રભસૂરિકૃત ટીકાઓ વગેરેમાં દર્શાવાયેલ ૨૮ અક્ષરના મંત્રને કેટલું મહત્ત્વ આપવું તે વિચારણીય છે.

આ રીતે આઠેય ટીકાઓ પોતપોતાની આગવી વિશેષતા ધરાવે છે.

## ૩૭. 'ઉવસગ્ગહરં' સ્તોત્રના પ્રભાવનો દર્શાવતું કથાનક

'ઉવસગ્ગહરં' સ્તોત્રના પ્રભાવથી અપૂર્વ ઇહલૌકિક તથા પારલૌકિક સુખ સંપદાઓ જેને પ્રાપ્ત થઇ હોય તેવી વ્યક્તિઓમાં શ્રી પ્રિયંકર રાજવીનું નામ જૈનસાહિત્યમાં મોખરે છે.

---

* मूलमन्त्रेण–ॐ ह्रीँ श्रीँ अर्हँ नमिउण पास विसहर वसह जिण फुलिंग ह्रीँ श्रीँ नमः स्वाहा। एवं लक्षणेन पूजित... भयहरस्तोत्र विवरण ગાથા ૧૮
(જૈ. સ્તો. સં. ભા. ૨જાના પૃ. ૨૭ ઉપર આ મંત્ર છપાયેલ છે. પણ તેમાં अर्ह બીજ નથી. કદાચ તે પ્રેસદોષ હશે તેમ લાગે છે.)

## ૩૮. ઉવસગ્ગહરં સ્તોત્રનો પ્રભાવ દર્શાવનારા શ્લોકો

પ્રિયંકર નૃપ કથામાંથી પ્રાપ્ત થાય છે.

## ૩૯. 'ઉવસગ્ગહરં'ની ગાથાઓનું વૈવિધ્ય

'ઉવસગ્ગહર' સ્તોત્રની પ્રચલિત પાંચ ગાથાઓ ઉપરાંત વધુ ગાથાઓ પણ કોઇ કોઈ જૂની હાથપોથીઓમાં ઉપલબ્ધ થાય છે. તે પ્રાપ્ત થતી ગાથાઓમાં એકવાક્યતા નથી. કોઇ હાથ-પોથીઓમાં ૨૦ ગાથા મળે છે તો કોઇ હાથપોથીમાં ૬-૭ કે ૯ ગાથાઓ પણ મળે છે. જો કે તે ગાથાઓ અને વર્તમાનમાં પ્રચલિત પાંચ ગાથાઓને મેળવી જોતાં સારો એવો તફાવત પ્રથમ નજરે જ દેખાઈ જાય છે છતાં પણ કોઇ કોઈ હાથપોથીમાં 'આ ભંડારેલી ગાથા છે' એવું લખાણ પણ મળે છે.

આ ચર્ચાસ્પદ વિષયની છણાવટ કરવી અહીં પ્રસ્તુત નથી.

## ૪૦. 'ઉવસગ્ગહરં' સ્તોત્રની દેહરચના

(૧) ભાષા-આ સ્તોત્રની ભાષા પ્રાકૃત અથવા અર્ધમાગધી છે.

(૨) છંદ-આ સ્તોત્રના પદ્યોનો છંદની દૃષ્ટિએ વિચાર કરીએ તો તેના પાંચેય પદ્યો 'ગાહા' છંદમાં છે.

(૩) પદ્યાત્મક-રચના-ઉવસગ્ગહર સ્તોત્ર સર્વાંશે પદ્યાત્મક રચના છે તેમાં એકંદરે પાંચ પદ્યો છે.

(૪) પારિભાષિક શબ્દો-છંદોની વિચારણા કરવામાં કેટલાક પારિભાષિક શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેનો અર્થ નીચે મુજબ સમજવો ઘટે છે.

માત્રા-છંદોને માપવાનો એક પ્રકારનો ઘટક. હૃસ્વની માત્રા એક ગણાય છે અને દીર્ઘની માત્રા બે ગણાય છે.

ગણ-અક્ષર કે માત્રાના સમુદાયને ગણ કહે છે આવા ગણો બે પ્રકારના છે-અક્ષર ગણ અને માત્રા ગણ.

ચતુષ્કલ-ચાર માત્રાનો ગણ.

પાદ-ચરણ, શ્લોકનો ચોથો ભાગ.

પૂર્વાર્ધ-શ્લોક આદિનો અર્ધો ભાગ એટલે કે પ્રથમના બે પાદો.

ઉત્તરાર્ધ-શ્લોકનો અંતનો અર્ધો ભાગ એટલે કે પછીના બે પાદો.

ઉત્થાપનિકા-છંદ જાણવા માટે અક્ષરગણ કે માત્રાગણનો મેળ કેવી રીતે બેસે છે તે દર્શાવનારી રીતિ.

(૫) ગાહા-આ પ્રાકૃત આદિ ભાષાનો અતિ પ્રાચીન છંદ છે અને તે જૈન આગમોમાં તથા અન્ય સૂત્રાદિમાં મહર્ષિઓ દ્વારા વિપુલ પ્રમાણમાં વપરાયેલો હોવાથી પવિત્ર મનાય છે. સંસ્કૃત સાહિત્યમાં તેને 'આર્યા' છંદ કહે છે.[૧]

સર્વ ગાહાઓના સોળ અંશ અવશ્ય કરવા. તેમાં તેર અંશ ચતુર્માત્રાવાળા, બે અંશ બે માત્રાવાળા અને એક અંશ એક માત્રાવાળો કરવો.

સાત શરો (ચતુર્માત્રાવાળા અંશો કે ગણો) ક્રમલાંત એટલે દીર્ઘાન્ત કરવા. છઠ્ઠો શર નભ ગણ એટલે જગણ (।ऽ।) અથવા લઘુ અક્ષરવાળો કરવો અને વિષમ એટલે પહેલો, ત્રીજો, પાંચમો અને સાતમો ગણ જગણ રહિત કરવો. ગાહાના બીજા અર્ધમાં

---

૧. आर्यैव संस्कृतेतरभाषासु गाथासंज्ञेति । છંદોનુશાસન. પૃ. ૧૨૮

છઠ્ઠો અંશ લઘુ હોવો જોઇએ. ગાહાના ઓછામાં ઓછા ત્રણ લઘુ તો હોવા જ જોઇએ.

ગાહાના આ લક્ષણને ધ્યાનમાં લેતાં તેમાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ એવા બે વિભાગો જણાય છે પરંતુ પાછળના છંદ-શાસ્ત્રીઓએ તેનાં ચાર ચરણો કલ્પીને તેનું લક્ષણ સ્થાપ્યું છે.

પહેલા ચરણમાં બાર માત્રા, બીજા ચરણમાં અઢાર માત્રા, ત્રીજા ચરણમાં બાર માત્રા અને ચોથા ચરણમાં પંદર માત્રા એ 'ગાહા'નું લક્ષણ છે.

ગાહા બોલવા અંગે છંદશાસ્ત્રીઓનું સૂચન એવું છે કે-પહેલું પાદ હંસની પેઠે ધીમે ધીમે બોલવું, બીજું પાદ સિંહની ગર્જનાની પેઠે ઉંચેથી બોલવું, ત્રીજું પાદ ગજગતિની જેમ લલિતપણે ઉચ્ચારવું અને ચોથું પાદ સર્પની ગતિની જેમ ડોલતાં ગાવું.૧

---

१. पढमं वी (मि) हंसपअं, बीए सिंहस्स विक्कमं जाआ। ती (तई) ए गअवर लु (ल) लिअं अहि-वरलुलिअं चउत्थए गाहा।

પ્રાકૃતપિંગલ. સૂત્ર-૬

ગણ—અક્ષર કે માત્રાના સમુદાયને ગણ કહે છે આવા ગણો બે પ્રકારના છે—અક્ષર ગણ અને માત્રા ગણ.

ચતુષ્કલ—ચાર માત્રાનો ગણ.

પાદ—ચરણ, શ્લોકનો ચોથો ભાગ.

પૂર્વાર્ધ—શ્લોક આદિનો અર્ધો ભાગ એટલે કે પ્રથમના બે પાદો.

ઉત્તરાર્ધ—શ્લોકનો અંતનો અર્ધો ભાગ એટલે કે પછીના બે પાદો.

ઉત્થાપનિકા—છંદ જાણવા માટે અક્ષરગણ કે માત્રાગણનો મેળ કેવી રીતે બેસે છે તે દર્શાવનારી રીતિ.

(૫) ગાહા—આ પ્રાકૃત આદિ ભાષાનો અતિ પ્રાચીન છંદ છે અને તે જૈન આગમોમાં તથા અન્ય સૂત્રાદિમાં મહર્ષિઓ દ્વારા વિપુલ પ્રમાણમાં વપરાયેલો હોવાથી પવિત્ર મનાય છે. સંસ્કૃત સાહિત્યમાં તેને 'આર્યા' છંદ કહે છે.[૧]

સર્વ ગાહાઓના સોળ અંશ અવશ્ય કરવા. તેમાં તેર અંશ ચતુર્માત્રાવાળા, બે અંશ બે માત્રાવાળા અને એક અંશ એક માત્રાવાળો કરવો.

સાત શરો (ચતુર્માત્રાવાળા અંશો કે ગણો) ક્રમલાંત એટલે દીર્ઘાન્ત કરવા. છઠ્ઠો શર નભ ગણ એટલે જગણ (। ऽ ।) અથવા લઘુ અક્ષરવાળો કરવો અને વિષમ એટલે પહેલો, ત્રીજો, પાંચમો અને સાતમો ગણ જગણ રહિત કરવો. ગાહાના બીજા અર્ધમાં

---

૧. आर्यैव संस्कृतेतरभाषासु गाथासंज्ञेति । છંદોનુશાસન. પૃ. ૧૨૮

[ અનુષ્ટુપ્ ]

**सर्वमङ्गलमाङ्गल्यं, सर्वकल्याणकारणम् ।**
**प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥ ५ ॥**

## (૨) સંસ્કૃત છાયા

जय वीतराग ! जगद्गुरो !, भवतु मम तव प्रभावतः भगवन् ! ।
भव-निर्वेदः मार्गानुसारिता, इष्टफल-सिद्धिः ॥ १ ॥

लोकविरुद्ध-त्यागः, गुरुजन-पूजा, परार्थकरणं च ।
शुभगुरुयोगः तद्-वचन-सेवना आभवम् अखण्डा ॥ २ ॥

वार्यते यद्यपि-निदान-बन्धनं वीतराग ! तव समये ।
तथापि मम भवतु सेवा, भवे भवे तव चरणयोः ॥ ३ ॥

दुःख-क्षयः कर्म-क्षयः, समाधि-मरणं च बोधि-लाभः च ।
सम्पद्यतां मम एतत्, तव नाथ ! प्रणाम-करणेन ॥ ४ ॥

सर्वमङ्गल ..............................शासनम् ॥ ५ ॥

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**जय**–[ **जय** ]—તમે જયવંત વર્તો.

**वीयराय !**–[ **वीतराग !** ]—હે વીતરાગ ! હે રાગદ્વેષરહિત મહાપુરુષ !

'**वीतोऽपेतो रागो यस्य स वीतरागः ।**' વીત એટલે ચાલ્યો ગયો છે રાગ જેનો તે 'વીતરાગ'. 'રાગ' શબ્દથી અ… મોહ, મમત્વ, આસક્તિ કે અભિષ્વંગ સમજવાનો છે



# १९ पणिहाणसुत्तं

## [ प्रणिधानसूत्रम् ]

## 'જય વીયરાય' સૂત્ર

*

### (૧) મૂલપાઠ

जय वीयराय ! जग-गुरु[1] !, होउ ममं तुह पभावओ भयवं ! ॥
भव-निव्वेओ मग्गाणुसारिआ इट्ठफल-सिद्धी ॥ १ ॥
लोग[2]-विरुद्धच्चाओ-गुरुजण-पूआ परत्थकरणं च ,
सुहगुरु-जोगो तव्वयण-सेवणा आभवमखंडा ॥ २ ॥
वारिज्जइ जइ वि नियाण-बंधणं वीयराय ! तुह समये ।
तह वि मम हुज्ज सेवा, भवे भवे तुम्ह चलणाणं ॥ ३ ॥
दुक्ख-खओ कम्म-खओ, समाहि-मरणं च बोहि-लाभो अ ।
संपज्जउ मह एअं, तुह नाह ! पणाम-करणेणं ॥ ४ ॥

---

१. जयगुरु—પાઠાંતર. ચતુર્થ પંચાશક, ગા. ૩૩.
૨. लोय—પાઠાંતર.

[ અનુષ્ટુપ્ ]

**सर्वमङ्गलमाङ्गल्यं, सर्वकल्याणकारणम् ।**
**प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥ ५ ॥**

## (૨) સંસ્કૃત છાયા

जय वीतराग ! जगद्गुरो !, भवतु मम तव प्रभावतः भगवन् ! ।
भव-निर्वेदः मार्गानुसारिता, इष्टफल-सिद्धिः ॥ १ ॥
लोकविरुद्ध-त्यागः, गुरुजन-पूजा, परार्थकरणं च ।
शुभगुरुयोगः तद्-वचन-सेवना आभवम् अखण्डा ॥ २ ॥
वार्यते यद्यपि-निदान-बन्धनं वीतराग ! तव समये ।
तथापि मम भवतु सेवा, भवे भवे तव चरणयोः ॥ ३ ॥
दुःख-क्षयः कर्म-क्षयः, समाधि-मरणं च बोधि-लाभः च ।
सम्पद्यतां मम एतत्, तव नाथ ! प्रणाम-करणेन ॥ ४ ॥
सर्वमङ्गल ..............................शासनम् ॥ ५ ॥

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**जय**–[ **जय** ]—તમે જયવંત વર્તો.

**वीयराय** !–[ **वीतराग** ! ]—હે વીતરાગ! હે રાગદ્વેષરહિત મહાપુરુષ!

'**वीतोऽपेतो रागो यस्य स वीतरागः** ।' વીત એટલે ચાલ્યો ગયો છે રાગ જેનો તે 'વીતરાગ'. 'રાગ' શબ્દથી અહીં મોહ, મમત્વ, આસક્તિ કે અભિષ્વંગ સમજવાનો છે. વળી

'રાગ' હોય છે ત્યાં 'દ્વેષ' પણ જરૂર હોય છે, અને 'રાગ' નષ્ટ થતાં 'દ્વેષ' પણ નષ્ટ થાય છે; એટલે 'વીતરાગ' શબ્દથી 'રાગ' અને 'દ્વેષ' એ બંનેનો અભાવ સમજવાનો છે. આ સંબોધન શ્રી જિનેશ્વરદેવ એટલે અરિહંત ભગવાનને કરવામાં આવ્યું છે.

**जग-गुरु !**—[ **जगद्गुरो !** ]—હે જગદ્ગુરુ! હે વિશ્વના ગુરુ!

અરિહંતદેવ જગતના સર્વ મનુષ્યોને યોગ્યતા પ્રમાણે વસ્તુ-તત્ત્વનો યથાર્થ ઉપદેશ કરે છે. તેથી જગદ્ગુરુ-કહેવાય છે. વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૧૧ '**जग-गुरु**'.

**होउ**-[ **भवतु** ]—હો.

**ममं**-[ **मम** ]—મને.

**तुह**-[ **तव** ]—તમારા.

**पभावओ**-[ **प्रभावतः** ]—પ્રભાવથી, સામર્થ્યથી.

'પ્રભાવ' એટલે પ્રતાપ, તેજ, શક્તિ કે સામર્થ્ય. '**तव प्रभावतः, तव सामर्थ्येन**' (યો. સ્વો. વૃ. પ્ર. ૩).

**भयवं !**-[ **भगवन् !** ]—હે ભગવન્!

**भव-निव्वेओ**-[ **भव-निर्वेदः** ]—ભવ-નિર્વેદ, ભવ ભ્રમણનો કંટાળો.

'**भव-निर्वेदः-संसार-विरागः**' (પં. ટી. ૪-૩૩). 'ભવ' એટલે જન્મ અને 'નિર્વેદ' એટલે અણગમો કે કંટાળો. ફરી વાર જન્મ લેવાનો અણગમો કે કંટાળો એ 'ભવ-નિર્વેદ'.

**मग्गाणुसारिआ**-[ **मार्गानुसारिता** ]—તત્ત્વ પ્રતિપત્તિ જે તત્ત્વ મોક્ષ ભણી લઈ જાય તેને અનુસરવાની વૃત્તિ.

'मार्गानुसारिता मोक्षमार्गानुसरणम्' (પં. ટી. ૪-૩૩). શ્રી હેમચંદ્રાચાર્યે યો. સ્વો. વૃ. માં તેનો અર્થ असद्ग्रहविजयेन तत्त्वानुसारिता' એટલે મિથ્યાત્વના વિજયથી ઉત્પન્ન થયેલું તત્ત્વાનુસારીપણું એ રીતે કરેલો છે. આ બંને અર્થો વાસ્તવિક રીતે એક જ છે, કારણ કે જ્યાં સુધી આ જીવ પૌદ્ગલિક ભાવનાઓનો ત્યાગ કરીને આધ્યાત્મિક ભાવનાનું સેવન કરતો નથી અર્થાત્ જીવાદિ-તત્ત્વમાં શ્રદ્ધા રાખવાપૂર્વક પોતાનું જીવન વ્યતીત કરતો નથી, ત્યાં સુધી તે મોક્ષ ભણી પ્રયાણ કરી શકતો નથી; તેથી તત્ત્વને અનુસરવું એ જ 'મોક્ષમાર્ગનું અનુસરણ' છે.

શ્રી દેવેન્દ્રસૂરિએ ધર્મરત્ન-પ્રકરણની વૃત્તિમાં કહ્યું છે કે:-

"मग्गो आगम-नीई, अहवा संविग्ग-बहुजणाइण्णं ।
उभयाणुसारिणी जा, सा मग्गाणुसारिणी किरिया ॥८०॥"

ભાવાર્થ:—'માર્ગ' એટલે આગમ-નીતિ, અથવા સંવિગ્ન (સંવેગી-મોક્ષમાર્ગના અભિલાષી) બહુ જનોએ આચરેલું તે; એ બંનેને અનુસરનારી જે ક્રિયા, તે 'માર્ગાનુસારિણી' કહેવાય છે.

इट्ठफल-सिद्धी-[इष्टफल-सिद्धिः]—ઇષ્ટ ફલની સિદ્ધિ, મનોવાંછિત ફલની પ્રાપ્તિ.

लोकविरुद्ध-च्चाओ-[लोक-विरुद्ध-त्यागः]—લોક-વિરુદ્ધ કામનો ત્યાગ, લોકો નિન્દા કરે તેવી પ્રવૃત્તિનો ત્યાગ.

'લોક' એટલે શિષ્ટ જનોનો સમુદાય. તે જેની નિંદા કરે, તે જેને એકીઅવાજે વખોડી કાઢે, તેવાં અનુષ્ઠાનનો-તેવી પ્રવૃત્તિનો ત્યાગ કરવો, તે 'લોક-વિરુદ્ધ-ત્યાગ' કહેવાય છે. 'तथा

'રાગ' હોય છે ત્યાં 'દ્વેષ' પણ જરૂર હોય છે, અને 'રાગ' નષ્ટ થતાં 'દ્વેષ' પણ નષ્ટ થાય છે; એટલે 'વીતરાગ' શબ્દથી 'રાગ' અને 'દ્વેષ' એ બંનેનો અભાવ સમજવાનો છે. આ સંબોધન શ્રી જિનેશ્વરદેવ એટલે અરિહંત ભગવાનને કરવામાં આવ્યું છે.

**जग-गुरु !**—[ **जगद्गुरो !** ]—હે જગદ્ગુરુ! હે વિશ્વના ગુરુ!

અરિહંતદેવ જગતના સર્વ મનુષ્યોને યોગ્યતા પ્રમાણે વસ્તુ-તત્ત્વનો યથાર્થ ઉપદેશ કરે છે. તેથી જગદ્ગુરુ-કહેવાય છે. વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૧૧ '**जग-गुरु**'.

**होउ**-[ **भवतु** ]—હો.

**ममं**-[ **मम** ]—મને.

**तुह**-[ **तव** ]—તમારા.

**पभावओ**-[ **प्रभावत:** ]—પ્રભાવથી, સામર્થ્યથી.

'પ્રભાવ' એટલે પ્રતાપ, તેજ, શક્તિ કે સામર્થ્ય. '**तव प्रभावतः, तव सामर्थ्येन**' (યો. સ્વો. વૃ. પ્ર. ૩).

**भयवं !**-[ **भगवन् !** ]—હે ભગવન્!

**भव-निव्वेओ**-[ **भव-निर्वेदः** ]—ભવ-નિર્વેદ, ભવ ભ્રમણનો કંટાળો.

**भव-निर्वेदः-संसार-विरागः**' (પં. ટી. ૪-૩૩). 'ભવ' એટલે જન્મ અને 'નિર્વેદ' એટલે અણગમો કે કંટાળો. ફરી વાર જન્મ લેવાનો અણગમો કે કંટાળો એ 'ભવ-નિર્વેદ'.

**मग्गाणुसारिआ**-[ **मार्गानुसारिता** ]—તત્ત્વ પ્રતિપત્તિ જે તત્ત્વ મોક્ષ ભણી લઈ જાય તેને અનુસરવાની વૃત્તિ.

'मार्गानुसारिता मोक्षमार्गानुसरणम्' (પં. ટી. ૪-૩૩). શ્રી હેમચંદ્રાચાર્યે યો. સ્વો. વૃ. માં તેનો અર્થ असद्ग्रहविजयेन तत्त्वानुसारिता' એટલે મિથ્યાત્વના વિજયથી ઉત્પન્ન થયેલું તત્ત્વાનુસારીપણું એ રીતે કરેલો છે. આ બંને અર્થો વાસ્તવિક રીતે એક જ છે, કારણ કે જ્યાં સુધી આ જીવ પૌદ્ગલિક ભાવનાઓનો ત્યાગ કરીને આધ્યાત્મિક ભાવનાનું સેવન કરતો નથી અર્થાત્ જીવાદિ-તત્ત્વમાં શ્રદ્ધા રાખવાપૂર્વક પોતાનું જીવન વ્યતીત કરતો નથી, ત્યાં સુધી તે મોક્ષ ભણી પ્રયાણ કરી શકતો નથી; તેથી તત્ત્વને અનુસરવું એ જ 'મોક્ષમાર્ગનું અનુસરણ' છે.

શ્રી દેવેન્દ્રસૂરિએ ધર્મરત્ન-પ્રકરણની વૃત્તિમાં કહ્યું છે કે:-

"मग्गो आगम-नीई, अहवा संविग्ग-बहुजणाइण्णं ।
उभयाणुसारिणी जा, सा मग्गाणुसारिणी किरिया ॥८०॥"

ભાવાર્થ:—'માર્ગ' એટલે આગમ-નીતિ, અથવા સંવિગ્ન (સંવેગી-મોક્ષમાર્ગના અભિલાષી) બહુ જનોએ આચરેલું તે; એ બંનેને અનુસરનારી જે ક્રિયા, તે 'માર્ગાનુસારિણી' કહેવાય છે.

इट्ठफल-सिद्धी-[इष्टफल-सिद्धिः]—ઇષ્ટ ફલની સિદ્ધિ, મનોવાંછિત ફલની પ્રાપ્તિ.

लोकविरुद्ध-च्चाओ-[लोक-विरुद्ध-त्यागः]—લોક-વિરુદ્ધ કામનો ત્યાગ, લોકો નિન્દા કરે તેવી પ્રવૃત્તિનો ત્યાગ.

'લોક' એટલે શિષ્ટ જનોનો સમુદાય. તે જેની નિંદા કરે, તે જેને એકીઅવાજે વખોડી કાઢે, તેવાં અનુષ્ઠાનનો-તેવી પ્રવૃત્તિનો ત્યાગ કરવો, તે 'લોક-વિરુદ્ધ-ત્યાગ' કહેવાય છે. 'तथा

लोक-विरुद्ध-त्यागः सर्वजननिंदादि-लोकविरुद्धानुष्ठानवर्जनम् ।' (પં. ટી. ૪-૩૪)

गुरुजण-पूजा-[ गुरुजन-पूजा ]—ગુરુજનોની પૂજા, ધર્માચાર્ય તથા માતા-પિતાદિ વડીલો પ્રત્યે પૂરેપૂરો વિનય.

'गुरुवश्च यद्यपि धर्माचार्य्या एवोच्यन्ते, तथापीह माता-पिता-द्योऽपि गृह्यन्ते' (યો. સ્વો. વૃ. પ્ર. ૩) ગુરુઓ જો કે ધર્માચાર્યો જ કહેવાય છે, પરંતુ અહીં ગુરુ-શબ્દથી: માતા-પિતા વગેરેને પણ ગ્રહણ કરી શકાય છે. કારણ કે—

"माता पिता कलाऽऽचार्य्यः, एतेषां ज्ञातयस्तथा ।
वृद्धा धर्मोपदेष्टारो, गुरुवर्गः सतां मतः ॥"

માતા, પિતા, કલાચાર્ય (કલાનું શિક્ષણ આપનાર ગુરુ) અને તેમના જ્ઞાતિજનો-બંધુજનો તથા વૃદ્ધો અને ધર્મોપદેશકો એ બધાને સજ્જનોએ 'ગુરુવર્ગ' તરીકે માનેલ છે.

(યોગબિંદુ-૧૧૦).

परत्थकरणं-[ परार्थकरणम् ]—પરોપકાર.

'परार्थकरणं च परप्रयोजनकारिता च (પં. ટી. ૪-૩૪). બીજાનું ભલું થાય તેવી પ્રવૃત્તિ કરવી તેને 'પરાર્થકરણ'-પરોપકાર કહે છે.

सुहगुरु-जोगो-[ शुभगुरु-योगः ]—'શુભ ગુરુ'નો યોગ. ઉત્તમ ગુણવાળા ગુરુનો યોગ-સાધુ પુરુષોનો પરિચય. વિશિષ્ટ શ્રુત અને ચારિત્રવાળા આચાર્યાદિનો સંબંધ.

तव्वयण-सेवणा-[ तद्वचन-सेवना ]—તેમનાં વચન પ્રમાણે ચાલવું તે.

આ અભિલાષા 'અપ્રમત્ત-સંયત' થયા પહેલાં રાખવાની છે, કારણ કે 'અપ્રમત્ત-સંયત'ને તો મોક્ષની પણ અભિલાષા રહેતી નથી. '**एतच्चाप्रमत्तसंयतादर्वाक् कर्त्तव्यम्, अप्रमत्तादीनां मोक्षेऽप्यनभिलाषात्**' (યો. સ્વો. વૃ. પ્ર. ૩).

**आभवं**-[**आभवम्**]—જ્યાં સુધી સંસારમાં પરિભ્રમણ કરવું પડે ત્યાં સુધી.

'**आभवमासंसारम्**' (પં. ટી. ૪-૩૪) 'આ-ભવ' એટલે આ-સંસાર. 'આ' અવ્યય અહીં મર્યાદાને સૂચવે છે.

**अखंडा**-[**अखण्डा**]—સંપૂર્ણ, પૂરેપૂરી.

**वारिज्जइ**-[**वार्यते**]—વાર્યું છે, નિષેધ કરેલો છે, ના પાડી છે. 'વારવું' એટલે રોકવું અથવા ના પાડવી.

**जइ वि**-[**यद्यपि**]—યદ્યપિ, જો કે.

**नियाण-बंधणं**-[**निदान-बन्धनम्**]—નિદાન-બંધન, નિયાણું બાંધવું તે.

ધર્માનુષ્ઠાનનાં ફલ તરીકે સાંસારિક સુખનો સંકલ્પ-વિશેષ 'નિદાન' અથવા 'નિયાણું' કહેવાય છે. તેના ત્રણ પ્રકારો ચેઇય વંદણ મહાભાસની ગાથા ૫૯ અનુસાર લેવાયા છે અને તે નીચે મુજબ છે:—

"(૧) ઇહલોક-નિદાન, (૨) પરલોક-નિદાન, (૩) કામભોગ-નિદાન." તેમાં આ લોક-સંબંધી સૌભાગ્ય, રાજ્ય, બલ અને રૂપ-સંપદાની અભિલાષા કરવી, તે (૧) 'ઇહલોક-નિદાન' છે. વૈમાનિક દેવોમાં ઉત્પન્ન થવાની અભિલાષા કે ઇંદ્રાદિ-પદવી મેળવવાનો સંકલ્પ, તે (૨) 'પરલોક-નિદાન' છે અને ધર્મ-કરણી કર્યા બાદ ભવોભવમાં શબ્દાદિ કામ-ભોગની અભિલાષા કરવી, તે (૩) 'કામભોગ-નિદાન' છે. સમકિતની અભિલાષા,

लोक-विरुद्ध-त्यागः सर्वजननिंदादि-लोकविरुद्धानुष्ठानवर्जनम्।' (પં. ટી. ૪-૩૪)

गुरुजण-पूजा-[ गुरुजन-पूजा ]—ગુરુજનોની પૂજા, ધર્માચાર્ય તથા માતા-પિતાદિ વડીલો પ્રત્યે પૂરેપૂરો વિનય.

'गुरवश्च यद्यपि धर्माचार्या एवोच्यन्ते, तथापीह माता-पिता-दयोऽपि गृह्यन्ते' (યો. સ્વો. વૃ. પ્ર. ૩) ગુરુઓ જો કે ધર્માચાર્યો જ કહેવાય છે, પરંતુ અહીં ગુરુ-શબ્દથી: માતા-પિતા વગેરેને પણ ગ્રહણ કરી શકાય છે. કારણ કે—

"माता पिता कलाऽऽचार्यः, एतेषां ज्ञातयस्तथा।
वृद्धा धर्मोपदेष्टारो, गुरुवर्गः सतां मतः॥"

માતા, પિતા, કલાચાર્ય (કલાનું શિક્ષણ આપનાર ગુરુ) અને તેમના જ્ઞાતિજનો-બંધુજનો તથા વૃદ્ધો અને ધર્મોપદેશકો એ બધાને સજ્જનોએ 'ગુરુવર્ગ' તરીકે માનેલ છે.

(યોગબિંદુ-૧૧૦).

परत्थकरणं-[ परार्थकरणम् ]—પરોપકાર.

'परार्थकरणं च परप्रयोजनकारिता च (પં. ટી. ૪-૩૪). બીજાનું ભલું થાય તેવી પ્રવૃત્તિ કરવી તેને 'પરાર્થકરણ'-પરોપકાર કહે છે.

सुहगुरु-जोगो-[ शुभगुरु-योगः ]—'શુભ ગુરુ'નો યોગ. ઉત્તમ ગુણવાળા ગુરુનો યોગ-સાધુ પુરુષોનો પરિચય. વિશિષ્ટ શ્રુત અને ચારિત્રવાળા આચાર્યાદિનો સંબંધ.

तव्वयण-सेवणा-[ तद्वचन-सेवना ]—તેમનાં વચન પ્રમાણે ચાલવું તે.

**चलणाणं**-[ **चरणयोः** ]—ચરણોની, પગોની.

જેના વડે ચલાય–ચાલી શકાય, તે 'ચરણ' કહેવાય છે. **चर्** એટલે ચાલવું, ફરવું કે જવું.

**दुक्ख-खओ**-[ **दुःख-क्षय** ]—દુઃખનો ક્ષય, દુઃખનો નાશ.

દુઃખ બે પ્રકારનાં હોય છે : શારીરિક અને માનસિક. તેનો નાશ એટલે અભાવ થાય તેવી પરિસ્થિતિ.

**कम्म-खओ**-[ **कर्मक्षयः** ]—કર્મનો ક્ષય.

સંસારમાં પરિભ્રમણ કરાવનારું અને અનેક જાતનાં દુઃખોનો અનુભવ કરાવનારું બળ 'કર્મ' છે. તેનો ક્ષય એટલે સંપૂર્ણ અભાવ.

કહ્યું છે કે :—

**सारीर-माणसाणं, दुक्खाण खओ त्ति होइ दुक्ख खओ ।**
**नाणावरणाईणं, कम्माण खओ उ कम्मखओ ॥**

શ્રી શાન્તિસૂરિવિરચિત, ચેઇય વંદણ મહાભાસ (પૃ. ૧૫૪, ગાથા ૮૯૨.)

આ શ્લોકનો અર્થ ઉપર દર્શાવેલ છે. અને તેને નિદાન અથવા નિયાણું ગણાવામાં આવ્યું નથી.

**समाहि-मरणं**-[ **समाधि-मरणम्** ]—સમાધિ–મરણ, શાંતિ-પૂર્વકનું મૃત્યુ.

પ્રાણોનું વિસર્જન થવું અથવા આયુષ્યનો ક્ષય થવો તે 'મરણ' અથવા 'મૃત્યુ' કહેવાય છે. તેમાં મરણ–સમયે જે આત્માના અધ્યવસાયો નિર્મળ હોય છે, અર્થાત્ (૧) પાપકર્મની નિંદા, (૨) સર્વ જીવોને ક્ષમાપના, (૩) શુભ ભાવના, (૪) શ્રી અરિહંત વગેરે ચારનું શરણ, (૫) નમસ્કાર મંત્રનુ રટણ અને

સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરવાની અભિલાષા કે મોક્ષ-પ્રાપ્તિ માટેનો સંકલ્પ એ 'નિદાન' નથી; કારણ કે તેમાં સાંસારિક વાસનાઓ-માંથી છૂટા થવાનો મનોરથ છે.

**समए-[ समये ]**—શાસ્ત્રમાં, આગમમાં.

'**समय**'-શબ્દના અનેક અર્થો થાય છે, જેમ કે : વખત, કાલ, કાલનો અતિસૂક્ષ્મ ભાગ, સંયમ, સદાચાર, સામાયિક, શાસ્ત્ર, સિદ્ધાંત, આગમ કે પ્રવચન. સૂત્રકૃતાંગસૂત્રના પ્ર. શ્રુ. સ્કં. ના ૨૧ મા અધ્યયનમાં આ શબ્દનો ઉપયોગ આવા જ ભાવાર્થમાં થયેલો છે, જેમ કે—

**"एवं खु णाणिणो सारं, जं हिंसंति कंचण ।**
**अहिंसा-समयं चेव, एतावंतं विजाणीया ॥ १४ ॥"**

"જ્ઞાનીઓએ દર્શાવેલો સાર એ જ છે કે સુજ્ઞો કોઈની પણ હિંસા કરતા નથી. અહિંસા એ જ સિદ્ધાંત છે, અર્થાત્ આગમનો સાર છે એટલું ખાસ જાણવું જોઇએ."

પંચાશક-ટીકામાં જણાવ્યું છે કે—'**समये सिद्धान्ते**' 'સમય' માં એટલે સિદ્ધાંતમાં. (૩-૩).

**तव वि-[ तथापि ]**—તથાપિ, તો પણ.

**मम-[ मम ]**—મને.

**हुज्ज-[ भवतु ]**—હોજો.

**सेवा-[ सेवा ]**—સેવા, ભક્તિ, ઉપાસના.

**भवे भवे-[ भवे भवे ]**—ભવોભવને વિષે, જન્મ-જન્માં-તરને વિષે.

**तुम्ह-[ तव ]**—તમારા.

**जैनं शासनम्**—જૈન-શાસન, જિનોનું પ્રવચન, જિનેશ્વરની આજ્ઞાઓ, જિનેશ્વર દેવનાં ફરમાન, અથવા જિનેશ્વરની આજ્ઞા પાળતો શ્રમણાદિ ચતુર્વિધ સંઘ.

**जयति**—જય પામે છે.

## (૪) તાત્પર્યાર્થ

**पणिहाणसुत्तं**—આ સૂત્રમાં આશયની શુદ્ધિ માટે પ્રણિધાન કરવામાં આવ્યું છે, તેથી તે '**पणिहाणसुत्त**' કહેવાય છે. તેના પ્રથમ શબ્દો પરથી તે 'જયવીયરાય સૂત્ર' તરીકે પણ ઓળખાય છે.

'પ્રણિધાન' શબ્દ મનની વિશિષ્ટ એકાગ્રતાનો તથા પ્રાર્થનાનો અર્થ દર્શાવે છે. અહીં તે પ્રાર્થનાના અર્થમાં યોજાયેલો છે.

'**जय वीयराय ! जग-गुरु !**–હે વીતરાગ પ્રભુ ! હે ત્રિલોકના નાથ ! તમો જયવંત વર્તો.

'**जय वीतराग ! जगद्-गुरो !—भगवतस्त्रिलोकनाथस्याऽऽमन्त्रणमेतत् भाव-सन्निधार्थम्**' (લ. વિ.) 'જય વીયરાય ! જગ ગુરુ !' એ શબ્દો ભાવનું સંન્નિધાન કરવા માટે ભગવાન ત્રિલોકનાથને આમંત્રણરૂપે કહેવામાં આવ્યા છે.

**होउ ममं तुह पभावओ भयवं !**—હે ભગવન્ ! મને તમારા પ્રભાવથી–સામર્થ્યથી પ્રાપ્ત થાઓ.

'**जायतां मे त्वत्सामर्थ्येन भगवन् !**' (લ. વિ.)—વીતરાગ મહાપુરુષ પોતે કોઈ પર રોષ કે તોષ કરતા નથી, તો પણ તેમના અવલંબનથી વીતરાગદેવના ઉપાસકો આત્મશક્તિનો અપૂર્વ વિકાસ સાધી શકે છે; એટલે તે લાભ તેમના સામર્થ્યથી જ પ્રાપ્ત થયો ગણાય છે.

(૬) અનશનવ્રત એ છ બાબતોથી યુક્ત હોય છે, તે શાંતિ-પૂર્વકનું મૃત્યુ એટલે 'સમાધિ-મરણ' કહેવાય છે. ઘોર ઉપસર્ગ-પ્રસંગે જે આત્માઓ અરિહંતાદિ ચાર લોકોત્તમોનું શરણ અંગીકાર કરી લે છે અને સંસારની સઘળી વાસનાઓનો ત્યાગ કરે છે, તેમનું પણ 'સમાધિ-મરણ' ગણાય છે; જ્યારે આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન અને અનેક પ્રકારની વાસનાઓ સાથે મરણને ભેટવું, તે 'અસમાધિ-મરણ' કહેવાય છે. સુજ્ઞ પુરુષો હંમેશાં 'સમાધિ-મરણ'ની જ અપેક્ષા રાખે છે, કારણ કે તે મોક્ષનું અનન્ય સાધન છે.

च-[ च ]—અને.

वोहि लाभो-[ बोधि-लाभः ]-બોધિ-લાભ—સમ્યક્ત્વની પ્રાપ્તિ.

अ-[ च ]—અને.

संपज्जउ-[ सम्पद्यताम् ]—સાંપડજો, પ્રાપ્ત થજો.

मह-[ मम ]—મને.

एअं-[ एतत् ]—એ.

तुह-[ तव ]—તમને.

नाह !-[ नाथ ! ]—હે નાથ !

पणाम-करणेणं-[ प्रणाम-करणेन ]-પ્રણામ કરવાથી નમસ્કાર કરવાથી.

सर्वमङ्गल-माङ्गल्यम्—સર્વ મંગલોમાં-વિઘ્નોની ઉપશાંતિમાં માંગલ્યસ્વરૂપ.

सर्वकल्याण-कारणम्—બધા કલ્યાણોના-શ્રેયોના કારણભૂત.

प्रधानम्—શ્રેષ્ઠ.

सर्वधर्माणाम्—સર્વ ધર્મોમાં.

**जैनं शासनम्**—જૈન-શાસન, જિનોનું પ્રવચન, જિનેશ્વરની આજ્ઞાઓ, જિનેશ્વર દેવનાં ફરમાન, અથવા જિનેશ્વરની આજ્ઞા પાળતો શ્રમણાદિ ચતુર્વિધ સંઘ.

**जयति**—જય પામે છે.

## (૪) તાત્પર્યાર્થ

**पणिहाणसुत्तं**—આ સૂત્રમાં આશયની શુદ્ધિ માટે પ્રણિધાન કરવામાં આવ્યું છે, તેથી તે '**पणिहाणसुत्त**' કહેવાય છે. તેના પ્રથમ શબ્દો પરથી તે 'જયવીયરાય સૂત્ર' તરીકે પણ ઓળખાય છે.

'પ્રણિધાન' શબ્દ મનની વિશિષ્ટ એકાગ્રતાનો તથા પ્રાર્થનાનો અર્થ દર્શાવે છે. અહીં તે પ્રાર્થનાના અર્થમાં યોજાયેલો છે.

'**जय वीयराय ! जग-गुरु !**–હે વીતરાગ પ્રભુ ! હે ત્રિલોકના નાથ ! તમો જયવંત વર્તો.

'**जय वीतराग ! जगद्-गुरो !—भगवतस्त्रिलोकनाथस्याऽऽमन्त्रणमेतत् भाव-सन्निधार्थम्**' (લ. વિ.) 'જય વીયરાય ! જગ ગુરુ !' એ શબ્દો ભાવનું સંન્નિધાન કરવા માટે ભગવાન ત્રિલોકનાથને આમંત્રણરૂપે કહેવામાં આવ્યા છે.

**होउ ममं तुह पभावओ भयवं !**—હે ભગવન્ ! મને તમારા પ્રભાવથી–સામર્થ્યથી પ્રાપ્ત થાઓ.

'**जायतां मे त्वत्सामर्थ्येन भगवन् !**' (લ. વિ.)—વીતરાગ મહાપુરુષ પોતે કોઈ પર રોષ કે તોષ કરતા નથી, તો પણ તેમના અવલંબનથી વીતરાગદેવના ઉપાસકો આત્મશક્તિનો અપૂર્વ વિકાસ સાધી શકે છે; એટલે તે લાભ તેમના સામર્થ્યથી જ પ્રાપ્ત થયો ગણાય છે

**भवनिव्वेओ**—વૈરાગ્ય, વિરક્તિ, અનાસક્તિ, ઉદાસીનતા.

સંસારના ભોગ-વિલાસોને નિઃસાર કે અસાર સમજવા અને તેમાં ન રાચતાં આત્માભિમુખ થઇને ચારિત્ર-સુધારણા માટે જ પ્રયત્ન કરવો તેને વૈરાગ્ય, વિરક્તિ, અનાસક્તિ કે ઉદાસીનતા કહે છે. આવી ઉદાસીનતા પ્રગટ્યા સિવાય મોક્ષમાર્ગની પ્રાપ્તિ માટે યથાર્થ પ્રયત્ન થઇ શકતો નથી, તેથી પ્રથમ આવશ્યકતા તેની દર્શાવી છે. સમ્યક્‌દર્શનનાં પ્રધાન લક્ષણોમાં પણ આ ગુણની ખાસ ગણના કરવામાં આવી છે. તે આ રીતે:—

"(૧) ઉપશમ, (૨) સંવેગ, (૩) નિર્વેદ, (૪) અનુકંપા અને (૫) આસ્તિક્ય."

**मग्गाणुसारिआ**—માર્ગાનુસારિતા, ચારિત્રધર્મ–જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના માર્ગે ચાલવાની વૃત્તિ.

'માર્ગ'–શબ્દથી અહીં મોક્ષમાર્ગ સમજવાનો છે. તે માટે ઉત્તરાધ્યયનસૂત્રના ૨૮ મા અધ્યયનમાં કહ્યું છે કે:—

"**नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।**
**एयं मग्गमणुपत्ता, जीवा गच्छंति सग्ग(सुग)इं ॥**"

"જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ માર્ગને અનુસરનારા જીવો સદ્‌ (સુ) ગતિને પામે છે."

એટલે 'માર્ગાનુસારિતા'–શબ્દથી અહીં જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપનો વિકાસ સમજવાનો છે.

**इट्ठफल-सिद्धी**—ઇષ્ટફલ–સિદ્ધિ.

શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના તૃતીય પ્રકાશની સ્વોપજ્ઞ વૃત્તિમાં જણાવ્યું છે કે:—

"**इष्टफलसिद्धिरभिमतार्थनिष्पत्तिः ऐहलौकिकी, यथोपगृहीतस्य चित्तस्वास्थ्यं भवति तस्माच्चोपादेयप्रवृत्तिः**-ઇષ્ટફલ સિદ્ધિ એટલે આ લોકના અભિમત અર્થની નિષ્પત્તિ, તેનાથી ચિત્ત સ્વાસ્થ્ય અને તેથી ધર્મારાધનની પ્રવૃત્તિ."

**लोगविरुद्ध-च्चाओ**—શિષ્ટજનોથી નિંદાયેલાં કામોનો ત્યાગ, જે કાર્યો લોકોમાં દુષ્ટ મનાતાં હોય તેનો ત્યાગ.

સમાજ અને ધર્મના ધારણ માટે અનુભવી મહાપુરુષોએ જે નિયમો દર્શાવ્યા છે, તેથી વિરુદ્ધ નહિ ચાલવાની મનોવૃત્તિ તે લોકવિરુદ્ધ-ત્યાગનો મર્મ છે.

બીજા પંચાશકમાં કહ્યું છે કે:—

सव्वस्स चेव निंदा, विसेसओ तहय गुणसमिद्धाणं ।
उजुधम्मकरण हसणं, रीढा जण पूयणिज्जाणं ॥ ८ ॥

बहुजण विरुद्धसंगो, देसादाचारलंघणं चेव ।
उव्वण भोगो अ तहा, दाणाइ विपयंडमन्ने उ ९ ॥

साहुवसणंमि तोसो, सइ सामत्थंमि अपडिआरो य ।
एमाइआइँ इत्थं लोगविरुद्धाइं णेणाइं ॥ १० ॥

ભાવાર્થ:—કોઇની પણ નિંદા કરવી તે લોકવિરુદ્ધ છે, તેમાં પણ ગુણવાનોની નિંદા વિશેષતયા લોક વિરુદ્ધ છે. સરળ (ભોળા) માણસની ધર્મકરણી (માં થતી ભૂલો) ની હાંસી કરવી, લોકોમાં માનનીય-પૂજનીય હોય તેઓની હલકાઈ-અપમાન કરવું,

**भवनिव्वेओ**—વૈરાગ્ય, વિરક્તિ, અનાસક્તિ, ઉદાસીનતા.

સંસારના ભોગ-વિલાસોને નિઃસાર કે અસાર સમજવા અને તેમાં ન રાચતાં આત્માભિમુખ થઈને ચારિત્ર-સુધારણા માટે જ પ્રયત્ન કરવો તેને વૈરાગ્ય, વિરક્તિ, અનાસક્તિ કે ઉદાસીનતા કહે છે. આવી ઉદાસીનતા પ્રગટ્યા સિવાય મોક્ષમાર્ગની પ્રાપ્તિ માટે યથાર્થ પ્રયત્ન થઈ શકતો નથી, તેથી પ્રથમ આવશ્યકતા તેની દર્શાવી છે. સમ્યક્દર્શનનાં પ્રધાન લક્ષણોમાં પણ આ ગુણની ખાસ ગણના કરવામાં આવી છે. તે આ રીતે:—

"(૧) ઉપશમ, (૨) સંવેગ, (૩) નિર્વેદ, (૪) અનુકંપા અને (૫) આસ્તિક્ય."

**मग्गाणुसारिआ**—માર્ગાનુસારિતા, ચારિત્રમાર્ગ-જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના માર્ગે ચાલવાની વૃત્તિ.

'માર્ગ'-શબ્દથી અહીં મોક્ષમાર્ગ સમજવાનો છે. તે માટે ઉત્તરાધ્યયનસૂત્રના ૨૮ મા અધ્યયનમાં કહ્યું છે કે:—

"नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
एयं मग्गमणुपत्ता, जीवा गच्छंति सोग्गइं ॥"

"જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ માર્ગને અનુસરનારા જીવો સદ્ (સુ) ગતિને પામે છે."

એટલે 'માર્ગાનુસારિતા'-શબ્દથી અહીં જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપનો વિકાસ સમજવાનો છે.

**इट्ठफलसिद्धी**—ઇષ્ટફલ-સિદ્ધિ

તથા ધર્માચાર્યો શુદ્ધ દેશનાવડે સમસ્ત જગત પર મહાન ઉપકાર કરે છે, તે આ દૃષ્ટિએ.

**सुहगुरु-जोगो तव्वयण-सेवणा**—સદ્‌ગુરુનો યોગ અને તેમનાં વચન-પ્રમાણે ચાલવાની શક્તિ.

પંચમહાવ્રતધારી શુદ્ધ સાધુને 'શુદ્ધગુરુ'–સદ્‌ગુરુ કહેવામાં આવે છે. તેમનો સંબંધ પરમ ભાગ્યના યોગથી થાય છે, અને જો તેમના શાસ્ત્રાનુસારી ઉપદેશ પ્રમાણે ચાલવામાં આવે, તો જરૂર આત્મ-કલ્યાણ સાધી શકાય છે, તેથી એ પ્રકારની ભાવના અહીં પ્રગટ કરવામાં આવી છે.

**आभवमखंडा**—ભવોભવ અખંડ રીતે, જ્યાં સુધી જન્મ-મરણના ફેરા કરવા પડે ત્યાં સુધી સંપૂર્ણ રીતે.

**वारिज्जइ जइ वि........चलणाणं**—હે વીતરાગ! તમારા પ્રવચનમાં (તમારા આગમોમાં) જો કે 'નિયાણું' બાંધવાની એટલે તપ-જપાદિ ધર્મ-કરણીનાં ફલની વાસના રાખવાની કે સાટું કરવાની મનાઈ ફરમાવી છે, તેમ છતાં હું તો એવી અભિલાષા કરું છું કે 'દરેક ભવમાં તમારાં ચરણોની સેવા કરવાનો યોગ મને પ્રાપ્ત થજો.'

તપ-જપનાં ફળની સાંસારિક ઇચ્છા-વાસના, તે જ વાસ્તવિક રીતે 'નિદાન-બંધન' છે. તીર્થંકરોનાં ચરણોની સેવાની અભિલાષા કરવી, તે 'નિદાન' નથી; તે તો વાસ્તવિક રીતે 'સમ્યક્ત્વ' જ છે.

**दुक्ख-खओ**—દુઃખનો ક્ષય.

'દુઃખ' એ વાસ્તવિક સ્થિતિ નહિ, પણ એક પ્રકારનું સંવેદન છે; એટલે કે જે પ્રમાણમાં તેને વેદવામાં આવે છે, તે પ્રમાણમાં તેનો અનુભવ થાય છે. દાખલા તરીકે, બે માણસને

(૧) જેના ઘણા વિરોધી (વૈરી) હોય તેની સોબત કરવી, દેશ–કાળ–કુલ વગેરેના આચારોનું ઉલ્લંઘન કરવું—અર્થાત્ તે તે વ્યવહારોથી વિરુદ્ધ ચાલવું, દેશ–જાતિ–કુળને ન શોભે તેવો ઉદ્ભટ વેષ, ભોગ કરવા વગેરે લોક વિરુદ્ધ છે. ઉપરાંત દાન–તપ વગેરે કરીને લોકમાં જાહેર કરવું (મોટાઈ દેખાડવી) તેને પણ અન્ય આચાર્યો લોક વિરુદ્ધ કહે છે, (૨) તથા સાધુ–સજ્જનો ઉપર સંકટ આવે તેમાં ખુશી થવું, સામર્થ્ય છતાં બચાવવા માટે ઉદ્યમ નહિ કરવો, એ વગેરે લોક વિરુદ્ધ કાર્યોનો મારે ત્યાગ થાઓ.

—ધર્મસંગ્રહ ભાષાં. ભાગ ૧. પૃ. ૪૫૨

**गुरुजण–पूआ**—વડીલો પ્રત્યે આદર-ભાવ, અને ભકિત.

'ગુરુ'–શબ્દથી સામાન્ય રીતે ધર્મ-ગુરુ, વિદ્યા-ગુરુ કે કલા-ગુરુનો બોધ થાય છે તથા વ્યવહારિક રીતિએ માતા-પિતા અને અન્ય વડીલોને પણ ગુરુ કહેવામાં આવે છે, તેથી વડીલો-મુરબ્બીઓ પ્રત્યે આદર-ભાવ અને ભક્તિ એ 'ગુરુજન-પૂજા' નું રહસ્ય છે.

**परत्थकरणं**—પરોપકાર.

પર એટલે બીજાનાં, અર્થ એટલે પ્રયોજન અને કરણ એટલે પ્રવૃત્તિ. મતલબ કે બીજાનું ભલું કરવું, તે 'પરાર્થકરણ' અગર પરોપકાર કહેવાય છે. આ જાતનો પરોપકાર બે રીતે થાય છે: એક 'લૌકિક' અને બીજો 'લોકોત્તર;' અથવા એક 'વ્યવહારિક અને બીજો 'પરમાર્થિક'. તેમાં 'લૌકિક ઉપકાર' અન્ન, વસ્ત્ર, ઔષધ, ધન, વસતિ તથા અન્ય જરૂરિયાતની વસ્તુઓ આપવાથી કે જરૂરના પ્રસંગે મદદ કરવાથી થાય છે અને 'લોકોત્તર ઉપકાર' આત્મ-જ્ઞાન અને તેને પ્રાપ્ત કરવાનાં સાધનો બતાવવાથી તથા તેને અનુકૂલ સંયોગો કરી આપવાથી થાય છે. શ્રી તીર્થંકરદેવો

## (૫) અર્થ-સંકલના

હે વીતરાગ પ્રભુ! હે જગદ્‌ગુરુ! તમે જયવંત વર્તો. હે ભગવન્! તમારાં સામર્થ્યથી મને સંસાર પ્રત્યે વૈરાગ્ય પ્રગટો, મોક્ષમાર્ગે ચાલવાની શક્તિ પ્રાપ્ત થાઓ.

હે પ્રભો! મને એવું સામર્થ્ય પ્રાપ્ત થાઓ કે જેથી મારું મન સર્વજન-નિંદિત એવું કોઈ પણ કાર્ય કરવા માટે પ્રેરાય નહિ, ગુરુજનો પ્રત્યે આદર-ભાવ અનુભવે અને અન્યનું હિત કરવા માટે ઉજમાળ બને. વળી હે પ્રભો! મને સદ્‌ગુરુનો યોગ સાંપડજો, તથા તેમનાં વચનો પ્રમાણે ચાલવાની શક્તિ પ્રાપ્ત થજો. આ બધું જ્યાં સુધી મારે સંસારનો ફેરો કરવો પડે, ત્યાં સુધી અખંડ રીતે પ્રાપ્ત થજો. ૨.

હે વીતરાગ! તમારાં પ્રવચનમાં જો કે નિયાણું બાંધવાની એટલે તપ-જપનાં ફલની વાસના રાખવાની મનાઈ ફરમાવી છે, તેમ છતાં હું તો એવી અભિલાષા કરું છું કે દરેક ભવમાં તમારા ચરણોની સેવા કરવાનો યોગ મને પ્રાપ્ત થજો. ૩.

હે નાથ! આપને પ્રણામ કરવાથી દુઃખનો નાશ થાય, કર્મનો ક્ષય થાય, સમકિતની સ્પર્શના થાય અને મૃત્યુ-વખતે સંપૂર્ણ સમભાવ રહે તથા અંતસમયની આરાધના બરાબર થાય તેવી પરિસ્થિતિ ઉત્પન્ન થજો. ૪.

સર્વ મંગલોમાં માંગલ્યરૂપ-અર્થાત્ મંગલ માત્રમાં ઉત્તમ મંગલસ્વરૂપ, સર્વ કલ્યાણોનાં કારણરૂપ અને સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ એવું જૈનશાસન જયવંતું વર્તે છે. ૫.

એક સાથે એવા સમાચાર મળે કે તમારા ધંધામાં ખોટ ગઈ છે, તો એક માણસ જે વધારે સમજુ છે તેને સામાન્ય 'દુઃખ' થાય છે, અથવા નથી પણ થતું; જ્યારે ઓછી સમજવાળો માણસ તે અંગે પુષ્કળ 'દુઃખ' અનુભવે છે અને અનેક પ્રકારનો વલોપાત કરે છે. એટલે સાચી સમજણ પ્રાપ્ત થવી તે જ 'દુઃખ-નાશ'નો ઉપાય છે અને તે વીતરાગ ભગવાનથી પ્રાપ્ત થાય છે.

**कम्म-खओ**—કર્મ-બંધનમાંથી મુક્તિ, મોક્ષ.

રાગ અને દ્વેષવાળી સઘળી પ્રવૃત્તિઓ કર્મ-બંધનનું કારણ છે. તેમાં ઉત્તેજનનું પ્રમાણ જેટલું વધારે તેટલું કર્મ-બંધન વધારે મજબૂત બને છે. આ સ્થિતિ દૂર કરવા માટે શાસ્ત્રકારોએ 'સંવર' અને 'નિર્જરા' નામનાં બે તત્ત્વોનું વર્ણન કરેલું છે. તેમાં 'સંવર' એ આવતાં કર્મોને રોકવાનો ઉપાય છે અને 'નિર્જરા' એ વળગેલાં કર્મોને ખેરવવાનો ઉપાય છે. બીજી રીતે કહીએ તો 'સંવર' એ 'યમ અને નિયમ' રૂપ છે અને 'નિર્જરા' એ 'તપશ્ચર્યા' રૂપ છે. કોઇ પણ આત્માએ કર્મ-બંધનમાંથી મુક્તિ મેળવવી હોય તો તે માટે તેણે જાતે પ્રયત્ન કરવો પડે છે. કોઇની કૃપા કે મહેરબાનીથી મુક્તિ પ્રાપ્ત થતી નથી; એટલે કર્મ-બંધનમાંથી મુક્તિ માગવાનો અર્થ એવી શક્તિ—એવો પુરુષાર્થ પેદા કરવાનો છે કે જેનાવડે કર્મોનો ક્ષય થઈ શકે.

અનુષ્ઠાનોમાં પહેલાં બે અનુષ્ઠાનો ત્યાજ્ય છે, છેલ્લાં બે અનુષ્ઠાનો પ્રશસ્ત હોઇને ઉપાદેય છે અને વચલું અનનુષ્ઠાન હેય હોવા છતાં ધર્મના વિષયમાં મુગ્ધબુદ્ધિવાળા જીવોને કથંચિત્ ઉપાદેય કહેલું છે. વળી શાસ્ત્રકારો કહે છે કે—'અનુષ્ઠાન'ની સફલતાનો આધાર "પ્રણિધાન, પ્રવૃત્તિ અને વિઘ્ન-જય" પર રહેલો છે. 'પ્રણિધાન' એટલે ધ્યેય પ્રત્યેની એકાગ્રતા, ધ્યેય પ્રત્યેની અટલ શ્રદ્ધા કે ધ્યેયને પહોંચવાની અપૂર્વ આત્મ-શ્રદ્ધા. જ્યાં સુધી 'અનુષ્ઠાન' કરવાની આ તૈયારી હોતી નથી, ત્યાં સુધી પુરુષાર્થ જોઇએ તેવો ખીલતો નથી, અથવા ખીલે છે તો ધ્યેય પર કેન્દ્રિત નહિ થવાના કારણે તેનું યથેષ્ટ ફલ આવી શકતું નથી. તેથી 'પ્રણિધાન' એ 'અનુષ્ઠાન'નું પ્રથમ પગથિયું છે. 'પ્રવૃત્તિ' એટલે કાર્યનો આરંભ, કામની શરૂઆત કે વિધિવત્ આચરણ. જ્યાંસુધી 'અનુષ્ઠાન' કરનાર તે અંગે યોગ્ય 'પ્રવૃત્તિ' કરતો નથી, એટલે કે તે અંગે વિધિવત્ આચરણ કરતો નથી, ત્યાંસુધી તેનું યથેષ્ટ ફલ આવી શકતું નથી; માટે જ મનના દૃઢ સંકલ્પની જેમ 'પ્રવૃત્તિ'નાં પગલાં પણ મક્કમ જ ભરવાં જોઇએ અને તો જ સફલતા પ્રાપ્ત થવાનો સંભવ છે. 'વિઘ્ન-જય' એટલે માર્ગમાં આવતી મુશ્કેલીઓને ઓળંગવાની કુશળતા અથવા માર્ગમાં આવતા અંતરાયોને દૂર કરવાની કાબેલિયત. આ જગતમાં '**श्रेयांसि बहुविघ्नानि**' એટલે સારાં કામમાં ઘણાં વિઘ્નો ઉપસ્થિત થવાનો સંભવ હોય છે, પરંતુ સુજ્ઞ પુરુષો તેનાથી જરા પણ અકળાતા નથી કે હિમ્મત હારતા નથી. તેઓ તો એ વિઘ્નોનો પ્રચંડ પુરુષાર્થથી સામનો કરે છે અને જ્યારે તેના પર સંપૂર્ણ જય મેળવે છે, ત્યારે જ જંપે છે; આ રીતે જ્યારે તેઓ સઘળાં વિઘ્નોને, સઘળા અંતરાયોને વટાવી જાય છે, ત્યારે સિદ્ધિ અવશ્ય પ્રાપ્ત થાય છે અને એ રીતે સિદ્ધિ પ્રાપ્ત કરનારાઓ જ તેનો

એકરસ થયેલા મનને તેમના ધ્યાનમાં લીન બનાવી દેવું, એ ભાવ-પૂજાનો સહુથી ઉત્કૃષ્ટ પ્રકાર છે. આ પ્રકારના ધ્યાનવડે આત્મા ક્રમશઃ 'ગુણશ્રેણિ' પર ચડતો જાય છે, જેથી 'વિભાવ-દશા' છૂટતી જાય છે અને 'સ્વભાવ-દશા' પ્રાપ્ત થતી જાય છે. અનેક આત્માઓએ આ રીતે અંતરાત્માની શુદ્ધિ દ્વારા 'પરમાત્મ-પદ'ની પ્રાપ્તિ કરેલી છે.

પ્રથમ 'વંદન,' પછી 'પૂજન,' પછી 'સત્કાર' અને છેવટે 'સન્માન' એ ક્રમ પણ સુસંગત છે, કારણ કે એ જ ક્રમે ભાવ-શુદ્ધિ થતાં છેવટે 'સમાધિ' સુધી પહોંચી શકાય છે.

આ સૂત્રમાં 'કાયોત્સર્ગ'ની સિદ્ધિ માટે જે પાંચ સાધનો બતાવવામાં આવ્યાં છે, તે અત્યંત મહત્ત્વનાં છે. તેમાં 'શ્રદ્ધા'ને શાસ્ત્રકારોએ 'ઉદક-પ્રસાદક મણિ'ની ઉપમા આપી છે જેમ સરોવરમાં નાખેલો ઉદક-પ્રસાદક મણિ તેમાં રહેલા સર્વ કચરાને દૂર કરી નાખી નિર્મલતાને ઉત્પન્ન કરે છે, તેમ 'શ્રદ્ધા' પણ સાધકના ચિત્તમાં રહેલા સંશય, વિપર્યય આદિ દોષોને દૂર કરીને તેને તદ્દન નિર્મળ બનાવી દે છે. સાચું જ કહ્યું છે કે—'શ્રદ્ધા એ જ સકલ સુખનું મૂળ છે, જો શ્રદ્ધા નથી તો બાકીનું બધું ધૂળ છે.' 'મેધા'ને શાસ્ત્રકારોએ ઉત્તમ ઔષધ સાથે સરખાવી છે. જેમ કોઈ જીર્ણ રોગીને અનેક ઔષધો કરતાં કરતાં એક ઉત્તમ ઔષધની પ્રાપ્તિ થાય અને તેનો ગુણ ઘણો જણાય. પછી તે અન્ય ઔષધ લેવા ચાહતો નથી, પણ તે જ ઔષધનું સેવન વારંવાર કરે છે, તે જ મુજબ 'શ્રદ્ધા'થી નિર્મળ (પટુ) થયેલી બુદ્ધિ પાપનો પરિહાર કરીને શ્રી જિનેશ્વરદેવ-પ્રણીત પવિત્ર શ્રુતનો આશ્રય નિરંતર ગ્રહણ કરે છે. 'ધૃતિ'ને શાસ્ત્ર-કારોએ રાંકને મળેલા રત્નની ઉપમા આપી છે. એક માણસ તદ્દન



# २१ कल्लाण-कंदं थुई

## [ पञ्चजिन–स्तुतिः ]

## 'કલ્લાણ-કંદં' સ્તુતિ

*

### (૧) મૂલ પાઠ*

कल्लाण-कंदं पढमं[1] जिणिंदं,
संतिं तओ नेमिजिणं मुणिंदं ।
पासं पयासं सुगुणिक्क-ठाणं,
भत्तीइ वंदे सिरिवद्धमाणं ॥ १ ॥

अपार-संसार-समुद्द-पारं,
पत्ता सिवं [2] दिंतु सुइक्क-सारं ।
सव्वे जिणिंदा सुर–विंद-वंदा,*
कल्लाण-वल्लीण विसाल-कंदा ॥ २ ॥

---

१. पणट्ठणिंदं–પાઠાંતર डी. सी. जे. एम. १७, पार्ट ४ ए. एमएसएस. १२४५
२. सुहं –પાઠાંતર डी. सी. जे. एम. १७, पार्ट ४ ए. ,, १२४५
* ગાથા—૧ 'ઇન્દ્રવજ્રા' છંદમાં છે.
ગાથા—૨, ૩, ૪ એ ઉપજાતિ છંદમાં છે.

તાત્પર્ય કે, આ સૂત્ર અર્હચ્ચૈત્યોનું આલંબન લઇને ધ્યાનમાં મગ્ન થવા માટેનો સમુચિત વિધિ દર્શાવે છે અને તેથી પ્રત્યેક મુમુક્ષુને તેનું આલંબન લેવું અનિવાર્ય છે.

આ સૂત્ર પર આવશ્યકસૂત્રની ચૂર્ણિમાં, આવશ્યકસૂત્રની શિષ્યહિતા ટીકામાં, લલિતવિસ્તરા નામની ચૈ. વૃ. માં, યોગ-શાસ્ત્રની વૃત્તિમાં, વંદારુવૃત્તિમાં તથા ચેઇયવંદણ-મહાભાસ વગેરેમાં વિવરણ થયેલું છે.

આ સૂત્રમાં સંપદા ૩ તથા પદ ૧૫ સર્વ વર્ણ ૮૯ અને તેમાં ગુરુ ૧૬ તથા લઘુ ૭૩ છે.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્રનો મૂલપાઠ આવશ્યકચૂર્ણિમાં કાયાત્સર્ગ-અધ્ય-યનમાં છે.





# २१ कल्लाण-कंदं थुई

## [ पञ्चजिन-स्तुतिः ]

## 'કલ્લાણ-કંદં' સ્તુતિ

*

(૧) મૂલ પાઠ*

कल्लाण-कंदं पढमं[1] जिणिंदं,
संतिं तओ नेमिजिणं मुणिंदं ।
पासं पयासं सुगुणिक्क-ठाणं,
भत्तीइ वंदे सिरिवद्धमाणं ॥ १ ॥

अपार-संसार-समुद्द-पारं,
पत्ता सिवं [2] दिंतु सुइक्क-सारं ।
सव्वे जिणिंदा सुर-विंद-वंदा,*
कल्लाण-वल्लीण विसाल-कंदा ॥ २ ॥

---

१. पणट्ठणिंदं—પાઠાંતર ડી. સી. જે. એમ. १७, पार्ट ४ ए. एमएसएस. १२४५
२. सुहं —પાઠાંતર ડી. સી. જે. એમ. १७, पार्ट ४ ए. ,, १२४५
* ગાથા—૧ 'ઇન્દ્રવજ્રા' છંદમાં છે.
ગાથા—૨, ૩, ૪ એ ઉપજાતિ છંદમાં છે.

निव्वाण-मग्गे वर-जाण-कप्पं,
पणासियासेस-कुवाइ-दप्पं ।
मयं जिणाणं सरणं बुहाणं,
नमामि निच्चं तिजग-प्पहाणं ॥ ३ ॥

कुंदिंदु-गोक्खीर-तुसार-वन्ना (ण्णा),
सरोज-हत्था कमले निसन्ना (ण्णा) ।
वाईसरी[1] पुत्थय-वग्ग-हत्था,
सुहाय सा अम्ह सया पसत्था ॥ ४ ॥

(२) સંસ્કૃત છાયા

कल्याण-कन्दं प्रथमं जिनेन्द्रम्,
शान्ति ततः नेमिजिनं मुनीन्द्रम् ।
पार्श्वं प्रकाशं सुगुणैकस्थानम्,
भक्त्या वन्दे श्रीवर्द्धमानम् ॥ १ ॥

अपार-संसार-समुद्र-पारम्,
प्राप्ताः शिवं ददतु श्रुत्येक (शुच्येक) सारम् ।
सर्वे जिनेन्द्राः सुर-वृन्द-वन्द्याः,
कल्याण-वल्लीनां विशाल-कन्दाः ॥ २ ॥

१. वाएसिरी—પાઠાંતર डी. सी. जे. एम. १७. पार्ट ४ ए. एमएसएस. १२४५

निर्वाण-मार्गे वर-यान-कल्पम्,
प्रणाशिताशेष-कुवादि-दर्पम् ।
मतं जिनानां शरणं बुधानाम्,
नमामि नित्यं त्रिजगत्-प्रधानम् ॥ ३ ॥

कुन्देन्दु-गोक्षीर-तुषार-वर्णा,
सरोज-हस्ता कमले निषण्णा ।
वागीश्वरी पुस्तक-व्यग्र ( वर्ग ) हस्ता,
सुखाय सा नः सदा प्रशस्ता ॥ ४ ॥

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**कल्लाण-कंदं**-[ कल्याण-कन्दम् ]—કલ્યાણના કંદને, કલ્યાણ-રૂપી વૃક્ષનાં મૂળને, જેઓ કલ્યાણ કરવામાં મુખ્ય કારણભૂત છે, તેઓને.

કલ્યાણનો કંદ તે કલ્યાણ-કંદ. 'કલ્યાણ' એટલે શ્રેય, નિઃશ્રેયસ કે આત્મોદ્ધાર અને 'કંદ' એટલે મૂળ અથવા કારણ; અર્થાત્ જેઓ અન્યનું કલ્યાણ કરવાની શક્તિ ધરાવે છે, અન્યનું કલ્યાણ કરવાની નિષ્ઠાવાળા છે અથવા અન્યનું કલ્યાણ કરવામાં કારણભૂત છે, તે કલ્યાણ-કંદ, તેઓને.

**पढमं**-[ प्रथमम् ]—પ્રથમ, પહેલા આદિ.

**जिणिंदं**-[ जिनेन्द्रम् ]—જિનેન્દ્રને, જિનવરને, જિન-શ્રેષ્ઠને.

કેવલજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની, ચતુર્દશપૂર્વધારીઓમાં જેઓ ઇન્દ્રની સમાન છે, એટલે કે શ્રેષ્ઠ છે, તે 'જિનેન્દ્ર'.

**संतिं-[ शान्तिम् ]**—શાંતિજિનને, સોળમા તીર્થંકર "શ્રી શાંતિનાથ" ને.

જેઓ શાંતિને સિદ્ધ કરીને તેના નાથ બન્યા છે, તે 'શાંતિનાથ'. અથવા શાંતિનો જ ઉપદેશ આપે છે, તે 'શાંતિનાથ.' અથવા માતાના ગર્ભમાં આવ્યા ત્યારથી સર્વ ઉપદ્રવોની શાંતિ થઈ, તેથી જે 'શાંતિનાથ' કે 'શાંતિજિન' કહેવાય છે, તેમને.

**'जा ओ असिवोवसमो, गब्भगए तेण संतिजिणो'**

(આ. નિ.)

'જેઓ ગર્ભમાં હતા ત્યારે અશિવ-ઉપદ્રવ ઉપશાંત થયો હતો, તેથી તે શાંતિજિન (કહેવાયા).'

**तओ-[ ततः ]**—ત્યાર પછી.

**नेमिजिणं-[ नेमिजिनम् ]**—નેમિજિનને. 'નેમિનાથ' ને, બાવીસમા તીર્થંકર 'શ્રી અરિષ્ટનેમિ' ભગવાનને.

'નેમિ' એટલે ચક્રની ધારા. જેઓ 'અરિષ્ટ'-અશુભનો નાશ કરવામાં ચક્રની ધારા-સમાન છે, તે નેમિનાથ. અથવા જેમની માતાએ સ્વપ્નમાં રત્નજડિત (રિષ્ટરત્નમય) ચક્ર-ધારા જોઈ હતી, તેથી તે અરિષ્ટનેમિ કહેવાય છે. અમંગલ-પરિહાર માટે 'રિષ્ટ' શબ્દની પૂર્વે 'અ' કાર લગાડેલ છે. તેઓ યાદવ-કુલમાં જન્મીને મોક્ષે પધાર્યા હતા, તેથી 'યદુકુલ-તિલક,' 'યદુકુલ-ભૂષણ' કે 'યદુકુલ-નંદન' પણ કહેવાય છે.

**मुणिंदं-[ मुनीन्द्रम् ]**—મુનીન્દ્રને, મુનિઓના ઇન્દ્રને, તીર્થંકરને.

'મુનિ' એટલે સંત, સાધુ, યતિ કે ઋષિ.

મુનિઓમાં જેઓ ઇંદ્ર-સમાન છે, તે મુનીન્દ્ર. શ્રી તીર્થંકર ભગવાન મુનિઓમાં સર્વશ્રેષ્ઠ હોવાથી 'મુનીન્દ્ર' કહેવાય છે.

**पासं**-[ **पार्श्वम्** ]—પાર્શ્વનાથને, ત્રેવીસમા તીર્થંકર 'શ્રી પાર્શ્વનાથ'ને.

જેઓ બધી વસ્તુઓને પાસે રહેલી હોય તેમ નિહાળી શકે છે, તે પાર્શ્વ. અથવા જેમની માતાએ રાત્રિમાં અંધકાર હોવા છતાં પાસેથી પસાર થતા કૃષ્ણ સર્પને નિહાળ્યો હતો અને તે પ્રભાવ ગર્ભનો છે એમ જાણ્યું હતું, તેથી તે પાર્શ્વ. વધારે વિગત માટે જુઓ સૂત્ર ૮ તથા ૧૭.

**पयासं**-[ **प्रकाशम्** ]—પ્રકાશ સ્વરૂપ, પ્રકાશ કરનારા.

કેવલજ્ઞાનની પ્રાપ્તિને લીધે તેઓ પૂર્ણ-સ્વરૂપે પ્રકાશે છે, તેથી પ્રકાશરૂપ કે પ્રકાશ કરનારા કહેવાય છે.

**सुगुणिक्क-ठाणं**-[ **सुगुणैक-स्थानम्** ]—સુગુણના એકસ્થાન-રૂપ, બધા સદ્ગુણો જ્યાં એકત્ર થયા છે, તેવા.

સુષ્ઠુ-ગુણ અથવા સમ્યગ્ ગુણ, તે સુગુણ. તે સદ્ગુણ પણ કહેવાય છે. એકત્ર થવાનું જે અદ્વિતીય સ્થાન તે એકસ્થાન. એટલે બધા સદ્ગુણોને એકત્ર થવાનું જે સ્થાન છે, તે સદ્ગુણોનું એકસ્થાન—સુગુણૈકસ્થાન કહેવાય છે.

**भत्तीइ**-[ **भक्त्या** ]—ભક્તિથી, આંતરિક શ્રદ્ધાથી, હૃદયના ઉલ્લાસ-પૂર્વક.

**वंदे**-[ **वन्दे** ]—વંદું છું.

**सिरिवद्धमाणं**-[ **श्रीवर्द्धमानम्** ]—શ્રી વર્ધમાનને, 'શ્રી મહાવીરસ્વામી'ને.

**संतिं**-[ **शान्तिम्** ]—શાંતિજિનને, સોળમા તીર્થંકર "શ્રી શાંતિનાથ"ને.

જેઓ શાંતિને સિદ્ધ કરીને તેના નાથ બન્યા છે, તે 'શાંતિનાથ'. અથવા શાંતિનો જ ઉપદેશ આપે છે, તે 'શાંતિનાથ.' અથવા માતાના ગર્ભમાં આવ્યા ત્યારથી સર્વ ઉપદ્રવોની શાંતિ થઈ, તેથી જે 'શાંતિનાથ' કે 'શાંતિજિન' કહેવાય છે, તેમને.

**'जा ओ असिवोवसमो, गब्भगए तेण संतिजिणो'**

(આ. નિ.)

'જેઓ ગર્ભમાં હતા ત્યારે અશિવ-ઉપદ્રવ ઉપશાંત થયો હતો, તેથી તે શાંતિજિન (કહેવાયા).'

**तओ**-[ **ततः** ]—ત્યાર પછી.

**नेमिजिणं**-[ **नेमिजिनम्** ]—નેમિજિનને. 'નેમિનાથ' ને, બાવીસમા તીર્થંકર 'શ્રી અરિષ્ટનેમિ' ભગવાનને.

'નેમિ' એટલે ચક્રની ધારા. જેઓ 'અરિષ્ટ'-અશુભનો નાશ કરવામાં ચક્રની ધારા-સમાન છે, તે નેમિનાથ. અથવા જેમની માતાએ સ્વપ્નમાં રત્નજડિત (રિષ્ટરત્નમય) ચક્ર-ધારા જોઈ હતી, તેથી તે અરિષ્ટનેમિ કહેવાય છે. અમંગલ-પરિહાર માટે 'રિષ્ટ' શબ્દની પૂર્વે 'અ'કાર લગાડેલ છે. તેઓ યાદવ-કુલમાં જન્મીને મોક્ષે પધાર્યા હતા, તેથી 'યદુકુલ-તિલક,' 'યદુકુલ-ભૂષણ' કે 'યદુકુલ-નંદન' પણ કહેવાય છે.

**मुणिंदं**-[ **मुनीन्द्रम्** ]—મુનીન્દ્રને, મુનિઓના ઇન્દ્રને, તીર્થંકરને.

'મુનિ' એટલે સંત, સાધુ, યતિ કે ઋષિ.

ભવરાશિ—અનંત દુઃખરાશિથી યુક્ત છે. દાખલા તરીકે નિગોદની અવસ્થામાં એક જીવ ૪૮ મિનિટ જેટલા સમયમાં ૬૫૫૩૬ જેટલા ભવો કરે છે. આ રીતે ભવની સંખ્યા અનંત હોવાથી સંસારનું સ્વરૂપ સમુદ્રને હૂબહૂ મળતું આવે છે. 'પાર' એટલે તટ અથવા સમુદ્રનો કિનારો અને સંસાર–સમુદ્ર–પાર એટલે સંસારરૂપી સમુદ્રનો તટ અથવા સંસારરૂપી સમુદ્રનો કિનારો; તે જલદીથી પાર કરી શકાય તેવો નથી, માટે અપાર કહેવાય છે. એટલે **अपार–संसार–समुद्द–पारं** નો અર્થ 'જેનો પાર પામવો મુશ્કેલ છે, તેવા સંસાર–સમુદ્રના કિનારાને' એ મુજબ થાય છે.

**पत्ता**–[ प्राप्ताः ]—પ્રાપ્ત થયેલા.

**शिवं**–[ शिवम् ]—શિવ, કલ્યાણ, મોક્ષપદ.

**दिंतु**–[ ददतु ]—આપો.

**सुइक्क-सारं**–[ श्रुत्येक-सारम् ]—શ્રુતિના એક સારરૂપ. શાસ્ત્રના અદ્વિતીય સારરૂપ. શાસ્ત્રોમાં જેને અદ્વિતીય સારરૂપે વર્ણવેલું છે તેવું

'**श्रु श्रवणे**'—શ્રુધાતુ સાંભળવું એવા અર્થમાં વપરાય છે, તે પરથી '**श्रूयते इति श्रुतिः**' અર્થાત્ જે સંભળાય છે, જે સાંભળવા યોગ્ય હોય છે, તે '**श्रुति–श्रुत**' કહેવાય છે. 'શ્રુતિ' એટલે વેદ, 'શ્રુતિ' એટલે કાન અને 'શ્રુતિ' એટલે શાસ્ત્ર; પરંતુ અહીં તે શાસ્ત્રના અર્થમાં વપરાયેલ છે. તેમાં જે 'એક' એટલે અદ્વિતીય સારરૂપે વર્ણવાયેલ છે, તે '**श्रुत्येकसार**.'

આ પદની સંસ્કૃત છાયા '**शुच्येकसारम्**' એવી કરવામાં આવે તો તેનો અર્થ પવિત્રતાના અદ્વિતીય સારરૂપ કે શ્રેષ્ઠ સત્ત્વરૂપ થાય. '**शुच्**' એટલે શોધવું, મલ–શોધન કરવું, તે પરથી 'શુચિ'–શબ્દ પવિત્રતાના અર્થમાં વપરાય છે. તે દ્રવ્ય–શુચિ

જેઓ જ્ઞાનાદિ-ગુણોથી નિરંતર વૃદ્ધિ પામતા રહ્યા છે, તે 'વર્ધમાન' અથવા માતાની કુક્ષિમાં આવતાં જેમના પિતાના કુલમાં તથા રાજ્યમાં ધન-ધાન્યાદિની સારી રીતે વૃદ્ધિ થઈ, તે વર્ધમાન. ચોવીસ તીર્થંકરોમાં તેઓ સહુથી છેલ્લા થયા છે. તેમનું મૂળ નામ 'વર્ધમાન' છે અને અપૂર્વ વીરતાને લીધે દેવતાઓએ પાડેલું નામ 'શ્રમણ ભગવાન મહાવીર' છે.

'શ્રી' એટલે લક્ષ્મી, શોભા, વિભૂતિ કે સિદ્ધિ. તે પૂજ્યતા, પવિત્રતા કે સન્માનનો ભાવ પણ દર્શાવે છે; તેથી 'શ્રી વર્ધમાન' નો અર્થ પૂજ્ય વર્ધમાન, પવિત્ર વર્ધમાન કે માનનીય વર્ધમાન થાય છે.

**अपार-संसार-समुद्द-पारं**-[ **अपार-संसार-समुद्र-पारम्** ]-જેનો પાર પામવો મુશ્કેલ છે, એવા સંસાર-સમુદ્રના કિનારાને.

જેનો પાર નથી-કિનારો નથી, તે 'અપાર'. ઉપલક્ષણથી જેના કિનારે પહોંચવું લગભગ અશક્ય જેવું અથવા તો અતિ-દુર્ગમ છે, તે પણ 'અપાર'. '**संसरणं संसारः**' 'સંસાર' એટલે સંસરણ-પરિભ્રમણ. જેમાં એક ગતિમાંથી બીજી ગતિમાં જવાની ક્રિયા અપ્રતિહત ચાલુ છે, તે 'સંસાર'. 'ગતિ'-શબ્દ નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર પ્રકારનાં જીવનનો બોધક છે. 'सह मुद्रया वर्तते इति समुद्रः। જે 'મુદ્રા'થી એટલે મર્યાદાથી વર્તે છે, તે 'સમુદ્ર'. અથવા જે ઘણા ઉદકથી-પાણીથી યુક્ત છે, તે 'સમુદ્ર'. દરિયો મર્યાદાનો કદાપિ લોપ કરતો નથી, તથા તેમાં પ્રભૂત જલ હોય છે, તેથી તે 'સમુદ્ર' કહેવાય છે. ઉદધિ, જલધિ, જલનિધિ, સિંધુ, સરિત્પતિ, સાગર આદિ તેનાં પર્યાય-નામો છે. સંસાર એ જ સમુદ્ર, તે 'સંસાર-સમુદ્ર', સમુદ્ર જેમ અગાધ જલ વડે ભરપૂર છે, તેમ સંસાર પણ અનંત-

અર્થ (ઇચ્છેલી વસ્તુ), તે સુર.' અથવા 'सुरन्तीति सुराः' જેઓ વિશિષ્ટ ઐશ્વર્ય વડે દીપે છે, તેઓ સુર. દેવ, દેવતા કે અમર એ તેનાં અપરનામો છે. 'વૃંદ' એટલે સમૂહ કે સમુદાય. 'સુર-વૃંદ' એટલે દેવતાઓનો સમૂહ. 'વંદ્ય' એટલે વાંદવાને યોગ્ય. જેઓ દેવતાઓના સમૂહવડે વાંદવા યોગ્ય છે, તે 'સુર-વૃંદ-વંદ્ય'.

**कल्लाण-वल्लीण-[कल्याण-वल्लीनाम्]**-કલ્યાણરૂપી વેલની, કલ્યાણરૂપી લતાના.

જે વનસ્પતિ, વૃક્ષ કે મંડપના આધારે લાંબી પથરાય છે કે ઊંચે ચડે છે, તે 'વેલ' કહેવાય છે; જેમ કે જાઈ, જૂઈ, ચમેલી અને માધવી.

**विसाल-कंदा-[विशाल-कन्दाः]**—મોટા મૂલ-સમાન.

'વિશાલ' એટલે મોટું. 'કંદ' એટલે મૂલ. જે મૂલ મોટું હોય તે વિશાલ કંદ કહેવાય.

**निव्वाण-मग्गे-[निर्वाण-मार्गे]**—નિર્વાણ-પ્રાપ્તિના માર્ગમાં.

'નિર્વાણ' એટલે આત્યંતિક મોક્ષ અથવા સકલ કર્મબંધન-માંથી છેવટનો છૂટકારો. આ છૂટકારો પામ્યા પછી જીવને ફરી કર્મવડે બંધાવાનું રહેતું નથી, તેથી જન્મ ધારણ કરવો પડતો નથી. 'માર્ગ' એટલે રસ્તો. 'નિર્વાણ-માર્ગ' એટલે નિર્વાણ-પ્રાપ્તિનો માર્ગ અથવા આત્યંતિક મોક્ષ-પ્રાપ્તિનો રસ્તો, તેના વિષે.

**वर-जाण-कप्पं-[वर-यान-कल्पम्]**—શ્રેષ્ઠ વાહન-પ્રવહણ-સમાનને.

'વર' એટલે શ્રેષ્ઠ, 'યાન' એટલે વાહન, 'કલ્પ' એટલે તુલ્ય કે સમાન. આ પદ 'मयं'નું વિશેષણ છે.

અને ‘ભાવ-શુચિ’ એમ બે પ્રકારની છે. તેમાં નાવું, ધોવું ને સ્વચ્છ રહેવું, એ ‘દ્રવ્યશુચિ અથવા બાહ્યશુચિ’ છે અને અંતરમાંથી કષાયરૂપ કચરો બહાર કાઢી નાખવો અથવા અસત્યાદિ દોષોને દૂર કરવા, તે ‘ભાવ-શુચિ’ અથવા ‘આંતરિક શુચિ’ છે. અહીં બીજા પ્રકારની ‘ભાવ-શુચિ’ અભિપ્રેત છે.

‘એક’-શબ્દ અહીં ઉત્તમ કે શ્રેષ્ઠના અર્થમાં વપરાયેલો છે. ‘સાર’ એટલે નિચોડ કે સત્ત્વ. જ્યારે કોઈ પણ વસ્તુમાંથી ફાલતુ-નકામા પદાર્થને દૂર કરીને તેનો વિશિષ્ટ ગુણવાળો ભાગ જ એકત્ર કરવામાં આવે છે, ત્યારે તેનો નિચોડ લીધો કહેવાય છે, અથવા તેનું સત્ત્વ કાઢ્યું કે અર્ક કાઢ્યો કહેવાય છે. દેખીતી રીતે જ આ વસ્તુ તેના મૂલ-દ્રવ્ય કરતાં તેના સમૂહના સારરૂપ હોઈ વધારે ગુણવાળી હોય છે, એટલે ચડિયાતી ગણાય છે અને તેથી તેનું મૂલ્ય પણ અધિક હોય છે, જેમ ગળો કરતાં ગળોનું સત્ત્વ અનેકગણું વધારે ગુણકારક હોય છે અને ગુલાબ કરતાં ગુલાબનું અત્તર અનેકગણું વિશેષ સુવાસિત હોય છે. તેમ પવિત્રતા કરતાં પવિત્રતાનો ‘સાર’ અનેકગણો ચડિયાતો લેખાય છે. વળી આવો ‘સાર’ જ્યારે ઉત્તમ પ્રકારે ખેંચેલો હોય, ત્યારે તેનું મૂલ્યાંકન અધિકાધિક થાય છે, એટલે કે પવિત્રતાનો ઉત્તમ ‘સાર’ એ પવિત્રતાની પરાકાષ્ઠા છે. આ પદ ‘**सिवं**’ નું વિશેષણ છે.

**सव्वे**-[ **सर्वे** ]—સર્વે, બધા, અશેષ.

**सुर-विंद-वंदा**-[ **सुर-वृन्द-वन्द्याः** ]—દેવતાઓના સમૂહવડે—વંદન કરવાને યોગ્ય..

‘**सुष्ठु राति ददाति प्रणतानामीप्सितमर्थमिति सुरः ।**’—‘(જે) સારી રીતે આપે છે પ્રણામ કરનારા ભક્તોને અભિલષિત

**सरणं**–[ **शरणम्** ]—શરણરૂપ, આશ્રયરૂપ, આધારરૂપ.

**वुहाणं**–[ **बुधानाम्** ]—બુધોને, પંડિતોને, વિદ્વાનોને.

બુધ-શબ્દ बुध्-ધાતુ પરથી બનેલો છે. बुध् એટલે જાણવું. જે જાણે છે-સારી રીતે જાણે છે, તે बुध. તાત્પર્ય કે પંડિત, વિદ્વાન અથવા કોઈ પણ વિષયમાં નિપુણતા ધરાવનાર 'બુધ' કહેવાય છે.

**नमामि**–[ **नमामि** ]—હું નમું છું.

**निच्चं**–[ **नित्यम्** ]—નિત્ય, પ્રતિદિન.

**तिजग-प्पहाणं**–[ **त्रिजगत्-प्रधानम्** ]—ત્રણ જગતમાં જે શ્રેષ્ઠ છે, તેને

સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ એ ત્રણ લોકને '**त्रिजगत्**' કહેવામાં આવે છે. તેમાં જે 'પ્રધાન' છે-શ્રેષ્ઠ છે, તે **त्रिजगत्प्रधान**. તે પ્રત્યે, તેને.

**कुंदिंदु-गोक्खीर-तुसारवन्ना**–[ **कुन्द-इन्दु-गोक्षीर-तुषार-वर्णा** ]—મચકુંદ-પુષ્પ (મોગરો), ચંદ્રમા, ગાયનું દૂધ અને હિમના જેવા વર્ણવાળી.

મચકુંદ-પુષ્પ (મોગરો), ચંદ્રમા, ગાયનું દૂધ અને હિમ એ શ્વેત હોય છે, તેના જેવા શ્વેત રંગવાળી.

**सरोज-हत्था**–[ **सरोज-हस्ता** ]—હાથમાં કમલને ધારણ કરનારી.

સરોજ છે હાથમાં જેના તે સરોજ-હસ્તા. 'સરોજ' એટલે પદ્મ કે કમલ. સરોવરમાં ઉત્પન્ન થતું હોવાથી તે 'સરોજ' કહેવાય છે.

पणासियासेस – कुवाइ-दप्पं – [ प्रणाशिताशेष – कुवादि – दर्पम् ]—કુવાદીઓનું અભિમાન જેણે પૂરેપૂરું નષ્ટ કર્યું છે, તેને.

नाशित એટલે નાશ કરાયેલો. प्रणाशित એટલે વિશેષ નાશ કરાયેલો. असेस–अशेष એટલે બધા. જેમાં કાંઈ પણ શેષ નથી તે 'અશેષ'. कुवाइ એટલે કુવાદી, કુતર્કવાદી, કુત્સિતવાદી કે મિથ્યાત્વવાદી. સિદ્ધાંતની ચર્ચા કરવી કે શાસ્ત્રાર્થ કરવો તે 'વાદ' કહેવાય છે. આ 'વાદ' જેઓ ન્યાયશાસ્ત્રના સ્થાપિત ધોરણ અનુસાર કરે છે, તે 'વાદી' કહેવાય છે અને તેથી વિરુદ્ધ રીતે વર્તનાર 'કુવાદી' કહેવાય છે. અથવા જેઓ જિજ્ઞાસા-બુદ્ધિથી એટલે સત્ય-શોધનની દૃષ્ટિએ વાદ કરે છે, તે 'વાદી' કહેવાય છે અને જેઓ માત્ર વાદની ખાતર જ વાદ કરે છે, તે 'કુવાદી' કહેવાય છે. વળી 'વાદી' અને 'કુવાદી'નો ભેદ તેઓ જે જાતના 'વાદ'ને અનુસરતા હોય છે, તેના પરથી પણ કરવામાં આવે છે. દાખલા તરીકે સર્વજ્ઞ-કથિત સિદ્ધાંતોને અનુસરે એ 'સમ્યગ્વાદ' છે, તેથી તેની ચર્ચા કરનારો સમ્યગ્વાદી છે; જ્યારે મિથ્યા-મતિઓએ પ્રરૂપેલા સિદ્ધાંતો એ 'કુવાદ' છે, તેથી તેને અનુસર-નારો 'કુવાદી' છે. 'दर्प' એટલે અભિમાન કે મિથ્યાભિમાન. જિનેશ્વરદેવે પ્રરૂપેલો સ્યાદ્વાદનો સિદ્ધાંત અથવા અનેકાંતવાદ યુક્તિથી એવો ભરપૂર છે કે તેની પાસે કુતર્કવાદીઓનું કાંઈ પણ ચાલતું નથી. મતલબ કે તેઓની ગમે તેવી પ્રબળ યુક્તિઓ પણ તેની સામે ટકી શકતી નથી. એટલે જિનેશ્વરદેવનો 'મત' સમગ્ર કુવાદીઓના-એકાંતવાદીઓના અભિમાનનો સંપૂર્ણ રીતે નાશ કરનારો છે.

मयं–[ मतम् ]—મત, સિદ્ધાંત, દર્શન.

जिणाणं–[ जिनानाम् ]—જિનોનો, અરિહંતોનો.

सरणं-[ शरणम् ]—શરણરૂપ, આશ્રયરૂપ, આધારરૂપ.

वुहाणं-[ बुधानाम् ]—બુધોને, પંડિતોને, વિદ્વાનોને.

बुध-શબ્દ बुध्-ધાતુ પરથી બનેલો છે. बुध् એટલે જાણવું. જે જાણે છે-સારી રીતે જાણે છે, તે बुध. તાત્પર્ય કે પંડિત, વિદ્વાન અથવા કોઈ પણ વિષયમાં નિપુણતા ધરાવનાર 'બુધ' કહેવાય છે.

नमामि-[ नमामि ]—હું નમું છું.

निच्चं-[ नित्यम् ]—નિત્ય, પ્રતિદિન.

तिजग-प्पहाणं-[ त्रिजगत्-प्रधानम् ]—ત્રણ જગતમાં જે શ્રેષ્ઠ છે, તેને

સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ એ ત્રણ લોકને 'त्रिजगत्' કહેવામાં આવે છે. તેમાં જે 'પ્રધાન' છે-શ્રેષ્ઠ છે, તે त्रिजगत्प्रधान. તે પ્રત્યે, તેને.

कुंदिंदु-गोक्खीर-तुसारवन्ना-[ कुन्द-इन्दु-गोक्षीर-तुषार-वर्णा ]—મચકુંદ-પુષ્પ (મોગરો), ચંદ્રમા, ગાયનું દૂધ અને હિમના જેવા વર્ણવાળી.

મચકુંદ-પુષ્પ (મોગરો), ચંદ્રમા, ગાયનું દૂધ અને હિમ એ શ્વેત હોય છે, તેના જેવા શ્વેત રંગવાળી.

सरोज-हत्था-[ सरोज-हस्ता ]—હાથમાં કમલને ધારણ કરનારી.

कमले-[ कमले ]—કમલની ઉપર.

निसन्ना-[ निषण्णा ]—બેઠેલી.

नि+सद् એટલે બેસી જવું, તેનું ભૂતકૃદંત निषण्ण. સ્ત્રીલિંગ-પ્રત્યયે निषण्णा.

वाईसरी-[ वागीश्वरी ]—વાગીશ્વરી, શ્રુતદેવી, સરસ્વતી. 'વાગ્' એટલે ભાષા અથવા વાણી. તેની ઈશ્વરી અધિષ્ઠાત્રી તે વાગીશ્વરી. જૈન સાહિત્યમાં તેને "શ્રુતદેવતા, શ્રુતદેવી, વાગ્દેવી, વાગ્વાદિની, વાણી, બ્રાહ્મી, ભારતી, શારદા કે સરસ્વતી" ના નામથી ઓળખવામાં આવે છે.

पुत्थय-वग्ग-हत्था-[ पुस्तक-व्यग्र-हस्ता ]-પુસ્તકને હાથમાં ધારણ કરનારી.

પુસ્તકમાં વ્યગ્ર-રોકાયેલો છે હાથ જેનો, તે पुस्तक-व्यग्र-हस्ता. અથવા પુસ્તકનો વર્ગ છે હાથમાં જેના, તે पुस्तक-वर्ग-हस्ता. શ્રુતદેવીના એક હાથમાં કમલ અને બીજા હાથમાં પુસ્તક કે પુસ્તકો ધારણ કરેલાં હોય છે.

सुहाय-[ सुखाय ]—સુખને માટે.

सा-[ सा ]—તે.

अम्ह-[ नः ]—અમને.

सया-[ सदा ]—સદા.

पसत्था-[ प्रशस्ता ]—પ્રશસ્તા, વખણાયેલી, ઉત્તમ.

## (૪) તાત્પર્યાર્થ

સુગમ છે.

## (૫) અર્થ-સંકલના

કલ્યાણના કારણરૂપ પ્રથમ-તીર્થંકર શ્રી ઋષભદેવને, શ્રી શાંતિનાથને, મુનિઓમાં શ્રેષ્ઠ એવા શ્રી નેમિનાથને, પ્રકાશસ્વરૂપ તથા સર્વ સદ્‌ગુણોના સ્થાનરૂપ શ્રી પાર્શ્વનાથને તથા પરમપૂજ્ય શ્રી મહાવીરસ્વામીને અનન્ય ભક્તિથી હું વંદન કરું છું. ૧.

અપાર ગણાતા એવા સંસાર-સમુદ્રનો પાર પામેલા દેવ-સમૂહવડે પણ વંદન કરવાને યોગ્ય, કલ્યાણના પરમકારણભૂત એવા સર્વે જિનેન્દ્રો મને શાસ્ત્રના અનન્ય સારરૂપ અથવા પૂર્ણ પવિત્ર મોક્ષ-સુખ આપો. ૨.

શ્રી જિનેશ્વરદેવે પ્રરૂપેલું શ્રુતજ્ઞાન જે નિર્વાણ પ્રાપ્તિ માટે ઉત્તમ સાધન છે, જેણે એકાંતવાદીઓના સિદ્ધાંતોને ખોટા સાબિત કરી બતાવ્યા છે, જે વિદ્વાનોને પણ શરણ લેવાને યોગ્ય છે, તથા જે ત્રણે લોકમાં શ્રેષ્ઠ છે, તેને હું નિત્ય નમું છું. ૩.

મચકુંદ (મોગરા)ના ફૂલ જેવી, પૂનમના ચંદ્ર જેવી, ગાયના દૂધ જેવી કે હિમના સમૂહ જેવી શ્વેત કાયાવાળી, એક હાથમાં કમલ અને બીજા હાથમાં પુસ્તક ધારણ કરનારી, કમલ ઉપર બેઠેલી અને સર્વ રીતે પ્રશસ્ત એવી વાગીશ્વરી-સરસ્વતીદેવી અમને સદા સુખ આપનારી થાઓ. ૪.

## (૬) સૂત્ર-પરિચય

સ્તુતિ અને સ્તવન એ પ્રભુ-પૂજાનું મહત્ત્વનું અંગ છે. તેમાં જે સ્તુતિ અને સ્તવનો ઉત્તમ પ્રકારનાં હોય છે, એટલે કે અર્થ-ગંભીર અને વિદ્યમાન ગુણોની યોગ્ય પ્રશંસારૂપ હોય છે, તે કર્મ-વિષને દૂર કરવા માટે પરમમંત્ર-સમાન નીવડે છે. તેથી જ પ્રભુ-પૂજા કર્યા પછી તથા પ્રાતઃકાલ તથા સાયંકાલના

कमले-[ कमले ]—કમલની ઉપર.

निसन्ना-[ निषण्णा ]—બેઠેલી.

नि+सद् એટલે બેસી જવું, તેનું ભૂતકૃદંત निषण्ण. સ્ત્રીલિંગ-પ્રત્યયે निषण्णा.

वाईसरी-[ वागीश्वरी ]—વાગીશ્વરી, શ્રુતદેવી, સરસ્વતી. 'વાગ્' એટલે ભાષા અથવા વાણી. તેની ઈશ્વરી અધિષ્ઠાત્રી તે વાગીશ્વરી. જૈન સાહિત્યમાં તેને "શ્રુતદેવતા, શ્રુતદેવી, વાગ્દેવી, વાગ્વાદિની, વાણી, બ્રાહ્મી, ભારતી, શારદા કે સરસ્વતી" ના નામથી ઓળખવામાં આવે છે.

पुत्थय-वग्ग-हत्था-[ पुस्तक-व्यग्र-हस्ता ]-પુસ્તકને હાથમાં ધારણ કરનારી.

પુસ્તકમાં વ્યગ્ર-રોકાયેલો છે હાથ જેનો, તે पुस्तक-व्यग्र-हस्ता. અથવા પુસ્તકનો વર્ગ છે હાથમાં જેના, તે पुस्तक-वर्ग-हस्ता. શ્રુતદેવીના એક હાથમાં કમલ અને બીજા હાથમાં પુસ્તક કે પુસ્તકો ધારણ કરેલાં હોય છે.

सुहाय-[ सुखाय ]—સુખને માટે.

सा-[ सा ]—તે.

अम्ह-[ नः ]—અમને.

सया-[ सदा ]—સદા.

पसत्था-[ प्रशस्ता ]—પ્રશસ્તા, વખણાયેલી, ઉત્તમ.

## (૪) તાત્પર્યાર્થ

સુગમ છે.

આ ધોરણ આવશ્યક ક્રિયા દરમિયાન બોલાતી (૧) 'કલ્લાણ-કંદં' થુઈ, (૨) 'સંસારદાવા-' સ્તુતિ અને (૩) 'સ્નાતસ્યા-' સ્તુતિ એ ત્રણેમાં જળવાયેલું છે.

જેમના દર્શનમાત્રની શુભ ભાવનાનાં પૂર વહેવા લાગે છે, એવા 'અધિકૃત જિન' એટલે મૂળનાયક સ્તુતિના પ્રથમ અધિકારી છે. વાસ્તવિક રીતે સર્વે તીર્થંકરો ગુણોમાં સરખા છે–એ જણાવવા માટે બીજી સ્તુતિ તેમની કરવામાં આવે છે, અને તેમણે પ્રરૂપેલા સિદ્ધાંતો–તેમણે પ્રરૂપેલું શ્રુતજ્ઞાન એ જ સહુને માર્ગ-દર્શક હોવાથી ત્રીજી સ્તુતિ શ્રુતની અથવા આગમની કરવામાં આવે છે; તથા એ શ્રુતજ્ઞાનની–પ્રવચનની અધિષ્ઠાત્રી શ્રુતદેવતા-વાગીશ્વરી હોવાથી ચોથી સ્તુતિ તેની કરવામાં આવે છે.

સાત્ત્વિકતાના પ્રતીકરૂપ—સંજ્ઞારૂપ શ્વેતવર્ણ, પવિત્રતાના પ્રતીકરૂપ કમલ તથા જ્ઞાનના પ્રતીકરૂપ પુસ્તક વડે નિર્માણ થયેલું શ્રુતદેવીનું સ્વરૂપ મલિનતા તથા જડતાને દૂર કરી પવિત્રતા તથા પ્રજ્ઞાનો પ્રકાશ આપવાને સમર્થ છે, એટલે તેનું આરાધન ઇષ્ટ મનાયું છે. શ્રી બપ્પભટ્ટિસૂરિ, શ્રી હેમચંદ્રાચાર્ય, શ્રી બાલચંદ્ર-સૂરિ, શ્રી જયશેખરસૂરિ, ઉપા૦ શ્રી યશોવિજયજી આદિને પ્રાપ્ત થયેલું અગાધ જ્ઞાન વાગ્દેવી-શારદાદેવી-સરસ્વતીની યથાર્થ આરાધનાને આભારી હતું. બીજા પણ અનેક મુનિ પ્રવરો એ જ રીતે 'શ્રુતદેવતા'ની આરાધના કરીને 'પ્રજ્ઞાનો પ્રસાદ' મેળવ્યાનાં દૃષ્ટાંતો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

આ સ્તુતિ અત્યંત ભાવવાહી છે અને પરંપરા પ્રમાણે સાધુઓ અને શ્રાવકોની પ્રતિક્રમણ ક્રિયામાં તેને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે.

અનુષ્ઠાન-પ્રસંગે સ્તુતિ અને સ્તોત્રોથી યુક્ત અસ્ખલિતાદિ-ગુણોવાળું ચૈત્યવંદન કરવાનું યોગ્ય મનાયું છે.

સ્તુતિ અને સ્તવન એ બંને અરિહંતદેવના ગુણોત્કીર્ત્તનરૂપ હોઇને તાત્ત્વિક દૃષ્ટિએ એક જ છે, છતાં વ્યવહારમાં તે, બંને જુદાં ગણાયાં છે. તે એ રીતે કે ચૈત્યવંદનની ક્રિયા દરમિયાન કાયોત્સર્ગ કર્યા પછી જે બોલાય અને જેનું પ્રમાણ માત્ર એક શ્લોક જેટલું હોય તેને 'સ્તુતિ' (થુઈ) ગણવી અને જે પ્રાયઃ ચૈત્યવંદનની મધ્યમાં બોલાય અને બહુશ્લોક-પ્રમાણ હોય, તેને 'સ્તવન' (થય) ગણવું. પ્રસ્તુત સૂત્રમાં ચાર સ્તુતિઓ છે, જે પ્રથમ પદ પરથી 'કલ્લાણકંદં' થુઈ કહેવાય છે. કેટલીક પોથીઓમાં 'પંચજિન-સ્તુતિ' એવું નામ પણ જોવામાં આવે છે.

સ્તુતિનું ધોરણ સામાન્ય રીતે એવું છે કેઃ—

" अहिगयजिण पढमथुई, बीया सव्वाण तइअ नाणस्स ।
वेयावच्चगराण उ, उवओगत्थं चउत्थथुई ॥ "

— દેવવંદનભાષ્ય ગાથા-૫૨.

જે મૂલનાયકના બિંબની આગળ ચૈત્યવંદનનો પ્રારંભ કરવામાં આવે છે, તેને 'અધિકૃત-જિન' કહેવામાં આવે છે, તેમને ઉદ્દેશીને પહેલી સ્તુતિ બોલવી. 'यस्य मूलबिम्बादेः पुरतश्चैत्यवन्दना कर्त्तुमारभ्यतेऽसावधिकृतजिन उच्यते, तमाश्रित्य प्रथमा स्तुतिर्दातव्या' —( સંઘાચારટીકા. દે. ભા. )

બીજી સ્તુતિ 'સર્વ જિનો'ને ઉદ્દેશીને બોલવી. ત્રીજી સ્તુતિ જ્ઞાનની-'શ્રુતજ્ઞાન'ની બોલવી અને ચોથી સ્તુતિ 'વૈયાવૃત્ત્ય કરનાર દેવો'ના ઉપયોગાર્થે બોલવી.



# ૨૨ संसारदावानल-थुई

## [ श्री महावीर स्तुतिः ]

## 'સંસારદાવાનલ'-સ્તુતિઃ

*

### (૧) મૂલપાઠ

संसार-दावानल-दाह-नीरं,
संमोह-धूली-हरणे समीरं ।
माया-रसा-दारण-सार-सीरं,
नमामि वीरं गिरि-सार-धीरं ॥ १ ॥×

भावावनाम-सुर-दानव-मानवेन,
चूला-विलोल-कमलावलि-मालितानि ।

× ગાથા—૧ 'ઉપજાતિ' છંદમાં છે.
ગાથા—૨ 'વસંતતિલકા' છંદમાં છે.
ગાથા—૩ 'મન્દાક્રાન્તા' છંદમાં છે.
ગાથા—૪ 'સ્રગ્ધરા' છંદમાં છે.

## (૭) પ્રકીર્ણક

આ સ્તુતિ, વિ. સં. ૧૭૫૧ માં શ્રી જિનવિજયજીએ રચેલા ષડાવશ્યક-બાલાવબોધના અંત ભાગમાં સ્તુતિ-સંગ્રહમાં આપેલી છે.

આને પંચ દેવ સ્તુતિ પણ કહે છે. (જુઓ डी. सी. जे. एम. १७, पी. टी. ४ पृ. ९० ).



'**दाव**'–જંગલ, '**अनल**'–અગ્નિ. '**दाह**'–દાઝવું-બળવું-તાપ કે ગરમી. આધિ, વ્યાધિ ને ઉપાધિરૂપ ત્રિવિધ સંતાપ એ 'સંસાર-દાવાનલનો દાહ છે.' આધિ' એટલે વિવિધ પ્રકારની માનસિક પીડા. 'વ્યાધિ' એટલે વિવિધ પ્રકારની શારીરિક પીડા અને 'ઉપાધિ' એટલે વિવિધ પ્રકારની આવી પડેલી બાહ્ય આપદા કે મુશ્કેલીઓ. આ ત્રણે પ્રકારના સંતાપને બૂઝવવામાં–શાંત કરવામાં કુશલ હોવાથી શ્રી મહાવીર પ્રભુ સંસાર-દાવાનલનો દાહ શાંત કરવા માટે નીર-જળ-સમાન છે.

**संमोह-धूली-हरणे**—અજ્ઞાનરૂપી ધૂળને દૂર કરવામાં.

જે ભાવને લીધે બુદ્ધિ યોગ્યાયોગ્ય તત્ત્વનો નિર્ણય કરી શકતી નથી, તે 'મોહ' કહેવાય છે. તે જ્યારે પ્રબલ બને છે ત્યારે '**संमोह**' કહેવાય છે. આ સ્થિતિમાં બુદ્ધિ ખૂબ જ વિકલ બની જાય છે, એટલે તેને જ અજ્ઞાન અથવા વિપરીત જ્ઞાન કહેવામાં આવે છે.

**समीरं**—પવનને, વાયુને.

'**अणिलो गंधवहो मारुओ समीरो पहंजणो पवणो।**' (પા. લ. ના.) 'અનિલ, ગંધવહ, મારુત, સમીર, પ્રભંજન અને પવન' એ પર્યાયનામો છે.

ધૂળને દૂર લઈ જવાનું કામ પવન કરે છે. તે મુજબ સંમોહને દૂર કરવાનું કામ શ્રી મહાવીર પ્રભુ કરે છે.

**माया-रसा-दारण-सार-सीरं**–માયારૂપી જમીનને તોડવામાં ઉત્તમ હળ-સમાનને.

संपूरिताभिनत-लोक-समीहितानि,
कामं नमामि जिनराज-पदानि तानि ॥ २ ॥

बोधागाधं-सुपद-पदवी-नीर-पूराभिरामं,
जीवाहिंसाविरल-लहरी-संगमागाहदेहं ।
चूला-वेलं गुरुगम-मणी-संकुलं दूरपारं,
सारं वीरागम-जलनिधिं सादरं साधु सेवे ॥ ३ ॥

आमूलालोल-धूली-बहुल-परिमलाऽऽलीढ-लोलालिमाला,
झंकाराराव-सारामलदल-कमलागार-भूमिनिवासे ! ।
छाया-संभार-सारे ! वरकमल-करे ! तार-हाराभिरामे !,
वाणी-संदोह-देहे ! भव-विरह-वरं देहि मे देवि ! सारं ॥ ४ ॥

## (૨) સંસ્કૃત છાયા

આ સ્તુતિ જોડાક્ષર વિનાની સમસંસ્કૃત ભાષામાં છે; તેથી તેની છાયા પણ ઉપર પ્રમાણે જાણી લેવી.

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

संसार-दावानल-दाह-नीरं—સંસારરૂપી દાવાનલના દાહને ઓલવવામાં પાણી-સમાનને.

संसार એ જ दावानल તે સંસાર-દાવાનલ. તેનો દાહ, તે संसार-दावानल-दाह. તેને માટે नीर—પાણી (સમાન), તે संसार-दावानल-दाह-नीरं, તે પ્રત્યે, તેને.

'संसार'–ભવ-ભ્રમણ, સાંસારિક-જીવન. 'दावानल'–જંગલમાં પ્રગટેલો અગ્નિ. 'दावस्य अनल: दावानलः'—

'दाव'-જંગલ, 'अनल'-અગ્નિ. 'दाह'-દાઝવું-બળવું-તાપ કે ગરમી. આધિ, વ્યાધિ ને ઉપાધિરૂપ ત્રિવિધ સંતાપ એ 'સંસાર-દાવાનલનો દાહ છે.' 'આધિ' એટલે વિવિધ પ્રકારની માનસિક પીડા. 'વ્યાધિ' એટલે વિવિધ પ્રકારની શારીરિક પીડા અને 'ઉપાધિ' એટલે વિવિધ પ્રકારની આવી પડેલી બાહ્ય આપદા કે મુશ્કેલીઓ. આ ત્રણે પ્રકારના સંતાપને બૂઝવવામાં-શાંત કરવામાં કુશલ હોવાથી શ્રી મહાવીર પ્રભુ સંસાર-દાવાનલનો દાહ શાંત કરવા માટે નીર-જળ-સમાન છે.

**संमोह-धूली-हरणे**—અજ્ઞાનરૂપી ધૂળને દૂર કરવામાં.

જે ભાવને લીધે બુદ્ધિ યોગ્યાયોગ્ય તત્ત્વનો નિર્ણય કરી શકતી નથી, તે 'મોહ' કહેવાય છે. તે જ્યારે પ્રબલ બને છે ત્યારે '**संमोह**' કહેવાય છે. આ સ્થિતિમાં બુદ્ધિ ખૂબ જ વિકલ બની જાય છે, એટલે તેને જ અજ્ઞાન અથવા વિપરીત જ્ઞાન કહેવામાં આવે છે.

**समीरं**—પવનને, વાયુને.

'**अणिलो गंधवहो मारुओ समीरो पहंजणो पवणो ।**' (પા. લ. ના.) 'અનિલ, ગંધવહ, મારુત, સમીર, પ્રભંજન અને પવન' એ પર્યાયનામો છે.

ધૂળને દૂર લઈ જવાનું કામ પવન કરે છે. તે મુજબ સંમોહને દૂર કરવાનું કામ શ્રી મહાવીર પ્રભુ કરે છે.

**माया-रसा-दारण-सार-सीरं**—માયારૂપી જમીનને તોડવામાં ઉત્તમ હળ-સમાનને.

माया એ જ रसा તે माया-रसा, તેનું દારણ તે माया-रसा-दारण. તેને માટે सार-सीरं, माया-रसा-दारण-सार-सीरं. 'माया' એટલે છલ, કપટ, દગો કે શાઠ્ય. કેટલાક કર્મને પણ અવિદ્યા કે 'માયા'ના નામથી ઓળખે છે. તે અર્થ પણ અહીં સંગત છે. 'रसा' એટલે પૃથ્વી કે ધરતી. 'दारण'–તોડવાની ક્રિયા. દારવું એટલે વિદારવું, તોડવું, ટુકડા કરવા કે ફાડી નાખવું. તેની જે ક્રિયા તે दारण. 'सार'—ઉત્તમ. 'सीरं'–હળ, હળનો અગ્રભાગ કે જેના વડે પૃથ્વી ખોદાય છે. જમીનનાં કઠણ પડો ઉત્તમ પ્રકારના હળ વડે જલદી તૂટી જાય છે. તે મુજબ શ્રી મહાવીર પ્રભુ માયારૂપી પૃથ્વીનાં પડો શીઘ્રતાથી તોડનારા છે.

नमामि—હું નમું છું, હું વંદન કરું છું.

वीरं—શ્રી મહાવીરને, શ્રી મહાવીર પ્રભુને.

गिरि-सार-धीरं—મેરુપર્વત જેવા સ્થિરને.

गिरि માં सार, તે गिरि-सार—તેના જેવા ધીર તે गिरि-सार-धीर, તેને. 'गिरि' એટલે પર્વત, પહાડ કે શૈલ. તેમાં મંદરાચલ અથવા મેરુપર્વત શ્રેષ્ઠ ગણાય છે. શ્રી જંબૂદ્વીપ-પ્રજ્ઞપ્તિમાં તેનાં ૧૬ નામો આપેલાં છે, જેમાંનું એક નામ "गिरिराय'–ગિરિરાજ પણ છે.

भावावनाम-सुर-दानव-मानवेन-चूला-विलोल-कमलावलि-मालितानि—ભાવથી નમેલા સુરેન્દ્ર, દાનવેન્દ્ર અને નરેન્દ્રોના મુગટમાં રહેલી ચપલ કમલશ્રેણિવડે પૂજાયેલા.

'भाव' એટલે સદ્ભાવ કે ભક્તિ. તેના વડે નમેલા, તે भावावनाम અને તેવા 'सुर-दानव-मानवेन એટલે 'सुर' 'दानव' અને मानव'ના 'इन'–સ્વામી, પતિ. તેમની 'चूला'

એટલે શિર—શિખા કે શિરનું આભૂષણ—મુગટ. તેમાં રહેલી **विलोल-कमलावलि**—વિશેષ પ્રકારે ડોલતી કમળોની પંક્તિ-હાર, તેના વડે **मालितानि**—પૂજાયેલાં. આ પદ '**जिनराज-पदानि**'નું વિશેષણ છે.

**संपूरिताभिनत-लोक-समीहितानि**–સંપૂર્ણ કર્યાં છે જેમણે નમન કરનાર જનોનાં મનોવાંછિતો, તેમને.

**संपूरित**—સમ્યક્-પૂરિત, સારી રીતે પૂરેલાં, પૂર્ણ કરેલાં. **अभिनत-लोक-समीहितानि**–નમન કરનાર જનોનાં મનોવાંછિતો. **अभि**–સારી રીતે. **नत**–નમેલા. **लोक**–માણસો. જે માણસો સારી રીતે નમેલા છે તે '**अभिनतलोक**'. એનો ભાવાર્થ ભક્તજન થાય છે, કારણ કે તેઓ જ હૃદયના ખરા ઉલ્લાસથી નમે છે. '**समीहित**' એટલે **सम्+ईहित**–સારી રીતે ઇચ્છેલું. અભીષ્ટ, અભિલષિત કે મનોવાંછિત એ તેના પર્યાયશબ્દો છે. આ પદ પણ '**जिनराज–पदानि**'નું વિશેષણ છે.

**कामं**—ઘણું, અત્યંત.

**नमामि**—હું નમું છું.

**जिनराज–पदानि**—જિનેશ્વરનાં ચરણોને.

**तानि**—તે.

આ પદ પણ '**जिनराज–पदानि**'નું વિશેષણ છે.

**बोधागाधं**—જ્ઞાનથી ગંભીર છે, તેને.

'**बोध**' એટલે જ્ઞાન. તેના વડે કરીને જે **अगाध**–ઊંડું છે તે બોધાગાધ. આ પદ '**वीरागम–जलनिधि**'નું વિશેષણ હોવાથી દ્વિતીયામાં યોજાયેલું છે.

माया એ જ रसा તે माया-रसा, તેનું દારણ તે माया-रसा-दारण. તેને માટે सार-सीरं, माया-रसा-दारण-सार-सीरं. 'माया' એટલે છલ, કપટ, દગો કે શાઠ્ય. કેટલાક કર્મને પણ અવિદ્યા કે 'માયા'ના નામથી ઓળખે છે. તે અર્થ પણ અહીં સંગત છે. 'रसा' એટલે પૃથ્વી કે ધરતી. 'दारण'–તોડવાની ક્રિયા. દારવું એટલે વિદારવું, તોડવું, ટુકડા કરવા કે ફાડી નાખવું. તેની જે ક્રિયા તે दारण. 'सार'—ઉત્તમ. 'सीरं'–હળ, હળનો અગ્રભાગ કે જેના વડે પૃથ્વી ખોદાય છે. જમીનનાં કઠણ પડો ઉત્તમ પ્રકારના હળ વડે જલદી તૂટી જાય છે. તે મુજબ શ્રી મહાવીર પ્રભુ માયારૂપી પૃથ્વીનાં પડો શીઘ્રતાથી તોડનારા છે.

**नमामि**—હું નમું છું, હું વંદન કરું છું.

**वीरं**—શ્રી મહાવીરને, શ્રી મહાવીર પ્રભુને.

**गिरि-सार-धीरं**—મેરુપર્વત જેવા સ્થિરને.

गिरि માં सार, તે गिरि-सार—તેના જેવા ધીર તે गिरि-सार-धीर, તેને. 'गिरि' એટલે પર્વત, પહાડ કે શૈલ. તેમાં મંદરાચલ અથવા મેરુપર્વત શ્રેષ્ઠ ગણાય છે. શ્રી જંબૂદ્વીપ-પ્રજ્ઞપ્તિમાં તેનાં ૧૬ નામો આપેલાં છે, જેમાંનું એક નામ "गिरिराय'–ગિરિરાજ પણ છે.

**भावावनाम-सुर-दानव-मानवेन-चूला–विलोल-कमलावलि–मालितानि**—ભાવથી નમેલા સુરેન્દ્ર, દાનવેન્દ્ર અને નરેન્દ્રોના મુગટમાં રહેલી ચપલ કમલશ્રેણિવડે પૂજાયેલા.

'भाव' એટલે સદ્ભાવ કે ભક્તિ. તેના વડે નમેલા, તે भावावनाम અને તેવા 'सुर-दानव-मानवेन એટલે 'सुर' 'दानव' અને मानव'ના 'इन'–સ્વામી, પતિ. તેમની 'चूला'

જેમ સમૂદ્રમાં પાણીનો સમૂહ ઘણો હોય છે, તેથી તે મનોહર લાગે છે, તેમ વીરાગમરૂપી જલનિધિ–મહાસાગર સુંદર પદોની રચનારૂપ પાણીથી ભરપૂર હોઇને મનોહર લાગે છે.

**जीवाहिंसाऽविरल-लहरी-संगमागाहदेहं**–જીવદયાના સિદ્ધાંતોની અવિરલ લહરીઓના સંગમવડે જેનો દેહ ગંભીર છે, તેને

**जीवनी अहिंसा** તે **जीवाहिंसा**. જીવ પોતે તો મરતો નથી, પણ જે દેહને તે ધારણ કરે છે તેનું છેદન, ભેદન અને મરણ થાય છે. ઉપચારથી આવા જીવયુક્ત દેહને જ જીવ કહેવામાં આવે છે, એટલે તેની હિંસા કરવાનો અર્થ તેણે ધારણ કરેલા દેહની હિંસા છે. પ્રમાદવશાત્ કોઈ પણ પ્રાણીના દેહને તેના જીવથી જુદો પાડવો, કે તેનું કોઈ પણ અંગોપાંગ છેદી નાખવું, યા તો તેને કષ્ટ આપવું એ હિંસા કહેવાય છે. આવી હિંસામાંથી વિરમવું તે અહિંસા છે.

**अविरल**–નિરંતર. જે છૂટું–છવાયું હોય તે **विरल** કહેવાય છે, તેથી **अविरल**નો અર્થ તેના પ્રતિપક્ષી ભાવમાં નિરંતર–આંતરા–વિનાનું થાય છે. **लहरी**–તરંગ કે મોજું. **संगम**–જોડાણ. જ્યાં એક મોજું શમે ત્યાં બીજું ઊઠતું હોય અને બીજું શમે ત્યાં ત્રીજું ઊઠતું હોય ત્યાં **लहरी**નો **संगम** થયેલો ગણાય છે. આવી ક્રિયા જ્યાં નિરંતર ચાલી રહી હોય તે **अविरल-लहरी-संगम** કહેવાય છે, અને આ રીતે જ્યાં નિરંતર લહરી–સંગમ થતો હોય–મોજાં ઊછળતાં હોય ત્યાં કોઇને પણ પ્રવેશ કરવો મુશ્કેલ પડે છે, તેથી તે **अगाह–देह**–જેમાં પ્રવેશ ન થઈ તેવા દેહવાળો કહેવાય છે.

અહિંસાનો સિદ્ધાંત સામાન્ય રીતે બધા આર્યધર્મોએ સ્વીકારેલો છે, પરંતુ જૈન મહર્ષિઓએ તેના પર ખૂબ ઊંડો વિચાર

આગમોમાં જુદા જુદા અનેક વિષયોનું વર્ણન નય અને નિક્ષેપ-સહિત* કરેલું છે; તેથી તેમાં રહેલું જ્ઞાન અપરિમિત-અગાધ છે. જે વસ્તુનું તળિયું નજરે દેખાતું હોય, તે **गाध**-છીછરું કહેવાય છે અને જેનું તળિયું ન દેખાતું હોય અથવા તે કેટલું ઊંડું છે તે ન જણાતું હોય, તે **अगाध** કહેવાય છે. ભાવાર્થ કે વીરપ્રભુનાં આગમો નય-નિક્ષેપના ઊંડા જ્ઞાનથી ભરપૂર છે.

**सुपद-पदवी-नीर-पूराभिरामं**-સુંદર પદ-રચનારૂપ જલના સમૂહવડે મનોહર છે, તેને.

સુષ્ઠુ-પદ—સારું પદ તે **सुपद**. તેની પદવી એટલે યોગ્ય ગોઠવણ તે **सुपद-पदवी**. તે રૂપી **नीर**ના **पूर** એટલે સમૂહવડે **अभिराम**, તે **सुपद-पदवी-नीर-पूराभिराम**-તે પ્રત્યે, તેને. આ પદ પણ વીરાગમનું વિશેષણ છે.

---

* વસ્તુના અનેક ધર્મોમાંથી કોઈ એક ધર્મને મુખ્યરૂપે સ્વીકારીને વર્ણન કરવું તે નય. સોનું પીળું છે એમ કહેવું તે એક પ્રકારનું નયવાક્ય છે, કારણ કે ચિકાશ, પીળાશ, ભારેપણું આદિ અનેક ધર્મો પૈકી એક પીળાશના ધર્મને જ તે બતાવે છે. શાસ્ત્રાકારોએ નયના મુખ્ય પ્રકારો બે માનેલા છે: દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નય તેના નિશ્ચય નય અને વ્યવહાર નય એવા વિભાગો પણ પાડેલા છે. વળી તેનો વિચાર સાત ભેદથી પણ કરેલો છે. તે આ રીતે "(૧) નૈગમ, (૨) સંગ્રહ, (૩) વ્યવહાર, (૪) ઋજુસૂત્ર, (૫) શબ્દ, (૬) સમભિરૂઢ અને (૭) એવંભૂત. વળી સામાન્ય રીતે દરેક શબ્દના અર્થને ચાર વિભાગોમાં વહેંચી શકાય છે. આ અર્થ-વિભાગને નિક્ષેપ કહેવામાં આવે છે. તેના ચાર પ્રકારો અનુક્રમે—(૧) નામ, (૨) સ્થાપના, (૩) દ્રવ્ય અને (૪) ભાવ છે

**गुरु** એવો **गम** તે **गुरु गम,** તે રૂપ **मणी** એટલે **गुरु-गम मणी** અને તેના વડે **संकुल** તે **गुरु-गम मणी संकुल** આ પદ પણ વીરાગમનું વિશેષણ છે.

**मणि** શબ્દ દીર્ઘાન્ત પણ મળે છે. (જુઓ શબ્દ ચિંતામણિ વગેરે.

**गुरु** એટલે મોટા કે શ્રેષ્ઠ. **गम** એટલે એકસરખા પાઠવાળા આલાપક. આલાપકની સમજ માટે જુઓ સૂત્ર ૧૩ મું. કેટલેક સ્થલે વ્યાખ્યા અથવા વિવેચન માટે પણ ગમ શબ્દ વપરાયેલો જોવાય છે.* વળી નંદીસૂત્રની વૃત્તિમાં એક સૂત્રમાંથી થતા વિવિધ વ્યુત્પત્તિ-લભ્ય અર્થ માટે પણ તે વપરાયેલો છે, પરંતુ અહીં આલાપક-અર્થ ગ્રહણ કરવો ઉચિત છે.

સમુદ્રનું એક નામ રત્નાકર-રત્નનો ભંડાર પણ છે, કારણ કે તેના તળિયે અનેક જાતનાં બહુમૂલ્ય રત્નો પડેલાં છે. એ જ રીતે વીરાગમરૂપી સમુદ્રમાં શ્રેષ્ઠ આલાપકો એ રત્નો છે અને તે મોટા પ્રમાણમાં હોવાથી તેને **संकुल**-વ્યાપ્ત-ભરપૂર કહ્યો છે.

**दूर-पारं**—જેનો કિનારો ઘણો દૂર-છેટો છે તેને.

**दूर**-છેટો છે **पार** જેનો તે **दूर-पार,** તે પ્રત્યે, તેને.

**सारं**—ઉત્તમ, શ્રેષ્ઠ.

આ પદ પણ વીરાગમનું વિશેષણ છે.

**वीरागम-जलनिधिं**—શ્રી વીરપ્રભુના આગમરૂપી સમુદ્રને.

શ્રી વીરપ્રભુનો આગમ તે **वीरागम** અને તે રૂપ **जलनिधि**-સમુદ્ર તે **वीरागम-जलनिधि,** તે પ્રત્યે.

---

* વિશેષા. ભા. ગા. ૯૧૩.

કરેલો છે. તેમના અભિપ્રાયથી અહિંસા એ મુખ્ય ધર્મ છે કે જેનો અમલ આચાર અને વિચાર ઉભયમાં થવો ઘટે છે. જીવ-દયા એ આચારની અહિંસા છે અને સ્યાદ્વાદ એ વિચારની અહિંસા છે. આ બંને પ્રકારની અહિંસાનો વિચાર અને તેમાં પણ મુખ્યત્વે સ્યાદ્વાદનો વિચાર સ્થલે સ્થલે સૂક્ષ્મ રીતે આવતો હોવાથી સામાન્ય અભ્યાસીને માટે તેમાં પ્રવેશ કરવાનું સહેલું નથી. એટલે જ વીરાગમને **जीवाहिंसाऽविरल-लहरी-संगमागाह-देह** કહેવામાં આવ્યો છે.

**चूला-वेलं**–ચૂલિકારૂપ ભરતીવાળાને.

**चूलिका** એ શાસ્ત્રનો પરિશિષ્ટરૂપ ભાગ છે, કે જેમાં પૂર્વે કહેલા અને નહિ કહેલા વિષયનો સંગ્રહ કરવામાં આવે છે. **શ્રી** હરિભદ્રસૂરિએ દશવૈકાલિક–ટીકામાં તેનો પરિચય **उत्तरतन्त्र** તરીકે આપ્યો છે. **तत् पुनश्चूडाद्वयम् उत्तरतन्त्रं दशवैकालिकस्य**–તે બે ચૂડાઓ (ચૂલિકાઓ) દશવૈકાલિકસૂત્રના ઉત્તરતંત્ર-રૂપ છે. (દશ. વૈ. ચૂલિકા) **वेल** એટલે વેળા અથવા ભરતી. **चूला** એ જ **वेल** **चूला–वेल**. આ પદ પણ વીરાગમનું વિશેષણ છે.

**गुरु–गम–मणी–संकुलं**—ઉત્તમ આલાપકરૂપી મણિથી ભરપૂરને.

**गम** ના ત્રણ અર્થ પ્રાપ્ત થાય છે:—

(૧) **सदृशपाठ**—આલાપકરૂપે એક સરખા પાઠો. (વિ. આ. ભા ગા. ૫૪૮).

(૨) એક સૂત્રથી થતા અનેક અર્થબોધ.

(૩) એક સૂત્રની વિવિધ વ્યુત્પત્તિથી લભ્ય થતા અનેક અર્થ અને અન્વય. (નંદિવૃત્તિ પૃ. ૨૧૧)

કાંઈક ડોલવાથી ખરેલા મકરંદની અત્યંત સુગંધમાં મગ્ન થયેલા ચપલ ભ્રમર-વૃંદના ઝંકાર-શબ્દથી યુક્ત ઉત્તમ નિર્મલ પાંખડીવાળા કમલઘરની ભૂમિમાં વાસ કરનારી.

आमूल-મૂલ-પર્યંત, आलोल-કંઈક ડોલી રહેલું. તે आमूलालोल. મૂલની પૂર્વે વપરાયેલો आ ઉપસર્ગ મર્યાદા કે હદને સૂચવે છે અને लोलની પૂર્વે વપરાયેલો તે જ ઉપસર્ગ आ લગભગ અથવા કંઈકનો અર્થ બતાવે છે. આ વિશેષણ કમલને ઉદ્દેશીને લગાડવામાં આવ્યું છે. ધૂલી એટલે રજ, પરાગ કે મકરંદ. તેની बहुल-परिमल-ઘણી સુગંધમાં. आलीढ-આસક્ત, મગ્ન, ચોંટી ગયેલી. लोलालिमाला-लोल એવા अलिઓની माला. लोल-ચપલ. अलि-ભ્રમર. माला-હાર, પંક્તિ કે શ્રેણિ, તેના વડે યુક્ત. सार-ઉત્તમ. अमल-दलकमल-अमल-નિર્મલ,दल-પાંખડી-ઓવાળું, कमल તે अमल-दल-कमल. તે રૂપ अगारभूमी-રહેવાની જગા. તેમાં निवासा-વાસ કરનારી. આ આખું સામાસિક પદ देवि!નું વિશેષણ છે, તે સંબોધનાર્થે મૂકાયેલું હોવાથી निवासे! એવો પ્રયોગ કર્યો છે.

छाया-संभार-सारे!—કાંતિ-પુંજથી ઉત્તમ, અત્યંત તેજસ્વીપણાને લીધે રમણીય!

छाया—કાંતિ, પ્રભા કે દીપ્તિ. તેનો संभार-સમૂહ કે જથ્થો. તેના વડે सारा-ઉત્તમ, શ્રેષ્ઠ, રમણીય. આ પદ પણ देवि!નું વિશેષણ અને સંબોધન હોવાથી छाया-संसार-सारे! એવો પ્રયોગ થયેલો છે.

वरकमल-करे!—સુંદર કમલ-યુક્ત હાથવાળી, જેના હાથમાં સુંદર કમલ છે એવી.

જેનાથી વસ્તુતત્ત્વનો સ્ફુટ બોધ થાય, તે આગમ. **आ-समन्ताद् गम्यते वस्तुतत्त्वमनेनेत्यागमः**-અથવા આપ્ત-વચનનો સંગ્રહ તે આગમ છે, તેથી સર્વજ્ઞ-પ્રણીત વચન, સિદ્ધાંત કે સૂત્રને આગમ કહેવામાં આવે છે. અન્ય તીર્થંકરોની જેમ ભગવાન શ્રી મહાવીરે જે ઉપદેશ આપ્યો હતો, તે તેમના મુખ્ય શિષ્યો-ગણધર ભગવંતોએ સૂત્ર-રચનાદ્વારા ભાષામાં ઉતાર્યો હતો. આ સાહિત્ય **दुवालस अंग** કે **गणि-पिटक**ના નામથી ઓળખાય છે. વળી ત્યારે કે તેમની પછી થયેલા મહાન શ્રુતધરોએ જે કૃતિઓ અંગ-શાસ્ત્રોની પૂર્તિરૂપે, પ્રાચીન શ્રુતના સંગ્રહરૂપે કે પૂર્વોના ઉદ્ધારરૂપે બનાવી હતી, તે અંગ-બાહ્ય કહેવાય છે. આ બંને પ્રકારના શ્રુતમાંની અતિ અગત્યની કૃતિઓને આગમ તરીકે ઓળખવામાં આવે આવે છે.*

**जलनिधि** એટલે સમુદ્ર કે દરિયો.

**सादरं**—માન-પૂર્વક.

**साधु**—સારી રીતે.

**सेवे**—હું સેવું છું, હું ઉપાસના કરું છું.

**आमूलालोल-धूली-बहुल-परिमलालीढ-लोलालि-माला-झंकाराराव-सारामल-दल-कमलागार-भूमी-निवासे !**-મૂળ-પર્યંત

* દિગંબર સંપ્રદાયનો મત એવો છે કે આજે એકેય પ્રાચીન આગમ ઉપલબ્ધ નથી. મૂર્તિ-પૂજક શ્વેતાંબર-સંપ્રદાય આગમોની સંખ્યા ૪૫ અથવા ૮૪ની માને છે. સ્થાનકવાસી અને તેરાપંથી સંપ્રદાય-વાળાઓ તે પૈકીના ૩૨ આગમોનો જ સ્વીકાર કરે છે; બાકીના આગમો નહિ માનવાનું મુખ્ય કારણ તેમનો મૂર્તિ-પૂજા અંગેનો વિરોધ છે.

કાંઈક ડોલવાથી ખરેલા મકરંદની અત્યંત સુગંધમાં મગ્ન થયેલા ચપલ ભ્રમર-વૃંદના ઝંકાર-શબ્દથી યુક્ત ઉત્તમ નિર્મલ પાંખડીવાળા કમલઘરની ભૂમિમાં વાસ કરનારી.

आमूल-મૂલ-પર્યંત, आलोल-કંઈક ડોલી રહેલું. તે आमूलालोल. મૂલની પૂર્વે વપરાયેલો आ ઉપસર્ગ મર્યાદા કે હદને સૂચવે છે અને लोलની પૂર્વે વપરાયેલો તે જ ઉપસર્ગ आ લગભગ અથવા કંઈકનો અર્થ બતાવે છે. આ વિશેષણ કમલને ઉદ્દેશીને લગાડવામાં આવ્યું છે. धूली એટલે રજ, પરાગ કે મકરંદ. તેની बहुल-परिमल-ઘણી સુગંધમાં. आलीढ-આસક્ત, મગ્ન, ચોંટી ગયેલી. लोलालिमाला-लोल એવા अलिઓની माला. लोल-ચપલ. अलि-ભ્રમર. माला-હાર, પંક્તિ કે શ્રેણિ, તેના વડે યુક્ત. सार-ઉત્તમ. अमल-दलकमल-अमल-નિર્મલ,दल-પાંખડી-ઓવાળું, कमल તે अमल-दल-कमल. તે રૂપ अगारभूमी-રહેવાની જગા. તેમાં निवासा-વાસ કરનારી. આ આખું સામાસિક પદ देवि!નું વિશેષણ છે, તે સંબોધનાર્થે મૂકાયેલું હોવાથી निवासे! એવો પ્રયોગ કર્યો છે.

छाया-संभार-सारे!—કાંતિ-પુંજથી ઉત્તમ, અત્યંત તેજસ્વીપણાને લીધે રમણીય!

छाया—કાંતિ, પ્રભા કે દીપ્તિ. તેનો संभार-સમૂહ કે જથ્થો. તેના વડે सारा-ઉત્તમ, શ્રેષ્ઠ, રમણીય. આ પદ પણ देवि!નું વિશેષણ અને સંબોધન હોવાથી छाया-संसार-सारे! એવો પ્રયોગ થયેલો છે.

वरकमल-करे!—સુંદર કમલ-યુક્ત હાથવાળી, જેના હાથમાં સુંદર કમલ છે એવી.

वर એવા कमलथी યુક્ત કરવાળી તે वरकमल-करा. તેનું રૂપ ઉપરનાં પદો મુજબ સંબોધનાર્થે वरकमल-करे! થયેલું છે,

तार-हाराभिरामे!—દેદીપ્યમાન હારવડે સુશોભિત!

तार એવો જે हार તેના વડે अभिरामा, તે तार-हाराभिरामा. तार-સ્વચ્છ, નિર્મલ કે દેદીપ્યમાન. हार-કંઠનું આભૂષણ. अभिरामा-મનોહર. આ પદ પણ દેવિ!નું વિશેષણ હોવાથી સંબોધનરૂપ છે.

वाणी-संदोह-देहे!-વાણીના સમૂહરૂપ દેહવાળી! वाणीનો संदोह તે જેનો देह છે वाणी-संदोह-देहा. वाणी-ભાષા. संदोह-સમૂહ કે જથ્થો. देह-કાયા શરીર. બાર અંગરૂપ વાણીના સમૂહથી જેનો દેહ બનેલો છે તેવી. આ પદ પણ देवि!નું વિશેષણ હોવાથી સંબોધનાર્થે મૂકાયેલું છે.

भव-विरह-वरं—ભવના વિરહ (મોક્ષ) રૂપ વરદાન, તેને.

भव એટલે સંસાર કે જન્મ-મરણના ફેરા. તેનો विरह થવો એટલે તેમાંથી છૂટી જવું. આ છૂટકારો ઉત્તમ ત્યારે જ કહેવાય કે જ્યારે ફરી કોઈ વાર સંસારમાં આવવું ન પડે. તેથી મોક્ષ એ જ ભવ-વિરહ છે. તે પ્રાપ્ત થાય તેવું વરદાન, તેને.

देहि—આપો.

मे—મને.

देवि!—હે દેવિ! હે શ્રુતદેવિ!

सारम्—શ્રેષ્ઠ.

## (૪) તાત્પર્યાર્થ

संसार-दावानल-थुई-સંસાર-દાવાનલ-નામની સ્તુતિ. આ સ્તુતિનો પ્રારંભ संसार-दावानल-શબ્દથી થતો હોઇને તે

**संसार-दावानल-थुई** કહેવાય છે. કેટલીક પોથીઓમાં તેનો ઉલ્લેખ **श्री महावीरस्तुति, श्री वर्द्धमानस्तुति** અને **अष्टमीस्तुति** – એ રીતે પણ થયેલો છે.

(૧) **संसार-दावानल......धीरम्**–અહીં **नमामि** ક્રિયાપદ છે. **वीरं** કર્મ છે. બાકીનાં બધાં પદો **वीरं**નાં વિશેષણો છે. હું શ્રી મહાવીરસ્વામીને નમું છું એ ક્રિયા છે. તે મહાવીરસ્વામી કેવા છે? સંસારરૂપી દાવાનલના દાહને ઓલવવા માટે પાણી સમાન છે. વળી પ્રબળ મોહરૂપી ધૂળને દૂર કરવામાં પવન-સમાન છે તથા માયારૂપી પૃથ્વીનાં પડો તોડી નાખવામાં તીક્ષ્ણ હળ-સમાન છે અને મેરુપર્વતના જેવા ધીર-સ્થિર છે.

(૨) **भावावनाम.......तानि**–અહીં **नमामि** ક્રિયાપદ છે. **जिनराज-पदानि** કર્મ છે, **कामं** અવ્યય છે અને બાકીનાં બધાં પદો **जिनराज-पदानि**નાં વિશેષણો છે. શ્રી જિનેશ્વરનાં ચરણો કેવાં છે? સુરો, અસુરો અને માનવોના સ્વામીથી પૂજાયેલાં તથા નમન કરનાર જનોનાં મનોવાંછિત પૂરાં કરનારાં છે, તેમને.

(૩) **बोधागाधं......सेवे**—અહીં **सेवे** ક્રિયાપદ છે, **सादरं** અને **साधु** એ બે ક્રિયા-વિશેષણો છે. **वीरागम-जलनिधिं** એ કર્મ છે અને બાકીનાં બધાં પદો તેનાં વિશેષણો છે. હું વીરપ્રભુના આગમ-સમુદ્રની આદર-પૂર્વક સારી રીતે ઉપાસના કરું છું. આ આગમ-સમુદ્ર કેવો છે? (૧) બોધથી ગંભીર, (૨) મનોહર પદ-રચનાઓથી અભિરામ, (૩) અહિંસાના સિદ્ધાંતો વડે કરીને ઘણો જ ઊંડો, (૪) ચૂલિકારૂપી ભરતીવાળો, (૫) મોટા મોટા આલાપક-રૂપી રત્નોથી ભરપૂર, (૬) જેનો પાર પામવો અતિ મુશ્કેલ છે, તેવો (૭) ઉત્તમ.

(૪) आमूलालोल......सारं—અહીં देहि ક્રિયાપદ છે, भव-विरह-वरं કર્મ છે, सारं કર્મનું વિશેષણ છે, मे સંપ્રદાનાર્થે ચતુર્થીમાં છે, તથા देवी ને સંબોધન થયેલું છે. બાકીનાં બધાં પદો દેવીનાં વિશેષણો છે. હે શ્રુતદેવિ! મને તમે સારભૂત, ભવ-વિરહ (મોક્ષ) રૂપ વરદાન આપો. અહીં જે શ્રુતદેવીનું સંબોધન કરવામાં આવ્યું છે, તે દેવી કેવી છે? સુંદર કમલ-ઘરની ભૂમિમાં રહેનારી છે, અર્થાત્ સુંદર કમલ પર વિરાજનારી છે, તેજસ્વી છે, હાથમાં શ્રેષ્ઠ કમલને ધારણ કરનારી છે, કંઠમાં સુંદર હાર છે તથા દ્વાદશાંગીથી તેનો દેહ બનેલો છે.

भव-विरह-શબ્દ યાકિનીમહત્તરા-ધર્મસૂનુ શ્રી હરિભદ્ર-સૂરજીની કૃતિઓના અંતમાં સંકેતરૂપે વપરાયેલો જોવાય છે, તે રીતે જ અહીં તે વપરાયેલો છે.

## (૫) અર્થ-સંકલના

શ્રી મહાવીરસ્વામીને હું નમસ્કાર કરું છું. જલ જે પ્રકારે દાવાનલના અગ્નિને શાંત કરે છે, તે જ પ્રકારે તેઓ સંસારના સંતાપરૂપ અગ્નિને શાંત કરે છે. પવન જે રીતે ધૂળને ઉડાડી દે છે, તે જ રીતે તેઓ અજ્ઞાનને દૂર કરી દે છે. તીક્ષ્ણ હળ જેવી રીતે પૃથ્વીને ખોદી કાઢે છે, તેવી જ રીતે તેઓ માયાને ઉખાડીને ફેંકી દે છે અને જે રીતે મેરુપર્વત ચલાયમાન થતો નથી, તે રીતે તેઓ અત્યંત ધૈર્યને લીધે ચલાયમાન થતા નથી. ૧.

ભક્તિ-પૂર્વક નમન કરનારા દેવેન્દ્રો, દાનવેન્દ્રો અને નરેન્દ્રોના મુગટની ચપળ કમલ-માલાઓથી જે શોભાયમાન છે, જેના પ્રભાવથી નમન કરનારા લોકોનાં મનો-વાંછિત પૂર્ણ થાય

છે, તે પ્રભાવશાળી જિન-ચરણોને હું અત્યંત શ્રદ્ધાપૂર્વક નમન કરું છું. ૨.

આ આગમ-સમુદ્ર અપરિમિત જ્ઞાન-બોધના કારણે ગંભીર છે, લલિત પદોની રચનારૂપ જલથી મનોહર છે, જીવદયા-સંબંધી સૂક્ષ્મ વિચારોરૂપ મોજાંઓથી ભરપૂર હોવાને લીધે પ્રવેશ કરવામાં કઠિન છે, ચૂલિકારૂપ વેળા-(ભરતી)વાળો છે, આલાપકરૂપી રત્નોથી ભરપૂર છે અને જેનો સંપૂર્ણ પાર પામવો-મર્મ સમજવો અત્યંત મુશ્કેલ છે, તેવા વીરપ્રભુના આગમરૂપી સમુદ્રની હું આદર-પૂર્વક સેવા કરું છું. ૩.

મૂલથી ડોલાયમાન હોવાથી ખરેલા પરાગની અતિ સુગંધમાં મસ્ત થયેલા ભ્રમરોની શ્રેણીથી શોભાયમાન સુંદર પાંખડીવાળા કમલ-ઘર ઉપર આવેલા ભવનમાં રહેનારી! કાંતિ-પુંજથી શોભાયમાન! હાથમાં સુંદર કમલને ધારણ કરનારી! અને દેદીપ્યમાન હારવડે અત્યંત મનોહર! દ્વાદશાંગીની અધિષ્ઠાત્રી હે શ્રુતદેવિ! તમે મને મોક્ષનું ઉત્તમ વરદાન આપો. ૪.

## (૬) સૂત્ર-પરિચય

માતા, પિતા, બંધુ, બહેન, પુત્ર, પુત્રી, સ્વજન, સંબંધી, વડીલ, ગુરુ આદિ અનેક પ્રકારના સંબંધોથી ગૂંથાયેલું જીવન જેમ સંસાર છે, તેમ વ્યાપાર-રોજગાર, કલા-કૌશલ્ય, ખેતીવાડી, હુન્નર-ઉદ્યોગ, શિક્ષણ-સાહિત્ય, વૈદ્યક-વિજ્ઞાન તથા રાજકારણ જેમાં વર્તી રહેલાં છે, તે પણ સંસાર છે. સંસારનું આ બાહ્ય સ્વરૂપ છે. વળી ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા અને કામવિકાર જેમાં અનુભવાય છે, તે પણ સંસાર જ છે; પરંતુ એ તેનું અભ્યંતર સ્વરૂપ છે.

તે બંનેના યોગે જીવ ભવ-ભ્રમણ કરે છે, આ રીતે જેમાં અનેક પ્રકારના તાપો-સંતાપો અનુભવાય છે, તેને જ્ઞાનીજનોએ દાવાનલની ઉપમા આપી છે. આ સંસારમાં જીવ ક્ષણ પણ શાંતિ અનુભવતો નથી. આજે ધન મેળવવાની ચિંતા, તો કાલે ધન સાચવવાની ચિંતા. આજે વ્યાપાર-રોજગારની ફિકર, તો કાલે પ્રતિષ્ઠાની ફિકર. આજે કુટુંબ-કબીલાના પ્રશ્નો, તો કાલે સમાજ અને રાજના પ્રશ્નો. એ પ્રકારની આધિનો પ્રવાહ નિરંતર ચાલ્યા જ કરે છે. એમાં કોઈ વાર પેટ દુઃખે છે, તો કોઈ વાર માથું દુઃખે છે. કોઈ વાર દાંત દુઃખે છે, તો કોઈ વાર કાન દુઃખે છે. વળી કોઈ વાર શરદી થઈ આવે છે, તો કોઈ વાર વિષૂચિકા થઈ જાય છે. કોઈ વાર ઋતુ માફક નથી આવતી, તો કોઈ વાર પાણી ભારે પડે છે. એ ઉપરાંત તાવ, ખાંસી, દમ, વાયુ, ઝાડા, મરડા, શૂળ, સોજા, ક્ષય ને કેન્સર જેવાં અનેક દર્દો ટાંપીને જ ઊભાં હોય છે. જરા લાગ મળ્યો કે શરીરમાં તે સિફતથી પેસી જાય છે. એટલે વ્યાધિનો કોઇ સુમાર નથી. તેમ જ આ પ્રકારની આધિ અને વ્યાધિની વચ્ચે ઉપાધિ પણ ડોકિયાં કરતી જ હોય છે. આજે ઘરાક પૈસા ઘાલી ગયો, તો કાલે કોઇએ દેવાળું કાઢ્યું. આજે કોઈ સાથે ઝગડો થયો, તો કાલે કોઈ અકસ્માત્ નડ્યો. સમાજનાં વિચિત્ર બંધનો, રાષ્ટ્રની અસ્થિર હાલત અને વિશ્વનું અશાંત વાતાવરણ પણ એ ઉપાધિમાં ઉમેરો કર્યા કરે છે. રાત્રે એક માણસ કરોડપતિ તરીકે સૂતો હોય છે, તે સવારે ભિખારી બની જાય છે અને સવારે એક માણસ સરમુખત્યાર હોય છે, તે સાંજે જ ફાંસીના માંચડે લટકે છે. વળી આજે જ્યાં શાંતિ અને આબાદી જણાતી હોય છે, ત્યાં આવતી કાલે યુદ્ધ અને સર્વનાશની નોબત ગડગડતી સંભળાય છે. એટલે આધિ, વ્યાધિ અને

ઉપાધિના ઘેરા સંતાપમાં ડૂબેલો સંસાર હૂબહૂ દાવાનલનું સ્વરૂપ ખડું કરે છે.

અહીં પ્રશ્ન એ થાય છે કે આ દાવાનલ ઓલવાય કેવી રીતે? જંગલમાં જ્યારે એકાએક અગ્નિ પ્રગટી નીકળે છે, ત્યારે તે દિવસોના દિવસો સુધી ચાલે છે. જે કોઈ પણ સામાન્ય ઉપાયોથી કાબૂમાં આવતો નથી. અરે! મોટાં મોટાં રાક્ષસી યંત્રો પણ તેને શાંત કરવામાં નિષ્ફળ નીવડે છે. સન ૧૯૪૯ ના જુલાઈ માસમાં અમેરિકાનાં જંગલોમાં જે આગો પ્રગટી નીકળી હતી, તે અનેકવિધ પ્રયત્નો કરવા છતાં ઘણાં અઠવાડિયાં સુધી ચાલી હતી. મતલબ કે આવી આગોને ઓલવવાનું સફલ કાર્ય સમર્થ મહામેઘનું પાણી જ કરી શકે છે. જ્યારે તે છૂટથી પડે છે, ત્યારે દાવાનલ શાંત થઈ જાય છે. એ જ પ્રમાણે સંસાર-દાવાનલનું છે. તેનો દાહ સામાન્ય ઉપાયોથી શાંત થતો નથી. તે તો જ્યારે મહર્ષિઓની દેશના કે તેમણે પ્રરૂપેલા સિદ્ધાંતોનો આશ્રય લેવામાં આવે, ત્યારે જ શાંત થાય છે. અહીં તેવું કાર્ય કરનાર તરીકે ચરમતીર્થંકર શ્રી મહાવીરસ્વામીને વંદના કરવામાં આવી છે, કે જેમનો ઉપકાર કદી પણ ભૂલી શકાય તેવો નથી. આજે પણ તેમનું સ્થાપેલું તીર્થ ભવ્ય જીવોને ધર્મારાધનની અનેક સામગ્રી પૂરી પાડે છે; તેથી પહેલી વંદના તેમને કરવામાં આવી છે.

બીજી વંદના સર્વ જિનેશ્વરોને કરવામાં આવી છે. તેઓ અર્હન્ હોવાથી દેવ, દાનવ અને માનવીઓના સ્વામીવડે પૂજાય છે તથા સર્વ કોઈ દેવ, દાનવ અને માનવીઓ પણ તેમની અત્યંત ભક્તિ-ભાવથી પૂજા કરે છે. આ ભક્તિને લીધે ઉત્પન્ન થતા શુભ અધ્યવસાયોથી તેમનાં મનોવાંછિત પૂરાં થાય છે અથવા તો

તેમના હૃદયમાં રહેલી બોધિલાભની ઇચ્છા શ્રી જિનરાજના ચરણોની સેવા કરવાથી પૂરી થાવ છે.

ત્રીજી વંદના શ્રુતજ્ઞાનને એટલે શ્રી મહાવીરપ્રભુના આગમોને કરવામાં આવી છે. આ આગમો અનેક રીતે જલનિધિને-સાગરને મળતાં હોઇને તેમની સરખામણી સાગર સાથે કરવામાં આવી છે. જેમ સાગર ગંભીર હોય છે, તેમ આ આગમો બોધથી ગંભીર છે. જેમ સાગર મનોહર જલલહરિઓ વડે સુંદર હોય છે. તેમ આ આગમો પદ-રચનાઓ વડે સુંદર છે. જેમ સાગર ઘણો ઊંડો હોય છે, તેમ આ આગમો જીવદયાના સિદ્ધાંતોને લીધે ઘણા જ ગહન છે. જેમ સાગરમાં મોટી ભરતી આવ્યા કરે છે, તેમ આ આગમોમાં ચૂલિકારૂપી ભરતીઓ આવે છે. જેમ સાગર રત્નોથી ભરપૂર હોય છે, તેમ આ આગમો આલાપકોથી ભરપૂર છે. જેમ સાગરનો પાર પામવો મુશ્કેલ છે, તેમ આગમોનો પાર પામવો પણ મુશ્કેલ છે.

ચોથી વંદના શ્રુતદેવીને કરવામાં આવી છે, કે જેને શ્રુત-જ્ઞાનની અધિષ્ઠાયિકા માનવામાં આવે છે. એનો નિવાસ સુંદર કમલ ઉપર છે, કે જેની આસપાસ સુગંધમાં મત્ત થયેલા ભમરાં મધુર ગુંજારવ કરી રહેલા છે. જે લાવણ્યથી ભરપૂર છે; જેના કંઠમાં (ચતુર્દશ-પૂર્વરૂપી) મનોહર હાર શોભી રહેલો છે; જેના હાથમાં મનોહર કમલ છે અને જેનો સમસ્ત દેહ વાણીથી બનેલો છે. આ દેવી પાસે એવું ઉત્તમ વરદાન માગવામાં આવ્યું છે, કે જેને લીધે ભવનો આત્યંતિક વિરહ થાય, મતલબ કે મોક્ષ-સુખની પ્રાપ્તિ થાય.

આ સ્તુતિ પર જ્ઞાનવિમલસૂરિ તથા બીજાઓએ સંસ્કૃતમાં ટીકાઓ રચેલી છે તથા તેના પ્રત્યેક ચરણની પાદપૂર્તિઓ પણ કરેલી છે.

શ્રાવિકાઓ દૈવસિક અને રાત્રિક પ્રતિક્રમણમાં નમોઽસ્તુ વર્ધમાનાય અને વિશાલલોચન સ્તુતિની જગાએ આ સ્તુતિની પ્રથમ ત્રણ ગાથાનો ઉપયોગ કરે છે તથા સાધુઓ અષ્ટમીના દિવસે દૈવસિક પ્રતિક્રમણના દેવવંદમાં આ સ્તુતિનો ઉપયોગ કરે છે, તથા ચતુર્વિધ સંઘ પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં સજ્ઝાયના સ્થાને ઉવસગ્ગહર થોત્તપૂર્વક આ સ્તુતિનો ઉપયોગ કરે છે, તે વખતે પ્રતિક્રમણમાં જે વડીલ હોય તે આ સ્તુતિની ત્રણ ગાથા તથા ચોથી ગાથાનું પ્રથમ ચરણ બોલે છે અને બાકીનાં ત્રણ ચરણો સકલ સંઘ મોટા સ્વરે બોલે છે.

આ સ્તુતિમાં સર્વ વર્ણ ૨૫૨ છે.

## (૭) પ્રકીર્ણક

આ સ્તુતિની રચના યાકિની–મહત્તરા–ધર્મસૂનુ **શ્રી હરિભદ્ર-સૂરિએ** કરેલી છે. તેઓ ગૃહસ્થપણામાં પુરોહિત હોઇને વેદ-વેદાંતના જાણકાર હતા અને દીક્ષિત થયા પછી જૈન શાસ્ત્રોના પરમ નિષ્ણાત બન્યા હતા. તેમણે શ્રી નંદીસૂત્ર, અનુયોગદ્વાર-સૂત્ર, આવશ્યકસૂત્ર આદિ આગમો પર વિશદ ટીકાઓ રચેલી છે તથા ષડ્દર્શનસમુચ્ચય, શાસ્ત્રવાર્તા–સમુચ્ચય આદિ મહાન્ દાર્શનિક ગ્રંથો રચેલા છે. વળી લલિતવિસ્તરા નામની ચૈત્યવંદન-સૂત્ર–વૃત્તિ, પંચાશક, યોગબિંદુ, યોગવિંશિકા, ધર્મબિંદુ આદિ તેમના પ્રૌઢ ગ્રંથો પ્રસિદ્ધ છે. તેમનું સાહિત્ય વિવિધ, મૌલિક અને ઊંડા ચિંતનવાળું છે. કહેવાય છે કે તેમણે ૧૪૪૪ ગ્રંથોની રચના કરી હતી, તેમાં ૧૪૪૦ ગ્રંથો રચાઈ ગયા હતા પણ ચાર ગ્રંથો બાકી રહ્યા હતા; તે વખતે તેમણે ચાર ગ્રંથના સ્થાને સંસારદાવાનલ શબ્દથી શરૂ થતી ચાર સ્તુતિ બનાવી. તેમાં ચોથી

શ્રુતદેવીની સ્તુતિનું પ્રથમ ચરણ રચાયું કે તેમની બોલવાની શક્તિ બંધ થઈ ગઈ, તેથી ત્રણ ચરણરૂપ બાકીની સ્તુતિ તેમના હૃદયના અભિપ્રાય મુજબ સંઘે પૂરી કરી. ત્યારથી ઝંકારારાવ શબ્દોથી માંડીને બાકીની સ્તુતિ સંઘદ્વારા ઉચ્ચ સ્વરે બોલાય છે.

તેમની કૃતિઓમાં ભવ-વિરહ—શબ્દ સંકેતરૂપે વપરાયેલો છે, તે શબ્દ અહીં પણ વપરાયેલો છે.



શ્રાવિકાઓ દૈવસિક અને રાત્રિક પ્રતિક્રમણમાં નમોઽસ્તુ વર્ધમાનાય અને વિશાલલોચન સ્તુતિની જગાએ આ સ્તુતિની પ્રથમ ત્રણ ગાથાનો ઉપયોગ કરે છે તથા સાધુઓ અષ્ટમીના દિવસે દૈવસિક પ્રતિક્રમણના દેવવંદમાં આ સ્તુતિનો ઉપયોગ કરે છે, તથા ચતુર્વિધ સંઘ પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં સજ્ઝાયના સ્થાને ઉવસગ્ગહર થોત્તપૂર્વક આ સ્તુતિનો ઉપયોગ કરે છે, તે વખતે પ્રતિક્રમણમાં જે વડીલ હોય તે આ સ્તુતિની ત્રણ ગાથા તથા ચોથી ગાથાનું પ્રથમ ચરણ બોલે છે અને બાકીનાં ત્રણ ચરણો સકલ સંઘ મોટા સ્વરે બોલે છે.

આ સ્તુતિમાં સર્વ વર્ણ ૨૫૨ છે.

## (૭) પ્રકીર્ણક

આ સ્તુતિની રચના યાકિની-મહત્તરા-ધર્મસૂનુ **શ્રી હરિભદ્ર-સૂરિએ** કરેલી છે. તેઓ ગૃહસ્થપણામાં પુરોહિત હોઇને વેદ-વેદાંતના જાણકાર હતા અને દીક્ષિત થયા પછી જૈન શાસ્ત્રોના પરમ નિષ્ણાત બન્યા હતા. તેમણે શ્રી નંદીસૂત્ર, અનુયોગદ્વાર-સૂત્ર, આવશ્યકસૂત્ર આદિ આગમો પર વિશદ ટીકાઓ રચેલી છે તથા ષડ્દર્શનસમુચ્ચય, શાસ્ત્રવાર્તા-સમુચ્ચય આદિ મહાન્ દાર્શનિક ગ્રંથો રચેલા છે. વળી લલિતવિસ્તરા નામની ચૈત્યવંદન-સૂત્ર-વૃત્તિ, પંચાશક, યોગબિંદુ, યોગવિંશિકા, ધર્મબિંદુ આદિ તેમના પ્રૌઢ ગ્રંથો પ્રસિદ્ધ છે. તેમનું સાહિત્ય વિવિધ, મૌલિક અને ઊંડા ચિંતનવાળું છે. કહેવાય છે કે તેમણે ૧૪૪૪ ગ્રંથોની રચના કરી હતી, તેમાં ૧૪૪૦ ગ્રંથો રચાઈ ગયા હતા પણ ચાર ગ્રંથો બાકી રહ્યા હતા; તે વખતે તેમણે ચાર ગ્રંથના સ્થાને સંસારદાવાનલ શબ્દથી શરૂ થતી ચાર સ્તુતિ બનાવી. તેમાં ચોથી

શ્રુતદેવીની સ્તુતિનું પ્રથમ ચરણ રચાયું કે તેમની બોલવાની શક્તિ બંધ થઈ ગઈ, તેથી ત્રણ ચરણરૂપ બાકીની સ્તુતિ તેમના હૃદયના અભિપ્રાય મુજબ સંઘે પૂરી કરી. ત્યારથી ઝંકારારાવ શબ્દોથી માંડીને બાકીની સ્તુતિ સંઘદ્વારા ઉચ્ચ સ્વરે બોલાય છે.

તેમની કૃતિઓમાં ભવ-વિરહ—શબ્દ સંકેતરૂપે વપરાયેલો છે, તે શબ્દ અહીં પણ વપરાયેલો છે.





# २३ सुयधम्म-थुई

## [ श्रुत-स्तवः ]

## 'પુક્ખરવર-' સૂત્ર

*

### (૧) મૂલ પાઠ*

पुक्खरवर-दीवड्ढे, धायइसंडे य जंबूदीवे य ।
भरहेरवय-विदेहे, धम्माइगरे नमंसामि ॥ १ ॥×

तम-तिमिर-पडल-विद्धंसणस्स सुरगण-नरिंद-महियस्स ।
सीमाधरस्स वंदे, पप्फोडिय-मोहजालस्स ॥ २ ॥

जाई-जरा-मरण-सोग-पणासणस्स ।
कल्लाण-पुक्खल-विसाल-सुहावहस्स ॥
को देव-दाणव-नरिंद-गणच्चियस्स ।
धम्मस्स सारमुवलब्भ करे पमायं ? ॥ ३ ॥

× ગાથા ૧, ૨ એ 'ગાહા' છંદમાં છે.
ગાથા ૩ એ 'વસન્તતિલકા' છંદમાં છે.
ગાથા ૪ એ 'શાર્દૂલવિક્રીડિત' છંદમાં છે.

सिद्धे भो ! पयओ णमो जिणमए नंदी सया संजमे ।
देवं-नाग-सुवन्न-किन्नर-गण-स्सब्भूअ-भावच्चिए ॥
लोगो जत्थ पइट्ठिओ जगमिणं तेलुक्क-मच्चासुरं ।
धम्मो वड्ढउ सासओ विजयओ धम्मुत्तरं वड्ढउ ॥ ४ ॥

सुअस्स भगवओ करेमि काउस्सग्गं, वंदण-वत्तियाए० ॥

(૨) સંસ્કૃત છાયા

पुष्करवर-द्वीपार्धे, धातकीखण्डे च जम्बूद्वीपे च ।
भरत-ऐरवत-विदेहे, धर्मादिकरान् नमस्यामि ॥ १ ॥

तमस्तिमिर-पटल-विध्वंसनं सुरगण-नरेन्द्र-महितम् ।
सीमाधरं वन्दे, प्रस्फोटित-मोहजालम् ॥ २ ॥

जाति-जरा-मरण-शोक-प्रणाशनस्य,
कल्याण-पुष्कल-विशाल-सुखावहस्य ।
को देव-दानव-नरेन्द्र-गणार्चितस्य,
धर्मस्य सारमुपलभ्य कुर्यात् प्रमादम् ? ॥ ३ ॥

सिद्धाय भोः ! प्रयतः नमः जिनमताय नन्दिः सदा संयमे,
देव-नाग-सुपर्ण-किन्नर-गण-सद्भूत-भावार्चिते ।
लोकः यत्र प्रतिष्ठितः जगत् इदम् त्रैलोक्य-मर्त्यासुरम्,
धर्मःवर्धतां शाश्वतः विजयतः धर्मोत्तरं वर्धताम् ॥ ४ ॥

(૩) સામાન્ય અને વિશેષ અર્થ

**पुक्खरवर-दीवड्ढे-[पुष्करवर-द्वीपार्धे]**-પુષ્કરવર નામના અર્ધા દ્વીપમાં.

જે પુષ્કરો એટલે કમલો વડે સુંદર છે, તે પુષ્કરવર-દ્વીપ. તેના અર્ધા ભાગમાં.

મધ્યલોકની રચના મધ્યમાં થાળીના આકારવાળા દ્વીપ અને પછી ચૂડીના આકારવાળા સમુદ્રો તથા દ્વીપો વડે થયેલી છે. એટલે પ્રથમ દ્વીપ જમીન છે. તેની આસપાસ સમુદ્ર છે, તેની પછી જમીન છે, તેની પછી સમુદ્ર છે અને તેની પછી પાછી જમીન છે, વગેરે. આ રચના મુજબ મધ્યલોકની વચમાં જંબૂ નામનો દ્વીપ છે, કે જેની મધ્યમાં મેરુ નામનો એક મહાન પર્વત આવેલો છે. જંબૂદ્વીપ એટલે જંબૂ-વૃક્ષથી ઉપલક્ષિત અથવા જંબૂ પ્રધાન દ્વીપ. આ દ્વીપની આસપાસ જે સમુદ્ર છે, તેનું નામ લવણસમુદ્ર. એની પછી જે જમીન આવેલી છે, તેનું નામ ધાતકીખંડ. તેમાં ધાવડીવૃક્ષનાં વનો વિશેષ હોવાથી એ નામ પડેલું છે. ધાતકીખંડની આસપાસ જે સમુદ્ર છે, તેનું નામ કાલોદધિ. આ સમુદ્ર પછી જે જમીન આવે છે, તેનું નામ પુષ્કરવરદ્વીપ. આ દ્વીપની આસપાસ પુષ્કરોદધિ નામનો સમુદ્ર આવેલો છે. આ ક્રમ સ્વયંભૂરમણ નામના સમુદ્ર સુધી લંબાય છે. પુષ્કરવરદ્વીપની વચ્ચોવચ્ચ માનુષોત્તર નામનો એક પર્વત આવેલો છે, જેનાથી તેના બે ભાગ પડે છે. તેમાં અંદરના ભાગમાં મનુષ્યની વસતિ છે અને બહારના ભાગમાં મનુષ્યની વસતી નથી. એટલે જંબૂદ્વીપ, ધાતકીખંડ અને અર્ધપુષ્કરવરદ્વીપ મળીને અઢીદ્વીપ જેટલું મનુષ્ય-ક્ષેત્ર છે. કોઈ પણ મનુષ્યનાં જન્મમરણ તેટલા ક્ષેત્રમાં જ થાય છે.

सिद्धे भो ! पयओ णमो जिणमए नंदी सया संजमे ।
देवं-नाग-सुवन्न-किन्नर-गण-स्सब्भूअ-भावच्चिए ॥
लोगो जत्थ पइट्ठिओ जगमिणं तेलुक्क-मच्चासुरं ।
धम्मो वड्ढउ सासओ विजयओ धम्मुत्तरं वड्ढउ ॥ ४ ॥

सुअस्स भगवओ करेमि काउस्सग्गं, वंदण-वत्तियाए० ॥

(૨) સંસ્કૃત છાયા

पुष्करवर-द्वीपार्धे, धातकीखण्डे च जम्बूद्वीपे च ।
भरत-ऐरवत-विदेहे, धर्मादिकरान् नमस्यामि ॥ १ ॥

तमस्तिमिर-पटल-विध्वंसनं सुरगण-नरेन्द्र-महितम् ।
सीमाधरं वन्दे, प्रस्फोटित-मोहजालम् ॥ २ ॥

जाति-जरा-मरण-शोक-प्रणाशनस्य,
कल्याण-पुष्कल-विशाल-सुखावहस्य ।
को देव-दानव-नरेन्द्र-गणार्चितस्य,
धर्मस्य सारमुपलभ्य कुर्यात् प्रमादम् ? ॥ ३ ॥

सिद्धाय भोः ! प्रयतः नमः जिनमताय नन्दिः सदा संयमे,
देव-नाग-सुपर्ण-किन्नर-गण-सद्भूत-भावार्चिते ।
लोकः यत्र प्रतिष्ठितः जगत् इदम् त्रैलोक्य-मर्त्यासुरम्,
धर्मःवर्धतां शाश्वतः विजयतः धर्मोत्तरं वर्धताम् ॥ ४ ॥

સંખ્યા કુલ ત્રીસની થાય છે. તીર્થંકરો કર્મભૂમિમાં જ જન્મે છે, તેથી ભરતાદિ ક્ષેત્રોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

**धम्माइगरे**–[ **धर्मादिकरान्** ]—ધર્મની આદિ કરનારાઓને.

ધર્મનો અર્થ અહીં શ્રુતધર્મ છે. તેની ઉત્પત્તિ તીર્થંકરો દ્વારા જ થાય છે; તેથી તેઓને ધર્મની આદિ કરનારા કહ્યા છે. તેઓ અર્થરૂપે પ્રથમ પ્રરૂપણા કરનારા છે.

**नमंसामि**–[ **नमस्यामि** ]—હું નમું છું.

**तम–तिमिर–पडल–विद्धंसणस्स**–[**तमस्तिमिर-पटल-विध्वंसनम्** ]—અજ્ઞાનરૂપી અંધકારના સમૂહનો નાશ કરનારને.

**तम**—અજ્ઞાન, તે રૂપ **तिमिर**—અંધકાર, તેનું **पटल**—વૃંદ-સમૂહ, તેનો **विध्वंस** નાશ કરનાર, તે **तमस्तिमिर-पटल-विध्वंसनः**—તેને.

**सुरगण–नरिंद–महिअस्स**–[ **सुरगण–नरेन्द्र–महितम्** ]—દેવ-સમૂહ અને નરેન્દ્રોથી પૂજાયેલાને.

**सुर**–દેવતા, તેમનો **गण**–સમૂહ, તથા **नर**–મનુષ્યો, તેમના **इंद्र**–ઇન્દ્ર–સ્વામી, તેમનાથી **महित**–પૂજાયેલ, તેને.

**सीमाधरस्स**–[ **सीमाधरम्** ]—સીમા ધારણ કરનારને.

**सीमा**=મર્યાદા. તેને ધારણ કરનાર તે **सीमाधर**. **सीमां-मर्यादां धारायतीति सीमाधरः।** (આ. ટી.), તેને. સિ. હે. શબ્દાનુ. અ. ૮, પા. ૩ ના **क्वचिद् द्वितीयादेः** સૂત્રમાં બીજી વિભક્તિના સ્થાનમાં છઠ્ઠી વપરાય છે તેવું જણાવતાં તેના ઉદાહરણ તરીકે **सीमाधरस्स वन्दे** વાક્યનો ઉલ્લેખ કરેલો છે.

**वंदे**–[ **वन्दे** ]—હું વાંદું છું.

धायइसंडे-[ धातकीखण्डे ]—ધાતકીખંડમાં.

जंबूदीवे-[ जम्बूद्वीपे ]—જંબૂદ્વીપમાં.

अ-[ च ]—અને.

भरहेरवय-विदेहे-[ भरतैरवत-विदेहे ]—ભરત, ઐરવત અને વિદેહ નામના ક્ષેત્રમાં.

જંબૂદ્વીપમાં :-(૧) ભરતવર્ષ, (૨) હૈમવતવર્ષ, (૩) હરિવર્ષ, (૪) વિદેહવર્ષ, (૫) રમ્યકવર્ષક, (૬) હૈરણ્યવતવર્ષ, (૭) ઐરવત-વર્ષ એ સાત ક્ષેત્રો છે. ધાતકીખંડમાં તેનાથી બમણાં ક્ષેત્રો છે અને પુષ્કરવર દ્વીપના અર્ધા ભાગમાં પણ તેટલાં જ ક્ષેત્રો છે. એટલે કુલ ક્ષેત્રો ૩૫ છે. તેની સંપૂર્ણ તાલિકા નીચે મુજબ છેઃ-

| | જંબૂદ્વીપ | ધાતકીખંડ | પુષ્કરવરદ્વીપ (અર્ધો) | કુલ |
|---|---|---|---|---|
| ભરતવર્ષ | ૧ | ૨ | ૨ | ૫ |
| હૈમવતવર્ષ | ૧ | ૨ | ૨ | ૫ |
| હરિવર્ષ | ૧ | ૨ | ૨ | ૫ |
| વિદેહવર્ષ | ૧ | ૨ | ૨ | ૫ |
| રમ્યકવર્ષ | ૧ | ૨ | ૨ | ૫ |
| હૈરણ્યવતવર્ષ | ૧ | ૨ | ૨ | ૫ |
| ઐરવતવર્ષ | ૧ | ૨ | ૨ | ૫ |
| | ૭ | ૧૪ | ૧૪ | ૩૫ |

આ ક્ષેત્રોમાંથી પંદર ક્ષેત્રો, એટલે પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ વિદેહવર્ષ (મહાવિદેહ) કર્મભૂમિ કહેવાય છે અને બાકીનાં વીસ ક્ષેત્રો અકર્મભૂમિ કહેવાય છે. વળી દરેક વિદેહમાં દેવકુરુ અને ઉત્તરકુરુ નામના વિભાગો પણ અકર્મભૂમિ હોય છે. પાંચ વિદેહનાં એ દસ ક્ષેત્રોને ઉપરનાં વીસ ક્ષેત્રોમાં ઉમેરતાં તેની

**करे**–[ **कुर्यात्** ]—કરે.

**पमायं**–[ **प्रमादम्** ]—પ્રમાદને.

**प्रमाद**નો સામાન્ય અર્થ આળસ છે. **प्रमादोऽयत्ने इति।** અથવા **प्रकर्षेण माद्यन्त्यनेनेति प्रमादः**–જેના વડે કરીને વધારે આળસ આવે તે પ્રમાદ. વિશેષ અર્થમાં આત્મહિત પ્રત્યેની અસાવધાની–સત્ક્રિયા પ્રત્યેની વિમુખતા તેને પ્રમાદ કહેવામાં આવે છે. કર્મ-બંધનના પાંચ હેતુઓ પૈકી તે પણ એક હેતુ છે. **मिथ्यादर्शनाविरति-प्रमाद-कषाय-योगा बन्धहेतवः।** (ત. સૂ. ૮–૧) મિથ્યાત્વ, અવિરતિ (ત્યાગનો અભાવ), પ્રમાદ, કષાય અને યોગ એ કર્મ–બંધના હેતુઓ છે. પ્રમાદના આઠ પ્રકારો નીચે મુજબ માનવામાં આવે છે :—

(૧) અજ્ઞાન, (૨) સંશય, (૩) મિથ્યાત્વ, (૪) રાગ, (૫) દ્વેષ, (૬) સ્મૃતિ–ભ્રંશ, (૭) ધર્માચરણમાં આળસ અને (૮) મન, વચન તથા કાયાનું દુષ્પ્રણિધાન (દુષ્ટ રીતે પ્રવર્ત્તન).

ઉત્તરાધ્યયનસૂત્રના બત્રીસમા અધ્યયનમાં પ્રમાદનાં અનેક સ્થાનોનું વર્ણન અનેક રીતે કરવામાં આવ્યું છે.

**सिद्धे**–[ **सिद्धाय** ]—સિદ્ધને.

સિદ્ધ એટલે ફલ આપવામાં સિદ્ધ. **तत्र सिद्धः फलाव्यभिचारेण।** (લ. વિ.) તેનો અર્થ પ્રતિષ્ઠિત કે પ્રખ્યાત પણ થાય છે. પ્રતિષ્ઠિત એટલે નયો અને પ્રમાણોવડે સ્થાપિત થયેલો અને પ્રખ્યાત એટલે ત્રણ કોટિથી શુદ્ધ. અહીં કષ, છેદ અને તાપ એ ત્રણ કોટિ સમજવાની છે, કે જે પરીક્ષાનું મુખ્ય સાધન છે.

**भो !**–[ **भोः** ]—હે ! સુજ્ઞ જનો !

**पयओ**–[ **प्रयतः** ]—પ્રયત્ન–પૂર્વક, આદરવાળો થયો છતો.

**पप्फोडिअ-मोह-जालस्स-[ प्रस्फोटित-मोह-जालम् ]**—જેણે મોહ-જાલને વિશેષ પ્રકારે તોડી નાખી છે. તેને.

**प्रकर्षेण स्फोटितं प्रस्फोटितम्**—વિશેષ પ્રકારે તોડવામાં આવેલ છે, તે **प्रस्फोटित, मोह-जालम्**—મિથ્યાત્વરૂપી જાલ. જેના વડે મિથ્યાત્વ (ચારિત્ર મોહનીય)રૂપી જાલ વિશેષ પ્રકારે તોડવામાં આવેલ છે, તે **प्रस्फोटित-मोह-जालः**, તેના પ્રત્યે, તેને. અહીં સર્વત્ર દ્વિતીયાના અર્થમાં ષષ્ઠી વપરાયેલી છે.

**जाई-जरा-मरण-सोग-पणासणस्स-[ जाति-जरा-मरण-शोक-प्रणासनस्य ]**—જન્મ, જરા, મૃત્યુ, તથા શોકનો નાશ કરનારને.

**जाति**—જન્મ. **जरा**—ઘડપણ. **मरण**—પ્રાણ-નાશ. **शोक**—માનસિક દુઃખ, દિલગીરી. તેનો **प्रणाशनः**-વિનાશ કરનાર તે **जाति-जरा-मरण-शोक-प्रणाशनः**, તેને.

**कल्लाण-पुक्खल-विसाल-सुहावहस्स-[ कल्याण-पुष्कल-विशाल-सुखावहस्य ]**—પુષ્કળ કલ્યાણ અને વિશાળ સુખ કરનારને.

**कल्याण**—આત્માનું ભલું. વિશેષ અર્થ માટે જુઓ સૂત્ર ૧૭ તથા ૨૦. **पुक्खल**—પુષ્કળ, ઘણું. **विसाल**—મોટું. **सुखमावहति-करोतीति सुखावहः तस्य**—સુખને કરે તે સુખાવહ, તેને.

**को-[ कः ]**—કોણ? કોણ વ્યક્તિ?

**देव-दाणव-नरिंद-गणच्चिअस्स-[ देव-दानव-नरेन्द्र-गणार्चितस्य ]**—દેવેન્દ્રો, દાનવેન્દ્રો અને નરેન્દ્રોના સમૂહથી પૂજાયેલા.

**धम्मस्स-[ धर्मस्य ]**—ધર્મનો, શ્રુતધર્મનો.

**सारमुवलब्भ-[ सारम् उपलभ्य ]**—સાર પામીને, તત્ત્વ જાણીને. સાર-રહસ્ય, તત્ત્વ. **उपलभ्य**-પામીને, જોઇને.

મંગલ, સમૃદ્ધિ, જૈનાગમ-વિશેષ, વૃદ્ધિ વગેરે વગેરે. તેમાંથી અહીં વૃદ્ધિના અર્થમાં વપરાયેલો છે.

**सया**-[ **सदा** ]—સદા.

**संजमे**-[ **संयमे** ]—સંયમમાં, સંયમમાર્ગમાં, ચારિત્રમાં.

સંયમ એટલે કષાય તથા યોગનો નિગ્રહ. વ્યવહારમાં તેના નીચે મુજબ ૧૭ ભેદો પ્રસિદ્ધ છે :—

પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ, પાંચ અવ્રતોનો ત્યાગ, ચાર કષાયોનો જય, તથા મન, વચન અને કાયાની વિરતિ.

સંયમનો અર્થ ચારિત્ર પણ થાય છે. **संयमे चारित्रे** (લ. વિ.)

**देवं नाग सुवन्न-किन्नर-गण-स्सब्भूअ-भावच्चिए**-[ **देव-नाग-सुपर्ण-किन्नर-गण-सद्भूत-भावार्चिते** ]—દેવો, નાગકુમારો, સુપર્ણકુમારો અને કિન્નરદેવોના સમૂહવડે સદ્ભાવથી પૂજાયેલા.

**देव**—વૈમાનિક દેવો. સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન અ. ૮, પા. ૧, સૂ. ૨૬ માં **क्वचिच्छन्दः-पूरणेऽपि देवं-नाग-सुवण्ण**—જણાવ્યું છે, તથા યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વ્યાખ્યામાં **देवमित्यनुस्वारः छन्दःपूरणे** એમ જણાવ્યું હોવાથી દેવ ઉપરનો અનુસ્વાર છંદની પૂર્તિ માટે સમજવાનો છે. **नाग**—નાગકુમાર. એ ભવનપતિ દેવનો એક પ્રકાર છે. **सुपर्ण**—સુપર્ણકુમાર. એ પણ ભવનપતિ દેવનો એક પ્રકાર છે. **किन्नर**—એ વ્યંતરજાતિના દેવોનો એક પ્રકાર છે. **सद्भूत-भाव**—સાચો ભાવ, હૃદયનો સાચો ઉલ્લાસ. અહીં છંદઃ-પૂર્તિ માટે **सद्भूत**ના **स** નો દ્વિર્ભાવ થયેલો છે. તેનાથી **अर्चित**—પૂજાયેલ.

**छंदपूर्ति**—માટે બેવડાયેલા **स** નું દૃષ્ટાંત દશવૈકાલિક-નિર્યુક્તિમાં મળે છે. તેની ગાથા ૧૨૫ માં અસંયત એ અર્થમાં **अस्संजय** શબ્દનો પ્રયોગ થયો છે.

प्रकर्षेण यत्नः प्रयत्नः વિશેષ પ્રકારે યત્ન કરાયેલો.

णमो-[ नमः ]—નમસ્કાર હો.

जिणमए-[ जिनमताय ]—જિનમતને, જૈન સિદ્ધાન્તને.

જિનમતનો અર્થ શ્રી મલયગિરિજીએ જીવાભિગમસૂત્રની વૃત્તિમાં નીચે મુજબ કર્યો છે :—

जिनमतमिति रागादिशत्रून् जयति स्म (इति) जिनः । स च यद्यपि छद्मस्थवीतरागोऽपि भवति, तथाऽपि तस्य तीर्थप्रवर्त्तकत्वायोगादुत्पन्नकेवलज्ञानस्तीर्थकृदभिगृह्यते, सोऽपि च वर्द्धमानस्वामी, तस्य वर्त्तमानतीर्थाधिपतित्वात्, तस्य जिनस्य वर्द्धमानस्वामिनो मतम्-अर्थतस्तेनैव प्रणीतत्वादाचारादि-दृष्टिवाद-पर्यन्तं द्वादशाङ्गं गणिपिटकम्, कथम्भूतं वर्द्धमानस्वामि-जिनमतमित्याह ।

જિન-મત એટલે-રાગદિ શત્રુને જિતે, તે જિન. તે છદ્મસ્થ-વીતરાગ પણ હોય છે, પરંતુ તેમને તીર્થ-પ્રવર્ત્તનનો યોગ નહિ હોવાથી, જેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે, તેવા તીર્થંકરને જ ગ્રહણ કરવામાં આવે છે અને તેમાં પણ શ્રી વર્દ્ધમાનસ્વામીને, કારણ કે તેઓ વર્ત્તમાન તીર્થના અધિપતિ છે. તેમણે આચારાંગથી માંડીને દૃષ્ટિવાદ પર્યંતના બાર અંગરૂપ ગણિ-પિટક અર્થથી પ્રરૂપેલ છે. આ બાર અંગરૂપ ગણિ-પિટક તે જિન-મત.

नन्दी-[ नन्दिः ]—વૃદ્ધિ.

नन्दि શબ્દ જુદા જુદા અનેક અર્થોમાં વપરાય છે, જેમ કે બાર પ્રકારનાં વાજિંત્રોનો સાથે અવાજ, ગાંધાર ગ્રામની મૂર્છના, પ્રમોદ, હર્ષ, મતિજ્ઞાન આદિ પાંચ જ્ઞાન, વાંછિત અર્થની પ્રાપ્તિ,

મંગલ, સમૃદ્ધિ, જૈનાગમ-વિશેષ, વૃદ્ધિ વગેરે વગેરે. તેમાંથી અહીં વૃદ્ધિના અર્થમાં વપરાયેલો છે.

**सया**-[ **सदा** ]—સદા.

**संजमे**-[ **संयमे** ]—સંયમમાં, સંયમમાર્ગમાં, ચારિત્રમાં.

સંયમ એટલે કષાય તથા યોગનો નિગ્રહ. વ્યવહારમાં તેના નીચે મુજબ ૧૭ ભેદો પ્રસિદ્ધ છે :—

પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ, પાંચ અવ્રતોનો ત્યાગ, ચાર કષાયોનો જય, તથા મન, વચન અને કાયાની વિરતિ.

સંયમનો અર્થ ચારિત્ર પણ થાય છે. **संयमे चारित्रे** (લ. વિ.)

**देवं नाग सुवन्न-किन्नर-गण-स्सब्भूअ-भावच्चिए**-[ **देव-नाग-सुपर्ण-किन्नर-गण-सद्भूत-भावार्चिते** ]— દેવો, નાગકુમારો, સુપર્ણકુમારો અને કિન્નરદેવોના સમૂહવડે સદ્ભાવથી પૂજાયેલા.

**देव**—વૈમાનિક દેવો. સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન અ. ૮, પા. ૧, સૂ. ૨૬ માં **क्वचिच्छन्दः-पूरणेऽपि देवं-नाग-सुवण्ण**— જણાવ્યું છે, તથા યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વ્યાખ્યામાં **देवमित्य-नुस्वारः छन्दःपूरणे** એમ જણાવ્યું હોવાથી દેવ ઉપરનો અનુસ્વાર છંદની પૂર્તિ માટે સમજવાનો છે. **नाग**-નાગકુમાર. એ ભવનપતિ દેવનો એક પ્રકાર છે. **सुपर्ण**-સુપર્ણકુમાર. એ પણ ભવનપતિ દેવનો એક પ્રકાર છે. **किन्नर**-એ વ્યંતરજાતિના દેવોનો એક પ્રકાર છે. **सद्भूत-भाव**-સાચો ભાવ, હૃદયનો સાચો ઉલ્લાસ. અહીં છંદઃ-પૂર્તિ માટે **सद्भूत**ના **स** નો દ્વિર્ભાવ થયેલો છે. તેનાથી **अर्चित**-પૂજાયેલ.

**छंदपूर्ति**-માટે ઉમેરાયેલા **स** નું દૃષ્ટાંત દશવૈકાલિક-નિર્યુક્તિમાં મળે છે. તેની ગાથા ૧૨૫ માં અસંયત એ અર્થમાં **अस्संजय** શબ્દનો પ્રયોગ થયો છે.

**लोगो**-[ **लोकः** ]—લોક.

**लोक** શબ્દના ઘણા અર્થો થાય છે, તેમાંથી **लोकनं लोकः ज्ञानमेव** ( લ. વિ. ) **लोकनं**-જોવું તે, **लोक**-જ્ઞાન એ અર્થ અહીં સંગત છે. અથવા સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવમય લોકના અર્થમાં પણ તે ઘટી શકે છે.

**जत्थ**-[ **यत्र** ]—જ્યાં.

**पइट्ठिओ**-[ **प्रतिष्ठितः** ]—પ્રમાણ-સિદ્ધ.

**जगमिणं**-[ **जगत् इदम्** ]—આ જગત્.

**तेलुक्क-मच्चासुरं**-[ **त्रैलोक्य-मर्त्यासुरम्** ]-ત્રણ લોકના મનુષ્ય તથા [ સુર, ] અસુરાદિકને આધારરૂપ.

ત્રણ લોકમાં મનુષ્ય મધ્યલોકમાં હોય છે, અને [ સુરો ], અસુરો, સ્વર્ગ તથા પાતાળમાં હોય છે.

**धम्मो**-[ **धर्मः** ]—ધર્મ, શ્રુતધર્મ, જ્ઞાન.

શ્રુતધર્મ અને ચારિત્રધર્મ પૈકી અહીં શ્રુતધર્મ સમજવાનો છે.

**वड्ढउ**-[ **वर्धताम्** ]—વૃદ્ધિ પામો.

**सासओ (अं)**- **शाश्वतः( तम् )**—શાશ્વત, નિત્ય.

**विजयओ** [ **विजयतः** ]—વિજયથી.

વિશેષ પ્રકારે જય, તે વિજય તેથી.

**धम्मुत्तरं** [ **धर्मोत्तरम्** ]—ધર્મોત્તર, ચારિત્રધર્મ.

**सुअस्स** [ **श्रुतस्य** ]—શ્રુતને, શ્રુતજ્ઞાનને, શાસ્ત્રને.

શબ્દ નિમિત્તથી થતું જ્ઞાન, તે શ્રુતજ્ઞાન. શ્રુત એટલે સાંભળેલું, તીર્થંકરો પાસેથી સાંભળીને મેળવેલું. **જેમ કે सुयंमे**

**आउसं! तेणं भगवया एवमक्खायं-श्रुतं मया आयुष्मन्! तेन भगवता एवमाख्यातम्।** હે આયુષ્મન્! મેં સાંભળ્યું છે કે ભગવાને આમ કહેલું છે. અર્થાત્ તીર્થંકર ભગવાને આપેલા ઉપદેશનો ભાવ ગ્રહણ કરીને ગણધરો જે સૂત્રો ગુંથે છે, તે શ્રુત કહેવાય છે. તેના પર્યાય શબ્દો નીચે મુજબ છે:—

**सुय-सुत्त-गंथ-सिद्धंत-सासणे आण-वयण-उवएसो।**
**पण्णवणा आगम इव, एगट्ठा पज्जवा सुत्ते ॥**

—બૃહત્કલ્પ-વૃત્તિ સભાષ્ય, ભા. ગા. ૧૧૭.

શ્રુત, સૂત્ર, ગ્રંથ, સિદ્ધાંત, શાસન, આજ્ઞા, વચન, ઉપદેશ, પ્રજ્ઞાપના અને આગમ.

આવશ્યકસૂત્રની વૃત્તિમાં જણાવ્યું છે કે સામાયિકથી માંડીને બિંદુસારપૂર્વ સુધીનું જે જ્ઞાન, તે શ્રુત. **श्रुतं सामायिकादि बिंदुसारान्तम्।**

શ્રુતજ્ઞાન બે પ્રકારનું છે: અંગ-પ્રવિષ્ટ અને અંગ-બાહ્ય. અંગ શબ્દ અહીં સૂત્રરૂપ પુરુષના અંગ તરીકે યોજાયેલો છે. નંદીસૂત્રની ચૂર્ણિમાં **सुत्त-पुरिस**—સૂત્ર-પુરુષનો પરિચય નીચે મુજબ આપવામાં આવ્યો છે:—

આયાર અને સૂયગડ, બે પગ.

ઠાણ અને સમવાય, બે નળા.

વિવાહપણ્ણત્તિ અને નાયાધમ્મકહા, બે જાંઘ.

ઉવાસગદસા અને અંતગડદસા, પીઠ અને ઉદર.

અણુત્તરોવવાઇયદસા અને પણ્હાવાગરણ, બે હાથ.

વિવાગસુય, ડોક.

દિટ્ઠિવાય, મસ્તક.

અંગ-પ્રવિષ્ટને નિયત-શ્રુત ગણવામાં આવે છે, કારણ કે તે પ્રકારનું શ્રુત દરેક તીર્થંકરના વખતે અવશ્ય હોય છે અને અંગ-બાહ્યને અનિયત શ્રુત કહેવામાં આવે છે, કારણ કે તે દરેક તીર્થંકરના વખતમાં નિયમા હોતું નથી. નંદીસૂત્રમાં જણાવ્યા મુજબ અંગ-બાહ્ય શ્રુત બે પ્રકારનું છે:—(૧) આવશ્યક અને (૨) આવશ્યક-વ્યતિરિક્ત. તેમાં આવશ્યકના છ ભાગ છે:—(૧) સામાયિક, (૨) ચતુર્વિંશતિસ્તવ, (૩) વંદનક, (૪) પ્રતિક્રમણ, (૫) કાયોત્સર્ગ અને (૬) પ્રત્યાખ્યાન. તથા આવશ્યક-વ્યતિરિક્તના બે ભાગો છે: કાલિક શ્રુત અને ઉત્કાલિક શ્રુત. તેમાં જે શ્રુત દિવસની અને રાતની પહેલી અને ચોથી પૌરુષીમાં ભણાય, તે કાલિક શ્રુત અને જે સૂત્ર સૂર્યોદય, મધ્યાહ્ન, સૂર્યાસ્ત અને મધ્યરાત્રિ-એ ચારેની પહેલી છેલ્લી ઘડી સિવાય બાકીના સમયમાં ભણી શકાય તે ઉત્કાલિક શ્રુત. આ બે વિભાગમાં આવેલાં સૂત્રોની યાદી નંદીસૂત્રમાં તથા પાક્ષિકસૂત્રમાં આપેલી છે.

भगवओ-[ भगवतः ]—ભગવંતને.

શ્રુત શબ્દનું આ વિશેષણ છે. બંને પદો ચતુર્થી વિભક્તિના અર્થમાં ષષ્ઠીમાં યોજાયેલાં છે.

## (૪) તાત્પર્યાર્થ

सुयधम्म-थुई-श्रुतधर्म-स्तुतिः—શ્રુતધર્મની સ્તુતિ.

શ્રુત એટલે આગમ. તેના અધ્યયનરૂપ જે ધર્મ તે શ્રુતધર્મ. તેનું ગુણ-વર્ણન—સ્તુતિ જેમાં મુખ્ય છે તે, શ્રુત-ધર્મ સ્તુતિ. આવશ્યકસૂત્ર ચૂર્ણિ અને આવશ્યકસૂત્ર-ટીકામાં આ સૂત્રને શ્રુતભગવંતની સ્તુતિ सुतधम्मस्स भगवओ थुई રીતે ઓળખા-

વવામાં આવ્યું છે. દેવવંદન ભાષ્ય વગેરેમાં તેને શ્રુત-સ્તવ તરીકે સંબોધ્યું છે. પ્રારંભના શબ્દો પરથી તે પુક્ખરવર–સૂત્રના નામે પણ ઓળખાય છે.

અઢીદ્વીપ—મનુષ્ય—ક્ષેત્ર.

જંબૂદ્વીપ, ધાતકીખંડ અને અર્ધપુષ્કરાવર્તદ્વીપના સમૂહનું સાંકેતિક નામ અઢીદ્વીપ છે. મનુષ્યનો વાસ તેટલા ક્ષેત્ર પૂરતો મર્યાદિત હોઇને તેને મનુષ્ય–ક્ષેત્ર કહેવામાં આવે છે. હાલની ભૌગોલિક માન્યતા પ્રમાણે એશિયા ખંડ, આફ્રિકા ખંડ, યુરોપ ખંડ, અમેરિકા ખંડ અને આસ્ટ્રેલિયા ખંડ—એ પાંચ ખંડોમાં મનુષ્યની વસ્તી છે અને છઠ્ઠો એન્ટીઆર્કટીક ખંડ બહુધા વેરાન છે.

कर्मभूमि—મોક્ષ–સાધનને અનુકૂળ ક્ષેત્ર.

અમુક ક્ષેત્રો કર્મભૂમિ છે અને અમુક ક્ષેત્રો અકર્મભૂમિ છે; અન્ય દર્શનકારો પણ આ જાતની માન્યતા ધરાવે છે. જેમ કે વિષ્ણુપુરાણના બીજા અંશના ત્રીજા અધ્યાયમાં જણાવ્યું છે કેઃ—

**कर्मभूमिरियं स्वर्गमपवर्गं च गच्छताम् ।**

(ભારતવર્ષને ઉદ્દેશીને) આ કર્મભૂમિ છે, કે જ્યાંથી સ્વર્ગ અને મોક્ષમાં જઈ શકાય છે.

आदिकर—ધર્મની આદિ કરનારા.

સમયે સમયે એવા મહાપુરુષો જરૂર પ્રકટે છે કે જેઓ અર્હત્ બનીને–તીર્થંકર બનીને ધર્મમાર્ગનું સ્થાપન કરે છે અને એ રીતે વ્યવહારની દૃષ્ટિએ ધર્મમાર્ગની આદિ કરે છે. આ કાર્યમાં શ્રુતજ્ઞાન નિમિત્તભૂત થાય છે, એટલે તેઓ શ્રુતધર્મની આદિ કરનારા પણ કહેવાય છે.

દિટ્ઠિવાય, મસ્તક.

અંગ-પ્રવિષ્ટને નિયત-શ્રુત ગણવામાં આવે છે, કારણ કે તે પ્રકારનું શ્રુત દરેક તીર્થંકરના વખતે અવશ્ય હોય છે અને અંગ-બાહ્યને અનિયત શ્રુત કહેવામાં આવે છે, કારણ કે તે દરેક તીર્થંકરના વખતમાં નિયમા હોતું નથી. નંદીસૂત્રમાં જણાવ્યા મુજબ અંગ-બાહ્ય શ્રુત બે પ્રકારનું છે:—(૧) આવશ્યક અને (૨) આવશ્યક-વ્યતિરિક્ત. તેમાં આવશ્યકના છ ભાગ છે:—(૧) સામાયિક, (૨) ચતુર્વિંશતિસ્તવ, (૩) વંદનક, (૪) પ્રતિક્રમણ, (૫) કાયોત્સર્ગ અને (૬) પ્રત્યાખ્યાન. તથા આવશ્યક-વ્યતિ-રિક્તના બે ભાગો છે: કાલિક શ્રુત અને ઉત્કાલિક શ્રુત. તેમાં જે શ્રુત દિવસની અને રાતની પહેલી અને ચોથી પૌરુષીમાં ભણાય, તે કાલિક શ્રુત અને જે સૂત્ર સૂર્યોદય, મધ્યાહ્ન, સૂર્યાસ્ત અને મધ્યરાત્રિ-એ ચારેની પહેલી છેલ્લી ઘડી સિવાય બાકીના સમયમાં ભણી શકાય તે ઉત્કાલિક શ્રુત. આ બે વિભાગમાં આવેલાં સૂત્રોની યાદી નંદીસૂત્રમાં તથા પાક્ષિકસૂત્રમાં આપેલી છે.

**भगवओ**-[ **भगवतः** ]—ભગવંતને.

શ્રુત શબ્દનું આ વિશેષણ છે. બંને પદો ચતુર્થી વિભક્તિના અર્થમાં ષષ્ઠીમાં યોજાયેલાં છે.

## (૪) તાત્પર્યાર્થ

**सुयधम्म-थुई-श्रुतधर्म-स्तुतिः**—શ્રુતધર્મની સ્તુતિ.

શ્રુત એટલે આગમ. તેના અધ્યયનરૂપ જે ધર્મ તે શ્રુતધર્મ. તેનું ગુણ-વર્ણન—સ્તુતિ જેમાં મુખ્ય છે તે, શ્રુત-ધર્મ સ્તુતિ. આવશ્યકસૂત્ર ચૂર્ણિ અને આવશ્યકસૂત્ર-ટીકામાં આ સૂત્રને શ્રુતભગવંતની સ્તુતિ **सुतधम्मस्स भगवओ थुई** રીતે ઓળખા-

હે મનુષ્યો! (નય-નિક્ષેપથી) સિદ્ધ એવા જૈનદર્શનને હું નમસ્કાર કરું છું, કે જે દેવો, નાગકુમારો, સુપ-(વ)ર્ણ-કુમારો, કિન્નરો, આદિથી સાચા ભાવે પૂજાયેલ છે, તથા જે સંયમ-માર્ગની સદા વૃદ્ધિ કરનારું છે અને જેમાં સકલ પદાર્થો તથા ત્રણ લોકના મનુષ્ય અને [સુર,] અસુરાદિકને આધારરૂપ જગત વર્ણવાયેલું છે. આવા સંયમ-પોષક અને જ્ઞાન-સમૃદ્ધ દર્શન વડે પ્રવૃત્ત થયેલો શાશ્વત જૈનધર્મ વૃદ્ધિ પામો અને વિજયની પરંપરા વડે ચારિત્રધર્મ પણ નિત્ય વૃદ્ધિ પામો. ૪.

શ્રુત-ભગવાનની આરાધના-નિમિત્તે હું કાયોત્સર્ગ કરું છું વંદણ-વત્તિયાએ વગેરે.

## (૬) સૂત્ર-પરિચય

ભાષા અને સાહિત્ય આપણા જીવનમાં અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે. જો મનુષ્ય પાસે ભાષા (વ્યક્ત વર્ણોચ્ચાર) ન હોત, તો તેની અને પશુની વચ્ચે ઝાઝો તફાવત રહેત નહિ. ભાષાવડે મનુષ્ય પોતાની જરૂરિયાતો બીજાને જણાવી શકે છે, તથા પોતાના વિચારો બીજાને સંભળાવી શકે છે. તે જ રીતે બીજાના વિચારો સાંભળીને તે યાદ રાખી શકે છે, તથા તેમાંથી જે કંઈ ગ્રહણ કરવા જેવું હોય તે ગ્રહણ કરીને તેનો લાભ ઉઠાવી શકે છે.

ભાષાને વ્યવસ્થિત રીતે રજૂ કરવાની કલામાંથી સાહિત્ય-નિર્માણ થયું છે અને એ સાહિત્યનો પ્રચાર થવામાં લિપિએ અગત્યનો ભાગ ભજવ્યો છે. આ રીતે સાંભળીને મેળવેલું જ્ઞાન ભાષાબદ્ધ તથા લિપિબદ્ધ થવાથી અનેક મનુષ્યોને જ્ઞાનવૃદ્ધિનું નિમિત્ત બની શકે છે.

**सीमाधर**—મર્યાદા ધરનાર-આગમયુક્ત.

**आगमवन्त एव मर्यादां धारयन्ति** (આ. ટી.) જેઓ આગમવંત છે, તેઓ જ મર્યાદાને ધારણ કરે છે. એટલે સીમાધર શબ્દ અહીં આગમવંત-આગમ-યુક્તના અર્થમાં વપરાયેલો છે. આગમ. એટલે આપ્તવચનવાળું શાસ્ત્ર. શ્રુતજ્ઞાનમાં ગમે તે પુસ્તકનો સમાવેશ થતો નથી, પણ જે આગમરૂપ હોય તેનો જ સમાવેશ થાય છે.

**मोह-जाल**—મોહનીયકર્મની પ્રકૃતિઓ.

મોહનીયકર્મની પ્રકૃતિઓ એટલે મોહનીયકર્મ અને તેનાથી ઉત્પન્ન થતા ક્રોધ, માન, માયા, લોભ, રતિ, અરતિ, હાસ્ય, શોક, ભય, જુગુપ્સા, વેદ (જાતીયવૃત્તિ) અને મિથ્યાત્વ આદિ ભાવો.

**जाति-जरा-मरण-शोक**—જન્મ, જરા, મરણ અને શોક.

## (૫) અર્થ-સંકલના

અર્ધો પુષ્કરવરદ્વીપ, ધાતકીખંડ અને જંબૂદ્વીપ મળીને અઢીદ્વીપમાં આવેલા ભરત, ઐરવત અને મહાવિદેહ ક્ષેત્રોમાં શ્રુતધર્મની આદિ કરનારાઓને હું નમસ્કાર કરું છું. ૧.

અજ્ઞાનરૂપી અંધકારના સમૂહનો નાશ કરનાર, દેવ-સમૂહથી તથા નૃપ-સમૂહથી પૂજાયેલા અને મોહનીયકર્મની સર્વ જાળને તોડી નાખનાર મર્યાદાવંત શ્રુતધર્મને હું વંદન કરું છું. ૨.

જન્મ, વૃદ્ધાવસ્થા, મરણ અને શોકરૂપી સાંસારિક દુઃખનો નાશ કરનાર, ઘણાં કલ્યાણ અને વિશાળ સુખને આપનાર, દેવો, દાનવો અને રાજાઓના સમૂહથી પૂજાયેલ એવા શ્રુતધર્મનો સાર જાણ્યા પછી કયો માણસ ધર્મની આરાધના કરવામાં પ્રમાદ કરે? ૩.

ભગવાન મહાવીરનો ઉપદેશ તેમના અગિયાર ગણધરોએ ઝીલ્યો હતો અને તેઓએ તેના પરથી બાર અંગોની રચના કરી હતી, જે દ્વાદશાંગીના નામથી ઓળખાય છે. આ ઉપરાંત અન્ય શ્રુત-સ્થવિરોએ પણ સૂત્રોની રચના કરી છે, જે ગણધરોની રચનાને અનુસરીને હોવાથી તેમની કૃતિઓ જેટલી જ માન્ય ગણાય છે. આ પ્રકારે રચાયેલા સાહિત્યને માટે આગમ સંજ્ઞાનો પ્રયોગ થાય છે.

શ્રી મહાવીર-નિર્વાણ પછી તેમની છઠ્ઠી પાટે ચતુર્દશ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામી થયા. તેમના સમયમાં જૈન શ્રમણોની મુખ્ય વિહારભૂમિ-સમા મધ્યદેશમાં બારવર્ષી દુકાળ પડ્યો, એ દુકાળના કારણે સાધુઓ દૂર દૂર ચાલ્યા ગયા. કોઈ પર્વતની ગુફાઓમાં ગયા તો કોઈ નદીઓના તટ પર ગયા. વળી કેટલાક સમુદ્ર-કિનારે ગયા અને કેટલાક સાધુઓએ અનશન-પૂર્વક દેહ-ત્યાગ કર્યો.

આ દુકાળ બાર વર્ષ ચાલ્યો. ત્યારબાદ સાધુઓ પાછા ફરવા લાગ્યા. પરંતુ એ વખતે જણાયું કે દુકાળના સમયમાં સ્વાધ્યાય બરાબર નહિ થઈ શકવાથી કેટલાંક સૂત્રો તદ્દન ભૂલાઈ જવાયાં હતાં. એ પરથી પાટલીપુત્રમાં શ્રમણસંઘને એકત્ર કરવામાં આવ્યો ને બચેલું શ્રુત એકઠું કરવામાં આવ્યું. તેમાં અગિયાર અંગો બરાબર મળી આવ્યાં, પણ બારમું અંગ દૃષ્ટિવાદ મળ્યું નહિ.

શ્રી ભદ્રબાહુસ્વામી દૃષ્ટિવાદના જાણકાર હતા, પણ તેઓ એ સમયે નેપાલના માર્ગમાં રહીને મહપ્રાણ નામનું ધ્યાન ધરી રહ્યા હતા કે જે બાર વર્ષે સિદ્ધ થતું હતું, તેથી કેટલાક

શ્રી તીર્થંકરદેવોએ જે ઉપદેશ આપ્યો હતો, તે તેમના અતિબુદ્ધિશાળી અને લબ્ધિ-સંપન્ન આદ્ય શિષ્યોએ સારી રીતે ઝીલી લીધો હતો અને તેને સાહિત્યના રૂપમાં વ્યવસ્થિત કર્યો હતો. આ રીતે જે સાહિત્યનું નિર્માણ થયું, તેને શ્રુતજ્ઞાન તરીકે ઓળખાવવામાં આવે છે અને તેની સ્તુતિ કરવી-તેના ગુણોનું વર્ણન કરવું એ પ્રસ્તુત સૂત્રનો હેતુ છે, તેથી તે શ્રુતધર્મ-સ્તુતિ કહેવાય છે.

આ શ્રુતનો ઉદ્‌ભવ શ્રી તીર્થંકરદેવો દ્વારા થયેલો હોવાથી પ્રથમ સ્તુતિ તેમની કરવામાં આવે છે. જે લોકો એમ માને છે કે અમુક શાસ્ત્ર અથવા વેદો અપૌરુષેય છે, એટલે કે તેની ઉત્પત્તિ કોઈ પુરુષ દ્વારા થઈ નથી, તે માન્યતા આ રીતે નિરાધાર ઠરે છે. વાણીરૂપી શબ્દનું પ્રવર્ત્તન પુરુષ વિના થઈ શકતું નથી, તો સાહિત્યની રચના તો થાય જ ક્યાંથી? એટલે કે વેદો પણ કોઇએ બનાવેલા જ છે અને તેની રચના જોતાં એ વાત સહેજે જણાઈ આવે છે. તેનાં જુદા જુદા સૂક્તો જુદા જુદા ઋષિઓએ બનાવેલાં છે, જેમાંનાં કેટલાંક નામો તેમાંથી જ પ્રાપ્ત થાય છે.

શ્રી તીર્થંકરદેવો અર્હત્ બનીને જ્યારે કેવલજ્ઞાની થાય છે, ત્યારપછી તેઓ દેશના દે છે અને તેમની વાણી શ્રુત તરીકે ઝીલાય છે. એટલે એ વચનો અર્થ-ગંભીર, મધુર, નિરવદ્ય તથા પરમહિતકારી હોય એ સ્વાભાવિક છે. આવું સાહિત્ય તેમણે દર્શાવેલા વિચારોની પરંપરા યોગ્ય રીતે જાળવનારું હોઇને અતિપવિત્ર ગણાય છે અને તેથી જ તેને ભગવાનનું વિશેષણ આપવામાં આવ્યું છે.

કામ હાથ ધર્યું અને પુનર્ઘટના કરી. એટલે જૈનસૂત્રોની કુલ ત્રણ વાચનાઓ થઈ. એક પાટલીપુત્રી, બીજી માથુરી અને ત્રીજી વાલભી.

કાલ-ક્રમે પહેલાંનાં સંઘયણો (શરીર-બંધારણો) અને સ્મૃતિ ઓછાં થઈ ગયાં હતાં, તેથી સૂત્રો કંઠસ્થ રાખવાં ભારે મુશ્કેલ જણાવા લાગ્યાં. એટલે વીર-નિર્વાણ પછી ૯૮૦ મા વર્ષે વલભીપુરમાં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે જૈનશ્રમણસંઘને એકઠો કર્યો અને સૂત્રોને ગ્રંથારૂઢ કરવાનો નિર્ણય કર્યો. એ નિર્ણય અનુસાર શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે સૂત્રોને ફરી વ્યવસ્થિત કર્યાં ને તેને પુસ્તકારૂઢ કરાવ્યાં. આ વખતે પાટલીપુત્રી વાચના તો રહી જ ન હતી, પરંતુ માથુરી અને વાલભી બંને વાચનાઓ હયાત હતી અને તેમાં થોડો થોડો ફેર જણાતો હોવાથી સૂત્રો માથુરી-વાચના પ્રમાણે રાખ્યાં અને પાઠ-ભેદોનો તેમાં સમાવેશ કર્યો. આજે ઉપલબ્ધ થતાં આગમો આ રીતે શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ દ્વારા સંપાદિત થયેલાં છે.

આગમો પર નિર્યુક્તિઓ, ભાષ્યો, ચૂર્ણિઓ અને ટીકાઓ રચાયેલી છે. મૂળ સૂત્ર સાથે તેને પંચાંગી કહેવામાં આવે છે. આ વ્યાખ્યા-સાહિત્ય પૈકી નિર્યુક્તિઓ, ભાષ્યો અને ચૂર્ણિઓ પ્રાકૃત ભાષામાં છે, જ્યારે ટીકાઓ મુખ્યતયા સંસ્કૃત ભાષામાં છે.

અઢીદ્વીપ એટલે મનુષ્યલોકમાં જે તીર્થંકરોએ ધર્મનો પ્રચાર પવિત્ર આગમોના અર્થ-પ્રવર્તનદ્વારા કર્યો છે, તે સઘળા વંદનને

સાધુઓને તેમની પાસે મોકલવામાં આવ્યા અને તેમાંથી શ્રી સ્થૂલભદ્ર ૧૦ પૂર્વો સુધીનું જ્ઞાન પામી શક્યા. ત્યારબાદ શ્રી ભદ્રબાહુસ્વામી પાછા ફર્યા, પરંતુ એ વખતે એક ઘટના એવી બની ગઈ કે જેણે તેમને બાકીનાં પૂર્વોનું જ્ઞાન આપતા રોકી દીધા. શ્રી સ્થૂલભદ્રની સાતે બહેનોએ દીક્ષા લીધી હતી, તેઓ તેમને આવ્યા જાણીને વંદન કરવા ચાલી. આ વખતે શ્રી સ્થૂલભદ્રે પ્રાપ્ત કરેલી વિદ્યાનો કાંઈક ચમત્કાર બતાવવાના હેતુથી સિંહનું રૂપ ધારણ કર્યું. બહેનો સ્થૂલભદ્રના સ્થાન પર સિંહને જોઈને ખેદ પામી અને તે વાત તેમણે શ્રી ભદ્રબાહુસ્વામીને જણાવી. ચતુર્દશપૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામીને આ વાત સમજતાં વાર ન લાગી. તેમણે એ બહેનો (સાધ્વીઓ) ને કહ્યું કે તમે ફરી ત્યાં જાઓ, તમને શ્રી સ્થૂલભદ્રનાં દર્શન થશે શ્રી સ્થૂલભદ્ર આ વખતે પોતાના મૂળસ્વરૂપમાં આવી ગયા હતા. સાધ્વી-બહેનોએ તેમનાં દર્શન કર્યાં અને પ્રસન્નતા અનુભવી. આ બનાવને શ્રુત-મદ લેખી શ્રી ભદ્રબાહુસ્વામીએ બાકીનાં પૂર્વોનું જ્ઞાન શ્રી સ્થૂલ-ભદ્રને ન આપ્યુ. તે માટે શ્રી સ્થૂલભદ્રે માફી માગી, સંઘે વિનંતિ કરી પણ શ્રી ભદ્રબાહુસ્વામી પોતાના વિચારોમાં મક્કમ રહ્યા. છેવટે સંઘના અતિ આગ્રહથી બાકીનાં પૂર્વો માત્ર શબ્દથી આપ્યાં. આ બનાવ પછી પૂર્વોનું જ્ઞાન લુપ્ત થતું ગયું.

વિક્રમના બીજા સૈકામાં ફરી એક બારવર્ષી દુકાળ પડ્યો. તેના લીધે પુનઃ શ્રુત અવ્યવસ્થિત થઈ ગયું, પરંતુ વિ. સં. ૧૫૩ માં શ્રી આર્યસ્કંદિલાચાર્યે મથુરામાં શ્રમણસંઘને એકત્ર કર્યો અને તેમાં સૂત્રોની પુનઃ વ્યવસ્થા કરી. બરાબર આજ અરસામાં સૌરાષ્ટ્રમાં વલભીપુરમાં સ્થવિર નાગાર્જુને પણ સૂત્ર-વ્યવસ્થાનું

વિસ્તરા ચૈ. વૃ. માં શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના સ્વોપજ્ઞ વિવરણમાં, શ્રી શાંતિસૂરિએ ચેઇયવંદણ-મહાભાસમાં અને શ્રી દેવેન્દ્રસૂરિએ શ્રાવકપ્રતિક્રમણસૂત્રની વંદારુવૃત્તિમાં વિવેચન કરેલું છે.

આ સ્તુતિમાં સર્વ વર્ણ ૨૧૬ અને તેમાં ગુરુ ૩૪ તથા લઘુ ૧૮૨ છે.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્રનો મૂલપાઠ આવશ્યકસૂત્રના કાયોત્સર્ગ અધ્યયનમાં આપેલો છે..



યોગ્ય છે. અને તેથી શ્રુત-સ્તુતિમાં પ્રથમ નમસ્કાર સર્વ તીર્થંકરોને કરવામાં આવ્યો છે.

બીજી ગાથામાં શ્રુતનું મહત્ત્વ વર્ણવી તેને નમસ્કાર કરવામાં આવ્યો છે. આ શ્રુત અજ્ઞાનરૂપી અંધકારનો પડદો ચીરી નાખનારું છે, સુર-ગણ અને નરેંદ્રોથી પૂજાયેલું છે, મોહજાલને તોડનારું તથા ઉચિત મર્યાદાને ધારણ કરનારું છે.

ત્રીજી ગાથામાં તેના ગુણોનું વિશેષ વર્ણન કરવામાં આવ્યું છે. આ શ્રુતજ્ઞાનનું રહસ્ય જે કોઈ પામે છે, તેના જન્મ, જરા, મરણ અને શોક કાયમને માટે નાશ પામે છે તથા તે પુષ્કળ કલ્યાણ અને વિશાળ સુખનો ભાગીદાર થાય છે; તેથી કોઈ પણ સુજ્ઞ મનુષ્ય એના આરાધનમાં પ્રમાદ ન જ કરે, તેવી આશા વ્યક્ત કરવામાં આવી છે.

ચોથી ગાથામાં શ્રુતને સંયમધર્મનું પોષક તથા ચારિત્ર-ધર્મની વૃદ્ધિ કરનાર વિવિધ-જ્ઞાનથી વિભૂષિત વર્ણવીને શ્રુત-ધર્મનો અને ચારિત્રધર્મનો અહર્નિશ વિજય ઇચ્છવામાં આવ્યો છે.

આ સ્તુતિ પૂર્ણ કરીને શ્રુત-ભગવાનનો કાયોત્સર્ગ કરવામાં આવે છે, તેથી તેના પ્રારંભમાં શ્રુત-ભગવાનના વંદન નિમિત્તે કાયોત્સર્ગ કરું છું આદિ સૂત્ર બોલાય છે.

વિસ્તરા ચૈ. વૃ. માં શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના સ્વોપજ્ઞ વિવરણમાં, શ્રી શાંતિસૂરિએ ચેઇયવંદણ-મહાભાસમાં અને શ્રી દેવેન્દ્રસૂરિએ શ્રાવકપ્રતિક્રમણસૂત્રની વંદારુવૃત્તિમાં વિવેચન કરેલું છે.

આ સ્તુતિમાં સર્વ વર્ણ ૨૧૬ અને તેમાં ગુરુ ૩૪ તથા લઘુ ૧૮૨ છે.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્રનો મૂલપાઠ આવશ્યકસૂત્રના કાયોત્સર્ગ અધ્યયનમાં આપેલો છે..





# २४ सिद्ध-थुई

## [ सिद्ध-स्तवः ]

## 'સિદ્ધાણં બુદ્ધાણં' સૂત્ર

*

(૧) મૂલપાઠ

सिद्धाणं बुद्धाणं, पार-गयाणं परंपर-गयाणं ।
लोअग्गमुवगयाणं, नमो सया सव्व-सिद्धाणं ॥ १ ॥*

जो देवाण वि देवो, जं देवा पंजली नमंसंति ।
तं देवदेव-महिअं, सिरसा वंदे महावीरं ॥ २ ॥

इक्को वि नमुक्कारो, जिणवर वसहस्स वद्धमाणस्स ।
संसार-सागराओ, तारेइ नरं व नारिं वा ॥ ३ ॥

---

* આ સૂત્રની ગાથાઓ 'ગાહા' છંદમાં છે.

उज्जिंतसेल-सिहरे, दिक्खा नाणं निसीहिआ जस्स ।
तं धम्म-चक्कवट्टिं, अरिट्ठनेमिं नमंसामि ॥ ४ ॥

चत्तारि अट्ठ-दस-दो अ, वंदिआ जिणवरा चउव्वीसं ।
परमट्ठ-निट्ठिअट्ठा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ५ ॥

## ૨ નિમિત્ત-સંપદા

सिद्धेभ्यः बुद्धेभ्यः, पार-गतेभ्यः परम्पर-गतेभ्यः ।
लोकाग्रम् उपगतेभ्यः, नमः सदा सर्व-सिद्धेभ्यः ॥ १ ॥

यः देवानाम् अपि देवः, यं देवाः प्राञ्जलयः नमस्यन्ति ।
तं देवदेव-महितं, शिरसा वन्दे महावीरम् ॥ २ ॥

एकः अपि नमस्कारः, जिनवर-वृषभाय वर्द्धमानाय ।
संसार-सागरात्, तारयति नरं वा नारीं वा ॥ ३ ॥

उज्जयन्तशैल-शिखरे, दीक्षा ज्ञानं नैषेधिकी यस्य ।
तं धर्म-चक्रवर्तिनम्, अरिष्टनेमिं नमस्यामि ॥ ४ ॥

चत्वारः अष्ट दश द्वौ, च वन्दिताः जिनवराः चतुर्विंशतिः ।
परमार्थ-निष्ठितार्थाः, सिद्धाःसिद्धिं मम(मह्यं)दिशन्तु ॥ ५ ॥

## (૩) સામાન્ય અને વિશેષ અર્થ

**सिद्धाणं**-[ **सिद्धेभ्यः** ]-સિદ્ધોને.

સિદ્ધિગતિ પામેલા આત્માઓ, તે સિદ્ધો. વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૧, ૮, ૧૩.



# २४ सिद्ध-थुई

## [ सिद्ध-स्तवः ]

## 'સિદ્ધાણં બુદ્ધાણં' સૂત્ર

*

### (૧) મૂલપાઠ

सिद्धाणं बुद्धाणं, पार-गयाणं परंपर-गयाणं ।
लोअग्गमुवगयाणं, नमो सया सव्व-सिद्धाणं ॥ १ ॥*

जो देवाण वि देवो, जं देवा पंजली नमंसंति ।
तं देवदेव-महिअं, सिरसा वंदे महावीरं ॥ २ ॥

इक्को वि नमुक्कारो, जिणवर वसहस्स वद्धमाणस्स ।
संसार-सागराओ, तारेइ नरं व नारिं वा ॥ ३ ॥

---

* આ સૂત્રની ગાથાઓ 'ગાહા' છંદમાં છે.

આ ગુણસ્થાનો સંબંધી વિપુલ માહિતી કર્મગ્રંથોમાં તથા ગુણસ્થાનક ક્રમારોહ ઇત્યાદિમાં આપેલી છે.

**लोअग्गमुवगयाणं**–[ लोकाग्रम् उपगतेभ्यः ]–લોકના અગ્રભાગે ગયેલાઓને.

લોકપુરુષના મસ્તકભાગે સિદ્ધશિલા આવેલી છે, તે સિદ્ધશિલાથી એક યોજનના $\frac{૨૩}{૨૪}$ ભાગ એટલે ૭૯૯૯$\frac{૨}{૩}$ ધનુષ્ય દૂર ગયા પછી સિદ્ધ થયેલ આત્માઓના સ્થાનની શરૂઆત થાય છે અને છેલ્લો ચોવીસમો ભાગ જ્યાં પૂરો થાય છે ત્યાં સિદ્ધર્ષિના આત્માઓનું સ્થાન પૂરું થાય છે. અહીંથી આગળ માત્ર આકાશ જ આવેલું છે; જે અલોકાકાશ કહેવાય છે. તેમાં ધર્માસ્તિકાય કે અધર્માસ્તિકાય નામનાં મૂળ દ્રવ્યો રહેલાં નથી, તેથી ત્યાં આત્માની ગતિ કે સ્થિતિ સંભવતી નથી.

સિદ્ધિગતિ પ્રાપ્ત કરવાની યોગ્યતા મનુષ્યના ભવમાં જ છે, એટલે મનુષ્ય–દેહ છૂટી ગયા પછી આત્મા આ સ્થળે કેવી રીતે પહોંચી જાય છે, તે જાણવું જરૂરી છે. આત્માની સ્વાભાવિક ગતિ ઊર્ધ્વ છે, તેથી જ્યારે તેને કોઈ પણ પ્રકારનું કર્મ–બંધન ન હોય ત્યારે તે સીધી ઊર્ધ્વરેખા પ્રમાણે જ ગતિ કરે છે; એટલે જે સ્થળેથી તે છેલ્લો દેહ છોડે છે, તેના જ અગ્રભાગે સિદ્ધશિલા ઉપર સ્થિર થાય છે. આ ક્રિયાને પાણીમાં રહેલા તુંબડા સાથે સરખાવવામાં આવે છે. જેમ કોઈ તુંબડા પર કપડું વીંટાળી તેના પર માટીનો લેપ કર્યો હોય, એ રીતે વારંવાર કપડું વીંટાળ્યું હોય તથા માટીનો લેપ કર્યો હોય, તો એ તુંબડું પાણીને તળિયે બેસી જાય છે. હવે પાણીના ઘર્ષણથી તેની માટી પલળતી જાય ને કપડાંનો આંટો ઉકેલાતો જાય તો એક પછી એક તેના પરનાં બંધનો ઓછાં થતાં જાય છે; આ રીતે જ્યારે તેનાં બધાં બંધનો ઓછાં થઈ જાય ત્યારે કપડાં અને માટીમાંથી

बुद्धाणं-[ बुद्धेभ्यः ]—બુદ્ધોને.

વસ્તુનું યથાર્થ તત્ત્વ જેમણે જાણ્યું છે, તે બુદ્ધ. બધી વસ્તુનું યથાર્થ તત્ત્વ કેવલજ્ઞાન વડે જ જાણી શકાય છે, માટે બુદ્ધનો અર્થ કેવલજ્ઞાની થાય છે.

पार-गयाणं-[पार-गतेभ्यः]-પારંગતોને, પાર પામેલાઓને. पारं पर्यन्तं संसारस्य प्रयोजनव्रातस्य वा गताः पारगताः । (લ વિ.) સંસાર અથવા પ્રયોજન-સમૂહના પારને પામેલા, તે પારંગત.

परंपर-गयाणं-[ परम्पर-गतेभ्यः ]-પરંપરાને પામેલાઓને, ગુણસ્થાનની પરંપરાને પ્રાપ્ત થઇને મોક્ષે ગયેલાઓને.

એક પછી બીજું અને બીજા પછી ત્રીજું, એમ જે ક્રમસર ગોઠવાયેલું હોય છે, તેને પરંપર કહેવાય છે. તેના પરથી પરંપરાનો અર્થ હાર કે શ્રેણિ થાય છે. અહીં તે ગુણ-શ્રેણિને અનુલક્ષીને વપરાયેલો છે. આત્મા નિગોદાવસ્થાથી માંડીને સિદ્ધાવસ્થા સુધીમાં અનેક ભૂમિકાઓમાંથી પસાર થાય છે, તેને શાસ્ત્રકારોએ ચૌદ વિભાગમાં વહેંચી છે. આ ચૌદ ભૂમિકાઓને ચૌદ ગુણસ્થાન કહેવામાં આવે છે, જેનાં નામો નીચે મુજબ છે:—

(૧) મિથ્યાદૃષ્ટિ
(૨) સાસા(સ્વા)દન
(૩) મિશ્ર
(૪) અવિરતિ-સમ્યગ્દૃષ્ટિ
(૫) દેશવિરતિ
(૬) પ્રમત્ત
(૭) અપ્રમત્ત
(૮) અપૂર્વકરણ
(૯) અનિવૃત્ત
(૧૦) સૂક્ષ્મસંપરાય
(૧૧) ઉપશાંતમોહ
(૧૨) ક્ષીણમોહ
(૧૩) સયોગી કેવલી
(૧૪) અયોગી કેવલી

ચક્ર એટલે મંડળ, સૈન્ય, સમૂહ કે રાષ્ટ્ર. તેના પર જેની આણ વર્તે, તે ચક્રવર્તી. અથવા ચક્રરત્ન વડે જે છ ખંડની સાધના કરે, તેના પર વિજય મેળવે, તે ચક્રવર્તી. **चक्रेण रत्न-भूतेन प्रहरणविशेषेण वर्तितुं शीलमस्य चक्रवर्ती**—ચક્રરત્નવડે એટલે કે એક જાતના વિશિષ્ટ શસ્ત્રવડે જેની આજ્ઞા પ્રવર્તે છે, તે ચક્રવર્તી. ભારતવર્ષમાં ભરત વગેરે બાર ચક્રવર્તીઓ થયા છે. દુન્યવી સંપત્તિમાં તેઓ સર્વ રીતે અજોડ ગણાય છે; એ રીતે જેઓ ધર્મના ક્ષેત્રમાં સહુથી ઊંચું સ્થાન ધરાવે છે, તે ધર્મ-ચક્રવર્તી કહેવાય છે. આ વિશેષણ સામાન્ય રીતે તીર્થંકરોને જ લગાડવામાં આવે છે.

**अरिट्ठनेमिं**-[अरिष्टनेमिम्]-અરિષ્ટનેમિને, બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથને.

**नमंसामि**-[ नमस्यामि ]—હું નમું છું.

**चत्तारि**-[ चत्वारः ]—ચાર સંખ્યા-વિશેષ.

**अट्ठ**-[ अष्ट ]—આઠ.

**दस**-[ दश ]—દસ.

**दो**-[ द्वौ ]—બે.

**अ**-[ च ]—અને.

**वंदिआ**-] वन्दिताः]—વંદાએલા.

**जिणवरा**-[ जिनवराः ]—જિનેશ્વરો.

**चउव्वीसं**-[ चतुर्विंशतिः ]—ચોવીસ.

**परमट्ठ-निट्ठिअट्ठा**-[ परमार्थ-निष्ठितार्थाः ]—પરમાર્થથી કૃત-કૃત્ય થયેલા, મોક્ષ-સુખને પામેલા.

તે તુંબડું સંપૂર્ણ મુક્ત થાય છે અને તેથી સીધું ઊર્ધ્વગતિ કરીને પાણીના મથાળે પહોંચી જાય છે.

**नमो**-[ **नमः** ]—નમસ્કાર હો.

**सया**-[ **सदा** ]—સદા, નિરંતર.

**सव्व-सिद्धाणं**-[ **सर्व-सिद्धेभ्यः** ]—સર્વ સિદ્ધોને.

**जो**-[ **यः** ]—જે.

**देवाण**-[ **देवानाम्** ]—દેવોના.

**वि**-[ **अपि** ]—પણ.

**देवो**-[ **देवः** ]—દેવ, સ્વામી, અધિપતિ.

**जं**-[ **यम्** ]—જેને.

**देवा**-[ **देवाः** ]—દેવો, સર્વ પ્રકારના દેવો.

**पंजली**-[ **प्राञ्जलयः** ( **कृत-प्राञ्जलयः** ) —અંજલી કરેલા.

પ્રણામ કરવાને માટે સંપુટાકારે હાથ જોડવા, તેને અંજલિ કહે છે. લ. વિ. માં તેને માટે **विनय-रचित-करपुटाः** એવો અર્થ આપવામાં આવ્યો છે.

**नमंसंति**-[ **नमस्यन्ति** ]—નમે છે.

**तं**-[ **तम्** ]—તેને.

**देवदेव-महिअं**-[ **देवदेव-महितम्** ]-દેવોના દેવ વડે પૂજાએલા.

દેવના જે દેવ, તે દેવદેવ, તેના વડે **महित**-પૂજાએલા.

**सिरसा**-[ **शिरसा** ]—શિર વડે, મસ્તક વડે,

**वंदे**-[ **वन्दे** ]—હું વંદું છું.

**महावीरं**-[ **महावीरम्** ]—મહાવીરને.

પ્રવાહની અપેક્ષાએ દીર્ઘકાળની સ્થિતિવાળું અને સ્વભાવથી આત્માને મલિન કરનારું જે કર્મ તે આઠ પ્રકારે બંધાય છે. આ અષ્ટવિધ બદ્ધ કર્મને બાળી નાખે અર્થાત્ તેનો ક્ષય કરે તે સિદ્ધ કહેવાય છે, કારણ કે તે સિદ્ધની સિદ્ધતા છે.

સિદ્ધ થયેલા જીવોમાં વાસ્તવિક રીતે કોઈ ભેદ હોતો નથી, પરંતુ ભૂતકાળ તથા વર્તમાનકાળની દૃષ્ટિને સમક્ષ રાખવાથી તેમના સંબંધી વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. તે માટે તત્ત્વાર્થ સૂત્રમાં જણાવ્યું છે કેઃ—

क्षेत्र-काल-गति-लिङ्ग-तीर्थ-चारित्र-प्रत्येक-बुद्धबोधित-
ज्ञानावगाहना-ऽन्तर-सङ्ख्याऽल्प-बहुत्वतः साध्याः ।

(अ. १०, सू. ७)

(૧) ક્ષેત્ર, (૨) કાલ, (૩) ગતિ, (૪) લિંગ, (૫) તીર્થ, (૬) ચારિત્ર, (૭) પ્રત્યેક-બુદ્ધ-બોધિત, (૮) જ્ઞાન, (૯) અવગાહના, (૧૦) અંતર, (૧૧) સંખ્યા, (૧૨) અલ્પ-બહુત્વ-આ બાર બાબતોથી સિદ્ધજીવોનો વિચાર થઈ શકે છે.

## સામાન્ય દૃષ્ટિએ

(૧) ક્ષેત્ર—મનુષ્યલોકમાંથી સિદ્ધ થાય છે.

(૨) કાળ—બધા કાળમાં સિદ્ધ થાય છે.

(૩) ગતિ—અંતિમ ભાવથી વિચાર કરતાં મનુષ્યગતિમાંથી સિદ્ધ થાય છે.

(૪) લિંગ—જૈન-લિંગવાળા સિદ્ધ થાય છે, પરલિંગવાળા સિદ્ધ થાય છે અને ગૃહસ્થ-લિંગવાળા પણ સિદ્ધ થાય છે. અથવા સ્ત્રી, પુરુષ અને કૃત્રિમ નપુંસક એમ ત્રણે લિંગવાળા સિદ્ધ થાય છે.

પરમ એટલે ઉત્તમ, શ્રેષ્ઠ, ઉત્કૃષ્ટ, અત્યંત કે મુખ્ય અને અર્થ એટલે પ્રયોજન, ધ્યેય કે સારાંશ. એના પરથી પરમાર્થ-શબ્દ મુખ્ય કાર્ય, મુખ્ય ધ્યેય કે છેવટના સારરૂપ મોક્ષને માટે વપરાય છે. નિષ્ઠિત-પૂરું થયેલું છે अर्थ-ધ્યેય જેનું તે નિષ્ઠિતાર્થ. સારાંશ કે જેમણે મોક્ષ મેળવવારૂપ પોતાનું કાર્ય પૂરું કરી લીધું છે; તે **परमार्थ-निष्ठितार्थ** કહેવાય છે.

**सिद्धा**-[ सिद्धाः ]—સિદ્ધો.

**सिद्धिं**-[ सिद्धिम् ]—સિદ્ધિ.

**मम**-[ मम ]—મને.

**दिसंतु**-[ दिसन्तु ]—આપો.

## (૪) તાત્પર્યાર્થ

**सिद्ध-थुई**-સિદ્ધોની સ્તુતિ.

જે સૂત્રમાં સિદ્ધોની સ્તુતિ મુખ્ય છે, તે સિદ્ધ-થુઈ. શ્રી આવશ્યક-ચૂર્ણિ તથા આવશ્યક-ટીકામાં આ સૂત્રને સિદ્ધોની સ્તુતિ તરીકે ઓળખાવ્યું છે. અન્ય વ્યાખ્યાકારોએ તેનો ઉલ્લેખ સિદ્ધ-સ્તવ તરીકે પણ કરેલો છે. પ્રારંભિક શબ્દો પરથી તે સિદ્ધાણં બુદ્ધાણં સૂત્રના નામથી પણ ઓળખાય છે.

**सिद्ध**-સિદ્ધ પરમાત્મા.

સિદ્ધાવસ્થા એ આત્માનું પરમવિશુદ્ધ સ્વરૂપ છે. તેની પ્રાપ્તિ અંગે વિ. આ. ભા. માં કહ્યું છે કે:—

**दीहकाल-रयं जं तु, कम्मं से सियमट्ठहा ।**
**सियं धंतं ति सिद्धस्स, सिद्धत्तमुवजायइ ॥ ३०२९ ॥**

વચ્ચેનું અંતર જઘન્ય એક સમયનું અને ઉત્કૃષ્ટ છ માસનું હોય છે.

(૧૧) સંખ્યા—એક સમયમાં જઘન્યથી એક અને ઉત્કૃષ્ટથી એકસો ને આઠ સિદ્ધ થઈ શકે છે.

(૧૨) અલ્પ-બહુત્વ—ઉપરના અગિયાર ભેદોમાંથી સંભાવ્ય ભેદોની પરંપરામાં ન્યૂનાધિકતાનો વિચાર કરવો, તે અલ્પ બહુત્વ વિચારણા છે.

સિદ્ધો વંદ્ય અને સ્તુત્ય છે, કારણ કે તેઓ અનંત ચતુષ્ટયાદિ ગુણોથી યુક્ત છે. વળી તેમના લીધે મુમુક્ષુઓને મોક્ષનો પ્રત્યય થાય છે, મોક્ષમાર્ગના સાધનોનો પ્રત્યય થાય છે અને મોક્ષ મેળવવા માટેનો ઉત્સાહ પ્રકટે છે, તેથી મુમુક્ષુઓને માટે તેઓ અવિનાશીપણાની બુદ્ધિ ઉત્પન્ન કરનારા હોઇને ઉપકારક છે.

**बुद्ध**—સર્વજ્ઞ.

**अवगताशेषाविपरीततत्त्वा बुद्धा उच्यन्ते** (આ. ટી.)

જેમણે સમગ્ર તત્ત્વોને અવિપરીતપણે જાણી લીધા છે, તે બુદ્ધો કહેવાય છે. આ દૃષ્ટિએ બુદ્ધનો અર્થ સર્વજ્ઞ થાય છે.

**पार-गत**—અપુનર્ભાવે સંસારને તરી ગયેલા.

**परंपर-गत**—પરંપર-સિદ્ધ.

**सव्व-सिद्ध**—સર્વ પ્રકારના સિદ્ધો.

સિદ્ધો પંદર પ્રકારના છે. પ્રજ્ઞાપનાસૂત્રનાં પ્રથમ પદે તેના ભેદો નીચે મુજબ જણાવેલા છે:—

१ **तित्थ-सिद्ध**—તીર્થ-સિદ્ધો—જંબૂસ્વામીની જેમ તીર્થની વિદ્યમાનતામાં સિદ્ધ થયેલા.

(૫) તીર્થ—તીર્થંકરરૂપમાં સિદ્ધ થાય છે અને અતીર્થંકર-રૂપમાં પણ સિદ્ધ થાય છે. અતીર્થંકરરૂપમાં તીર્થ ચાલુ હોય ત્યારે પણ સિદ્ધ થાય છે અને ન હોય ત્યારે પણ સિદ્ધ થાય છે.

(૬) ચારિત્ર—ભૂતકાળની દૃષ્ટિએ અંતિમ સમય ધ્યાનમાં લેતાં યથાખ્યાતચારિત્રે જ સિદ્ધ થાય છે.

(૭) પ્રત્યેકબુદ્ધ અને બુદ્ધ-બોધિત—પ્રત્યેકબુદ્ધ અને બુદ્ધ-બોધિત બંને સિદ્ધ થાય છે. જે પોતાની જ્ઞાન-શક્તિથી બોધ પામે છે, તે સ્વયંબુદ્ધ-પ્રત્યેક બુદ્ધ કહેવાય છે. તેમના બે પ્રકારો છે. તીર્થંકર અને તીર્થંકરભિન્ન (કરકંડૂ, સમુદ્રપાલ આદિ પ્રત્યેક બુદ્ધ છે). જેઓ ઉપદેશ પામીને જ મોક્ષમાં જાય છે, તે બુદ્ધ-બોધિત કહેવાય છે. તેમના પણ બે પ્રકારો છે: એક પરબોધક એટલે બીજાને ઉપદેશ આપનારા અને બીજા સ્વેષ્ટકારી એટલે કેવલ પોતાનું જ કલ્યાણ કરનારા.

(૮) જ્ઞાન—વર્તમાન કાળની દૃષ્ટિથી માત્ર કેવલજ્ઞાનવાળાને જ મુક્તિ મળે છે.

(૯) અવગાહના—ઊંચાઈ. ઉત્કૃષ્ટ પાંચસો ધનુષ્ય અને જઘન્યથી બે હાથ ઊંચાઈવાળા સિદ્ધ થાય. જે અવગાહનાથી સિદ્ધ થયા હોય, તેની બે તૃતીયાંશ અવગાહના મુક્તિમાં હોય છે.

(૧૦) અંતર—એકના સિદ્ધ થયા પછી તરત જ બીજો સિદ્ધ થાય તે નિરંતર-સિદ્ધ કહેવાય છે. જઘન્ય બે સમય અને ઉત્કૃષ્ટ આઠ-સમય સુધી નિરંતર સિદ્ધિ ચાલુ હોય છે. નવમા સમયે કોઈ પણ મોક્ષે જાય નહિ. એકના સિદ્ધ થયા પછી બીજા સમયે કોઈ પણ સિદ્ધ ન થાય અને ત્રીજા સમયે કોઈ સિદ્ધ થાય તો તે સાંતર સિદ્ધ કહેવાય. એક સિદ્ધ થયા પછી બીજા સિદ્ધ થનારની

૧૪ एग-सिद्ध—એક-સિદ્ધો—એક સમયે એક સિદ્ધ થયેલા.

૧૫ अणेग-सिद्ध...અનેક-સિદ્ધો—એક સમયે અનેક સિદ્ધ થયેલા.

इक्को वि नमुक्कारो—સામર્થ્ય યોગનો એક પણ નમસ્કાર

શાસ્ત્રકારોએ યોગના ત્રણ પ્રકાર કહ્યા છે-ઇચ્છાયોગ, શાસ્ત્ર-યોગ અને સામર્થ્યયોગ. તે ત્રણ યોગો પૈકી અહીં સામર્થ્યયોગનો નમસ્કાર સમજવો કે જે અંતર્મુહૂર્ત્તમાં કેવલજ્ઞાન આપે છે. આ ત્રણે પ્રકારના યોગના વિશેષ વર્ણન માટે જુઓ યોગદષ્ટિસમુચ્ચય તથા લલિતવિસ્તરા ચૈત્યવંદનવૃત્તિ.

चत्तारि अट्ठ दस दो—ચાર, આઠ, દસ અને બે. કુલ ચોવીસ.

### (૫) અર્થ-સંકલના

સિદ્ધિપદને પામેલા, સર્વજ્ઞ, અપુનર્ભાવે સંસારનો પાર પામેલા, પરંપર-સિદ્ધ થયેલા અને લોકના અગ્રભાગને પ્રાપ્ત થયેલા, એવા સર્વ સિદ્ધ ભગવંતોને સદા નમસ્કાર હો. ૧.

જે દેવોના પણ દેવ છે, જેને દેવો અંજલિપૂર્વક નમસ્કાર કરે છે તથા જેઓ ઇંદ્રોવડે પૂજાયેલા છે, તે શ્રી મહાવીર પ્રભુને હું મસ્તક નમાવીને વંદન કરું છું. ૨.

જિનેશ્વરોમાં ઉત્તમ એવા શ્રી મહાવીર પ્રભુને (સામર્થ્ય-યોગથી) કરાયેલો એક નમસ્કાર પણ નર કે નારીને સંસાર-સમુદ્રથી તારે છે. ૩.

જેમનાં દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણ ઉજ્જયંત (ગિરનાર) પર્વતના શિખર પર થયાં છે, તે ધર્મચક્રવર્તી શ્રી અરિષ્ટનેમિને હું નમસ્કાર કરું છું. ૪.

ચાર, આઠ, દસ અને બે, એમ વંદન કરાયેલા ચોવીસે તીર્થંકરો તથા જેમણે પરમાર્થ (મોક્ષ) ને સંપૂર્ણ સિદ્ધ કર્યો છે, તેવા સિદ્ધો મને સિદ્ધિ આપો. ૫.

૨ अतित्थ-सिद्ध—અતીર્થ-સિદ્ધો—મરુદેવી-માતાની જેમ તીર્થની વિદ્યમાનતા વિના-સ્થાપના પહેલાં સિદ્ધ થયેલા, તીર્થના વ્યવચ્છેદકાલમાં જાતિસ્મરણાદિથી સિદ્ધ થયેલા.

૩ तित्थगर-सिद्ध—તીર્થંકર-સિદ્ધો—શ્રી ઋષભદેવ વગેરેની જેમ તીર્થંકર થઇને સિદ્ધ થયેલા.

૪ अतित्थगर-सिद्ध—અતીર્થંકર-સિદ્ધો—ભરત ચક્રવર્તીની જેમ સામાન્ય કેવળી સિદ્ધ થાય તે.

૫ सयंवुद्ध-सिद्ध—સ્વયંબુદ્ધ-સિદ્ધો—આર્દ્રકુમારની જેમ જાતે જ બોધ પામીને સિદ્ધ થયેલા.

૬ पत्तेयवुद्ध-सिद्ध—પ્રત્યેકબુદ્ધ-સિદ્ધો—કરકંડૂની જેમ એકાદ નિમિત્તથી બોધ પામીને સિદ્ધ થયેલા.

૭ वुद्धवोहिय-सिद्ध—બુદ્ધબોધિત-સિદ્ધો—આચાર્યાદિથી બોધ પામેલા.

૮ इत्थीलिंग-सिद्ध—સ્ત્રીલિંગ-સિદ્ધો—ચંદનબાલાની જેમ સ્ત્રીલિંગે સિદ્ધ થયેલા.

૯ पुरिसलिंग-सिद्ध—પુરુષલિંગ-સિદ્ધો—ઇલાચીપુત્રની જેમ પુરુષલિંગે સિદ્ધ થયેલા.

૧૦ नपुंसकलिंग-सिद्ध—નપુંસકલિંગ-સિદ્ધો—ગાંગેયની જેમ નપુંસકલિંગે સિદ્ધ થયેલા.

૧૧ सलिंग सिद्ध—સ્વલિંગ-સિદ્ધો—સાધુવેષમાં સિદ્ધ થયેલા.

૧૨ अण्णलिंग-सिद्ध—અન્યલિંગ-સિદ્ધો—વલ્કલચીરીની જેમ બીજા વેષમાં સિદ્ધ થયેલા.

૧૩ गिहिलिंग-सिद्ध—ગૃહસ્થલિંગ-સિદ્ધો—ચિલાતીપુત્રની જેમ ગૃહસ્થના વેષે સિદ્ધ થયેલા.

૧૪ **एग-सिद्ध**—એક-સિદ્ધો—એક સમયે એક સિદ્ધ થયેલા.

૧૫ **अणेग-सिद्ध**...અનેક-સિદ્ધો—એક સમયે અનેક સિદ્ધ થયેલા.

**इक्को वि नमुक्कारो**—સામર્થ્ય યોગનો એક પણ નમસ્કાર

શાસ્ત્રકારોએ યોગના ત્રણ પ્રકાર કહ્યા છે-ઇચ્છાયોગ, શાસ્ત્ર-યોગ અને સામર્થ્યયોગ. તે ત્રણ યોગો પૈકી અહીં સામર્થ્યયોગનો નમસ્કાર સમજવો કે જે અંતર્મુહૂર્ત્તમાં કેવલજ્ઞાન આપે છે. આ ત્રણે પ્રકારના યોગના વિશેષ વર્ણન માટે જુઓ યોગદષ્ટિસમુચ્ચય તથા લલિતવિસ્તરા ચૈત્યવંદનવૃત્તિ.

**चत्तारि अट्ठ दस दो**—ચાર, આઠ, દસ અને બે. કુલ ચોવીસ.

## (૫) અર્થ-સંકલના

સિદ્ધિપદને પામેલા, સર્વજ્ઞ, અપુનર્ભાવે સંસારનો પાર પામેલા, પરંપર-સિદ્ધ થયેલા અને લોકના અગ્રભાગને પ્રાપ્ત થયેલા, એવા સર્વ સિદ્ધ ભગવંતોને સદા નમસ્કાર હો. ૧.

જે દેવોના પણ દેવ છે, જેને દેવો અંજલિપૂર્વક નમસ્કાર કરે છે તથા જેઓ ઇંદ્રોવડે પૂજાયેલા છે, તે શ્રી મહાવીર પ્રભુને હું મસ્તક નમાવીને વંદન કરું છું. ૨.

જિનેશ્વરોમાં ઉત્તમ એવા શ્રી મહાવીર પ્રભુને (સામર્થ્ય-યોગથી) કરાયેલો એક નમસ્કાર પણ નર કે નારીને સંસાર-સમુદ્રથી તારે છે. ૩.

જેમનાં દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણ ઉજ્જયંત (ગિરનાર) પર્વતના શિખર પર થયાં છે, તે ધર્મચક્રવર્તી શ્રી અરિષ્ટનેમિને હું નમસ્કાર કરું છું. ૪.

ચાર, આઠ, દસ અને બે, એમ વંદન કરાયેલા ચોવીસે તીર્થંકરો તથા જેમણે પરમાર્થ (મોક્ષ)ને સંપૂર્ણ સિદ્ધ કર્યો છે, તેવા સિદ્ધો મને સિદ્ધિ આપો. ૫.

## (૬) સૂત્ર-પરિચય

અધ્યાત્મનું અંતિમ ધ્યેય સિદ્ધાવસ્થા છે. આ અવસ્થામાં જે નિરતિશય સુખ રહેલું છે, તેની વાસ્તવિક કલ્પના કેવળ બુદ્ધિથી આવી શકે તેમ નથી. જેમ કૂવામાં રહેલો દેડકો ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં મહાસાગરની વિશાળતાને કલ્પી શકતો નથી, જેમ એક અરણ્યવાસી બહુ બહુ પ્રયત્ન કરવા છતાં સંસ્કૃત-સમાજનાં સુખ-સાધનોની કલ્પના કરી શકતો નથી, અથવા તો નિત્ય કાંગ, કોદ્રવા કે કુશકાનું ભોજન કરનારો દરિદ્ર-પુરુષ ગમે તેટલી કલ્પનાઓ દોડાવવા છતાં ચક્રવર્તીના ભોજનનો વાસ્તવિક ખ્યાલ લાવી શકતો નથી, તેમ વિષયની આકાંક્ષાથી ઉત્પન્ન થતા સુખરૂપી ખાબોચિયામાં ડૂબેલા જીવો સિદ્ધાવસ્થાની સુખ-સંપત્તિનો ખ્યાલ કરી શકતા નથી. આ સંસારનું કોઈ પણ સુખ એ સુખની અંશમાત્ર પણ બરોબરી કરી શકે તેવું નથી. શ્રી ભદ્રબાહુસ્વામીએ આવશ્યક-નિર્યુક્તિમાં જણાવ્યું છે કે :—

**नवि अत्थि माणुसाणं, तं सुक्खं नेव सव्वदेवाणं ।**
**जं सिद्धाणं सुक्खं, अव्वाबाहं उवगयाणं ॥ ९८० ॥**

તે સુખ મનુષ્યને નથી કે સર્વ દેવોને પણ નથી, કે જે સુખ અવ્યાબાધ સ્થિતિને પામેલા સિદ્ધોને છે.

વળી તેમણે જણાવ્યું છે કે :-

**सुरगण-सुहं समत्तं, सव्वद्धा-पिंडिअं अणंतगुणं ।**
**न य पावइ मुत्तिसुहं, णंताहि वि वग्ग-वग्गूहिं ॥९८१॥**

દેવોનાં સર્વકાલનાં એકઠાં કરેલ સમસ્ત સુખને અનંતગણું કરવામાં આવે, અને તેને અનંત વાર વર્ગના વર્ગથી ગુણવામાં આવે, તો પણ તે સુખ મુક્તિ-સુખની બરોબર થઈ શકતું નથી.

સિદ્ધાવસ્થામાં જન્મ નથી, જરા નથી અને મરણ પણ નથી; તેથી તેમાં ભય, શોક કે કોઈ પણ પ્રકારનું દુઃખ નથી; પરંતુ ત્યાં અનંત અનંત સુખની સ્થિતિ વ્યાપી રહી છે અને એ સ્થિતિ કાલથી બદ્ધ નથી, એટલે કે તે અનંત કાલ સુધી તેવી ને તેવી જ રહેવાની છે. આ સ્થિતિને પ્રાપ્ત કરવી એ પ્રત્યેક ભવ્ય આત્માનું અંતિમ લક્ષ્ય છે; તેથી પરમેષ્ઠિપદે રહેલા અરિહંતો, આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓની સઘળી સાધના તેને માટે જ હોય છે. અરિહંતો પણ જ્યારે દીક્ષા લે છે, ત્યારે નમો સિદ્ધાણં એ પદનો જ ઉચ્ચાર કરીને સામાયિકની પ્રતિજ્ઞા અંગીકાર કરે છે. આ રીતે સિદ્ધ ભગવંતો અરિહંતોને પણ માનનીય છે, તો છદ્મસ્થો માટે કહેવું જ શું ? એટલે મોક્ષના આદર્શનો ખ્યાલ સતત રહ્યા કરે તે માટે સિદ્ધ ભગવાનની સ્તુતિ કરવી આવશ્યક છે.

સિદ્ધ ભગવંત કર્મક્ષય-સિદ્ધ છે, એમ દર્શાવવા તેમને માત્ર સિદ્ધ કહ્યાં છે. આ સિદ્ધાવસ્થામાં જ્ઞાનનો અભાવ નથી, તેમ દર્શાવવાને માટે તેમને બુદ્ધ-સર્વજ્ઞ કહ્યા છે. આ સ્થિતિ પ્રાપ્ત થયા પછી તે પાછા આવવાના નથી, એટલે તેમને પારગત કહ્યા છે અને આ પ્રમાણેની સિદ્ધ અવસ્થા ગુણસ્થાનની પરંપરાવડે જ પ્રાપ્ત થતી હોવાથી તેમને પરંપરગત કહ્યા છે. તેઓનું સ્થાન લોકના અગ્રભાગે એટલે સિદ્ધશિલાથી ૭૬૬૬$\frac{૨}{૩}$ ધનુષ્ય દૂર છે, એમ પણ આ સ્તુતિમાં જણાવ્યું છે.

## (૬) સૂત્ર-પરિચય

અધ્યાત્મનું અંતિમ ધ્યેય સિદ્ધાવસ્થા છે. આ અવસ્થામાં જે નિરતિશય સુખ રહેલું છે, તેની વાસ્તવિક કલ્પના કેવળ બુદ્ધિથી આવી શકે તેમ નથી. જેમ કૂવામાં રહેલો દેડકો ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં મહાસાગરની વિશાળતાને કલ્પી શકતો નથી, જેમ એક અરણ્યવાસી બહુ બહુ પ્રયત્ન કરવા છતાં સંસ્કૃત-સમાજનાં સુખ-સાધનોની કલ્પના કરી શકતો નથી, અથવા તો નિત્ય કાંગ, કોદ્રવા કે કુશકાનું ભોજન કરનારો દરિદ્ર-પુરુષ ગમે તેટલી કલ્પનાઓ દોડાવવા છતાં ચક્રવર્તીના ભોજનનો વાસ્તવિક ખ્યાલ લાવી શકતો નથી, તેમ વિષયની આકાંક્ષાથી ઉત્પન્ન થતા સુખરૂપી ખાબોચિયામાં ડૂબેલા જીવો સિદ્ધાવસ્થાની સુખ-સંપત્તિનો ખ્યાલ કરી શકતા નથી. આ સંસારનું કોઈ પણ સુખ એ સુખની અંશમાત્ર પણ બરોબરી કરી શકે તેવું નથી. શ્રી ભદ્રબાહુસ્વામીએ આવશ્યક-નિર્યુક્તિમાં જણાવ્યું છે કે :—

नवि अत्थि माणुसाणं, तं सुक्खं नेव सव्वदेवाणं ।
जं सिद्धाणं सुक्खं, अव्वाबाहं उवगयाणं ॥ ९८० ॥

તે સુખ મનુષ્યને નથી કે સર્વ દેવોને પણ નથી, કે જે સુખ અવ્યાબાધ સ્થિતિને પામેલા સિદ્ધોને છે.

વળી તેમણે જણાવ્યું છે કે :—

सुरगण-सुहं समत्तं, सव्वद्धा-पिंडिअं अणंतगुणं ।
न य पावइ मुत्तिसुहं, णंताहि वि वग्ग-वग्गूहिं ॥ ९८१ ॥

મુજબ : उज्जित० चत्तारि० ધર્મસંગ્રહમાં પણ એ જ મતલબની નોંધ છે.

પાંચમી ગાથામાં ચોવીસ તીર્થંકરોની સંખ્યાનું જે રીતે વર્ગીકરણ થયેલું છે, તેના પરથી એ ગાથાનો સંબંધ અષ્ટાપદ તીર્થની સાથે સમજવાનો છે. શ્રી ભરત ચક્રવર્તીએ બંધાવેલા સિંહનિષદ્યા-પ્રાસાદમાં દક્ષિણ દિશામાં ચાર, પશ્ચિમ દિશામાં આઠ, ઉત્તર દિશામાં દસ અને પૂર્વ દિશામાં બે જિનબિંબો આવેલાં છે.

ચેઇયવંદણ મહાભાસમાં આ ગાથાનો અર્થ નીચે મુજબ કરવામાં આવ્યો છે:—

चउरो उसभजिणाओ, अट्ठ य सुमईजिणाओ आरब्भ ।
विमलजिणाओ दस दो अ, वंदिया पास-वीरजिणा ॥
सव्वे वि जिणवरा ते, चउव्वीसं भरतखेत्त संभूता

(૭૬૯-૭૭૦)

ઋષભજિનથી ચાર, સુમતિજિનથી આઠ, વિમલજિનથી દસ અને પાર્શ્વ તથા વીરજિન એ રીતે ભરતક્ષેત્રમાં થઈ ગયેલા ચોવીસે જિનવરો વાંદ્યા.

આ રીતે ચોવીસે તીર્થંકરો જે પરમાર્થ એટલે મોક્ષથી નિષ્ઠિતાર્થ થઇને—કૃતકૃત્ય થઇને સિદ્ધ ભગવંતરૂપે વિરાજે છે, તે મને સિદ્ધિ આપો.

આ સૂત્ર પર આવશ્યક-ચૂર્ણિ, આવશ્યક-ટીકા, લ. વિ. ચૈ. વૃત્તિ, યોગશાસ્ત્ર સ્વો. વિ., ચૈ. મહાભાષ્ય, દેવવંદન-ભાષ્ય વગેરેમાં વિવરણ થયેલું છે.

બીજો નમસ્કાર શ્રી મહાવીરસ્વામીને કરવામાં આવ્યો છે, કારણ કે તેઓ છેલ્લા ભવ વખતે દ્રવ્ય-સિદ્ધ હતા અને આજે ભાવ-સિદ્ધ છે. દેવના દેવો વડે પણ તેઓ વંદાયા અને પૂજાયા હતા, કારણ કે તેઓએ ચાર ઘાતીકર્મના ક્ષય વડે અર્હત્‌પણું-પૂજાને યોગ્યપણું ઉપાર્જન કર્યું હતું. આવા શ્રી મહાવીરને અપૂર્વ આત્મબળથી જે કોઈ મુમુક્ષુ નમસ્કાર કરે છે, તે નર હોય કે નારી હોય [કે નપુંસક હોય] પણ આ સંસાર-સાગરને તરી જાય છે. [શાસ્ત્રોમાં કૃત્રિમ નપુંસકને મોક્ષના અધિકારી માનેલા છે.] ચોથી અને પાંચમી ગાથાઓ પછીથી ઉમેરાયેલી છે. તેમાં ચોથી ગાથામાં બાવીસમા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિને નમસ્કાર કરવામાં આવ્યો છે અને તે દ્વારા ગિરનાર તીર્થનો નિર્દેશ કરવામાં આવ્યો છે. તે સંબંધી શ્રી હરિભદ્રસૂરિએ લ. વિ. માં જણાવ્યું છે કે :—

एतास्तिस्रः स्तुतयो नियमेनोच्यन्ते, केचित् तु अन्या अपि पठन्ति, न च तत्र नियम इति न तद्-व्याख्यानक्रिया ।

આ ત્રણ સ્તુતિઓ નિયમ-પૂર્વક બોલાય છે, પરંતુ કેટલાક તો અન્ય સ્તુતિઓ પણ બોલે છે, પરંતુ તેનો નિયમ નહિ હોવાથી તેની વ્યાખ્યા કરેલી નથી. શ્રી હેમચંદ્રાચાર્યે યોગ-શાસ્ત્રની સ્વોપજ્ઞવૃત્તિમાં જણાવ્યું છે કે :—

एतास्तिस्रः स्तुतयो गणधरकृतत्वाद् नियमेनोच्यन्ते । केचित् तु अन्ये अपिस्तुती पठन्ति यथा-उज्जिंत० चत्तारि०

એ ત્રણ સ્તુતિઓ ગણધર-કૃત હોવાથી નિયમ-પૂર્વક બોલાય છે, અને કેટલાક તો બીજી પણ બે સ્તુતિઓ બોલે છે, તે નીચે



# २५ वेयावच्चगर-सुत्तं

## [ वैयावृत्त्यकर-सूत्रम् ]

## 'વેયાવચ્ચગરાણં-' સૂત્ર

*

### (૧) મૂલ પાઠ*

वेयावच्चगराणं संतिगराणं सम्मद्दिट्ठि-समाहिगराणं । करेमि काउस्सग्गं । [ अन्नत्थ० इत्यादि ]

### (૨) સંસ્કૃત છાયા

वैयावृत्त्यकराणां शान्तिकराणां सम्यग्दृष्टि-समाधिकराणां [ निमित्तं ] करोमि कायोत्सर्गम् ।

### (૩) સામાન્ય અને વિશેષ અર્થ

वेयावच्चगराणं-[ वैयावृत्त्यकराणाम् ]—વૈયાવૃત્ય કરનારાઓનાં નિમિત્તે.

व्यावृत्तस्य भावः कर्म वा वैयावृत्त्यम् ( પં. ટી. )

વ્યાવૃત્ત થયેલાનો ભાવ અથવા કર્મ તે વૈયાવૃત્ય વ્યાવૃત્ત શબ્દ व्यावृत्-વિશેષ પ્રકારે પ્રવૃત્તિવાળા થવું એ ધાતુ પરથી

આ સૂત્રમાં સર્વ વર્ણ ૧૯૮ છે, અને તેમાં ગુરુ ૨૪, તથા લઘુ ૧૭૪ છે.

## (૭) પ્રકીર્ણક

આ સૂત્રની પ્રથમ ત્રણ ગાથાઓ આવશ્યકસૂત્રના કાયોત્સર્ગ-અધ્યયનમાં આવેલી છે. કલિકાલ-સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વૃત્તિમાં પ્રથમની ત્રણ ગાથાઓ ગણધર-કૃત હોવાનું જણાવ્યું છે. પાછળની બે ગાથાઓ પણ પૂર્વાચાર્ય-કૃત હોઇ પ્રાચીન સમયથી માન્ય થયેલી છે.



**समाधानं समाधिः**–જે સમાધાન તે જ સમાધિ છે. આ સમાધિ દ્રવ્ય અને ભાવથી બે પ્રકારની છે. તેમાં જેના દ્વારા કાયાને શાતા ઉપજે, તે દ્રવ્ય-સમાધિ કહેવાય છે અને જેના દ્વારા મનને શાતા ઉપજે–મનની વ્યાક્ષિપ્ત સ્થિતિ મટી જાય, તે ભાવ-સમાધિ કહેવાય છે. તેથી સમ્યગ્દૃષ્ટિ જીવોને જેઓ કાયિક અને માનસિક સમાધિ–શાતા પહોંચાડવામાં નિમિત્તભૂત થાય છે, તે સમ્યગ્દૃષ્ટિ-સમાધિકર કહેવાય છે.

**करेमि काउस्सग्गं**–[ **करोमि कायोत्सर्गम्** ]–હું કાયોત્સર્ગ કરું છું. ( **अन्नत्थ०** વગેરે પદો-પૂર્વક. )

## (૪) તાત્પર્યાર્થ

**वैयावृत्त्यकर**—સેવા–શુશ્રૂષા કરનાર.

વ્યાપૃત થયેલાઓની શુભ પ્રવૃત્તિ તે વૈયાવૃત્ત્ય. જૈન-પરિભાષામાં તેનો અર્થ સેવા-શુશ્રૂષા તરીકે રૂઢ થયેલો છે. તે સંબંધી પ્રવચનસારોદ્ધારના છઠ્ઠા દ્વારમાં નીચેની પ્રાચીન ગાથાનું અવતરણ આપેલું છે :—

वेयावच्चं वावडभावो तह धम्मसाहण-निमित्तं ।
अन्नाइयाण विहिणा, संपायणमेस भावत्थो ॥

[ वैयावृत्त्यं व्यापृतभावस्तथा धर्मसाधन-निमित्तम् ।
अन्नादिकानां विधिना, सम्पादनमेष भावार्थः ॥ ]

તથા વેયાવચ્ચ–એટલે વ્યાપૃતભાવ. ધર્મ-સાધન-નિમિત્તે અન્ન વગેરેનું વિધિ-પૂર્વક સંપાદન કરવું–મેળવી આપવું એ તેનો ભાવાર્થ છે.

બનેલો છે, એટલે તેનો અર્થ વિશેષ પ્રકારે પ્રવૃત્ત થયેલ, પ્રવૃત્તિવાળો થયેલ, સેવામાં રોકાયેલ થાય છે. તેનો ભાવ કે તેણે કરેલી ક્રિયા-પ્રવૃત્તિ એ વૈયાવૃત્ત્ય કહેવાય છે. સંક્ષિપ્તમાં કહીએ તો વિશેષ પ્રકારે કરેલી પ્રવૃત્તિ શુશ્રુષા-સેવા એ વૈયાવૃત્ત્ય છે. વૈયાવૃત્ત્યને કરનારા તે વૈયાવૃત્ત્યકર.

**संतिगराणं**-[**शान्तिकराणाम्**]—શાંતિ કરનારાઓના નિમિત્તે.

**शमनं शान्तिः**—શમન થવું તે શાંતિ. આ શમન દુઃખ, ક્લેશ કે કોઈ પણ જાતની આધિ, વ્યાધિ ને ઉપાધિનું હોઈ શકે છે. ઉપદ્રવોની શાંતિ પણ તેમાં અંતર્ગત છે. તેના કરનારાઓ તે શાંતિકર.

**सम्मद्दिट्ठि-समाहिगराणं**-[**सम्यग्दृष्टि-समाधिकराणाम्**]-સમ્યગ્દૃષ્ટિઓને સમાધિ ઉપજાવનારાઓનાં નિમિત્તે.

જેની દૃષ્ટિ સમ્યક્ થયેલી છે, તે સમ્યગ્દૃષ્ટિ. દૃષ્ટિ શબ્દ અહીં દર્શન, નજર, ધ્યાન કે ધ્યેય માટે વપરાયેલો છે અને સમ્યક્ વિશેષણ સત્ય, અવિપરીત, અવિરુદ્ધ કે યથાસ્થિતનો ભાવ સૂચવે છે, એટલે સંયમ-પ્રાપ્તિ એ જ જેના જીવનનું ધ્યેય છે, તે સમ્યગ્દૃષ્ટિ કહેવાય.

**सम्यक् आधीयते मोक्षं प्रति आत्मा येन समाधिः** અર્થાત્ જેના વડે આત્મા મોક્ષ પ્રત્યે-મોક્ષમાર્ગમાં સ્થાપિત કરાય છે, તે સમાધિ કહેવાય છે. તેથી સત્ય-પ્રાપ્તિને જ જીવન-ધ્યેય બનાવનારાઓને મોક્ષ-માર્ગમાં ઉત્સાહિત કરવા અથવા તેમના એ માર્ગમાં જે વિઘ્નો-અંતરાયો ઊભા થતા હોય તે દૂર કરવા, તે સમ્યગ્દૃષ્ટિને સમાધિ કરી કહેવાય છે. અથવા

શાંતિ અનેક પ્રકારે પમાય છે, તથાપિ અહીં તેનો અર્થ ઉપદ્રવોમાંથી શાંતિ લેવાનો છે, કારણ કે તેનો સંબંધ ઉપદ્રવોનું નિવારણ કરનાર દેવો સાથે છે. તે અંગે ચે. મ. માં કહ્યું છે કે: **शान्तिः प्रत्यनीककृतोपसर्गनिवारणम्**–વિરોધીઓએ કરેલા ઉપસર્ગોનું નિવારણ એ શાંતિ સમજવી.

**सम्यग्दृष्टि–समाधिकर**–સમ્યગ્દૃષ્ટિઓને શાતા પમાડનાર, મુમુક્ષુઓને ધર્મસાધનમાં સહાયતા કરનાર.

સમ્યગ્દૃષ્ટિ–એટલે સમકિતી મુમુક્ષુ. તેને સમાધિ પમાડવી એટલે દરેક રીતે શાતા પમાડવી. જીવનની જરૂરિયાતોથી માંડીને જ્ઞાન, દર્શન અને ચારિત્રનાં સાધનો પૂરાં પાડવા સુધીની સર્વ બાબતોનો તેમાં સમાવેશ થાય છે. ચે. મ. માં **सम्मद्दिट्ठी**–શબ્દનો અર્થ સંઘ કરવો એવું સૂચન છે અને તેને સમાધિ પમાડવી એટલે તેના મનમાં કોઈ પણ કારણે દુઃખ ઉત્પન્ન થયું હોય તો તે દૂર કરવું એવો અર્થ ઘટાવેલો છે. **सम्मद्दिट्ठो संघो, तस्स समाही मणोदुहाभावो** સમ્યગ્દૃષ્ટિ એટલે સંઘ, તેની સમાધિ એટલે તેના મનોદુઃખનો અભાવ.

## (૫) અર્થ–સંકલના

વૈયાવૃત્ત્ય કરનારાઓના નિમિત્તે, ઉપદ્રવો અથવા ઉપસર્ગોની શાંતિ કરનારાઓના નિમિત્તે અને સમ્યગ્-દષ્ટિને (મુમુક્ષુઓને) ધર્મસાધનમાં મદદ કરનારાઓના નિમિત્તે હું કાયોત્સર્ગ કરું છું.

## (૬) સૂત્ર–પરિચય

શાસન પર ભક્તિવાળા સમ્યગ્દૃષ્ટિ દેવોને શાસન–દેવ કહેવામાં આવે છે. આ શાસન–દેવો શાસનની નિરંતર ભક્તિ કરતા રહે છે. તેઓ સંઘમાં ઉપદ્રવ ફેલાતાં તેનું નિવારણ કરીને

ભગવતીસૂત્રના ૨૫ મા શતકના ૭ મા ઉદ્દેશમાં વૈયાવૃત્ત્યના દસ પ્રકારો નીચે મુજબ જણાવેલા છે :—

**से किं तं वेयावच्चे ? वेयावच्चे दसविहे पन्नत्ते, तं जहा– (१) आयरिय–वेयावच्चे, (२) उवज्झाय–वेयावच्चे, (३) थेर–वेयावच्चे, (४) तवस्सि–वेयावच्चे, (५) गिलाण–वेयावच्चे, (६) सेह–वेयावच्चे, (७) कुल–वेयावच्चे, (८) गणवेयावच्चे, (९) संघ–वेयावच्चे, (१०) साहम्मिय–वेयावच्चे। से तं वेयावच्चे।**

હે ભગવન્ ! તે વૈયાવૃત્ત્ય કેવું હોય ? વૈયાવૃત્ત્ય દસ પ્રકારનું કહેલું છે, તે આ રીતે :–(૧) આચાર્યનું વૈયાવૃત્ત્ય, (૨) ઉપાધ્યાયનું વૈયાવૃત્ત્ય, (૩) સ્થવિરનું વૈયાવૃત્ત્ય, (૪) તપસ્વીનું વૈયાવૃત્ત્ય, (૫) ગ્લાન એટલે માંદા કે અશક્ત સાધુનું વૈયાવૃત્ત્ય, (૬) શૈક્ષ એટલે નવ-દીક્ષિત હોઇને જે શિક્ષણ પ્રાપ્ત કરે છે, તે સાધુનું વૈયાવૃત્ત્ય. (૭) કુલ એટલે એક આચાર્યનો શિષ્ય-સમુદાય, તેનું વૈયાવૃત્ત્ય, (૮) ગણ એટલે જુદા જુદા આચાર્યોના સમાન-વાચનાવાળા સહાધ્યાયીઓ, તેમનું વૈયાવૃત્ત્ય, (૯) સંઘ એટલે સકલ શ્રમણ-સંઘ, તેનું વૈયાવૃ-ત્ત્ય, (૧૦) સાધર્મિક એટલે સમાન ધર્મ પાળ-નારાઓનું વૈયાવૃત્ત્ય.

ઉત્તરાધ્યયનસૂત્રના ૨૯ મા અધ્યયનમાં કહ્યું છે કે વૈયાવૃત્ત્યથી તીર્થંકર-નામગોત્ર કર્મ બંધાય છે. **वेयावच्चेणं तित्थयरनामगुत्तं कम्मं निबंधइ।** વૃદ્ધ-સંપ્રદાય મુજબ વૈયાવૃત્ત્યકર શબ્દથી અંબા, કૂષ્માંડી, અપ્રતિચક્રા કે ગોમુખયક્ષ આદિ શાસન-રક્ષક દેવો ગ્રહણ કરાય છે.

**शान्तिकर**—ઉપદ્રવોનું નિવારણ કરનાર.

[૧]

# સામાયિક લેવાનો વિધિ

## સંકેત

ખમા૦ પ્રણિ૦ એટલે થોભવંદણ-સુત્ત અથવા ખમાસમણ સૂત્ર દ્વારા પ્રણિપાત કરવાની ક્રિયા. આ પાઠ ઊભા રહીને બોલવો અને છેલ્લું પદ મત્થએણ વંદામિ બોલતી વખતે નીચા નમીને પંચાંગ-પ્રણિપાત કરવો.

ઇચ્છા૦ એટલે ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્!

ઇરિયા૦ એટલે ઇરિયાવહિયં પડિક્કમામિ.

મુહ૦ એટલે મુહપત્તી.

પડિ૦ એટલે પડિલેહણની ક્રિયા.

ઇચ્છં૦ એટલે આજ્ઞાનો સ્વીકાર.

## શુદ્ધિ

(૧) શરીર, વસ્ત્ર અને ઉપકરણ જેવા કે ચરવળો કટાસણ અને મુહપત્તીની શુદ્ધિ-પૂર્વક સામાયિક કરવાને તત્પર થવું

## ભૂમિ-પ્રમાર્જન તથા આસન

(૨) બેસવાની જગ્યાનું બરાબર પ્રમાર્જન કરીને કટાસણ પાથરી તેના પર આસન કરવું.

શાંતિ સ્થાપે છે, તથા કોઈ પણ કારણે સંઘનું (કે સંઘની કોઈ પણ વ્યક્તિનું ) મન દુભાતું હોય તેવા વખતે તેઓ એ દુઃખને ટાળવાનો શક્ય પ્રયત્ન કરે છે.

જૈનસંઘના ઇતિહાસમાં શાસનદેવોની સેવા ઉજ્જવળ અક્ષરોએ નોંધાયેલી છે, તેથી ચૈત્યવંદન-પ્રસંગે તેઓનું કાયોત્સર્ગ દ્વારા આરાધન કરવામાં આવે છે.

આ રીતે શાસનદેવોને યાદ કરવામાં સંઘની સુરક્ષિતતા, શાંતિમય વાતાવરણ તથા વૈયાવૃત્ય કરનારાઓનું કૃતજ્ઞતાથી સંસ્મરણ કરવાનો ઉદ્દેશ રહેલો છે. સંઘની સુરક્ષિતતા અને શાંતિમય વાતાવરણનો મુખ્ય હેતુ ધર્મારાધન માટે વિશેષ અનુ-કૂલતા મેળવવાનો છે. આ વિષયમાં વધુ જાણવા ઇચ્છનારે શ્રી યશોવિજયજી કૃત ઐન્દ્રસ્તુતિ જોવી.

### (૭) પ્રકીર્ણક

આ સૂત્રનો મૂલપાઠ લલિતવિસ્તરા ચૈ. વૃ. માં આપેલો છે.



ચઉવીસત્થય–સુત્ત (લોગસ્સ સૂત્ર)નો પાઠ મનમાં સ્મરણ કરવો. જો આ પાઠ ન આવડતો હોય તો તેના સ્થાને નમુક્કાર (નમસ્કારમંત્ર)ના પાઠનું ચાર વખત સ્મરણ કરી શકાય છે.

(उ) કાયોત્સર્ગ-ધ્યાનમાં સ્મરણ પૂરું થતાં નમો અરિહંતાણં પદનો પ્રકટ ઉચ્ચાર કરવો.

(ऊ) પછી ચઉવીસત્થય–સુત્ત (લોગસ્સ સૂત્ર) નો પાઠ પ્રકટ રીતે બોલવો.

## ૪. મુહ૦ પડિ૦ નો આદેશ

પછી ખમા૦ પ્રણિ૦

ઇચ્છા૦ સામાયિક મુહપત્તી પડિલેહું? (ગુરુ કહે, પડિલેહેહ.) ઉપાસક કહે, ઇચ્છં.

## ૫. મુહ૦ પડિ૦

પછી ઉભડક પગે બેસીને મુહપત્તીની વિધિસર પડિલેહણા કરવી. આ ક્રિયામાં પચીસ બોલ મુહપત્તીના તથા પચીસ બોલ અંગ-પડિલેહણાના ચિંતવવા.

## ૬. સામાયિકની ક્રિયા શરૂ કરવાનો આદેશ

પછી ખમા૦ પ્રણિ૦

ઇચ્છા૦ સામાયિક સંદિસાહું? (ગુરુ કહે, સંદિસહ) ઉપાસક કહે ઇચ્છં.

૭. ખમા૦ પ્રણિ૦

ઇચ્છા૦ સામાયિક ઠાઉં? (ગુરુ કહે,–ઠાએહ.) ઉપાસક કહે ઇચ્છં.

## ૧. સ્થાપનાચાર્ય સ્થાપવાની વિધિ

આસનની સામે બાજોઠ અગર ઉચ્ચાસન રાખવું. તેના ઉપર સાપડો રાખવો. તેના ઉપર જ્ઞાન, દર્શન અને ચારિત્રનાં ઉપકરણ તરીકે માળા (નવકારવાળી) કે ધાર્મિક ગ્રંથ રાખવો. તેમાં સદ્ગુરુની સ્થાપના કરવી. તે માટે મુહપત્તી, ડાબા હાથમાં મુખ પાસે રાખીને, જમણો હાથ સ્થાપનાની સામગ્રી સંમુખ સ્થાપના મુદ્રાથી ધરવો અને એક વાર નમુક્કાર (નમસ્કારમંત્ર) નો પાઠ બોલવો. પછી પંચિંદિય-સુત્ત (પંચિંદિય સૂત્ર) નો પાઠ બોલવો. આથી સ્થાપના વિધિ સંપૂર્ણ થાય છે. (ગુરુમહારાજના સ્થાપનાચાર્ય જો લભ્ય હોય તો ઉપર પ્રમાણે વિધિ કરવાની આવશ્યકતા નથી.) હવે પછીની બધી ક્રિયાઓ સ્થાપનાચાર્યની સંમુખ કરવાની છે.

## ૨. ક્રિયાનો આદેશ માગવો

ખમા૦ પ્રણિ૦.
ઇચ્છા૦.
ઇરિયા૦.
ઇચ્છં૦.

## ૩. ઇર્યાપથ-પ્રતિક્રમણ વિધિ

(अ) ઇરિયાવહિય-સુત્ત (ઇરિયાવહી સૂત્ર,)

(आ) ઉત્તરીકરણ-સુત્ત (તસ્સ ઉત્તરી સૂત્ર) અને

(इ) કાઉસ્સગ્ગ-સુત્ત (અન્નત્થ સૂત્ર)ના પાઠો અનુક્રમે બોલવા.

(ई) પછી (ઉત્તરી કરણાદિ માટે) પચીસ શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ કાયોત્સર્ગ ધ્યાન માટે ચંદેસુ નિમ્મલયરા સુધીનો

ચઉવીસત્થય–સુત્ત (લોગસ્સ સૂત્ર)નો પાઠ મનમાં સ્મરણ કરવો. જો આ પાઠ ન આવડતો હોય તો તેના સ્થાને નમુક્કાર (નમસ્કારમંત્ર)ના પાઠનું ચાર વખત સ્મરણ કરી શકાય છે.

(उ) કાયોત્સર્ગ-ધ્યાનમાં સ્મરણ પૂરું થતાં નમો અરિહંતાણં પદનો પ્રકટ ઉચ્ચાર કરવો.

(ऊ) પછી ચઉવીસત્થય–સુત્ત (લોગસ્સ સૂત્ર) નો પાઠ પ્રકટ રીતે બોલવો.

## ૪. મુહ૦ પડિ૦ નો આદેશ

પછી ખમા૦ પ્રણિ૦

ઇચ્છા૦ સામાયિક મુહપત્તી પડિલેહું? (ગુરુ કહે, પડિલેહેહ.) ઉપાસક કહે, ઇચ્છં.

## ૫. મુહ૦ પડિ૦

પછી ઉભડક પગે બેસીને મુહપત્તીની વિધિસર પડિલેહણા કરવી. આ ક્રિયામાં પચીસ બોલ મુહપત્તીના તથા પચીસ બોલ અંગ-પડિલેહણાના ચિંતવવા.

## ૬. સામાયિકની ક્રિયા શરૂ કરવાનો આદેશ

પછી ખમા૦ પ્રણિ૦

ઇચ્છા૦ સામાયિક સંદિસાહું? (ગુરુ કહે, સંદિસહ) ઉપાસક કહે ઇચ્છં.

૭. ખમા૦ પ્રણિ૦

ઇચ્છા૦ સામાયિક ઠાઉં? (ગુરુ કહે,–ઠાએહ.) ઉપાસક કહે ઇચ્છં.

## સામાયિકની પ્રતિજ્ઞા

(૮) પછી બે હાથ જોડીને નમુક્કાર (નમસ્કારમંત્ર)નો પાઠ એક વખત બોલવો અને ઊંચા અવાજે કહેવું કે ઇચ્છકારી ભગવન્! પસાય કરી સામાયિક-દંડક ઉચ્ચરાવોજી.

આ સમયે ગુરુ હોય તો તે અગર કોઈ વડીલ ક્રિયામાં હોય તો તે સામાઇય-સુત્ત (કરેમિ ભંતે સૂત્ર)નો પાઠ બોલે અને ક્રિયા કરનાર ઊભો હોય તો ઊભા ઊભા અને બેઠો હોય તો બેઠા બેઠા બે હાથ જોડી સહેજ માથું નીચું નમાવવાપૂર્વક શાંતિથી શ્રવણ કરે અને તે પ્રમાણે ધીમે સ્વરે બોલે, પણ તે સમયે કોઈ સામાયિક-દંડક ઉચ્ચરાવે તેવું ન હોય તો પોતે જ સામાઇય-સુત્ત (કરેમિ ભંતે સૂત્ર) નો પાઠ નમસ્કાર-પૂર્વક બોલે.

### ખમા૦ પ્રણિ૦

(૯) ઇચ્છા૦ બેસણે સંદિસાહઉં? (ગુરુ કહે, સંદિસહ.) ઉપાસક કહે ઇચ્છં.

(૧૦) ખમા૦ પ્રણિ૦

ઇચ્છા૦ બેસણે ઠાઉં? (ગુરુ કહે, ઠાએહ.) ઉપાસક કહે ઇચ્છં.

### સ્વાધ્યાયનો આદેશ

(૧૧) ખમા૦ પ્રણિ૦

ઇચ્છા૦ સજ્ઝાય સંદિસાહું? (ગુરુ કહે, સંદિસહ.) ઉપાસક કહે ઇચ્છં.

(૧૨) ખમા૦ પ્રણિ૦

ઇચ્છા૦ સજ્ઝાય કરું? (ગુરુ કહે, કરેહ.) ઉપાસક કહે ઇચ્છં.

સ્વાધ્યાયનું મંગલાચરણ

(૧૩) નમુક્કાર (નવકારમંત્ર) નો પાઠ ત્રણ વખત બોલવો, ઉભા રહીને આદેશ માગેલ હોય તો ઉભા ઉભા ત્રણ નવકાર ગણીને બેસવું અને બે ઘડી એટલે ૪૮ મિનિટ સુધી સમતાપૂર્વક સ્વાધ્યાય કરવો.

*

[ ૨ ]

# સામાયિક લેવાના વિધિ અંગેની વિસ્તૃત સમજ

યોગ અને અધ્યાત્મનો વિષય અતિ સૂક્ષ્મ હોઇને તથા પ્રાયઃ તે માનસિક હોઇને એવા પ્રસંગો અનેક વાર આવે છે કે જ્યારે સાધક સંશય કે ખેદના વિષય વમળોમાં અટવાઈ જાય. આવા પ્રસંગે સદ્ગુરુ સિવાય કોણ સંશય ભાંગે? કોણ ખેદને દૂર કરે? ઇંદ્રભૂતિ ગૌતમ ગણધરના સંશયો શ્રી વીરભગવાને છેદ્યા હતા, એટલે સદ્ગુરુનું સાન્નિધ્ય સામાયિક જેવા યોગાનુષ્ઠાન માટે અત્યંત આવશ્યક છે.

શરીર, વસ્ત્ર અને ઉપકરણની શુદ્ધિ-પૂર્વક સામાયિકની સાધના કરવાને તત્પર બનેલો સાધક ભૂમિનું પ્રમાર્જન કરીને આવા સદ્ગુરુના સાન્નિધ્યમાં સામાયિકનું અનુષ્ઠાન કરે.

## સામાયિકની પ્રતિજ્ઞા

(૮) પછી બે હાથ જોડીને નમુક્કાર (નમસ્કારમંત્ર)નો પાઠ એક વખત બોલવો અને ઊંચા અવાજે કહેવું કે ઇચ્છકારી ભગવન્! પસાય કરી સામાયિક-દંડક ઉચ્ચરાવોજી.

આ સમયે ગુરુ હોય તો તે અગર કોઈ વડીલ ક્રિયામાં હોય તો તે સામાઇય-સુત્ત (કરેમિ ભંતે સૂત્ર)નો પાઠ બોલે અને ક્રિયા કરનાર ઊભો હોય તો ઊભા ઊભા અને બેઠો હોય તો બેઠા બેઠા બે હાથ જોડી સહેજ માથું નીચું નમાવવાપૂર્વક શાંતિથી શ્રવણ કરે અને તે પ્રમાણે ધીમે સ્વરે બોલે, પણ તે સમયે કોઈ સામાયિક-દંડક ઉચ્ચરાવે તેવું ન હોય તો પોતે જ સામાઇય-સુત્ત (કરેમિ ભંતે સૂત્ર) નો પાઠ નમસ્કાર-પૂર્વક બોલે.

### ખમા૦ પ્રણિ૦

(૯) ઇચ્છા૦ બેસણે સંદિસાહુઉં? (ગુરુ કહે, સંદિસહ.) ઉપાસક કહે ઇચ્છં.

(૧૦) ખમા૦ પ્રણિ૦

ઇચ્છા૦ બેસણે ઠાઉં? (ગુરુ કહે, ઠાએહ.) ઉપાસક કહે ઇચ્છં.

### સ્વાધ્યાયનો આદેશ

(૧૧) ખમા૦ પ્રણિ૦

ઇચ્છા૦ સજ્ઝાય સંદિસાહું? (ગુરુ કહે, સંદિસહ.) ઉપાસક કહે ઇચ્છં.

ઉપાધ્યાય તથા સાધુને અપાયેલાં છે. આ બધાની મહત્તા સામાયિકની સાધના અંગે જ છે.

મંગલરૂપ નમસ્કાર–સૂત્ર બોલ્યા પછી પંચિંદિય–સૂત્ર બોલવામાં આવે છે. તેમાં ગુરુ–ગુણનું સ્મરણ છે. આવા ગુણવાળા ગુરુના સાન્નિધ્યમાં બેસીને હું સામાયિકરૂપી આધ્યાત્મિક અનુષ્ઠાન કરી રહ્યો છું, એ વિચારથી સાધકને સાવદ્ય યોગના સંવર માટે આલંબન પ્રાપ્ત થાય છે.

આટલો વિધિ કર્યા પછી ઊભા થઇને ગુરુને વંદન કરવાના હેતુથી ઇચ્છામિ ખમાસમણો ! વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ–એટલાં પદો બોલવામાં આવે છે. પછી ચરવલાથી ભૂમિને પ્રમાર્જીને નીચે નમતા, મસ્તક તથા બે હાથ (અંજલિપૂર્વક) અને બે જાનુ (ગોઠણ) એ પ્રમાણે પાંચ અંગો ભેગાં કરીને, ભૂમિએ સ્પર્શ કરવાપૂર્વક મત્થએણ વંદામિ એ પદો બોલવામાં આવે છે. વંદન–ક્રિયામાં આ પંચાંગ–પ્રણિપાત મધ્યમ પ્રકારનું વંદન લેખાય છે.

ગુરુને આ પ્રકારે વંદન કર્યા પછી પુનઃ ઊભા થઇને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ઇરિયાવહિયં પડિક્કમામિ એ શબ્દોવડે ઈર્યાપથિકી–પ્રતિક્રમણનો આદેશ માગવામાં આવે છે. આ લઘુ-પ્રતિક્રમણ છે અથવા પ્રતિક્રમણની બૃહદ્ભાવનાના પ્રતીકરૂપ છે, તેથી સકારણ યોજાયેલું છે. જે સાધક સમભાવની સાધના કરવાને તત્પર થયો હોય તેને પાપપ્રવૃત્તિ પ્રત્યે અણગમો થયેલો હોવો જ જોઇએ અને તે પ્રકારની પોતાની નાનામાં નાની પ્રવૃત્તિ માટે પણ પશ્ચાત્તાપ કરવાની તેની તૈયારી હોવી જોઇએ. આ આશયથી પ્રથમ ગમનાગમનમાં થયેલી જીવહિંસાનો પશ્ચાત્તાપ કરી તે

જે સાધકને સદ્ગુરુનો યોગ પ્રાપ્ત થયો નથી, તે ગુરુ પ્રત્યેનો વિનય જાળવી રાખવા માટે તેમની સ્થાપના કરીને સામાયિક કરે. આવી સ્થાપના કરવા માટે બાજોઠ આદિ ઉચ્ચ આસન પર અક્ષ, વરાટકકે ધાર્મિક પુસ્તક કે જપમાલા આદિ મૂકીને તેમાં ગુરુપદની ભાવના ભાવવામાં આવે છે. તે માટે સ્થાપના-મુદ્રાથી જમણો હાથ તેની સંમુખ રાખીને તથા ડાબા હાથમાં મુહુપત્તી ધારણ કરી તે મુખ આગળ રાખીને પ્રથમ મંગલરૂપે નમુક્કાર (નમસ્કારમંત્ર) નો પાઠ બોલવામાં આવે છે. પછી પંચિંદિય-સુત્ત (ગુરુસ્થાપના-સૂત્ર) બોલવામાં આવે છે. આ રીતે વિધિ અનુસાર સ્થાપવામાં આવે તે સ્થાપનાચાર્ય ગણાય છે અને ત્યાર પછી જે જે આદેશો કે અનુજ્ઞાઓ લેવાની હોય છે. તે તે તેની પાસેથી જ લેવામાં આવે છે. ગુરુમહારાજના સ્થાપનાચાર્ય હોય તો આ વિધિ કરવાની આવશ્યકતા નથી; પરંતુ સ્થાપનાચાર્ય એવી રીતે મૂકેલા હોવા જોઈએ કે તેમની અને સાધકની વચ્ચે ક્રિયા કરતી વખતે મનુષ્ય કે તિર્યંચની આડ પડવી જોઇએ નહીં; જો આડ પડી જાય તો ઇરિયાવહિયં પડિક્કમીને આગળ ક્રિયા કરવામાં આવે છે.

સૂત્રની રચનામાં બહુશ્રુતોએ બને તેટલું રહસ્ય ઠાંસીને ભરેલું છે; એટલે તેનો પાઠ કરતી વખતે તે શુદ્ધ રીતે બોલાય અને સાથે સાથે તેના અર્થ તથા ભાવનું પણ ચિંતન થાય તે જરૂરી છે. નમસ્કારમંત્ર એ સામાયિકનું અંગ છે. જેણે સામાયિકનો નિર્દેશ કર્યો અને તેની પ્રરૂપણા કરી, તે અર્હંત ભગવંતો તેમાં પ્રથમ સ્થાને બિરાજે છે. સામાયિકનું અંતિમ સાધ્ય સિદ્ધાવસ્થા છે, તેથી સિદ્ધ ભગવંતો તેમાં બીજા સ્થાને વિરાજે છે. ત્યાર-પછીનાં ત્રણ સ્થાનો સામાયિકની ઉત્કૃષ્ટ સાધના કરનાર આચાર્ય,

ગુરુ-આદેશથી કરવાની હોઈ, અહીં ગુરુને ખમાસમણ-પ્રણિ-પાતની ક્રિયાપૂર્વક વંદન કરવામાં આવે છે અને મુહપત્તી પડિલેહવા માટે ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક-મુહપત્તી પડિલેહઉં! એ શબ્દોથી આજ્ઞા માગવામાં આવે છે. ગુરુ હાજર હોય તો તે કહે છે, પડિલેહેહ. અર્થાત્ પ્રતિલેખના કર. સાધક તે આદેશને શિરોધાર્ય કરતાં જણાવે છે કે ઇચ્છં-હું તે જ પ્રમાણે ઇચ્છું છું. પછી તે મુહપત્તીની પડિલેહણા કરે છે.

આ વિધિ પૂરો થયા પછી ખમાસમણ-પ્રણિપાતની ક્રિયા દ્વારા ગુરુ-વંદન કરીને સામાયિકમાં પ્રવેશ કરવા માટેની આજ્ઞા માગવામાં આવે છે. તેમાં પ્રથમ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક સંદિસાહું એ શબ્દ વડે સામાયિક કરવાની ઇચ્છા પ્રકટ કરી તે માટે ગુરુનો આદેશ લેવાની ભાવના પ્રદર્શિત કરવામાં આવે છે. અને જ્યારે ગુરુ સંદિસહ શબ્દથી તે બાબતની આજ્ઞા આપે, ત્યારે તેને શિરોધાર્ય કરવા ઇચ્છં બોલીને પુનઃ ખમાસમણ-પ્રણિપાતની ક્રિયાદ્વારા વંદન કરી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાઉં? એ શબ્દોથી સામાયિકમાં સ્થિર થવાનો આદેશ માગવામાં આવે છે. ગુરુ તરફથી ઠાએહ શબ્દથી આ આદેશ મળી જતાં ઇચ્છં કહી ઊભા થઈને બે હાથ જોડીને નમુક્કાર (નમસ્કાર-મંત્ર)ના પાઠની એક વખત ગણના-પૂર્વક ઇચ્છાકારિ ભગવન્! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી એમ વિનંતિ કરવામાં આવે છે. આ વિનંતિ પરથી ગુરુ તેને सामाइय-सुत्त એટલે કરેમિ ભંતેનો પાઠ ઉચ્ચરાવે છે. ગુરુ જે સૂત્ર બોલે તે પ્રમાણે સાધકે બે હાથ જોડી સહેજ માથું નીચું નમાવવા પૂર્વક શાંતિથી શ્રવણ કરવાનું અને ધીમે સ્વરે બોલવાનું (ઉચ્ચારવાનું) છે; એટલે ગુરુ પ્રતિજ્ઞા લેવડાવે છે અને સાધક પ્રતિજ્ઞા લે છે.

અંગે થયેલા દુઃષ્કૃતની ક્ષમા ઇચ્છવામાં આવે છે. મિચ્છા મિ દુક્કડં એ પ્રતિક્રમણની ભાવનાનું બીજ છે. આ શબ્દો ઉચ્ચારતી વખતે સાધકના હૃદયમાં અરેરાટી થવી જોઇએ કે હા! હા! મેં દુષ્ટ શું કર્યું? આ પ્રકારની ભાવનાથી શૂન્ય હોય તે સાધકનો મિથ્યા દુષ્કૃત એ વાણીની વિડંબના છે, અથવા તો અસત્ય પ્રલાપ છે, તે ભૂલવું જોઈતું નથી.

મિથ્યા-દુષ્કૃતનું ઉત્તરીકરણ કાયોત્સર્ગવડે થાય છે, એટલે ઉત્તરીકરણ-સૂત્ર અને કાયોત્સર્ગ-સૂત્ર બોલીને એક નાનકડી કાયોત્સર્ગની ક્રિયા ૨૫ શ્વાસોચ્છ્વાસપ્રમાણ કરવામાં આવે છે. સાધકે આ કાયોત્સર્ગની ક્રિયાને સ્પષ્ટ રીતે સમજી લેવાની જરૂર છે. આં સ્થલે તે માત્ર પ્રતીકરૂપે ગોઠવાયેલી છે, પરંતુ સાધના-સમયમાં તેનો યથાર્થ ઉપયોગ કરવો ઘટે છે. કાયાને સ્થાનથી સ્થિર કરીને, વાણીને મૌનથી સ્થિર કરીને અને મનને ધ્યાનથી સ્થિર કરીને બહિર્ભાવમાં રમી રહેલા આત્માનું વિસર્જન કરવું, એ તેની પ્રતિજ્ઞા છે. આ કાયોત્સર્ગ-ધ્યાન સમજણ-પૂર્વક થાય તો ઉત્તરીકરણના મુખ્ય હેતુ પાર પડે. કાયોત્સર્ગ દરમિયાન સ્મરણ કરાતાં લોગસ્સ સૂત્રનાં પદો જરૂર ઊંડું ચિંતન માગે છે. અભ્યાસ વધતાં એ ચિંતન સહજ થઈ જાય છે. ત્યાર પછી પ્રકટ બોલાતો લોગસ્સ સૂત્ર એટલે ચઉવીસત્થય-સુત્તનો પાઠ સ્તુતિ-મંગલરૂપે છે. પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્તથી કાંઇક નિર્મળ બનેલું હૃદય અર્હત્ અને સિદ્ધ ભગવંતોનાં કીર્તનથી પુનઃ બલવાન્ બને છે અને સત્પ્રવૃત્તિરૂપ આરાધનામાં ઉત્સાહવંત થાય છે.

આ ક્રિયા પૂરી થયા પછી મુહપત્તી-પડિલેહણ (મુખવસ્ત્રિકા-પ્રતિલેખન)ની ક્રિયા શરૂ થાય છે. પ્રત્યેક ક્રિયા ગુરુવંદન અને

એ શબ્દોથી સ્વાધ્યાયનો નિશ્ચિત આદેશ લેવામાં આવે છે. અહીં સ્વાધ્યાય શબ્દથી સૂત્રની વાચના, પ્રચ્છના, પરિવર્તના, અનુપ્રેક્ષા તથા મંત્ર-જપ અને ધ્યાન અભિપ્રેત છે. ગુરુ આ પ્રકારના સ્વાધ્યાયનો આદેશ આપે છે, એટલે ઇચ્છં કહી મંગલરૂપ ત્રણ નમસ્કાર ગણીને જે ઉભા હોય તે બેસીને સામાયિકની સાધના શરૂ કરે છે, તે આ સમયથી લઇને બરાબર બે ઘડી સુધી એટલે ૪૮ મિનિટ પર્યંત એક સરખી ચાલુ રાખીને પછી વિધિ અનુસાર સામાયિક પારવાની ક્રિયા કરી શકે છે.

જેટલી ક્ષણો સમભાવમાં જાય તે સામાયિક છે, તે શ્રાવકોનું પ્રથમ શિક્ષાવ્રત છે. તેની સાધનાનો સમય એક મુહૂર્ત એટલે બે ઘડી જેટલો (૪૮ મિનિટનો) છે.

*

[૩]

## સામાયિક પારવાનો વિધિ

સામાયિકનો સમય બે ઘડીનો છે, તે પૂરો થયે તરત જ સામાયિક પારવાનો વિધિ કરવો જોઇએ. આ સમયમાં કાંઈ પણ ફરક પડે તો તે પ્રમાદ ગણાય અને ક્રિયામાં દોષ લાગે.)

### સંકેત

વિધિમાં આપ્યા મુજબ સમજવો.

પ્રાણ જાય પણ પ્રતિજ્ઞા ન જાય એ ભાવનાને સાધકે મજબૂત રીતે હૃદયમાં ધારણ કરવાની છે, કારણ કે સાધનાની સફલતાનો સર્વ આધાર તેના નિર્વાહ અથવા પાલન પર રહેલો છે. દરેક ધાર્મિક ક્રિયા કે આધ્યાત્મિક અનુષ્ઠાન પ્રતિજ્ઞા-પૂર્વક કરવામાં આવે છે, તેનું કારણ એ છે કે સાધકને તેના સાધ્યનો બરાબર ખ્યાલ રહે અને તેને લગતો તેનો પુરુષાર્થ અસ્ખલિત ગતિએ ચાલુ રહે.

સામાયિકની સાધના કરવા માટે ઉપર પ્રમાણે પ્રતિજ્ઞા ગ્રહણ કર્યા પછી સ્થિર આસને બેસવા માટે ગુરુની આજ્ઞા માગવામાં આવે છે. તે માટે ખમાસમણ-પ્રણિપાતની ક્રિયા કરી ઇચ્છા૦ સંદિસહ ભગવન્! બેસણે સંદિસાહુ એટલે હે ભગવન્! આપની આજ્ઞા હોય તો હું બેસવાની અનુમતિ માગું છું એ પ્રમાણે કહેવામાં આવે છે. ગુરુ હોય તો તે સંદિસહ કહે છે, નહિ તો તેમની અનુમતિ મળેલી માનીને ઇચ્છં કહી પુનઃ ખમાસમણ દ્વારા ઇચ્છા૦ સંદિસહ ભગવન્! બેસણે ઠાઉં? એટલે હે ભગવન્! આપની ઇચ્છા હોય તો હું બેઠક પર સ્થિર થાઉં એવો આદેશ માગવામાં આવે છે. ગુરુ હોય તો તે ઠાએહ કહે છે, નહિ તો તેમની અનુમતિ મળેલી માનીને ઇચ્છં કહેવામાં આવે છે. ઇચ્છં પદનો વ્યવહાર સર્વત્ર આ રીતે સમજી લેવાનો છે.

હવે સામાયિકમાં સ્વાધ્યાયાદિ ક્રિયા મુખ્ય હોઇને તેનો આદેશ માગવા માટે ખમાસમણ-પ્રણિપાતની ક્રિયાપૂર્વક ઇચ્છા૦ સંદિસહ ભગવન્! સજ્ઝાય (સ્વાધ્યાય) સંદિસાહું? એ પ્રમાણે બોલવામાં આવે છે. ગુરુ હોય તો તે સંદિસહ કહે છે અને આજ્ઞાનો સ્વીકાર ઇચ્છં પદ વડે કરીને ફરી ખમાસમણ-પ્રણિ-પાતની ક્રિયાપૂર્વક ઇચ્છા૦ સંદિસહ ભગવન્! સજ્ઝાય કરું?

ઇચ્છા૦ સામાયિક પાર્યું.+

તહત્તિ. (વાક્યપ્રમાણનો સ્વીકાર.)

### સામાયિક પારવાની ક્રિયા

(૭) પછી જમણો હાથ ચરવળા પર સ્થાપી નમુક્કાર (નમસ્કાર-મંત્ર) નો પાઠ એક વાર બોલી સામાઇય-પારણ-ગાહા (સામાઇયવય-જુત્તો) નો પાઠ બોલવો.

### સ્થાપનાચાર્યનો ઉત્થાપનવિધિ

(૮) પછી જમણો હાથ સ્થાપનાચાર્ય સામે અવળો રાખીને નમુક્કાર (નમસ્કારમંત્ર) નો પાઠ એક વાર બોલવો. જો ગુરુમહારાજના સ્થાપનાચાર્ય હોય તો ઉપર પ્રમાણે ઉત્થાપના કરવાની જરૂર નથી.

સામાયિકની ક્રિયા એક કરતાં વધારે વાર કરવી હોય તો વગર પાર્યે ત્રણ વાર થઈ શકે.

પરંતુ જ્યારે બીજું અથવા ત્રીજું સામાયિક લેવું હોય ત્યારે તે પાર્યા વિના ફરીથી ઉપર દર્શાવેલા વિધિ પ્રમાણે સામાયિક લેવું પરંતુ તે વખતે સજ્ઝાય કરું ? ને બદલે સજ્ઝાયમાં છું તેમ બોલવું.

ત્રીજું સામાયિક પુરું થાય ત્યારે તેને પારવાની ક્રિયા અવશ્ય કરવી જોઇએ એટલે કે ચોથું સામાયિક લેવાની ક્રિયા ત્યાર પછી જ થઈ શકે. એ રીતે પુનઃ ત્રણ ત્રણ સામાયિક થઈ શકે છે. જ્યારે ત્રીજું સામાયિક પૂર્ણ થાય ત્યારે પારવાની વિધિ કર્યા પછી જ ચોથું સામાયિક લઈ શકાય છે. એમ વિધિ સમજવો.

---

+ અહીં ગુરુ કહે કે આયારો ન મોત્તવ્વો [આચાર ન મૂકવો.] અથવા આયરો ન મોતવ્વો અર્થાત એ પ્રત્યે આદર ન મૂકવો.

*

### પ્રણિપાત :

(૧) ખમા૦ પ્રણિ૦ની ક્રિયા કરવી.

### ઇર્યાપથ-પ્રતિક્રમણ

(૨) સામાયિક લેવાના વિધિમાં દર્શાવ્યા મુજબ કરવું.

### મુહ૦ પડિ૦નો આદેશ

(૩) પછી ખમા૦ પ્રણિ૦ની ક્રિયા કરવી અને નીચે પ્રમાણે આજ્ઞા માગવી :—

ઇચ્છા૦ મુહપત્તી પડિલેહઉં ? ( ગુરુ કહે, પડિલેહેહ. )

ઇચ્છં, ( આજ્ઞાનો સ્વીકાર. )

### મુહ૦ પડિ૦

(૪) પછી બેસીને મુહપત્તીની વિધિસર પડિલેહણા કરવી. આ ક્રિયામાં પચીસ બોલ મુહપત્તીના તથા પચીસ બોલ અંગ-પડિલેહણાના ચિંતવવા.

### સામાયિકની ક્રિયા પારવાનો આદેશ

(૫) પછી ખમા૦ પ્રણિ૦ની ક્રિયા કરવી અને ઊભા થઇને નીચે પ્રમાણે આજ્ઞા માગવી :—

ઇચ્છા૦ સામાયિક પારું ? *

યથાશક્તિ.

(૬) પછી ખમા૦ પ્રણિ૦ની ક્રિયા કરવી અને ઊભા થઇને નીચે પ્રમાણે જાહેર કરવાની આજ્ઞા માગવી :—

---

* અહીં ગુરુ કહે કે પુણો વિ કાયવ્વં [ ફરી પણ કરવું. ]

મૂકવો નહિ અર્થાત્ સામાયિક કરવું એ તમારો આચાર છે, માટે તેમાં પ્રમાદ કરશો નહિ. તાત્પર્ય કે, આ સાધના એક કરતાં વધારે વખત કરવા જેવી છે; નિયમિત-દરરોજ કરવા જેવી છે; તેથી તેમાં દિવસ ન પડે તે તરફ લક્ષ રાખશો.

આટલા વિધિ બાદ જમણો હાથ ચરવળા પર સ્થાપી એક નમસ્કાર મંત્રનો પાઠ અંત્ય મંગલ તરીકે બોલવામાં આવે છે; અને **सामाइयपारण-गाहा** (સામાઈયવય-જુત્તો)ના પાઠ વડે સામાયિકની મહત્તાને પુનઃ યાદ કરી, તેમાં જે કાંઈ દોષો કે સ્ખલના થઈ હોય તે પાપ નિષ્ફળ થાઓ તેવી માગણી કરવામાં આવે છે. પછી જમણો હાથ સ્થાપના-સમક્ષ અવળો રાખીને નમુક્કાર-(નમસ્કાર મંત્ર)નો પાઠ એક વાર બોલવામાં આવે છે, એટલે સ્થાપનાચાર્યની ઉત્થાપના થઈ ગણાય છે. અહીં સામાયિકનો વિધિ પૂરો થાય છે. જેઓ એક કરતાં વધારે સામાયિક કરવાની ઇચ્છા રાખતા હોય તેઓ તેની પૂર્ણાહુતિનો વિધિ ન કરતાં ફરીથી સામાયિકનો પ્રવેશવિધિ કરે છે અને એ રીતે સામાયિકને આગળ લંબાવે છે. આ પ્રમાણે એકસામટી ત્રણ સામાયિકની ક્રિયાઓ થઈ શકે પરંતુ ત્રીજી વખત પારવાનો વિધિ કરવો જોઇએ.

જે વ્યક્તિ સામાયિકને અનુસરે છે, તે સુખ, શાંતિ અને સામર્થ્યનો લાભ મેળવી શકે છે.

*

[૪]

# સામાયિક પારવાના વિધિ અંગેની વિસ્તૃત સમજ

સામાયિકની સાધના કરનારનું જીવન પરિવર્તન પામે છે, વાસ્તવિક રીતે તે પરિવર્તન કરવાને માટે જ યોજાયેલું છે. મૈત્રી વગેરે ભાવનાથી વાસિત થયેલું મન કઠોરતા, કૃપણતા, મિથ્યાભિમાન કે મમત્વને જલદી ઝીલતું નથી, એટલે શરૂ કરેલું સામાયિક છૂટી ન જાય એ જ ઇષ્ટ છે. આમ છતાં વ્યાવહારિક મર્યાદાઓને લીધે તેની પૂર્ણાહુતિ કરવી પડે છે, જેનો ખાસ વિધિ છે. તે માટે પ્રથમ ખમાસમણ–પ્રણિપાત દ્વારા ગુરુ-વંદન કરી ઈર્યાપથ–પ્રતિક્રમણ કરવામાં આવે છે, એટલે કે ઇરિયાવહી સૂત્ર, તસ્સ ઉત્તરી સૂત્ર અને અન્નત્થ સૂત્રના પાઠો બોલીને પચીસ શ્વાસોચ્છ્વાસના કાયોત્સર્ગમાં સ્થિર થઈને પ્રકટ લોગસ્સ સૂત્ર બોલવામાં આવે છે. પછી મુહપત્તી–પડિલેહણની ક્રિયા કરવામાં આવે છે, ત્યારબાદ પુનઃ ખમાસમણ–પ્રણિપાત દ્વારા ગુરુને વંદન કરીને સામાયિક પારવાની—પૂર્ણ કરવાની આજ્ઞા મેળવવા માટે કહેવામાં આવે છે કે ઇચ્છા૦ સંદિસહ ભગવન્! સામાયિક પારું? આ સમયે ગુરુ કહે છે કે **पुणो वि कायव्वं** પુનઃ પણ કરવાને યોગ્ય છે. તે વખતે સાધક યથાશક્તિ શબ્દ વડે પોતાની મર્યાદા સૂચિત કરે છે કે મારી શક્તિ હાલ અહીં પૂર્ણાહુતિ કરવા જેટલી છે. ત્યાર બાદ ફરી ખમાસમણ–પ્રણિપાત કરી ગુરુને જાહેર કરવામાં આવે છે કે ઇચ્છા૦ સંદિસહ ભગવન્! સામાયિક પાર્યું એટલે હે ભગવન્! ઇચ્છા–પૂર્વક આજ્ઞા આપો–મેં સામાયિક પાર્યું છે. તે વખતે ગુરુ કહે છે કે **आयारो न मोत्तव्वो**—આચાર

**निरीक्षणमनुष्ठानं वा** ધ્યાન-પૂર્વક જોવું તે પ્રતિલેખના અથવા આગમોમાં જણાવ્યા પ્રમાણે વારંવાર નિરીક્ષણ કરવું કે ક્રિયા કરવી તે પ્રતિલેખના.

**प्रतिलेखना** માટે જૈનસાહિત્યમાં **प्रत्युपेक्षणा** એવો શબ્દ પણ વપરાયેલો જોવાય છે. આ પ્રત્યુપેક્ષણા, સાધુઓ જ્યારે ચાલે ત્યારે માર્ગ-સંબંધી કરવાની હોય છે, જ્યારે સ્થિર રહે ત્યારે વસતિ-સંબંધી કરવાની હોય છે અને દૈનિક કાર્યક્રમ મુજબ વસ્ત્ર, પાત્ર તથા ઉપધિની કરવાની હોય છે. વળી જીવનની પ્રત્યુપેક્ષણા તો સતત કરવાની હોય છે. તેથી પ્રત્યુપેક્ષણા અથવા પ્રતિલેખનાના બે વિભાગો કરવામાં આવે છે: એક દ્રવ્ય અને બીજી ભાવ. તેમાં દ્રવ્ય-પ્રતિલેખના માર્ગ, વસતિ, વસ્ત્ર, પાત્ર અને ઉપધિ-સંબંધી કરવાની હોય છે, જ્યારે ભાવ-પ્રતિલેખના આત્માની કરવાની હોય છે.

પ્રતિલેખનાની અનંતર ક્રિયા પ્રમાર્જના છે. પ્રમાર્જના એટલે વિશેષ માર્જના, વધારે શુદ્ધિ કે ઘણી કાળજીપૂર્વક શુદ્ધિ; એટલે બારીકાઈથી નિરીક્ષણ કરવું અને કાળજીપૂર્વક શુદ્ધિ કરવી એ બંને ક્રિયાઓ નિર્વાણના સાધકો માટે અતિ ઉપયોગી માનવામાં આવી છે. તેમાં (૧) સાધ્ય પ્રત્યેની સાવધાની છે, (૨) લક્ષ્ય પ્રત્યેનો ઉત્સાહ છે, (૩) ઉત્તમ માર્ગનું અનુસરણ છે અને (૪) વિવેક-પૂર્વકના પ્રમાદ-રહિત ચારિત્રનું ઘડતર છે.

દ્રવ્ય પ્રતિલેખનામાં સહુથી પહેલા પ્રતિલેખના વસ્ત્રોની કરવામાં આવે છે અને તેમાં પણ મુહપત્તીની કરવામાં આવે છે. તે માટે ઓઘ-નિર્યુક્તિમાં કહ્યું છે કે:—

[ ૫ ]

# મુહપત્તી-પડિલેહણનો વિધિ

મુહપત્તીના માપ, આકાર, પ્રયોજન વગેરે સંબંધી વિસ્તૃત વિચારણા ધર્મોપકરણો નામના આ ગ્રંથના પાંચમા પરિશિષ્ટમાં કરવામાં આવી છે, તેથી અહીં તેની પુનરુક્તિ કરવામાં આવતી નથી; પરંતુ તેનું પડિલેહણ શા માટે કરવું અને કેવી રીતે કરવું, તે સંબંધી કેટલીક વિચારણા કરવામાં આવે છે.

પડિલેહણા શબ્દનો સંસ્કૃત સંસ્કાર **प्रतिलेखना** છે. એ શબ્દ **प्रति** ઉપસર્ગ પૂર્વક **लिख्** ધાતુમાંથી બનેલો છે. **प्रति** ઉપસર્ગ જુદા જુદા અનેક અર્થમાં વપરાય છે, તેમાંથી અહીં તે નિશ્ચયના અર્થમાં વપરાયેલો છે અને लिख् ધાતુ જોવાનો અર્થ દર્શાવે છે, તેથી **प्रतिलेखना**નો અર્થ બારીકાઇથી જોવું, ધ્યાન-પૂર્વક જોવું કે નિરીક્ષણ કરવું, એવા અર્થમાં સિદ્ધ થાય છે. આ વાતનું વિશેષ પ્રમાણ ઓઘનિર્યુક્તિની નીચેની ગાથામાંથી મળે છે:—

**आभोग-मग्गण-गवेसणा य ईहा अपोह-पडिलेहा ।**
**पेक्खण-निरिक्खणा वि अ, आलोयण-पलोयणेगट्ठा ॥ ३ ॥**

આભોગ,[1] માર્ગણા,[2] ગવેષણા,[3] ઈહા,[4] અપોહ,[5] પ્રતિ-લેખા,[6] પ્રેક્ષણ,[7] નિરીક્ષણ,[8] આલોચ(ક)ન[9] અને પ્રલોચ(ક)ન[10] એ એકાર્થી શબ્દો છે.

**प्रतिलेखना** શબ્દની વ્યાખ્યા જૈનશાસ્ત્રકારાએ નીચે મુજબ કરી છે :-**प्रतिलेखनं प्रतिलेखना आगमानुसारेण प्रति प्रति**

(૧) મુહપત્તી, (૨) ચોલપટ્ટ, (૩) ઊનનું કલ્પ, (૪-૫) સૂતરનાં બે કલ્પ, (૬) રજોહરણની અંદરનું સૂતરનું નિસિજ્જ (નિશેથિયું), (૭) બહારનું પગ લૂછવાનું નિસિજ્જ (ઓઘારિયું) (૮) ઓઘો, (૯) સંથારો, (૧૦) ઉત્તરપટ્ટો, (અને કેટલાક કહે છે ૧૧ મો દાંડો) આ અગિયાર વસ્તુઓની કરાય છે; અર્થાત્ સૂર્યના ઉદય થયા પહેલાં પ્રભાતમાં કરાય છે; અર્થાત્ સૂર્યના ઉદય વખતે દાંડાની પ્રતિલેખના થાય તે રીતે કરવી જોઈએ. ત્રીજા પહોરને અંતે ચૌદ પ્રતિલેખના નીચે મુજબ કરવામાં આવે છે:—

(૧) મુહપત્તી, (૨) ચોલપટ્ટ, (૩) ગોચ્છક. (૪) પાત્રલેખનિકા (ચૂંપુંજણી), (૫) પાત્રબંધ, (૬) પડલાંઓ, (૭) રજસ્રાણ, (૮) પાત્રસ્થાપન, (૯) માત્રક, (૧૦) પતદ્ગ્રાહ (પાતરાં), (૧૧) રજોહરણ, (૧૨) ઊનનું કલ્પ, (૧૩-૧૪) સૂતરનાં બે કલ્પ. આમ ૧૧ ઉપરની અને ૧૪ આ મળી ઔધિક ઉપકરણની કુલ પ્રતિલેખના ૨૫ થાય છે. આ રીતે સાધુ-જીવનમાં મુહપત્તીની પ્રતિલેખના બે વાર કરવામાં આવે છે.

સામાયિક એ સાધુ-જીવનનું અનુકરણ હોવાથી તે ગ્રહણ કરતી વખતે અને પારતી વખતે એમ બે વાર ઈર્યાપથિકી-પૂર્વક મુહપત્તીની પ્રતિલેખના કરવામાં આવે છે અને તેની પાછળ ઉપર પણ જણાવ્યું તેમ (૧) સાધ્ય પ્રત્યેની સાવધાની, (૨) લક્ષ્ય પ્રત્યેનો ઉત્સાહ, (૩) ઉત્તમ માર્ગનું અનુસરણ અને (૪) વિવેક-પૂર્વકના પ્રમાદ-રહિત ચારિત્રનાં ઘડતરનો ઉદ્દેશ સમાયેલો છે. એ ઈર્યાપથ-પ્રતિક્રમણ કર્યા પછી સામાયિક-મુહપત્તીની પડિલેહણ કરતી વખતે સામાયિકના સાધકે એ વિચાર કરવાનો છે કે નિર્વાણ-સાધનાનું મુખ્ય સાધન સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને

ठाणे उवगरणे या, थंडिल-उवथंभ-मग्ग-पडिलेहा ।
किंमाई-पडिलेहा, पुव्वण्हे चेव अवरण्हे ? ॥ २६३ ॥

પ્રતિલેખના પાંચ વિષયોમાં સંભવે છે; સ્થાન એટલે કાયોત્સર્ગાદિ અંગે સ્થાન ગ્રહણ કરતાં, ઉપકરણ એટલે વસ્ત્ર, પાત્ર વગેરે સંબંધમાં, સ્થંડિલ એટલે મલ-મૂત્ર માટેની વિસર્જન-ભૂમિમાં, અવષ્ટંભ એટલે કાયાને આધારરૂપ પાટ-ફલક વગેરેના પ્રસંગમાં અને માર્ગ એટલે રસ્તે ચાલવામાં તેમાં પૂર્વાહ્ન(પ્રભાત) અને અપરાહ્ન (બપોર પછીના સમય)ને વિષે આદિમાં કઈ પ્રતિલેખના હોય છે?

તેના જવાબમાં ભાષ્યકારની ગાથા ટાંકતાં જણાવ્યું છે કે:—

उवगरण वत्थ-पाए, वत्थे पडिलेहणं तु वोच्छामि ।
पुव्वण्हे अवरण्हे, मुहणंतगमाइ-पडिलेहा ॥१५८ भा. गा.॥

ઉપકરણની પ્રતિલેખના વસ્ત્ર અને પાત્ર-સંબંધી હોય છે. તેમાં વસ્ત્રની પ્રતિલેખના કહું છું. તે પ્રતિલેખના પૂર્વાહ્ણે અને અપરાહ્ણે મુહપત્તીથી શરૂ કરીને કરવાની હોય છે.

આ પ્રતિલેખનાની સંગ્રાહક પંક્તિઓ પ્રવચનસારોદ્ધાર (દ્વાર ૯૭)માં નીચે મુજબ છે :—

मुहपोति चोलपट्टो, कप्पतिगं दो-निसिज्ज रयहरणं ।
संथारुत्तरपट्टो, दस-पेहा उग्गए सूरे ॥ ५९३ ॥

उयगरण-चउद्दसगं, पडिलेहिज्जइ दिणस्स पहरतिगे ।
उग्घाडपोरिसीए उ पत्तनिजोग-पडिलेहा ॥ ५९४ ॥

(૧) મુહપત્તી, (૨) ચોલપટ્ટ, (૩) ઊનનું કલ્પ, (૪-૫) સૂતરનાં બે કલ્પ, (૬) રજોહરણની અંદરનું સૂતરનું નિસિજ્જ (નિશેથિયું), (૭) બહારનું પગ લૂછવાનું નિસિજ્જ (ઓઘારિયું) (૮) ઓઘો, (૯) સંથારો, (૧૦) ઉત્તરપટ્ટો, (અને કેટલાક કહે છે ૧૧ મો દાંડો) આ અગિયાર વસ્તુઓની કરાય છે; અર્થાત્ સૂર્યના ઉદય થયા પહેલાં પ્રભાતમાં કરાય છે; અર્થાત્ સૂર્યના ઉદય વખતે દાંડાની પ્રતિલેખના થાય તે રીતે કરવી જોઇએ. ત્રીજા પહોરને અંતે ચૌદ પ્રતિલેખના નીચે મુજબ કરવામાં આવે છે :—

(૧) મુંહપત્તી, (૨) ચોલપટ્ટ, (૩) ગોચ્છક. (૪) પાત્રલેખનિકા (પૂંજણી), (૫) પાત્રબંધ, (૬) પડલાંઓ, (૭) રજસ્ત્રાણ, (૮) પાત્રસ્થાપન, (૯) માત્રક, (૧૦) પતદ્ગ્રાહ (પાતરાં), (૧૧) રજોહરણ, (૧૨) ઊનનું કલ્પ, (૧૩-૧૪) સૂતરનાં બે કલ્પ. આમ ૧૧ ઉપરની અને ૧૪ આ મળી ઔઘિક ઉપકરણની કુલ પ્રતિલેખના ૨૫ થાય છે. આ રીતે સાધુ-જીવનમાં મુહપત્તીની પ્રતિલેખના બે વાર કરવામાં આવે છે.

સામાયિક એ સાધુ-જીવનનું અનુકરણ હોવાથી તે ગ્રહણ કરતી વખતે અને પારતી વખતે એમ બે વાર ઈર્યાપથિકી-પૂર્વક મુહપત્તીની પ્રતિલેખના કરવામાં આવે છે અને તેની પાછળ ઉપર પણ જણાવ્યું તેમ (૧) સાધ્ય પ્રત્યેની સાવધાની, (૨) લક્ષ્ય પ્રત્યેનો ઉત્સાહ, (૩) ઉત્તમ માર્ગનું અનુસરણ અને (૪) વિવેક-પૂર્વકના પ્રમાદ-રહિત ચારિત્રનાં ઘડતરનો ઉદ્દેશ સમાયેલો છે. એ ઈર્યાપથ-પ્રતિક્રમણ કર્યા પછી સામાયિક-મુહપત્તીની પડિલેહણ કરતી વખતે સામાયિકના સાધકે એ વિચાર કરવાનો છે કે નિર્વાણ-સાધનાનું મુખ્ય સાધન સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને

સમ્યક્ચારિત્ર-રૂપ રત્નમય છે કે જેની આરાધના સાધુ-જીવનમાં સરળતા-પૂર્વક થાય છે. એ સાધુ-જીવનનું આ (મુહપત્તી) પણ એક પ્રતીક છે. આવો વિચાર કરતાં સાધ્ય પ્રત્યેની સાવધાની પ્રકટે છે. પછી તેણે એ વિચાર કરવાનો છે કે આ ઉપકરણ રાખવાનો મુખ્ય હેતુ ક્રિયામાં અપ્રમત્ત થવાનો તથા અહિંસા-ધર્મનું પાલન કરવાનો છે. શ્રી જિનેશ્વરદેવે મોક્ષમાર્ગની જે સાધના બતાવી છે અને તેમાં ધર્મનું જે સ્વરૂપ અંકિત કર્યું છે, તેમાં અહિંસા, સંયમ અને તપની પ્રધાનતા છે; તેથી આ મુહપત્તી મને એમ સૂચવે છે કે મારે એ અહિંસા, સંયમ અને તપોમય જીવનમાં વિશિષ્ટ રીતે પ્રવૃત્ત થવું. આ વિચારણાથી લક્ષ્ય પ્રત્યેનો ઉત્સાહ વધે છે. વળી વિચારવું કે આ મુહપત્તીને ધારણ કરનારા ઉત્તમ આર્ય-માર્ગને અનુસરી રહ્યા છે અને અત્યારે હું પણ હાથમાં મુહપત્તી ધારણ કરું છું એટલે ઉત્તમ આર્ય-માર્ગને અનુસરી રહ્યો છું. આ વિચારણાથી ઉત્તમ માર્ગનું અનુસરણ થાય છે. ત્યારપછી એવો વિચાર કરવો કે જે જે ક્રિયાઓ અને અનુષ્ઠાનો છે, તે વિધિ-પૂર્વક કરવાથી જ ઉત્તમ ફલને આપે છે; તેથી આ મુહપત્તીની પડિલેહણા વિધિ-પૂર્વક કરવી યોગ્ય છે. આવી વિચારણા કરતાં ચારિત્રનું ઘડતર થાય છે. આ રીતે મુહપત્તીનું મહત્ત્વ વિચારીને સામાયિકના અનુષ્ઠાતાએ તેના પડિલેહણમાં પ્રવૃત્ત થવાનું છે.

## પચાસ બોલ

મુહપત્તીના પડિલેહણ અંગે નીચેના ૫૦ બોલ વિચારવામાં આવે છે:—

| | |
|---|---|
| સૂત્ર, અર્થ, તત્ત્વ કરી સદ્દહું. | ૧ |
| સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, મિથ્યાત્વમોહનીય પરિહરૂં. | ૩ |
| કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ પરિહરૂં. | ૩ |
| સુદેવ, સુગુરૂ, સુધર્મ આદરું. | ૩ |
| કુદેવ, કુગુરુ, કુધર્મ પરિહરું. | ૩ |
| જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરું. | ૩ |
| જ્ઞાન-વિરાધના, દર્શન-વિરાધના, ચારિત્ર-વિરાધના પરિહરું. | ૩ |
| મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ આદરું. | ૩ |
| મનો-દંડ, વચન-દંડ, કાય-દંડ પરિહરું. | ૩ |
| હાસ્ય, રતિ, અરતિ પરિહરું. | ૩ |
| ભય, શોક, જુગુપ્સા પરિહરું. | ૩ |
| કૃષ્ણ-લેશ્યા, નીલ-લેશ્યા, કાપોત-લેશ્યા પરિહરું. | ૩ |
| રસ-ગારવ, રિદ્ધિ-ગારવ, સાતા-ગારવ પરિહરું. | ૩ |
| માયા-શલ્ય, નિયાણ-શલ્ય, મિથ્યાત્વ-શલ્ય પરિહરું. | ૩ |
| ક્રોધ, માન પરિહરું. | ૨ |
| માયા લોભ પરિહરું. | ૨ |
| પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાયની રક્ષા કરું. | ૩ |
| વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાયની જયણા કરું. | ૩ |
| | ૫૦ |

વૃદ્ધ-સંપ્રદાય મુજબ આ બોલો મનમાં બોલવાના હોય છે અને તેનો અર્થ વિચારવાનો હોય છે. તેમાં ઉપાદેય અને હેય વસ્તુઓનો વિવેક અત્યંત ખૂબીપૂર્વક કરવામાં આવ્યો છે. દાખલા તરીકે પ્રવચન એ તીર્થ હોઇને પ્રથમ તેના અંગરૂપ સૂત્ર અને

સમ્યક્ચારિત્ર-રૂપ રત્નમય છે કે જેની આરાધના સાધુ-જીવનમાં સરળતા-પૂર્વક થાય છે. એ સાધુ-જીવનનું આ (મુહપત્તી) પણ એક પ્રતીક છે. આવો વિચાર કરતાં સાધ્ય પ્રત્યેની સાવધાની પ્રકટે છે. પછી તેણે એ વિચાર કરવાનો છે કે આ ઉપકરણ રાખવાનો મુખ્ય હેતુ ક્રિયામાં અપ્રમત્ત થવાનો તથા અહિંસા-ધર્મનું પાલન કરવાનો છે. શ્રી જિનેશ્વરદેવે મોક્ષમાર્ગની જે સાધના બતાવી છે અને તેમાં ધર્મનું જે સ્વરૂપ અંકિત કર્યું છે, તેમાં અહિંસા, સંયમ અને તપની પ્રધાનતા છે; તેથી આ મુહપત્તી મને એમ સૂચવે છે કે મારે એ અહિંસા, સંયમ અને તપોમય જીવનમાં વિશિષ્ટ રીતે પ્રવૃત્ત થવું. આ વિચારણાથી લક્ષ્ય પ્રત્યેનો ઉત્સાહ વધે છે. વળી વિચારવું કે આ મુહપત્તીને ધારણ કરનારા ઉત્તમ આર્ય-માર્ગને અનુસરી રહ્યા છે અને અત્યારે હું પણ હાથમાં મુહપત્તી ધારણ કરું છું એટલે ઉત્તમ આર્ય-માર્ગને અનુસરી રહ્યો છું. આ વિચારણાથી ઉત્તમ માર્ગનું અનુસરણ થાય છે. ત્યારપછી એવો વિચાર કરવો કે જે જે ક્રિયાઓ અને અનુષ્ઠાનો છે, તે વિધિ-પૂર્વક કરવાથી જ ઉત્તમ ફલને આપે છે; તેથી આ મુહપત્તીની પડિલેહણા વિધિ-પૂર્વક કરવી યોગ્ય છે. આવી વિચારણા કરતાં ચારિત્રનું ઘડતર થાય છે. આ રીતે મુહપત્તીનું મહત્ત્વ વિચારીને સામાયિકના અનુષ્ઠાતાએ તેના પડિલેહણમાં પ્રવૃત્ત થવાનું છે.

## પચાસ બોલ

મુહપત્તીના પડિલેહણ અંગે નીચેના ૫૦ બોલ વિચારવામાં આવે છે:—

કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા અને કાપોતલેશ્યા પરિહરું, કારણ કે એ ત્રણે લેશ્યાઓમાં અશુભ અધ્યવસાયોની પ્રધાનતા છે અને તેનું ફલ આધ્યાત્મિક પતન છે.

રસ-ગારવ,× રિદ્ધિ-ગારવ અને સાતા-ગારવ પરિહરું, કારણ કે એનું ફલ પણ સાધનામાં વિક્ષેપ અને આધ્યાત્મિક પતન છે.

તેની સાથે માયા-શલ્ય, નિયાણ-શલ્ય અને મિથ્યાત્વ-શલ્ય પણ પરિહરું, કારણ કે તે ધર્મકરણીનાં અમૂલ્ય ફલનો નાશ કરનાર છે.

આ બધાનો ઉપસંહાર કરતાં હું એવી ભાવના રાખું છું કે ક્રોધ અને માન તથા માયા અને લોભ પરિહરું કે જે અનુક્રમે રાગ અને દ્વેશનાં સ્વરૂપો છે; અને સામાયિકની સાધનાને સફળ બનાવનારી મૈત્રી ભાવનાનો બને તેટલો અમલ કરીને પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય તથા ત્રસકાય એ છયે કાયના જીવોની યતના કરું. જો આટલું કરું તો આ મુહપત્તી-રૂપી સાધુતાનું જે પ્રતીક મેં હાથમાં લીધું છે, તે સફળ થયું ગણાય.

---

× મૂલસૂત્રમાં જો કે રિદ્ધિ-ગારવ, રસ-ગારવ અને શાતા-ગારવ એવો ક્રમ છે અને રિદ્ધિ-ગારવને પ્રથમ કહેલ છે, છતાં અહીં રસ-ગારવને પ્રથમ રાખેલ છે, તેનું કારણ એમ સમજાય છે કે આ બોલ ચિંતવતી વખતે રસ-ગારવ એ પદ મુખ ઉપર બોલવાનું છે અને તેમાં રસ-ગારવનો ત્યાગ મુખ્ય છે.

અર્થની તત્ત્વ વડે શ્રદ્ધા કરવાની છે એટલે કે સૂત્ર અને અર્થ ઉભયને તત્ત્વરૂપ–સત્યરૂપ સ્વીકારીને તેમાં શ્રદ્ધા રાખવાની છે અને તે શ્રદ્ધામાં અંતરાયરૂપ સમ્યકૃત્વ–મોહનીય, મિશ્ર–મોહનીય અને મિથ્યાત્વ–મોહથીય એ ત્રણ પ્રકારનાં મોહનીય કર્મો હોવાથી તેને પરિહરવાની ભાવના કરવાની છે. મોહનીય કર્મમાં પણ રાગને ખાસ પરિહરવા જેવો છે. તેમાં પ્રથમ કામ-રાગને, પછી સ્નેહરાગને અને છેલ્લા દૃષ્ટિરાગને છોડવાનો છે; કારણ કે એ પ્રકારનો રાગ છૂટ્યા વિના સુદેવ, સુગુરુ અને સુધર્મને આદરવાનું બની શકતું નથી. અહીં સુદેવ, સુગુરુ અને સુધર્મની મહત્તા વિચારી તેમને જ આદરવાની ભાવના કરવાની છે તથા કુદેવ, કુગુરુ અને કુધર્મને પરિહરવાનો દૃઢ સંકલ્પ કરવાનો છે. જો આટલું થાય તો જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કે જેનું અપરનામ સામાયિક છે તે સાધના યથાર્થ થઈ શકે. આવી આરાધના કરવા માટે જ્ઞાન–વિરાધના, દર્શન–વિરાધના અને ચારિત્ર–વિરાધનાને પરિહરવાની જરૂર છે. ટૂંકમાં મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ આદરવા યોગ્ય એટલે ઉપાદેય છે અને મનોદંડ, વચનદંડ અને કાયદંડ પરિહરવા યોગ્ય છે.

આ રીતે ઉપાદેય અને હેય અંગે ભાવના ભાવ્યા પછી જે વસ્તુઓ ખાસ પરિહરવાની છે તથા જેના અંગે યતના કરવાની ખાસ જરૂર છે, તેનો વિચાર અંગની પડિલેહણા–પ્રસંગે કરવાનો છે, તે આ રીતે :—

હાસ્ય, રતિ, અરતિ પરિહરું, વળી ભય, શોક, જુગુપ્સા પરિહરું. એટલે કે હાસ્યાદિ–ષટ્ક જે ચારિત્રમોહનીય કષાય-પ્રકૃતિથી ઉદ્ભવે છે, તેનો ત્યાગ કરું કે જેથી મારું ચારિત્ર સર્વાંશે નિર્મળ થાય.

કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા અને કાપોતલેશ્યા પરિહરું, કારણ કે એ ત્રણે લેશ્યાઓમાં અશુભ અધ્યવસાયોની પ્રધાનતા છે અને તેનું ફલ આધ્યાત્મિક પતન છે.

રસ-ગારવ,× રિદ્ધિ-ગારવ અને સાતા-ગારવ પરિહરું, કારણ કે એનું ફલ પણ સાધનામાં વિક્ષેપ અને આધ્યાત્મિક પતન છે.

તેની સાથે માયા-શલ્ય, નિયાણ-શલ્ય અને મિથ્યાત્વ-શલ્ય પણ પરિહરું, કારણ કે તે ધર્મકરણીનાં અમૂલ્ય ફલનો નાશ કરનાર છે.

આ બધાનો ઉપસંહાર કરતાં હું એવી ભાવના રાખું છું કે ક્રોધ અને માન તથા માયા અને લોભ પરિહરું કે જે અનુક્રમે રાગ અને દ્વેશનાં સ્વરૂપો છે; અને સામાયિકની સાધનાને સફળ બનાવનારી મૈત્રી ભાવનાનો બને તેટલો અમલ કરીને પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય તથા ત્રસકાય એ છયે કાયના જીવોની યતના કરું. જો આટલું કરું તો આ મુહપત્તી-રૂપી સાધુતાનું જે પ્રતીક મેં હાથમાં લીધું છે, તે સફળ થયું ગણાય.

---

× મૂલસૂત્રમાં જો કે રિદ્ધિ-ગારવ, રસ-ગારવ અને શાતા-ગારવ એવો ક્રમ છે અને રિદ્ધિ-ગારવને પ્રથમ કહેલ છે, છતાં અહીં રસ-ગારવને પ્રથમ રાખેલ છે, તેનું કારણ એમ સમજાય છે કે આ બોલ ચિંતવતી વખતે રસ-ગારવ એ પદ મુખ ઉપર બોલવાનું છે અને તેમાં રસ-ગારવનો ત્યાગ મુખ્ય છે.

મુહપત્તીની તથા અંગની પડિલેહણા કરતી વખતે આ બોલો નીચે પ્રમાણે બોલવા ઘટે છે:—

## મુહપત્તીની પડિલેહણ વખતે વિચારવા યોગ્ય બોલો:

(૧) પ્રથમ ઊભડક બેસો, બે હાથ બે પગ વચ્ચે રાખો, મુહપત્તીની ઘડી ઉકેલો, બંને હાથથી બંને છેડા પકડો અને મુહપત્તીની સામે દૃષ્ટિ રાખો. પછી મનમાં બોલો: કે (નીચે કાળા અક્ષરો આપ્યા છે, તે મનમાં બોલવાના છે તથા તેનો અર્થ વિચારવાનો છે.)

### સૂત્ર, અર્થ, તત્ત્વ કરી સદ્દહું

૧. સૂત્ર—આ બોલતી વખતે મુહપત્તીની એક બાજુની પ્રતિલેખના થાય છે, એટલે કે તેની એક બાજુનું બરાબર નિરીક્ષણ કરવામાં આવે છે.

૨. અર્થ, તત્ત્વ કરી સદ્દહું–આ બોલતી વખતે મુહપત્તીની ડાબા હાથ ઉપર મૂકી ડાબે હાથે પકડેલો છેડો જમણા હાથે પકડો અને જમણા હાથે પકડેલો છેડો ડાબા હાથે પકડી મુહ-પત્તીનો બીજો ભાગ ફરી સામે લાવવામાં આવે છે.

સૂત્ર તથા અર્થ ઉભયને તત્ત્વરૂપ એટલે સત્ય–સ્વરૂપ સમજું અને તેની પ્રતીતિ કરી તેના પર શ્રદ્ધા કરું (આ વખતે મુહ-પત્તીની બીજી બાજુની પ્રતિલેખના થાય છે.) એટલે કે મુહ-પત્તીની બીજી બાજુનું બરાબર નિરીક્ષણ કરવામાં આવે છે.

૩. પછી મુહપત્તીનો ડાબા હાથ તરફનો ભાગ ત્રણ વાર ખંખેરો. તે વખતે મનમાં ધીમેથી બોલો કે—

સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, મિથ્યાત્વમોહનીય પરિહરું

[દર્શનમોહનીય કર્મની ત્રણ પ્રકૃતિઓ ખંખેરી નાખવા જેવી છે, એટલે મુહપત્તીને અહીં ત્રણ વાર ખંખેરવામાં આવે છે.]

૪. પછી ડાબા હાથ પર મુહપત્તી મૂકી પાસું ફેરવી જમણા હાથ તરફનો ભાગ ત્રણ વાર ખંખેરો, તે વખતે મનમાં બોલો કે–

કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ પરિહરું

[ત્રણે પ્રકારના રાગ ખંખેરી નાખવા જેવા છે, એટલે મુહપત્તીને અહીં ત્રણ વાર ખંખેરવામા આવે છે.]

૫. મુહપત્તીનો મધ્ય ભાગ ડાબા હાથ પર નાખી, વચલી ઘડી પકડી બેવડી કરો. [અહીંથી મુહપત્તીને સંકેલવાનું શરૂ થાય છે.]

૬. પછી જમણા હાથના ચાર આંગળાનાં ત્રણ આંતરામાં મુહપત્તીને ભરાવીને ખંખેરવી. (આ ક્રિયાને અખોડા* પખોડા કહે છે.)

૭. પછી ડાબા હાથની હથેલીને ન અડે એવી રીતે ત્રણ ટપ્પે કોણી સુધી લાવો અને દરેક વખતે બોલો કે—

સુદેવ, સુગુરુ, સુધર્મ આદરું

[સુદેવ, સુગુરુ અને સુધર્મ વિષેની શ્રદ્ધા આપણામાં દાખલ થાય તેવી ઇચ્છા છે, તેથી મુહપત્તીને આંગળીઓના અગ્રભાગથી

---

* અખોડા એટલે (સં) આસ્ફોટક અને પખોડા એટલે (સં) પ્રસ્ફોટક. આસ્ફોટક એટલે ઝાટકવા અથવા ખંખેરવાની ક્રિયા અને પ્રસ્ફોટક એટલે વારંવાર ઝાટકવા અથવા ખંખેરવાની ક્રિયા.

મુહપત્તીની તથા અંગની પડિલેહણા કરતી વખતે આ બોલો નીચે પ્રમાણે બોલવા ઘટે છે:—

**મુહપત્તીની પડિલેહણ વખતે વિચારવા યોગ્ય બોલો :**

(૧) પ્રથમ ઉભડક બેસો, બે હાથ બે પગ વચ્ચે રાખો, મુહપત્તીની ઘડી ઉકેલો, બંને હાથથી બંને છેડા પકડો અને મુહપત્તીની સામે દૃષ્ટિ રાખો, પછી મનમાં બોલો: કે (નીચે કાળા અક્ષરો આપ્યા છે, તે મનમાં બોલવાના છે તથા તેનો અર્થ વિચારવાનો છે.)

### સૂત્ર, અર્થ, તત્ત્વ કરી સદ્દહું

૧. સૂત્ર—આ બોલતી વખતે મુહપત્તીની એક બાજુની પ્રતિલેખના થાય છે, એટલે કે તેની એક બાજુનું બરાબર નિરીક્ષણ કરવામાં આવે છે.

૨. અર્થ, તત્ત્વ કરી સદ્દહું—આ બોલતી વખતે મુહપત્તીની ડાબા હાથ ઉપર મૂકી ડાબે હાથે પકડેલો છેડો જમણા હાથે પકડો અને જમણા હાથે પકડેલો છેડો ડાબા હાથે પકડી મુહપત્તીની બીજો ભાગ ફરી સામે લાવવામાં આવે છે.

સૂત્ર તથા અર્થ ઉભયને તત્ત્વરૂપ એટલે સત્ય-સ્વરૂપ સમજું અને તેની પ્રતીતિ કરી તેના પર શ્રદ્ધા કરૂં (આ વખતે મુહપત્તીની બીજી બાજુની પ્રતિલેખના થાય છે.) એટલે કે મુહપત્તીની બીજી બાજુનું બરાબર નિરીક્ષણ કરવામાં આવે છે.

૩. પછી મુહપત્તીનો ડાબા હાથ તરફનો ભાગ ત્રણ વાર ખંખેરો. તે વખતે મનમાં ધીમેથી બોલો કે—

સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, મિથ્યાત્વમોહનીય પરિહરું

[દર્શનમોહનીય કર્મની ત્રણ પ્રકૃતિઓ ખંખેરી નાખવા જેવી છે, એટલે મુહપત્તીને અહીં ત્રણ વાર ખંખેરવામાં આવે છે.]

૪. પછી ડાબા હાથ પર મુહપત્તી મૂકી પાસું ફેરવી જમણા હાથ તરફનો ભાગ ત્રણ વાર ખંખેરો, તે વખતે મનમાં બોલો કે–

કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ પરિહરું

[ત્રણે પ્રકારના રાગ ખંખેરી નાખવા જેવા છે, એટલે મુહપત્તીને અહીં ત્રણ વાર ખંખેરવામા આવે છે.]

૫. મુહપત્તીનો મધ્ય ભાગ ડાબા હાથ પર નાખી, વચલી ઘડી પકડી બેવડી કરો. [અહીંથી મુહપત્તીને સંકેલવાનું શરૂ થાય છે.]

૬. પછી જમણા હાથના ચાર આંગળાનાં ત્રણ આંતરામાં મુહપત્તીને ભરાવીને ખંખેરવી. (આ ક્રિયાને અખોડા* પખોડા કહે છે.)

૭. પછી ડાબા હાથની હથેલીને ન અડે એવી રીતે ત્રણ ટપ્પે કોણી સુધી લાવો અને દરેક વખતે બોલો કે—

સુદેવ, સુગુરુ, સુધર્મ આદરું

[સુદેવ, સુગુરુ અને સુધર્મ વિષેની શ્રદ્ધા આપણામાં દાખલ થાય તેવી ઇચ્છા છે, તેથી મુહપત્તીને આંગળીઓના અગ્રભાગથી

* અખોડા એટલે (સં) આસ્ફોટક અને પખોડા એટલે (સં) પ્રસ્ફોટક. આસ્ફોટક એટલે ઝાટકવા અથવા ખંખેરવાની ક્રિયા અને પ્રસ્ફોટક એટલે વારંવાર ઝાટકવા અથવા ખંખેરવાની ક્રિયા.

અંદર તરફ લાવવાની ક્રિયા કરવામાં આવે છે. તેમાં પહેલા ટપ્પે મુહપત્તી લગભગ આંગળીના મૂળ સુધી લાવવી જોઇએ અને તે વખતે સુદેવ બોલવું જોઇએ. પછી બીજા ટપ્પે મુહપત્તીને હથેલીના મધ્ય ભાગ સુધી લાવવી જોઇએ અને વખતે સુગુરુ બોલવું જોઇએ અને ત્રીજા ટપ્પે મુહપત્તીને કોણી સુધી લાવવી જોઇએ અને તે વખતે સુધર્મ આદરું એટલા શબ્દો બોલવા જોઇએ.

૮. હવે ઉપરની રીતથી ઊલટી રીતે મુહપત્તીને ત્રણ ટપ્પે કોણીથી આંગળીના ટેરવા સુધી લઈ જાઓ અને કંઈક કાઢી નાખતા હો તે રીતે બોલો કે—

કુદેવ, કુગુરુ, કુધર્મ પરિહરું

[ આ એક જાતનો પ્રમાર્જન વિધિ હોવાથી તેની ક્રિયા પણ તેવી જ રાખવામાં આવી છે. ]

૯. એ જ રીતે ત્રણ ટપ્પે હથેલીથી કોણી સુધી મુહપત્તી અદ્ધર રાખી અંદર લો અને બોલો કે—

જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરું

[ આ ત્રણ વસ્તુઓ આપણી અંદર આવે તે માટે એને ન્યાસ કરવામાં આવે છે. ]

૧૦. હવે ઉપરથી ઊલટી રીતે ત્રણ ટપ્પે કોણીથી હાથની આંગળી સુધી મુહપત્તી લઈ જાઓ અને બોલો કે-જ્ઞાન-વિરાધના, દર્શન-વિરાધના. ચારિત્ર-વિરાધના પરિહરું.

[ આ ત્રણ વસ્તુઓ બહાર કાઢવાની છે, માટે તેનું ઘસીને પ્રમાર્જન કરવામાં આવે છે. ]

૧૧. હવે મુહપત્તીને ત્રણ ટપ્પે અંદર લો અને બોલો કે—

મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ આદરું.

[ આ ત્રણ વસ્તુઓ આપણી અંદર આવે તે માટે એને ન્યાસ કરવામાં આવે છે.]

૧૨. હવે ત્રણ ટપ્પે મુહપત્તીને કોણીથી હાથની આંગળી સુધી લઈ જાઓ અને બોલો કે—

મનોદંડ, વચનદંડ, કાયદંડ પરિહરું

[ આ પણ વસ્તુઓ બહાર કાઢવાની છે, માટે તેનું પ્રમાર્જન કરવામાં આવે છે. ]

શરીર પડિલેહતી વખતે વિચારવાના ૨૫ બોલ

[ આ બોલોમાં અભ્યંતર પ્રમાર્જના કરવાની હોવાથી દરેક વખતે પ્રમાર્જનની ક્રિયા કરવામાં આવે છે.]

૧. હવે આંગળામાં ભરાવેલી મુહપત્તી પ્રદક્ષિણાકારે એટલે ડાબા હાથની ઉપર, બન્ને બાજુ તથા નીચે એમ ત્રણ વાર પ્રમાર્જો અને બોલો કે—

હાસ્ય, રતિ, અરતિ પરિહરૂં

૨. એવી જ રીતે ડાબા હાથના આંગળાઓના આંતરામાં મુહપત્તી રાખી, જમણા હાથે, પ્રદક્ષિણાકારે, વચ્ચે અને બન્ને બાજુએ પ્રમાર્જન કરો અને મનમાં બોલો કે—

ભય, શોક, દુગંછા પરિહરૂં

૩. પછી આંતરામાંથી મુહપત્તી કાઢી લઈ, બેવડી ને બેવડી મુહપત્તીના બન્ને છેડા બન્ને ય હાથથી પકડી માથા ઉપર વચ્ચે અને જમણી-ડાબી બે બાજુએ ત્રણ પ્રમાર્જના કરતાં અનુક્રમે મનમાં બોલો કે—

અંદર તરફ લાવવાની ક્રિયા કરવામાં આવે છે. તેમાં પહેલા ટપ્પે મુહપત્તી લગભગ આંગળીના મૂળ સુધી લાવવી જોઇએ અને તે વખતે સુદેવ બોલવું જોઇએ. પછી બીજા ટપ્પે મુહપત્તીને હથેલીના મધ્ય ભાગ સુધી લાવવી જોઇએ અને વખતે સુગુરુ બોલવું જોઇએ અને ત્રીજા ટપ્પે મુહપત્તીને કોણી સુધી લાવવી જોઇએ અને તે વખતે સુધર્મ આદરું એટલા શબ્દો બોલવા જોઇએ.

૮. હવે ઉપરની રીતથી ઊલટી રીતે મુહપત્તીને ત્રણ ટપ્પે કોણીથી આંગળીના ટેરવા સુધી લઈ જાઓ અને કંઈક કાઢી નાખતા હો તે રીતે બોલો કે—

કુદેવ, કુગુરુ, કુધર્મ પરિહરું

[આ એક જાતનો પ્રમાર્જન વિધિ હોવાથી તેની ક્રિયા પણ તેવી જ રાખવામાં આવી છે.]

૯. એ જ રીતે ત્રણ ટપ્પે હથેલીથી કોણી સુધી મુહપત્તી અદ્ધર રાખી અંદર લો અને બોલો કે—

જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરું

[આ ત્રણ વસ્તુઓ આપણી અંદર આવે તે માટે એનો ન્યાસ કરવામાં આવે છે.]

૧૦. હવે ઉપરથી ઊલટી રીતે ત્રણ ટપ્પે કોણીથી હાથની આંગળી સુધી મુહપત્તી લઈ જાઓ અને બોલો કે-જ્ઞાન-વિરાધના, દર્શન-વિરાધના. ચારિત્ર-વિરાધના પરિહરું.

[આ ત્રણ વસ્તુઓ બહાર કાઢવાની છે, માટે તેનું ઘસીને પ્રમાર્જન કરવામાં આવે છે.]

૧૧. હવે મુહપત્તીને ત્રણ ટપ્પે અંદર લો અને બોલો કે—

મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ આદરું.

[ આ ત્રણ વસ્તુઓ આપણી અંદર આવે તે માટે એને ન્યાસ કરવામાં આવે છે. ]

૧૨. હવે ત્રણ ટપ્પે મુહપત્તીને કોણીથી હાથની આંગળી સુધી લઈ જાઓ અને બોલો કે—

મનોદંડ, વચનદંડ, કાયદંડ પરિહરું

[ આ પણ વસ્તુઓ બહાર કાઢવાની છે, માટે તેનું પ્રમાર્જન કરવામાં આવે છે. ]

શરીર પડિલેહતી વખતે વિચારવાના ૨૫ બોલ

[ આ બોલોમાં અભ્યંતર પ્રમાર્જના કરવાની હોવાથી દરેક વખતે પ્રમાર્જનની ક્રિયા કરવામાં આવે છે. ]

૧. હવે આંગળામાં ભરાવેલી મુહપત્તી પ્રદક્ષિણાકારે એટલે ડાબા હાથની ઉપર, બન્ને બાજુ તથા નીચે એમ ત્રણ વાર પ્રમાર્જો અને બોલો કે—

હાસ્ય, રતિ, અરતિ પરિહરું

૨. એવી જ રીતે ડાબા હાથના આંગળાઓના આંતરામાં મુહપત્તી રાખી, જમણા હાથે, પ્રદક્ષિણાકારે, વચ્ચે અને બન્ને બાજુએ પ્રમાર્જન કરો અને મનમાં બોલો કે—

ભય, શોક, દુગંછા પરિહરું

૩. પછી આંતરામાંથી મુહપત્તી કાઢી લઈ, બેવડી ને બેવડી મુહપત્તીના બન્ને છેડા બન્ને ય હાથથી પકડી માથા ઉપર વચ્ચે અને જમણી-ડાબી બે બાજુએ ત્રણ પ્રમાર્જના કરતાં અનુક્રમે મનમાં બોલો કે—

કૃષ્ણ-લેશ્યા, નીલ-લેશ્યા, કાપોત-લેશ્યા પરિહરૂં

૪. પછી વચ્ચે અને ડાબી-જમણી બે બાજુએ ત્રણ વાર મોં ઉપર ત્રણ વાર પ્રમાર્જન કરો અને મનમાં બોલો કે—

રસગારવ, રિદ્ધિગારવ, સાતાગારવ પરિહરૂં

૫. એમ જ વચ્ચે અને ડાબી-જમણી બે બાજુએ છાતી ઉપર ત્રણ વાર પ્રમાર્જના કરો અને અનુક્રમે મનમાં બોલો કે—

માયાશલ્ય, નિદાનશલ્ય, મિથ્યાત્વશલ્ય પરિહરૂં

૬. હવે મુહપત્તી બંને હાથમાં પહોળી પકડી જમણા ખભા અને કાખ ઉપર પ્રમાર્જે અને બોલો કે—

ક્રોધ, માન પરિહરૂં

૭. મુહપત્તી એમ ને એમ ડાબા હાથમાં રાખી, ડાબા ખભા અને કાખ ઉપર પ્રમાર્જના કરો અને બોલો કે—

માયા; લોભ પરિહરૂં

૮. પછી જમણા પગની વચ્ચે અને બંને બાજુએ એમ ચરવળાવતી ત્રણ વખત પ્રમાર્જતી વખતે બોલો કે—

પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાયની રક્ષા કરૂં

૯. એજ પ્રમાણે ડાબા પગની વચ્ચે અને બંને બાજુએ પ્રમાર્જન કરો અને બોલો કે—

વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાયની જયણા કરૂં

સૂચના

(૧) મુહપત્તીનું પડિલેહણ વાસ્તવિક રીતે શીખવાનું છે. અહીં તો માત્ર દિગ્દર્શન કરાવ્યું

(૨) નિયમ આઠમામાં જમણો પગ જણાવ્યો છે ત્યાં ડાબો પગ અને નિયમ નવમામાં ડાબો પગ જણાવ્યો છે, ત્યાં જમણો પગ તેવો વિધિભેદ બીજા ગ્રંથમાં માલૂમ પડે છે.

(૩) સાધ્વીજીને છાતીની ૩ અને ખભ. તથા કાખની ૪ પ્રમાર્જના મળીને કુલ ૭ ન હોય અને બાકીની ૧૮ હોય. સ્ત્રીઓને મસ્તકની ત્રણ પણ ન હોય, એટલે કુલ ૧૫ હોય.

મુહપત્તી-પડિલેહણના આ વિધિનો સામાયિક કરતી વખતે તથા પારતી વખતે બરાબર ઉપયોગ થાય, તે અત્યંત ઇચ્છવા યોગ્ય છે.

*

[ ૬ ]

## ચૈત્યવંદનનો વિધિ

આ ક્રિયા જિનબિંબ કે તેની સ્થાપના સમક્ષ કરવાની છે.

### પ્રણિપાત

(૧) ખમા૦ પ્રણિ૦ની ક્રિયા ત્રણ વાર કરવી.

### ક્રિયાનો આદેશ માગવો

(૨) પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરું એ શબ્દો વડે ચૈત્યવંદનનો આદેશ માગવો.

### આદેશ-સ્વીકાર

(૩) ઇચ્છં પદ બોલીને આદેશનો સ્વીકાર કરવો.

કૃષ્ણ-લેશ્યા, નીલ-લેશ્યા, કાપોત-લેશ્યા પરિહરું

૪. પછી વચ્ચે અને ડાબી-જમણી બે બાજુએ ત્રણ વાર મોં ઉપર ત્રણ વાર પ્રમાર્જન કરો અને મનમાં બોલો કે—

રસગારવ, રિદ્ધિગારવ, સાતાગારવ પરિહરું

૫. એમ જ વચ્ચે અને ડાબી-જમણી બે બાજુએ છાતી ઉપર ત્રણ વાર પ્રમાર્જના કરો અને અનુક્રમે મનમાં બોલો કે—

માયાશલ્ય, નિદાનશલ્ય, મિથ્યાત્વશલ્ય પરિહરું

૬. હવે મુહપત્તી બંને હાથમાં પહોળી પકડી જમણા ખભા અને કાખ ઉપર પ્રમાર્જે અને બોલો કે—

ક્રોધ, માન પરિહરું

૭. મુહપત્તી એમ ને એમ ડાબા હાથમાં રાખી, ડાબા ખભા અને કાખ ઉપર પ્રમાર્જના કરો અને બોલો કે—

માયા; લોભ પરિહરું

૮. પછી જમણા પગની વચ્ચે અને બંને બાજુએ એમ ચરવળાવતી ત્રણ વખત પ્રમાર્જતી વખતે બોલો કે—

પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાયની રક્ષા કરું

૯. એજ પ્રમાણે ડાબા પગની વચ્ચે અને બંને બાજુએ પ્રમાર્જન કરો અને બોલો કે—

વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાયની જયણા કરું

સૂચના

(૧) મુહપત્તીનું પડિલેહણ વાસ્તવિક રીતે અનુભવી પાસેથી શીખવાનું છે. અહીં તો માત્ર દિગ્દર્શન કરાવ્યું છે.

(૧૧) પછી ઉવસગ્ગહર-થોત્ત (ઉવસગ્ગહરં સૂત્ર) અથવા કોઈ સુંદર રચનાવાળું સ્તવન મધુર સ્વરથી ભાવ-પૂર્વક ગાવું.

### પ્રણિધાન

(૧૨) પછી પણિહાણ-સુત્ત (જય વીયરાય સૂત્ર)નો પાઠ મુક્તા-શુક્તિમુદ્રાએ બોલવો. આ પાઠમાં આભવમખંડા પદ પછી યોગમુદ્રા કરવી.

(સ્ત્રીવર્ગે મુક્તાશુક્તિમુદ્રા રચવી નહિ.)

### કાયોત્સર્ગ

(૧૩) (अ) પછી ઊભા થઈને ચેઈયથય-સુત્ત (અરિહંત-ચેઈઆણં સૂત્ર)નો પાઠ જિનમુદ્રાએ બોલવો.

(आ) પછી કાઉસ્સગ્ગ-સુત્ત (અન્નત્થ સૂત્ર)નો પાઠ જિન-મુદ્રાએ બોલવો.

(इ) પછી એક નમસ્કાર મંત્રનો કાયોત્સર્ગ કરવો.

(ई) કાયોત્સર્ગ પૂરો થયે નમો અરિહંતાણં પદનો પ્રકટ ઉચ્ચાર કરવો.

(उ) પછી નમોઽર્હત્ સૂત્રનો પાઠ બોલવો.

(ऊ) પછી અધિકૃત જિન-સ્તુતિ કોઈ પણ જિન સ્તુતિની એક ગાથા બોલવી.

ચૈત્યવંદન વિધિ-જેઓ સાથે કરનારા હોય તેમણે થોઈ સાંભળીને કાયોત્સર્ગ **नमो अरिहंताणं** પદ પ્રકટ બોલીની પાળવો.

### અંતિમ પ્રણિપાત

(૧૪) ખમા૦ પ્રણિ૦ની ક્રિયા કરવી અને પ્રત્યાખ્યાન લેવું હોય તો તે ઉચ્ચરવું.

### આસન

(૪) પછી જમણો ઢીંચણ નીચે સ્થાપી ડાબો ઢીંચણ ઊભો રાખવો. આ નીચેની સ્તુતિ ચૈત્યવંદન કરતી વખતે શરૂઆતમાં બોલાય છે.

सकलकुशलवल्लि-पुष्करावर्त्तमेघो
दुरिततिमिरभानुः कल्पवृक्षोपमानः ।
भवजलनिधिपोतः सर्वसंपत्तिहेतुः
स भवतु सततं वः श्रेयसे शांतिनाथः ॥

પૂર્વાચાર્યકૃત સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, હિંદી, મરાઠી આદિ કોઈ પણ ચૈત્યવંદન બોલવું.

### સકલતીર્થ-વંદન

(૬) પછી તિત્થ-વંદણ-સુત્ત (જં કિંચિ સૂત્ર) નો પાઠ બોલવો.

### અર્હદ્-વંદના

(૭) પછી સક્કત્થય-સુત્ત (નમો ત્થુ ણં સૂત્ર) નો પાઠ યોગ-મુદ્રાએ બોલવો.

### સર્વચૈત્ય-વંદના

(૮) પછી સવ્વચેઇય-વંદણ-સુત્ત (જાવંતિ ચેઇઆઈં સૂત્ર) નો પાઠ મુક્તાશુક્તિમુદ્રાએ બોલવો અને ખમા૦ પ્રણિ૦ની ક્રિયા કરવી.

### સર્વસાધુ-વદના

(૯) પછી સવ્વસાહૂ-વંદણ-સુત્ત (જાવંત કે વિ સાહૂ સૂત્ર) નો પાઠ મુક્તાશુક્તિમુદ્રાએ બોલવો.

### સ્તવન

(૧૦) પછી નમોઽર્હત્-સૂત્રનો પાઠ બોલવો, જે સ્તવનનું મંગલા-ચરણ છે.

મુનિરાજો પ્રત્યેનાપૂજ્યભાવની અભિવ્યક્તિ કરે છે. ચૈત્યવંદનના અધિકારે આ સાધુ-વંદના કેમ ? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે જુદી જુદી ભૂમિકાએ રહીને આત્મ–વિકાસની સાધના કરી રહેલા એ સંતપુરુષો ચૈત્યવંદનરૂપી શ્રદ્ધાયોગ કે ભક્તિયોગની ભાવનાને દૃઢ કરવામાં નિમિત્તભૂત છે.

આટલા વિધિ પછી નમોઽર્હત્ સૂત્રના મંગલાચરણપૂર્વક સ્તવન બોલવામાં આવે છે. અનુષ્ઠાતાએ અહીં હૃદયના તારને ઝણઝણાવવાના હોય છે, કારણ કે પોપટના રામની જેમ માત્ર મુખેથી ઉચ્ચાર કરી જવાનો અર્થ વિશેષ નથી. ભગવદ્–ભજનની ઇચ્છા, પ્રવૃત્તિ અને તલ્લીનતા એ ત્રણે ય મંગલકારી છે. સ્તવન એ ચૈત્યવંદનનું હૃદય છે, ચૈત્યવંદનનો પ્રાણ છે, તેથી એ ગાતી વખતે ભાવનાનાં પૂર હેલે ચડવાં જ જોઈએ. તેમાં કાવ્યકલાને સ્થાન છે, સંગીતકલાને અવકાશ છે અને અભિનયકલાને જરૂર મોકળો માર્ગ છે; પણ શરત એક જ કે બધાં અર્હદ્–ઉપાસનાની તલ્લીનતામાંથી ઉદ્ભવવાં જોઈએ.

ત્યારપછી પણિહાણ–સુત્ત (જય વીયરાય સૂત્ર)ના પાઠ દ્વારા હૃદયની શુભ ભાવનાઓને દૃઢ કરવામાં આવે છે અને છેવટે ચેઇયવંદણ–સુત્ત (અરિહંત–ચેઇયાણં સૂત્ર) દ્વારા અર્હત્–ચૈત્યોનું આલંબન સ્વીકારીને કાયોત્સર્ગ કરવામાં આવે છે. ચૈત્યવંદનની આખરી સિદ્ધિ કાયોત્સર્ગ અને ધ્યાન દ્વારા જ છે, તે બતાવવા તેનો ક્રમ છેલ્લો રાખેલો છે. એ કાયોત્સર્ગ શ્રદ્ધા, મેધા, ધૃતિ, ધારણા અને અનુપ્રેક્ષાપૂર્વક કરવાનો છે, એ વાતનું સૂચન સૂત્રના મૂલપાઠમાં જ કરેલું છે.

[ ૭ ]

# ચૈત્ય-વંદન વિધિ અંગેની સમજ

કોઇ પણ ધર્માનુષ્ઠાન ગુરુ અગર દેવને વંદન કરી તેમની આજ્ઞાપૂર્વક કરવું જોઇએ, એ હેતુથી પ્રથમ ત્રણ ખમાસમણ પ્રણિ૰ની ક્રિયા કરવામાં આવે છે અને ચૈત્યવંદન કરવાનો આદેશ માગવામાં આવે છે. એ આદેશ મળ્યાનો સ્વીકાર કરીને ચૈત્ય-વંદનનો પ્રારંભ કરવામાં આવે છે. ધર્માનુષ્ઠાનનો પ્રારંભ મંગલાચરણથી થવો જોઇએ, એટલે પ્રથમ સકલકુશલવલ્લી એ સ્તુતિ બોલીને પછી તીર્થંકર ભગવંતોના સ્તુતિ-વર્ણનરૂપ ઐચ્છિક ચૈત્યવંદન બોલવામાં આવે છે. આ ઐચ્છિક ચૈત્યવંદનને લીધે અનુષ્ઠાતા વિવિધ ભાવવડે ચૈત્યવંદન કરી શકે છે. આવા કોઈ પણ ચૈત્યવંદનની પૂર્ણાહુતિ જં કિંચિ નામતિત્થં એ ગાથાથી કરવામાં આવે છે, કારણ કે તેનાથી ત્રિલોકમાં રહેલા સકલ તીર્થોને વંદના થાય છે—સમસ્ત વિશ્વમાં રહેલી ચૈત્ય અને તીર્થ સંસ્થા પ્રત્યે પૂર્ણ શ્રદ્ધા વ્યકત કરવામાં આવે છે. ત્યાર પછી સક્કત્થય-સુત્ત (નમો ત્થુ ણં સૂત્ર)નો પાઠ યોગમુદ્રાથી બોલવામાં આવે છે, તેનો હેતુ અર્હંતોના ઉત્કૃષ્ટ ગુણોની આરાધના છે. બીજા શબ્દોમાં કહીએ તો એમાં ગાથાદ્વારા ભૂત, વર્તમાન અને ભવિષ્યકાલીન તીર્થંકરોને વંદન કરવામાં આવે છે, જેથી આરાધ્ય તરીકેની એ પદની મહત્તા હૃદયમાં સ્થિર થાય છે. યોગમુદ્રાનો હેતુ જિનેશ્વરોના એ ગુણમાં તલ્લીનતા અનુભવવાનો છે. ત્યાર-પછી સવ્વચેઇયવંદણ-સુત્ત (જાવંતિ ચેઇઆઇં સૂત્ર)નો પાઠ સર્વ ચૈત્યોની પૂજ્યતાને મનમાં અંકિત કરે છે તથા ખમાસમણ-પ્રણિપાતની ક્રિયા અને સવ્વસાહૂવંદણ-સુત્ત (જાવંત કે વિ સાહૂ સૂત્ર)નો પાઠ જગતભરમાં ચારિત્રની સુવાસ ફેલાવી રહેલા સાધુ

શ્રી જિનેશ્વરના ગુણોનું વારંવાર રટણ કરવાથી તેની પ્રાપ્તિ માટે ઉત્સાહ વધે છે, ચિત્તમાં પ્રસન્નતા પ્રકટે છે અને તે માટે જોઇતું પુરુષાર્થનું બળ એકત્ર થાય છે.

શાસ્ત્રોમાં જણાવ્યા મુજબ શ્રાવકે જઘન્યથી (ઓછામાં ઓછી) ત્રિકાળ (સવાર, બપોર અને સાંજ) જિન પૂજાને અંતે ત્રણ વાર ચૈત્યવંદના કરવાની કહી છે. (સવાર, સાંજ ધૂપ આદિ અગ્રપૂજા અને બપોરે અષ્ટ પ્રકારી અંગપૂજા કરવાની હોય છે.)

— ધર્મસંગ્રહ ભાગ ૧. પૃ. ૩૭૪.

*

[૮]

## પૂજાની પરિભાષા

જિન-પૂજા અને ચૈત્યવંદન અથવા દેવવંદનનો વિધિ કરવામાં જે પરિભાષાનો ઉપયોગ થાય છે, તેની ટૂંક માહિતી નીચે મુજબ છે:—

### અભિગમ

(૧) શ્રી તીર્થંકર દેવને વંદન કરવા માટે ચૈત્યમાં પ્રવેશ કરવું તે અભિગમ. તે વખતે નીચેના નિયમો પાળવા જોઇએ:— (૧) સચિત્તદ્રવ્ય પાસે ન રાખવું. પુષ્પાદિ શરીરે ધારણ કરેલાં હોય તે ઉતારી નાખવાં, (૨) અચિત્ત વસ્તુની અનુ-વર્જના-આભૂષણ વગેરે પહેરી રાખવાં અને શસ્ત્ર, લાકડી,

આ કાયોત્સર્ગધ્યાનની પૂર્ણાહુતિ નમુક્કાર (નમસ્કારમંત્ર)ના પ્રથમ પદના ઉચ્ચારવડે કરવામાં આવે છે અને ચૈત્યવંદનની પૂર્ણાહુતિ અંત્ય મંગલરૂપ અધિકૃત જિન-સ્તુતિ કે કોઈ પણ જિનેશ્વરની સ્તુતિની પ્રથમ કે બીજી ગાથા બોલીને, ખમાસમણની વંદના-પૂર્વક ચૈત્યવંદન વિધિ પૂર્ણ કરવામાં આવે છે. હવે જો કંઈ પ્રત્યાખ્યાન લેવું હોય તો દેવ સમક્ષ ઉચ્ચરવું,

શ્રી જિનેશ્વર ભગવંત સન્મુખ ચૈત્યવંદન તથા પૂજા વગેરે સર્વ પવિત્ર ક્રિયાઓને અંતે અવિધિ-આશાતના થઈ હોય તેને અંગે મિથ્યા દુષ્કૃત (**मिच्छा मि दुक्कडं**) એ પદ બોલવું જોઇએ.

કારણ કે વિધિપૂર્વક કરેલું દેવપૂજાદિ કોઈ પણ અનુષ્ઠાન પૂર્ણ ફળ આપે છે, અને અવિધિએ કરેલું અનુષ્ઠાન અલ્પ ફળને આપે છે; તથા અવિધિરૂપ અતિચારથી ઉલટું દુઃખનું કારણ બનવાનો પણ સંભવ છે, માટે જ અવિધિએ ચૈત્યવંદન કરનારને શ્રી મહાનિશીથ સૂત્રમાં પ્રાયશ્ચિત્ત જણાવ્યું છે. ત્યાં સાતમા અધ્યયનમાં કહ્યું છે કેઃ—

अविहिए चेइआइं वंदिज्जा तस्स णं पायच्छित्तं
उव-इसिज्जा, जओ अविहीए चेइआइं, वंदमाणो
अन्नेसिं असद्धं जणेइ इह काऊण त्ति ॥

ભાવાર્થઃ—અવિધિથી ચૈત્યોને વાંદે તેને પ્રાયશ્ચિત્ત આપવું, કારણ કે અવિધિ કરનારો બીજાઓને અશ્રદ્ધા ઉત્પન્ન કરે છે.

— (ધર્મસંગ્રહ ભાગ ૧. પૃ. ૩૯૭)

આશાતના

(૬) આ-જ્ઞાન, દર્શન આદિ તેની શાતના-ખંડના કે અપધ્વંસ, તે આશાતના. તાત્પર્ય કે જે ક્રિયાઓથી જિન-મંદિરની પવિત્રતા ખંડિત થાય, પવિત્રતા ન જળવાય, તે આશાતના. જઘન્યથી તે ૧૦ પ્રકારની છે, મધ્યમથી તે ૪૨ પ્રકારની છે અને ઉત્કૃષ્ટથી તે ૮૪ પ્રકારની છે. એ આશાતનાઓને વર્જીને જિન-મંદિરમાં યોગ્ય વર્તન રાખવું જોઈએ.

જિન-મંદિરમાં વર્તવાના મુખ્ય ૧૦ નિયમો

૧ પાન, સોપારી કે તાંબૂલ ચાવવું નહિ. (દાખલ થનારનું મોઢું સાફ હોવું જોઈએ.)
૨ પાણી પીવું નહિ.
૩ ભોજન કરવું નહિ.
૪ મોજડી-પગરખાં પહેરીને જવું નહિ.
૫ કામ-ચેષ્ટા કરવી નહિ.
૬ પથારી કરવી નહિ કે સૂવું નહિ.
૭ થૂંક-બળખો નાખવો નહિ.
૮ લઘુ નીતિ-(પેશાબ) કરવી નહિ.
૯ વડી નીતિ-(મલ-ત્યાગ) કરવી નહિ.
૧૦ કોઈ પણ પ્રકારનો જુગાર રમવો નહિ. આમાં બીજા ૩૨ નિયમો ઉમેરતાં કુલ ૪૨ નિયમો બને છે, તે નીચે મુજબ :—
૧૧ કોઈ જૂગટું રમતું હોય તો તેની કોઈ પણ પ્રકારની અનુમોદના કરવી નહિ.
૧૨ પલાંઠી વાળીને બેસવું નહિ.
૧૩ પગ લાંબા કરીને બેસવું નહિ.
૧૪ પરસ્પર વાદ-વિવાદ કરવો નહિ.
૧૫ કોઇની મશ્કરી કરવી નહિ.

છરી, ચપ્પુ, છત્રી, આદિ સાથે હોય તો બહાર મૂકવાં, (૩) મનને એકાગ્ર કરવું. (૪) ઉત્તરાસંગ રાખવું, (૫) જિનેશ્વર પ્રભુનું દર્શન થતાં જ બે હાથવડે અંજલિ કરવી. રાજાએ રાજચિહ્નો, અસ્ત્ર, શસ્ત્ર, તલવાર, છત્ર, પગરખાં મુગટ અને ચામરનો ત્યાગ કરવો.

### અવગ્રહ

(૨) પ્રતિમા અને ઉપાસક વચ્ચેનુ અંતર તે અવગ્રહ. તેવો અવગ્રહ ઓછામાં ઓછો નવ હાથ અને વધારેમાં વધારે ૬૦ હાથ રાખવો. બાકીનો મધ્યમ સમજવો. મંદિર જ નાનું હોય તો ૦॥ હાથ દૂર પણ બેસી શકાય.

### અવસ્થા

(૩) તીર્થંકર પ્રભુની જુદી જુદી જીવન અવસ્થા. તે ત્રણ પ્રકારે ચિંતવવાની છે. છદ્મસ્થાવસ્થા, કેવલી અવસ્થા ને સિદ્ધાવસ્થા તેમાં છદ્મસ્થાવસ્થાનો વિચાર ત્રણ ક્રમે કરવાનો છે. પ્રથમ જન્માવસ્થા, બીજી રાજ્યાવસ્થા ને ત્રીજી દીક્ષાવસ્થા. પ્રભુપ્રતિમાનાં પ્રાતિહાર્યાદિ જોઇને કેવલી અવસ્થા ચિંતવવી, તથા ધ્યાનદશા જોઇને સિદ્ધાવસ્થા ચિંતવવી.

### આલંબન

(૪) ધ્યેયમાં ઉપયોગની એકતા કરાવય તેવો ભક્તિ અંગેનો આધાર તે આલંબન. સૂત્ર શુદ્ધ બોલવું, તેનો અર્થ ચિંતવવો અને તે દ્વારા થતા જ્ઞાનવડે પ્રભુપ્રતિમામાં લીન થવું.

### આસન

(૫) ચૈત્યવંદન કરતી વખતે જે જે મુદ્રાનું વિધાન હોય એ પ્રમાણે બેસવું તે આસન છે.

૩૮ ચૈત્ય-દ્રવ્ય ખાવું નહિ.
૩૯ વિનાશ પામતા ચૈત્ય-દ્રવ્યની ઉપેક્ષા કરવી નહિ.
૪૦ છતી શક્તિએ પૂજા, વંદન આદિમાં મંદતા કરવી નહિ.
૪૧ દેવ-દ્રવ્ય ખાનાર સાથે વ્યાપાર કે મૈત્રી રાખવાં નહિ.
૪૨ દેવ-દ્રવ્ય ખાનારને આગેવાન તરીકે ચૂંટવો નહિ કે તેને મત આપવો નહિ.

જિન-મંદિરમાં વર્જવાની ૮૪ આશાતનાનાં નામો નીચે મુજબ છે:—

૧ બળખા આદિ નાખવાં.
૨ જૂગટું રમવું.
૩ કલહ કરવો.
૪ ધનુર્વેદનો અભ્યાસ કરવો.
૫ કોગળા નાખવા.
૬ પાન-સોપારી ખાવાં.
૭ પાન આદિના કૂચા નાખવા.
૮ ગાળો દેવી.
૯ ઝાડે કે પેશાબે જવું
૧૦ નાહવું.
૧૧ વાળ ઓળવા.
૧૨ નખ કાઢવા.
૧૩ લોહી, માંસ વગેરે નાખવું.
૧૪ શેકેલાં ધાન્ય વગેરે ખાવાં.
૧૫ ચામડી વગેરે નાખવું.
૧૬ ઓસડ ખાઈ ઊલટી કરવી.
૧૭ ઊલટી કરવી.
૧૮ દાતણ કરવું.

૧૬ કોઈ પ્રકારનું અભિમાન કરવું નહિ.
૧૭ ઊંચું આસન માંડીને બેસવું નહિ.
૧૮ કેશ ઓળવા નહિ.
૧૯ પોતાના માથે છત્ર રાખવું નહિ.
૨૦ પોતાની સાથે ખડ્ગ રાખવું નહિ.
૨૧ પોતાના માથે મુગટ રાખવો નહિ.
૨૨ પોતાના ઉપર ચામર વીંઝાવવું નહિ.
૨૩ સંઘ કે અન્યની સાથે તકરારના કારણે ત્યાં લાંઘવા બેસવું નહિ.
૨૪ હાંસી-ઠઠ્ઠા કરવાં નહિ.
૨૫ લંપટ સ્ત્રી, પુરુષ કે વેશ્યાની દલાલી કરનાર પુરુષને ત્યાં બોલાવવો નહિ. કદાચ ત્યાં આવેલો દેખાય તો તેની સાથે કાંઈ પણ વાત કરવી નહિ.
૨૬ મુખ-કોશ વિના પૂજા કરવી નહિ.
૨૭ શરીર મલિન રાખીને અર્થાત્ સ્નાન કર્યા વિના મૂર્તિને અડવું નહિ.
૨૮ મલિન વસ્ત્રો ( અશુચિવાળાં ) પહેરીને મૂર્તિને અડવું નહિ.
૨૯ અવિધિથી પૂજા કરવી નહિ.
૩૦ મનને ભટકતું રાખીને પૂજા કરવી નહિ.
૩૧ સચિત્ત દ્રવ્ય અંદર લાવવું નહિ, તે બહાર મૂકવું. (જે પુષ્પ, ફૂલ વગેરે ચડાવવાનાં હોય તે જ અંદર લઈ જઈ શકાય ).
૩૨ ઉત્તરાસંગ વિના પૂજા કરવી નહિ.
૩૩ ભક્તિભાવથી અંજલિ કરવી.
૩૪ પૂજાનાં ઉપકરણો શુદ્ધ રાખવાં.
૩૫ પુષ્પો વગેરે હીન વાપરવાં નહિ.
૩૬ જિન-મૂર્તિનો અનાદર કરવો નહિ.
૩૭ જિનેશ્વર પ્રત્યે શત્રુભાવે વર્તનારને વારવો.

૫૩ મનને ચંચલ રાખવું.
૫૪ તેલ વગેરે શરીરે ચોપડવું.
૫૫ સચિત્ત પુષ્પ-ફલાદિક બહાર ન મૂકવાં.
૫૬ હાર, વીંટી, કપડાં વગેરે બહાર મૂકી શોભા વિનાના થઈ દેરાસરમાં દાખલ થવું.
૫૭ ભગવંતને જોતાં જ હાથ ન જોડવા.
૫૮ ઉત્તરાસંગ ન રાખવું.
૫૯ મસ્તકે મુગટ ધરવો.
૬૦ મુખ, પાઘડી આદિ પર બુકાનું હોય તે ન છોડવું.
૬૧ ફૂલના હાર-તોરા માથેથી મૂકી ન દેવા.
૬૨ શરત બકવી.
૬૩ ગેડીદડે રમવું.
૬૪ પરોણા આદિને જુહાર કરવો.
૬૫ ભાંડ-ભવૈયાની રમત કરવી.
૬૬ કોઇને હુંકારે બોલાવવો.
૬૭ લેવા-દેવા આશ્રયી ધરણું માંડવું-લાંઘણ કરવી.
૬૮ રણ-સંગ્રામ કરવો.
૬૯ માથાના વાળ જુદા કરવા કે માથું ખણવું.
૭૦ પલાંઠી વાળીને બેસવું.
૭૧ ચાખડીએ ચડવું.
૭૨ પગ પસારીને બેસવું.
૭૩ પિપૂડી કે સિસોટી બજાવવી. (ઈશારા વગેરે માટે.)
૭૪ પગનો મેલ કાઢવો.
૭૫ માંકડ, જૂ આદિ વીણીને નાખવાં
૭૭ મૈથુન-ક્રીડા કરવી.
૭૮ જમણ કરવું.

૧૯ આરામ કરવો, પગ ચંપાવવા વગેરે.
૨૦ બકરી, ભેંસ, ગાય, ઘોડા, હાથી બાંધવા.
૨૧-૨૭ દાંત, આંખ, નખ, ગંડસ્થલ, નાક, કાન, માથા આદિ સર્વનો મેલ નાખવો.
૨૮ સૂવું.
૨૯ મંત્ર, ભૂત, રાજા વગેરેનો વિચાર કરવો.
૩૦ વાદ-વિવાદ કરવો.
૩૧ નામાં-લેખાં કરવાં.
૩૨ ધન વગેરેની વહેંચણી કરવી.
૩૩ પોતાનો દ્રવ્ય-ભંડાર ત્યાં સ્થાપવો.
૩૪ પગ ઉપર પગ ચડાવી બેસવું.
૩૫ છાણાં થાપવાં.
૩૬ કપડાં સૂકવવાં.
૩૭ દાળ વગેરે ઉગાડવું.
૩૮ પાપડ વણવા.
૩૯ સેવ વણવી, વડી મૂકવી વગેરે.
૪૦ રાજા વગેરેના ભયથી દેરાસરમાં સંતાઈ જવું.
૪૧ દિલગીરીથી-શોકથી ડરવું.
૪૨ વિકથા કરવી.
૪૩ બાણ, તલવાર વગેરે હથિયાર ઘડવાં કે સજવાં.
૪૪ ગાય, ભેંસ રાખવાં.
૪૫ તાપણી તાપવી.
૪૬ અન્નાદિ રાંધવું.
૪૭ નાણું પારખવું.
૪૮ નિસીહિ કહ્યા વિના દેરાસરમાં જવું.
૪૯-૫૨ છત્ર, પગરખાં, હથિયાર-ચામર સાથે પ્રવેશ કરવો.

## નિસીહિ

(૧૨) પાપકર્મોનો નિષેધ તે નિસીહિ. તેનો ક્રમ એવો છે કે પહેલી નિસીહિ દેરાસરના દરવાજામાં પેસતાં બોલવી, એટલે ત્યારથી ઘર-વ્યવહાર-સંબંધી બધી વાતનો નિષેધ સમજવો, બીજી નિસીહિ પૂજા માટે ગભારામાં પેસતાં બોલવી, એટલે ત્યારથી મંદિરની મરામત, બીજી વ્યવસ્થા વગેરેના વિચારો તજીને માત્ર પ્રભુ-પૂજામાં જ લક્ષ રાખવું. ત્રીજી નિસીહિ ચૈત્યવંદનની શરૂઆતમાં બોલવી, એટલે સઘળી દ્રવ્ય-ક્રિયાઓનો ત્યાગ કરી ભાવક્રિયામાં મગ્ન બનવું.

## પૂજા

(૧૩) પૂજન કરવું તે પૂજા. તે ત્રણ પ્રકારે થાય છે : અંગ-પૂજા, અગ્ર-પૂજા ને ભાવ-પૂજા. તે બાહ્ય, અભ્યંતર શુદ્ધિ પૂર્વક થાય.

## પ્રણામ

(૧૪) પ્રણામ ત્રણ પ્રકારના છે : (૧) અંજલિ-બદ્ધ-બે હાથ જોડી અંજલિ કરી પ્રણામ કરવો, (૨) અર્ધાવનત-કેડથી નમીને હાથવડે ભૂમિનો સ્પર્શ કરીને પ્રણામ કરવો, (૩) પંચાંગ-બે જાનુ, બે હાથ અને માથું પાંચે અંગ જમીનને સ્પર્શે તેવી રીતે ખમાસમણ-પ્રણિપાતની ક્રિયા કરી પ્રણામ કરવો.

## પ્રણિધાન-ત્રિક

(૧૫) (૧) સવ્વચેઇયવંદણ-સુત્ત (જાવંતિ ચેઇયાઇં સૂત્ર)-ચૈત્ય-વંદનરૂપ, (૨) સવ્વસાહૂવંદણ-સુત્ત (જાવંત કે વિ સાહૂ સૂત્ર)-ગુરુવંદનરૂપ, (૩) પણિહાણ-સુત્ત (જયવીયરાય સૂત્ર)-ધ્યેયની-વિશિષ્ટ એકાગ્રતા તથા પ્રાર્થનારૂપ.

૭૯ વેપાર ( લેવું, દેવું, વેચવું ) કરવો.
૮૦ વૈદું કરવું.
૮૧ પથારી, ખાટલો ખંખેરવો.
૮૨ ગુહ્ય ભાગ ઉઘાડવો કે સમારવો.
૮૩ મુક્કાબાજી તથા કૂકડા વગેરેનું યુદ્ધ કરાવવું.
૮૪ ચોમાસામાં પાણી સંઘરવું, તેથી સ્નાન કરવું અને પીવાને માટે પાણીનાં પાત્ર રાખવાં.

* * *

### ઉપાસક

(૭) સમ્યગ્ આરાધના કરે તે ઉપાસક.

### કાયોત્સર્ગ

(૮) શારીરિક વ્યાપારો છોડી, મૌન રાખી તથા મનને ધ્યાનમાં જોડી, દેહના મમત્વનો ત્યાગ કરાય તો તે કાયોત્સર્ગ છે.

### ચૈત્યવંદન

(૯) ભાવપૂજાના પ્રારંભમાં જિનેશ્વરના અસાધારણ ગુણોનું ઉત્કીર્તન કરે તેવું કોઈ પણ કાવ્ય. એ કાવ્યો માટે હાલે ચૈત્યવંદન શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે.

### દૃષ્ટિ–વર્જન

(૧૦) દેવ–દર્શન, દેવ–પૂજા કે ચૈત્યવંદન કરતી વખતે દૃષ્ટિ પ્રભુની સામે જ રાખવી, પણ બાકીની ત્રણ બાજુએ જવા દેવી નહિ, તે દૃષ્ટિ–વર્જન વિવેક કહેવાય.

### દિશા

(૧૧) પુરુષે પ્રભુની જમણી બાજુએ અને સ્ત્રીએ પ્રભુની ડાબી બાજુએ ઊભા રહીને વંદન, પૂજન, સ્તુતિ વગેરે કરવાં, તે દિશાનો વિવેક કહેવાય.

રહેવું, તેનું નામ જિન-મુદ્રા અથવા કાયોત્સર્ગ-મુદ્રા. તે ધ્યાન કરતી વખતે બે પગની વચ્ચે આગળથી ચાર આંગળ અને પાછળથી કાંઈક ઓછું અંતર રાખવાનું હોય છે, તથા હાથ ઇક્ષુદંડ એટલે શેરડીના સાંઠા માફક સીધા રાખવાના હોય છે. અરિહંત-ચેઇઆણં સૂત્ર આ મુદ્રાથી બોલાય છે.
(૩) મુક્તાશુક્તિ મુદ્રા—બે હાથ જોડી લલાટની ઉપર જરા દૂર કે લલાટને લગાડવા તે. સવ્વચેઇયવંદણ સુત્ત (જાવંતિ ચેઇઆઇં સૂત્ર) સવ્વસાહૂ વંદણ-સુત્ત (જાવંત કે વિ સાહૂ સૂત્ર) તથા પણિહાણ-સુત્ત (જય વીયરાય સૂત્ર) આ મુદ્રાથી બોલાય છે.

સ્તવન

(૨૦) પાંચ કે તેથી વધારે ગાથાની જિન ગુણોત્કીર્તનરૂપ પદ્યાત્મક ભાવવાહી કૃતિ.



## પ્રણિપાત

(૧૬) થોભવંદણ–સુત્ત (ખમાસમણ સૂત્ર) બોલીને પંચાંગપ્રણિપાતની ક્રિયા કરવી તે.

## પ્રદક્ષિણા

(૧૭) પ્રભુની જમણી બાજુથી અર્થાત્ પોતાના ડાબા હાથ તરફથી ફરવાનું શરૂ કરીને પાછા મૂળ ઠેકાણે આવી જવું તે પ્રદક્ષિણા કહેવાય છે. ગર્ભાગાર તેમ જ ચૈત્યની આસપાસ ત્રણ પ્રદક્ષિણા દેવાય છે.

## પ્રમાર્જન

(૧૮) ચરવલાવડે કે ખેસના છેડાવડે બેસવાની જગા જયણાપૂર્વક શુદ્ધ કરવી તે પ્રમાર્જન. તે ક્રિયા ત્રણ વાર કરવાથી બરાબર થઈ ગણાય છે.

## મુદ્રા

(૧૯) અમુક પ્રકારનો અંગ–વિન્યાસ કરવો, તે મુદ્રા કહેવાય છે. યૌગિક પ્રક્રિયામાં તેને વિશેષ મહત્ત્વ પ્રાપ્ત થયેલું છે. ચૈત્ય-વંદનની ક્રિયા પણ એક પ્રકારની યૌગિક ક્રિયા હોઈને તેમાં મુદ્રાનો વિવેક કરવામાં આવ્યો છે. એમાં કુલ ત્રણ પ્રકારની મુદ્રાનો ઉપયોગ થાય છે :—

(૧) યોગ-મુદ્રા–બે હાથની દશે આંગળીઓ માંહોમાંહે મેળવી કમળના ડોડાના આકારે હાથ જોડી પેટ ઉપર કોણી રાખવી તે. આ મુદ્રાએ પ્રણિપાત–દંડક (નમો ત્થુ ણં સૂત્ર) ઉચ્ચરાય છે અને સ્તવનાદિ કરાય છે.

(૨) જિન–મુદ્રા અથવા કાયોત્સર્ગ મુદ્રા—જિન ભગવાન કાયોત્સર્ગ કરતી વખતે જે રીતે ઊભા રહે છે તે રીતે ઊભા

રહેવું, તેનું નામ જિન-મુદ્રા અથવા કાયોત્સર્ગ-મુદ્રા. તે ધ્યાન કરતી વખતે બે પગની વચ્ચે આગળથી ચાર આંગળ અને પાછળથી કાંઈક ઓછું અંતર રાખવાનું હોય છે, તથા હાથ ઇક્ષુદંડ એટલે શેરડીના સાંઠા માફક સીધા રાખવાના હોય છે. અરિહંત-ચેઇઆણં સૂત્ર આ મુદ્રાથી બોલાય છે. (૩) મુક્તાશુક્તિ મુદ્રા—બે હાથ જોડી લલાટની ઉપર જરા દૂર કે લલાટને લગાડવા તે. સવ્વચેઇયવંદણ સુત્ત (જાવંતિ ચેઇઆઇં સૂત્ર) સવ્વસાહૂ વંદણ-સુત્ત (જાવંત કે વિ સાહૂ સૂત્ર) તથા પણિહાણ-સુત્ત (જય વીયરાય સૂત્ર) આ મુદ્રાથી બોલાય છે.

સ્તવન

(૨૦) પાંચ કે તેથી વધારે ગાથાની જિન ગુણોત્કીર્તનરૂપ પદ્યાત્મક ભાવવાહી કૃતિ.



# પરિશિષ્ટો અંગે કિંચિત વક્તવ્ય

*

શ્રી જિનભદ્રગણિ-ક્ષમાશ્રમણે વિશેષાવશ્યક ભાષ્યનો પ્રારંભ કરતાં જણાવ્યું છે કે **चरण-गुण-संगहं सयलं आवस्सयाणुओगं**–આવશ્યકનો અનુયોગ (વ્યાખ્યાન) ચરણ–(ચારિત્ર)ના અને ગુણ (મૂલગુણ તથા ઉત્તરગુણ)ના સંપૂર્ણ સંગ્રહરૂપ છે. તાત્પર્ય કે જ્ઞાન, દર્શન અને ચારિત્રને લગતી કોઈ પણ ક્રિયા એવી નથી કે જે આવશ્યકના વિચારક્ષેત્રની બહાર રહેલી હોય.

આવું સકલ-ચરણ-ક્રિયા-કલાપરૂપ આવશ્યક અતિગંભીર અર્થવાળું અને ગહન હોય તે સ્વાભાવિક છે. તેનું પૂરેપૂરું રહસ્ય સમજવા માટે જીવનભરની સાધના જોઈએ; તો પણ શુભ કાર્યમાં યથાશક્તિ પ્રયત્ન કરવો એ ન્યાય મુજબ સૂત્રોના વિવેચન-પ્રસંગે તેનું ગાંભીર્ય સમજાવવાનો યથાશક્તિ પ્રયત્ન કરેલો છે; પરંતુ જે વિચારણા કરવાનું તે સ્થળે શક્ય કે સંગત ન હતું, તે વિચારણા આ સ્વતંત્ર નિબંધમાં કરવામાં આવી છે અને તેને સ્વતંત્ર પરિશિષ્ટ તરીકે જોડવામાં આવી છે. આ નિબંધોમાં યૌગિક દૃષ્ટિબિંદુને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે અને તે સકારણ છે. આપણા સમાજના ઘણા મોટા ભાગમાં એવી માન્યતા પ્રચલિત થયેલી છે કે, જૈન ધર્મમાં યોગને ખાસ સ્થાન નથી, તેથી તે પર ખાસ લક્ષ્ય આપવામાં આવતું નથી; પરંતુ તે

માન્યતા વાસ્તવિક નથી, એટલું જ નહિ પણ તે આપણી મોક્ષસાધનાને મંદ પાડવામાં કારણભૂત બનેલી છે; તેથી આવશ્યક ક્રિયા સાથે યોગનો કેવો ઘનિષ્ઠ સંબંધ છે, તે બતાવવાનો અહીં નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે. આશા છે કે, પાઠકો આ દૃષ્ટિબિંદુને લક્ષમાં રાખીને આ પરિશિષ્ટોનું અવલોકન કરશે અને તેમાંથી ક્ષીર-નીરન્યાયે ક્ષીરને ગ્રહણ કરી આત્મ-હિતની સાધના કરશે.

પ્રબોધ-ટીકાના દરેક ભાગમાં ક્રમશઃ બે આવશ્યકના નિબંધો આપવામાં આવ્યા છે.

# પરિશિષ્ટો અંગે કિંચિત વક્તવ્ય

*

શ્રી જિનભદ્રગણિ-ક્ષમાશ્રમણે વિશેષાવશ્યક ભાષ્યનો પ્રારંભ કરતાં જણાવ્યું છે કે चरण-गुण-संगहं सयलं आवस्सयाणुओगं–આવશ્યકનો અનુયોગ (વ્યાખ્યાન) ચરણ–(ચારિત્ર)ના અને ગુણ (મૂલગુણ તથા ઉત્તરગુણ)ના સંપૂર્ણ સંગ્રહરૂપ છે. તાત્પર્ય કે જ્ઞાન, દર્શન અને ચારિત્રને લગતી કોઈ પણ ક્રિયા એવી નથી કે જે આવશ્યકના વિચારક્ષેત્રની બહાર રહેલી હોય.

આવું સકલ-ચરણ-ક્રિયા-કલાપરૂપ આવશ્યક અતિગંભીર અર્થવાળું અને ગહન હોય તે સ્વાભાવિક છે. તેનું પૂરેપૂરું રહસ્ય સમજવા માટે જીવનભરની સાધના જોઈએ; તો પણ શુભ કાર્યમાં યથાશક્તિ પ્રયત્ન કરવો એ ન્યાય મુજબ સૂત્રોના વિવેચન-પ્રસંગે તેનું ગાંભીર્ય સમજાવવાનો યથાશક્તિ પ્રયત્ન કરેલો છે; પરંતુ જે વિચારણા કરવાનું તે સ્થળે શક્ય કે સંગત ન હતું, તે વિચારણા આ સ્વતંત્ર નિબંધમાં કરવામાં આવી છે અને તેને સ્વતંત્ર પરિશિષ્ટ તરીકે જોડવામાં આવી છે. આ નિબંધોમાં યૌગિક દૃષ્ટિબિંદુને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે અને તે સકારણ છે. આપણા સમાજના ઘણા મોટા ભાગમાં એવી માન્યતા પ્રચલિત થયેલી છે કે, જૈન ધર્મમાં યોગને ખાસ સ્થાન નથી, તેથી તે પર ખાસ લક્ષ્ય આપવામાં આવતું નથી; પરંતુ તે

આવશ્યકનો આ સમુદાયાર્થ ટૂંકમાં કહ્યો. હવે તેમાંના એક-એક અધ્યયનનું હું વર્ણન કરીશ. તે આ રીતે—(૧) સામાયિક, (૨) ચઉવીસત્થઓ (ચતુર્વિંશતિ-સ્તવ), (૩) વંદણય (વંદનક), (૪) પડિક્કમણ (પ્રતિક્રમણ), (૫) કાઉસ્સગ્ગ (કાયોત્સર્ગ) અને (૬) પચ્ચક્ખાણ (પ્રત્યાખ્યાન).

आवस्सगस्स णं इमे अत्थाहिगारा भवंति । तं जहा-
सावज्ज जोग-विरई, उक्कित्तण गुणवओ अ पडिवत्ती ।
खलिअस्स निंदणा, वण-तिगिच्छ गुण-धारणा चेव ॥

— અનુયોગદ્વારસૂત્ર, સૂત્ર ૫૮

આવશ્યકના અર્થાધિકારો આ પ્રમાણે હોય છે. જેમ કે સામાયિકનો અર્થાધિકાર સાવદ્ય યોગની વિરતિ છે, ચતુર્વિંશતિ-સ્તવનો અર્થાધિકાર ચોવીશ તીર્થંકરના ગણોનું સદ્ભૂત કીર્તન છે, અથવા સદ્ભૂત ગુણોનું કીર્તન છે. વંદનકનો અર્થાધિકાર ગુણવાન એવા ગુરૂનો વિનય છે, પ્રતિક્રમણનો અર્થાધિકાર સ્ખલિત આત્માની નિંદા છે, કાયોત્સર્ગનો અર્થાધિકાર મહાન્ દોષરૂપ ભાવવ્રણની ચિકિત્સા છે અને પ્રત્યાખ્યાનનો અર્થાધિકાર નાનાવિધ સંયમગુણની ધારણા છે.

ચઉસરણ-પયન્નામાં કહ્યું છે કે :—

चारित्तस्स विसोही, कीरइ सामाइएण किल इहयं ।
सावज्जेअर-जोगाण, वज्जणा-सेवणत्तणओ ॥ २ ॥

અહીં સપાપ પ્રવૃત્તિના ત્યાગથી અને નિષ્પાપ પ્રવૃત્તિના સેવનથી સામાયિક વડે ચારિત્રગુણની ખરેખર વિશુદ્ધિ કરાય છે.

# પરિશિષ્ટ પહેલું

## ષડાવશ્યક

### [ ૭ આવશ્યકો ]

आवस्सयं अवस्स-करणिज्जं धुव-निग्गहो विसोही अ ।
अज्झयण-छक्क-वग्गो, नाओ आराहणा—मग्गो ॥

— અનુયોગદ્વાર સૂત્ર

આવશ્યક, અવશ્ય કરણીય, ધ્રુવ, નિગ્રહ, વિશોધિ, અધ્યયન-ષડ્વર્ગ, ન્યાય, આરાધના અને માર્ગ ( એ પર્યાય શબ્દો છે. )

समणेणं सावएण य, अवस्स-कायव्वं हवइ जम्हा ।
अंतो अहो-निसस्स य, तम्हा आवस्सयं नाम ॥

— અનુયોગદ્વાર સૂત્ર

જે, દિવસ અને રાત્રિના અંતભાગે શ્રમણ અને શ્રાવકવડે અવશ્ય કરવા યોગ્ય છે, તેથી તે આવશ્યક કહેવાય છે.

आवस्सयस्स एसो, पिंडत्थो वण्णिओ समासेणं ।
एत्तो एक्केक्कं पुण, अज्झयणं कित्तइस्सामि ॥

तं जहा-[१] सामाइअं, [२] चउवीसत्थओ, [३] वंदणयं, [४] पडिक्कमणं, [५] काउस्सग्गो, पच्चक्खाणं ।

— અનુયોગદ્વાર સૂત્ર

પ્રતિક્રમણથી શુદ્ધ નહિ થયેલા ચારિત્રના અતિચારોની શુદ્ધિ વ્રણ-ચિકિત્સારૂપ કાયોત્સર્ગ વડે યથાક્રમ થાય છે.

**गुण-धारणरूवेणं, पच्चक्खाणेण तव-इआरस्स ।**
**विरियायारस्स पुणो, सव्वेहि वि कीरए सोही ॥ ७ ॥**

ગુણ-ધારણ રૂપ પ્રત્યાખ્યાન વડે તપના અતિચારોની તેમ જ વીર્યાચારની સર્વ પ્રકારો વડે એટલે સર્વ આવશ્યકોથી શુદ્ધિ કરાય છે.



दंसणायार-विसोही, चउवीसासंत्थएण किच्चइ य ।
अच्चब्भुअ-गुण-कित्तणरूवेण जिणवरिंदाणं ॥ ३ ॥

જિનેશ્વરોનાં અતિ-અદ્ભુત ગુણ-કીર્તનરૂપ ચતુર્વિંશતિસ્તવ વડે દર્શનાચારની વિશુદ્ધિ કરાય છે.

नाणाईआ उ गुणा, तस्संपन्न-पडिवत्ति-करणाओ ।
वंदणएण विहिणा, कीरइ सोही उ तेसिं तु ॥ ४ ॥

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ગુણો છે. તેનાથી સંપન્ન ગુરુનો વિનય કરવાથી વિધિ-પૂર્વક-વંદન વડે તે ગુણોની શુદ્ધિ કરાય છે.

खलिअस्स य तेसिं पुणो, विहिणा जं निंदणाइ पडिक्कमणं ।
तेण पडिक्कमणेणं, तेसिं पि अ कीरए सोही ॥ ५ ॥

વળી (મૂળગુણ અને ઉત્તરગુણોમાં) સ્ખલિત થયેલા આત્માની. તે (સ્ખલનાઓ)ની વિધિ-પૂર્વકની નિંદા, ગર્હા અને આલોચના કરવી, તે પ્રતિક્રમણ કહેવાય છે. તેવા પ્રતિક્રમણ વડે તે (મૂલગુણ અને ઉત્તરગુણો)ની શુદ્ધિ કરાય છે.

चरणाईयाराणं, जहक्कमं वण-तिगिच्छरूवेणं ।
पडिक्कमणासुद्धाण, सोही तह काउसग्गेणं ॥ ६ ॥




परितोमथुरास्तूपद्वारसुशोभनविभूषितपञ्चपरमेष्ठिमहामन्त्रः

જનારાં તમામ સાધનો, ક્રિયાઓ કે અનુષ્ઠાનો એ સામાયિક છે. એની વિચારણા જુદી જુદી અનેક રીતે થઈ શકે છે. શાસ્ત્રકારોએ તેનું સ્વરૂપ ચાર પ્રકારનું બતાવ્યું છે:—(૧) શ્રુત-સામાયિક, (૨) સમ્યક્ત્વ-સામાયિક, (૩) દેશવિરતિ-સામાયિક અને (૪) સર્વવિરતિ-સામાયિક. એટલે શ્રુતજ્ઞાનની શુદ્ધ સાત્ત્વિક ઉપાસના એ સામાયિક છે, તત્ત્વ પરની નિર્મળ શ્રદ્ધા એ પણ સામાયિક છે અને સંયમાસંયમવાળું ચારિત્ર તથા શુદ્ધ સંયમરૂપ ચારિત્ર એ પણ સામાયિક છે.

### (૨) વિશિષ્ટ વ્રત

સામાયિકની યોગ્ય સાધના થઈ શકે તે માટે શ્રાવકધર્મના અધિકારમાં એક વિશિષ્ટ વ્રતની યોજના કરવામાં આવી છે, જેને નવમું વ્રત, પ્રથમ શિક્ષાવ્રત કે સામાયિક વ્રત કહેવામાં આવે છે. આ સામાયિક વ્રત જ સામાન્ય રીતે સામાયિકના નામથી ઓળખાય છે અને તેની જ વિચારણા અહીં પ્રસ્તુત છે.

### (૩) યૌગિક ક્રિયા

આ સામાયિક-વ્રતની ક્રિયા એ કોઈ સામાન્ય સાધના નથી, પરંતુ અતિ ઉચ્ચ કોટિનું આધ્યાત્મિક અનુષ્ઠાન છે અથવા તો શુદ્ધ યૌગિક ક્રિયા છે. બહુશ્રુત વિદ્વાનોએ યોગની વ્યાખ્યા જુદી જુદી રીતે કરેલી છે. યોગબિંદુ, યોગદૃષ્ટિસમુચ્ચય અને યોગ-વિંશિકા જેવા યોગના મનનીય ગ્રંથો રચનાર શ્રી હરિભદ્રસૂરિએ મોક્ષની સાથે જોડનારા સર્વ ધર્મ-વ્યાપારને યોગ તરીકે ઓળખાવેલ છે.

मुक्खेण जोयणाओ, जोगो सव्वो चि धम्म-वावारो ।

( योगविंद १-१

# પરિશિષ્ટ બીજું

## સામાયિકની સાધના

[ પ્રથમ–આવશ્યક ]

### (૧) સામાયિક શું છે?

સામાયિકની સાધના કરનારે સર્વ પ્રથમ સામાયિક શું છે? તે સ્પષ્ટ રીતે સમજી લેવું જોઈએ, તેથી પ્રથમ વિચારણા તેની કરવામાં આવે છે. નિશ્ચયનયની દૃષ્ટિએ આત્મા એ જ સામાયિક છે અને આત્મ-દર્શન એ જ સામાયિકનો અર્થ છે. ભગવતી-સૂત્રના પ્રથમ શતકના નવમા ઉદ્દેશમાં શ્રી પાર્શ્વનાથભગવાનના ચતુર્યામ ધર્મને અનુસરનારા શ્રી કાલાસ્યવેષિ અણગારે શ્રમણ ભગવંત શ્રી મહાવીરના પાંચ મહાવ્રતધારી સ્થવિરોને કેટલાક પ્રશ્નો પૂછયા હતા, તેવી નોંધ ઉપલબ્ધ થાય છે. આ પ્રશ્નો પૈકીનો એક પ્રશ્ન એવો હતો કે–**के भे अज्जो! सामाइए? के भे अज्जो! सामाइयस्स अट्ठे?** હે આર્યભગવંતો! આપનું સામાયિક શું? અને સામાયિકનો અર્થ શો? તે વખતે એ સ્થવિરોએ જણાવ્યું હતું કે—

**आया णे अज्जो! सामाइए, आया णे अज्जो! सामाइयस्स अट्ठे;** હે આર્ય! આત્મા એ અમારું સામાયિક છે અને આત્મા એ જ સામાયિકનો અર્થ છે. તાત્પર્ય કે આત્માની સ્વાભાવિક સ્થિતિને પ્રાપ્ત થવું, તેમાં તલ્લીન થવું એ જ સામાયિક છે. વ્યવહારનયની દૃષ્ટિએ આત્માની સ્વાભાવિક સ્થિતિ પ્રત્યે લઈ

(૪) સામાયિક—કુશલ અનુષ્ઠાનરૂપ છે.

(૫) સામાયિક–ચિત્તની તમામ (ક્લેશોત્પાદક) વૃત્તિઓનો નિરોધ કરવાનું ઉત્તમ સાધન છે; એથી સામાયિક અને યોગ એ વાસ્તવિક રીતે અભિન્ન જ છે.

### (૫) ચાર પ્રકારની યોગ-પ્રણાલિકાઓ

યોગ-પ્રણાલિકાઓ મુખ્યત્વે ચાર પ્રકારની છે: (૧) મંત્રયોગ, (૨) લયયોગ, (૩) રાજયોગ અને (૪) હઠયોગ. તે માટે કહ્યું છે કે :—

योगश्चतुर्विधो मन्त्र–लय–राज–हठाभिधः ।
सिध्यत्यभ्यासयोगेन, सद्गुरोरुपदेशतः ॥

— बुद्धिसागर–पृ. २४

ભાવાર્થ:—યોગ ચાર પ્રકારનો છે—(૧) મંત્ર, (૨) લય, (૩) રાજ અને (૪) હઠ. તે અભ્યાસના યોગથી તથા સદ્ગુરુના ઉપદેશથી સિદ્ધ થાય છે.

### (૬) સામાયિક રાજયોગ છે

આ ચાર વિભાગો પૈકી સામાયિકનો સમાવેશ રાજયોગ-પ્રણાલિકામાં થાય છે, કારણ કે તેનો હેતુ ચિત્તની ક્લેશમય અવસ્થાનો નાશ કરીને પ્રશમરૂપ ભાવ-સમાધિને પ્રાપ્ત કરવાનો છે.

### (૭) રાજયોગનું ક્રિયાત્મક સ્વરૂપ છે

મહર્ષિ પતંજલિએ યોગના ક્રિયાત્મક સ્વરૂપને ત્રણ વિભાગમાં વિભક્ત કરેલું છે–(૧) તપ, (૨) સ્વાધ્યાય અને (૩) ઈશ્વર-પ્રણિધાન. तपः स्वाध्यायेश्वर-प्रणिधानानि क्रियायोगः ॥२–१॥

યોગના પરમ અભ્યાસી કલિકાલ-સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્ર નામના પ્રસિદ્ધ ગ્રંથમાં યોગનો પરિચય આપતાં જણાવ્યું છે કે—

चतुर्वर्गेऽग्रणीर्मोक्षो, योगस्तस्य च कारणम् ।
ज्ञान-श्रद्धान-चारित्ररूपं रत्नत्रयं च सः ॥

( प्र. १, श्लो. १५ )

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થમાં અગ્રણી મોક્ષ છે; તેની પ્રાપ્તિમાં યોગ કારણભૂત છે. તે યોગ સમ્યગ્-જ્ઞાન, સમ્યગ્-દર્શન અને સમ્યક્-ચારિત્રરૂપ રત્નત્રયી-સ્વરૂપ છે. યોગની જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી વિશદ સમાલોચના ઇતર દર્શનકારોએ પણ કરી છે. મહર્ષિ વેદવ્યાસ ભગવદ્ગીતામાં સમત્વને તથા કર્મ-કુશલતાને યોગ તરીકે રજૂ કરે છે. **समत्वं योग उच्यते** (अ० २-४८) **योगः कर्मसु कौशलम्** (अ० २-५०), યોગતત્ત્વનો સમુચિત સંગ્રહ કરનાર ભગવાન્ પતંજલિ યોગ-દર્શનમાં ચિત્તવૃત્તિઓના નિરોધને યોગનું નામ આપે છે. **योग-श्चित्तवृत्तिनिरोधः** ( १-२ )

## (૪) સામાયિક અને યોગની અભિન્નતા

યોગની આ વ્યાખ્યાઓ સામાયિકને બરાબર લાગુ પડે છે. કેમ કે—

(૧) સામાયિક–મોક્ષમાર્ગમાં જોડનારો ધર્મવ્યાપાર છે.

(૨) સામાયિક—સમ્યગ્-જ્ઞાન, સમ્યગ્-દર્શન અને સમ્યક્-ચારિત્રની પ્રાપ્તિ કરાવનાર છે.

(૩) સામાયિક—સમત્વને સાધનાર છે.

## (૧૦) સામાયિકનો અધિકાર

સામાયિકનો અધિકાર સૌ કોઈને છે; લિંગ, વય, વર્ણ, જાતિ કે રાષ્ટ્રની મર્યાદાઓ તેને બાધક નથી. તેમ છતાં તેની વિશિષ્ટ પ્રકારે સાધના કરવા માટે બે અવસ્થાઓ વિશેષ અનુકૂળ મનાયેલી છે. તેમાંની પ્રથમ અવસ્થા તે શ્રમણાવસ્થા, સાધુજીવન કે સર્વવિરતિપણું છે અને બીજી અવસ્થા તે ગૃહસ્થધર્મ, શ્રાવક-વ્રત કે દેશવિરતિપણું છે.

## (૧૧) સાધકની પહેલી યોગ્યતા

સામાયિકના સાધક માટે સર્વાંશે કે અલ્પાંશે પણ વિરતિ આવશ્યક છે. વિરતિ એટલે જ્ઞાન-શ્રદ્ધાપૂર્વકનો ત્યાગ. વધારે સ્પષ્ટ કહીએ તો મોહપાશમાં બંધાયેલા આત્માને પૌદ્ગલિક વસ્તુઓમાં-ધન, ધાન્ય, માલ-મિલકત, પત્ની, પરિવાર, એશ-આરામ અને અધિકારમાં-જે રસ આવે છે, જે રતિ ઊપજે છે, તેનું મન, વચન, કાયાથી નિર્ગમન તે વિરતિ છે. અથવા અનાદિ કાલના અધ્યાસથી દેહ, ઇંદ્રિયો અને મનને 'હું' માનીને પૌદ્ગલિક વિષયોમાં રસ લઈ રહેલા ચૈતન્યદેવ (આત્મા)નું આત્માભિમુખ થવું, આત્મ-સમ્મુખ થવું કે આત્મ-લક્ષી બનવું તે વિરતિ છે. એનું પ્રાકટ્ય પાર્થિવ વસ્તુઓની નિઃસારતા અને આત્મ-સાક્ષાત્કારની અભિરુચિને લીધે જ થાય છે. એટલે જડ અને ચૈતન્યની જુદાઈનું અસ્ખલિત ભાન એ વિરતિનો પાયો છે અને તે જ સાધકને સામાયિકની સાધના કરવા માટેની પ્રથમ પ્રકારની યોગ્યતા અર્પે છે.

## (૧૨) સાધકની બીજી યોગ્યતા

લાંબા કાળ સુધી આંતરો પાડ્યા વિના પ્રેમપૂર્વક સંસ્કાર-સુધારણાનો સતત પુરુષાર્થ અથવા અભ્યાસ એ સાધકની

આ ત્રણ પ્રકારોમાં સામાયિકનું સ્વરૂપ સ્વાધ્યાયની મુખ્યતાવાળું છે, છતાં તેમાં તપ અને ઈશ્વર-પ્રણિધાન એટલે ફલ-સંન્યાસનાં તત્ત્વો પણ યોગ્ય રીતે ગોઠવાયેલાં છે. સામાયિકમાં જે સમય જાય છે, તેમાં શારીરિક અને માનસિક એ બંને પ્રકારનું તપ હોય છે તથા તે સમભાવની સાધના અર્થે થતું હોઈને સર્વ પ્રકારનાં સાંસારિક ફલોની અભિલાષાથી રહિત હોય છે. એટલે સામાયિક એ યોગ છે–રાજયોગ છે–રાજયોગનું ક્રિયાત્મક સ્વરૂપ છે.

### (૮) સાધ્ય, સાધક અને સાધના

કોઈ પણ ક્રિયાની સિદ્ધિનો આધાર સાધ્ય, સાધક અને સાધનાની યોગ્યતા અથવા શુદ્ધિ પર રહેલો છે. જો સાધ્ય યોગ્ય ન હોય તો તે માટે સાધના કરવાની જરૂર રહેતી નથી. જો સાધક યોગ્ય ન હોય તો તે સાધના કરી શકતો નથી અને જો સાધના યોગ્ય ન હોય તો તેથી સિદ્ધિ થતી નથી. એટલે કાર્ય–સિદ્ધિ માટે સાધ્ય, સાધક અને સાધના એ ત્રણેની યોગ્યતા (વિશુદ્ધિ) જરૂરી છે.

### (૯) સામાયિકનું સાધ્ય

સામાયિકનું સાધ્ય સમભાવ છે, જેને સમત્વ, સમતા (વીતરાગતા), ઉદાસીનતા કે મધ્યસ્થતા પણ કહેવામાં આવે છે. આ ભાવને પ્રાપ્ત થનાર ભાવ સમાધિમાં પ્રવેશ કરે છે, અર્થાત્ સ્થિતપ્રજ્ઞ બને છે અને અતિ ઉત્કૃષ્ટ સ્થિતિમાં અક્ષયસુખના નિધિ–સમી મુક્તિનો મહા-અંશ માણી શકે છે. એટલે નિરવધિ સુખ, પરમ આનંદ કે અનુપમ શાંતિ એ સમભાવનું પરિણામ છે અને તેથી સામાયિકની ક્રિયાની સાધ્ય તરીકેની યોગ્યતા સર્વ રીતે સિદ્ધ છે.

## (૧૫) સામાયિકની સાધના

સાધ્યને સિદ્ધ કરવાનો પુરુષાર્થ, પ્રયત્ન કે પ્રયાસ એ સાધના છે. અથવા સાધ્યની સમીપે લઈ જનારી ક્રિયા તે સાધના છે. આવી સાધના હેયના પ્રત્યાખ્યાનથી અને ઉપાદેયની આરાધનાથી સિદ્ધ થાય છે. હેયનું પ્રત્યાખ્યાન એટલે પ્રતિકૂલ અથવા નિષિદ્ધ બાબતોનો ત્યાગ અને ઉપાદેયની આરાધના એટલે સાધ્યને અનુકૂળ અથવા વિધેય બાબતોનું અનુસરણ. સામાયિકની સાધનામાં સાવદ્ય વ્યાપાર હેય છે એટલે તેનું પ્રત્યાખ્યાન કરવાનું છે અને નિરવદ્ય કે શુભ વ્યાપાર ઉપાદેય છે, એટલે તેનું અનુસરણ કરવાનું છે. બીજી રીતે કહીએ તો પાપકારી પ્રવૃત્તિઓને છોડવી અને સમ્યગ્-જ્ઞાન, દર્શન તથા ચારિત્રની આરાધના કરવી એ સામાયિકની સાધના છે.

## (૧૬) સાધના-ક્રમની વિચારણા

પાપકારી પ્રવૃત્તિ મન, વચન અને કાયા એ ત્રણેથી થાય છે, છતાં તેમાં મુખ્યતા મનની છે; એટલે મન જ્યારે ચંચળ મટીને એકાગ્ર બને અને ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયને ઝીલે નહિ, અથવા અન્ય દર્શનકારોના શબ્દોમાં અસ્મિતા (અભિમાન), અવિદ્યા (અજ્ઞાન કે મિથ્યાત્વ), રાગ, દ્વેષ અને અભિનિવેશ (જિજીવિષા) એ પાંચ ક્લેશોથી રહિત થાય, ત્યારે સામાયિકની સાધના સફલ થઈ ગણાય છે, પરંતુ આ સ્થિતિએ સાધક એકદમ પહોંચી શકતો નથી, એટલે તેણે કયા ક્રમે આગળ વધવું તે વિચારણીય બને છે.

## (૧૭) સમાહિત ચિત્તની આવશ્યકતા

પ્રારંભમાં ચિત્ત જ્યારે વિક્ષિપ્ત દશામાંથી પસાર થતું હોય છે, ત્યારે તેનું પરિભ્રમણ જુદા જુદા અનેક વિષયોમાં થાય છે

બીજી યોગ્યતા છે. તે સિવાય વિરતિ કે વૈરાગ્યનો રંગ સ્થિર થઈ શકતો નથી. ગુરુકુલવાસ, સત્સંગ, શ્રવણ, સ્વાધ્યાય અને જપ તપ એ સર્વની યોજના તેના માટે જ થયેલી છે. સામાયિકને સિદ્ધ કરવાની ભાવનાવાળો જે સાધક આ ગુણની પ્રાપ્તિમાં બેદરકાર રહે છે, અથવા તો તે અંગે પ્રમાદનું સેવન કરે છે, તેનું વૈરાગ્ય-બલ જલદી ક્ષીણ થઈ જાય છે અને પુનઃ તે કામ-ભોગની અટપટી ગલીમાં અટવાઈ જાય છે.

## (૧૩) સાધકની ત્રીજી યોગ્યતા

દેવ અને ગુરુ પ્રત્યે અનન્ય શ્રદ્ધા એ સાધકની ત્રીજી યોગ્યતા છે. જેણે એ પ્રકારની યોગ્યતા પ્રાપ્ત કરી નથી તેની સાધના સફલ થઈ શકતી નથી. દેવ એ સામાયિકની સિદ્ધિ કરીને તેનો જગતને વિનિમય કરનાર પરમપુરુષ છે અને ગુરુ એ સામાયિકની અનન્ય ભાવે સાધના કરનાર માર્ગ-દર્શક મહાનુભાવ છે. એ બંને પ્રત્યેની કે બંને પૈકી કોઈ પ્રત્યેની શ્રદ્ધાનો ઇનકાર આખરે તો સામાયિકના ઇનકારમાં જ પરિણમે છે, તેથી સામાયિકની સફલ સાધના માટે તે બંનેનું આલંબન અનિ-વાર્ય છે.

## (૧૪) સાધકની ચોથી યોગ્યતા

પાંચ અણુવ્રતો અને ત્રણ ગુણવ્રતોને ધારણ કરવાં એ સામાયિકના સાધકની ચોથી યોગ્યતા છે. પાંચ અણુવ્રતોમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને મમત્વત્યાગ એ પાંચ યમોની યથાશક્તિ ઉપાસના છે અને ત્રણ ગુણવ્રતોમાં ક્ષેત્રની, ભોગની અને આત્માને અનર્થ દંડનારી પ્રવૃત્તિઓની મર્યાદા છે. આ જાતના યમો કે વ્રતો વિષમભાવનો વિનાશ કરવામાં અત્યંત ઉપયોગી છે, એટલે તેનાથી સામાયિકની સાધના સત્વર થાય છે.

## (૧૫) સામાયિકની સાધના

સાધ્યને સિદ્ધ કરવાનો પુરુષાર્થ, પ્રયત્ન કે પ્રયાસ એ સાધના છે. અથવા સાધ્યની સમીપે લઈ જનારી ક્રિયા તે સાધના છે. આવી સાધના હેયના પ્રત્યાખ્યાનથી અને ઉપાદેયની આરાધનાથી સિદ્ધ થાય છે. હેયનું પ્રત્યાખ્યાન એટલે પ્રતિકૂલ અથવા નિષિદ્ધ બાબતોનો ત્યાગ અને ઉપાદેયની આરાધના એટલે સાધ્યને અનુકૂળ અથવા વિધેય બાબતોનું અનુસરણ. સામાયિકની સાધનામાં સાવદ્ય વ્યાપાર હેય છે એટલે તેનું પ્રત્યાખ્યાન કરવાનું છે અને નિરવદ્ય કે શુભ વ્યાપાર ઉપાદેય છે, એટલે તેનું અનુસરણ કરવાનું છે. બીજી રીતે કહીએ તો પાપકારી પ્રવૃત્તિઓને છોડવી અને સમ્યગ્-જ્ઞાન, દર્શન તથા ચારિત્રની આરાધના કરવી એ સામાયિકની સાધના છે.

## (૧૬) સાધના-ક્રમની વિચારણા

પાપકારી પ્રવૃત્તિ મન, વચન અને કાયા એ ત્રણેથી થાય છે, છતાં તેમાં મુખ્યતા મનની છે; એટલે મન જ્યારે ચંચળ મટીને એકાગ્ર બને અને ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયને ઝીલે નહિ, અથવા અન્ય દર્શનકારોના શબ્દોમાં અસ્મિતા (અભિમાન), અવિદ્યા (અજ્ઞાન કે મિથ્યાત્વ), રાગ, દ્વેષ અને અભિનિવેશ (જિજીવિષા) એ પાંચ ક્લેશોથી રહિત થાય, ત્યારે સામાયિકની સાધના સફલ થઈ ગણાય છે, પરંતુ આ સ્થિતિએ સાધક એકદમ પહોંચી શકતો નથી, એટલે તેણે કયા ક્રમે આગળ વધવું તે વિચારણીય બને છે.

## (૧૭) સમાહિત ચિત્તની આવશ્યકતા

પ્રારંભમાં ચિત્ત જ્યારે વિક્ષિપ્ત દશામાંથી પસાર થતું હોય છે, ત્યારે તેનું પરિભ્રમણ જુદા જુદા અનેક વિષયોમાં થાય છે

અને તે તે વિષયોમાં મનોજ્ઞ (ગમવાપણું) અને અમનોજ્ઞ (નહિ ગમવાપણું) ની કલ્પના વડે તે રાગ તથા દ્વેષના ઘેરા રંગે રંગાય છે, જેના પરિણામે આત્માને કાલ્પનિક સુખ અને દુઃખનાં પ્રબળ સંવેદનો થાય છે. પરંતુ એ જ ચિત્ત જ્યારે સમાહિત (સમાધિ-વાળું) બને છે, ત્યારે પરિસ્થિતિમાં મોટો ફેર પડી જાય છે, કારણ કે એ વખતે તેની પ્રસરણશીલતા અટકી ગયેલી હોવાથી તે વિવિધ વિષયોના સંપર્કમાં આવતું નથી, પછી મનોજ્ઞ અને અમનોજ્ઞની કલ્પના કે તે દ્વારા થતો કાલ્પનિક દુઃખ-સુખનો અનુભવ થાય જ ક્યાંથી? એટલે ચિત્તને સમાહિત કરવા માટે પ્રયાસ કરવો એ સામાયિકની સાધનાનું મુખ્ય કાર્ય છે.

## (૧૮) ચિત્તને સમાહિત કરવાનાં સાધનો

ચિત્તને સમાહિત કરવા માટેઃ—(૧) નિર્મળ વાતાવરણ, (૨) સ્થિર આસન, (૩) અનાનુપૂર્વીની ગણના, (૪) નવકારમંત્રનો જાપ, (૫) સ્વાધ્યાય, (૬) કાયોત્સર્ગ અને (૭) ધ્યાન એ સાધનો ઉપયુક્ત છે.

## (૧૯) નિર્મળ વાતાવરણ

મન જ્યારે પ્રથમની ત્રણ અવસ્થામાં એટલે ક્ષિપ્ત, મૂઢ કે વ્યાક્ષિપ્ત હોય છે, ત્યારે તેના પર વાતાવરણની અસર જલદી થાય છે અને ઊંડી થાય છે, તેથી સાધકે સાધનાનું સ્થાન એવું પસંદ કરવું જોઇએ કે જ્યાંનું વાતાવરણ નિર્મળ હોય, યોગ-સાધનાને વિશેષ અનુકૂળ હોય.

ઉપાશ્રયો અને પૌષધશાળાઓની યોજના સામાયિકની સાધના જન-સમૂહ સારી રીતે કરી શકે તે માટે થયેલી છે, એટલે

તેનું વાતાવરણ બને તેટલું શાંત અને સાત્ત્વિક હોવું જોઇએ. જે ગૃહસ્થ-સાધકો સામાયિકની સાધના સદ્ગુરુના યોગના અભાવે ઘરમાં રહીને કરે છે, તેઓ તેનો કોઈ એકાંત ભાગ પસંદ કરી શકે છે, અથવા તો તે માટે જ ખાસ ઓરડો અલગ રાખેલો હોય તો તેનો ઉપયોગ પણ કરી શકે છે. આવો ઓરડો, જેને સામાયિક–ભવન કહી શકાય તેની સજાવટ તેને અનુરૂપ હોવી જોઇએ, એટલે કે સાદું છતાં સુઘડ અને પ્રશસ્ત વાતાવરણવાળું હોવું જોઇએ. આવા ભવનમાં સામાયિકની સાધના કરી ગયેલા મહાનુભાવો કે મહર્ષિઓનાં ભાવવાહી ચિત્રો મૂકી શકાય કે જેને જોતાં જ સામાયિકની સાચી સાધના કેવી હોય તેનો ખ્યાલ આવી શકે. તે માટે નીચેના કેટલાક પ્રસંગો પસંદ કરવા જેવા છેઃ—

(૧) પ્રભુ મહાવીરને ક્રોધથી ધમધમી રહેલા ચંડકૌશિક સર્પનો દંશ થવા છતાં તેમની અડગ શાંતિ અને ધર્મોપદેશ.

(૨) પ્રભુ મહાવીરના કાનમાં ગોવાળો દ્વારા શલાકા નખાય છે, છતાં તેઓ ધ્યાનમાં અડગ રહે છે.

(૩) ગજસુકુમાલના મસ્તક પર ખેરના અંગારા, શ્વશુરનો ક્રોધ અને તેમની અજબ સહનશીલતા.

(૪) મેતાર્યમુનિને માથે લીલી વાધરી બાંધીને તડકે બેસાડ્યા છે, સોની ધમકી આપે છે, પરંતુ તેમના મુખ પર વિષાદની કોઈ રેખા ફરકતી નથી. સમતા અને શાંતિના વાતાવરણથી તેઓ વાતાવરણને પવિત્ર બનાવી રહ્યા છે.

(૫) પ્રભુ શ્રી પાર્શ્વનાથને મેઘમાળીનો ઉપસર્ગ.

(૬) સુકોશલમુનિ જંગલમાં ધ્યાન ધરીને ઊભા છે. વિકરાળ વાઘણ તેમના પર હુમલો કરે છે, છતાં અભયનું અનુસરણ કરીને

અને તે તે વિષયોમાં મનોજ્ઞ (ગમવાપણું) અને અમનોજ્ઞ (નહિ ગમવાપણું) ની કલ્પના વડે તે રાગ તથા દ્વેષના ઘેરા રંગે રંગાય છે, જેના પરિણામે આત્માને કાલ્પનિક સુખ અને દુઃખનાં પ્રબળ સંવેદનો થાય છે. પરંતુ એ જ ચિત્ત જ્યારે સમાહિત (સમાધિવાળું) બને છે, ત્યારે પરિસ્થિતિમાં મોટો ફેર પડી જાય છે, કારણ કે એ વખતે તેની પ્રસરણશીલતા અટકી ગયેલી હોવાથી તે વિવિધ વિષયોના સંપર્કમાં આવતું નથી, પછી મનોજ્ઞ અને અમનોજ્ઞની કલ્પના કે તે દ્વારા થતો કાલ્પનિક દુઃખ-સુખનો અનુભવ થાય જ ક્યાંથી? એટલે ચિત્તને સમાહિત કરવા માટે પ્રયાસ કરવો એ સામાયિકની સાધનાનું મુખ્ય કાર્ય છે.

## (૧૮) ચિત્તને સમાહિત કરવાનાં સાધનો

ચિત્તને સમાહિત કરવા માટેઃ—(૧) નિર્મળ વાતાવરણ, (૨) સ્થિર આસન, (૩) અનાનુપૂર્વીની ગણના, (૪) નવકારમંત્રનો જાપ, (૫) સ્વાધ્યાય, (૬) કાયોત્સર્ગ અને (૭) ધ્યાન એ સાધનો ઉપયુક્ત છે.

## (૧૯) નિર્મળ વાતાવરણ

મન જ્યારે પ્રથમની ત્રણ અવસ્થામાં એટલે ક્ષિપ્ત, મૂઢ કે વ્યાક્ષિપ્ત હોય છે, ત્યારે તેના પર વાતાવરણની અસર જલદી થાય છે અને ઊંડી થાય છે, તેથી સાધકે સાધનાનું સ્થાન એવું પસંદ કરવું જોઈએ કે જ્યાંનું વાતાવરણ નિર્મળ હોય, યોગ-સાધનાને વિશેષ અનુકૂળ હોય.

ઉપાશ્રયો અને પૌષધશાળાઓની યોજના સામાયિકની સાધના જનસમૂહ સારી રીતે કરી શકે તે માટે થયેલી છે, એટલે

યોગ-નિષ્ણાતો કહે છે કે—**स्थिरसुखमासनम्** એટલે લાંબા વખત સુધી સુખ-પૂર્વક બેસી શકાય એનું નામ આસન. યોગ-સાધકે એવું સાધન પસંદ કરવું જોઇએ કે જેનાથી તે લાંબા વખત સુધી સુખ-પૂર્વક એક સ્થાને બેસી શકે. કહ્યું છે કે—

**जायते येन येनेह, विहितेन स्थिरं मनः ।**
**तत् तदेव विधातव्यमासनं ध्यान-साधनम् ॥**

ધ્યાનનાં સાધન તરીકે તે તે આસન જોઇએ કે જે જે કરવાથી મન સ્થિર થાય.

ચિત્તની એકાગ્રતા સાધવામાં ઉપયોગી થાય તેવાં આસનો પર્યંકાસન, વીરાસન, વજ્રાસન, ભદ્રાસન, દંડાસન, ઉત્કટિકાસન, ગોદોહિકાસન, કાયોત્સર્ગ વગેરે છે. સામાયિકના સાધકે સાધના દરમિયાન આમાંનાં કોઈ પણ આસનનો ઉપયોગ કરવો ઘટે છે.

## (૨૧) અનાનુપૂર્વી

નવરો બેઠો નખ્ખોદ વાળે એ કહેવત મનના વિલક્ષણ સ્વભાવને લીધે જ પ્રચલિત થયેલી છે. તાત્પર્ય કે વશ નહિ થયેલું મન ઘડી પણ નવરું બેસતું નથી. તેને જો સારા વિચારો ન મળે તો તે ખરાબ વિચારો કરવા લાગે છે ને એથી સ્વ તથા પરનું નુકસાન થાય છે. મનની આ સ્થિતિ રોકવા માટે અનાનુ-પૂર્વીની યોજના કરવામાં આવી છે. એમાં એકથી પાંચ સુધીની સંખ્યાને જેટલી જુદી જુદી રીતે ગોઠવી શકાય તેટલી રીતે ગોઠવેલી છે. આ સંખ્યાંમાં જ્યાં : (૧) હોય ત્યાં **नमो अरि-हंताणं**, (૨) હોય ત્યાં **नमो सिद्धाणं**, (૩) હોય ત્યાં **नमो आय-रियाणं**, (૪) હોય ત્યાં **नमो उवज्झायाणं** અને (૫) હોય ત્યાં

તેઓ સ્થિર ઊભા રહે છે. તેમ કરતાં પ્રાણની આહુતિ આપે છે, પણ પ્રતિજ્ઞાને છોડતા નથી.

(૭) અવંતિસુકુમાલ કંટકમય વૃક્ષોની વચ્ચે આત્મધ્યાનમાં નિમગ્ન છે. હુડકાયેલી શિયાળણી આવીને શરીરને કરડી ખાય છે, પરંતુ દેહ અને આત્માની જુદાઈ જાણી ચૂકેલા એ મુનિવર જરા પણ કંપતા નથી. તેમ કરતાં પ્રાણ–પંખેરું ઊડી જાય છે, પણ તે સ્થિતિમાં ય તેમને જરા પણ દુઃખ નથી. તેઓ છેવટ સુધી સંપૂર્ણ શાંતિ જાળવી રાખે છે.

(૮) સમભાવમાં સ્થિર થયેલા પ્રશમરસ–નિમગ્ન શ્રી જિનેશ્વર દેવની છબી.

સામાયિક–ભવનમાં જ્ઞાન, દર્શન અને ચારિત્રને લગતાં ઉપકરણો પણ યોગ્ય સ્થાને કલામય રીતે ગોઠવી શકાય. આ ભવનનો ઉપયોગ બીજી કોઈ પણ પ્રવૃત્તિ માટે કરવો ન જોઇએ, જેથી તેનું વાતાવરણ સદા પવિત્ર રહે.

## (૨૦) સ્થિર આસન

મનને એકાગ્ર કરવા માટે અન્ય સઘળી ક્રિયાઓ છોડીને એક સ્થાને બેસવું જરૂરી છે. એટલા માટે સામાયિકમાં કટાસન જે મોટા ભાગે ઊનનું હોય છે, તે બિછાવવામાં આવે છે ને તેના પર જ બેસવામાં આવે છે. સાધકે એના પર કઈ ઢબે બેસવું, એટલે કયા આસને બેસવું એ પણ સમજવા જેવું છે. જો આસન અક્કડ કે અટપટું હોય તો સંભવ છે કે જીવ–વિરાધના થાય. જો એ આસન એકદમ સુંવાળું હોય તો સંભવ છે કે પ્રમાદ થાય અથવા નિદ્રા આવે. વળી ભીંતને અઢેલીને કે સ્તંભનો ટેકો લઇને બેસવામાં પણ એ જ ભીતિ રહેલી છે.

તેનો અર્થ અભિપ્રેત છે. તે સમજવા માટે નય, નિક્ષેપ અને સ્યાદ્વાદનું જ્ઞાન જરૂરી છે. જેઓને સ્યાદ્વાદ-શૈલીનો અભ્યાસ નથી, તેઓ નિર્ગ્રંથ-પ્રવચનને યથાર્થ રીતે સમજી શકતા નથી. સ્વાધ્યાયની રીત એવી છે કે પ્રથમ વાચના, પછી પ્રચ્છના, પછી પરાવર્તના, પછી અનુપ્રેક્ષા અને છેવટે ધર્મ-કથા.. તેથી પ્રથમ સૂત્ર-પાઠને તથા અર્થને ગ્રહણ કરવો. પછી તેના પર વિશેષ તર્ક કરીને જ્ઞાન મેળવવું અને એ રીતે મેળવેલા જ્ઞાનનું પુનઃ પુનઃ રટણ કરીને તેને જાળવી રાખવું વળી એ રીતે સ્થિર થયેલા જ્ઞાન પર ગહન ચિંતન કરવું અને તેનાં રહસ્યો સમજાય ત્યારે બીજાને તેનું યોગ્ય રીતે દાન કરવું. યુક્તિ, અનુભવ તેમ જ સિદ્ધાંત-વિનાનું સાહિત્ય વાંચવાથી લાભ થવાનો સંભવ નથી, બલકે નુકસાન થવાની જ સંભાવના છે; તેથી તેવા સાહિત્યનો સમાવેશ સ્વાધ્યાયમાં થતો નથી. આત્મ-વિકાસ તરફ દોરી જતું શિષ્ટ સાહિત્ય એ જ સ્વાધ્યાયનો વિષય હોઈ શકે. સ્વાધ્યાય દ્વારા સાધકે વિશ્વ-વ્યવસ્થા, ષડ્દ્રવ્યો અને તેના ગુણ પર્યાય, આત્માનું સ્વરૂપ, શરીર, ઇંદ્રિય અને મનની આત્માથી ભિન્નતા તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપનું યથાર્થ સ્વરૂપ સમજી લેવાનું છે. સ્વાધ્યાય દ્વારા થયેલું મનનું સમાધાન કષાય કલેશને શાંત કરવામાં ઘણું ઉપયોગી નીવડે છે.

## (૨૪) કાયોત્સર્ગ

નિર્મળ વાતાવરણમાં સ્થિર આસને બેસીને અનાનુપૂર્વી ગણવાથી, નવકારમંત્રના જપથી તથા આપ્ત-વચનના સ્વાધ્યાયથી, કાયા, વાણી અને મનને સ્થિર કરવાની યોગ્યતા કેટલાક અંશે સાધકમાં જરૂર આવી જાય છે. એટલી તૈયારીવાળો સાધક એ સ્થિતિમાંથી આગળ વધવાને કાયોત્સર્ગ કરે. કાયોત્સર્ગની

**નમો લોए સવ્વસાહૂણં** એ નમસ્કારનાં પાંચ પદો ગણવામાં આવે છે. આ રીતે પદોની આગળ-પાછળની અટપટી ગણનામાં રોકાયેલું મન અન્ય વિચારો કરી શકતું નથી, એટલે ધીમે ધીમે તેને એકાગ્ર થવાની તાલીમ મળે છે. આગળ વધતાં આ જ રીતે નવપદની અનાનુપૂર્વી ગણવામાં આવે છે, જે વધારે અટપટી હોવાથી મનને વિશેષ એકાગ્ર કરવું પડે છે. એનાં વધારાનાં ચાર પદોમાં, (૬) હોય ત્યાં **નમો દંસણસ્સ,** (૭) હોય ત્યાં **નમો નાણસ્સ,** (૮) હોય ત્યાં **નમો चारित्तस्स** અને (૯) હોય ત્યાં **નમો તવસ્સ** ગણવામાં આવે છે. એકંદર આ યંત્રોની રચના માનસશાસ્ત્રના સિદ્ધાંતે થયેલી છે અને તેથી એકાગ્રતા સાધવાનું સુંદર સાધન છે.

## (૨૨) નમસ્કારમંત્રનો જપ

અનાનુપૂર્વીની તાલીમ લીધા પછી કાંઈક અંશે એકાગ્ર થવાને ટેવાયેલું મન જપમાં જોડાય તો વધારે એકાગ્રતા સાધી શકે છે, એટલે નમસ્કારમંત્રનો જપ કરવો ઇષ્ટ છે. આ જપ પ્રથમ જપમાલા-નોકારવાળી દ્વારા કરવો ઘટે છે, પછી બંને હાથની આંગળીઓના વેઢાથી કરવો ઘટે છે અને ત્યાર પછી માત્ર મૌખિક અને છેવટે મનથી કરવો ઘટે છે. આમ ઉત્તરોત્તર આગળ વધતાં મનનો વિક્ષેપ ઘણા અંશે દૂર થાય છે.

## (૨૩) સ્વાધ્યાય

આટલી સાધના પછી જે સાધક સ્વાધ્યાયમાં જોડાય છે, તે સૂત્રાર્થ ઉભયને બરાબર ગ્રહણ કરી શકવા જેટલું તનુ-માનસ પ્રાપ્ત કરે છે, તેથી સૂત્રાર્થનાં ઘણાં ગંભીર રહસ્યો સમજી શકે છે. સૂત્રાર્થ શબ્દથી અહીં નિર્ગ્રંથ-પ્રવચન કે આપ્ત-વચન અને

તેનો અર્થ અભિપ્રેત છે. તે સમજવા માટે નય, નિક્ષેપ અને સ્યાદ્વાદનું જ્ઞાન જરૂરી છે. જેઓને સ્યાદ્વાદ-શૈલીનો અભ્યાસ નથી, તેઓ નિર્ગ્રંથ-પ્રવચનને યથાર્થ રીતે સમજી શકતા નથી. સ્વાધ્યાયની રીત એવી છે કે પ્રથમ વાચના, પછી પ્રચ્છના, પછી પરાવર્તના, પછી અનુપ્રેક્ષા અને છેવટે ધર્મ-કથા. તેથી પ્રથમ સૂત્ર-પાઠને તથા અર્થને ગ્રહણ કરવો. પછી તેના પર વિશેષ તર્ક કરીને જ્ઞાન મેળવવું અને એ રીતે મેળવેલા જ્ઞાનનું પુનઃ પુનઃ રટણ કરીને તેને જાળવી રાખવું વળી એ રીતે સ્થિર થયેલા જ્ઞાન પર ગહન ચિંતન કરવું અને તેનાં રહસ્યો સમજાય ત્યારે બીજાને તેનું યોગ્ય રીતે દાન કરવું. યુક્તિ, અનુભવ તેમ જ સિદ્ધાંત-વિનાનું સાહિત્ય વાંચવાથી લાભ થવાનો સંભવ નથી, બલકે નુકસાન થવાની જ સંભાવના છે; તેથી તેવા સાહિત્યનો સમાવેશ સ્વાધ્યાયમાં થતો નથી. આત્મ-વિકાસ તરફ દોરી જતું શિષ્ટ સાહિત્ય એ જ સ્વાધ્યાયનો વિષય હોઈ શકે. સ્વાધ્યાય દ્વારા સાધકે વિશ્વ-વ્યવસ્થા, ષડ્દ્રવ્યો અને તેના ગુણ પર્યાય, આત્માનું સ્વરૂપ, શરીર, ઇંદ્રિય અને મનની આત્માથી ભિન્નતા તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપનું યથાર્થ સ્વરૂપ સમજી લેવાનું છે. સ્વાધ્યાય દ્વારા થયેલું મનનું સમાધાન કષાય કલેશને શાંત કરવામાં ઘણું ઉપયોગી નીવડે છે.

## (૨૪) કાયોત્સર્ગ

નિર્મળ વાતાવરણમાં સ્થિર આસને બેસીને અનાનુપૂર્વી ગણવાથી, નવકારમંત્રના જપથી તથા આપ્ત-વચનના સ્વાધ્યાયથી, કાયા, વાણી અને મનને સ્થિર કરવાની યોગ્યતા કેટલાક અંશે સાધકમાં જરૂર આવી જાય છે. એટલી તૈયારીવાળો સાધક એ સ્થિતિમાંથી આગળ વધવાને કાયોત્સર્ગ કરે. કાયોત્સર્ગની

મુખ્ય શરત શરીરને સ્થાનવડે, વાણીને મૌનવડે અને મનને ધ્યાનવડે સ્થિર કરવાની હોય છે. દેહ અને આત્માની ભિન્નતા સમજી ચૂકેલો સાધક અહીં દેહાધ્યાસનો (દેહના મમત્વનો) સંપૂર્ણ ત્યાગ કરીને આત્મ-સ્વરૂપમાં તલ્લીન થવાનો પ્રયાસ કરે છે. આ પ્રયાસથી તેની શ્રદ્ધા નિર્મળ બને છે, મેધા (હેય અને ઉપાદેયને સમજવાની બુદ્ધિ) તેજસ્વી થાય છે, ધૃતિ (મનઃ-પ્રણિધાન) વધે છે, ધારણા (સ્મરણ-શકિત) તીવ્ર થાય છે અને અનુપ્રેક્ષા એટલે તત્ત્વ ચિંતનની શકિત ઘણી જ પ્રબલ બની જાય છે. આ વિકાસના પરિણામે તે ધ્યાન કરી શકવાની યોગ્યતાવાળો થાય છે.

### (૨૫) ધ્યાન

ધ્યાન બે પ્રકારનાં છેઃ-અશુભ અને શુભ. તેમાં અશુભ ધ્યાનમાંથી નિવૃત્ત થવાનું છે અને શુભ ધ્યાનમાં પ્રવેશ કરવાનો છે. અશુભ ધ્યાન બે પ્રકારનું હોય છે:-(૧) આર્ત્તધ્યાન અને (૨) રૌદ્રધ્યાન. તેમાં દુઃખ, નિરાશા, નાસીપાસી કે નિર્માલ્યતાના વિચારો જેમાં પ્રધાન હોય તે આર્ત્તધ્યાન કહેવાય છે અને ક્રોધ, દ્વેષ, ધિક્કાર, તિરસ્કાર, હિંસા આદિના વિચારો જેમાં મુખ્ય હોય, તે રૌદ્રધ્યાન કહેવાય છે. આ પ્રકારના વિચારો કે ભાવો સામાયિકની સાધનામાં તથા મનની એકાગ્રતામાં પ્રતિકૂલ છે, તે દેખીતું છે. તેથી વિરુદ્ધ જે ભાવમાં આત્મ-વિકાસના વિચારો પ્રધાનપદે હોય તે ધર્મધ્યાન છે અને સકલ વિકલ્પથી રહિત આત્મ-સ્વરૂપની જ તલ્લીનતા જેમાં હોય તે શુક્લધ્યાન છે. એટલે તેવું ધ્યાન પ્રશસ્ત છે, કરવા યોગ્ય છે.

### (૨૬) ચાર ભાવનાઓ

ધર્મધ્યાનની સિદ્ધિ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓ વડે થાય છે. મૈત્રી એટલે સકલ જીવોને મિત્ર

માનવાની વૃત્તિ; પ્રમોદ એટલે અન્યની ઉન્નતિ જોઇને આનંદ પામવાની વૃત્તિ; કારૂણ્ય એટલે દીન-દુઃખીને જોઇને અનુકંપાની વૃત્તિ તથા માધ્યસ્થ્ય એટલે વિપરીત માનસ ધરાવનારાઓ તથા નિઃશંકપણે ક્રૂર કર્મ કરનારાઓ પ્રત્યે ઉદાસીનતા. (મતલબ કે તેમનું અનુમોદન પણ નહિ કે તેમના પ્રત્યે તિરસ્કાર પણ નહિ.)

## (૨૭) મૈત્રી ભાવના

આ ચાર ભાવનાઓનો સંક્ષેપ કરવો હોય તો એક મૈત્રી-ભાવનામાં થઈ શકે છે, કારણ કે જ્યાં ઊંડે ઊંડે મિત્રતાની ભાવના નથી, ત્યાં પ્રમોદ ઊપજી શકતો નથી; કરુણા સ્ફુરતી નથી કે માધ્યસ્થ્યભાવ અનુભવી શકાતો નથી.

મૈત્રીભાવનું મૂળ નીચેની વિચારણામાં રહેલું છે:—

જેવો હું તેવા બીજા. જેમ મને સુખ ગમે છે, તેમ બીજાને પણ સુખ ગમે છે. જેમ મને જીવવું પ્રિય છે, તેમ બીજાને પણ જીવવું પ્રિય છે; તો મારાથી કોઇને પણ ધિક્કારી કેમ શકાય? તિરસ્કારી કેમ શકાય? કે તેના વ્યાજબી હક્કો પર તરાપ કેમ મારી શકાય? કોઇની હિંસા કરીને, કોઇને દુઃખી કરીને, કોઈના ભોગે સુખી થવાની મનોવૃત્તિ એ હરગિજ મિત્રતાનું ચિહ્ન નથી, માટે ચૌદ રાજલોકના સકલ જીવો પ્રત્યે મારી મિત્રતા છે. હું કોઇનો ય વેરી નથી, કોઇનો ય દુશ્મન નથી. કોઈ પણ મારો વેરી નથી, કોઈ પણ મારો દુશ્મન નથી. મારા સુખ-દુઃખ એ મારાં પોતાનાં જ કર્મોનું ફલ છે. સહુ સુખી થાવ, સહુ ન્યાયી થાવ, સહુ કલ્યાણના માર્ગને અનુસરો.

મુખ્ય શરત શરીરને સ્થાનવડે, વાણીને મૌનવડે અને મનને ધ્યાનવડે સ્થિર કરવાની હોય છે. દેહ અને આત્માની ભિન્નતા સમજી ચૂકેલો સાધક અહીં દેહાધ્યાસનો (દેહના મમત્વનો) સંપૂર્ણ ત્યાગ કરીને આત્મ-સ્વરૂપમાં તલ્લીન થવાનો પ્રયાસ કરે છે. આ પ્રયાસથી તેની શ્રદ્ધા નિર્મળ બને છે, મેધા (હેય અને ઉપાદેયને સમજવાની બુદ્ધિ) તેજસ્વી થાય છે, ધૃતિ (મનઃ-પ્રણિધાન) વધે છે, ધારણા (સ્મરણ-શક્તિ) તીવ્ર થાય છે અને અનુપ્રેક્ષા એટલે તત્ત્વ ચિંતનની શક્તિ ઘણી જ પ્રબલ બની જાય છે. આ વિકાસના પરિણામે તે ધ્યાન કરી શકવાની યોગ્યતાવાળો થાય છે.

## (૨૫) ધ્યાન

ધ્યાન બે પ્રકારનાં છેઃ-અશુભ અને શુભ. તેમાં અશુભ ધ્યાનમાંથી નિવૃત્ત થવાનું છે અને શુભ ધ્યાનમાં પ્રવેશ કરવાનો છે. અશુભ ધ્યાન બે પ્રકારનું હોય છે:-(૧) આર્ત્તધ્યાન અને (૨) રૌદ્રધ્યાન. તેમાં દુઃખ, નિરાશા, નાસીપાસી કે નિર્માલ્યતાના વિચારો જેમાં પ્રધાન હોય તે આર્ત્તધ્યાન કહેવાય છે અને ક્રોધ, દ્વેષ, ધિક્કાર, તિરસ્કાર, હિંસા આદિના વિચારો જેમાં મુખ્ય હોય, તે રૌદ્રધ્યાન કહેવાય છે. આ પ્રકારના વિચારો કે ભાવો સામાયિકની સાધનામાં તથા મનની એકાગ્રતામાં પ્રતિકૂલ છે, તે દેખીતું છે. તેથી વિરુદ્ધ જે ભાવમાં આત્મ-વિકાસના વિચારો પ્રધાનપદે હોય તે ધર્મધ્યાન છે અને સકલ વિકલ્પથી રહિત આત્મ-સ્વરૂપની જ તલ્લીનતા જેમાં હોય તે શુક્લધ્યાન છે. એટલે તેવું ધ્યાન પ્રશસ્ત છે, કરવા યોગ્ય છે.

## (૨૬) ચાર ભાવનાઓ

ધર્મધ્યાનની સિદ્ધિ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓ વડે થાય છે. મૈત્રી એટલે સકલ જીવોને મિત્ર